# રાણકદેવીને

ભિડાઈને લાખ ભુજાની વચ્ચે
શોણિતમાં સ્નાન કર્યું હશે તે
બે પુત્ર ને મૃત્યુંજયી પતિ શા
સ્વામીની છેલ્લી કરુણા–વિલોકણા

ચોંટી અહીં પથ્થરની રજેરજે.
દીઠેલ છેલ્લી ઝરુખાની જાળીઓ
ને ટેકરીઓ રમ્ય ગિરિપ્રદેશની;
શિ લા ખ સે ડી—ર ડી મ ંદિરોએ

ક્યાં હશે સાદ તને જનેતા !
ભાઈ પળો, જ્યોતિમયી હીંચોટા
ખેંચાઈને આજ રચી રહી હજી
સે તુ તૂ ટી સાંકળને સમાસ્તો
એ ઊર્ધ્વ સૌન્દર્યથી[1] વર્ધમાને[2]
તને અમે પથ્થરની પટોશમા
પડી—રડી અ મ તિ જી ત વા હું.

---

૧ જૂનાગઢ—૨. વઢવાણ

ઇન્દુલાલ ગાંધી

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો

(૮)

રમણલાલ વસંતલાલ દેસાઈ

નર્મદા સરખો જ બીજો પટ મારા સ્મરણમાં ઊભો થાય છે એ વિંધ્યમાળાનો– હારે હારે પથરાયલો આખા પૂર્વ ક્ષિતિજને ભરી દેતો—ઘણું ઊંચો નહીં, પરંતુ નિયમિત ઊંચાઈ સપાટીએ ચાલ્યો જતો–રેલાયે જતો ભૂરાશભર્યો ક્રમનો એ સમુદ્ર–ઊગતા સૂર્યને જાણે સંતાકૂકડી રમવા માટે નર્મદાએ ભેટ ન આપ્યો હોય!

ભરૂચથી મધ્યહિંદ સુધી લંબાયલા વિંધ્યાએ અનેક ઐતિહાસિક અને ઇતિહાસ પૂર્વ યુગ નીહાળ્યા છે. આર્યાવર્તની એ કટીમેખલા. આર્યાવર્તનો દક્ષિણપથ વિંધ્યાચળથી શરૂ થાય. પંચગૌડ અને પંચદ્રવિડમાં આર્યાવર્તને વહેંચી નાખતો એ પહાડ હિંદના આદિવાસીઓનું જાણીતું સ્થાન છે. રૂષિ મુનિ તો તેની સાથે સંકળાયલા છે. આજ રૂષિ મુનિ જન્મતા નથી એટલે તે દેખાતા પણ નથી. પરંતુ રહ્યા સહ્યા રૂષિ મુનિના એકાંતનો આશ્રમો મટાડવા આદિવાસીઓ વિંધ્યાચળમાં હજી પણ ઉભરાય છે. એ આદિવાસી ભીલ, વસાવા, નાયકા આપણને આર્ય પૂર્વ ઇતિહાસ તરફ લઇ જાય જાય છે. સૂર્યને ઢાંકી દેવા ઊંચે અને ઊંચે વધતા વિંધ્ય પર્વતને સુવાડી 'અગસ્ત્યના વાયદા'ની કહેવત આપનાર મહર્ષિ અગસ્ત્ય આર્ય સંસ્કૃતિના એક અગ્ર જ્યોતિર્ધર હતા અને માત્ર દક્ષિણ પ્રાન્ત નહીં પરંતુ જાવા સુમાત્રા અને બાલી સુધી એ મહર્ષિની સંસ્કાર યાત્રા લંબાઇ હતી એ જાણવું જરૂરી છે. શિવ અગસ્ત્યની મૂર્તિઓ જાવામાંથી મળી આવી છે. માનવીને ઘણીવાર કુદરત પોતાની ભાષામાં બોલતી લાગે છે. ન્હાનપણમાં હું સાંભળતો કે વર્ષો-વર્ષ વિંધ્યાચળ હજી એક રાગ પુકારી રહ્યો છે

ગુરૂ અગસ્ત્ય આવ્યા?

જવાબમાં પ્રશ્નનો ઉચ્ચાર પ્રશ્ન જ પૂછે છે' અગસ્ત્યનો વાયદો પાળવા માટે હતો નહીં. મહર્ષિઓ પણ જરૂર પડ્યે જૂઠું બોલતા ખરા! અગસ્ત્ય બ્રાહ્મણ ખરા, પરંતુ આજના બ્રાહ્મણત્વને શરમાવે એવી એમની ઉત્પત્તિ કથા! એ અપ્સરા–મણિકાપુત્ર હતા.

વિંધ્યાચળ સાથે દંતકથાએ જોડેલો બીજો બ્રાહ્મણ તે અશ્વત્થામા! પાંડવ પુત્રોને ઊંઘતા કાપી નાખનાર મહાવીર! સજામાં કૃષ્ણે એના માથાનો મણિ કાઢી લીધો! ત્યારથી એ રખડતો વિંધ્યાચળમાં ફર્યા કરે છે. અશ્વત્થામા ચિરંજીવી છે. મણિ વગરનો બ્રાહ્મણ પર્વતોમાં જ વસે! ભીલ કોળી સિવાય તેને કોણ સંઘરે! બ્રાહ્મણો આદિવાસીઓ સાથે આમ ભળતા એવો ધ્વનિ અશ્વત્થામાની દંતકથામાં સમાયલો લાગે છે! વડીલો વાતો કરતા કે હજી પણ અશ્વત્થામા ફરતા ફરતા કોઇ કોઇવાર દેખાઇ જાય છે! ચિરંજીવીપણું એ મ્હોટે ભાગે પ્રાયશ્ચિત્તની યાતના બની રહે છે! બર્નાર્ડ શૉનું Back to Mathuselah દીર્ઘ જીવન વાંચનારે જોઇ જવા સરખું છે. પતિત બ્રાહ્મણત્વ અશ્વત્થામાને મહાભારતથી માંડી આજ પાકિસ્તાનની સ્થાપના સુધીની દૃશ્યમાળા શું શું કહેતી નહીં હોય? યવન, તુરુષ્ક, શક, આરબ, ઇરાની, બલુચી અને મોગલ તથા ફીરંગી પ્રજાઓના ધર્ષણ આર્યત્વે અનુભવ્યાં. બૌદ્ધ જૈનનાં બંડ પણ આર્યત્વે જોયાં, અને યહુદી-જરથોસ્તી, ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મના સંપર્ક અને આક્રમણ પણ આર્યત્વે અનુભવ્યાં. માથાના મણિ વગરનું આર્યત્વ આજ સપ્તસિંધુનો વેદપ્રદેશ પણ ગુમાવી બેઠું છે! મસ્તકમાંથી મણિ જાય એટલે બુદ્ધિહીન, જડ, સમજની શૂન્યતા અનુભવતા માનવીને અશ્વત્થામાની ઉપમા

અપાય છે! મહાભારત પછીનું આપણું આર્યત્વ ગતિહીન બન્યું છે, નહીં?

છતાં અર્વાચીનના ઉદ્ધારક શંકરાચાર્યે વિદ્યાચળમાંથી ગુરુ મેળવ્યા.

વિશ્વામિત્રની માતાનું શક્તિપીઠ વિદ્યા-ચળને શોભાવે પણ સાંકળે છે ઠગ બિરાદરીની ઇષ્ટદેવી પણ વિંધ્યવાસિની! આવો ઐતિહાસિક વિદ્યાચળ નર્મદા સહ મ્હારી દૃષ્ટિનો નિત્ય વિષય! અગસ્ત્ય અને અશ્વત્થા માની દંતકથાઓ ટીંગાવવાના સાધન કરતાં એનું મહત્ત્વ ત્યારે વધારે નહીં જ.

છતાં એનું એક અપૂર્વ દૃશ્ય હજી સ્મૃતિ-માંથી ભૂંસાતું નથી. ડુંગરો ઉપર દવ લાગે છે—જો કે બધાય દવ નિહાળનારને મીરાંબાઈ સરખી કવિતા સ્ફુરતી નથી! એ દવ ડુંગરા બાળે છે પણ ખરો! પરંતુ વિદ્યાચળ ઉપરનો દવ તો દૂરથી એક કાવ્ય ટુકડો બની જાય છે એ જેણે દૃશ્ય જોયું હોય તેજ જાણે! વિદ્યાચળની વાંકીચુંકી છતાં કલાત્મક ઊંચી શિખરસપાટી ઉપર લાંબી લાંબી તેજરેખાઓ લંબાઈ રાત્રિને સમયે એક એવું અદ્ભુત દૃશ્ય ચીતરે છે કે આપણે એ જોતાં કદી ન થાકીએ! વાદળીમાં વીજળી ચમકે, ચમકીને અલોપ થવાને બદલે વાદળીના આખા કારને રંગે અને આમ અંધકારમાં અદૃશ્ય થતા કોઈ પહાડના કુકડાને તેજકિનાર આપી વિજળી એ કિનારમાં બંધાઈ સ્થિર રહે એવો ભાસ વિદ્યાચળ ઉપર સળગતા દવને દૂર દૂરથી દેખાતો હતો! દાવાનળ અલબત્ત વિનાશસૂચક છે છતાં એ વિનાશ પણ કેટકેટલું સૌંદર્ય વેરતો જાય છે? માનવસર્જ્યા વિનાશમાં કશું જ રૂપાળું હોતું નથી. કુદરત અગ્નિદાહમાં પણ દીપે દીપાવે છે!

વિદ્યાચળ ઉપરના દવથી રચાતી તેજ-રેખા એ મ્હારું બીજું સ્મરણીય પ્રાકૃતિક દૃશ્ય.

માતાપિતા વડોદરે રહેતા હોવાથી વડોદરે જવાના પ્રસંગો તો ઊભા થતા જ. પરંતુ ત્યારે શીનોરમાં રેલગાડી ન હતી. જવર અવર માટે પહોંચવાના બેજ માર્ગ. એક શીનોરથી હોડીમાં બેસી ચાંદોદ ઉતરી ત્યાંથી રેલગાડી પકડી વડોદરે પહોંચવું. અગર પગ રસ્તે ગાડાં કે ડમણીઓમાં બેસી શીનોરથી તેનતલાવ આવી રેલગાડીમાં વડોદરે આવવું. વડોદરેથી શીનોર પાછા જવું હોય તો પણ એજ માર્ગ. મ્હોટે ભાગે હોડીનો વ્યવહાર વધારે ઉપયોગમાં આવતો. ટેમ–Time ની પનાઈ અપોરે પછી નિત્ય ઉપડતી. છીપાને ઓવારેથી પનાઈમાં બેસવું પડતું. ઉપડવા સમયની જાહેરાત કોઈ ઘંટ કે સિસોટી વગાડીને કરવામાં આવતી નહીં. મુસાફરો આવતા જાય, ધીમે ધીમે બેસતા જાય, બેસીને કંટાળતાં વળી પાછા નીચે ઉતરી ટહેલી આવે, ઓવારા ઉપરથી વળી કોઈ ઉતારૂ બૂમ પાડી પૂછે કે હોડી ઉપડતાં કેટલી વાર લાગવાની છે ત્યારે આગેવાન માછી સ્હામી બૂમ મારે

‘હવે કાંઈ વાર નથી’ અથવા

‘તમે આવો એટલી વાર’

મુસાફર ઓવારેથીજ બૂમ મારી કહે

“હમણાં આવ્યો ગામમાંથી પોટલાં લઈ આવું” અને પોણો કલાકે એ મુસાફર પોટલાં લેઈ આવે અને બેસી રહેલા મુસાફરોની કાપતી આંખો અને કડવા વેણ જોવા ન જોયાં સાંભળ્યાં ન સાંભળ્યાં કરી બેસી જાય. પછી એકાદ બે માછી રોટલા લેવા કે દારૂ પીવા ગયા હોય ત્યાંથી આવવાના બાકી હોય. મુસાફરોના બડબડાટ વચ્ચે એ પણ અંતે આવે—જે બડબડાટમાં ઉમેરવામાં ઉમેરો અને મોડામાં મોડો આવેલો મુસાફર વળી જોરથી સામેલ થઈ જાય. કોઈ પણ મુસાફર રહી ગયો નથી એવી ખાતરી થાય એટલે એક બે માછી હાથમાં મોટા મોટા વાંસ લે, એકાદ માછી સુકાન સાચવે અને એક બે માછી હોડીનું લંગર પાણીમાંથી ઉઠાવીને હોડીમાં મૂકે અને હોડીને ધક્કો મારી તરતી કરી હોડીમાં બેસી જાય અને લાંબા સઢને બધ

અને કળપૂર્વક નદીને તળીએ ટેકવી તેના જોર વડે હોડીને ગતિમાન બનાવે. હોડીની ધાર ઉપર વાંસને ટેકવી ચાલતા ખેવૈયા મ્હારા બાળ વયનો વિષય હતા. નમતો પહોર થયો હોય, સૂર્યના તેજમાંથી બળ જતું રહ્યું હોય ત્યારે હોડીનો પ્રવાસ શરૂ થાય.

અરધો માઈલ હોડી ગઈ ન હોય ત્યાં તો પાછળથી કોઈ બૂમ પાડતું આવતું હોય ! કોઈ રહી ગયેલો મુસાફર, અગર મુસાફરીની નવી જરૂરિયાત નિહાળતો પ્રવાસી હોડી પકડવા પ્રયત્નશીલ થતો દેખાય જ ! ઉદાર મુસાફરો અને ઉદાર હોડી ચાલકો વગર બબડાટે પાછા હોડીને કિનારે લેઈ લે અને આટલી આટલી તક આપ્યા છતાં પણ મોડા પડનાર મુસાફરોને જરાય ઓછું ન આવે એ ઢબે એને અંદર લેઈ લેતા.

રેલગાડી સરખી અનુદારતા હોડી બતાવતી ન હતી. મિનિટો અને કલાકનો તેને હિસાબ નથી. હોડીની ઝડપ પણ કલાકે એક ગાઉની. પવન સારો હોય તો ઝડપ વળી વધે. પ્રવાહ બાજુએ જવાનું હોય તો વળી ઝડપમાં ઓછો વધારો થાય. છતાં સામાન્ય ઝડપ તો કલાકે ગાઉની ધારીને જ હોડીમાં બેસવાનું. રસ્તામાં કબીરવડ, અનસૂયા, ભરૂચ, વ્યાસ, નંદેરીયા જેવા ગામોએ મુસાફરો લેવા માટે પાછી હોડી અટકે પણ ખરી. કહેવાય 'રેમ ની હોડી.' પરંતુ એનો 'રેમ' એવો પોતાનો સ્વતંત્ર જ હતો. કાળના બંધન તેને બહુ વળગતાં નહી. ચિંદ જેવા શીઘ્રસ્થ દેશને સમયની પરવા ન જ હોય. નર્મદાનું ઊંડાણ ઓછું હોય ત્યાં વળી હોડીને દોરડાથી ખેંચવામાં આવતી.

વળી હોડીને સમય સાચવવાની જરૂર પણ ન હતી. ચાર પાંચ વાગ્યે સાંજે શીનોરથી નીકળેલી પનાઈ દસ અગીઆર વાગ્યે રાત્રે ચાંદોદ પહોંચી જાય. રેલગાડી બીજી સવારે છ સાત વાગ્યે ઉપડતી. એટલે મ્હોટા ભાગના મુસાફરો પનાઈમાં જ પડી રહેતા. સવારે નર્મદાસ્નાન કરી મહાદેવ ભગવાનનાં ઉનાં- વળી દર્શન કરી સ્ટેશને જઈ રેલગાડીમાં અમે બેસી જતા. સમય હોય તો નંદા આનંદા માતાના પણ દર્શન થઈ શકતાં.

હોડીમાં સાત આઠ કલાક ગાળવા માટે વ્યવસાય શોધ્યો જડતો નહી. કલાક બે કલાક અજવાળું રહે. એ અજવાળામાં મ્હેં કદી કોઈ ને વાંચનમાં રોકાયલું જોયું નથી. તે સમયમાં વાંચનનો એટલો બધો શોખ પણ હતો નહી. મુસાફરો અને એમનો સરસામાન વાંચવા માટે સ્થાન પણ ભાગ્યે જ રહેવા દે ! ઓળખીતા હોય તો થોડો વખત વાત કરે, ત્રાહિત માણસની નિંદા કે ટીકા કરે, પણ અંધારું થાય ત્યારે મુસાફરો લેવા અટકતી હોડમાંથી ઉતરી પગ છૂટા કરે, કોઈ ભક્તિના આવેશમાં ભજન ગાય, સ્ત્રીઓ મ્હોટે ભાગે સાસરા બાજુની કુથલી કરે અને છોકરાને પકડી રાખે, અને આ તે કંટાળી ઝોલા ખાઈ સહુ કોઈ ઉપરેટાં બની જાય.

નર્મદા કિનારાનું ગાંભિર્ય અને એકાંત પણ માનવીને વાચારહિત બનાવી દે એવું જ છે. એકાંતનો ભંગ કરે કોઈ બગલું ! ઉઠી એક સ્થળેથી બીજે સ્થળ તે પાંખો ફફડાવીને બેસે. એનો અવાજ નીરવ શાંતિને ગાઢ બનાવતો. કદી કદી હલેસાં પાણી કાપે, ભીનાં પાણી નીતરતાં વાંસમાંથી પાણી પાછું નર્મદામાં પડે અને પવન હોય તો ચઢેલા સઢમાં કદી કદી ફફડાટ થાય એના રવ નર્મદાની ગહન શાન્તિને આકાર આપતા હતા. મને એ આછા આછા રવથી શૃંગારી બનતી શાન્તિ હજી યાદ આવે છે.

પરંતુ સહુથી વધારે યાદ રહી છે બે મુસ્લિમ કિશોરો વચ્ચે મંડાયલી એક વાર્તાની શરૂઆત. એક વાર શીનોરથી ચાંદોદ જતા હોડીમાં અંધારું થઈ ગયું. ફાનસ કે દીવો એમાં સળગાવી શકાય નહી કારણ દીવો દેખી માછલાં હોડીમાં કૂદી પડે ! સર્વ મુસાફરો શાન્ત બની બેઠા હતા, હોડી ચલાવનાર અત્યંત શાન્તિથી હોડી ચલાવ્યે જતા હતા. એ

શાન્તિમાં ધીમે ધીમે મ્હારી બાજુએ એક વાર્તા ચાલી રહી હતી તે તરફ મ્હારું ધ્યાન ગયું. એક ઇસ્લામી કિશોર વાર્તા કહેતો હતો અને બીજો ઇસ્લામી કિશોર એ વાર્તા સાંભળતો હતો. હું પણ એ વાર્તાનો શ્રોતા બન્યો. એ વાર્તાનું વસ્તુ તો હું આજ ભૂલી ગયો છું. પરંતુ વાર્તા કહેતા કિશોરની અસ્ખલિત વાણી, વાણીમાં આવતાં પ્રસંગાનુરૂપ દોલન, પ્રસંગોનું રસભર્યું ચિત્રણ અને વાર્તાને જીવંત બનાવતી છટા મને મુગ્ધ બનાવી રહ્યાં હતાં. એ પ્રસંગ હું હજી ભૂલ્યો નથી. અનસૂયાથી ચાંદોદ સુધી એ વાર્તા લંબાઈ, અને છતાં તે પૂરી થઈ ન હતી. ચાંદોદમાં હોડી આવી અટકી અને મારી ભારે દિલગીરી વચ્ચે એ બન્ને કિશોરોએ વાર્તા બંધ કરી અને તેઓ હોડી છોડી ચાલ્યા ગયા. વાત માંડવાની કળાએ અનેક એકાન્ત પ્રસંગોને રસમય અને જીવતા બનાવ્યા છે હવે વાર્તાઓ લખાય છે ત્યારે વાર્તાઓ મંડાતી અને કહેવાતી હતી. વાર્તા લખવા કરતાં કહેવાની કળા ઓછું કલાવિધાન માગતી નથી જ.

એવી જ રીતે ગાડાની મુસાફરીના અનુભવો ઉપજાવતા વિલંબને વાર્તા વડે 'સમય બનાવી શકાતો. કદી કદી હોડીને બદલે ગાડા કે ડમણી-યામાં શીનોરથી તેનતલાવ જવાના પ્રસંગો પણ આવતા. મ્હારાં માશીની દીકરી બહેનોએ વાર્તા માંડી અમારા એકાન્તને જીવંત પ્રસંગ પરંપરાથી ભરી દીધું હતું એ મને યાદ આવે છે. મ્હારી માશીની દીકરીઓનું મ્હારા પ્રત્યેનું હેત સગા ભાઈ જેટલું હતું અને છે.

પગ રસ્તાની મુસાફરી પણ રોનક ભરી બનતી. ગાડામાં કે ડમણીયામાં ગાદી નખાય, સાંકડે મોકળે ગમે તેમ કરી સર્વ બેસનારનો સમાવેશ થાય, ઘુઘરીવાળા બળદ હોય, બળદને પરોણી ભોંકતો અને ગાળો દેતો હાંકેડુ બળદની સાથે બળદના માલીકને પણ વચ્ચે વચ્ચે ગાળ દેતો હોય, 'તને વાઘ ખાય!' એમ બળદને સંબોધન કરી એટલું બસ ન હોય તેમ 'તારો ગામધણી મરે!' એવી પણ ખૂબીએ ઇચ્છા પ્રદર્શિત કરતો હોય, કડિયાળી ડાંગ અને ધારીયા સાથે એક બે વરતણીયા અને મર્દાનગી ભરી છટા સાથે ચાલતા પૂરબૈયા કે મુસલમાન હવાલદાર સાથમાં હોય અને તારા-ભર્યા આકાશ નીચે આ ગાડું ચાલ્યે જતું હોય! પગરસ્તા બહુ સારા તો આજ પણ નથી ત્યારે પણ રસ્તા એવા જ હતા ગાડાને હલાવી ઉછાળી દેતા રસ્તા ગાડામાં બેસનારને બહુ ઊંઘવા તો ન જ દે. એટલે વાર્તા કથન ગીત, થાક અને કંટાળા સ્હામે રામબાણ ઇલાજ બની રહેતું.

ચાંદોદ કે તેનતલાવ સ્ટેશનેથી બેસી વડોદરે ઉતરાતું અને રસ્તામાં ડભોઈ આવે. ડભોઈનો ઐતિહાસિક પ્રસિદ્ધ કિલ્લો આવતાં કિલ્લાની મહત્તા ત્યારે મને જરા સમજાતી નહી. કિલ્લાને જોડતી ચારે ભાગોળના દરવાજા ઉપર સજ્જાઈ રહેલાં વિશાળદેવના સ્વતંત્ર ગુર્જરયુગની યાદ આપતાં સ્થાપત્યોનો ત્યારે કશોય ખ્યાલ ન હતો. વાર્તાપ્રિય બાલ માનસને હીરા કડીયાની ન સમજાય તેવી દંતકથાનું જ માત્ર સ્મરણ લાંબા સમય સુધી રહ્યું હતું. કિલ્લો બાંધનાર હીરા કડીઓ રાજાના ક્રૂર માનસ તરંગનો ભોગ બની કિલ્લાની દિવાલમાં જડાઈ ગયો, હવા આવવા માટેના એક ન્હાનકડા ખૂલ્લા ઝરોખારા હવા મેળવતો ઘી પી પી લાંબા સમય સુધી જીવ્યો અને કોઈથી ન ઉકલી શકેલો કારીગરીનો કોઈ કોયડો ઉકેલવા તેને ભીંતમાંથી બહાર કઢાયો અને તેનું મૃત્યુ થયું. રાજસત્તાનું સર્વને ભય પમાડતું મહા લક્ષણ એમાંથી ખૂલ્લું થઈ રાજસત્તા પ્રત્યે અભાવ ઉપજાવ્યા સિવાય બીજું કશું પરિણામ ઉપજાવી શકતું નહીં!

ડભોઈના કિલ્લામાંથી એણે તેનતલાવ બાંધ્યું એ એનો દોષ હતો એમ પણ એક સમજૂત અપાતી. 'ડભોઈ ગળ્યું તેનતલાવ'

નામની આ બાજુએ પ્રચલિત એક કહેવત પણ આ કથામાંથી ઉપજી હોય.

આમ આ શીનોર, ચાંદોદ, તેનતલાવ અને વડોદરા વચ્ચેની મુસાફરીમાંથી નર્મદાના મહા એકાન્ત વચ્ચે વધતી પનાઈ સીમની શાન્તિમાં સમાઈ જતી ગાડી, વાર્તાકથનનો ઉપયોગ અને હીરા કડીયાની દંતકથા એટલું સ્મરણે સંઘરી રાખ્યું છે.

ઉપરાંત યાદ રહી છે છજાવાળી રેલગાડી ! સાંકડા માપની Narrowgauge એ ગાડીના ડબ્બામાં બંને બાજુ એ આગળ તેમજ પાછળથી ચઢી શકાય એવી યોજના હતી. બાને બાને બારણું ન હતું એટલે ચઢવા ઉતરવાની જગા એક ખૂલ્લા ન્હાનકડા છજા જેવી બની રહેતી. હવે એ પદ્ધતિના ડબ્બા અદ્રશ્ય થઇ ગયા છે સેકન્ડ અને ફર્સ્ટ ક્લાસના કોઈ કોઈ ડબ્બા હજી જતે જતે જોવાય છે. છતાં આજ પણ મને એવાં ખાનાં ગમે છે, અને તક મળ્યે તેમાંજ બેસી છજામાં ઊભા રહી મુસાફરોની મોજ લઉં છું. પહેલાં તો થર્ડ ક્લાસમાં પણ આવાં છજાવાળાં ખાનાં મળતાં Air conditioned–હવા સ્થાપિત ગાડીઓ ભલે થાય. પરંતુ આવી છજાવાળી ગાડીઓ સર્જન કરવા સરખી છે–જો કે આજ તો ગાડીના પગથિયાં કે ગાડીનાં છાપરાં ઉપર બેસી મુસાફરી કરવાની મોજ લોકો ને મળે છે ખરી ! કદી કદી મને પણ એ મન થઈ આવે છે. પરંતુ આપણા મન ઉપર કેટકેટલી બાબતમાં અંકુશ મૂકવો પડે છે ! ગાડીને છાપરે પણ આપણાથી બેસાય નહીં ! આ જન્મે તો નહીં જને !

શીનોર સુધી રેલ્વે થવાની ત્યારે વાતો ચાલતી હતી ખરી. રેલ્વે થતાં સોંઘવારી ઘટી જશે, લોકોની ચાલવાની ટેવ ટળી જશે, નિર્બળતા વધી જશે, ઢેડ ભંગીની સાથે બેસવું પડશે અને આભડછેટ વધી જઇ ધર્મ નષ્ટ થશે એવી એવી શંકાઓ પણ લોકોને થતી અને તેવી ચર્ચાઓ પણ ચાલતી. શંકા ખોટી તો કેમ કહેવાય ? જૂની સોંઘવારી મુમજૂની બની ગઇ અને આજ આપણે આંતરરાષ્ટ્રિય સપાટીની મોંઘવારીમાં આવી પડ્યા છીએ. નિર્બળતા વધી એ પણ સાચું. આપણો મધ્યમ અને ઉચ્ચ વર્ગ હાથે કામ કરવામાં અશક્ત બનતો જાય છે. ઢેડ ભંગી સાથેનો સંપર્ક જરૂર વધ્યો છે. તે વખતની–હજી પણ પ્રચલિત કહેવત

દેવ ગયા ડુંગરે, પીર ગયા મક્કે
અંગ્રેજના રાજમાં ઢેડ મારે ધક્કે.

દિવસે દિવસે વધારે સાચી પડતી જાય છે. જો કે એથી ધર્મભ્રષ્ટતા વધી એમ માનવું મુશ્કેલ છે. ઘણા ઘણા અસ્પૃશ્યોએ આર્ય ધર્મને સાચવી રાખ્યો છે. ન માનનાર ભક્તમાળ જોઇ જાય.

શીનોરની બે ભાગોળ : એક ન્હાની અને બીજી મ્હોટી મ્હોટી. ભાગોળ તરફ અમારી શાળા હતી અને તે બાજુએ સ્ટેશન આવશે એમ નક્કી પણ થયું વર્ષો પછી ત્યાં સ્ટેશન આવ્યું પણ ખરું. પરંતુ ગામ લોકોના જબરા વિભાગે એ સ્ટેશન ન્હાની ભાગોળે ખેંચી લીધું. રેલ્વે થતાં નર્મદાની આવશ્યક મુસાફરી બીનજરૂરી બની ગઇ છે. હવે વડોદરેથી શીનોર જતાં આવતાં વચમાં નર્મદા આવતી નથી. રેલ્વે એ આપણા કેટ કેટલા પ્રાચીન માર્ગો બદલી નાખ્યા ? રેલ્વેમાં મુસાફરીની ઝડપ –કે ઝપટ વધી પરંતુ આસાયેશથી ધીમે ધીમે, કુદરત અને માનવીને ઓળખતાં ઓળખતાં આગળ વધવાની જૂની મુસાફરીની ઢબમાં પણ લાભ ન હતા એમ કહેવાય નહીં.

મ્હારે ભણવાનું શીનોરમાં, પરંતુ માતા પિતા વડોદરે રહે, એટલે વડોદરાની અવરજવર રહેતી ખરી કાશીપુરામાં દાદા દાદી રહે એટલે ત્યાં પણ જવાના પ્રસંગો આવતા. પેટલાદમાં બીજાં સગાં વહાલાંનો નિવાસ એટલે શીનોર, વડોદરા, કાશીપુરા અને પેટલાદ એટલાં સ્થળ મ્હારાં બાળપણનાં સ્મરણમાં તરી આવે છે. શીનોરની માફક કાશીપુરા પણ ત્યારે રેલ

ગાડીથી સંકલિત બહુ ન હતું એટલે રેલગાડીના ટુકડાઓ પકડી પાનેમાં પાસેનો પગ રસ્તો હોય ત્યાંથી કાલોલ ગાડા માર્ગે જવાતું. વડોદરાથી સીધા પગ રસ્તે કાલોલ જવાતું, અગર વડોદરાથી આણંદ રેલ ગાડીમાં જઈ ત્યાંથી ગોધરાની ગાડી પકડી ગોધરે ઉતરી ત્યાંથી ગાડા માર્ગે બાર ગાઉ દૂર કાલોલ આવતું, બાળકોની રસવૃત્તિ, ટેવ અને સ્વભાવ પૂરા ખીલ્યાં હોતા નથી એટલે આવી મુસાફરીમાં ત્રાસ શો પડતો હતો તેનો કશો ખ્યાલ રહ્યો નથી ત્રાસ કે મુસીબતો વડીલોને જ માથે રહે બાળકને ત્રાસ પડે તો તે રડીને કે નિદ્રાવશ થઈને એ ત્રાસ વિસારે પાડી દે અને તો એ બાર બાર ગાઉની મુસાફરીનાં ઝાંખાં પણ ગમતાં સ્મરણો જ રહ્યાં છે ગાડામાં બેસવાની જગા મળે, ગાડું ઉછળી એક બીજા સાથે અથડાવાના પ્રસંગો હાસ્ય પ્રેરે, કંટાળો આવે ત્યારે બાળકના અધિકાર અન્વયે સહુ કોઈ સૂવાની જગા કરી આપે, વખત ગાળવા માટે વાતો અને ઉખાણાંની પરંપરા બહુ જ ભૂલાવી કલ્પનાના પ્રદેશમાં લઈ જાય, સારા પ્રમાણમાં કાચું કોરું ખાવા માટે મળે, બપોર થતાં કોઈ ઝાડની ઘટા નીચે પરોપકારી દાનેશ્વરીઓએ બાંધેલા એકાદ કુવા કે ઝરણાં પાસે ગાડાં છૂટે, અઘોળાના આમ્રકુંજમાં સ્નાન તો આવશ્યક બને જ, રસોઈ થાય-જ્યારે ભાગે ખીચડીશાક-, ખાખરનાં વિસ્તૃત વનમાંથી પાંદડાં તોડી પડીયા પત્રાળાં બનાવાય, ઉન્હાળો હોય તો પાસેના આંબા ઉપરથી કેરીઓ પાડી શકાય, વૃક્ષની છાયા નીચે સારા પ્રમાણમાં જમાય, સૂર્યની તાપ સહન થાય એટલે પાછી મુસાફરી શરૂ કરવાની હોય, બેસી બેસીને કંટાળીએ તો પગે ચાલવાની પણ સગવડ મળે, ચોર ને ચિત્તા કે વાઘની સાચી ખોટી બાબ બહાદુરી ભરી વાતો ચાલે. ક્યાંક ગાઉ ગાડું ચાલે એટલે ક્યાંક પચીસ ત્રીસ ચાલીસ માઈલની ઝડપે જતી રેલગાડી કે મોટરકાર ચૂકી જવાનો હૃદયના ધબકારા વધારી દેતો ભય જરાપણ નહીં આવા વાતાવરણમાં મુસાફરી કરવી એ કંઈ અણગમતો અનુભવ તો ન જ કહી શકાય. બહાવરા બનાવી દેતી, સહ પ્રવાસીઓનાં ખૂન કરવાનું મન થાય એવી અનુદાર મનને અને દેહને દોડાવ્યે જ રાખતી રેલ્વેની મુસાફરી કરતી વખતે, ઘણી પગ રસ્તાની મુસાફરી હજી પણ યાદ આવે, અને એ પ્રથાને સન્માન કરવાની જરૂર ભાન પણ ઊભું કરે છે

• ° • •

એક કોલેજિયને બીજા કોલેજિયન મિત્રને પૂછ્યું, "તું તારાને ચાહે છે તો તેના હાથની માગણી કેમ નહિ કરતો?" બીજાએ મિત્રને વળતો જવાબ આપ્યો, "શું માગણી કરું! તેણે વાતચીતમાં મને કહ્યું, 'હું કલાપીને ચાહું છું. કાન્તને ચાહું છું. અને ગોવર્ધનરામને તો ખૂબ જ ચાહું' એવા હરિફો સામે હું કેમ ટકી શકું?"

# કુંડાની વેલીઓ.



"મ"

[ સ્થળ નગરનું ઉપવન, તેનો એક ભાગ ત્યાં પગ તળે લીલી શોભા ગાલીચો તથા શિર ઉપર વૃક્ષકુંડની છત ને છત્રી, એ છત્રની છાયામાં કુસવેલના કુંડાં તથા તેમની વચ્ચે એક નગર-કન્યા–પત્રભદ્રના ને પુષ્પવદના તે બેઠી છે ને નાટિકાનો આરંભ થાય છે ]

( કુંજ બહારથી જોતી )– ઓ અલિ' કુસુમ ખીલી જા.

કુ–( બહારથી ) કોણ પુષ્પા ? અહીં કેમ બેઠી છે ?

પુ–અંદર આવ એટલે કહું

(કુસુમ પ્રવેશે છે તે બન્ને નામો તથા ગુણો છે )

કુ૦–ચાલ, પ્રદર્શનમાં નથી જવું ? ( એક ફૂલ તોડી સૂંઘે છે. )

પુ૦–પ્રદર્શન હજી નથી ઉઘડ્યું. ( વેલીના પત્રો સાથે રમત કરે છે )

કુ૦–( ફૂલ સાડીની પીનમાં ખોસી કાંડાના ઘડિયાળમાં જોઇ ) આ સાડા ચાર તો થયા.

પુ૦–ખરી વાત. પરંતુ રેલ-ગાડી હમેશાં ઘડિયાળના કાંટે નથી ચાલતી. ગાડી મોડી થઇ અને શ્રી કમલાદેવી સમયસર પહોંચી શક્યા નથી.

કુ૦–( અપ્રસન્નમુખે ) હવે ?

પુ૦–હવે ત્રીસ મિનિટનું તપ.

કુ૦–એટલા માટે જ મને અહીં બોલાવી લાગે છે

પુ૦–સાચી વાત. ( સસ્મિત ) ચાલ. આ કુંજવનને આપણે ત્રીસ મિનિટના તપ માટે તપોવન બનાવીએ.

કુ૦–એ તો મન મનાવવાની વાત. બાકી—

પુ૦–( કુતુહલપૂર્વક ) બાકી શું ?

કુ૦–આગળથી એવું જાણ્યું હોત તો સાજ-શણગાર સારકારી સંપૂર્ણ કરત. રખેને મોડી થઇશ એવી દહેશતને એટલી સાડી બદલી દોડી આવીને હવે અહીં તપ તપવાનું. ઊઇ !



પુ૦–( પાસે આવી કુસુમની સાડીને અડી ) તારી મામીએ ભેટ આપી છે તે સાડી આજ મેં

કુ૦–( સસૌમ્ય સ્વરે ) હા એજ મામીના ઠેઠ મ ારસથી ખરીદી લાવ્યા છે

( પુષ્પા બન રંગી સાડીનો રંગ, કોર અને પાલવ અવલોકે છે )

કુ૦–( પ્રસન્નવદને ) છે ને સુંદર ?

પુ૦–જરૂર ( દ્વેષમિશ્રિત સ્વરે ) પણ—

કુ૦–( ઝાંખા મુખે ) પરંતુ શું ?

પુ૦–હાથની સાડી જેટલી એ ઝીણી નથી.

કુ૦– (હસ્યાપૂર્વક) એ વળી કેવીક ઝીણી હોય છે ? (પોતાની સાડીનો છેડો બન્ને હાથે આંખ સામે ધરી) અબરખના પડ જેવી તો છે. આમ છે

પુ૦–છે. પરંતુ હાથની ઓઢણી તો એક મુદીમાં માઇ જાય, જાણે રૂમાલની ગડી.

કુ૦–(છેડો છોડી દઇ તેને ઠીક ઓઢવતી) તું વર્તમાન વખતની વાત કરે છે કે તવારીખ-ના વખતની. અખરોટમાં ઓઢણી મોકલાતી તે તે તો રાજપુત રાણીઓના વારામાં,

પુ૦–મારા ભાઇ કહેતા હતા કે આજે પણ એવી કલા જીવે છે હા, તે મરણ-દશામાં છે પરંતુ કદરદાર મળે તો કારીગર ને કારીગરી કબરમાંથીય ઉપર આવે.

કુ૦–(સકટાક્ષ) તો તારા ભાઇને કહેજે કે એવી કદરદારીનું પોતેજ મંગલાચરણ કરે. કોઇ કારીગરને કબરમાંથી કાઢવાનો પુણ્યલાભ થશે અને તને તથા તારી બેનોને હાથની સાડીઓ મળશે.

પુ૦–(કરુણ સ્વર ચડાવી) મળશે શું મળી ચૂકી છે સત્રાંત–સમારંભમાં હું હાથની ઓઢણી ઓઢું છું કે નહિ, જોજે

કુ૦–(સવ્હેલાં) ઓઢી, ઓઢી !

પુ૦—હા, ઓઢીશ, જરૂર ઓઢીશ ને તું પડીશ ભોંઠી.

કું૦—(પૂર્વવત્) હું જાણું છું કે તે નાટ્યોત્સવમાં રાણીનો પાઠ લીધો છે તેથી એ પાઠમાં શોભે એવી એકાદ ઓઢણી વિલાસબાના મ્યુઝિયમમાંથી માગી લાવનાર હોઈશ.

પુ૦—(સરોષ) હા, ભાઈ હા એમજ બેટ તો તનેજ મળે. અમને કોઈ ન આપે. અમારે કોઈ સગાંસાગવાં નથી ! અમે કોઈને વહાલા કે લાડકાં નથી. અમે તો કપડાં પણ માગી ભીખીને પહેરીએ. (વિલની ડાળી હસી ઝબુકામેર કરે કરે છે)

કું૦—(મુખભાવ બદલી, નમ્ર કરી) પુષ્પી ! ખોટું લાગ્યું ? બેન ! રીસ ના કર. મારા વચનબ્યનો આશય એવો ન હતો. આ તો હું તને જરા ચીડવતી હતી. તારા ભાઈએ સો રૂપિયાનાં કનકકુંડળ આપ્યા છે તે હું જાણું છું (પુષ્પાના કુંડળને ઝુલાવે છે) કેવાં સરસ છે ! કેવાં તેજસ્વી છે ! (માથને અડે છે) આ ગુલાબી ઓખ પાસે જાણે રત્નપ્રદીપ !

પુ૦—(રોષમુક્ત મુખે) હવે રહેવા દે એ પ્રશંસા (સસ્મિત ટપલી મારી) લુચ્ચી ! હોઠો ચાંપી હસી ચોપડે છે.

કું૦—(કુંજબહાર આંગળી ચીંધી) જો જો કોણ આવે છે ?

પુ૦—(બહાર જોતી) મહિલાશ્રમવાળી ચન્દનગૌરી લાગે છે

કું૦—(બ્યંગમાં) ગૌરી કે મરઘીજી ?

ચન્દનગૌરી પ્રવેશે છે તે દેખાવમાં સાદી છે તેના દેહપર ખાદી છે અને પગ પર પૈદર ચાલી માટે સહજ એવી ધૂળ.

કું૦—(પ્રથમ નખશિખે અવલોકી) ચન્દના પ્રદર્શનમાં સરદાર સભાના સભ્યો વચ્ચે જવું છે છતા આવા અસરકારી વેશે ? જાણે મીરાંબાઈનો અવતાર ! (હસે છે)

ચ—બેન ! ક્યાં વેશ અને ક્યાંને અસરકારી ગણવા એ હજુયાનું સમાધાન કદાચ હજુ નથી જડ્યું પરંતુ મીરાંબાઈનો અવતાર સરકારી હતો. મહાસરકારી હતો એ નક્કી.

પુ૦—(સભાર સ્વરે) એમ ! વાકવિનોદના અંગે તો અધિ ચન્દન તારા પાદ-પદ્મને ચન્દન રજ ચડાવી છે એ પણ મહાસરકારની નિશાની હશે.

ચં૦—પુષ્પાબેન ! ભીડભૂપાવડીએ ગેડતા પંખી એને નહિ ઓળખી શકે.

કું૦—(સરોષ) એણે તો દગીઓ કે પરીએ ભરે.

ચ૦—તમારાં જેવા એઓથી પણ ચડે.

પુ૦—(જિજ્ઞાસા દર્શાવી) કેવી રીતે?

ચ૦—સાંભળો બિચારી પરીઓ ને હુરીઓ તો કલ્પનાના પ્રાણી તેઓ કેવલ વાર્તાઓમાં વસે, જ્યારે તમે છો વાસ્તવમાં વસનારાં જીવતાં જાગતાં વિનાં પાંખે ઊડનારાં !

કું૦—(ચાળા પાડી) વિના પાંખે ઊડનારાં ! વાહ ! તું તે વદે છે કે વડે છે

ચ૦—હું કેવલ હકીકતનું બયાન કરું છું.

પુ૦—(સ્વરને કમશ કોધ મિશ્રિત કરી) આ હકીકત ? અમે પવનપાવડી પહેરીએ ને હકીકત ?

ચ૦—(શાંતિથી) હા બેન હકીકત મીઠીનો પહેરે છે ચામડાની ચંપલ અને ભીમાનો પહેરે છે પરીની પાવડી પરીની મોજડી.

કું૦ પુ૦—(બન્ને સાથે પોતાના પગ ભણી દષ્ટિ રાખી) ક્યાં છે ? આ અમારા પગે તો મખમલની મોજડી છે.

ચં૦—(કુંજબહાર નજર ફેરવી) કેવી મોજડી તમે બહાર ઉતારી આવ્યાં છો.

પુ૦—(બહાર જોઈ) ક્યાં છે બહાર ? મને તો નથી દેખાતી.

ચ૦—મોટા રાક્ષસના પગના માપની છે છતાં નથી દેખાતી ! આશ્ચર્યની વાત જુઓ એ રહી એ અશોકવૃક્ષની છાયામાં કેવડી મોટી છે !

કુંદર હ ઃ ગ ં ગ જેવાં પગ સાત સમાઈ જાય એ.

આવે પીરસ્યુ સહુ ડમરી જઈએ ને પછી ડૉક્ટરના ઘરે દોડીએ.

ચ૦—ડૉક્ટરના ઘરે દોડી જવા શક્તિ જોઈએ શક્તિ.

કુ૦—અમે અશક્ત ? અમે દુર્બળ ?

પ૦—(કટાક્ષમાં) મુશળદંડ જેવી પડછંદ તમારી દેહ તમે દુર્બળ ન હોય દુર્બળ તો છીએ અમે કદલી-સ્તંભ જેવીઓ.

મ૦—મશ્કરી કરે છે ? કાંડાબાવડાં બહુ બળવાળાં હોય તો આવી જજો ટેનિસકોર્ટ પર. જોઈશું કોણ હારે છે તે ?

વ૦—પગની ગમો બહુ ધમક ધમક થતી હોય તો ગરબા-ઉત્સવમાં આમંત્રણ દઉં છું. ત્યાં ખબર પડશે કે કોણ વધારે ઘૂમી શકે છે,

ગૃ૦—અને છંદમાં ખૂબ મઝા આવે છે તો પધારજો વિદ્યાલયની વિવાદસભામાં વિદ્યાર્થીઓના સૈન્યનો દર્પ તું ઉતારીશ કે અમે ઉતારીશું તેની પરીક્ષા થશે.

(એક માણસ પ્રવેશે છે ને વેલીનું એક કુંડું ઉપાડે છે.)

લ૦—ક્યાં લઈ જાય છે એને ?

મા૦—ક્યારામાં રોપવા.

પુ૦—ત્યાં ક્યારામાં આવો છાંયડો છે ?

મા૦—ના બેન !

કુ૦—તો તો એ બાપડી બળી મરવાની !

ચ૦—નવજીવનનું પૂર્વજીવન કષ્ટકર હોય જ છે. વસંત પહેલાં પાનખર

વ૦—દુઃખમાં દાઝવા જવું તે કરતાં ક્યારા કરતાં કુંડાં શાં ખોટાં ?

પ૦—એ ઘર કરતાં દર શાં ખોટાં એવી વાત થઈ

ચં૦—ધરતીફેર વિના વેલીઓનો વિકાસ નથી.

ગૃ૦—(કટાક્ષમાં) વિકાસ ! કાયા પર કરવત ચાલે અને એકના અનેક ટુકડા થાય એ વિકાસ તો ખરો !

ના૦—એવો વિકાસ કાનમાં ભાંખી જવા ખપ લાગે.

મા૦—બેનો ! દુઃખ વિના સુખ નથી.

ચ૦—કડવાટ વગરનું ઔષધ નહિ.

લ૦—કડવીને ભાવે કાયદો. અમે કડવાં નથી કે કડવી દવા પીઈએ.

પ૦—ગળી ગોળી ગળી ગળીનેજ તમને ગળપણનું ગાંડપણ લાગ્યું છે.

ર૦—અમારા એ ગાંડપણને લીધે તને ખૂબ લાભ છે. દુનિયાભરના ને દરિયાભરનાં ઝેર તને એકલીને પીવા મળ્યા છે

મા૦—બેનો ! તમે ભણેલીઓ છો. તમારી વાત મને સમજાતી નથી. પણ હું એક વાત જાણું છું કે કોળાસી જેવડા કુંડામાં ધરતીનાં ધાવણ મળતાં નથી. અને એ ધાવણ વિના વેલો ફાલે ફૂલે નહિ

પુ૦—અસિ ભોળા માણસ ! આ કંઈ તારી દાદી વડદાદીનો વખત નથી, આજે માણસના હાથમાં ભલી ભલી વિદ્યા ને કસબ છે. ધારે તો તે ધરતીને દૂઝતી ગાય પેઠે દોહી શકે છે ને એ દૂધ તને મને વેલાને પાઈ શકે છે.

મા૦—(અચરજભર્યો સ્વરે) ધરતીને દોહે.

કુ૦—હા. ધરતીને. અરે ! પવન, પાણીને આકાશને પણ.

વ૦—એવું હોય તો આવજો. અમારા વિદ્યાલયમાં જાતજાતના કુંડામાં જાતજાતની વેલો છે. તેં કદી ભૂખે ટાચતી નથી.

ચ૦—તેની ભૂખ મરી ગઈ છે.

પ૦—(જનાંતિકે) તેનું પેટ ચકલીનાં પેટ જેવડું પણ છે.

ગૃ૦—તે તરસે મરતી નથી.

ચ૦—(જનાંતિકે) એકજ ટીપે તરપત થતીને તરસ લાગે કે ન લાગે તે સરખું જ છે.

મા૦—છાંયડે ને છાંયડે રહેલી વેલ પીળી નથી થઈ જતી ?

વ૦—બસેને થાય દૂધના જેવી દેહ તે તો દેવીઓની દેહ.

પ૦—(જનાંતિકે) ના ના કોઢિયાની પાંડુ-રોગીની.

મા૦—એના ફૂલને રંગ ચડે છે ?

વા૦—જરૂર. અમારે ત્યાં જાસુદી છે તેના ફૂલ તો જોજો. લાલ હોઠ જેવા છે

ચ૦—(જનાંતિક) હોઠ પેઠે વિલાસની અગ્નિએ રંગેલા.

મા૦—બેનો ! તો તો હું વેલો જોવા આવીશ. મને ઘણું શીખવાનું મળશે.

લ૦—જરૂર આવજે. ફેરી સાર્થક થશે. આંખો ઠરી જશે.

પ૦—માલણ તારે એવી વેલો જોવી છે ?

મા૦—હા બેન.

પ૦—તું કહે તો એ તને અહીં જ બતાવું

પુ૦—(સસ્મિત) ઘરબેઠાં કાશી બતાવવી છે ?

પ૦—હા.

મા૦—અહીં ક્યાં બતાવીશ ?

કુ૦—પ્રદર્શનમાં વિલાસની વેલીનાં કુંડાં આવ્યાં છે તે બતાવનાર હોઈશ.

પ૦—તે નહિ હું તો જાદુગરની પેઠે વેલીના આરસીમાં અમદાવાદ બતાવીશ.

બધાં—એમ ! તો તો અમેય જોવા આવશું.

પ૦—ભલે, ચાલો.

(બધાં વીંગ તરફ દોરે છે)

મા૦—બેન ! એ તરફ તો પાણીનો હોજ છે. (બધાં વીંગના છેડે હારબંધ ઊભા રહે છે.)

પ૦—એમ ! (બહાર ડોકાવી) માલણ તારો હોજ તો બહુ ચોખ્ખો.

મા૦—હા. બેન. આરસી જેવો.

બધાં—(સાશ્ચર્ય) આરસી જેવો ! (વીંગમાં ડોકે છે)

પ૦—જુઓ જુઓ અંદર બધાંના પ્રતિબિંબ પડ્યાં.

બધાં—ખરી વાત. (સર્વે આરસી પાસે ઊભાં હોય એમ સાજ–શણગાર ને વસ્ત્ર વ્યવસ્થિત કરે છે).

પ૦—માલણ ! આગળ આવ. જો અંદર તને બીજું કંઈ દેખાય છે ?

મા૦—(આગળ આવી ડોકાવી) મને તો કંઈ દેખાતું નથી.

પ૦—જરા બરાબર જો, એ દેખાય અમારી વિલાસની વેલીઓ, ચંદ્રમુખી ને સૂર્યમુખી, હિમાળી અને હેમાંગી પંખીરંગી ને પતંગરંગી, જો જો એ રહી એ મૃગાક્ષિ ને પદ્માક્ષિ, સિંહકટી ને ભ્રમર-કટી, પાપડૂરા ને ચંચિરા, જો જો એ રહી વિલાસની વેલીઓ, કુંડાની કામિનીઓ, શાળાની સુંદરીઓ, પ્રયોગશાળાની પુત્રીઓ, સંસ્કૃતા પરંતુ સત્ત્વહીના, પૂર્ણશોભા પણ ક્ષીણ આભા, ઓળખીએ, અલિ માલણ, ઓળખી લે, એ રહી મલ્લિકા ને લતિકા, વલ્લરી ને વાસંતી, કુસુમ ને કેતકી,

વગેરે વગેરે વગેરે.

[પડદો પડે છે.]

# ટ્રેનમાં

[ રશિયન નવલિકા ]



શશિકાંત ચતુર્વેદી

ગયા શિયાળામાં ટ્રેનમાં મુસાફરી કરતાં મને એક રમુજી અનુભવ થયો.

હું રેલ્વેસ્ટેશનથી મોડો જતો હતો. ટ્રેનમાં ઘણી ભીડ ન હતી. બેસાય એટલી જગ્યા પણ મળી શકી.

અકસ્માત, ઉતારુઓ એક બીજા સાથે દબાઈ બેઠા, ત્યારેજ મારાથી બેસી શકાય તેટલી જગ્યા થઈ. બેઠા પછી અમારા ખાનામાં બીજા ઉતારુઓ કેવા છે તે જોવામાં હું ગુંથાયો.

સાંજ પડી ગઈ હતી. દિવસનું તેજ ઘટી ગયું હતું. પણ ગાડીમાં હજી બત્તી કરવામાં આવી ન હતી. અકસ્માત તેઓ કરકસર કરી વીજળીનો બચાવ કરતા હતા.

ખાનામાં બેઠેલા ઉતારુઓને નિહાળી મેં વિચાર્યું કે બધા ગૃહસ્થ ઉતારુઓ છે ઘણા સારા અને કોઈ ગપ્પીખોર દેખાયો નહિ.

એક હેટ વગરના ઉતારુના કેશ લાંબા હતા પણ તે પાદરી ન હતો એમ મને સમજાયું, તેણે કાળાં કપડાં પહેર્યાં હતાં અને તે સુશિક્ષિત પુરુષ દેખાયો.

ઊંચી ટોપી અને મોટાં બૂટ પહેરી તેની પાસે એક જણ બેઠો હતો. તેની મૂછો ઘણી મોટી હતી અને તેની ટોપી પર ચાંદ હતો, પણ તે એન્જીનીયર ન હતો. તે જનાવર ખાતાનો રક્ષક કે કોઈ ખેડૂત હોય એવો દેખાતો હતો. તે ગમે તે હોય, તેનો ધંધો ગમે તે હોય, પણ તે માયાળુ દેખાયો. તે ચપ્પુ વતી સકરજન છોલી ટુકડા કરી તેની પાસે બેઠેલા હાથ વગરના યુવાનને તે ખવડાવતો હતો.

એ અપંગ યુવાન હતો—જરૂર હશે. મજૂરી કરતાં હાથો ગુમાવ્યા હશે. કેટલું દુઃખદાયક!

પણ તે સકરજન અતિ આનંદથી આરોગતો હતો અને પેલો ટોપીવાળો તેને ચપ્પુની અણીથી સકરજનના ટુકડા ખવડાવતો હતો. કોઈ ચિત્રકાર ઝડપી લે તો કેટલું ઉત્તમ ચિત્ર બને.

એ બેની સામે ધોળા કેશવાળો કાળી ટોપી પહેરેલો એક પ્રૌઢ પુરુષ બેઠો હતો. તે હસહસ કરતો દેખાયો, હું ટ્રેનમાં આવ્યો તે આગમચજ કદાચ કંઈ રમુજી વાત કરી રહ્યા હશે અને તેની અસરથી હજી મુક્ત થઈ એ સ્વસ્થ થયો ન હશે. હજી તો તે હા હા હી હી કરતો હતો.

પણ હું તો હાથ વગરના યુવકને નિરખવા લાગ્યો. ઘણીજ સહાનુભૂતિથી તેના તરફ જોઈ રહી, તેણે બને હાથો એકી વખતે ગુમાવવા જેવી મૂર્ખતા કેવી રીતે કરી હશે, તે પૂછવા હું વિચાર કરતો હતો. પણ એકદમ તેમ કરવું ઠીક ન લાગ્યું ધીરે ધીરે વાત આગળ ચાલે પછી પૂછાશે.

મોટી મૂછવાળા જોડે મેં વાતનો પ્રારંભ કર્યો. પણ તે ટુંકે પતાવવા લાગ્યો. વાતમાં ભળવા તેની વૃત્તિ ન જણાઈ, અનિચ્છાએ પરાણે તેણે જવાબો આપ્યા. તરતજ અમે સામાન્ય વાતોમાં વળગ્યા. ક્યાં સુધી જવાના તે એક બીજાને કહી શાકભાજીની કિંમત અને ઘરની તંગીની વાતો અમે ચર્ચી.

" અમે રહીએ ત્યાં ઘરની બીલકુલ તંગી નથી, મારી જમીનની મોટી મિલકત પર હું રહું છું."

" અને ત્યાં તમારી પાસે કેવા ઘરની સગવડ છે ? કુતરા માટેની ઓરડી ?"

" કુતરા માટેની ઓરડી મારી પાસે ઘણી સારી સગવડવાળું મકાન છે. તેના નવ ઓરડા છે, તબેલો, નહાવાનો ઓરડો, રસોડું, નોકરો માટે ખોલીઓ, એ બધું જુદું "

" તમે મજાક કરો છો " મેં કહ્યું જો તમારી પાસે નવ રૂમ હો તો રાજ્ય ક્રાન્તિની શરૂઆતમાંજ તમને તે ઘરમાંથી હાંકી કાઢ્યા હોત અગર તમે સામુદાયિક ક્ષેત્ર પર રહો છો ?"

" નહિ નહિ હું તો મારી જમીન ઉપર મારા સ્વતંત્ર મકાનમાં રહું છું. હું કેટલીય વાર મિત્રો

મીલ્સ્માની પણ આપું છું, મારી વાડીમાં દિવસ રાત સતત ઊડતા રહેતા ફુવારાઓ પણ છે અને દર પાંચ મિનિટે ઓરકેસ્ટ્રા પણ વાગે છે."

'મને માફ કરો'' મેં કહ્યું ''પણ હજી મારી સમજમાં નથી આવતું, તમે રાજ પાસેથી આ મિલ્કત ભાડે લીધેલી છે કે તમારી સ્વતંત્ર માલીકીની?''

''હું ખાનગી ગૃહસ્થ છું'' તેણે પ્રત્યુત્તર આપ્યો ''હું જમીનદાર છું સમજ્યા?''

''પણ મને ખબર છે કે રશિયાની રાજ્યક્રાન્તિએ એ જાતનું નિકંદન કર્યું છે તમે કહો છો એવી વસ્તુસ્થિતિ અશક્ય છે સામાજિક ક્રાન્તિ થઈ છે અને હવે સમાજવાદ પ્રવર્તે છે જમીનદાર હોઈ જ કેમ શકે?''

''આ પ્રમાણે'' તેણે કહ્યું ''અહીં હું જમીનદાર છું. રાજ્ય ક્રાન્તિ વટાવી મારૂ અસ્તિત્વ રહ્યું છે અને કંઈપણ હાનિ થઈ નથી. અને કોઈની પરવા નથી અને તમારો સમાજવાદ અને કંઈ વિસાતમાં નથી.''

શું કહેવું તેની મને કંઈ સમજ પડી નહિ થી તેના તરફ હું આશ્ચર્યમાં એકી ટસે જોઈ રહ્યો. તેણે ચાલુ રાખ્યું.

''તમે મારી સાથે આવો અને જાતે બધુ આ જુઓ. રસ્તે ઉતરી પડો, એક જમીનદારની જિંદગી કેવી એશઆરામવાળી છે. તે જુઓ આવશો?''

પીળા વાળવાળો આખો વખત હસ્યા કરતો હતો. એટલે શું કહેવું તે મને કંઈ સમજાયું નહિ તેની અસભ્યતા માટે તેને ઠપકો દેવા વિચાર કર્યો એટલે પેલો મૂછાળો મારા તરફ ફરી બોલ્યો. તેણે સાકરજન પૂરું કર્યું હતું ચપ્પુ લોહી, મારી પાસે ટેબલ પર મૂક્યું,

''એની સાથે વાત ચાલુ રાખવાનો અર્થ નથી. આ બધા ગાંડાઓછે. હજી તમને સમજાયું નહિ?''

મેં સર્વેને ફરીથી નિહાળ્યા અને મારૂ લોહી થીજી ગયું. અરે પ્રભુ! સર્વે ગાંડા હતા. અને તેમના ચોકીદાર સાથે જતા હતા. લાંબા વાળવાળો પણ ગાંડો જણાયો અને બીજો તો આખો વખત હસ્યા કરતો હતો અને હાથ વિનાનો યુવક તેના હાથ અંદર રાખી ઉપરથી બદન પહેરાવ્યું હતું હાથ પાછળ બાંધ્યા હતા એટલે તે દેખાયા નહિ,

હું ભયભીત બની તેમને નિહાળી રહ્યો અને મારી અસ્વસ્થતા વધી, આ ગાંડાઓ તો ગમે તે કરી બેસે, મને વિચારો આવ્યા' મારૂં ગળું પણ કાપી મને મારી નાખે, તેમને સમજ શું?

અને મેં જોયું કે મારી પાસે બેઠેલો અને અત્યાર સુધી એક શબ્દ પણ બોલ્યો ન હતો તે કાળી દાઢીવાળાએ ઘુવાપુવા થતા એકાએક ટેબલ પરથી ચપ્પુ લીધુ.

મારૂ હૃદય ધબકતું અટકી પડ્યું. મને ધ્રુજારી છૂટી, બિચારી મારૂં એકદમ કૂદકો મારી હું તેની દાઢી પર પડ્યો અને તેના હાથમાંથી ચપ્પુ છીનવી લેવા પ્રયત્નો કર્યા.

તે સેતાન તો ઝનૂનથી મારી સાથે લડ્યો અને તેના ઝેરી દાંતથી તે કરડવા જતો હતો.

મારી અજાયબી વચ્ચે મૂછાળો ચોકીદાર મને ગાંડા ઉપરથી ફેંકવા લાગ્યો.

"તમે શું કરો છો? કંઈ અક્કલ છે? તે બરાડી ઊઠ્યો," તમે એને ગુભરાવી દીધો છે, ચપ્પુ તેનું છે. સમજ્યા નહિ, એ ગાંડો નથી. આ બધા ગાંડા છે. અને તે મારા ચાર્જમાં છે. આ ગૃહસ્થ તો તમારી માફક મુસાફરી કરે છે. સાકરજન કાપવા અમે તેની પાસે ચપ્પુ લીધુ હતું લોકો પર આમ હુમલો કરતા તમારે શરમાવું જોઈએ."

મેં ગુભરાવી દીધેલો માણસ શ્વાસ લઈને બોલ્યો "આ જંગલીપણું છે. તદ્દન જંગલી. મારી પાસે ચપ્પુ લો અને હું તે પાછું લઉં ત્યારે મને ગુભરાવી દો. કમાની વાત? કદાચ આ માણસ પણ ગાંડો છે જો તમે પહેરીગીર છો તો આ ગાંડા પર બરાબર દેખરેખ કેમ રાખતા નથી?"

"એ મહિના હશે" ચોકીદારે કહ્યું, "પણ હમેશ ગાંડા જણાય આવતા નથી. પણ એ માણસ રેલ્વેમાંનો નથી. એટલે એના કૃત્યો માટે હું જવાબદાર નથી. મારે શું કરવું તે હું કહેનાર કોણ? તોઇ કામ સમાપ્ત, મારે શું કરવું તે હું જાણું છું."

"હું મારી માફી માગું છું" મેં ગુંગળાતી નાખેલા માણસને કહ્યું "મેં ધાર્યું કે તમે ગાંડા જ છો." 'તમે ધાર્યું?' તે ભડક્યો. 'મૂરખાઓ જ ધારે છે-વિચારે છે તમે મૂર્ખા જ જણાતા લોકો તમને દેખાતું નથી કે આ લોકો ગાંડા દેખાય છે જ્યારે હું સમજદાર દેખાઉં છું."

'દિલગીર છું કે મને એવું દેખાતું નથી' મેં કહ્યું, 'ખરું કહું તો તમારી આંખમાં અસ્પષ્ટતા જણાય છે અને તમારી દાઢી બહાર નીકળતા ઢંગો તમે ગાંડા હોવાનો સચોટ ખ્યાલ આપે છે'

'તમે એની દાઢી ખેંચો એટલે એ હરામ ઠગનો અંત થશે' ગાંડો 'જમીનદાર' બોલ્યો.

મદદ માટે ગાંડ પાડવાનો હોય એવો દાઢીવાળો દેખાયો પણ ગાડી થોભી અને પહેરેગીર સામે બધા ગાંડાઓ ઉતરી ગયા. બધા ચુપચુપ ઉતર્યા, માત્ર હાથ બાંધેલા યુવકને સ્હેજ ઢસેડવો પડ્યો. દાઢીવાળો અને હું માત્ર બેજ જણ કંપાર્ટમેન્ટમાં રહ્યા.

આ બનાવથી હું કંઇ અસ્વસ્થ ન થયો પણ પેલાએ મારા તરફ ઘુરક્યા કર્યું અને મારા હલન ચલન પર દેખરેખ રાખતો હતો. હું ભય-કર છું એવી તેની સંપૂર્ણ ખાત્રી થઇ, તેથી તે બીજા ડબ્બામાં ચાલી ગયો.

મને તેથી ખોટું લાગ્યું નહિ. તેણે મારું કશું બગાડ્યું ન હતું.

# કાવ્ય વિચાર



પ્રશાંત

પ્રશ્ન : કવિતા શું છે?

ઉત્તર એક વિચાર છે.

પ્રશ્ન તો નિબંધ શું છે?

ઉત્તર એ પણ એક વિચાર છે, છતાં બન્નેમાં ફેર છે

પ્રશ્ન શો ફેર છે?

ઉત્તર સ્ત્રી અને પુરુષમાં ફેર છે તેટલો ગદ્ય અને પદ્યમાં ફેર છે છતાં બન્ને માણસો છે તેની ના કહી શકાય તેમ છે?

પ્રશ્ન : હવે હું સમજ્યો. સ્ત્રીઓને અલંકાર વડે શણગારવામાં આવે છે, અને બીજું તેમને માટે ચોક્કસ બંધનો છે, ગુલામી છે. ગદ્ય અને પદ્ય રચનામાં આ ફેર કરવા જેવો દેખાય છે પદ્ય રચનારાં અલંકારો ખૂબ છૂટથી વપરાય છે અને માત્રા મેળના કે અક્ષરમેળના ચોકઠામાંજ વિહાર કરી શકે છે જેમ આજેય બહુ ઓછી સ્ત્રીઓ ઘરની કે નિયત કરેલી ચોક્કસ મર્યાદાઓમાંથી નીકળી શકતી નથી અને નીકળવાનો પ્રયાસ કરનારી સ્ત્રી કુછંદી ગણાય છે તેમ કવિતા માટે કહેવાય છે. એ દૃષ્ટિએ તમારી ઉપમા મને યથાર્થ લાગે છે. પરંતુ આજે તો સ્ત્રીઓને પણ સમાન હક આપવા પ્રયત્ન થાય છે, તો બિચારી કવિતાએ શું વાંક ગુનો કર્યો છે?

ઉત્તર : કવિતા સ્વચ્છંદે ન ચડે તેટલુંજ જોવાનું છે બાકી પદો, મીરાંનાં ગીતો, કવિ નાનાલાલની અપદ્યાગદ્ય રચનાઓ અને ગદ્ય ગીતો, ટાગોરનાં ગીતો, શેક્સપીયર અને હમણાંના વર્તમાન અંગ્રેજ કવિ ઈલીઅટના કાવ્યો શું છે? આ લોકોએ જુના છંદ માત્રના બંધનો સ્વીકાર્યાં નથી છતાં બીજી રીતે જોઈએ તો તેઓ જરાએ સ્વછંદી નથી. ઉલટા નવા ઢાળ અને કાવ્યની નવી લઢણ તેમણે આપી છે, એટલે એક રીતે તેઓ છંદમાં જ છે એમ કહીએ તો ચાલે

પ્રશ્ન ત્યારે કવિતાનું મુલ્યાંકન કરતી વખતે છંદ માત્રામેળ વિષે વધારે ચર્ચા અને ટિપ્પણ શા માટે થાય છે? કવિતા હાર્દ તરફ કેમ જોવાતું નથી?

ઉત્તર કવિતાનાં હાર્દ જેવું જ જણાય તો પછી રૂપરંગની ચર્ચા થાય એ સ્વાભાવિક છે.

પ્રશ્ન ગેય ગીતો એ કવિતા નથી?

ઉત્તર ચોક્કસ કવિતા છે.

પ્રશ્ન ત્યારે હમણાં કેમ ઓછી લખાય છે? અને તેની સાથે ઓરમાન છોકરી જેવું વર્તન કેમ રાખવામાં આવે છે?

ઉત્તર એવું કશું નથી, છતાંયે હમણાં સારી ગેય કવિતાઓ બહુ નથી લખાતી એ વાત ચોક્કસ.

પ્રશ્ન શા માટે નથી લખાતી? છંદબદ્ધ માત્રામેળ કવિઓને એની ફાવટ નથી આવતી કે કવિ એને અસ્પૃશ્ય માનતા હોય

ઉત્તર , એવું નથી પરંતુ હમણાં જમાનો એટલે કે આજનો યુગ વધારે બૌદ્ધિક થતો જાય છે આખું જીવન એ પ્રમાણે બનતું જાય છે, કવિતામાં પણ એમ બન્યું છે એક પછી એક પગથીયાં પદ્ધતિસર આવે અને એટલા માટેજ હું માનું છું કે છંદમેળ માત્રાવાળી નવીન પ્રકારની કવિતા આજે વધારે લખાય છે

પ્રશ્ન એટલે કહોને કે આજનો યુગ જડવાદી થઇ ગયો છે

ઉત્તર તમે એને મશીનીયુગ કહો કે હું સાયન્ટીફીક કહું. શબ્દનો ઝઘડો છે,

પ્રશ્ન મને એવું નથી લાગતું સાયન્ટીફીક હોય તો તેમાં નવા અખતરાને સ્થાન છે નવી શોધો પાછળ ઉત્સાહ હોય છે, એક જાતનો નવીન કાર્ય કરવાનો થડકાટ હોય છે. યંત્રવાદમાં તો હીમ જેવી ટાઢાશ હોય છે બધીજ વસ્તુને માણસ યંત્રવાદી થઇ તો કદાચ ચાલશે. પરંતુ કળાના ક્ષેત્રમાં તેમ કરી તે નહિ ચાલે. હૃદયની ઊર્મિ કઇ ઘડીએ અને કેવા સ્વરૂપમાં સ્ફુરી નીકળશે તેના ધારાધોરણ કોઇ શકે નહિ. મારે એક પીસાયેલ માણસના દીકરાને ટ્યુશન આપવા સંબંધી વાતચીત થઇ તેમાં મને પૂછવામાં આવ્યું કયો ટાઇમ અનુકૂળ આવશે?

'૩ થી ૪' મેં કહ્યું

'પરંતુ જુવોને ૩–૪ નો સમય તો બાબાને તેના પિતાને મળવાનો છે એટલે તમે બીજો કોઇ સમય નિશ્ચિત કરો.'

'માબાપને મળવા માટેનો (અને તેય પાંચ વર્ષના બાળક માટે) સમય નિયત કરવામાં આવે ત્યાં કેટલો યંત્રવાદ ઘુસી ગયો છે! તેના રોજીંદા કાર્યક્રમમાં કુટુંબીજનોની સાથેનો સંબંધ અને મુલાકાત (એ બાળકોની સાથેની પણ!) આવા સમયપત્રક અનુસાર યાંત્રિક રીતે ગોઠવાય તેનો શો અર્થ? માબાપ ને બાળકને કઈ વખતે ભેટી લેવાનું મન થાય તેનું કંઈ ખાસ ધારા ધોરણ હોઈ શકે? હૃદયની ઊર્મિ બાળકને કંઈ ઘડીએ છાતીએ ચાંપી દે તે વિષે ચોક્કસ કાર્યક્રમ હોઈ શકે?

ઉત્તર 'તમે સુંદરમનું અર્વાચિન કવિતાનો અમુક ભાગ વાંચી જવો.' (અને હું એ વાંચી પણ ગયેલ)

## સંગીત અને કવિતા

પ્રશ્ન : એમ કવિતા છેલ્લામાં છેલ્લી કોણે સારી લખી છે?

ઉત્તર, નાનાલાલે

પ્રશ્ન બીજાઓએ પણ ત્યાર પછી કેમ નથી?

ઉત્તર, અપદ્યાગદ્યનો અખતરો આપણે ત્યાં ચાલી ન શક્યો તે તમે જોયોને? અને આજે એમ કવિતા બહુ પ્રચલિત પણ નથી બની.

પ્રશ્ન કવિતામાંજ અમુક વસ્તુ લખવામાં આવે છે ગદ્યમાં તે વસ્તુ લખી ન શકાય? ગદ્યમાં લખી શકાય નહિ તેને કવિતા કહેવાય ખરી?

ઉત્તર ભાષાની કાદંબરી એ ગદ્યમાં છે છતાં કવિતા છે.

પ્રશ્ન ત્યાર તમે માત્રામેળને કવિતાના અંગ તરીકે બહુ જરૂરી વસ્તુ માનો છો?

ઉત્તર ના એવું નથી છતાંયે કવિતાના તત્ત્વો હોય તે કવિતા

પ્રશ્ન એમ કવિતાઓમાં તમને કયા તત્ત્વોની ખામી લાગે છે.

ઉત્તર શબ્દાળુ વધારે બનતા જાય છે, સિનેમાના રાગ તરફ ઢળતી જાય છે, અને વિષયની વિવિધતા ઓછી છે.

પ્રશ્ન, બરાબર છે પરંતુ કવિતાનો વેગ કોઈ નવીન ઢાળના ઘડતે આવરે ચડે તેમાં તો વાંધો ન હોઈ શકે. એથી તો નવીન ઢાળો વધુ પ્રચલિત થશે.

ઉત્તર' સંગીતના વાહનના બહાના હેઠળની કવિતા સંગીત જ આપી શકે છે, કવિતા નહિ.

પ્રશ્ન કાનમાં ગુંજે તે કવિતા નહિ, સંગીત ખરું?

ઉત્તર હા.

પ્રશ્ન સંગીતને લીધે કવિતા યાદ રહેલી લાગું?

ઉત્તર. હા

પ્રશ્ન તો કવિતા યોગ્ય છે શા માટે! અસલના જમાનામાં વ્યાકરણ, ગણિત, અને શબ્દકોષ જેવા ગ્રંથો કાવ્યમાં લખાતા તે કંઠસ્થ કરવા સરળ પડે માટે ખરું ને?

ઉત્તર, હા.

પ્રશ્ન ત્યારે કવિતા કંઠસ્થ ન થઈ શકે સરળતાથી યાદ ન રહી શકે તો તે કવિતા શાની?

ઉત્તર કોણ કહે છે કે કવિતા યાદ નથી રહેતી.

પ્રશ્ન, તમને નવીન યુગના જાણીતા કવિઓની કેટલી કવિતા યાદ છે? બોલો જોઉં! અને મીરાંના પદ ઘર ઘરની ડોશીઓને યાદ છે.

ઉત્તર, એ તો ખરું પરંતુ, એમાં રહેલાં સંગીતને એ આભારી છે.

પ્રશ્ન, તો સંગીતનું વાહન ખોટું છે! અસંસ્કારી છે! સંસ્કૃતિને વેગ આપનારું નથી! કવિતા અને સંગીતનો સુમેળ તમને કડવો લાગે છે? સાચી વાત એ પણ નથી હું તો માનું છું કે આજે કવિઓ ચોપડીઓમાં કવિતા છાપે છે

ઉચ્ચારને ધ્યાનમાં લઈને ગણવી જોઈએ કે લખાતી જોડણીને ધ્યાનમાં ગણીને ?

દા. ત 'ગેટ' શબ્દ આપણે બોલીએ અને તેની માત્રા ગણીએ તો બે થાય છે કવિતામાં 'ગેટ' શબ્દનો પ્રયોગ કરીએ તો આપણે ત્રણ માત્રા ગણીએ છીએ એટલે ઉ.. ઉ ૮ એવો કઈક ઉચ્ચાર કરીએ તોજ પત્તો ખાય. આ જાતનો ઉચ્ચાર કરીએ તો કાવ્યગાનમાં અસ્વાભાવિકતા આવી જાય છે એ દેખીતું છે અને નથી કરતા તો માત્રા મેળમાં ખટકો આવે છે !

## સ્વર ભાર

બીજો મુદ્દો 'સ્વરભારનો' છે દરેક ભાષામાં 'સ્વરભાર' વિષે ઓછુંવત્તું ધ્યાન અપાય છે પરંતુ આપણે ત્યાં એ વસ્તુ ઉપર કોઈએ ખાસ વિચાર કર્યો નથી સ્વરભાર વિના કોઈ ભાષા નથી એ પણ એક હકીકત છે આપણે ત્યાં આ શાસ્ત્ર તદ્દન અણખેડાયલી બાબતમાં પડ્યું છે એટલે વિદ્વાનો આ દિશામાં વિચાર કરે તે પણ ઈચ્છવા યોગ્ય છે

સ્વરભાર વિષે ક્યાંક ચોકકસ નિર્ણય ઉપર અવાય તો 'અપદ્યાગદ્ય' (વ્હેર્સ લિબ્રે) સાહિત્યના વિકાસ માટે એક અતિ અગત્યની કેડી પ્રાપ્ત થાય અને માત્રામેળ વિષેના આજના વિચારો ઉપર કંઈક નવીન પ્રકાશ પાડી શકાય

## ભાવભાર અથવા ભાવમાત્રા

તદુપરાંત બીજા એક ભાર વિષે અહિં હું ઉલ્લેખ કરવો ઉચિત માનુ છું આ ભારને હું 'ભાવભાર' કે 'ભાવમાત્રા' તરીકે ઓળખવાની હિંમત કરૂં છું 'ભાવભાર' કે 'ભાવમાત્રા' શબ્દો આજે નવા છે એટલે એ વિષે બહુજ ઝીણવટથી છણાવટ કરવાની જરૂર લાગે છે પરંતુ એ સંબંધી લાંબી ચર્ચા તુરત તો હું થોડાક દાખલાઓ આપીને જ એ શબ્દો વિષે સમજુતી આપીશ. તે પહેલા કવિતા અને નાટક વિષેનો સંબંધ વિચારીએ તો મારે કહેવાનું વધારે સ્પષ્ટ બનશે.

સુંદરમ અર્વાચીન કવિતા નામના પુસ્તકમ જણાવે છે કે કવિ નાટયકાર હોવો જોઈએ. અને નાટયકાર કવિ હોવો જોઈએ આ વિધાન સુંદરમે જે અર્થમાં કર્યું છે તે અર્થમાં બરાબર છે પણ આ વસ્તુથી એક વાતની તો ચોખવટ થઈ જાય છે કે નાટક અને કવિતાને નિકટનો સબંધ છે

આ વિધાન ઉપર આગળ ચાલીએ તો એક પ્રશ્ન બીજો ઊભો થાય છે. નાટકોના આજે બે પ્રકાર પડી ગયા છે. એક તો શ્રાવ્ય નાટકો અને બીજા દ્રશ્ય નાટકો એવા બહુજ ઓછા નાટકો છે કે જે ભજવવામાં અને વાંચવામાં મઝા આવે. કવિતાનું પણ એમજ થયું છે. વાંચવામાં સારી લાગે તે કવિતા ગવાતી નથી (કે ગાતાં ફાવતી નથી) અને ગવાય છે તે ઘણીવાર સારી કવિતા હોતી નથી. ગાઈ શકાય અને વાંચી શકાય એવા સુમેળવાળી કવિતા પણ ઓછી છે

નાટકમાં શબ્દો અને વાકયો બોલવાની લઢણ અને સ્વરભાર તેમજ ઉંચાનીચા સ્વરોના પ્રકાર નાટય તત્ત્વને વધુ સરળતાથી બહાર લાવે છે તેવીજ રીતે કવિતાના ઉચ્ચારણમાં અને ગાવાની અમુક લઢણ અને હલકથી તેની ચોટ સારી રીતે ઊઠે અને અર્થને સ્પષ્ટ કરે એ જરાએ ખોટું નથી.

ભાવભાર કે ભાવમાત્રાના થોડાક દાખલા આપીનેજ અટકીશ

'બાબા' કે 'બેબી શબ્દ નાના બાળક માટે વપરાય છે. કવિતાની દ્રષ્ટિએ દરેક શબ્દની ચાર ચાર માત્રા થાય, હવે આપણે સામાન્ય વાતચીતમાં તો એના માત્રામેળમાં જરાએ ફેરફાર કરતા નથી. પરંતુ બાબો બોલતો ન હોય અને બાપ ચીડાઈ ગયો હોય ત્યારે બા બા બા બા કહીને બૂમ પાડે છે, બીજા 'બા' અક્ષરની એક, બે કે ત્રણ માત્રા આપતાં મે લોકોને જોયા છે. અને સૌનો એજ અનુભવ છે.

જ્યારે આ . આ આ આ શબ્દ બોલીએ છીએ ત્યારે આપણે પહેલા આ અક્ષરને થોડીક વધારે માત્રા આપીને આપણે ઉચ્ચાર કરીએ છે ત્યારે આપણે બાળકને લાડથી બોલાવતા હોઈએ તેવો ભાવાર્થ નીકળે છે. સંસ્કૃત કાવ્યમા અક્ષરને પ્લુત કરવાનો રિવાજ છે આજના લોકગીતોના ઢાળો અને ગીતો રેકર્ડ થાય તોજ તેના ઉચ્ચારો અને ઢાળ અને ભાવ ચોક્કસ રીતે રજુ થઈ શકે બાકી ખાલી શબ્દ કે નોટેશનના ચિન્હો પણ આખી વસ્તુ રજુ કરવાની અશક્યતા બતાવે છે.

૧. આ બધી વાત ઉપરથી એક વાત લાગે છે. આપણે ઉચ્ચારો કાગળ ઉપર સોએ સો ટકા ઉતારી શકતા નથી.

૨ આપણે ઉચ્ચારને કાગળ ઉપર ઉતારવામાં અને સત્યની સમીપ જવા માટે ખાસ પ્રયાસો કે પ્રયોગો થયા નથી.

૩ ભાવમાત્રા કે ભાવભારને અક્ષરમેળ અને છંદ વૃત્ત માત્રાની અવગણના કરી છે અને તેથીજ ગેય તત્વો એમાં ઓછાં દેખાય છે આ તત્વ વિષે વિચાર કરવો જ પડશે.

૪. આ ઉપરથી એમ લાગે છે કે કવિતા કવિ જાતે ગાઈ બતાવે તો જ એને કહેવાનું હોય તે વધુ સારી રીતે કહી શકે. અને મેઘાણીએ એજ દિશામાં સારો એવો પ્રયાસ કર્યો હતો.

આ બધા મુદ્દાઓ ઉપસ્થિત થાય છે એ અંગે વિદ્વાનો પોતાના વિચારો રજુ કરે તો એમાંથી માર્ગદર્શન મળી શકે અને કંઈ નવીન અખતરાઓ માટેના માર્ગ પણ ખુલ્લા થાય

(લોકનાદ)

# વેપારી

✶

લીલાબેન મહેતા

શેર દલાલ ચુનીલાલના વિશ્વાસુ કારકુન મધુના નિરંતર ભાવશૂન્ય દેખાતા મુખ પર આજે સહેજ આશ્ચર્ય જણાયું. એક વર્ષથી ઑફિસમાં રહેલી સ્ટેનોગ્રાફર કાન્તા સાથે આજે તેના શેઠ ઑફિસમાં આવ્યા. મધુની 'જે જે'ને ઉતાવળે 'જે જે' કરી તે ટેબલ પર ખડકાયેલા તાર ને પત્રો તપાસતા કામે લાગ્યા.

અને કાન્તા કાન્તાની રીતભાત આજે તેને જુદી જ લાગી. હંમેશ સાદા કપડાં પહેરતી કાન્તા આજે તેને જુદી જ જણાઈ. કાન્તા સુંદર, સુઘડ અને ચારિત્ર્યશીલ યુવતી આજે શેઠ ચુનીલાલના ટેબલ આગળ મંદ મંદ હસતી ઊભી રહી. મધુને નવાઈ લાગી.

ટેબલ પર નીચું માથું ઘાલી કામે લાગેલા ચુનીલાલ એ માનવી રહ્યો ન હતો. એ તો મુંબઈના શેરબજારનો શેર દલાલ માત્ર હતો. કાન્તાની સાડી ફરફરતાં તેનું સહેજ લક્ષ ખેંચાયું "કેમ શું છે? કંઈ કામ છે?" કાન્તાએ કહ્યું "નહિ" "ત્યારે જાઓ તમારી જગાએ" ચુનીલાલે આજ્ઞા કરી, "અને કામ કરો વખત નહિ ગુમાવો."

કાન્તા મધુના ટેબલ આગળ આવીને તેને પૂછ્યું, "મધુભાઈ, શેઠે કંઈ કાલે તમને બીજી સ્ટેનોગ્રાફર રાખવા નક્કી કર્યું?" મધુએ કહ્યું, "હા, અને મેં સર્વીસ એજન્સીને ટેલિફોન કરી દીધું હતું. બાર વાગ્યા પછી તેઓ બે ત્રણ ઉમેદવારોને અહીં મોકલશે" "વારુ ત્યારે," કાન્તાએ કહ્યું, "નવી સ્ટેનોગ્રાફર આવે ત્યાં સુધી હું કામ કરીશ" અને તે તેના ટેબલ આગળ ગઈ અને કામે વળગી.

કામકાજના સમયે શેરદલાલને કામ કરતો જોયો હોય તેને જ ખ્યાલ આવે કે તે કેવો ઉદ્યોગી હોય છે. કલાકો સુધી મિનિટે મિનિટે ઉથલાપાથલી અનેક બાબતો પર લક્ષ આપનો દલાલ મહા ધમાલ મચાવી મૂકે છે, સંદેશાઓ લઈ નોકરો આવ્યા કરે છે, ટેલિફોનની ઘંટડી અવારનવાર વાગ્યા વાગે છે, ઑફિસના કારકુનો અહીં તહીં કૂદાકૂદ કરી મૂકે છે

તે દિવસે શેરબજારમાં પલટો આવતો જણાતો હતો. માનીતા શેરો નીચે જતા હતા, વેચવાની ધૂમ જામી હતી. ચુનીલાલના પોતાના શેરોની કિંમત પણ ઘટતી હતી. હજારોની ખોટની ગણત્રી થતી હતી પણ સિક્યુરિટિ અને બીજા શેરો વધતા હતા ચુનીલાલે ટેલિફોનથી ટેબલ આગળ વારંવાર આવી જઈ કૂદાકૂદ કરી મૂકી હતી

આવી ધમાલમાં કોઈ રંગીન સાડી ફરકતી ચુનીલાલને જણાઈ અને જોયું તો કોઈ યુવતી ને મધુ ત્યાં આવી ઊભાં હતાં. ચુનીલાલે પૂછ્યું "શું છે?" મધુએ કહ્યું. "કંઈ કાલે તમે નવા સ્ટેનોગ્રાફર માટે સર્વિસ એજન્સીને કહાવ્યું હતું—તેથી આ ઉમેદવાર—" ચુનીલાલે ઉશ્કેરાટમાં કહ્યું, 'મધુ તું ગાંડો થયો છે. તને કોણે નવા સ્ટેનોગ્રાફર માટે કહ્યું હતું? કાન્તા ખોટી છે? જ્યાં સુધી કાન્તા અહીં નોકરી કરવા ચાહે ત્યાં સુધી કોઈ બીજી સ્ટેનોગ્રાફર માટે અહીં જગા નથી, એજન્સીને ના કહો કે અમારે સ્ટેનોગ્રાફરની જરૂર નથી."

ઉમેદવાર સ્ટેનોગ્રાફર આવા વર્તનથી ડઘાઈ ગઈ. તે મુંઝાયુંવાયું થઈ પગ પછાડી ત્યાંથી નીકળી ગઈ. મધુએ બીજા કારકુનને કહ્યું,

"શેઠ હવે છેક ભૂલકણા થઈ ગયા છે. પોતે કરેલા હુકમો જ તે વિસરી જાય છે."

વેપારની ધમાલ વધી ગઈ શેર બૉન્ડ સિક્યુરિટીની આપલેની ધૂમ મચી રહી કોઈ લેવા ઓર્ડરો છોડે તો કોઈ દેતા. તે અજબ રીતે સ્વસ્થ રહી ચુનીલાલ અને ઑફિસ તરફ ભૂલે કર્યે જ જતાં.

આ વેપારના કલાકો પૂરા થતાં રોજ દમ એમી નાસ્તા માટે ઊભા થઇ સુનીલાલ બારી આગળ ઊભા રહ્યા, ત્યારે પડોશના રૂમમાંથી અત્તરની સુવાસ આવતી અનુભવી અને કાન્તાની હાજરી પ્રત્યે તેનું લક્ષ આકર્ષાયું. તેણે વિચાર્યું "કાંતા, સુશીલ, સુંદર, સુશિક્ષિત યુવતી છે શા માટે તેની સાથે લગ્ન ન કરવું ! લાવ અત્યારેજ તેને પૂછી જોઉં ! એમ વિચારી તે સીધો કાંતા બેઠી હતી તે રૂમમાં ઉતાવળે ગયો અને કાન્તાના ટેબલ આગળ ઊભો રહ્યો એટલે કાન્તાએ ઊંચું જોયું અને રોજ મુ મંદ હસી.

સુનીલાલે કહ્યું, "મિસ કાન્તા, એક મિનિટ, મારે હજુ ઘણું કામ બાકી છે વખત નથી પણ તમને જરા પૂછી લઉં સંવનન કરવા મને વખત નથી પણ હું તમને ખરેખર ચાહું છું તમે ઘણા સુંદર છો મારો હાથ સ્વીકારશો ?

"આ તમે શું બોલો છો !" કાન્તા ચમકી ઉઠી બોલી ગઇ.

"તમે નહિ સમજ્યા ? મીસ કાંતા, હું તમને ચાહું છું," સુનીલાલે ફરીથી જણાવ્યું, "મને ટાઇમ નથી. પાછો કોઇનો ટેલિફોન છે મધુ કહે કે હું ચાહું છું બોલો કાંતા મારી સાથે લગ્ન કરશો !"

સ્ટેનોગ્રાફર વિચિત્ર રીતે વર્તી. પ્રથમ તે આશ્ચર્યમૂઢ બની, પછી હાસ્યથી ઊભરાઇ અને આંખમાંથી અશ્રુ ટપક્યાં. પછી તેના મુખ પર હાસ્ય ચમકી ઊઠ્યું તેણે પોતાનો નાજુક હાથ ગેરહાલના ખભે વિરામ્યો અને કહ્યું, "હવે હું સમજી આ તમારા વેપારની મોંકાણો, એની ધૂનમાં બીજી બધી બાબતો તમારા મગજમાંથી બહાર નીકળી જાય છે હું પહેલાં તો ગભરાઇ ગઇ. સુની, તને યાદ નથી કે ગઇ કાલે આપણે આપણા લગ્ન કોર્ટમાં નોંધાવી આવ્યાં હતાં ? ×

* સંચિત

# ડાંગના પ્રદેશ વિશે થોડુંક



મણિભાઈ દ્વિવેદી

દક્ષિણ ગુજરાતના દક્ષિણ સીમાડે આવેલો અને એક બાજુએ ખાનદેશ જિલ્લો, નાસિક જિલ્લો તથા સહ્યાદ્રિની સાતમાળની ટેકરીઓ વટાવી નિઝામ સરકારની સરહદને સ્પર્શ કરતો ડાંગના પ્રદેશનો ઇતિહાસ વણછપ્યો પડ્યો છે. એનાં મોટાં વનોએ કોઈ પ્રતિભાસંપન્ન કવિકુલગુરુ વાલ્મિકી સરખાની કલ્પનાને સ્પર્શી, તો એની ધરતી પર વસતી પ્રજાએ એકાદ "રૂપકથની" ના સંકલનકારની કલમને સ્પર્શ કરી લેવા છતાંય એની ડુંગરાળ ધરતી અને વન-વીથિઓની ભમરાળ રમતો, નાની ઠકરાતો જેવા એના રાજાઓ અને ખેડીઆ વરસમાં ભુખી અનાજ માટે ગામની જાગીરી વેચી દેતા એના નાયકોની[1] સદ્ધરતા, એના દિવાનો અને કારભારીઓ, એની સંસ્કારિતા એ બધા વિષે આપણે મોટે ભાગે અન્ધકારમાં જ છીએ એમ કહેવામાં અતિશયોક્તિ નહી જણાય.

એ પ્રદેશ ઉપર ત્રૈકુટકો, આભીરો, યાદવો, ચાહંદર-મુલ્હેરના રાઠોડો, મોગલોની સત્તાઓ આવી અને ગઈ તેમણે એમાં ભળી જંગલોની વસતીને કેટલી સંસ્કારી બનાવી એ પણ જાણવા મળતું અને તેમ છતાં ચીખલુન અને સાદુન, બેસકાતરી અને વાકાસાંબી જેવાં ગામોની સાથે પહાડી ખીણની ધારે આવેલા ગામોનાં નામ પાછળ મૂકવામાં આવતા વિહાર જેમકે પલાસવિહાર, કુમરીના મથાળાની સપાટ ધરતી પર વસેલાં ગામોનાં નામ સાથે જોડાતો માલ[2] શબ્દ (જેમકે કરમાલ, સોરમાલ) અને કુતરીઆ, ભાંમરીઆ જેવા માણસના નામો સાથે શીધપત અને અંકુશ જેવાં નામો કરી સંસ્કૃતિના વધાટ ડાંગની પ્રજામાં થયા છે એનું સંશોધન માગી લે છે.

આજથી દોઢસો બસો વરસ પર બાગલાણ, પીંપળનેર અને ડાંગના રળકુપ પ્રદેશમાંથી અનાજની ગુણીઓ ભરી વણજારાઓની પોઠો સુરતની બજાર પીઠમાં આવતી કે નદુરબારને હાટવાડે એના સોદા થતા. દક્ષિણમાંથી સુરત અને તાપી કાંઠે જવાના રાજમાર્ગ ડાંગની મધ્યમાંથી પસાર થતા અને માર્ગના રખોપાંના અવેજમાં લેવાતાં દાણે એના નાયકો અને રાજાઓ પોષાતા એ તવારીખી હકીકત છે. અને ત્યારે મોંઘવારીના ભાવ આજના જેવો ન હતો. ડાંગનું જગપ્રસિદ્ધ સાગ પણ પાણીના મૂલે વેચાતું. હાલના જેવી જંગલોની ઇજારાશાહી ન હતી. જંગલમાં જે ઝાડ કાપી જાય તે ઝાડ દીઠ નાકા પર નક્કી કરેલું દાણ ચૂકવતો.

ડાંગની આસપાસ આવેલા સોનગઢ-વ્યારાના ગાયકવાડ સરકારના તાલુકાઓ ત્યારે ઉજારે અપાતી અને જંગલોમાંથી માલ લઈ જવા લાવવા માટે માત્ર દાણ જ લેવાતું. ડાંગ અને ગાયકવાડ સરકારની દાણ આકારણી પ્રથા લગભગ એક સરખી જ હતી,[3]. આ રીતે જંગલોમાંથી માલ લઈ જવા લાવવા માટે બે પ્રકારના વેરા લેવાતા. એકનું નામ તળધરતી જેમાં જંગલના ઝાડ કાપ્યાં હોય તેના ખૂંટ અને ગામ પટેલની દસ્તાઈનો સમાવેશ થતો અને બીજામાં રાહદારી વેરા (Transit duty)નો સમાવેશ થતો.

૧ નોંધ · Sometime ago, before 1835, but how much before no one can say, Chiblun was sold to Aukus Raja for a mess of pottage otherwise some grain to feed the Naik in a year of scarcity.

R Bullock

Special Boundary Commissioner Dangs Frontier.

૧ જુઓ અર્થબોધક ગુજરાતી "માલ" શબ્દ.

3 Dange Case—sir T madhav Rao 1881 A D.

ડાંગને લગતી બીજી વિગતો જોઇએ તે પહેલાં એ બન્ને વેરાઓ મળી કેટલી આકારણી લેવામાં આવતી એના આંકડા હાલના સમયમાં ખાસ રસદાયક થઇ પડશે. આ રહ્યા તે આંકડા,—

| મીજનું નામ | વજન | તલભરતીદર | રાહદારીદર |
| --- | --- | --- | --- |
| ૧. તખુબનું લાકડાં | એક ગાડી | રૂા. ૬-૧-૦ | – |
| ૨. સાગી | ,, ,, | ૫-૧-૦ | – |
| ૩. જલાઉ લાકડાં | ,, ,, | ૦-૬-૦ | – |
| ૪. બીજાં જંગલી | ,, ,, | ૨-૭-૦ | – |
| ૫. ખેર | ,, ,, | ૪-૨-૦ | – |
| ૬. વાંસ | ,, ,, | ૨-૧૧-૦ | – |
| ૭. મીઠું | ,, ,, | – | ૧-૧૦-૦ |

અને જો પોઠ ઉપર મીઠું લઇ જવામાં આવે તો એકસો બળદની પોઠે રૂા. ચાર દાણ લેવામાં આવતું

| | | | |
| --- | --- | --- | --- |
| ૮. ઘાસ | ,, ,, | – | ૦-૪-૬ |

ઉપરાંત દર ગાડીએ ઘાસના પાંચ પૂળા લેવામાં આવતા.

| મીજનું નામ | વજન | તલભરતીદર | રાહદારીદર |
| --- | --- | --- | --- |
| ૯ દેવાં. | એક ગાડીના | – | ૦-૬-૩ |

વધારેમાં દર ગાડીઓ ૭૫ કેળાં લેવામાં આવતાં.

| | | |
| --- | --- | --- |
| ૧૦. કાપડ દર મણના | – | ૦-૧૨-૩ |
| ૧૧ ,, બરચી ,, ,, | – | ૦-૬ ૩ |
| ૧૨. ઘીતી ,, ,, | – | ૦-૭ ૩ |
| ૧૩. ખાંડ, તમાકુ વિ | – | ૦-૧૧-૩ |
| ૧૪ અનાજ ,, ,, | – | ૦-૫-૩ |

પણ અનાજનો ભાવ જો એક રૂપીઆનું એક મણ સુધીનો હોય તોજ આ આકાર લેવાતા મોંઘુ હોય તો તે લેવાતો નહિં.

| | | |
| --- | --- | --- |
| ૧૫ અનાજ સિવાયના બીજા ખાવા પદાર્થો ,, | – | ૦-૨ ૪ |

આ રીતના તલ ભરતી અને રાહદારી દર ઉપરાંત જો પરદેશનો માલ પસાર થતો હોય તો ઇમારતી લાકડાં વિ. માં રૂા. ૩ ૧૦૦ થી માંડી રૂા. ૧ ૧૦ ૦ સુધીનું ગાદદારી દાણ જે તે સીમમાંથી પસાર થતાં લેવામાં આવતુ આ રીતે ડાંગના સાગના નક્કર લાકડાની એક ગાડી સુરત આવવાની હોય તો જાત મહેનતે કે મજૂરીએ જે ગાડ કપાણી ખર્ચ થાય તે ઉપરાંત તલભરતીના રૂા. ૫ ૧ ૦ અને રાહદારીના રૂા. ૨ ૧ ૦ ૦ મળી રૂા. ૭-૧૦-૦ માં એક ગાડલી માલ નીકળતો

૪. જુઓ Captain G. E. Hau cock & S. Muller ની નોંધ

---

કાર્ડિનલ રીશેલ્યુ માણસના સ્વભાવની પરીક્ષા વિચિત્ર રીતે કરતો. દિવાનખાનામાં તે બે ચિત્ર રાખતો એક લડાઇનું અને બીજુ ગામડાનું આગંતુકોમાંના જે લડાઇનુ ચિત્ર જોતા ઊભા રહેતા તેને શાંતિ પ્રિય ગણી સિવિલ સર્વિસમાં લેતો અને જે ગામડાનું દ્રશ્ય નિહાળવામાં રસ લેતા તેને લશ્કરી નોકરીમા દાખલ કરતો પોતાની ઉણપ પૂરી કરવાની માણસોમાં સ્વાભાવિક અભિરૂચી હોય છે એમ તે સમજતો,

• • • •

પ્રખ્યાત ચિત્રકાર વિસ્લરે એક સમયે પ્રિન્સ બિસ્માર્ક વિષે સખત ટીકા કરી આથી બિસ્માર્કને ખોટું લાગ્યું અને વિસ્લરને દંદ માટે આહ્વાન કર્યું એટલે પ્રિન્સને કહ્યું "દંદ માટે હું આમંત્રિત પણ હોવાથી હથિયારની પસંદગી મારે કરવી રહે છે" પછી તેણે પ્રિન્સને બે ગ્લાસ જણાવી કહ્યું, "નામદાર, આ બેમાંની એક વાઇન નિર્દોષ આરોગ્યકારક છે અને બીજી રોગોના જંતુઓથી ભરેલી છે તેમાંથી પહેલી એક આપ ઉપાડી લેશો તે હું ખાઇશ" આ વિચિત્ર શસ્ત્રથી પ્રિન્સ નમ્રતાથી અને નિર્ભયતાથી દંદની વાત હસી ઉડાવી દેવામાં આવી.

# હરિજનના હકકો

★

“કા”

દેશના મોટા ભાગના પ્રાંતોમાં રાષ્ટ્રીય મહાસભાએ પ્રજાકીય પ્રધાનમંડળો રચી સત્તા હાથમાં લીધી કે તરતજ દરેક પ્રાંતના મહાસભાવાદી પ્રધાનમંડળે પોતાના પ્રાંતની આર્થિક ને સામાજિક પુનર્રચના કરવાનું કામ હાથમાં લીધું ને દરેક પ્રાંત પોતપોતાની અંતર્ગત શકિત પ્રમાણે તેકાર્યમાં આગળ વધી ગયો છે. મુંબઇ પ્રાંતનું પ્રધાનમંડળ એ દિશામાં અગ્રસ્થાને રહી બહુ જ મક્કમ રીતે ને વિચારપૂર્વક આગળ વધી રહ્યું છે ને બીજા પ્રાંતોને માર્ગદર્શન આપી રહ્યું છે એમ કહીએ તો પ્રાંતીયતાનો આરોપ કોઈ ન મૂકી શકે કારણ કે મુંબઇ પ્રતિ શરૂઆત કેળવણીનો એક દાયકામાં સંપૂર્ણ અમલ, ચાર વર્ષમાં સંપૂર્ણ દારૂબંધી, ધીરાણ નિયમન, પંચ વર્ષીય પુનર્રચનાની યોજના વિ. માં. દૂરદેશી, કુનેહ, ધીરજ ને મક્કમતાથી કામ લેવા માડયું છે. ખેડૂત વર્ગ ને ગરીબ આમ જનતાનું જે શોષણ આજ સુધી થતું છે તેમાંથી વધતે ઓછે અંશે મુક્ત કરવામાં ને ભવિષ્યમાં એ શોષણ બહુ અટકાવવામાં રૂણ રાહતધારો, ધીરાણ નિયમન ધારો ને અત્યાત નિયમન ધારો અગત્યનો ભાગ ભજવશે. એ વર્ગોમાં એક નવી શક્તિ પેદા થશે, એમનામા આત્મભાન આવશે ને તેથી જે નવા બળો ઉત્પન્ન થશે જે સમાનતાને ન્યાયના પાયા પર નવી રચના કરવામાં મોટો ફાળો આપશે. કોઇપણ પ્રજાકીય સરકારનું મુખ્ય કામ તો પ્રજાની સર્વાંગીણ ઉન્નતિ કરવાનુ હોય ને એ કાર્યમા જે જે પ્રત્યાઘાતી બળો હોય તે બળો દૂર કરવાનુ હોવુ જોઇએ.

એવુ એક પ્રત્યાઘાતી બળ કે તત્ત્વ આપણા સમાજમા અસ્પૃશ્યતાનુ છે સમાજની પ્રગતિની આડે એ મોટો અંતરાય છે ધર્મને નામે હિંદુ સમાજ પોતાના જ અંગભૂત એક મોટા સમુદાય ઉપર હડહડતો સામાજિક ને ધાર્મિક અન્યાય કરી રહ્યો છે, એટલું જ નહિ પણ એ આખાયે વર્ગનું આર્થિક શોષણ પણ ધર્મના ઓઠા હેઠળ સદીઓથી ચાલી રહ્યું છે આ અન્યાય ને શોષણ જ્યાં સુધી દૂર કરવામાં આવે નહિ, ત્યાં સુધી આર્થિક નૈતિક ને સામાજિક સ્વરાજ્ય ઘણું ઘણું દૂર રહેશે. પૂ. મહાત્માજીએ રાષ્ટ્રીય મહાસભાના રચનાત્મક કાર્યમા અસ્પૃસ્યતા નિવારણને પહેલુ સ્થાન આપી સ્વરાજ્યના ચણતરમાં એ કામની અગત્યતા ને આવશ્યકતા તરફ સમાજનું લક્ષ કેન્દ્રિત કર્યું છે. એમના જ ભગીરથ પ્રયત્નથી હિંદુ સમાજ સદીઓની કુમ્ભકર્ણની ઊંઘમાંથી જાગ્રત થયો છે ને ધર્મને નામે જે પાપ કરી રહ્યો હતો તેનુ પ્રાયશ્ચિત કરવાને પ્રયત્નશીલ થયો છે મુંબઇ પ્રાંતની ધારાસભાએ હરિજનોની સામાજિક અડચણો દૂર કરવાને એક ધારો સને ૧૯૪૭ ની શરૂઆતમા પસાર કરી સમાજનુ કલંક ધોવાને પ્રામાણિક પ્રયત્ન કર્યો છે એ ધારો આજે આખા પ્રાંતમાં અમલમાં આવી ગયો છે

આ ધારો હરિજનોના હકોનુ જાહેરનામુ છે. તે હરિજન હોવાને કારણે જે જે અડચણો સમાજે ઉભી કરી હતી તે તમામ અડચણો દૂર કરવામાં આવી છે દા. ત. કોઈપણ હરિજન અધિકારી મંડળના તાબા હેઠળના હોદ્દા માટે તે હરિજન હોવાને કારણે નાલાયક ગણી શકાશે નહિ, હિંદુ સમાજની બીજી સઘળી જ્ઞાતિઓ ને વર્ગો જે જળાશયો, નવાણો, પાણીના નળ, ટાંકી સ્મશાન વિ. વાપરતા હોય તે તમામ વાપરવાનો હરિજનોને અબાધિત હક આપવામાં આવ્યો છે, ભાડાના વહન ચલાવવાનો ને તેમા જવા આવવાનો હક આપ્યો છે, સાર્વજનિક ધર્મશાળા કે

સ્થાનમા જવા આવવાનો ને વાપરવાનો હક્ક જ્યાં સામાન્ય રીતે બીજી સઘળી જ્ઞાતિઓ તથા વર્ગોના સભ્યો આવતા હોય તે દુકાનોમાં આવવાનો હક્ક વિ. હક્કો આપ્યા છે આ હક્કોના ભોગવટામાં જે કોઇ નિયંત્રણ મૂકે અથવા તે હક્ક આપવામાં ભેદભાવ રાખે તો તેવા થયેલ ગુન્હાની સાબિતી થયેથી તેને ત્રણ માસની કેદની સજા અથવા રૂ. ૨૦૦) નાં દંડની સજા અથવા બને પ્રકારની શિક્ષા થશે. બીજી વખતનાં ગુન્હા માટે ૭ માસની સજા ને રૂ. પાંચસોના દંડની શિક્ષાનો પ્રબંધ કર્યો છે અને ત્રીજી વખતના ગુન્હા માટે એથી પણ વધુ શિક્ષા કાયદામાં ફરમાવવામાં આવી છે. આ ધારાની અન્વયેના ગુન્હાને 'કોગ્નિઝેબલ' એટલે કે પોલીસ ગુ ન્હાની તપાસ ચલાવી શકે એવા ગણાશે.

આ ધારામા ફક્ત ૧૧ કલમો છે આટલો ટુંકો કાયદો સમાજમાં ક્રાન્તિ આણી અસ્પૃશ્યતાની જડ દૂર કરે એવી તમામ શક્યતાઓ છે. પણ કાયદાથી સઘળુ ન થઇ શકે. એનો લાભ સર્વ લઇ શકે તે માટે વાતાવરણ તૈયાર કરવુ જોઇએ હરિજન સેવક સંઘો ઉપર એક મોટી જવાબદારી આવી પડી છે સમાજ સેવકોને મહાસભાની જીલ્લા સમિતિઓ ને તાલુકા ને ગ્રામ સમિતિઓ પોતાની શક્તિ, આ પ્રશ્ન તરફ આપવી જોઇએ. ગીત પત્રો, પત્રિકા, ને એવા ગુન્હાની તપાસ ચલાવી શકે એવા ગણાશે વ્યાખ્યાન દ્વારા આ ધારાનો ખૂબ પ્રચાર થવો જોઇએ. એ ધારો પોથીમાં ન રહે તે જોવાની જવાબદારી પ્રજાના સેવકો ઉપર છે પ્રજાના સેવકો આ કપરૂ ને અણગમતુ કામ હાથમા લઇ હિંદુ સમાજનો સડો દૂર કરી સ્વરાજ્યનું અમૃત કરશે એટલી આશા પૂ. મહાત્માજીના પચાસ વર્ષના શિક્ષણ પછી રાખવી જરાયે વધારે પડતી નથી.

હિંદુ સમાજ ને પ્રજાના સેવકો જાગે ઉત્તિષ્ઠત, જાગ્રત પ્રાપ્ય વરાન્નિ બોધત ।

---

રાત્રે મોડા આવેલા પતિને પત્નીએ પૂછ્યુ, "કેટલા વાગ્યા ?" પતિએ કહ્યુ, "એક" એટલામાં પરિ-ચાળમાં ત્રણના ટકોરા પડયા પતિ માથુ ખ જવાળતો બબડયો, "આપણુ ઘડિયાળ તોતડાય છે."

• • • •

મિ. પાવસ મિ. સ્ટોરમાં ગયા અને સેલ્સમેન પાસે બીના મોડલની એક સેટ માગી, સેલ્સમેને પૂછ્યુ, "તમારી પત્ની માટે જોઇએ છે કે વધારે સરસ અને કિંમતિ સેટ જોઇએ છે ?"

• • • •

કંઇક સ્વરે ગાઇ અનિયમિતપણે હાર્મોનિયમ વગાડતી યુવતીના રૂમનું બારણું પોલિસે જોર મારી ઉઘાડયુ યુવતીએ પૂછ્યુ, "કેમ અહીં આવ્યા છો ?" પોલીસે કહ્યુ, "કોઇએ અમને ટેલિફોન કરી જણાવ્યુ કે તમારા રૂમમા તાનસેનનું ખૂન કરવામાં આવે છે"

• • • •

જગતની અશાન્તિના બે મુખ્ય કારણો છે. મૂર્ખાઓ તેમના અભિપ્રાયો બરાબર છે એમ ખાત્રી પૂર્વક માને છે અને બુધ્ધિશાળીઓ શંકાશીલ રહે છે—બાટ્રાન્ડ રસેલ.

• • • •

"હું સુંદર કન્યા પરણું કે બુધ્ધિશાળી છોકરી શોધી લગ્ન કરું ? તમારી શું સલાહ છે ?"
"મને ખાત્રી રહે છે કે તને બે ગાંધી મળે તેમ નથી સુંદર છોકરીને સારો વર ગણશે અને બુધ્ધિશાળી છોકરી સારી સમજ બતાવશે"

• • • •

આપણે મને આપણે કેવા મહત્વના માણસ છીએ અને બીજા કેટલા તુચ્છ છે—એ વિષેના આપણા વિચારો છુપાવવામા આપણુ સુશિક્ષિતપણુ રહ્યુ છે—આર્ટ ક્રેન.

# સર ચીમનલાલ સેતલવડ ×

[Sir Chimanlal Setalvad's Recollections & Reflections Published by Messrs Padma Publications Ltd, Bombay Price, Rs. 12-8-0
સર ચીમનલાલ સેતલવડની આત્મકથાનો અભ્યાસ]

વીસમી સદી પહેલાની વાત છે. એકવડા બાંધાનો પણ સશક્ત એક હિંદી યુવાન એડવોકેટ અમદાવાદથી ઉપડતા મેલમાં ફર્સ્ટક્લાસના એક કંપાર્ટમેન્ટમાં પોતાની જગ્યા લે છે. સામેની બેઠક પર કોઈનો સામાન પડેલો છે, થોડી મિનિટે બીજો ઉતારુ આવે છે. તે ગોરો છે એક હિંદીને જોઈને તેના મુખ પર કંટાળાના ચિન્હો તરવરી ઊઠે છે, તિરસ્કારમાં હાથ ખંખેરતો તે તેના નોકરને પોતાનું બિછાનું ફર્સ્ટક્લાસના બીજા કંપાર્ટમેન્ટમાં લઈ જવા કહે છે અને તે ઉતરી જઈ ત્યાં બેસે છે. યુરોપીયનના ચેન ચાળા જોઈ એ હિંદી યુવાન રોષે ભરાય છે. ગાડી ઉપડે છે યુવાન વકીલ તેના નોકરને બોલાવી પોતાનું બિછાનું બાંધવા કહે છે અને બીજે સ્ટેશને ગાડી થોભે ત્યારે પેલા ગોરાવાળા કંપાર્ટમેન્ટમાં જઈ પથારી પથરાવી નિરાંતે સૂએ છે અને જે ગોરાને હિંદીની હાજરીથી સૂગ ચડી હતી, તેની સાથેજ તેને મુસાફરી કરવી પડે છે.

આજ એડવોકેટ એક વખતે માથેરાનથી પાછા ફરતા એવાજ પ્રસંગમાં સંડોવાય છે. વાઘર સ્ટેશને પાંચ છ કલાક થોભવાનું હોવાથી એડવોકેટ અને તેનો કારકુન વેઈટીંગ રૂમમાં પથારી પાથરી રાત્રે સૂતા છે. બે યુરોપીયનો આવે છે. હિંદીઓને જોઈને સૂગ ચડે છે. તેઓ પૂછે છે "તમારી પાસે ક્યા વર્ગની ટિકિટો છે?" એડવોકેટને યુરોપીયનોની પડી નથી. તેમને કશો જવાબ આપવા ના પાડે છે, ત્યારે ગોરાઓ સ્ટેશન માસ્તરને બોલાવી લાવે છે, અને તેમને માલમ પડે છે કે એડવોકેટ પાસે ફર્સ્ટ ક્લાસની અને તેના કારકુન પાસે સેકંડની ટિકિટ છે. તેઓ બહાર રહેવા કરે છે પણ હિંદીઓ સાથે વેઈટિંગ રૂમમાં બેસી શકતા નથી. એડવોકેટના મગજનો કીડો સળવળે છે. તે તેના કારકુનની ટિકિટ ફર્સ્ટની કરાવી માગે છે અને પછી તેને સૂચના આપે છે. "ટ્રેનમાં ફર્સ્ટ ક્લાસના બેજ કંપાર્ટમેન્ટ આવે છે. માટે ટ્રેન આવે કે તરતજ તમારે ફર્સ્ટના એક કંપાર્ટમેન્ટમાં જગ્યા લેવી અને બીજામાં હું દાખલ થઈશ. ગોરાઓ હિંદી સાથે કાં તો રાત કાઢે અગર જોઈએ તો મુસાફરી ન કરે પણ આપણે તેમાંથી ઉતરવું નહિ" ટ્રેન આવતાં ગોઠવણ પ્રમાણે બેઠકો લેવાય છે, ગોરાઓ ધુંવાપુંવા થાય છે. મુંઝાય છે, સ્ટેશન માસ્તરને બોલાવે છે, સ્ટેશન માસ્તર સમજાવી જુએ છે પણ હિંદીઓ પોત પોતાના કંપાર્ટમેન્ટમાંથી ઉતરવા ના પાડે છે અને કહે છે કે 'મને મારા ખાનામાં ઠીક ફાવે છે. કશી હરકત નથી'. લાચાર બની એક ગોરો એક ખાનામાં અને બીજો બીજામાં હિંદી સાથે બેસે છે.

રંગભેદ જ્યારે કટુતર હતો, અને તે ગોરાઓને જોતાં ભલભલા હિંદીઓ ધ્રૂજી પડતા, અરે હિંદી અમલદારોને પણ ગોરા અમલદારોને જોતાંજ સલામ કરવી પડતી, તેમ ન કરે તો લાત સહન કરવાના કિસ્સા બનતા, તે જમાનાની આ વાતો છે. એ નીડરતા બતાવનારા એડવોકેટ તે સર ચીમનલાલ. જરૂર પડયે ગોરા સામે રાત્રે દ'દ કરી લેવાની તૈયારી બતાવનારને કોઈ બીક કહી શકશે! અને કહેવામાં આવે કે મવાળ ડરપોકણ હોય ત્યારે તે પોતાને વિનિત પક્ષનો કહાવે છે. વિનિત પક્ષના આગેવાન સર સેતલવડે અનેક વખતે આમ 'હિંમત' બતાવ્યાના

પ્રસંગો તેમની આત્મકથામાંથી જાણવા મળે છે તો આવા નીડર પુરુષને કોણ બીક ધરે? વિનિતો એટલે ડરપોકણો એ માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે. અસહકારની નીતિમાં માનતા ન હોવાથી જ આવા પ્રતિભાશાળી પુરુષો મહાસભા છોડી ગયા છે. આજે જ્યારે સ્વરાજ આવ્યું છે ત્યારે એવા વિનિતોની રાજ્યશાસનમાં અતિ જરૂર છે. કોંગ્રેસે કોઇ એકસ ઉકાળને વીણીને શોધી હાથમાં લીધા છે પણ એવા ઘણા રાજમુત્સદીઓના અનુભવની શાસનકાળની શરૂઆતમાં આવશ્યકતા છે. જેણે લાઠી ખાધી હતી તેજ રાજ કરે—એ માન્યતાથી ચાલવામાં આવે તો કારભારમાં ઘણા મીંડાળા નભશે. આ પરિસ્થિતિનો જનતાને ઠીક ઠીક અનુભવ તો થાય જ છે.

મહાસભાના જન્મથી તે અત્યાર સુધીની તેની કારકીર્દિની કઇ હકીકતો આ ગ્રંથમાંથી જાણવા મળે છે સ્થાનિક સંસ્થાઓની પ્રગતિ, યુનિવર્સિટીની અડચણો, તેનું નિવારણ અને વિકાસ, ધારાસભા, કાઉન્સીલો, હાઇકોર્ટ, જજો, બેરિસ્ટરો, એડવોકેટો વિ. સંબંધી હકીકતો રજુ કરતો આ ગ્રંથ માહિતીની એક ખાણ છે. કેટલાક ગવર્નર અને વાઇસરોયના સ્વભાવ અને વર્તન વર્ણવી સર ચીમનલાલે તેમના વિષે આપણને નાની માહિતીઓ આપી છે, હંટર કમિટિના સભ્ય તરીકે લોર્ડ હંટરને સર ચીમનલાલે આપેલો સણસણતો જવાબ, "હમે અંગ્રેજોને દેશમાંથી હાંકી કાઢીએ તો તેમાં કશું ખોટું નથી." વાંચી આપણે સર ચીમનલાલની પ્રશંસા કર્યા વિના રહી શકતા નથી. એ જમાનાની નીડર અને નિસ્પૃહી એડવોકેટ કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવને, પણ મળ્યા વિના લક્ષ્મીવિલાસ મહેલમાંથી પાછા નીકળી આવ્યા હતા. શા માટે? યુરોપિયનોને જોડા પહેરી પ્રવેશ કરવાનો અધિકાર તો હિંદીઓને શા માટે તે છૂટ નહિ?

વકીલોને તો આ ગ્રંથ વાંચ્યા વિના ચાલશે નહિ. કાયદાની આંટીઘુંટી, જજોના સ્વભાવ, જ્ઞાન, અજ્ઞાન, તે વિષેના રમુજી કિસ્સાઓ, કેટલાક જાણવા જેવા અને કેટલાક અસાધારણ કેસોનું બ્યાન આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે કોઇ ન્યાયાધીશની કુટેવ કે કોઇ વકીલની કુનેહ, કે તેમની વચ્ચે થયેલી ટપાટપી એવું પણ આ ગ્રંથમાંથી જાણવાનું મળે છે. કામેરનો, તીલક મહારાજના પરના, મુળજી જેઠાના સ્પીશીબે કેનો, હોર્નિમેન ઉપરનો એવા અનેક કેસો સંબંધીની રસિક વિગતો આ ગ્રંથમાં આપવામાં આવી છે ઠેર ઠેર એટલા કિસ્સાઓ આ ગ્રંથમાં ભર્યા છે કે જે વાંચતા વાચકને વિનોદ સાથે જ્ઞાન મળે છે. જિન્ના, ભૂલાભાઇ, મુન્શી, તેમજ, સર ફીરોજશા મહેતા એવા અનેક વકીલો વિષે આ પુસ્તકમાંથી માહિતી રજૂ કરવામાં આવી છે બીલ નહિ ચૂકવતા કજીઆખોર અસીલ પાસે સોલિસિટર પોતાની ફી કેવી રીતે મેળવે છે, કાયદાના બારીક મુદ્દાઓ, મોટા વકીલનો અસાધારણ રીતો એવું ઘણું આ ગ્રંથમાંથી જાણવા મળે છે

અને સર ચીમનલાલની પ્રેક્ટિસ વિશાળ પાયા પર હોવાથી તેમના અનુભવોનો વાચકને મોટો લાભ મળે છે. કાઠિયાવાડના સ્ટેટો, નાભા, વડોદરા, જૂનાગઢ, ધરમપુર, ખંભાત, ગ્વાલિયર, ઇંદોર, હૈદ્રાબાદ, માઇસોર એવા અનેક સ્ટેટો તરફથી તેમને પ્રસંગે પ્રસંગે રોકવામાં આવ્યા હતા. તે વિષેની હકીકતો વાચકને રસમય વાંચન પૂરું પાડે છે વરસોથી દેવળ પર ફરકતી ધજા તૂટી પડતાં બીજી ધજા કોણ ચડાવે શ્વેતાંબર કે દીગંબર? એવા નજીવા કારણથી ઉત્પન્ન થયેલા કજીઆ મોટું સ્વરૂપ લઇ સેતલવડ અને જિન્ના જેવા ધારાશાસ્ત્રી રોકી લડે એવું વાંચી હસ્યા વિના રહી શકાતું નથી.

માર્કવીસ રિપનથી રાજકીય ઇતિહાસ શરૂ કરી, મહાસભાની પ્રગતિના ઇતિહાસની કડીઓનું

વર્ણન કરી, નાના મોટા બીજા ચર્ચા, હિન્દની સ્વરાજ પ્રગતિ વિષે નોંધ કરી સર ચીમનલાલ કેબીનેટ મીશન સુધી આવી પહોંચે છે, એ ગાળે મહેતા, શાસ્ત્રી, ભિઝાટ, મહાત્મા, નેહરુઓ, જીન્હા, મુસ્લિમ લીગ, આંબેડકર, વિ. સબંધી અનેક જાણવા જેવી બાબતો રજુ કરે છે. લોર્ડ રીડીંગ ૧૯૨૧માં સંપૂર્ણ પ્રાંતિક સ્વરાજ આપવાનું કહે છે, દરેક દેશ નેતા તે સ્વીકારે છે, તે લેવા તત્પર થાય છે પણ ગાંધીજી ના પાડતાં એ ખોળંભે પડે છે. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ વખતે હરિજનોને અલગ મતાધિકાર ન આપવા માટે ગાંધીજી હઠ કરે છે. ત્યારે પુના પેક્ટમાં સમાવેશ કરવામાં આવી છે, તેવીજ શરતો મહાત્મા સમક્ષ રજુ કરવામાં આવે છે તેમાં હરિજનો માટે ઓછી બેઠકો રાખવા માટે માગણી હતી બંગાળાની ધારાસભામાં હરિજનો માટે માત્ર દશ બેઠકો જ માગવામાં આવી હતી પણ ગાંધીજી એ સમાધાની સ્વીકારતા નથી. છેવટે પુનામાં બંગાળા ધારાસભા માટે હરિજનો માટે ત્રીસ બેઠકો રાખી, તેમજ બીજે પણ વધારાની બેઠકો હરિજનોને આપી, અપવાસ કરી સમજુતી કરે છે એવું વાંચી આપણને નવાઈ તો થાયજ અને બંગાળના ઉચ્ચ વર્ણ હિંદુઓને થયેલો અન્યાય સમજુ વાચકોને જરૂર ડખે જ. સર ચીમનલાલે પોતાના રાજકીય વિચારો નિખાલસ પણે સ્પષ્ટતાથી જણાવ્યા છે છતાં તેમણે એવો આત્મ સંયમ રાખી આત્મકથા લખી છે કે મહાસભાના કે બીજા કોઈ પક્ષ પર કડવી ટીકા કરી નથી તેથી સર્વપક્ષના સભ્યો આ ગ્રંથ કંટાળ્યા વિના રસભેર વાંચી શકે છે.

રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ વખતે ગાંધીજી ઇસ્ટ લંડનમાં રહ્યા હતા પણ કોન્ફરન્સના મેમ્બરો વેસ્ટમાં એક મકાનમાં ખાનગી ચર્ચા માટે ભેગા મળતા, ત્યાં ગાંધીજી પણ આવતા બધા સભ્યો જોડે ચર્ચા કરતાં ગાંધીજી કાંતતા હતા, ત્યારે સર ચીમનલાલે સ્હેજ કંટાળો કરીને કહ્યું, "તમે આ મહત્ત્વની ચર્ચા વેળા તો કાંતવું જરા બંધ કરો" મહાત્માજીએ હસી કહ્યું, "લો, તમે કહો છો એટલે બંધ કરૂં" પણ થોડી મિનિટો પછી પાછું કાંતવું શરૂ થાય છે સર ચિમનલાલે તેજ વેળા ગાંધીજીને પૂછ્યું, "તમે ૧૯૧૯ નો ઇન્ડીયા એક્ટ વાંચ્યો છે !" ગાંધીજીએ ના પાડી, ત્યારે શ્રી. સેતલવડે આશ્ચર્યમાં પૂછ્યું, "તો તમે તે વિષે અભિપ્રાય કેવી રીતે આપી શકો ?" ગાંધીજીએ જવાબ વાળ્યો, "તમે મોટાભાઈ છો તમે મને ઠપકો આપી શકો."

સર ચીમનલાલના યુરોપના એક પ્રવાસ વખતે તેઓ મુસોલિનીને મળ્યા. મુલાકાત દરમ્યાન સરમુખત્યાર બધો વખત ઊભો રહી જ વાત કરે છે. મુલાકાત લેવા આવનાર માણસ કદાચ હુમલો કરે તો ઊભો રહેલો મુસોલિની તેને તરતજ દબાવી શકે! ઇંગ્લેંડના મહાપુરુષો સબંધી પણ ઘણી જાણવા જેવી વિગતો આ ગ્રંથમાંથી મળે છે

સર ચીમનલાલની પ્રવૃત્તિ અનેક ક્ષેત્રમાં હોવાથી આ ગ્રંથ દરેકને કંઈને કંઈ ઉપયોગી વાચન પુરૂં પાડે છે. કોંગ્રેસ, મુસ્લિમ લીગ અને તેમની વચ્ચે સમાધાની માટે થયેલા પ્રયાસોની વિગતવાર હકીકત પૂરી પાડે છે. સાઇમન કમિશન, રાઉન્ડ ટેબલ કોન્ફરન્સો, ક્રિપ્સ યોજના, કેબીનેટ મીશન, વેવલ પ્લેન એવા ઘણા બનાવો સંબંધી ઝીણવટભરી વિગતોની માહિતી આ આત્મકથામાંથી જાણવા મળે છે. એ હકીકત આપવામાં ખરો ઇતિહાસ રજુ કરવાનો શ્રી. સેતલવડનો આશય છે. છેલ્લી અડધી સદી ઉપરાંતના સમયનો હિંદી ઇતિહાસ આ પુસ્તકમાં તટસ્થ પણે સાદર કરવામાં આવ્યો છે

આખું પુસ્તક વાંચી જતાં વાચકને શ્રી. સેતલવડની નીડરતા, નિઃસ્પૃહતા, નિખાલસતા, સ્પષ્ટવક્તૃત્વ અને જ્વલંત પ્રતિભાનો સુંદર ખ્યાલ આવે છે અને તેમની મહત્તા માટે સહજ જ પ્રશંસાના ઉદ્ગારો નીકળે છે.

સામાન્યત ન જાણવા મળતી અનેક વિગતો આ ગ્રંથમાંથી જાણવા મળે છે અને લેખકના અનેક ક્ષેત્રના અનુભવો એમાં સમાયેલા હોવાથી વાચકોને તે માહિતીપૂર્ણ ઉપયોગી વાચન પુરૂં પાડે છે. સર ચીમનલાલની દેશ સેવાના ફાળામાં આ આત્મકથા મહત્ત્વનો ઉમેરો કરે છે

ર. પ. મ.

# સાબરમતી દૂર—નોઆખલી નજીક

ર. પ. મ.

અમારા એક મિત્રને એક યુવકસંઘને રમતની હરીફાઈ માટે એક ચાંદીની શિલ્ડ આપવી હતી. તે એક કલાકાર પાસે ગયા અને તેને કહ્યું, "હિન્દના નકશાવાળી મને એક શિલ્ડ બનાવી આપો." "કયા હિન્દનો નકશો? તમે શિલ્ડ પર કયો નકશો માગો છો? ભાઈ, આજ હિંદના નકશા વિષે મને કશો ખ્યાલ આવતો નથી મારી કલ્પનાના ચૂરેચૂરા થઈ ગયા છે." કલાકાર ઘણો દુખાર્ત દેખાયો તેણે કરગરી એ મિત્રને પ્રાર્થના કરી, "ભાઈ તમારો એ ઓર્ડરનો હું અમલ કરી શકું એમ નથી, તમે એ વિષે મને હવે કંઈ વધારે કહેશો નહિ અને તમારા પેર પધારો."

ઈ. સ. ૧૯૪૭ ના ઓગસ્ટની ૧૫મી એ હિંદના ઇતિહાસમાં સૌથી કાળો દિવસ છે. એ જ મહાદીપનો દિવસ આનંદમાં ઉત્સવવા માટે આપણને આજ્ઞા કરવામાં આવે પણ આનંદ કેમ નીપજે? હજારો વર્ષ—યુગોથી અખંડિત રહેલા દેશના ટુકડા જે દિવસે થાય, ત્યારે ભારત માતાના ઊર્મિલ પુત્રો આનંદ કેમ માણી શકે? એક સામાન્ય કલાકાર હિંદના ભાગલાના વિચારથી કંપી ઊઠયો, ત્યારે સહૃદયી સજ્જનોની કેવી હૃદયવ્યથા થતી હશે. હિંદની નદીઓના નામ ગણાવતો, હિંદ એ રાષ્ટ્ર છે એવી ભાવનાવાળો શ્લોક અને સમર્થનમાં પુરાણસાહિત્યમાંથી બીજા અનેક એવાં અવતરણો અત્યાર પર્યંત આપણી સમક્ષ ધરવામાં આવ્યાં છે 'પાકિસ્તાન મુર્દાબાદ' ઝીણાનું મિથ્યા સ્વપ્ન છે, એવા હદ અભિપ્રાયો જનતામાં આવેશપૂર્વક પ્રચાર કરવામાં આવ્યા હતા. જનતા આજે ઠગાઈ છે. જિન્હાને શેખચલ્લી કહેનારા શેખચલ્લી નીવડયા છે. યુગોથી અખંડિત રહેલી ભારત માતના ટુકડા ભિડાવવામાં આવ્યા છે; ત્યારે અમને ફરમાવવામાં આવે છે કે "આનંદ કરો!"

પરદેશી સત્તાની ધુંસરી ફેંકી દેતાં જરૂર મનને આનંદ થાય પણ દેશમાં ભૂખમરો પ્રવર્તે છે, દુષ્કાળના પગરણ થયા છે. પાકિસ્તાનની લઘુમતિઓનાં જીવ ઊંચે છે, દેશભરમાં કોમી હળાહળ વ્યાપ્ત છે, ત્યારે મુક્તિનો આનંદ ઘડીભરમાં ઓગળી જાય છે, તે ઉત્સવમાં પરિવર્તન પામતો નથી.

મુસ્લિમો પાકીસ્તાનમાં લઘુમતિઓ પર જે અન્યાય અને જુલમ ગુજારે છે, તે અહીં હિંદમાં રહી આપણે શાંત ચિત્તે જોઈ રહ્યા છે. માલ મિલકત મૂકી તે પ્રદેશ મહામહેનતે છોડી આવેલાને કંઈ સહાય કરવાને બદલે સલાહ આપવામાં આવે છે, "તમે ત્યાં પાછા જાઓ" એ સલાહ સિદ્ધાંત ખાતર ખરી છે પણ હિંદુઓને સંગઠિત કરવા કૉંગ્રેસે કંઈ કર્યું છે? પાકિસ્તાનમાં ગભરાઈ ગયેલા હિંદુઓને વહારે કહી દોડી ગઈ છે? બંગાળાના ભાગલા પડ્યા ત્યારે હિંદમાં જતા ભાગલાના મુસ્લિમોને સુહરાવર્દી ધીરજ આપે છે, "તમે ડરશો નહિ અમે કંઈ દૂર નથી એવું નથી કે અમે તમારી મદદે આવી ન શકીએ." અમારા યુવાનોની પ્રવૃત્તિથી, અમારા પૈસે, અમારા મતોથી મોટી થયેલી મહાસભાના આગેવાનો અમને આવું આશ્વાસન પણ આપી શકતા નથી "તમે જાતે બચાવ કરતાં શીખો." સાથિયા પૂરવાના હોય, સરઘસ કાઢવાનું હોય તો અમારા આગેવાનો ઘરવીર બની અમને ઉત્તેજન આપવા બહાર નીકળી પડે છે પણ આત્મરક્ષણનો અગત્યનો પ્રશ્ન ઊભો થાય ત્યારે તેઓ કહે છે, "હિંદુઓ કાયર છે તેમને બચાવ કરતાં શું થાય?" જનતા જાતે initiative કેવી રીતે

છે ? અને હોય ત્યારે તેની પ્રવૃત્તિ પર અંકુશ રહેશે ? નાની મોટી બાબતોમાં તમે દોરવણી આપતા હવે અમારી ભીડ પ્રસંગે દૂર કેમ નાસો છો ? વળી હિંદુઓ કાયર છે એ દલીલમાં કશું વજુદ નથી. જે કુવાનો પોલિસની લાઠી કે બંદુકોથી ડરી નહિ તે ગુંડાઓની છુરીથી બાની જાય એમ બને જ નહી. માત્ર અમારા નેતાઓની સાધુતા કે કાયરપણાને લીધે અમે નિરાધાર બન્યા છે અમારો કોઈ નેતા અમારા રક્ષણની વાત કરે એટલે તે કોમી વાદી છે એવો તેના પર તરતજ આરોપ મૂકવામા આવે છે. પુરુષોત્તમદાસ ટંડન જેવા સાધુ ચરિત મહાત્માઓ આવા આરોપથી મુક્ત ન રહી શકયા તો બિચારા શુકલ કે પાટિલની શું સ્થિતિ થાય ? કોમી રમખાણોના ભીષણ ભડાકાઓ શરૂ થયા ત્યારે નેહરૂએ એકવાર કહ્યું હતું કે 'મહોલ્લા મહોલ્લાએ વ્યવસ્થિત થવું જોઈએ.' પણ હિંદુઓ સંગઠિત બને તે મુસ્લિમ નેતાઓને કેમ રુચે ? તેમાના કોઈએ તરત જ કહ્યું, "એ તો armed peace કહેવાય." અને અમારા નેતાઓ કોમવાદના આરોપના ડરથી ચૂપ બન્યા. એમાં ... સ્લિમો પર આક્રમણની વાત કયાં છે ? કોઈ મુસ્લિમને હાનિ થાય તો અમારા આત્માને જ દુઃખ થાય છે એવી અમારી અંતઃકરણપૂર્વકની માન્યતા છે. કોઈ અન્યાય કરતા હોય તો જરૂર રોકવા પણ એ ભાઈ હુમલો કરે તો તે સામે રક્ષણની યોજના કરવી એમાં કોમીવાદ કયાં આવ્યો ?

પાકીસ્તાનમાં હિંદુઓને મોટા હોદ્દા પરથી ઉતારી મૂકવામાં આવે છે, મુસ્લિમોની નોકરીમાં ભરતી થાય છે, કેળવણી ક્ષેત્રમાં પણ હિંદુઓ પર અન્યાય થાય છે, માલ મિલકત મૂકી હિંદુઓ ત્યાંથી નાસી જાય છે, તેમને ધમકી આપવામાં આવે છે, હિંદમાંના મુસ્લિમ વેપારીઓને ત્યાં આમંત્રણ આપવામાં આવે છે પાકીસ્તાન માટે ફંડો ઊભા કરવામાં આવે છે, ઈપીના ફકીરની, નિઝામની અને બીજા મુસ્લિમ દેશી રાજ્યોની વિધ વિધ તૈયારીઓ વિષે પણ સંભળાય છે, હિંદુઓને ખાસ કરીને હરિજનો વટાળવાની પ્રવૃત્તિઓ વિષે પણ વર્તમાનપત્રોમાં સમાચાર આવે છે. આવી ભયભરી સ્થિતિમાં હિંદુઓ મૂકાયા હોય ત્યારે આપણે અહીં આનંદ કેમ કરી શકીએ ? એ હિંદુઓના રક્ષણ માટે આપણે કંઈ કરીશું નહિ તો તેઓ વટલાઈ આપણા પ્રતિસ્પર્ધી બનશે એનો ખ્યાલ આપણા નેતાને હશે જ ને ? ઇન્ડોનેશિયાનો વિગ્રહ નેહરુ એક શબ્દ બોલી અટકાવી શકે તે માટે અમને ગર્વ થાય છે પણ તે ક્ષણભર ટકે છે. લાહોર અમૃતસર તેમની નજીક ભડભડ બળી રહ્યાં તે તે અટકાવી શકયા હોત તો અમે જરૂર અભિમાન લેત. નેહરુની આંતરરાષ્ટ્રિય મહત્તા અમે ઓછી આંકતા નથી પણ રાષ્ટ્રિય લાગવગનું શું ?

બિહારના અત્યાચારીઓને પોલિસે ગોળીબાર કરી સેંકડોની સંખ્યામાં મારી નાખ્યા છે, બિહારનો પોલીસવડો મુસ્લિમ છે, અત્યાચારીઓને પકડવામાં આવ્યા છે, કેદ પૂરવામાં આવ્યા છે, દંડ કરવામાં આવ્યા છે અને નિરાધાર બનેલા મુસ્લિમોને ફરી વસવાટ માટે જમીન અને પૈસા આપવામાં આવે છે. ત્યારે નોઆખલીનું શું ? ત્યાં પોલીસ અમલદારો મુસ્લિમો છે, ત્યાંના અત્યાચારી પકડવામાં આવ્યા છે ? આ અત્યાચારના અમલી આરોપી જામીન પર છૂટા ફરે છે. હિંદુઓ વ્યવસ્થિત રીતે સંરક્ષણ કરી શકે તેમાં પણ વિરોધો ઊભા થાય છે બિહારમાં લોહી રેડવા તત્પર બનનાર અમારા નેતાઓ નોઆખલીના નિરાશ્રિત હિંદુઓ માટે કશું કરી શકતા નથી. ઝિન્નાની વસ્તી ફેરબદલ કરવાની સૂચનાને અવગણી, ત્યારે હવે હિંદુઓને માલ મિલકત મૂકી પાકિસ્તાનમાંથી નાસી છૂટવું પડે છે. અમારા નેતાઓ તેનો બદલો પાકિસ્તાન સરકાર પાસે અપાવશે એવી આશા રાખીશું.

કાશ્મિરના મહારાજાને પ્રજા કહે તે

ભારતમાં જોડાવા ગાંધીજી સલાહ આપે છે. તેવું ટકા મુસ્લિમ રૈયત તેમને પાકિસ્તાનમાં જ જોડાવા આગ્રહ કરે તો ! એવું જાહેર કરી કાશ્મિરમાં પ્રવેશ કરતા મહાત્માજીનો 'ગાંધી કાશ્મિર છોડી જા' ના સૂત્રોથી મુસ્લિમોએ સત્કાર કર્યો. એ જ સલાહ મુક્તપણે નિઝામને શા માટે આપવામાં આવતી નથી ? નિઝામમાં જે હિંદુ વીરો સામાન્ય હક્કો માટે પ્રવૃતિ કરે છે તેમને સલામ કરવાનું તો દૂર રહ્યું પણ શબ્દમાત્રથી પણ આશ્વાસન આપવાને બદલે ઊલટું તેમના પર કોમીવાદી હોવાનો આરોપ મૂકવામાં આવે છે ? એ રાજની જેલોમાં રાજકીય કેદીઓ પ્રત્યે કેવું વર્તન ચલાવવામાં આવે છે તેની તેમણે કદિ તપાસ કરી છે ? અસહકારની ચળવળ ઉપાડી સિરિશાની નાશિક જેવી જેલમાં જઈ હવા ખાવા જવાનું નથી. સંખ્યાબંધ હિંદુઓ નિઝામરાજ છોડી જવાના આજે સમાચાર આવે છે. તેમને પૂછો કે એ રાજ્યમાં કેવી સ્થિતિ પ્રવર્તે છે. સર મીરઝા ઈસ્માઈલે શા માટે રાજીનામું આપ્યું ?

નોઆખલીમાં મુસ્લિમોને રામનામ ન ગમ્યું, ત્યારે મહાત્માજીએ માત્ર કુરાનમાંથી ફકરો પઢી, મુસ્લીમોને હાથ જોડી જે જે કરવાનું ન ગમ્યું ત્યારે તેમણે સલામ ભરવા માંડી. યુગકાર મહાપુરુષના આ અસાધારણ પ્રયત્નોથી કેટલા મુસ્લિમોના હૃદયો પરિવર્તન પામ્યાં ? કલકત્તાના હિંદુ મંદિરમાં બેસી કલમા પઢતા મહાત્માજીને કોઈ હિંદુ ઓએ સૂચના કરી "એ કલમા પઢનારાના અત્યાચારથી ત્રાસી હું નાસી આવ્યો છું. એ કલમો અહીં ન બોલો " પણ એ મહાપુરુષે એ નિરાધાર હૃદયની પીડાને અવગણી. પચાસ હજાર કે વધારે લોકોએ તાર કે પત્ર લખી મહાત્માને વિનંતિ કરી કે "ઔવધ અટકાવો." મહાત્માએ નિસંકોચપણે જાહેર કર્યું. 'એ પ્રતિબંધ ખોટા કહેવાય' મહાત્માજી અમારા છે, અમારા હૃદયને દુઃખ દેવા તેમને અધિકાર છે પણ તેની હદ હોવી જોઈએ. આજે કેટલાક હિંદુ રાજ્યોમાં વરસોથી ઔવધ બંધ છે, મહાત્માના આ નિર્બંધ તેમને ગણત્રીમાં ન મૂકે ! અમારા પ્રત્યે પક્ષપાત રાખો એવું અમારું કહેવું નથી. અમારી તો માત્ર એટલી વિનંતિ છે કે અમને અન્યાય ન કરો.

પ્રાંતિક સરકાર જ હોમ ગાર્ડની પ્રવૃત્તિ ઉપાડે. કોંગ્રેસ શા માટે તેમ ન કરી શકે ? મુસ્લિમ લીગ સ્વયંસેવક ટુકડીઓ છે જ. નાનેથી મોટો દરેક સરકારી મુસ્લિમ નોકર મુસ્લિમ લીગર છે એમ ખુદ સરદારે જણાવ્યું છે, તો ફક્ત પ્રાંતના હિંદુ નોકરો આર. એસ. એસ. મા જોડાય તો તે પર પ્રતિબંધ શા માટે ? અને એ પ્રવૃત્તિ ખતરનાક છે એવા વર્તમાન પત્રોના અગ્રલેખ શા ? પાકિસ્તાનના મુસ્લિમો કરતાં હિંદમાં વસતા લઘુમતિ મુસ્લિમોએ જ પાકિસ્તાન માટે વધારે જોરશોરથી પ્રવૃતિ ઉપાડી હતી, તે મુસ્લિમોના હૃદય એક દિવસમાં પલટાઈ હવે હિંદને વફાદાર બની ગયા એમ તમે મનાવશો તો અમે જરૂર માનીશું પણ તેમની પ્રવૃતિઓ પર પ્રસંગે પ્રસંગે નજર રાખવી જોઈએ એવી અમને શંકા જાય તો અમને દોષ ન દેશો. તેમની અત્યાર પર્યંતની કારકિર્દી એવી છે તેથી અમારૂ મન ડામાડોળ રહે છે. પાકીસ્તાનમાં લઘુમતિ પ્રત્યે જેવું વર્તન રાખવામાં આવે છે તેવું અહીં કરો એવું અમે કહેતા નથી. એવું તો અમે અમારા સાધુ નેતાઓને કહી જ કેમ શકીએ ? પણ સહેજ તકેદારી રાખવાનું સૂચન કરીએ તો તેમાં કંઈ મોટો ગુન્હો કરતા નથી.

આજે સામાન્ય હિંદુ જનતા મહાસભાની રાજનીતિથી કંટાળી ગઈ છે, ફરી મહાસભાવાદીઓને મત ન આપીશું એવા સૂરો ઉઠે છે પણ એ ખોટું છે. પ્રજાને તેમ કર્યા વિના છૂટકો નથી. કોંગ્રેસને વિખેરી દો એવી સૂચના થાય છે. પણ આજે કોઈ બીજો સમર્થ પક્ષ નથી,

તેથી તેમ કરવું હિતાવહ નથી માત્ર કોંગ્રેસે તેની નીતિમાં થોડા ફેરફાર કરવા પડશે. તેમ ન થાય તો અનેક પક્ષ ઊભા થશે અને રાજકીય સ્થિતિ છિન્ન વિછિન્ન થઇ જશે. જિન્હા સાહેબ અમારા નેતાઓ વાસ્તવદર્શી બને એ જ અભ્યર્થના. કોંગ્રેસ પાસે સરદાર જેવા વાસ્તવદર્શી નેતા છે જ તેમની સલાહને પૂરતી અગત્ય આપવામાં આવે એ જરૂરી છે

મદ્રાસમાં રક્ષણ પ્રવૃત્તિઓ ઉપાડી લે તેમાં કશું ખોટું નથી એમાં મુસ્લિમ સભ્યો છે જ. વળી એ કોમી સંસ્થા નથી એના સ્વયંસેવકો પાસે પહેલી પ્રતિજ્ઞા કરાવો કે કોઇ મુસ્લિમને કનડગત કરતું હોય તો આત્મ ભોગે પણ તેને રક્ષણ આપવું પણ આજે દેશની પરિસ્થિતિ રક્ષણ યોજના માગે છે ત્યારે કોમીવાદના ભાગે રેડાતા જે જનતાએ તમને મોટા કર્યા છે, તેમને નિરાધાર સ્થિતિમાં ન રાખો કારણ કે મહાત્માજીએ કહ્યું છે "સાબરમતી દૂર છે, ને નોઆખલી નજીક છે"

ઉત્સવ વિરોધીઓ ને અમારી વિનતિ છે કે આજે આનંદમાં વિક્ષેપ પડે એવું કશું કરશો નહિ. તમે આનંદ ન માની શકો તો ગાંધીજીએ કહ્યું છે તેમ પ્રાર્થના કરી ઉપવાસ કરો

---

બાપુ આઠ એક જણે વાતો કહેતા જણાવ્યું, "મેં દરેક દેશની યુવતીઓને ચુંબન કર્યાં છે પણ મને કહેવા દો કે મારી પત્નીને ચુમી લેવી એ જ મને ઉત્તમ લાગ્યું છે" પાસે બેઠેલા એક જુવાને બોલી ઉઠયો "ઇશ્વરના સોગન પર કહું, સાહેબ, તમારી વાત અક્ષરશઃ ખરી છે'"

• • • •

---

# આંતરરાષ્ટ્રીય રાજકરણ

વા. ય. કોલ્હટકર

ગયા ૭ માસમાં યુરોપનું અર્થકારણ ડગમગી ગયું છે, આર્થિક વ્યવસ્થાની દૃષ્ટિએ તેના બે ભાગ પડે છે—એક પૂર્વનો અને બીજો પશ્ચિમનો. પૂર્વ ભાગમાં રશિયા, ફિન્લૅન્ડ, પોલૅન્ડ, ઝેકોસ્લોવેકિયા, બલ્ગેરીઆ, રૂમાનિયા, હંગેરી, યુગોસ્લાવ્હિકાયા અને આલ્બેનિયા અને પૂર્વ જર્મનીનો સમાવેશ થાય છે. આ દેશોમાં યોજનાબદ્ધ અર્થવ્યવસ્થા અમલમાં કરવામાં આવેલી છે અને મોટા ઉદ્યોગો સરકારી માલકીના થયા છે. જર્મનીને ખેતીપ્રધાન બનાવવાના હેતુથી ત્યાં સામુદાયિક ખેતીપદ્ધતિ દાખલ કરવામાં આવી છે. આ દેશોમાં અર્થવ્યવસ્થા સર્વાંશે સ્વાશ્રયી બની શકી નથી પરંતુ નિયોજનબદ્ધ આર્થિક પુનર્રચનાથી ઉત્પાદન વધે છે. આથી ઊલટું પશ્ચિમ યુરોપમાં આવેલા ઇટલિ, ગ્રીસ, ઇંગ્લંડ, બેલ્જિયમ હોલેન્ડ, નોર્વે વિ. દેશોમાં હજી પણ વ્યક્તિપ્રધાન અર્થવ્યવસ્થા પ્રવર્તે છે. વિશ્વ વિગ્રહમાં આ ભાગના ઉત્પાદન સાધનોને પૂર્વ ભાગના દેશોની માફક જ નુકશાન થયું છે પણ પૂર્વ પ્રદેશોમાં ઝડપી પુનર્રચના થઇ રહી છે, પરંતુ પશ્ચિમ ભાગમાં યુદ્ધના અમાઉના વખત જેટલું પણ ઉત્પાદન કરવા જેવી સ્થિતિ બની શકી નથી. ઔષધ આપવા છતાં રોગીની પ્રકૃતિ બગડતી રહે તેવી આ વિભાગની સ્થિતિ બની છે. તેનાં અનેક કારણો છે.

વિશ્વ વિગ્રહમાં થયેલા નુકશાનને લઇને પૂર્વવત સ્થિતિ પુનઃ પ્રાપ્ત કરવામાં હજી મુશ્કેલીઓ નડે છે, પૂર્વ યુરોપની યોજનાબદ્ધ પદ્ધતિથી વેપારમાં મંદતા આવી છે. હોલેન્ડ ફ્રાન્સ, ઇંગ્લેન્ડ દેશો પોતાના સામ્રાજ્યોનું રક્ષણ કરવા કરોડો રૂપિયા ખર્ચે છે, આથી પ્રજાની દૈનિક જરૂરિયાતો માટે જોઇતું ઉત્પાદન સાધી શકાતું નથી. ઉદ્યોગો માટે જોઇતો કાચો માલ અને પૂરતા પ્રમાણમાં કોલસા, મેળવવાનું કઠિન બન્યું છે અને ઉત્પાદનના અભાવે દરિદ્રતા વધી છે. દૈનિક જરૂરીઆતો માટે પણ તેઓ કરોડો ડોલરનો માલ અમેરીકાથી મંગાવે છે પણ તેની કિંમતના બદલામાં આપવા તેમની પાસે માલ નથી અને હોય તે માલ અમેરિકા લેવા તૈયાર નથી. ગયા વરસે અમેરીકાએ જેટલો માલ વેચ્યો છે તેના કરતાં સાડાચાર હજાર કરોડ ડોલરનો વધારે માલ ખરીદ્યો છે.

વધારે પ્રમાણમાં થતી ખરીદીનો તોડ કઇ રીતે લાવવો તે જગતમાં અને ખાસ કરીને યુરોપમાં મોટી મુંઝવણનો પ્રશ્ન થઇ પડ્યો છે. બદલામાં માલ આપી ન શકાય તો સોનું ચાંદી આપવું રહે, પરંતુ તે પણ શિલકે નથી. આવી પરિસ્થિતિમાં દેવું કર્યા વિના બીજો ઉપાય રહેતો નથી. પશ્ચિમ યુરોપમાં આવી કરોકડી ઊભી થઇ છે. ખુદ ઇંગ્લેન્ડે પણ ગયા વરસે નેવું કરોડનું દેવું કર્યું છે, હજી મોટું કરજ કરવાની તેને જરૂર રહે છે. સામ્રાજ્ય સાચવવા પાછળ થતો ખર્ચ અટકાવી તે પૈસાનો દૈનિક જરૂરિયાત માટે ઉત્પાદન વધારવામાં ઉપયોગ કરવામાં આવે તો અમેરિકાનું દેવું કરવું ન પડે પણ સામ્રાજ્યશાહી રાજનીતિને એ રૂચે નહિ. સામાન્ય જનતા અને રાજકર્તાઓ વચ્ચે આ બાબત વિષે હવે દિનપ્રતિદિન વિરોધ વધતો જ જાય છે.

યુદ્ધ કાળમાં અમેરિકાને ઘણો ફાયદો થયો છે, તેની ઉત્પાદન શક્તિ પ્રચંડ પ્રમાણમાં વધી છે, વિશ્વના ઉત્પાદનનું સાઠ ટકા અમેરિકા ઉત્પાદન કરે છે. આમ બેફામ ઉત્પાદન વધવાથી શિલક પડતી રકમનો અવાસ્તવિક ફુગાવો થયો છે અને એ પૈસા અને માલનો કેવી રીતે નિકાલ કરવો તે પ્રશ્ન અમેરિકા સામે ખડો

થયો છે અમેરિકાની શાહુકારી અને પશ્ચિમ યુરોપીય દેશોની જરૂરિયાતને લઈને જન્મેલો માર્શલ પ્લાન. પશ્ચિમના દેશો પર પોતાનું આર્થિક વર્ચસ્વ રાખવાનો અમેરિકન હેતુ છે અને તે દેશોને પણ એ માટે વિરોધ નથી.

આથી જનતામાં ભીતિ વધી રહી છે કે દેશો પ્રતિવર્ષે વધારે દેવામાં ડૂબતા જશે અને કાયમની સ્થિતિ બગડશે. અમેરિકાની લાગવગ રોકળ ન રહેવાય તો આપણી પાયમાલી છે એમ ત્યાંના રાજકર્તાઓ માને છે. જનતાને રોટલો અને રોજગાર જોઈએ છે તેથી તેમને નિયોજન મદદ આર્થિક વ્યવસ્થા ખપે છે. આમ રાજકર્તા અને આમજનતા પક્ષો વચ્ચે ભેદિલી વધે છે

માર્શલ યોજના સફળ થાય તો મરતા મૂડીવાદને ઇન્જેક્શન આપી થોડી વધારે વાર શ્વાસ ટકાવી રાખવા જેવું નીવડશે. પણ એમ દવા આપવાથી જીવન ટકાવી ન શકાય. થોડા સમય પછી પશ્ચિમના આ દેશો દેવાના બોજાથી ત્રાસી ઊઠશે અને એટલે અમેરિકન માલનો ઉપાડ ન કરશે એટલે અમેરિકામાં આર્થિક મંદી આવશે, બેકારી વધશે. આ યોજનાના એવા પરિણામો આવશે એવું અમને દેખાય છે

માર્શલ પ્લાનના કેટલાક અગત્યના મુદ્દા આપણે તપાસીએ. અમેરિકાએ શરૂઆતમાં જાહેર કર્યું હતું કે અમેરિકા આ દેશોને દરેકને અલગ વ્યક્તિગત સહાય આપશે, મદદ આપવી કે ન આપવી તે અમેરિકાની સ્વતંત્ર મરજી પર આધાર રહેશે, છતાં સહાય શોધતા દેશોને અમુક ચોક્કસ માલની સહાય આપીશું એવું વચન અમેરિકાએ સ્વીકાર્યું નથી. આમ માર્શલ યોજના સહાયની ચોક્કસ રૂપરેખા આપતી નથી. યુરોપના દેશોએ ભેગા મળી તેમની જરૂરિયાતો નક્કી કરવી જોઈતી હતી અને પછી તેમની એકસપીલી માગણી અમેરિકા સમક્ષ મૂકવી જોઈતી હતી. પરંતુ આ યોજનાથી એવું બન્યું છે કે એ દેશો પોતાનું આર્થિક આયોજન સ્વતંત્ર રીતે નિર્માણ ન કરી શકે યુદ્ધ અગાઉ મધ્ય યુરોપના કેટલાક દેશોને ફ્રાન્સ અને ઈંગ્લેંડમાં પ્રવર્તતી યોજનાઓ અખત્યાર કરવી પડી હતી. માર્શલ યોજનાથી પણ એ ઉણપો ચાલુ રહેશે અને દેશો સ્વતંત્ર રીતે પોતાના માટે યોજનાઓ ઘડી શકશે નહીં. આ કારણને લઈને રશિયાએ આ યોજનાનો વિરોધ કર્યો. પૂર્વના દેશોએ વેપારી કરારો કર્યા હતા. પણ માર્શલ યોજનાને લઈને હવે ઈંગ્લેન્ડ, ફ્રાન્સ તેથી અલગ રહેશે. રશિયાએ દેશોને એકત્રિત માગણી કરી સહાયની વિગતો જાણવા માટે સૂચના કરી પણ સામ્રાજ્યવાદીઓને એ રુચિકર ન હતું, પશ્ચિમ યુરોપની સરકારોએ એ યોજના કબૂલ રાખી છે પણ આમ જનતાનો તે સામે વિરોધ છે જ. હજુ એ યોજનાને ચાર માસ પછી અમલમાં આવનાર છે હજુ શું થશે તે ચોક્કસ કહી ન શકાય દરમ્યાન ઇંગ્લેન્ડમાં આર્થિક કટોકટીએ ઉગ્ર સ્વરૂપ લીધું છે. નિકાસ કરતાં આયાત વધી રહી છે, ડૉલરની અમેરિકન લોન ખર્ચાઈ ગઈ છે, અને અમેરિકન નવા ધીરાણ વિના માલ ખરીદવાનું અશક્ય બન્યું છે આ નિવારણાર્થે ઇંગ્લેન્ડે આયાત ઓછી કરવા નિર્ધાર કર્યો છે, ઇંગ્લેન્ડને કાચા માલ, મશીનરી, અને ખોરાક માટે લોનની જરૂર છે. એને મળેલી લોન મોટા ભાગે ખાદ્ય વસ્તુ અને થોડી પરચુરણ વસ્તુઓ ખરીદ કરવામાં વપરાઈ ગઈ છે, યંત્રોની અછતને લીધે તેના ઉત્પાદન પર મોટો કાપ પડ્યો છે રશિયા તેને ઘઉં અને ઇમારતી લાકડું આપી શકે એમ છે પણ એ માટે વેપારી કરારો થયા નથી. આ કટોકટીની ઇંગ્લેન્ડમાં ઉગ્ર ચર્ચા ચાલી રહી છે. ફ્રાન્સ, ઇટાલિ, ગ્રીસ, બેલ્જિયમ, હોલેન્ડ, અને બીજા દેશોમાં પણ આવી જ સ્થિતિ છે અને જો આ દેવાદાર દેશો માલ લેતા અટકે તો અમેરિકામાં આર્થિક વિટંબણાઓની વાત.

# હિંદી રાજકારણ



વાસુદેવ યશવંત કોલ્હટકર

હિંદી રાજકારણમાં દેશની વહેંચણી થઈ ગઈ છે અને હવે નવી સરકારો અસ્તિત્વમાં આવશે. સૈન્યના પણ ભાગલા થઈ ચૂક્યા છે. એકંદરે ઘટના એટલી ત્વરાથી બને છે કે સામાન્ય માણસને એ વિષે વિચાર કરવા પણ અવસર રહેતો નથી. બદલાયેલી પરિસ્થિતિ તપાસીશું તો તેના સ્વરૂપને પરિણામનો આપણને ખ્યાલ આવશે. સૌથી અનિષ્ટ પરિણામ તો એ કે હિંદુસ્તાન અને પાકીસ્તાન વચ્ચે વૈરભૂમિની થયેલી સ્થાપના. બન્ને પક્ષોની સમજૂતીથી પાકિસ્તાન નિર્માણ થયું હોત તો તેમની મૈત્રી સંબંધ જળવાય રહેત. આ વૈમનસ્યથી બ્રિટિશો મોટા ફાયદાઓ ઉઠાવશે એ નિર્વિવાદ છે. બીજું પરિણામ એ છે કે નવા હિંદમાં બ્રિટિશ સૈન્ય જાય, તેમ પાકિસ્તાનમાં પણ જાય એવું નથી. આપણા લશ્કરની મુખ્યાઓની ટુકડીઓ બ્રિટિશના તાબામાં રાખ્યાથી, તેમનો ઉપયોગ આપણી વિરુધ્ધ પણ થઈ શકે છે. ત્રીજું અનિષ્ટ એ કે કેટલાક દેશી રાજ્યોને વધારે પ્રદેશ મેળવવામાં નિષ્ફળતા સાંપડી તેથી તેમની અને હિંદ વચ્ચે મનમેળના પ્રસંગો બનવાની ભીતિ ઉત્પન્ન થઈ છે. ચોથું પરિણામ એ છે કે રક્ષણ માટે કોંગ્રેસને દેશના મૂડીદારો પર આધાર રાખવો પડશે.

આવી પરિસ્થિતિમાં કોંગ્રેસનો પુરોગામી પક્ષ જનતાનો સંપર્ક સાધી પોતાનું બળ વધારે પણ પ્રતિગામી પક્ષ સત્તાધાર હોવાથી પુરોગામી પક્ષના કારસો ચલાવવાં મુશ્કેલ છે. આ દુર્દૈવ ઘટનામાં કોંગ્રેસ જનતાનું કલ્યાણનું ધોરણ સાચવી શકી નથી. પાકિસ્તાનની સ્થાપના અને બંગાળના અંતરને લઈને હિંદુ મહાસભાનું જોર વધ્યું છે, છતાં પણ જનતાને સાથમાં લઈ કાર્ય કરવાની કોંગ્રેસમાં ધીરજ નથી, આવી રીતે દેશમાં સર્વત્ર પ્રતિગામીઓનો વિજય થયો છે ત્યારે કોંગ્રેસ એ ઘડાયક સંસ્થામાં ફેરવાઈ જશે એવી સાધારણ બીતી રહે છે. દેશમાં પુરોગામી એવી એકજ એ મહાસંસ્થા હોવાના કારણે તેણે વધારે પ્રમાણમાં જનતાભિમુખ કાર્ય કરવું એ સ્વાતંત્ર્ય પ્રિય પક્ષોનું ખાસ કર્તવ્ય છે

પાકીસ્તાન નિર્માણ થયાથી હાથ પગ પછાડવાનું કંઈ કારણ નથી. વર્તમાન ઘટનાને અનુસરી લોકશાહી, સિધ્ધાંતો ઘડી જનતાનો પ્રેમ જીતવાનો કાર્યક્રમ કોંગ્રેસ હાથ ધરશે ત્યારે પુરોગામી પક્ષ આપો આપ જાગૃત થશે. કોંગ્રેસે પાકિસ્તાન સાથે સંપૂર્ણ મૈત્રી સાધવી રહેશે, ધરકરી સહકાર્ય અને બીન આક્રમણના કરારો કરવા પડશે, દેશમાં શાંતિ સ્થાપી સર્વવર્ગીય પ્રગતિ માટે પુનર્ઘટના હાથ લેવી રહેશે. આમ ન થાય તો થોડા સમયમાંજ આર્થિક અધોગતિનો અનુભવ થશે. બ્રિટિશ ભેદ નીતિ પ્રતિગામીઓને હાથા બનાવી યશસ્વી નીવડી છે કોંગ્રેસ જેટલી વહેલી જાગે તેટલું સારું નહિતર સામ્રાજ્યશાહીનો ઉદય થઈ આપણું સ્વાતંત્ર્ય દુનિયાના પ્રતિગામી મૂડીદારોના હાથમાં વેચવું પડશે. બન્ને વિશ્વવિગ્રહમાંથી આપણે શિખામણ લઈ શકીએ છીએ કે મહાપણ મળ્યા પછી પણ અન્ય દેશોની માફક અમિરીપ પાસે જવાનો શો અર્થ ?

દુર્દૈવથી કોંગ્રેસની એકંદર સંઘટના અંદરથી પોકળ થવા લાગી છે, કોંગ્રેસના પક્ષાપક્ષોમાં હરિફાઈ, કાર્યક્રમનો અભાવ, સત્તાનો અભાવ, સત્તાનોમાં, જનતાની જરૂરિયાતો પ્રત્યે દુર્લક્ષ, નોકરશાહી પર વિશ્વાસ આદી વસ્તુસ્થિતિ નિહાળી નિરાશા થાય છે. જગતમાં પ્રતિગામીઓનું જોર વધ્યું છે તેની પુનરાવૃત્તિઓ હિંદુસ્તાનમાં થાય તો નવાઈ નહી.

પ્રતિમાઓને પણ આગળનું ધુમ્મસ પણ દેખાતું નથી. સ્વાર્થ અને અજ્ઞાનજન્ય અંધાપાથી તેમનું ભીષણ તાંડવ ચાલી રહ્યું છે. માનવ જાતનું દુઃખ હજી કયાં સુધી વધવાનું છે. ? તેની શુદ્ધિ માટે હજુ નવા અગ્નિમાંથી એકવાર પસાર થવું પડશે ' એની પુનરાવૃત્તિની જરૂર છે એવા હતાશ વિના હજુ જગતના રાજ્યસંચાલકોને બીજો માર્ગ દેખાતો નથી

આપણે આશા રાખીશું કે હિંદની સ્વાતંત્ર્ય લડતનો હવે અંત આવ્યો છે બંને સંસ્થાનો પોતપોતાના ધ્વજ ફરકાવશે. કોમી રમખાણવાળા પ્રદેશો માર્શલ લૉ હેઠળ મૂકવામા આવશે. બંને સંસ્થાનોએ નાસભાગ કરી આવેલા નિરાશ્રિતોને મદદ અને રક્ષણ આપવા જાહેર કર્યું છે. બહુમતિને લઘુમતિના રક્ષણ માટે જવાબદાર ગણવામાં આવશે ગુન્હેગારોને શિક્ષા કરવામાં આવશે અને લઘુમતિઓની ફરિયાદ દૂર કરવામાં આવશે. એવી જાહેરાતો થઈ છે.

આ સ્થિતિ સમાધાનપૂર્વક પ્રવર્તે ત્યાં સુધી સારું પણ મિલીટરી અને પોલિસથી કાયમની શાંતિ સ્થાપી ન શકાય. ચિરકાળની શાંતિ માટે ચિરકાળનો સહકાર જોઈએ. સરકારોએ લઘુમતિમાં વિશ્વાસ ઉત્પન્ન કરવો જોઈએ. હુલ્લડખોરી રોકીવાથી માત્ર મટાડવો જોઈએ એટલુ જ નહિ પણ તેનાથી આવતા દુષ્કાળના દુઃખો નિવારણ કરવા પ્રયાસો કરવા જોઈએ. પાકિસ્તાનને આપણી પાસે ઘણી વસ્તુઓ જોઈશે, વ્યાપાર, લઘુમતિ, અને બિન આક્રમણ માટે સંધિઓ કરવી જોઈશે.

મુંબઈ સરકારની સવેળાની દરમ્યાનગીરીથી રેલ્વેના માણસોની એક દિવસની હડતાળ પાછી ખેંચી લેવામાં આવી છે. સરકારે તેમની કેટલીક માગણીઓ સ્વીકારી છે અને બીજીઓ માટે વિચાર કરવા કહ્યું છે. રેલ્વેના નોકરોએ એ વિષેના મતો લેવાનું પંદરમી સપ્ટેમ્બર સુધી મુલતવી રાખ્યું છે આથી પંદરમી ઓગસ્ટનો ઉત્સવ ઉજવી શકાશે. આ ઉત્સવ માટે લોકોમાં ઉત્સાહ નથી એ ખરું છે પણ સ્વાતંત્ર્ય ઉગતુ પ્રભાત છે. ક્રમશ, પછી સંગઠનોનો ઉદય આવશે એ નિઃસંશય છે.

---

• • • •

સીનેમા કંપનીના માલીક મેથીવ પેસ્કલે બહુ વિચિત્ર સંજોગોમાં બર્નાર્ડ શૉના નાટકોની ફિલ્મ ઉતારવાના હક્કો પ્રાપ્ત કર્યા. ઘણી કંપનીવાળાઓએ મોટી રકમો આપવાની શૉ પાસેથી હક્કો માગ્યા હતા પણ શૉ કોઈની માગણી સ્વીકારતો નહિ. એક ફતેહમંદ ફિલ્મ ડાયરેક્ટર બીજા ચિત્રમાં સારી એવી રકમ ગુમાવી ખુવાર થયેલો પેસ્કલ ઇ. સ. ૧૯૩૫ મા લંડન આવ્યો. તે એક દિવસે શૉને મળવા ગયો અને કલાકોના વાર્તાલાપ પછી શૉ પાસે તેના નાટકોનાં ચિત્રો ઉતારવા માટે હક્કોની માગણી કરી. બર્નાર્ડ શૉએ પૂછ્યું, ' તમારી પાસે કેટલી મૂડી છે ? " પેસ્કલે કહ્યું, " માત્ર પંદર શિલિંગ અને છ પેન્સ પણ આશા બધી એક પૌંડ દેવું છે.' આવા વિચિત્ર જવાબથી શૉ ખુશ થયો અને તેની માગણી કબુલ રાખી અને રેલ ભાડાના તેને એક પૌંડ આપ્યો. શૉના પ્રખ્યાત નાટક પિગ્મેલીયનનું પેસ્કલે ચિત્ર ઉતાર્યું અને તે પણ જ ફતેહમંદ નીવડ્યું

• • • •

મિ. રૉય રોસી સ્વભાવે એટલી ભલી હતી કે તે કોઈ વિષે કદી ભૂંડું બોલતી નહિ. ગમે તેવો ખરાબ માણસ હોય તેની પણ પ્રશંસા થઈ શકે એવું શોધી કાઢી બોલતી. એક દિવસે તેના એક મિત્રે કહ્યું, "તમને તો શેતાનમાં પણ કંઈ સારો ગુણ દેખાતો હશે ?" રોસીએ તરત જવાબ આપ્યો "એ અવિશ્રાન્ત ઉદ્યમ કરનારો છે."

• • • •

# ખળીના બળદોને

ધીરે ડગલું ધરો, બાપલિયા, ધીરે પગલું ભરો,
આંખોના તારલિયા મારા ફેરફુદરડી ફરો—બા૦
કણસલામાં મોતી પૂર્યાં છીપથી જુદાં કરો,
દાણાં રૂડા અમને આપી મીઠી ચૉરી જમો—બા૦
સમુદર ખેડે મરજીવા, તમે ખેડો ધરતી ધરો,
ધરતી પર મોતી આણે, એ મરજીવો ખરો—બા૦
ભરખીજાતી ભૂખ ન ભાગે, સમુદર મોતી છડો;
ધરતી પાક્યાં ધાન્ય મોતીડે લૂંટે લહેરે જનો—બા૦
છાબ સોનૈયે ભરી મ્હારી તેં, ઢગલો ધનનો કર્યો,
તારાં પકવ્યાં મોતીડા એ, પેટનો ખાડો પૂર્યો—બા૦
ધીરે ડગલું ધરો, બાપલિયા, ધીરે પગલું ભરો,
તવસુખડે નવ મીંકી બંધન, સુખથી ચારો ચરો—બા૦

—શાંતિલાલ જોષી

# સમાલોચના



**હિરોશિમા :** મૂળ લેખક, જોન હર્સી, અનુવાદક, શ્રી નીરુ દેસાઈ, પ્ર. મે. ગતિ પ્રકાશન લિ. કારંજ, અમદાવાદ, કિં. રૂ. ૧-૧૨-૦

હિરોશિમા પર અણુબૉંબ નાખવામાં આવ્યાથી ઉપજેલો વિનાશ પ્રત્યક્ષ નિહાળી તેનું વર્ણન મેળવવાના આશયથી અમેરિકાના 'ન્યુ યોર્કરે' જાણીતા લેખક જોન હર્સીને ત્યાં મોકલ્યો. આ પ્રલયકારક બનાવમાંથી દૈવયોગે ઉગરી ગયેલાં સ્ત્રી પુરુષો પાસેથી આ બનાવ સંબંધી તેમના અંગત અનુભવોની હકીકતો મેળવી આ પુસ્તકમાં રજૂ કરવામાં આવી છે. અણુબૉંબ સંબંધી વૈજ્ઞાનિક કે તેના ઉપયોગ સંબંધી નૈતિક ચર્ચા આ પુસ્તકમાં નથી. પણ એમાં છે માનવીઓ અને તેમની આશાના વિનાશની હૃદયમાં કંપારી ઉપજાવે એવી દર્દકથાઓ. અમેરિકામાં આ વાતોનાં પ્રકાશને ખળભળાટ મચાવ્યો, બીજા સામયિકોએ એ કથા ઉતારી. ડૉ. આઇન્સ્ટાઇને તેની એક હજાર નકલ ખરીદી, અમેરિકા અને ઇંગ્લેન્ડમાં આખું પુસ્તક હાલેથી રેડિયો ઉપરથી બ્રોડકાસ્ટ કરવામાં આવ્યું ઇંગ્લેન્ડમાં એની લાખો નકલો વેચાઈ ગઈ આ પુસ્તક વાચક સમક્ષ ભયંકર વિનાશનું તાદૃશ ચિત્ર ખડું કરે છે. જાપાનીઓ મરતાં પણ શહેનશાહને યાદ કરે છે અને હિરોશિમા કાળના ખપ્પરમાં હોમાયું છતાં, શહેનશાહનો અવાજ રેડિયોદ્વારા સાંભળવા મળ્યો, એ જાપાનીઓને મન જીવનની ધન્ય પળો હતી એવી વિગતો જાપાનીઓની મિકાડો પ્રત્યેની અનન્ય ભક્તિનો આપણને ખ્યાલ આપે છે.

સિદ્ધહસ્ત લેખક શ્રી નીરુ દેસાઈનો આ સરળ અનુવાદ છે

**પાછલી આરજુ** લે. શ્રી. પન્નાલાલ પટેલ, પ્ર. મે. ગતિ પ્રકાશન લિ. કારંજ અમદાવાદ કિં. રૂ. ૨-૮-૦

નવલિકા લેખક અને નવલકથાકાર તરીકે પ્રતિષ્ઠા પામેલા શ્રી. પન્નાલાલ પટેલે આ વાર્તામાં સામાન્ય પ્રસંગો રચી જનનીના વાત્સલ્યભાવની એક રસિક કહાણી ગૂંથી લીધી છે. ખૂણામાં પડેલા નાના દેશી રાજ્યમાં કેવો કારભાર પ્રવર્તે છે, અસહકારની આંધી પ્રજા પર કેવી અસર થઈ હતી, દેશી રાજ્યોની પ્રજા રાજ્યકારણમાં કેટલી પછાત છે, બીકણ છે, એવી બાબતો આ નવલની વસ્તુદ્વારા રજૂ કરવામાં આવી છે. એકજ માબાપના જોડિયા પુત્રો જુદા જુદા સંજોગોમાં કેળવણી પામતાં, તેમનાં ચારિત્ર્યનો વિકાસ કેવો અસમાન થાય છે, તેની કેળવણીકારોને રસિક વિગત આ નવલ પૂરી પાડે છે. સ્વામીભક્ત ગુલાબો, પત્નીભક્ત હમીર, વાત્સલ્ય નિઝરતી કુંવર, નમાલો ઠાકોર અને અદેખી ઠકરાણી એવાં મુખ્ય પાત્રોથી આ સરળ વાર્તા એક અસામાન્ય કૃતિ બની છે. લેખકે જનનીના અગાધ પ્રેમનું એક ઊર્મિ કાવ્ય આ નવલમાં ગદ્યમાં ઉતાર્યું છે

ગતિ-રેખાની પ્રવૃત્તિના સંચાલક શ્રી. જયંતિ દલાલની ગુજરાતી સાહિત્યની સેવાઓ જાણીતી છે. માસિક અને ગ્રંથમાળાના સફળ સંપાદન ઉપરાંત તેમણે હવે ગુજરાતના ઘડતરમાં સારો ફાળો આપે એવું 'સ્પેક્ટેટર' જેવું સાપ્તાહિક 'ગતિ' શરૂ કર્યું છે તે પ્રશંસા માગી લે છે. ગુજરાતી બોલતાં પ્રત્યેક સંસ્કારી કુટુંબે પ્રકાશના સામયિકો અને ગ્રંથમાળાના ગ્રાહક થવું જોઈએ એવી અમારી સલાહ છે.

**વિચારવિધિ:**-લે શ્રી. ભગવત ગો. સંઘવી પ્ર. કલાધર મંડળ ટંકશાળ, કાલુપુર અમદાવાદ કિં. ૦-૮-૦

માનવજીવનના કેટલાક નક્કર સત્યો શ્રી. સંઘવીએ આ પુસ્તકની હળવી નિબંધિકાઓ દ્વારા હૃદયંગમ રીતે રજૂ કર્યાં છે. મોટા ભાગના

# પૂર્ણા

॥ पूर्णा पूर्णजला समुद्रसरिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક ૨ ] સપ્ટેમ્બર, ૧૯૪૭ [ અંક ૨

## જોષી શું કહે ?

અઢી હજાર વર્ષ અગાઉની વાત છે. વાયવ્ય પ્રાન્તના એક શહેરમાં એક મોટા હસ્તરેખા વિજ્ઞાની પધાર્યો. ગરીબો, દુખીઓ, શ્રીમન્તો, સરદારો, સામન્તો અને ગર્વીઓ તેની પાસે રોજ આવ્યા. કોઈને ધન જોઈતું હતું, તો કોઈને કન્યા, કોઈને મોતને ઠેલવું હતું તો કોઈને હતી પુત્રૈષણા. જોષી શાંતિથી દરેકના હાથ જોઈ તેમના પ્રશ્નોના ઉત્તરો આપતા. તેને પૈસાની પડી ન હતી, તેણે કશી ફી રાખી ન હતી. પણ ગરજુઓએ તેના પર ધનવૃષ્ટિ કરી. તેની સામે રૂપિયા અને સોના મહોરોનો ઢગ ખડકાયો.

ત્યાં એક બાઈ તેના કિશોર પુત્રને લઈને આવી, માતાએ પુત્રનો હાથ બતાવી શાસ્ત્રીને તેનું ભવિષ્ય પૂછ્યું. બારીકાઈથી હાથની રેખાઓનું નિરીક્ષણ કરી શાસ્ત્રીબુવાએ ભાખ્યું, "બાઈ તારા પુત્રનું ભાવિ જ્વલંત છે. એના પર લક્ષ્મીની કૃપા વરસશે, તે ધનાઢ્ય થશે" કોડિલી માતાએ કૌતુકમન થઈ આગળ પૂછ્યું, "શાસ્ત્રીજી, એને વિદ્યા કેવી છે ? શાસ્ત્રીએ ફરીથી હાથ તપાસીને જણાવ્યું, "આ છોકરો ઘણું ધન પ્રાપ્ત કરશે એ નિઃસંશય છે પણ એના નસીબમાં વિદ્યા નથી. એમ કહી જ્યોતિષીએ હસ્તમાં વિદ્યારેખાનું સ્થાન દર્શાવી તેના અનસ્તિત્વ પ્રત્યે લક્ષ ખેંચ્યું. કિશોરને આથી ઘણું માઠું લાગ્યું, "જો મને વિદ્યા ન સાંપડે, તો લાખ્ખોની દોલત મારે મન નકામી છે." એમ કહી તેણે ખિસ્સામાંથી છૂરી કાઢી તેની ધારથી હથેળીમાં વિદ્યારેખા કાપ મૂકી આંકી. પછી તેણે પોતાનો દૃઢ નિશ્ચય પ્રદર્શિત કર્યો, "શાસ્ત્રીજી, તમારા શાસ્ત્રમાં નોંધી લ્યો. હું સારી વિદ્યા સંપાદન કરીશ."

અને એ કિશોર પછી અભ્યાસમાં ખંતથી પ્રવૃત્ત થયો અને મહાન વિદ્વાન બન્યો. તેણે સાંગોપાંગ ગણાતી ગીર્વાણ ભાષાનું એક અંગ પૂર્ણ કર્યું. તેણે સંસ્કૃત ભાષાને નિયમોથી સૂત્ર-બદ્ધ કરી અને જગત સાહિત્યમાં લેખક તરીકે અમરત્વ પ્રાપ્ત કર્યું. એ વૈયાકરણી પાણિની આજે પણ મશહૂર છે. મહાન ઇચ્છાશક્તિ આગળ જન્માક્ષરના ચોકઠાં અને હસ્તરેખાના સાથિયા પણ પરિવર્તન પામે છે.

ર. પ. મ.

# પહેલી વર્ષા



૧

આષાઢના અંતિમ દિવસોમાં
આ મેઘમેદુર, અનંત કાનને,
આજે જ આવી મન મોકળું મૂકી
જે વીજળી વ્યોમભરી ઝબૂકી.

૨

સંહારનું કાવ્ય હજી થમ્યું નથી
જંપ્યું નથી ધૂણતું શીશ શેષનું
તો યે હું આજે ઉજવી રહ્યો છું
સુપર્વ સ્વાતંત્ર્ય તણા પ્રવેશનું.

૩

સ્વાધીનતાના ગજરાની મધ્યમાં
હસી રહેલી છબી ભાગ્ય કૈંકની
મ્હેકી રહેલી સ્મૃતિ ત્યાગ કૈંકની
સ્વાતંત્ર્યના સર્જક સૌ શહીદની.
વીત્યા પછી ગ્રીષ્મ અનેક સૂકી,
પહેલી જ વર્ષા જલપૂર્ણ ઝૂકી

ઇન્દુલાલ ગાંધી

## સૌન્દર્યો—

(અનુષ્ટુપ)

સૌન્દર્યો માનસીલીલા માત્ર સ્વપ્ન વિવર્ત કે?
મનોમય રસોર્મિ કે લાવણ્યથી તર્ક કે?
સૌન્દર્યો પ્રતિમા સ્વર્ગે એની માત્ર અનુકૃતિ!
પ્રતિમાની પ્રતિભાએ રંગ રૂપ રસી કૃતિ.
સૌન્દર્યો સ્વર્ગના ભર્ગ બિમ્બ લાવણ્યથી તંહી,
પ્રતિબિમ્બ પૃથ્વી માંહી પડે સૌન્દર્યના અંહી
સૌન્દર્યો આત્મચન્દ્રિકા અમે શું રસબિન્દુઓ—
પૂર્વ જન્મ સ્મૃતિ શોધે અમે છે અમી ઇન્દુઓ.
સ્વપ્નથી એ વધુ સોહે સૌન્દર્યશ્રીની ચારુતા,
શમણાની રમણા લાધે સૌન્દર્યશ્રી વશ જતા.
સ્વયંભૂ સ્વયંજ્યોતિ — સૌન્દર્ય શુચિ હાસ છે.
એ જીવન વિકસે ને એ જીવન વિકાસ છે.
માનસી ભૂમિકાથી એ કક્ષા આધ્યાત્મિકા ઊંચી,
વિશ્વંભરા ઋતંભરા ભાવોર્મિ ભૂમિકા શુચિ.

કુસુમાકર

## કવિ છું

શિખરિણી

કવિ છું, દ્રષ્ટા છું અભિનવરૂપે દર્શન કરી
જગે વેરાયેલા રૂપ—કુરૂપને કાવ્યબળથી
મૂકું વ્હેતાં, ગાતો મધુ જરણ શા મંજુલ રવે
દુઃખે સુખે રે'તા જગત સમીપે શાંત કથને
ઉરે ઉલ્લાસોની પ્રબળ વિચિમાળા જગવતાં
અનેરા ભાવોના હૃદય ઉભરા તે વહવતા
કરું શૂન્યે સૃષ્ટિ ખડી પલકમાં કલ્પનબળે,
નિહાળી આશ્ચર્યે જગત બનતું મૂક થયું જે,
સુતેલા હૈયાંમાં કંઈક જગવું ઊર્મિ પ્રબળ
વહી રે'તી પેલી બસ બધું ભૂલી કાવ્ય અસરે
અરે છે જ્યાં ભાનુ મુજ કવનનો ત્યાં નરકના
પહાડો યે ડોલી—પિગળી વહતા અંબુ બનીને
તપસ્વી છું હું તો સત, શિવ અને સુંદર તણો
ત્રિકાળી જ્ઞાતા છું જગત રૂપનો દર્શક નવો.

ભૂપેન્દ્ર ઠા. વકીલ

## 'જય મથામણ'

વરે પ્રથમ વર્ગની સફળતા અહાભે કદી
મને નવ ગમે, હું તો ચહું અપૂર્ણતાને સદા.
જઇ તરત પ્હોચુ ને ધ્રુવ સમીપ અત્યારથી
રહે ન ધ્રુવ તારલો પછથી ચીંધનારો જગે.
નહીં જીવન-પૂર્ણિમા તિમિરમાં જવા ના ચહું
ચઢી શિખર લક્ષ્યનુ ગતિવિહીન કો સ્થંભ શો
બની ન ચહું ઊભવા, બસ ચહું મહાસિદ્ધિને
કદી ચમકવા ઘડીક ધુમકેતુ પેઠે પથે.
મને હૃદય ઓઠપો નવ જરીય ઓછી કને
મથામણ, અપૂરપો જીવનમોજ મારી બનો
નથી પ્રગતિ સિધ્ધિમાં, કણ કણે પડી આખડી
રહો સુદૂર લક્ષ્ય એ જય મથામણોની કડી !
મથી કમ કમે રહું અધિક કૈંક વિશ્વે થવા
વિરામ પુરુષાર્થનો નવ ચહું વરી પૂર્ણતા

—રમણ પટેલ

## જીવન ઘડુલો

છે જિંદગી માટી તણો ઘડુલો
અનેકરંગી ભપકા ભરેલો,
હે માનવી ! સાચવી જાણ એને,
અશુધ્ધિની કાંકરીથી તૂટે જે.
તૂટેલ ફૂટેલ લઈ ઘડુલા
ઘણા રમે જીવનરાસ, ઘેલા
થઇ બનાવી સુખિયા બીજાને,
ના પામતા સુખકણી છતાં એ.
પોષે બધી આત્મપ્રતારણા એ,
ચારિત્ર્યહીણા નવ શાંતિ પામે,
અજંપ નિત્યે નિજ કર્મ કેરા
હસે, કરે જિંદગી ચકચૂરા.
જીવ્યું કરે સાર્થક જે શુચિતા
તો રહેવા ના ક્યમ જિંદગીઘડા ?

ગજેન્દ્ર પંડ્યા

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો

૯

રમણલાલ વસંતલાલ દેસાઈ

મ્હારા બાલ્યયુગના સ્મરણો એ સઘળાં સાહિત્યસ્મરણો ન હોય એમ જરૂર એક પક્ષે કહી શકાય. સાથે સાથે એમ પણ દલીલ થઈ શકે કે સાહિત્યને વાતાવરણની સમગ્રતામાંથી અલગ પાડતા સાહિત્ય જીવનવિહોણું-સત્વવિહોણું બની જાય છે. બાલ્યવયમાં મ્હેં સ્વપ્ને પણ ધાર્યું નહીં કે મ્હારે મ્હારાં સાહિત્યના કે સાહિત્ય બહારનાં સંસ્મરણો લખવાં પડશે. સંસ્મરણો લખવા બેઠું છું ત્યારે આખો સમય સ્મરણમાં ઉપસી આવે છે અને સાહિત્ય સંસ્મરણો જેવી ગૌસમાં કાઢી નાખવાની ચીજનો જરૂરી નથી. કદાચ સાહિત્ય એ બધાથી અલગ પાડી શકાય તેવી વસ્તુ જ નથી. સાહિત્ય સર્વમાંથી ઉપજે છે-જીવનમાંથી જ ઉપસે છે વાણી એ જીવનનો એક આવિષ્કાર છે, સાહિત્ય વાણીની જ કલા છે, વાણીને ઘડતુ જીવન અનેક રંગી છે એટલે એના અનેક રંગ સાહિત્યમાં આવે જ આવે. જીવનને ભૂખોળ પડે છે, ખતોળ પડે છે, સરસિતા સ્નિગ્ધ બનાવે છે, વર્ષા જીવનને તદ્દન છાંયો રમાડે છે અને વસંત જીવન ઉપર પુષ્પવૃષ્ટિ વરસે છે. સાથે સાથે ગ્રીષ્મ જીવનને શેકે પણ છે અને હેમંત એને થરથરાવે પણ છે આ સઘળાં જીવનને ઘડતાં તત્વો એ જ સાહિત્યને ઘડતાં તત્વો

એમ માનીને મ્હારા સ્મરણમાં સચવાયલા સમય વાતાવરણની રેખાઓ દોરી એ વાતાવરણમાં કંઈ સાહિત્ય સર્જનની શક્યતા હતી કે કેમ એનો હું સાથે સાથે વિચાર કરું છું

એ બાલ્ય વાતાવરણમાં અભ્યાસ હતો, રમત હતી, રખડપટ્ટી હતી, કુદરત હતું, સૃષ્ટિ તત્વોનો આછો સંપર્ક હતો, સાથે સાથે સમાજને ઘડતા અખાડાનો પણ સ્પર્શ થયા કરતો હતો. એમાંથી સાહિત્ય ઉદ્ભવે જ એમ કહેવાય નહિ, પરંતુ સાહિત્ય ઉદ્ભવે એવા એ બધાં તત્વો હતા એમ કહેવામાં જરાય હરકત નથી. એ સઘળા સર્વ સામાન્ય અનુભવો. અને સાહિત્યને અને સામાન્યતાને સબંધ નથી એમ હું કદી માની શક્યો નથી. મને તો સામાન્યતામાંથી ઠીક ઠીક સાહિત્ય મળી આવ્યું છે.

બાલજીવનને તાઝગી આપતા ઉત્સવોને તો કેમજ ભૂલી શકાય ! ઉત્સવ પણ સમાજને સાક્ષી રાખતો સોનેરી અંકોડો જ છે

અને વર્તમાનયુગના ઉત્સવોને શાળાઓ જ શોભાવી રહી છે. વિદ્યાર્થીઓ ન હોય ત્યાં ઉત્સવ દીપેજ નહીં. પ્રાર્થના તો ઉત્સવોમા હોયજ. પછી સ્વાગતગીત પણ ખરૂં અને અંતે વિદાયગીત વગર ઉત્સવની પૂર્ણાહુતિ ન જ થાય. એ વિદાયગીત હતો રાજગીત હોય કે 'વંદેમાતરમ્' સરખુ રાષ્ટ્રગીત હોય. 'વંદેમાતરમ્' ત્યારે પ્રચલિત ન હતું. એ ગુજરાતમાં પ્રચલિત થયું સને ૧૯૦૬ પછી જ.

ઇનામ સમારંભ એ અમારી શાળાનો વાર્ષિક ઉત્સવ. સારાં સ્વચ્છ કપડાં પણ વધારે ભભકદાર પહેરીનેજ એ સમારંભમા જવાય. આખી શાળાના વિદ્યાર્થીઓ હાજર રહે, પસાર ન થયા હોય તે સુદ્ધાંત અને પતાસાં, સાકર કે પેંડાની વહેંચણીમાં ઉત્તીર્ણ અનુત્તીર્ણ સહુ વિદ્યાર્થીઓ સક્રિય ભાગ લે. શિક્ષકોનો એમાં વધારે મ્હોટા ભાગ રહેતો-પરંતુ ચાર પાંચ પતાસાં લેઈ રાજી થઈ જતા અમે વિદ્યાર્થીઓ કદી પ્રશ્ન કરતા નહિ કે શિક્ષકો પાંચ પચીસ પતાસાં ઘેર શા માટે લેઈ જતા હશે ! શિક્ષકોના એ હક વિરુદ્ધ કદી કોઈ વિદ્યાર્થીએ મનમા પણ વાંધો લીધો જાણ્યો નથી. વળી ખાસ ડેપ્યુટી એમાં પ્રમુખસ્થાન લે, અગર તેમને ગેરહાજરીમાં ગામના કોઈ આગેવાન મુખ્ય ખુરશી ઉપર બિરાજે. ભાષણો થાય એમાં તો બાળકોને બહુ સમજ ન જ પડે, એટલે એમા મજાનો ઉત્સાહ અને પતાસાંની લાલચ એ

એજ અમારું પ્રેરક બન્યું. બાળપણ વખતે બહુ દમનકાર થાય એ અટકાવવા અમારા એકાદ કડક શિક્ષકની આંખ કે ઝાપટ બસ થઈ જતા.

મને ફરી ફરી ઇનામો મળતા એટલું યાદ રહ્યું છે. ઝીણી ચોપડીમાં ગણિતના વિષયમાં હું નિષ્ફળ નીવડ્યો ત્યાં સુધી મને સામાન્યતઃ ઇનામ મળ્યા કરતાં એવો ભ્રમ હજી સુધી રહ્યો છે. ખાસ મહેનત કે કુશાગ્ર બુદ્ધિનું એ પરિણામ હતું જ નહી. પરંતુ કૌટુમ્બિક વાતાવરણના ફેરફારનો એ લાભ મને મળતો હોય એ સંભવિત છે. સહુને શુભ વાતાવરણ-કેળવણીમય પરિવેષ્ટન મળે તો જન્મસિદ્ધ અજ્ઞાતા અનેક ગુણ સમાજમાં વ્યાપક બની જાય, અને જન્મસિદ્ધ હક્કની મર્યાદા તદ્દન સંકોડાઈ જાય. કેળવણીનો એ જ ઉદ્દેશ, અને માટે જ એ ફરજિયાત હોય. અન્ન, હવા અને પાણીની માફક અમુક કક્ષાની કેળવણી ઉપર સર્વનો હક્ક હોવો જ જોઈએ.

ઇનામમાં મળતાં પુસ્તકો મને ખુબ આનંદ આપતાં. આજ પણ નવી ચોપડી હાથમાં આવતાં મને અકથ્ય આનંદ થાય છે. ઇનામ મળવાનો શુભ તો ચાલ્યો ગયો, ફરી ફરી ભેટમાં પુસ્તક મળે ખરાં, પરંતુ હિમ્મત આપીને લીધેલા પુસ્તકો પણ હજી પરમ આનંદ ઉપજાવે છે. 'બાળકોનો આનંદ', 'ગલેસાસ', 'હિતોપદેશ' જેવાં પુસ્તકો મને ઇનામમાં મળ્યાં હતાં એટલું યાદ રહી ગયું છે. ઇનામમાં મળતાં પુસ્તકો હું ઝડપથી વાંચી નાખતો. પ્રસ્તાવના કે લેખક અને પ્રકાશકની હિમ્મત એ બધી વિગતો ત્યારે નકામી હતી. પરંતુ બહુ વર્ષે ખબર પડી કે 'બાળકોનો આનંદ' એ અંગ્રેજી 'Evenings at Home'નું, રાસેલાસ એ અંગ્રેજી ભાષાના પ્રખર લેખક જૉન્સનની એ જ નામની નવલકથાનું અને 'હિતોપદેશ' એ એ જ નામના સંસ્કૃત ગ્રંથનું ગુજરાતી ભાષાંતર હતાં.

ઉત્સવોમાં હોળી હુતાશનીનાં પર્વ તો દોઢ જ. હોળીમાં શેરી શેરી કે શેરીઓના સમૂહની પેર ભેગાય, કેસુડાના રંગ મેળાય અને ચોખ્ખે ચોખ્ખે બાળકો અને યુવાનો જતા આવતા સહુને પિચકારીથી રંગ છાંટે જ જાય શેરીમાં ડંકા નોબત સહ કોઈ વગાડે, શેરીની સામુદાયિક હોળી માટે ઘેર ઘેર લાકડાં અને ખજૂર કોપરાં માટે પૈસા ઉઘરાવવા બાળકોની ટોળીઓ ફરે, ભૂલ્યા ભટક્યાં ગાડાં જતા આવતાં હોય તેમને રોકી એક બે ગાડાં બળજબરીથી ખેંચી લેવાય, અને રાત્રે બહાર પડેલી લાકડાની હરકોઈ વસ્તુ ખુશીની સાથે ઉચકી જઈ, હોળીમાં પધરાવાય. રંગ છાંટનારને વાંધો ન પડાય અને હોળીમાં ઘર બહાર રહેલાં બારણાં, પલંગ કે પાટ નાખી દે ત્યોએ તેની ફરિયાદ ન થાય એવી ઉદાર વૃત્તિ સહુએ હોળીના દિવસોમાં કેળવવી પડે. અંતે સંધ્યાકાળે હોળી પ્રગટે, હોળીની પૂજા થાય અને આખી રાત યુવાનો અને કિશોરો જાગતા રહી હોળીની આસપાસ ફરતા રહે. ધાણી ચણા એ તે દિવસનું ખાસ ચવેણું. દેવને ધરાવાતા ધાણી ચણા 'ફગવા' ને નામે વૈષ્ણવ ઘરોમાં ઓળખાતા.

પેરિયા ચોદશ, હોળી-ફાગણ પૂર્ણિમા અને ધૂળેટી-વદ પડવો એ ત્રણ દિવસ પ્રજા ઉચ્છૃંખલતાને છૂટી નિરંકુશ રમવા દે છે-ઘસાતે ઘસાતે હજી પણ ધૂળેટીને દિવસે તો ધૂળ, કાદવ, મેલું પાણી, તેલ દિવેલ નાખી પાકા બનાવેલા ચીકણા રંગ અરસપરસ છાંટી ચોપડી યુવકો ગમ્મત કરતા.

ઘરમાં યુવતીઓનો પણ ઓછો ભાગ હોળીમાં ખરો. દિયર ભોજાઈ, નણંદ ભોજાઈ, દેરાણી જેઠાણી અને એવાં નાજુક રસિકતા ભર્યાં સગપણ ધરાવતા કુટુંબીઓ અરસપરસ રંગથી ત્યારે ખૂબ રમતાં. હજી પણ અતિ સુધરેલા ન હોય એવાં કુટુંબોમાં રંગ ગમ્મત પ્રચલિત હશે પણ ખરી! તોફાન ધીંગા મસ્તી અને ગાડપણાં હોળીના દિવસોમાં માન્ય રહેતાં.

તેમાં પણ ધૂળેટીને દિવસે નીકળતાં ગેરીઓનાં સરઘસ મોટે બીભત્સ ઉચ્ચારો અને અભિનયથી શિષ્ટતાનો ડગલે પગલે ભંગ કરતાં. પચાસ પચાસ સો માણસોની પેર ગામમાં ફરતા

નીકળે. ઘેરિયાઓ રંગીન અને કદાચ કાદવ ચોપડેલાં કપડાં પહેરી હાથમાં દંડા લઈ મ્હોંએથી બીભત્સ ઉદ્‌ગારો ગાય અને ગવરાવે. અનુભવી ઘેરિયાઓ આગેવાની લઈ પોતાની બીભત્સવાણીનું જ્ઞાન ચારે પાસ ફેલાવે, વચ્ચે અડફટમાં આવી જનાર અત્યંત સભ્યપુરુષને પણ એ બીભત્સવાણીના કે વિચિત્ર અટકચાળાનો ભોગ બનવું પડે. અને ગામ સમગ્રમાં અપ્રિય બની ગયેલાં પુરુષ સ્ત્રીના ઘર આગળ આખી ઘેર બીભત્સ સૂત્રોની રમઝટ માંડે. પ્રજાનાં બાળકો ભૂંડી ગાળ ન શીખ્યાં હોય તો હોળીમાં ગંદી ગાળાગાળીનું જ્ઞાન ફેલાઈ જાય છે.

હું પણ કદી કદી છાનોમાનો આવાં સરઘસોમાં દાખલ થઈ જતો. એમાં વડીલોની આછી મનાઈ ખરી; પરંતુ જોરદાર અટકાયત નહીં.

એ સરઘસોમાં તોફાનની મણા નહીં. સામાન્યત હસવાપાત્ર વ્યક્તિને વિચિત્ર પોશાક પહેરાવી રંગીન ગધેડા ઉપર બેસાડી સરઘસનું પ્રમુખસ્થાન પણ આપવામાં આવે. સરઘસના એ હાસ્યપ્રમુખનું નામ ઘેરૈયો. એ વ્યક્તિ સર્વદા હસવાપાત્ર ન પણ હોય ' જાણીને તોફાન કરનારી અટકચાળી વ્યક્તિઓ પણ ખુશીથી 'ઘેરૈયો' બનવાનો લ્હાવો લેઈ શકે.

એક ઘેર અને બીજી ઘેર વચ્ચે મારામારી પણ થવાના પ્રસંગો આવતા. એક પ્રસંગે હું પેટલાદમાં ઉજવાતી હોળીમાં હાજર હતો. એક ઘેર અને બીજી ઘેર વચ્ચે ટોળાબંધ પથ્થરની લડાઈ ચાલતી. એમાં મોરચા ગોઠવાતા, અને હાર જીતના પણ પ્રસંગો આવતા. પથ્થરની ફેંકાફેંકીમાંથી માથું ફૂટે એ સ્વાભાવિક છે પરંતુ એની ફરિયાદ ન થાય અને એનાં વેરઝેર ચાલુ ન જ રહે.

મ્હારા પિતાનું મોસાળ પેટલાદમાં. તેમના મોસાળના કુટુંબીઓ હોળીની આવી લડાઈઓમાં અગ્ર ભાગ લેતા. તેમના વડીલ મામા મ્હોટી ઉમ્મર થયા છતાં આવા પથ્થર યુદ્ધોનો ભારે શોખ ધરાવતા અને દંડા સાથે ગ્વરકાખુર્પિ ઢાલનો પણ ઉપયોગ કરતા હતા. મ્હારા પિતાને નાનપણમાં આવી પથ્થરોની મારામારીમાંથી ઘણું વાગ્યું હતું અને માથે ટેભા ભરાવવા પડયા હતા. પાની આ નિશાની છેવટ સુધી દેખાતી હતી.

ગેડીદડાની રમત આખી ગત ચાલુ રહે. દડો પણ ચીંથરાંનો ખાસ કુશળતાથી મોટો બનાવેલો હોય.

શીનોરને સ્હામે કિનારે રાજપીપળા ભીલવસાહતની રાજપીપળાના ડુંગરોમાં ભારે વસતી. જંગલનો કાટમાળ, વાંસ અને વાંસની બનાવટ મોટા જથ્થામાં ભીલો શીનોર લાવતા અને વેચતા. હોળીના પર્વમાં ભીલ સ્ત્રી પુરુષોનાં ઝુમખાં નર્મદા ઉતરી આવતા અને શેરી એ શેરીએ સમૂહ નૃત્ય કરી પોતાના ફેરા લાગા ઉઘરાવતાં. એ ભીલ સમૂહો 'કાળી ઘુગ્ગ્યા'ને નામે ઓળખાતા કારણ દરેક ટોળામાં સામાન્ય સ્ત્રી પુરુષ ઉપરાંત વિશિષ્ટ પરિધાન ધારણ કરેલાં બે ત્રણ યુગલો અવશ્ય રહેતા જેમાં સ્ત્રીને કાળી અને પુરુષને ઘુગ્ગ્યા તરીકે સંબોધવામાં આવતાં. કાળા શરીર ઉપર વિચિત્ર રંગ રંગી મોરનાં પીંછાં માથે પહેરી નૃત્યની સાથે વિચિત્ર ચાળા કરી લૂસો પાડી બાળકોને ગભરાવી સહુને હસાવતા. આ કાળી ઘુગ્ગ્યાના સ્વાંગ ઉપરથી આખું ટોળું એ જ નામે ઓળખાતું.

આ નૃત્યમાં એક સ્ત્રી અને એક પુરુષ પરસ્પર હાથ ભરવી કમર કમર ઉપર હાથ નાખી પગનાં હલન ચલન, શરીરનાં હલન ચલન તાલબદ્ધ રીતે કરતા. સ્ત્રીઓના હાથ અને પગ ઉપર પિત્તળનાં ભરચક ઘરેણાં પહેરેલાં હોય એટલે એનો રણકાર તાલ પૂરતો. ઢોલ અને તૂર તો સાથે હોય જ. હોળીનો તહેવાર રંગ પાંચમ સુધી છ સાત દિવસ ચાલે. એ બધાય દિવસોમાં ભીલ નૃત્ય જુદી જુદી તરેહનાં જોવા મળતાં. તે સમયે નૃત્ય કે કલાનો જરાય વિચાર આવતો નહીં. એ તો એક ભારે ગમ્મત હતી. કથકલી, કથક, મણિપુરી નૃત્ય સાથે આદિવાસીઓનાં નૃત્ય પણ મહત્વ ધારણ કરશે એવી સ્વપ્ને પણ કલ્પના ત્યારે ન હતી. નૃત્યમાં શિષ્ટતા ગણાતી નહીં અને ભીલોના નાચ એ ખરેખર નૃત્ય છે કે કેમ તેનો વિચાર પણ આવતો નહીં. જંગલી લોકોની એ ગમ્મત ભરેલી રમત અમને આનંદ આપતી અને હું તથા મ્હારા બાલ મિત્રો—ખાસ કરીને

સદ્‌ગત હરકુભાઈ કાશીનાથ ભટ્ટ—ભીલ જેવાં કપડાંનું આછું, રંગ અને પીંછાં ધારણ કરી ભીલ નૃત્યનો આનંદ પણ લેતાં ખરા!

હોળીના તહેવારોમાં પતાસાં ઉપરાંત ખાંડનાં રમકડાં અને હારડાથી દુકાનો ભરચક રહેતી. રમકડાંમાં ઘોડા, હાથી, માણસ, બગલાના આકાર બનાવવામાં આવતા, અને સગાવહાલાં તથા મિત્રોમાં તેની આપ લે પણ થતી.

વસન્તોત્સવ હોળીના રૂપમાં પલટાઈ જાય છે. રંગ, અબીલ, ગુલાલનાં બેહૂદા કાદવ કચરાની ફેંકાફેંકીમાં ઉતરી જાય છે. કટાક્ષ, મશ્કરી, નામૂછી ભરેલા સૂચનો બેહૂદા બીભત્સ પોકારોમાં ઉછળી આવે છે. આનંદની મસ્ત ઊર્મી પથરાની ફેંકાફેંકી કે અર્થહીન ઉપહાસ અમર કાવ્ય ગુદગલીનું સ્વરૂપ લેઈ લે છે ! પવિત્રમાં પવિત્ર, ભારેમાં ભારે મહત્વ ધારણ કરતો જાતીય સંબંધ ગાળ બની જાય છે એ પણ માનવ જાતની અધોમતિનું સુંદર સૂચન જ કહેવું જોઈએ ને ?

સામાજિક બંધોમાં આપણે પણ ઘસડાયે જઈએ છીએ. ઉત્સવની ઉજવણી પણ ભારે સામાજિક બળ છે બીભત્સ વાણીનો ઉચ્ચાર ન થાય એવી વડીલોની બીકે જ રોકાયેલું. એ માનવી જોઈએ. પરંતુ રસ્તે જતાં, શેરીઓમાં કેટલા અનિચ્છાએ સંભળાઈ જતા બીભત્સ ઉચ્ચાર જગતને બીભત્સ રસનું ભારે શિક્ષણ આપી રહે છે અને ઘરની શિખામણનો છેદ ઉડાડી દે છે. સમાજની ઉન્નતિનો આધાર સારામાં સારા સમૂહ ઉપર નહીં પરંતુ ખરાબમાં ખરાબ સમૂહ કે વ્યક્તિ ઉપર જ અવલંબી રહ્યો છે, માટે જ બ્રાહ્મણ કરતાં શૂદ્ર ઉપર વધારે લક્ષ અપાવું જોઈએ. ધનિક શેઠ કરતાં ગુન્હેગાર ઉપર વધારે ધ્યાન દોરવું જોઈએ. નહીં તો શૂદ્ર બ્રાહ્મણને હરિજન બનાવી દે છે અને ગુન્હેગાર બધા શિષ્ટોને છૂપા ગુન્હેગાર બનાવી દે છે.

એટલું ' ખરું ' કે prudery—અતિડહાપણ—અતિશિક્ષણ—અતિસમજણ—અતિજ્ઞાન માનવીના માનસને બીજે છેડે ખેંચી જાય છે. ઉત્સવોના આનંદ ઓછા જીવનમાં જરૂરી તો છે જ !

---

હિટલરના શાસન કાળ દરમ્યાન બર્લિન સહેરના મધ્યચોકમાં ઊભો રહી એક ભિખારી ભીખ માગતો હતો. તેણે પીઠ પર એક કાર્ડબોર્ડ લટકાવ્યું હતું. તે ઉપર મોટા અક્ષરે લખ્યું હતું, " હું જ્યુ પાસે ભિક્ષા લેતો નથી." આમ લોકોની મશ્કરી કરાવતા જર્મનોએ તેની ટોપીમાં પૈસાનો વરસાદ વરસાવ્યો, કંઈ સમયમાં જ તે ભિખારીની ટોપી પૈસાથી ભરાઈ ગઈ. એવામાં ત્યાં એક જ્યુ આવ્યો ભિખારીને જોઈને તેનું દિલ કંઈક પીગળ્યું અને તેને કંઈક દાન આપવા વિચાર થયો. તેણે ભિખારીને કહ્યું " મારે તને દાન આપવું છે પણ હું જ્યુ છું અને તું મારી પાસેથી દાન સ્વીકારશે નહિ. તારે નિર્ધન રહેવું અને તું મારું દાન ગ્રહણ કર "ભિખારી તેને એક ખૂણામાં એકાંતમાં લઈ ગયો અને કહ્યું. " " ભાઈ હું પણ જ્યુ છું. ચાલ આ લોકોએ આપેલા પૈસા આપણે વહેંચી લઈએ."

• • •

વારવાના યુદ્ધ વખતે માર્શલ બારમાને કહેવામાં આવ્યું કે " દુશ્મનના માણસો આપણાથી ત્રણગણા છે " [illegible] જવાબ આપ્યો, " આ સાંભળી મને આનંદ થાય છે કારણ કે તેમની ૧/૩ સંખ્યા સંહાર કરવા માટે, ૧/૩ કેદ પકડવા માટે અને ૧/૩ ભગાડી મૂકવા માટે આપણને પૂરતી મળી રહેશે.

એક મિન્યાણુ વાતચીત કરતાં ઘણીવાર એવા પ્રહારો કરતી કે સાંભળનાર વ્યક્તિઓને તેથી અનહદ આનંદ મળતો. એકવાર એક પાર્ટીમાં તેણે કહ્યું, " હું સ્ત્રી હોવાથી મને એક મોટો દિલાસો મળે છે કે મારે કોઈ સ્ત્રીને પરણવું રહેતું નથી."

• • •

કહેવાય છે કે એલેકઝાન્ડર ડ્યુમાના નામે પ્રકટ થયેલાં બધાં પુસ્તકો તેણે જાતેજ લખ્યાં હતાં નહિ. પણ કેટલાંક તેણે ભાડૂતી લેખકો પાસે લખાવેલાં. તેની એક નવી નવલકથા બહાર પડી પછી તેણે તેના પુત્રને પૂછ્યું, " તેં મારી છેલ્લી નવલકથા વાંચી ?" છોકરાએ જવાબ આપ્યો, " નહિ, પણ તમે તે વાંચી ?"

# ડાંગ અને તેની આસપાસમાં



મણિભાઈ દ્વિવેદી

સન ૧૮૧૭ના નવેમ્બરમાં ખડકીના મેદાનમાં પેશ્વાઈના સેનાનીઓએ સમશેરના શરાનન દાખવ્યાં પણ મહાકાળના ચક્રે તેમને યારી ન આપી, પેશ્વાઈ પરવારી અને સન ૧૮૧૮માં અંગ્રેજો આ દેશના, એક રીતે કહીએ તો, માલીક બન્યા એટલે જે ડાંગના પ્રદેશની કુદરતી દોલત પર તેમનો ડોળો હતો એ પ્રદેશ પણ તેમના નેજાની દેખરેખ નીચે તો આવી ગયો પણ એ પહાડો, ખીણો અને જંગલોમાં પ્રદેશમાં ભીલોની વસ્તીને પૂરેપૂરી જેર કર્યો સિવાય અંગ્રેજોની નેમ કારગત થાય એમ ન હતું અને તેમ થવાનું કારણ પણ હતું

આજ પણ જોઈશું તો જણાશે કે દક્ષિણ ગુજરાતના સોનગઢ તાલુકાની ઉત્તરે વહેતી તાપી નદીના ઉપવાસ—તટે ચીખલી (જંગલ) સામબારા, ચપભી ગપુરા, ગ્રામોનાં ભીલ વસાવાની વસ્તીઓને ડરાતી થયેલાં આવેલાં છે અને તે મુજબ એ તાલુકાની દક્ષિણે અને નવાપુર, પીંપળનેર, બાગલાણ તાલુકાઓને વીંટતો સાતમાળની ટેકરીઓ વટાવી નિઝામ સરકારની હદ અને નાસિક જિલ્લા સુધી પથરાયેલો આખો મધ્ય સરહદનો જંગલનો વિશાળ પ્રદેશ પડેલો છે.

હિન્દુસ્તાનના ઇતિહાસમાં અઢારમી સદી એ ભારે અંધાધુંધીનો કાળ હતો. "ખલ્ક ખુદાકા, મુલ્ક બાદશાહકા" કહેરાવવા છતાં મોગલ બાદશાહત સાવ પાંગળી બની ગઈ હતી. દેશમાં કોઈ મધ્યસ્થ સત્તા જેવું જ ન હતું. એ સમય હતો જ્યારે ગુર્જર જેવી ખાનદેશી કૃષિકારની કોમના માણસો તાપી અને નર્મદા ઓળંગી અટક સુધી ભારે વંટોળ ચલાવી રહી હતી. રાજપુત સત્તાઓ સાવ નબળી પડી ગઈ હતી. જયપુરના જયસિંહ અને ઉદેપુરના મહારાણાએ આ સત્તાઓનું સંગઠન કરી બળવાન તંત્ર ઉભું કરવાના બે બે વખત પ્રયત્ન કર્યો પણ છતાં, સત્તા લોલુપતા અને કુલીનતાના ઘમંડે બધી રાજપુત સત્તાઓને એકત્ર થવામાં અંતરાય રૂપ નીવડી. આમળ જણાતી ગયા તે બધા પ્રદેશની આસપાસમાં ભીલોનાં તોફાનો જાગી ગયા હતાં અને કેટલાક અગત્યના પહાડી માર્ગોના ધોરી નાકાંઓના કિલ્લાઓના તેઓ માલીકો બની ગયા હતા. અમર તો કિસ્મેદાર, રખોપા બન્યા હતા. દેવગઢના ભીમસિંહ હાડાએ આ ભીલોનો સામના પણ ઉત્તરથી દક્ષિણમાં નાસિક સુધી જમેલી ઠકરાતોને એથી કાંઈ અસર પહોંચી શકી નહી[1]. એમને જેર કરી શકે એવી એક જ સત્તા ત્યારે હતી અને તે મરાઠાઓની, મોઘ અને સરદેશ મુખીની વસુલાત માટે તેમ જ મેળવવા એમનાં લશ્કરો દક્ષિણમાંથી ઉત્તરના ફળદ્રુપ અને ધનાઢ્ય પરદેશમાં વખતો વખત જતાં અને તે માટે જૂના રાજમાર્ગો ઉપરાંત એમણે કેટલાક ઓછી આફતવાળા નવીન માર્ગો પણ ખોળ્યા હતા. દક્ષિણમાંથી આવતાં લશ્કરો સટાણા-બારી અને સાલ્હેરની પહાડી તળેટીના ચીચોલીના થાણાં વટાવી ડાંગના પ્રદેશને વટાવી સુરત ને સીમાડે થઈ વાંસવાડા-ડુંગરપુરની વાટે આમજેરાના ઐતિહાસિક ઘાટે થઈ રાજપૂતાનાના સમૃદ્ધ નગરો સફાચટ કરી મૂકતા, તો બીજે રસ્તે નંદુરબારની દિશાને આવેલા સિંધવા ઘાટની વાટે આગળ ધસી માળવાના મધ્ય ભાગમાં પહોંચી જતા. પણ આ બધી લશ્કરી કુચોની નેમ પ્રાદેશિક અધિકારો મેળવી ત્યાં સ્થાયી અને અને પ્રજા વિકાસના રાજતંત્ર સ્થાપવા કરતાં શક્ય તેટલાં વધુ નાણાં વિલાસનો અને જનતા પાસેથી કઢાવી પુનાની પેશ્વાઈની તિજોરી ને સદ્ધર કરવા તરફ જ હતી અને એથી ડુંગરાળ

---

1 જુઓ: Malwa in Transition P. 126, 169—Maharajkumar Ragburbir Sinh M. A., LL. B., D. Litt of Sitawan.

# પંચકેશી



પચકેશી અંગની પ્રસિદ્ધ નર્તકી હતી. અંગના માનનીય પુરુષો તેને ત્યાં આવતા હતા. અંગરાજ પણ તેને ત્યાં, છુપો આવતો હતો. પંચકેશીની નૃત્યકળા અંગના ગૌરવનો વિષય હતો. તેની કીર્તિ અનેક પ્રદેશોમાં ગવાઈ હતી.

પંચકેશીના આવાસમાં તેના ખાનગી ઓરડામાં પચકેશી અને અંગરાજ બેઠાં હતાં. નૃત્યનો સર્વ સામાન તૈયાર હતો. 'પચકેશી' ! અંગરાજ બોલ્યો 'આજે તારું નૃત્ય જોવું છે—કદાચ એ મારે માટે અંતિમ પણ હોય! મગધરાજની સેનાએ અંગ પર આક્રમણ કીધું છે. હું કદાચ પાછો ન પણ આવું.' 'અંગરાજ'! પચકેશી બોલી તમે યુદ્ધમાં વિજયી અવશ્ય થશો, અંગની સેના નિર્બળ નથી અને તમે પણ વીર પુરુષ છો. મગધરાજ અંગના યોદ્ધાઓના હાથનો સ્વાદ ચાખીને જશે'

'પંચકેશી' ! અંગરાજે કહ્યું 'મને મારા મૃત્યુની ચિંતા નથી. પરંતુ મારા મૃત્યુ પછી અંગની સ્વતંત્રતાની ચિંતા છે.'

'મહારાજ ! તેની ફીકર તમારે શું કામ જોઈએ! અંગના વાસીઓ તેને માટે પ્રયત્ન કરશે.'

'પંચકેશી ! એ જ વિચાર મને મુંઝવે છે અંગવાસીઓમાં હું ચેતન શક્તિ લુપ્ત થતી જોઈ રહ્યો છું.'

'મહારાજ અંગની સ્વતંત્રતા માટે તમે બેફીકર રહો અંગ મર્યું નથી. સમય આવ્યે પ્રાણ શક્તિ પુરનાર આવી રહેશે.'

'વારુ. તારું નૃત્ય શરૂ કર !'

પચકેશી નૃત્ય કરવા લાગી અંગરાજ નૃત્ય જોતો બેઠો.

° ° °

અંગ અને મગધની સીમાની વચ્ચે ચંપા નદી વહેતી હતી. તેના એક દ્વિપ પર સ્વતંત્ર નાગરાજ ચપેય રાજ્ય કરતો હતો અંગ અને મગધમાં સર્પો ચાલ્યા કરતો. કદિ મગધરાજ હારતો હતો તો કદિ અંગરાજ હારતો એ બે મહત્વાકાંક્ષી રાજ્યોની વચ્ચે ચંપેય નાગરાજ વિરક્તભાવે રાજ્ય કરતો હતો.

° ° °

'પંચકેશી' ! આનંદપૂર્વક અંગરાજ બોલ્યો 'મગધરાજ, અંગની સેનાથી પરાજિત થઈ ચંપેય નાગરાજને શરણે ગયો છે. આજે ઉત્સવનો દિવસ છે, સમસ્ત અંગને માટે આજે ગર્વનો દિવસ છે.'

પચકેશી પ્રસન્ન થઈ બોલી 'મહારાજ, મે પણ એક અભિનય રચ્યો છે.'

'કયો?'

'મહારાજ! એ અભિનય જોવાને માટે આપને ગુપ્ત રહેવું પડશે.'

અંગરાજે પૂછ્યું: 'પણ શું છે તે તો કહે!'

'આપ આ સ્થાને સતાઈ ઉભા રહો અને જે થાય તે જોયા કરો.'

અંગરાજ ઉભો રહ્યો. થોડીવાર પછી હસી સાથે બે મનુષ્યો અંદર આવ્યા બન્ને બહારના મનુષ્યો લાગતા હતા

'પંચકેશી' ! તેમનો એક બોલ્યો. 'તમારું નામ સર્વત્ર ગવાય છે. તમારી નૃત્યકળા ખરેખર અંગને માટે અભિમાનની વસ્તુ છે.'

'એ વખાણ માટે હું આપનો આભાર માનું છું.'

'પંચકેશી ! મગધરાજની ઇચ્છા છે કે આપને રાજમહેલમાં સ્થાન આપવું.'

'મગધરાજનો મારા પર ઘણો અનુગ્રહ થયો' પરંતુ હું અશક્ત છું.'

'કારણ ?'

'કારણ અંગ મારી જન્મભૂમિ છે, મગધરાજ અંગના શત્રુ છે. મગધરાજ કદાચ એમ કહેતા

હોય કે પચોશી મુદ્રાની ભૂખી છે ! તો તે તેમની ભૂલ છે. તમારી ગુપ્તચર વિદ્યા હજી અધુરી છે'

આગંતુક છોભીલો પડી ગયો. પંચોશી ફરી બોલી "તમે એમ ધારતા હશો કે પચોશીની સહાયતાથી અંગરાજ પકડાશે પણ (બીજી વ્યક્તિને ઉદ્દેશીને) મગધરાજ ! આજે તમે અંગની એક નર્તકીના ઘરમા બંદી થયા છો. તમારી સાથે આવેલા ગુપ્તચરો અંગના કારાગારામાં પૂરાયા હશે. અંગરાજને પકડી તમારે પલાયન કરવુ હતું ! ખરું !" આમ કહી પચોશીએ અંગરાજને પ્રત્યક્ષ થવા વિનંતિ કરી.

અંગરાજ ! પ્રત્યક્ષ થયો, તે મોટેથી હસીને બોલ્યો, 'પચોશી ! મગધરાજને એક નર્તકીએ પકડયા એમ જગમાં પ્રસિદ્ધ થશે તો મગધના રાજ્યની અપકીર્તિ થશે,'

મહારાજને, મગધરાજને બંદી બનાવવાની મારી ઇચ્છા નથી. એમને તો ફક્ત અંગની નર્તકીના અંગ પ્રેમનું દિગ્દર્શન કરાવવુ હતું. મગધરાજ ! મે તમને અભયદાન આપીને મારે ત્યાં બોલાવ્યા હતા ! પચોશી વિશ્વાસઘાત કરવાની નથી, સ્વામી, પણ આજે અંગરાજ સામે ઉભા છે. દ્વંદ્વયુદ્ધ કરી રોજનો કલહ પુરો કરવો છે ?

આગંતુક ચુપ ઉભા રહ્યા,

'જાઓ ! અંગના પર આક્રમણ કરતાં પહેલાં એટલુ યાદ રાખજો કે તમને અંગની એક નર્તકીએ જીવતદાન આપ્યું હતું.'

આગંતુક ગયા, અંગરાજ મોટેથી હસી પડયો, પચોશી અંગરાજના બાહુઓમાં બદ્ધ થઇ ગઇ.

• • •

જટાયુ જેવા સમર્થ ગુપ્તચરને પણ થાપ આપી અંગની એક નર્તકીએ પોતાને બંદી બનાવ્યો હતો અને જીવનદાન આપ્યુ હતુ એ વિચારે મગધરાજની પ્રતિહિંસાની જ્વાળા વધારે પ્રજ્વલિત કીધી. ચપેય નાગરાજ સામસ્થી અથવા મિત્રતાથી મગધરાજને સહાયતા કરવા તૈયાર થયો. મગધરાજ તથા નાગરાજની સમ્મિલિત સેનાએ અંગના પર પુનઃ આક્રમણ કીધુ.

• ◦ ◦

'પચોશી ! મને ખબર મળી છે કે મગધરાજ અને નાગરાજની સમ્મિલિત સેના અંગની સ્વતંત્રતાનો ભક્ષણ કરવા આવી રહી છે'

'મહારાજ ! મગધરાજ ખરેખર એક નીચ પુરૂષ છે. હાય ! તે દિવસે જ એની હત્યા કીધી હોત તો !'

'પચોશી ! હશે. જગતમાં સારા કાર્ય કઇ ખોટાં નથી થતાં.'

પરંતુ આ સમયે તો મને મારૂં તે કાર્ય મુર્ખાઇભર્યું લાગે છે.

'પચોશી ! મને કાર્યનો વિચાર નથી આવતો મને અંગના નાગરિકોનો વિચાર આવે છે. ગઇ કાલે હુ ગુપ્ત વેશે નગરમાં ફરતો હતો. ત્યાં કેટલાક સજ્જનોને વાતો કરતા સાંભળ્યા કે રોજના યુદ્ધ કરતા મગધરાજને તાબે થવુ સારૂં છે મારી આશા તુટી ગઇ છે.'

'મહારાજ ! તમે એ અધમોની વાતોનો વિચાર મુકી દો. જગત મારા વ્યવસાયને અધમ કહે છે, પરંતુ મને અત્યારે એમ લાગે છે કે એક અધમ નર્તકી કરતાં પણ અંગના ધનિકો વધારે અધમ છે. મહારાજ ! અંગની સ્વતંત્રતાનું બીડું ઝડપવા તમારી સામે કોણ ઉભા રહે છે, તેની શોધ તપાસ કરો.

અંગરાજ ચુપ રહ્યો.

• • ◦

પંચોશી બારીમાંથી અંગના સૈનિકોની હારમાળા જોતી હતી. સૈનિકોમાં પ્રથમ વિજયનો ઉત્સાહ અને ગર્વ હતો. અન્ય નાગરિકો ઉતરેલા મુખે સેના જોઇ રહ્યા હતા. ગૃહદ્વારથી અંગરાજ આવી બોલ્યો ! 'પચોશી ! હું વિદાય લેવા આવ્યો છુ.'

'પચોશી બોલી: 'મહારાજ ! આ યુદ્ધ ભયંકર થશે એમ લાગે છે.'

'હા એ ખરું' અંગના યોદ્ધાઓની આ કસોટી છે. જો હું પાછો ન આવું તો અંગની સ્વતંત્રતાની રક્ષા તારે કરવાની છે.'

'મારે કરવાની છે?'

'હા.'

'શું તમારા સેનાપતિઓ નથી? રાજપુત્ર રાણી મંત્રી નથી?'

'બધા છે પરંતુ એમનામાં ઉત્સાહ નથી. રાણીઓ સિંહાસન શોભા માટે છે. પરદેશથી આવેલી રાણીઓને અંગ માટે લાગણી થવી અસંભવિત છે રાજપુત્રો કાયર છે. તું અંગમાં જન્મી છે અંગ તારી જન્મભૂમી છે માટે જ તને કહું છું.'

પંચકેશી સ્તબ્ધ ઉભી રહી: થોડીવારે તે બોલી 'મહારાજ! શું એક નર્તકીને અંગની રક્ષા કરવાનું સોંપો છો? સેનાપતિ મારું કહ્યું કરશે?'

અંગરાજ એક મુદ્રિકા આપી બોલ્યો 'પંચકેશી આ મુદ્રિકા સેનાપતિઓને બતાવજે તારે પુરુષ વેશમાં જવું પડશે. યાદ રાખજે— અંગ તારી જન્મભૂમી છે'

અંગરાજ સેનામાં આવ્યો, સામંતો એકઠા થયા. તે બોલ્યો 'સામંતો! અંગના ઉપર આ આક્રમણ થયું જ પ્રથમ છે જો કદાચ યુદ્ધમાં મારું મૃત્યુ થાય તો અંગની સ્વતંત્રતાને કાયમ રાખવા માટે કોણ તૈયાર છે?'

સામંતોમાં ગણગણાટ થયો. સર્વે શાંત ઉભા રહ્યા.

'ધરસેન!'

ધરસેન શાંત ઉભો રહ્યો.

'ભૂધર!'

પુનઃ શાંતિ

'ક્ષેમક! ગૌતમ! મિત્રગુપ્ત! ભદ્રબાહુ!'

સર્વે શાંત ઉભા રહ્યા બીડું ઝડપવું સર્વેને આકરું લાગ્યું,

'શ્રીધર! તો મને સંપૂર્ણ આત્મસંતોષ છે કે મારી પસંદગીમાં કોઇ જાતની ખામી નથી. મને લાગતું હતું કે આવેશના વેગમાં મારાથી પસંદગી અયોગ્ય થઇ છે. પરંતુ હવે લાગે છે કે મારી પસંદગી બરાબર છે.

'શું મહારાજ?'

'શ્રીધર પ્રતિજ્ઞા લો કે જેને મેં અંગની સ્વતંત્રતા જાળવવાનું સોંપ્યું છે તેની આજ્ઞા તમે પાળશો.'

'પાળશું મહારાજ, પરંતુ તે કોણ છે?'

'સમય આવ્યે ખબર પડશે. મારી મુદ્રિકા લઇ તે આવી પહોંચશે.'

અંગની સેનાએ કૂચ કીધી

* * * *

પંચકેશી બારીમાંથી દૂર જતી અંગની સેનાને જોઇ રહી હતી. અંગરાજ રાજપુત્રની મર્યાદા ભૂલી તેને ત્યાં આવતો જતો હતો તે તેને યાદ આવ્યું. પોતાના પરનો અંગરાજનો વિશ્વાસ યાદ આવ્યો, પંચકેશીના દ્વારો હમેશને માટે બંધ થયા. નિત્ય બારીમાંથી દૂરસુદૂરમાં ધારીને જોતી નર્તકીને જનતાએ ગાંડી ધારી. પંચકેશીની આંખોમાંથી નિત્ય આંસુ વહેવા લાગ્યાં. અંગનો એક પણ યોધ્ધો અંગરાજની ખબર લઇને આવતો દેખાયો નહીં.

એક દિવસ દૂરથી એણે અશ્વારોહીઓ આવતા જોયા. પંચકેશીની આંખો ચમકી. શું તે વિજયની ખબર લઇને આવતા હતા? પાસે આવતા અંગના ઘાયલ યોધ્ધાઓ જણાયા: એક પ્રમુખસ્થાને ઉભો રહી તેઓનો નાયક બોલ્યો: 'સુંદરી! અંગરાજને વિશ્વાસઘાતથી મગધરાજે બંદી બનાવ્યા છે. અંગની સેના, મહારાજે નિમિત કીધેલા અંગની સ્વતંત્રતાના રક્ષકની વાટ જુએ છે'

પંચકેશી દિગ્મૂઢ થઇ ગઇ શું તે કાળ ઘડી આવી પહોંચી હતી? તે સૈનિક વેશમાં અશ્વ પર બેસી ચાલી નીકળી.

° ° ° •

મગધરાજના શિબિરમાં બંદી અંગરાજ ઉભો હતો. પાસે સશસ્ત્ર સૈનિકો ઉભા હતા.

"અંગરાજ, 'એક સમય હું બંદી હતો. આજે તમે બંદી છો.'

'તે હું જાણું છું.'

'તમે મૂર્ખ હતા કે મને છોડી દીધો. હું એ મૂર્ખતા કરીશ નહીં.'

'તમારી પાસે ભીખ કંઈ આશા રાખી શકાય તેમ નથી.'

'અંગરાજ ! તમે શું એમ ધારો છો કે તમારી હત્યા હું સહજ વડે કરીશ ! ના, ના, તમને તો રીબાવી રીબાવી મારીશ.'

એકાએક દૂત દોડતો આવ્યો અને બોલ્યો 'મહારાજ, અંગની સેનામાં નવો સેનાપતિ આવવાથી તેઓએ પ્રચંડ આક્રમણ કીધું છે.'

'તમે એ આક્રમણને ઝીલી લો !'

દૂત ગયો. મગધરાજ પુનઃ બોલ્યો 'અંગરાજ ! તમે આથી મુક્તિની આશા રાખતા હશો પરંતુ નાસવું પડશે તે પહેલાં તમારી હત્યા કરીશ.'

બીજો દૂત દોડતો આવ્યો 'મહારાજ ! તમારા શિબિર પર આક્રમણ થાય છે, નાસી જાઓ !'

મગધરાજે એક શક્તિ અંગરાજના વક્ષસ્થળ પર મારી અને બહાર નીકળવા જતો હતો, એકાએક રક્તરંજીત તલવાર સાથે અંગના નવા સેનાપતિએ તેનો માર્ગ રોક્યો. સેનાપતિના શરીરમાંથી રક્ત વહેતું હતું તે બોલ્યો 'મગધરાજ ! અંદર ચાલો, નહીં તો મૃત્યુ દૂર નથી, કાપુરુષ !'

પંચકેશીએ અંદર આવી જોયું તો અંગરાજનું શરીર તરફડતું હતું; તે કંઈક બોલવા જતી હતી ત્યાં અંગરાજ લથડતે સ્વરે બોલ્યો 'પંચકેશી ! જીવનયાત્રા પૂરી થઈ છે. આ જન્મમાં તને પત્ની બનાવી ન શક્યો પરંતુ જન્મ જન્માંતરમાં તને પત્ની તરીકે પામું એ જ અંતિમ ઈચ્છા છે.'

પંચકેશીએ ધિક્કારપૂર્વક મગધરાજ તરફ જોયું. શિબિરમાં મગધનો રાજપુત્ર બીબીસાર સૈનિકો સાથે પિતાની રક્ષા કરવા આવી પહોંચ્યો. પંચકેશી બોલી. 'નરાધમ, જે વસ્તુ અંગની તુચ્છ નર્તકીએ તને ખુશીથી દાન કીધી હતી તે પરંતુ હું રાજ્ઞી થઈને પણ આપી ન શકી !!! પાપી !'

મગધરાજ ચૂપ ઊભો રહ્યો. પંચકેશીએ હૃદયમાં કટાર મારી અંગરાજના શબ પર પડતું મૂક્યું. રાજપુત્ર અને નર્તકીનું રક્ત અન્ય આહતોના રક્તની સાથે મિશ્રિત થઈને વહેવા લાગ્યું.

મગધનો રાજપુત્ર આંસુભરી આંખે તે રક્ત ત્રિવેણીને વહેતી જોઈ રહ્યો.

# લશ્કરી તાલીમ

卐

જ્યોતીન્દ્ર મહેતા

ઑગસ્ટની પંદરમીથી હિંદ સ્વતંત્ર થયું, એથી લશ્કરી તાલીમની અગત્ય ઘણી વધી છે. પરદેશી આક્રમણ કે આંતરવિગ્રહથી આપણે સ્વતંત્રતાનું રક્ષણ ન કરી શકીએ, તો તે અર્થરહીત બને.

દોઢસો વર્ષ ઉપરાંત પરદેશીઓએ આ દેશમાં રાજ કર્યું. આપણા નસીબની દોરી તેમના હાથમાં હતી. પરદેશી દુશ્મનોથી આપણું રક્ષણ કરી, તેમણે સારા દેશમાં સુલેહશાંતિ જાળવી. કોઈ મોટા આંતરવિગ્રહો પણ જાગવા દીધા વિના તેમણે દેશને સુરક્ષિત રાખ્યો. આ પરદેશીઓએ એકાએક સત્તાત્યાગ કરવા નિર્ણય કર્યો. દેશમાં ચાલુ રાજક્રાંતિ કે બ્રિટિશોની કોઈ મોટી લશ્કરી હારના કારણે આ નિર્ણય કરવામાં આવ્યો નથી. હું ધારું છું કે પ્રૉ. સીલીએ કહ્યું છે કે "એકાદ ધન્ય માનસની મૂર્છા પ્રસંગે બ્રિટિશરોને આ મહાન દેશ મળ્યો" ધન્ય માનસની બીજી મૂર્છા પ્રસંગે તેઓએ તેનો ત્યાગ કરવા નિશ્ચય કર્યો. હિન્દુસ્તાન છોડી જવામાં તેમનો ગમે તે આશય હોય, પણ આપણે પંદરમી ઑગસ્ટથી સ્વતંત્ર થયા એ સત્ય હકીકત છે અને દીવા જેવું સ્પષ્ટ છે કે દેશના સંરક્ષણનો ભાર હવે આપણા શિરે આવી પડ્યો છે.

આપણી પેઢીના જીવનકાળ દરમ્યાન બે એવાં વિનાશક વિશ્વયુદ્ધો જામ્યાં કે સદીઓના અગાધ પરિશ્રમે રચેલું આપણું સંસ્કૃતિમંદિર નાશ થવાની અણી પર આવી ચૂક્યું હતું. જો ફરીથી હવે વિશ્વ વિગ્રહ ફાટી નીકળે, તો શું થશે તેની આગાહી કરવી મુશ્કેલ છે. વિજ્ઞાનની પ્રગતિને લઈને અને વિનાશક હથિયાર ઉત્પન્ન અને તેના ઉપયોગને લઈને ભવિષ્યના યુદ્ધમાં માનવજાતનું શું થશે તેની કલ્પના કરતાં પણ કંપારી છૂટે છે. જગત પર અગાઉ જીવતી બીજી ઘણી જાતોનું અસ્તિત્વ નષ્ટ પામ્યું છે. તેમ જો માણસ જાતને નાશ પામવું ન હોય, જો માનવ સંસ્કૃતિનું સંરક્ષણ કરવું હોય, તો આપણે લડાઈઓ નાબૂદ કરવી જોઈએ અને યુદ્ધ માટેની ઉન્માદવૃત્તિ શક્ય હોય તેટલી ઓછી કરવી જોઈએ. આપણે આંતરરાષ્ટ્રિય માનસ કેળવવું જોઈએ અને માત્ર સ્વદેશ માટેના સંકુચિત વિચારો નહિ, માત્ર રાષ્ટ્રીય સર્વોપરિતાના જ ખ્યાલો નહિ પણ સમગ્ર જગતના હિતની ભાવનાઓના સંસ્કાર ઊગતી પ્રજાના માનસ પર પાડી ફલીભૂત કરવા પડશે. આપણે પડોશી સાથે સારો સંબંધ રાખવો જોઈએ અને તેમને અને તેમની સંસ્કૃતિને સમજતાં શીખવું જોઈએ.

પણ મનુષ્યનો સ્વભાવ જે બંધાઈ ચૂક્યો છે તેમાં એકાએક પરિવર્તન આવવા સંભવ નથી અને આપણને સુધરતાં અને યુદ્ધની નિરર્થકતા સમજતાં વરસો વહી જશે, તેથી કોઈ પણ દેશને શિથિલ રહેવું પાલવે નહિ. આત્મરક્ષણ અને આક્રમણના અટકાવ માટે સુસજ્જ રહેવું એ જ ઉત્તમ ઉપાય છે. ૧૯૩૯માં જો ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ સુસજ્જ હોત તો મારી ખાત્રી છે કે છેલ્લું વિશ્વયુદ્ધ ન થાત. તેથી આપણને આપણા દેશના સંરક્ષણ માટે તૈયારી રાખ્યા વિના ન ચાલશે. હવે દેશના રક્ષણનો ભાર આપણા શિરે આવ્યો છે અને એ પ્રશ્નની આપણે તાત્કાલિક છણાવટ કરવી પડશે.

લશ્કર માટે જોઈતા સિપાઈઓ તો આપણને મળી રહેશે. ભૂતકાળમાં પગાર સિવાયના બીજા કોઈપણ ખેંચાણ વિનાના આપણા લશ્કરમાં હવે આપણે સ્વદેશપ્રેમની ઉમદા ભાવના જાગૃત કરી શકીશું. આ લશ્કર ચાલુ રહેશે. પણ આ લશ્કરના ઑફિસરો બ્રિટિશરો હતા. છેલ્લાં બે વરસમાં લશ્કરમાં હિંદી ઑફિસરોની સંખ્યા

વધી છે લશ્કરમાં, નૌકાસૈન્યમાં અને હવાઈ-દળમાં અને વિશ્વયુદ્ધ દરમ્યાન હિંદીઓને કામ ચલાઉ વખત માટે કમિશન મળ્યાં હતાં. છતાં લશ્કરમાં હિંદી ઓફિસરોની સંખ્યા હજુ ઘણી ઓછી છે અને ઉચ્ચ વર્ગના ઓફિસરોમાં તો હિંદીઓની સંખ્યા નહિવત છે. લગભગ અદ્યાપિ પર્યંત ૨૭ હિંદી કર્નલો, ૨૨૧ લે. કર્નલ અને ૪ હિંદી બ્રીગેડીઅર હતા અને એક હિંદી મેજર જનરલ નહતો. ચેટફિલ્ડ કમિટી-સ્કીન કમિટીની અને બીજી કમિટીઓના લશ્કરનું હિંદીકરણ કરવાના પ્રયાસોના પરિણામે હિંદી ઓફીસરો વધવા માંડ્યા છે પણ હજી આજે બધા બ્રિટિશરોની જગ્યાએ હિંદીઓને નીમવા એ અશક્ય છે.

હિંદીઓની અભિલાષાઓ પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિવાળા અત્યારના કમાન્ડર ઈન-ચીફ લશ્કરનું સર્વાંગી હિંદીકરણ કરવામાં નડતી મુશ્કેલીઓ દર્શાવી હતી. એમ છતાં આ હિંદીકરણ નીતિને વેગ આપવાના હેતુથી તેણે કોઈ પણ બ્રિટિશરને નાના કમીશન ઓફીસર તરીકે ન નીમવા માટે સ્વીકાર્યું પણ તેનો એવો અભિપ્રાય છે કે લશ્કરનું સંપૂર્ણ હિંદીકરણ કરતાં હજી થોડાં વરસો જશે. જરૂરી લાયકાત વાળા યોગ્ય હિંદીઓ આ ધંધો સ્વીકારવા કેટલા તત્પર થાય તે ઉપર આ હિંદીકરણનો આધાર છે

આ ઉપરથી જોઈ શકાય છે કે લશ્કરી તાલીમનો પ્રશ્ન આજે અતિશય મહત્ત્વનો છે.

હિંદીઓને એવી પદ્ધતી કેળવણી આપવી જોઈએ કે તેથી તેઓ લશ્કરી ધંધો અખત્યાર કરે એ દૃષ્ટિકોણથી આપણે તે તપાસીશું લશ્કરી તાલીમ આપવા માટે માણસો પસંદ કરવામાં નેતૃત્વની અને પહેલ કરવાની શક્તિઓ, ચારિત્ર્ય અને તાત્કાળિક નિર્ણય કરવાની અને તેનો અમલ કરવાની શક્તિઓ પર આપણે ધ્યાન આપવું પડશે આપણા યુવાનોમાં આ શક્તિઓનો વિકાસ થાય તેવા હેતુથી પૂર્વ આમી પ્રાથમિક લશ્કરી તાલીમ આપવી પડશે કે જેથી આ યુવાનોને પછીથી દહેરાદુનની લશ્કરી કોલેજમાં અને "પશ્ચિમ બિંદુ" ગણી શકાય એવી હવે પૂના આગળ શરૂ થનાર નેશનલ વોર એકેડેમીમાં મોકલી શકાય.

આ કોલેજોની લશ્કરી તાલીમક્રમ વિષે મારે કશું કહેવાનું નથી, પરંતુ લશ્કરી તાલીમ માટે યોગ્ય યુવાનો મળી રહે, કેટલાક જુવાનો લશ્કરી નોકરીને ધંધા તરીકે સ્વીકારે, એવી રીતનું સ્કૂલ અને કોલેજમાં કંઈ પ્રાથમિક લશ્કરી શિક્ષણ આપવું જોઈએ તે સાથે મને વિશેષ સંબંધ છે. સ્કૂલોમાં લશ્કરી તાલીમ મળવાથી તેમની નેતૃત્વની અને પહેલ કરવાની શક્તિઓ અને વફાદારી અને કાર્ય બજાવવાની તત્પરતા, શીઘ્ર નિર્ણયશક્તિ વિ. ગુણોનો વિકાસ સાધી શકાશે.

યોગ્ય લાયકાતવાળા હિંદીઓ લશ્કરમાં જોડાય નહીં તો, લશ્કરના ઓફિસરપદે બિન-હીઓનેજ નીમવાની પ્રથા અખત્યાર કરવી પડશે. આ વસ્તુસ્થિતિ સાધી ન શકાય ત્યાં સુધી આપણે પરદેશીઓને લશ્કરી અમલદારો તરીકે રાખવા પડશે. આપણા યુવાનોને લશ્કરી માનસવાળા બનાવવા માટે સ્કૂલમાં લશ્કરી તાલીમની આવશ્યકતા છે. જો આપણા લશ્કરનું સર્વાંગી હિંદીકરણ કરવું હોય તો સ્કૂલો અને કોલેજોમાં પ્રાથમિક લશ્કરી તાલીમ આપવી જરૂરી છે

યુ. ટી. સી. અને યુનિવર્સિટીનો મીલીટરી ડિપ્લોમા એટલીજ લશ્કરી તાલીમ માટે હાલ વ્યવસ્થા છે. અદ્યાપિ પર્યંત યુ. ટી. સી.નો અભ્યાસક્રમ માત્ર બ્રિટિશ પ્રદેશમાં જ મળે છે અને એ માટે દેશી રાજ્યોમાં કશી જોગવાઈ નથી. બરોડા કોલેજ સંબંધમાં એટલું કહેવું જરૂરી છે કે બરોડા કોલેજ ટ્રેઈનીંગ કોર્સની ૧૯૨૬ માં શરૂઆત થઈ હતી.

આ યોજનાનો આરંભ ઘણા નાના પાયા પર થયો હતો. તેનો વાર્ષિક ખરચ માત્ર રૂ.

૨,૭૪૦ હતો પણ બી. સી. ટી. સી. શિક્ષણ સંતોષકારક ન હતું, હથિયારના ઉપયોગ સંબંધી વિદ્યાર્થીઓને સમજણ નહિ એવી તાલીમ મળતી અને આપવામાં આવતી તાલીમ સંતોષકારક ન હતી

૧૯૪૫ માં વડોદરાની મિલિટરી સ્ટાફના તે વખતના ચીફ બ્રિગેડીઅર સેન સાથે મારે મળવું થયું અને એ વાટાઘાટના પરિણામે સંપૂર્ણ લશ્કરી તાલીમ માટે નીચે પ્રમાણેની યોજના ઘડી કાઢવામાં આવી.

૧ રાજ્યમાં જોઈતા લશ્કરી અમલદારો રીકુટ કરવાની વ્યવસ્થા કરવી.

૨ વડોદરા રાજ્યના યુવાનોના લશ્કરી ગુણોનો વિકાસ સાધી શકાય, તેમની મનોવૃત્તિ વિશાળ થાય, એવી તેમને તાલીમ મળે તેવી તક આપવી.

૩ વડોદરા રાજ્ય બહારના યુવાનો જેવી રીતે લશ્કરી ધંધામાં દાખલ થઈ શકે, તેવી રીતે તેઓ અહીં પણ એ ધંધા માટે તૈયાર થઈ શકે એવી વ્યવસ્થા કરવી.

વડોદરાની બે કોલેજો અને કલાભુવનની એક હેડ ક્વાટર્સ અને બે ટુકડીવાળી એક સંયુક્ત પલટણ ઊભી કરવી.

એક ટુકડીમાં

૧ સિનિયર ગ્રેડ ઓફિસર
૯ નાના ઓફિસર
૨ વોરંન્ટ ઓફિસર ફર્સ્ટ ક્લાસ
૪ ,, ,, સેકન્ડ ક્લાસ
૭ સાર્જન્ટ
૨૨ કોર્પોરલ
૩૪ લેન્સ કોર્પોરલ
૨૪૬ કેડેટ

. રાખવા .

તાલીમની વ્યવસ્થા અને દેખરેખ માટે સ્ટેટ એક સ્ટેટ ઓફિસર, બે સ્ટાફ ઓફિસર, અને ૬ એન. સી. ઓ, નો કાયમી સ્ટાફ ઉભો કરવો. પલટણ કમાન્ડર, કંપનિ કમાન્ડર અને બીજા એન. સી. ઓ. અમલદારો કોલેજના શિક્ષકો અને વિદ્યાર્થીઓમાંથી નીમવા. તાલીમ માટે નામ નોંધાવતા કેડેટે ચાર વરસ નોકરી કરવી જ એવી બાંહેધરી લેવી. અધવચ્ચેથી તેઓ તાલીમ લેતી છોડી દે તો ૧૦ રૂપિયા ડીપોઝીટ લીધા હોય તે જપ્ત કરવા. બે વરસના અભ્યાસક્રમ પછી કેડેટની લોઅર સર્ટિફિકેટ ઓફ એફિશિયન્સી અને ચાર વરસ પછી હાયર એફિસિયન્સીની પરીક્ષા લેવી.

હથિયારો અને બીજા સાધનો સ્ટેટે આપવાં. આ માટે પ્રાથમિક રૂ. ૪૦,૦૦૦ નો અને દર વરસે રૂ ૪૦,૦૦૦ નો ખરચ થશે.

આ યોજનામાં પેટલાદ, વીસનગર અને નવસારી કોલેજોના વિદ્યાર્થીઓની લશ્કરી તાલીમ સંબંધી વ્યવસ્થા રાખી શકાય નહીં. વડોદરામાં આ યોજના એક વરસ અખત્યાર કરવી અને અનુભવ પછી તે વિસ્તૃત પાયા પર મૂકવી.

સ્કૂલોમાં લશ્કરી તાલીમ દાખલ કરવાનો પ્રશ્ન વધારે ગુંચવણભર્યો છે. રાજ્યના જુદા જુદા ભાગોમાં એકદરે છૂટી છવાઈ આવેલી ૫૦ હાઇસ્કૂલો છે એ પ્રત્યેકમાં લશ્કરી તાલીમ શરૂ કરવામાં ઘણો ખર્ચ થાય, લશ્કરી તાલીમકારો મેળવવા મુશ્કેલ પડે અને તેના પર નિયમિત દેખરેખ રાખવીએ કઠિન કામ છે.[૧]

આવા સંજોગોમાં હાઇસ્કૂલોના છઠ્ઠા અને સાતમા ધોરણના ચૌદ વર્ષ ઉપરના વિદ્યાર્થીઓમાંથી ચૂંટી કાઢેલા થોડાઓ માટે કંઈ કરવું શક્ય છે, દરેક હાઇસ્કૂલમાં બે કે વધારે ટુકડીઓ ઉભી કરવી પણ કુલ્લે ૧૦ કરતાં કરતાં વધારે વિદ્યાર્થીઓ લેવા નહીં. દરેક ટુકડીમાં બાર વિદ્યાર્થીઓ રાખવા. સ્ટેટ આર્મી ઓફિસર આ ઉપર નિયમિત દેખરેખ રાખી શકશે નહિ. દરેક સ્કૂલે બી. ટી. શિક્ષક અને બીજા બે અન્ય શિક્ષકોને તાલીમ માટે વડોદરા મોકલવા પડશે આ શિક્ષકો બીજા શિક્ષકોને પણ તૈયાર કરશે. આ શિક્ષકોને બે માસ રાખી એકીસાથે તાલીમ આપી શકે તેવી વ્યવસ્થા

કરવા મિલિટરી સ્ટાફના ચીફે કબૂલ્યું છે. જોઈતા તાલીમ શિક્ષકો તૈયાર થાય ત્યાં સુધી આ વર્ગ ચાલુ રહેશે.

આ તાલીમ પામેલા શિક્ષકોની દેખરેખ નીચે સ્કૂલોમાં ટુકડીઓ તૈયાર થશે. આ છોકરાઓની ટુકડીને વારાફરતી વખતે વખતે વડોદરા લાવી હથિયારો વાપરવાની અસરકારક તાલીમ આપવામાં આવશે. દરેક સ્કૂલને એક સારૂ મોટું મેદાન રાખવું પડશે કે તેથી વિદ્યાર્થીઓ ત્યાં ગોળીબાર કરતાં શીખી શકે. હાલ દરેક વિદ્યાર્થીઓને બંદુક આપી શકાશે નહિ તેથી તેમને નાની કે ડમી બંદુકો ફીસ માટે આપવામાં આવશે. એક લશ્કરી અમલદાર આખા રાજ્યમાં આ તાલીમ કાર્યની દેખરેખ માટે ફરતો રહેશે.

આ યોજનાનો રૂ. ૭૦,૦૦૦ ખર્ચ આવશે એમ અડસટો કરવામાં આવ્યો છે સરકારી સ્કૂલોમાં આ તાલીમ હથિયાર અને બીજા સામનોનો સર્વ ખર્ચ સરકાર ઉપાડી લેશે અને ખાનગી સ્કૂલોમાં આ ખર્ચની ૫૦ ટકા ગ્રાન્ટ સરકાર આપશે.

વિદ્યાર્થીઓ શિસ્ત અને અન્યોન્ય સાથે સહકાર રાખતાં શીખે એ લશ્કરી તાલીમના હેતુઓ છે. આજના યુવાનો વ્યવસ્થા અને શિસ્ત શીખે એ ઘણું જ જરૂરી છે

મારી પાસે આંકડાઓ નથી પણ ગયા યુદ્ધમાં ગુજરાતે સૌથી ઓછા રિક્રુટો લશ્કરમાં આપ્યા છે. ગાંધી પછી અહિંસા અને બ્રિટિશ સરકાર સામે ગાંધીએ ઉપાડેલા અસહકારને લીધે આ પ્રાંતમાં આમ થયું હશે. તમે શક્તિમાન હો છતાં સામો પ્રહાર ન કરો ત્યારેજ અહિંસા સદ્‌ગુણ છે. પણ તમારામાં પ્રહાર કરવા શક્તિ ન હોય અને પ્રહાર ન કરો તો તે સદ્‌ગુણ ન કહેવાય. મારે કબુલ કરવું રહે છે કે આપણા યુવાનોમાં સ્વમાન જાળવવા જોઈતી શક્તિ અને પુરૂષાતન રહ્યાં નથી. લડાયક અને બીન લડાયક જાતોના ભેદભાવમાં હું બહુ માનતો નથી. જો યોગ્ય તાલીમ આપવામાં આવે અને નેતૃત્વ માટેના પ્રદેશ કરવાના અને તાત્કાલિક નિર્ણય કરવાના ગુણો વિકાસ પામે એવી તક આપવામાં આવે તો કોઈપણ એક જાત બીજી કોઈપણ જાત જેવી યોગ્ય નીવડશે.

મધ્ય યુગના પાછલા ભાગમાં સિદ્ધરાજ અને ભોળા ભીમના કાળમાં ઘણાં યુદ્ધોમાં ગુજરાતી લશ્કરે તેનું ખરાતન સાબિત કર્યું હતું. ઔરંગઝેબના મરણ પછી સતરમી સદીના અંત ભાગમાં જ્યારે મોગલ પ્રદેશો પર સાર્વત્રિક આક્રમણો થવા માંડ્યા, ત્યારે પહેલાં વીરનગરના એક નાગર રાજા 'છબીલાએ અને પછી તેના ભત્રીજા ગીરધર બહાદુરે માળવાનું રક્ષણ કર્યું મધ્યયુગમાં ઘણીવાર જૈન અને બ્રાહ્મણોએ ગુજરાતી લશ્કરોની આગેવાની લીધી હતી. બસે વરસની બ્રિટિશ શહેનશાહતે આપણને નિર્બળ કર્યાં છે. આપણે વીરતત્વ ગુમાવ્યું છે આપણા દેશનું રક્ષણ કાર્ય આપણે ઉપાડી લેવાનો સમય આવી પુગ્યો છે અને મને વિશ્વાસ છે કે વડોદરા રાજ્યની લશ્કરી તાલીમ પ્રવૃત્તિથી વડોદરા રાજના અને હિંદી રાજ્યના લશ્કરમાં સૌથી મોટો ફાળો આપશે. હું અહી એક સૂચના કરવાની છૂટ લઉં છું કે વડોદરા રાજ્યમાં એકજ કોમના માણસોની લશ્કરી ભરતી કરવાની પદ્ધતિ માટે ફરીથી કાળજીપૂર્વક વિચાર કરી જોઈએ, તેમાં ઘટતા ફેરફાર કરી બીજી જાતોના યોગ્ય માણસો મળતા હોય તો તેમને પણ રાજ્યની સેવા કરવા તક આપે એમ થવું જોઈએ.

મે તો માત્ર યોજનાની આછી રૂપરેખા જ આપી છે. મિલિટરી સ્ટાફના વધુ વિગતો નક્કી કરશે. હિંદની મધ્યસ્થ સરકારે કેડેટ કોર્પ્સ માટે નીમેલી કમિટીનો રીપોર્ટ જો બહાર પડયો હોત તો આપણને તે ઘણો માર્ગદર્શક થાત. હિંદી સરકાર શું કરવા માગે છે તે આપણે જાણી શકત. એ પ્રભાવશાળી અને વગદાર કમિટીના રીપોર્ટની આપણે આતુરતા પૂર્વક રાહ જોઈશું

# પુશ્કિન



શશિકાંત ચતુર્વેદી

[ રશિયન નવલિકા ]

એક સદી ઉપર એલેક્ઝાન્ડર પુશ્કિન દ્વંદ્વમાં મૃત્યુ પામ્યો.

આ શોકજનક સંવત્સરી પર આખુ રશિયા આંસુ સારે છે, એમ કહી શકાય પણ ઇવેન ફ્રોડોરોવીચ ગોલોવકીન બધા કરતાં આ વિષે વધારે દુઃખી થાય છે; અને કદાચ સૌ કરતાં વિશેષ સહન કરે છે.

આ નમ્ર અને શાન્ત માણસ તો પુશ્કિનના નામ માત્રે ચમકે છે, અને ફીક્કો થાય છે.

પ્રખ્યાત પ્રતિભાશાળી પુરુષની મશ્કરીને એમ ન લાગે તે માટે આપણે આ વાતનો શરૂઆતથી આરંભ કરીએ. ૧૯૨૧થી શરૂ કરીએ ત્યારે સર્વ વસ્તુ સ્પષ્ટ થશે.

૧૯૨૧ના ડિસેમ્બરમાં ઇવેન લશ્કરમાંથી છૂટો થઇ પોતાને ઘેર ફર્યો.

ત્યારે નવી આર્થિક નીતિનો પ્રારંભ થયો હતો. સર્વ સામાન્ય ઉત્સાહ પ્રસર્યો હતો.

સફેદ રોટી બજારમાં દેખાવા લાગી અને લોકો કંઇ ને કંઇ વેપાર કરવા લાગ્યા. દુકાનો ફુવારા માફક જીવન ફેંકવુ નાખવુ લાગ્યું.

આપણો ઇવેન શહેરમાં ભટકવા લાગ્યો. પણ કાંઇ ખાસ કામધંધો ન મળ્યો. શનિવારે તે મિત્રોને ત્યાં રહેતો. લોબીમાં કૂતરાની સાદડી પર તે સૂતો.

અને આ કારણથી તે નિરાશ રહેતો. નવી આર્થિક નીતિ રામરાજ્ય લાવી શકી નથી" ઇવેન કહેતો, કારણ કે છેલ્લા છ માસથી તે રહેવા માટે રૂમ શોધતો હતો પણ તેને કોઇ રૂમ ભાડે મળી શકી નહિ.

પણ ૧૯૨૭ માં ગમે તેમ કરીને ઇવેને એક રૂમ શોધી કાઢી. પાઘડીના રૂપિયા આપવા જેટલી રકમ તે ઉછીની મેળવી શક્યો. અમર તો મહાત્માની એક સુંદર તક તેને પ્રાપ્ત થઈ. ગમે તેમ હો પણ તેને એક રૂમ મળી.

રૂમ, બે બારીવાળી, નાની, સુંદર હતી. અલબત ફ્લોર અને સીલીંગ હતાં જ રૂમ વિષે કંઇ ફરિયાદ કરવા જેવું ન હતું.

અને ઇવેન પણ રૂમની સારી સંભાળ રાખતો, તેણે રૂમની દિવાલો કાગળથી મઢી લીધી. અહિં તહિં ખીલા મરાવ્યા અને રૂમ ઘણી સુંદર બની. અને તે અમીર માફક આનંદમાં રહેવા લાગ્યો.

અલબત, વખત પસાર થતો હતો. પુશ્કિનના મરણને ૯૭ વર્ષ પસાર થયાં પછી ૯૮ મું વર્ષ પસાર થયું.

૯૯ મું વર્ષ પૂરું થયું અને માળામાંના લોકો પુશ્કિન વિષે વાતો કરવા લાગ્યા. મહાન લેખક પુશ્કિન આ માળામાં રહેતો હતો, એમ માળાવાસીઓ કહેવા લાગ્યા. તેની અસાધારણ પ્રતિભાએ આ માળાની થોડા વાર જેટલી જગ્યા તેણે કીર્તિથી અમર બનાવી હતી. તે માટે પુશ્કિન સંબંધી વિગતો વર્ણવતી એક તકતી કરી મઢી મૂકવી જોઇએ કે જેથી ભવિષ્યની પ્રજા એ સર્વ જાણી શકે.

ઇવેન પણ આ સર્વ તૈયારીમાં હતો. અને તે માટે પોતાના હિત વિરુદ્ધ વગર સમજ્યે ઉધરાણીમાં મસ્ત થયો.

માળામાં મહાન ચળવળ શરૂ થઇ સ્ત્રીઓ રૂમ, ફર્નિચર, વાસણ સાફસૂફ કરવા માંડી.

પછી એક દિવસ પાંચ ગૃહસ્થોનું કમિશન માળામાં આવ્યું. તેઓ આખો માળો ફરી આવ્યા.

આ કમિશને બધા રૂમ અને ફર્નિચર જોઇ દીર્ઘ નિશ્વાસ મૂક્યો.

તેઓએ કહ્યું. "વર્ષો ઉપર અહિં એલેક્ઝાન્ડર સર્ગેઇચ પુશ્કિન અહીં રહેતા હતા.

# मोरे संकट काट मुरारी



પંકજ

[ સત્ય ઘટના ]

પંચનદ પ્રદેશમાં એકજ ગીનઆરીને પકવાની જરૂર હતી અને ભીષણ નરમેધ ચાલુ થઈ ગયો. પંજાબથી આવતી સાંઠ ટ્રેક એક્સ-પ્રેસમાં સેંકડોની સંખ્યામાં નિરાશ્રિતો આવતાં હતાં. તેઓની દશા કરૂણ હતી અને તેમના દુઃખ ભરના ભાવો જોઈને કઠણ પાષાણ હૃદયી મનુષ્યને વિચલિત થવું પડે એમ કઠણ હતી છે. માતાઓની આંખોમાં અશ્રુ સુકાઈ ગયાં હતાં. બ્હેનોની આંખો નિસ્તેજ થઈ ગઈ હતી, પત્નીઓની મુખાકૃતિ શ્યામ હતી અને નાનાં બાળકોનો દેખાવ તો અત્યંત કરૂણાપૂર્ણ હતો.

શનિવારનો દિવસ હોવાથી બે મિત્રો સાથે હું સ્ટેશન પર ગયો હતો. ત્યાં એક મહારાષ્ટ્રીય મિત્ર મળ્યો અને મને ખાસ પંજાબના નિરાશ્રિતોના ઝુંડ તરફ ખેંચી ગયો. એક કોંગ્રેસના સ્વયંસેવક પંજાબની હાલચાલ પૂછી રહ્યા હતા.

'સાહબ, હમકો તો કોંગ્રેસ ઔર મહાત્માજીને મરવા ડાલા' એક પંજાબી બોલ્યો.

'યહ કૈસે હો સકતા હૈ? મહાત્માજી તો ધર્મરાજ હૈ.' કોંગ્રેસનો સ્વયંસેવક બોલ્યો.

'રહને દીજીએ સાહેબ અપની બાતેં, હિંદુસ્તાનહી ઐસા દેશ હૈ જહાં જુઆ (જુગાર) ખેલ કર, ભાઈ ઔર પત્ની કો ખેલ કર એક ધર્મરાજ યુધિષ્ઠિરને મહાભારત ખડા કર દીયા થા ઔર વહી હિંદુસ્તાન આજ હૈ જહાં સત્ય ઔર અહીંસા કા ઢોંગ ખડા કર મહાત્માજીને દૂસરા મહાભારત ખડા કર દિયા.'

'મહાત્માજી કો આપ સમજે નહીં, તો ઉનકા ક્યા દોષ?'

'બાદ સાહબ બાદ, જહાં પર હિંદુ કતલ હોતે હૈં વહાં મહાત્માજી ચૂપચાપ હિંદુઓકા બલિદાન દેખતે રહતે હૈં. જબ હિંદુઓકા સાત્વિક ક્રોધ વિરાટરૂપ મેં પ્રગટ હુઆ ઔર બીહાર મેં હિંદુઓને હાથ ઉઠાયે તો હમારે કોંગ્રેસ કે લીડર હિંદુઓ કે ઉપર અપની વીરતા ઔર જોશ દિખલાને દૌડ પડે ઔર ધડાધડ ગોલિયાં ચલવાદી ઔર યહી નિષ્પ્રાણ લીડર નૌઆખાલીમેં હિંદુઓ કી કતલ દેખતે રહે ઔર ઉસ સમય કોંગ્રેસને જો નિષ્પ્રાણતા બતાઈ ઉસસે હિંદુ નષ્ટ હો ગયે. ગાંધીજી બીહાર કે મુસલમાનો કે લિયે દૌડ પડે, ઔર હરેક ભાષણ મેં બિહાર કે મુસલમાનોં પર અત્યાચાર હુઆ હૈ' કિ રટ લગા દી પરિણામ મેં બીહાર કે હિંદુ ઠંડે હો ગયે ઔર પંજાબ કે મુસલમાનો કો બદલા લેને કો જોશ આ ગયા'. 'અરે ક્યા કહ રહે હો! મહાત્માજી ને અભી કલકત્તામેં શાંતિ કરા દી.'

'જાઈએ સાહેબ, જબ હિંદુઓ કે હાથ મેં મેદાન રહતા હૈ વો મહાત્મા જલ્દી દૌડ જાતે હૈં. કહાં ગયે થે મહાત્મા ગાંધી પંજાબ કતલ ઔર નૌઆખાલી કતલ કે વખત!'

'તુમ લોગોં ને અપના બચાવ કિયા હોતા!'

'ક્યા બચાવ કિયે બીના હમ યહાં આયે હૈ! તુમ સબ આજ હિંદુઓ કે મુલ્ક મેં બેઠ કર આનંદ કરો બડી બડી બાતે કરો. કુછ હમારે તરફ ભી દેખો.'

એક હિંદુ મહાસભાવાદી બોલ્યા, 'તુમ કોંગ્રેસ કો વોટ દેતે હો ઔર ઉસકે લીડર તુમ્હારી ખબર નહીં લેતે તો ઉનકો વોટ ક્યોં દેતે હો.'

''હિંદુસ્તાન તો મૂર્ખોં કી ભૂમિ સદા સે રહતી આયી હૈ. જબ ઇલેક્શન કા સમય આતા હૈ તો યહ કોંગ્રેસી બડી બડી બાતેં કરતે હૈં ઔર મહાત્મા કા નામ લેકર સબકો અચ્છા બેવકૂફ બનાતે હૈં.'

એક દક્ષિણી મહાશય પોતાના મિત્રને હસીને બોલ્યા, 'ગાંધીના બબાડપણા જેજ હિંદુસ્તાનના મોટા દુર્ભાગ્ય આહે.'

એક ગુજરાતી સદ્‌ગૃહસ્થ પોતાની વેદના બતાવતા બોલ્યા, 'ભાઈ, હમકો તુમ્હારે દુ:ખ મેં સહાનુભૂતિ હૈ પર કોંગ્રેસ તો કીસી ખાસ કી સંસ્થા તો નહીં હૈ?

'યહ ઢોંગ ક્યોં રખ્ખા હૈ, કોંગ્રેસ મેં હિન્દુઓ કે સિવાય હૈ હી કૌન? ફીર મુસ્લીમ લીગ સે બાતેં ક્યોં કરતી થી?'

એક વૃદ્ધ પંજાબી ધીરે ધીરે બોલ્યા 'ભાઈ બાત બઢાને કી જરૂરત નહીં હૈ. હમ હિંદુઓ કે સમાન પાખંડી ઔર બુઝદિલ કૌમ કોઈ નહીં હૈ હમને હરેક બાત મે બહિચાપણ બતા દિયા હૈ મુસલમાનો મે આત્મશ્રદ્ધા હૈ ઔર એકતા હૈ એક મુસલમાન યહ સમજતા હૈ કિ દુનિયા કે સારે મુસલમાન ઉસકે સાથ હૈ ઔર ઉસકો ઇસ બાત કી કીંમત રહતી હૈ. એક હિંદુ તો ડરપોક હોતે હુએ ભી અહિંસા કા પાઠ પઢકર પૂરા નામર્દ હો ગયા હૈ. હમારે કોંગ્રેસકે વીર જહાં મુસલમાનો સે ભીડને કા સમય આતા હૈ તો અપની નપુંસકતા કો છીપાને કે લીએ રાષ્ટ્રીયતા ઔર વિશ્વ બંધુત્વ કે પડદે કે પિછે છિપ જાતે હૈ. જય જયકાર કરો ઉન લાલા પુરૂષોતમદાસ ટંડન કી જિન્હોંને યહ નપુંસકતા કી પોલ ખોલ દી હૈ હમ તો અબ ભી કહતે હૈ કિ હમકો ધર્મરાજકી જરૂરત નહીં હૈ. હમકો કર્મવીર શ્રીકૃષ્ણ કી જરૂરત હૈ જો હમે સચ્ચી ઔર વ્યવહારિક પ્રેરણા દે.' એક વૃદ્ધ સ્ત્રી જરા ભક્તિભાવથી પ્રેરાઈ ગાવા લાગ્યાં.

'मोरे संकट काट मुरारी'

નિરાશ્રિતોએ તર્જ ઉપાડી લીધા. હમે એ ધૂન સાંભળી રહ્યા અને આ લાખોંની આરેની જવાબદારી વિષે તર્ક કરતા પાછા વળ્યા

૪૮ વરસની ઉમ્મર પહેલા માણસ નિરાશાવાદી થાય, તો તેને ઘણું જ્ઞાન થયું હોવું જોઈએ, ૪૮ પછી જે માણસ આશાવાદી રહે તો તેને ઓછું જ્ઞાન હોય છે

• • •

"દારૂ" આઈરિશ ધર્મગુરૂએ ધાર્મિક પ્રવચન કરતા જણાવ્યું, "આ દેશને મહાન શાપરૂપ છે એ પીઈને તમે પડોશી સાથે લડો છો, તેને ગોળીબાર કરો છો અને સૌથી ખરાબ તો એ કે નમે નિશાન ચુકી જાઓ છો"

• • •

એક પગે પાવડું ફેરવી રસ્તા બનાવતા માણસને એક ગૃહસ્થે કહ્યું, "પાવડું ફેરવી ફેરવી તમારો એ પગ થાકતો હશે" માણસે ઉત્તર દીધો, "નહિ, સાહેબ આ બીજા પગને કંઈ કામ કરવાનું નથી. તેને થાક ચઢી જાય છે."

• • •

જો તમારે સારી રીતે કામ કરાવવું હોય તો ઉદ્યોગી માણસને શોધી તેને કામ સોંપો. બીજી જાતના માણસને નવરાશ મળતી જ નથી ન

# શાને ખાતર ?



લીલાબેન મહેતા

માણસ કળાને ચાહે છે, ત્યારે તેના માટે સર્વસ્વ અર્પણ કરવા તત્પર રહે છે એ એક સત્ય છે. હવે એ ખરું છે કે ખોટું છે તે નિર્મળાને થયેલા અનુભવ પરથી આપણે તપાસી જોઈએ.

નલિન ગામડાના પ્રાથમિક ધોરણમાં ભણતો, ત્યારે તેણે ગામના મુખીનું ચિત્ર દોર્યું, તે ગામના લોકોને બહુ ગમી ગયું હતું, માત્ર મુખીને જ તે ગમ્યું નહતું. ચિત્ર જોયા પછી મુખી જ્યારે નલિનને જોતો ત્યારે ધૂરકી તેને મારવા દોડતો, સ્કૂલના હેડમાસ્તરનું દોરેલું ચિત્ર પણ વિદ્યાર્થીઓમાં પ્રશંસા પામ્યું હતું. પરમણાના હોળાનારનું ચિત્ર દોરી તેણે ગામ ચોરાના પીંપળાના થડે ચોટાડયું, ત્યારે તો આખું ગામ તે ચિત્ર જોવા ઉલટયું હતું. નલિનની કુદરતી કળા બક્ષિસ આમ શરૂઆતથીજ જાગૃતી થઈ હતી.

પછી મેટ્રિક પાસ થઈ તે ચિત્રકળાનો વિશેષ અભ્યાસ કરવા મુંબઈ આવ્યો. સાથે પાંચસેક રૂપિયા લાવ્યો હતો. એક વખતે શહેરના ટાઉન હોલમાં કળાપ્રદર્શન રાખવામાં આવ્યું હતું તે તે જોવા ગયો. ત્યાં તેને નિર્મળા સાથે ઓળખાણ થઈ. નિર્મળા પણ કોઈ એક બીજા ગામડેથી માધ્યમિક અભ્યાસ પૂરો કરી સંગીતના વિશેષ અભ્યાસ અર્થે મુંબઈ આવી હતી. આ બન્ને કલાકારોની ઓળખાણ, ગાઢ પરિચયમાં, પ્રેમમાં અને છેવટે લગ્નમાં પરિણમી.

નિર્મળા પાસે પણ થોડા રૂપિયા હતા. બંને ફંડો ભેગા થયાં. તેઓ રૂમ ભાડે રાખી રહ્યાં અને તેમના દિવસો આનંદમાં વહેવા લાગ્યા. નલિન ચિત્રકળામાં સુંદર પ્રગતિ કરતો હતો અને નિર્મળાનો સંગીત અભ્યાસ પણ ઝડપથી આગળ વધતો હતો. તેમના દિવસો અતિ આનંદમાં વ્યતીત થતા હતા. કળાના બંને ઉપાસકો કળાની ચર્ચા કરતા, ફરતાં હરતાં અને એકબીજાના સંસર્ગમાં સ્વર્ગીય સુખ અનુભવતાં, તેમને કશી વાતની મણા નહતી. બંગલા, વાડી કે મહેલમાં સુખ નહતું પણ સર્વ સુખ મુંબઈમાં ચાલની એક ઓરડીમાં તેમને લાગ્યું. તેમને થતું કે ધનિકો તેમના વાડી બંગલા વેચી તે પૈસાનું દાન કરી, પછી તેમની માફક કોઈ ચાલના રૂમમાં રહે તોજ સુખી થાય. પણ ધનિકો મૂર્ખ રહેવાજ સર્જાયેલ છે એમ તેમને લાગ્યું.



દિવસ પર દિવસો જતા હતા. ફંડમાંથી રોજ રૂપિયા ઘટવા લાગ્યા, ભાડું, અનાજ, અને કપડાંનો ખરચ તો થાયજ ને ? રૂપિયા રોજ ખરચાતા. પણ બંને વિદ્યાર્થી હતાં, તેથી તેમના ફંડમાં કશો ઉમેરો થતો નહિ. છેવટે ફંડ ખલાસ થયું. હવે શું કરવું ?

“નલિન” નિર્મળાએ કહ્યું, “તું અભ્યાસ જારી રાખ. હું સંગીતનું કોઈ ટ્યુશન ખોળી કાઢું.”

પણ નલિન સ્વાર્થી ન હતો તેણે કહ્યું, “નિર્મળા એમ ન થાય, હું કંઈ નોકરી શોધી કાઢું. તું તારો અભ્યાસ પૂરો કર.”

પણ નિર્મળાએ જીદ કરી. તારા ચિત્રો વેચાશે, તું પ્રખ્યાત થશે, તેમ તારા ચિત્રોની કિંમત વધારે મળશે, પછી હું સંગીતનો અભ્યાસ પૂરો કરીશ.” નિર્મળાના અણનમ નિશ્ચય આગળ નલિનનું કશું ચાલ્યું નહીં.

બે ત્રણ દિવસ નિર્મળાએ ટ્યુશન માટે તપાસ કરી પછી એક દિવસ ઘરે આવી નિર્મળાએ નલિનને જણાવ્યું “મને ટ્યુશન મળી ગયું છે. એક રિટાયર્ડ થયેલા કલેક્ટરની દીકરીને સંગીત શીખવવાનું કામ માથે રાખ્યું

છે. નલિને ૬૦ રૂપિયા મળશે." આમ આ દંપતિની આર્થિક ગુંચવણનો સરળતાથી ઉકેલ આવ્યો. ખરા પ્રેમીઓનો માર્ગ ઈશ્વર પણ નિષ્કંટક રાખે છે.

માસ પૂરો થયો અને નિર્મળાએ એક દિવસ સાંજે આવી ૬૦ રૂપિયા ટેબલ ઉપર મૂકયા. નલિને પણ તે સાંજે ટેબલ પર સો રૂપિયા મૂકયા. નિર્મળાએ આશ્ચર્યમાં પૂછ્યું, "નલિન તું કયાંથી પૈસા લાવ્યો ?" "નિર્મળા, મારે ખુશ ખબર આપવાની છે. એક ડોકટરને મારાં ચિત્રો ગમી ગયાં અને તેણે દરેકના પચ્ચીસ રૂપિયા આપી મારી પાસેથી ચાર ચિત્રો ખરીદ્યાં." "નલિન, હું કહેતીજ હતીને કે તારી મહત્તા લોકો સમજશે. તું ધીમે ધીમે અભ્યાસ કરી એટલી હદે તારાં ચિત્રોની સારી કદર થશે. તેં અભ્યાસ ચાલુ રાખ્યો તે ઠીકજ થયુંને ?" નલિને કહ્યું, "હજી બીજાં ચિત્રો લેવા તેણે મરજી બતાવી છે." "ઈશ્વરનો ઉપકાર!" નિર્મળા બોલી, "કોઈ કદરદાન ડોકટર મળ્યો."

અને નિર્મળાએ તેના ટ્યુશન સંબંધી રસભરી વિગતો જણાવી. જે છોકરીને તે સંગીત શીખવતી તે કેવી સુંદર, ભલી અને માયાળુ હતી. કલેકટર સાહેબ વૃદ્ધ થયા હતા છતાં ઘણા ઉત્સાહી હતા. નિર્મળા શીખવતી ત્યાં ઘણી વેળા તે આવતા અને તેનું સારી ગમ સબંધી પણ ઉચ્ચ જ્ઞાન હતું. "નલિન, તું એક દિવસ મારી સાથે આવ. તને પણ એ લોકો ગમી જશે." આમ યુવાન દંપતિ સુખચેનમાં દિવસો પસાર કરતાં હતાં.

એક દિવસ સાંજે નિર્મળા બહારથી આવી ખાવાનું તૈયાર કરી રહી એટલે નલિન આવ્યો. બન્ને ભાણું પીરસી, પક્ષીઓની માફક કિલકિલાટ કરતાં, જમવા બેઠાં. જમતી વેળા નલિનની દૃષ્ટિ નિર્મળાના હાથ પર પડી તો તેના પર પાટો બાંધેલો જોયો અને તે ચમકી ઉઠયો, "નિર્મળા, તને હાથે શું થયું ?" નિર્મળા પહેલાં તો સહેજ ગભરાઈ પણ પછી સ્મિત કરી બોલી, 'નલિન, ખાસ કંઈ નથી આજે મારી વિદ્યાર્થિનીની વર્ષગાંઠ હતી. કલેકટર સાહેબે માન્યું નહીં તેથી બપોરે મારે તેમને ત્યાં જમવું પડયું. એ છોકરી છે તો ઘણી હોશિયાર અને માયાળુ પણ ધાંધલ કરી મૂકે છે હું તેની પાસે બેઠી હતી તેના હાથમાંથી ઉની કઢીનો વાટકો પડી ગયો અને તે મારા હાથ પર પડયો. કલેકટર તો ઘણા ગભરાઈ ગયા અને પડોશમાંથી ડોકટરને બોલાવી લાવ્યા તેણે મલમ લગાડી પાટો બાંધ્યો મને ખાસ ઈજા થઈ નથી. મારી શિષ્યા તો બિચારી રડી પડી. પણ નલિન, તને એટલો બધો વિષાદ શા માટે થાય છે! કશામ ભીર ઈજા થઈ નથી."

પણ નલિન ઘણો વિચારમસ્ત લાગ્યો. તેણે તેના બે હાથ નિર્મળાના ખભે રાખ્યા અને તેના તરફ એકીટશે જોઈ રહી પૂછ્યું, "નિર્મળા, સાચું કહે. તને ખરેખર શું થયું છે. તારા નલિનને સાચું ન કહે ?"

નિર્મળાએ અસ્વસ્થતા અનુભવી. બે એક પળ તેણે વિચાર કીધો પછી નલિનના હાથ પર માથું મૂકી તે ડુસકે ડુસકે રડી પડી પછી મન સહેજ હળવું થતાં કહ્યું, "નલિન આ સંગીતવાળી વાત ખોટી છે. ટ્યુશન ઘણુ દિવસ રખડી પણ કોઈ મળ્યું નહીં, ને હું એક મોટી લોન્ડ્રી કંપનીમાં કપડાંને કરવા નોકરીએ જોડાઈ. આજે ત્યાં મારી પ. કામ કરતી છોકરીએ તેની ઉની લોખં. ભરેલી મારા હાથ પર ભૂલમાં મૂકી દીધી મારી ચામડી સળગી ઉઠી

"એ અકસ્માત કેટલા વાગે બન્યો ?" નલિને પૂછ્યું

"પાંચ વાગે, પણ નલિન તારાં ચિત્રોની

કાર થઈ, તેથી મને સંતોષ થયો છે કારણ કે બીજાં ચિત્રો ખરીદ્યાં !"

"એ કારણ પણ તારા કમેકટર જેવોજ છે. કોઈએ ચિત્રો ખરીદ્યાં નહીં, ત્યારે મેં નોકરી શોધી કાઢી અને એક મોટી સ્ટીમ લોન્ડ્રી કંપનિના એન્જીનમાં કોલસા પૂરવા ફાયરમેન તરીકે રહ્યો. કોઈ છોકરી દાઝી છે તેને પાટો બાંધવા માટે કોટન અને કપડું જોઈએ છે એમ એક જણે મને પાંચેક વાગે કહ્યું. મેં તેને કોટન, કાપડ આપ્યું એ કાપડ પર મિલનો સિક્કો હતો તે મેં તારા પાટા પર જોયો અને મને શક પડ્યો" "નલિન" નિર્મળાએ કહ્યું, "માણસો જ્યારે કળાને ચાહે છે, ત્યારે તેના માટે સર્વસ્વ અર્પણ કરે છે."

"નિર્મળા, 'કળાને' શબ્દ તારા કથનમાંથી કાઢી નાખ તો તે સત્ય બનશે." ×

× સંચિત

## માતંગ રાજેને

[શાર્દૂલવિ]

અમ રંક જનો, વળી કામ ઘણાં, કિંવા અવકાશ ક્યાં
સત્તા કે ધનના મદે ? તમ કને સર્વસ્વનો સાર ના
માતંગો મહીંથી જવાં મહાલવા હૈં ના શકે ક્યારી,
એ દેવા ભૂખ હો વને વળી ઘણો ભારો નમો વારી

જેઠાલાલ ત્રિવેદી

# આંતરરાષ્ટ્રિય રાજકરણ

વા. ય. કોલ્હટકર

## માર્શલ યોજના

માર્શલ યોજનાનું ખરૂં સ્વરૂપ ધીરે ધીરે સ્પષ્ટ થતું જાય છે આ યોજના જાહેર કરતી વખતે જ્યોર્જ માર્શલે યોજનાનું સ્વરૂપ સ્પષ્ટ કરતા જણાવ્યું હતું કે કયા દેશને મદદ કરવી અગર ન કરવી એ નક્કી કરવાનો અધિકાર અમેરિકાનો રહેશે. આ શરતનો ખરો અર્થ શું છે એ જુદું કહેવાની જરૂર નથી. આની સાથે આ યોજનામાં યુરોપના દેશોને કેવા પ્રકારની અને કેટલી મદદ આપવી એની ચોક્કસ રૂપ રેખા માર્શલ સાહેબે આપી ન હતી મદદ આપવા માટે માર્શલે એક મોટી શરત એ મૂકી હતી કે યુરોપનાં રાષ્ટ્રોએ એકત્ર થઈને આંતરરાષ્ટ્રીય સહકારના ધોરણે આર્થિક પ્રગતિની યોજના ઘડવી

પરસ્પર સહકારથી તમામ રાષ્ટ્રોની પ્રગતિ, કયા સુધી થશે તે નક્કી કર્યા પછી અમેરિકા પાસેથી કેવા પ્રકારની અને કેટલી મદદની જરૂર છે તેનો તપશીલવાર મુસદ્દો ઘડી કાઢવો. ત્યાર પછીજ યુરોપને મદદ આપી શકાય.

આ શરતનો અર્થ દેખાય છે તેટલો સાદો કે પ્રમાણિક નથી. જો આર્થિક પ્રગતિ માટે આંતરરાષ્ટ્રીય સહકાર સ્થાપવો હોય તો કેટલાક દેશો એ આર્થિક ઉન્નતી માટે દ્વિવાર્ષિક અથવા પંચ વાર્ષિક યોજનાઓ તૈયાર કરી છે તેનું શું? અથવા યુરોપના રાજ્યોએ માંહોમાંહે વ્યાપારી કરારો કર્યાં છે તેનું શું કરવું?

પ્રથમ દેશની જરૂરીઆતો પૂરી પાડવા માટે ઉત્પાદન કરવું અને વધારાનો માલ બીજા દેશને આપવો પોતાની જરૂરીઆતનો માલ બીજા દેશ પાસે ખરીદ કરવા જેવો વેપાર છોડી દઈને પોતાનું ઉત્પાદન આંતરરાષ્ટ્રીય મુસદ્દાએ શા માટે જોડવું? દાખલા તરીકે જો માર્શલ યોજનાનો લાભ લેવા માટે હિંદુસ્તાનને પોતાની આર્થિક યોજના છોડી દેવી પડે તો તેમ કરવાને કયો સમજદાર મનુષ્ય તૈયાર થશે?

રશિયા કહે છે કે દરેક દેશનું આર્થિક સ્વાતંત્ર્ય જાળવી રાખીને તે કેટલો માલ બીજા દેશને આપી શકે છે અથવા લઈ શકે છે એ નક્કી કર્યા બાદ તેની લાંબની જરૂરીઆત કેટલી છે તેની રૂપરેખા તૈયાર કરવી અને અમેરિકા કઈ શરતે કેટલી મદદ આપવા તૈયાર છે તે નક્કી કરવું. પરંતુ આ કલ્પના સામ્રાજ્યવાદીઓને કેમ રૂચે? તેમણે આંતરરાષ્ટ્રીય સહકાર માટે પકડેલીજ હઠ પકડી. આનો હેતુ યુદ્ધ પહેલાનાં મધ્ય યુરોપનાં બજારો પોતે કબજે કરવા એવો હતો એ સત્ય સ્વાભાવિક રીતેજ તેઓ કબુલ કરી શકતા નથી આથી માર્શલ યોજનાનો વિચાર કરવા મળેલી પરિષદમાંથી રશિયા નીકળી ગયું.

પૂર્વ અને દક્ષિણ યુરોપનાં રાષ્ટ્રોએ પણ પરિષદમાં ભાગ લેવાનો ઈન્કાર કર્યો. સામ્રાજ્યવાદી ઈંગ્લેન્ડ અને ફ્રાન્સને પરિષદમાં રશિયાની હાજરી ખૂંચતી હતી તેથી જે થયું તે સારૂંજ થયું એવો ઢંઢેરો પીટીને રશિયા ઉપર પરિષદ તોડવાના કારસ્થાનોનો આરોપ મૂકીને ઇંગ્લેંડ અને ફ્રાંસે પરિષદ આગળ ચલાવી. પરંતુ આથી માર્શલ યોજનાના ભવિષ્યના ભોપાળાં દેખાવાનાં હતાં!

### અવસ્થાનો

થોડાજ દિવસમાં સ્વીડનના પ્રતિનિધિએ એવું સ્પષ્ટ જાહેર કર્યું કે પરસ્પર સહકારની યોજનાને લીધે હસ્તાક્ષર થયેલા આપણા વ્યાપારી કરારને બાધ આવે તે કામનું નહિ ત્યાર પછીથી પરસ્પર સહકારની યોજનામાં નોર્વેના પ્રતિનિધિએ પોતાના દેશમાં ચોખા અને એલ્યુમિનિયમનું ઉત્પાદન વધે નહિ એવું

નાંખી પણ લાગવાથી ફરીઆદ કરી. આમ મોટુ સંકટ માર્શલ યોજનાથી ઉત્પન્ન થશે એમ લાગવા માંડયું જર્મનીનીનો રૂહર પ્રાંત ઉત્પાદનની નજરે તેનુ સર્વસ્વ છે. આ પ્રદેશના ધંધા પર અમેરિકન મૂડીવાદીઓ એ પોતાનાં દ્રવ્યથી સ્વામિત્વ મેળવ્યુ છે માર્શલ યોજનાની મદદથી આ પ્રદેશનાં પોલાદ અને બીજી વસ્તુઓનું ઉત્પાદન વધારવું એમ અમેરિકામાં જાહેર કરવામાં આવ્યું યુદ્ધ પહેલાં ઔદ્યોગિકદષ્ટિએ જર્મનીને હાથો માલ પૂરો પાડનાર કેટલાક મધ્ય યુરોપના દેશો તેના સહાયક બન્યા હતા. પોટસડેમ કરારમાં જર્મનીએ ૫૦ લાખ ટનથી વધારે પોલાદનું ઉત્પાદન ન કરવુ એમ કર્યું હતુ. પરંતુ અમેરિકન મૂડીવાદીઓ જર્મનીમાં ઉત્પાદન વધારશે ફ્રાંસ ઇટલી વગેરે દેશો પોતનું પોલાદનું ઉત્પાદન વધારી શકશે નહી તેથી યુદ્ધ પહેલાની પરિસ્થિતિ મુજબ આ દેશોને જર્મનીનુ આર્થિક ક્ષેત્રમાં સ્વામિત્વ સ્વીકારવુ પડશે. યુદ્ધ પહેલાંની પરિસ્થિતિમાં એટલોજ ફરક પડશે કે જર્મન મૂડીવાદીઓને બદલે ત્યાં હવે અમેરિકન મૂડીવાદીઓ છે આ કારસ્થાન વિરૂદ્ધ ફ્રાન્સ ઈંગ્લેન્ડમાં ઘણો ખળભળાટ મચ્યો છે. જો રૂહર પ્રદેશ યુદ્ધ પહેલાની પરિસ્થતિએ પહોંચે તો ખુદ ઇંગ્લેન્ડને પણ નુકશાન છે.

તદુપરાંત માર્શલ યોજના વડે અમેરિકા યુરોપના દેશોમાં સ્વતંત્ર વેપાર ચલાવવા પ્રયાસ કરી રહ્યું છે. ખાનગી ઉદ્યોગોનુ રાષ્ટ્રીય કરણ ન થાય એવો અમેરિકાનો ઇરાદો છે આ ઇરાદો થોડો ઘણો સફળ થયો છે. ફ્રાન્સ, ઇટાલી વગેરે દેશની સરકારમાંથી સામ્યવાદીઓને દૂર કરવામાં આવે તો તેમને આર્થિક મદદ અને લોન આપવા અમેરિકા તૈયાર છે એવું સૂચન કરીને અમેરિકા આ દેશોના આંતરિક વહીવટમાં પોતાનો હાથ નાખે છે, તે સ્પષ્ટ દેખાય છે. આ દેશનો પ્રતિગામી પક્ષ આ કારસ્થાનનો ભોગ થઈ પડયો છે એ કમનસીબી છે.

હમણાંજ અમેરિકા તરફથી મળતી વિગતો પરથી માર્શલ યોજના તૂટી પડશે એમ માલમ પડે છે, હાલના અમેરિકન કોંગ્રેસમાં બળવાન રિપબ્લિકન્ પક્ષના આગેવાને સ્પષ્ટ કર્યું છે, કે યુરોપની મદદ માટે અમે કોરા ચેક પર સહી કરવા તૈયાર નથી. યુરોપની મદદ માટે અમેરિકન કોંગ્રેસની બેઠક તાત્કાલિકમાં મળે એમ લાગતુ નથી. આમ માર્શલ યોજના અમલમાં આવે તેમાં મોટી અડચણ ઉત્પન્ન થાય એમ લાગે છે.

ઈંગ્લેન્ડ પર આફત

ઇંગ્લેન્ડની મજૂર સરકાર પર આવીજ આફત આવતી હોય એમ લાગે છે. સદ્ય યુદ્ધની આફતથી ઇંગ્લેન્ડને માથે મોટુ કરજ છે યુદ્ધ પછી એકદર આર્થિક પરિસ્થિતિમા સુધારો અશક્ય હતો. યંત્ર સામગ્રીની પુનઃરચના કરતાં વધારે સમય લાગે એ સ્વાભાવિક છે. એમાં બ્રિટિશ કબજા હેઠળના જર્મન પ્રદેશની પ્રજાને જીવત રાખવાની જવાબદારી ઇંગ્લેન્ડ પર છે. આ જનતાને જીવત રાખવા માટે ઇંગ્લેન્ડને લાખો રૂપિયાનો ખર્ચ કરવો પડે છે. તેજ રીતે મહાયુદ્ધમાં જર્જરિત થયેલાં ઇંગ્લેન્ડનાં સામ્રાજ્યને ટકાવી રાખવા તથા રશિયાની કાલ્પનિક સ્વારીનો સામનો કરવા તૈયાર રહેવા માટે ઇંગ્લેન્ડને ઇજીપ્ત, ગ્રીસ, પેલેસ્ટાઈન, ઇરાક, સીરીયા, બલ્કાન્સ અને પૂર્વના કેટલાક દેશોમાં સૈન્ય રાખીને તેનો ખર્ચ ઉપાડવો પડયો અને હજુ તે ખર્ચ ચાલુ છે. પહેલેથીજ મોટાં દેવાથી અમરાપેલા પણ સામ્રાજ્યની તૃષ્ણાવાળા દેશને યુધ્ધ પછી વધતા જતા ખર્ચને પહોંચી વળવાની શક્તિ નહતી તેથી તેને અમેરિકા પાસેથી ૯૦૦ કરોડ રૂપિયાનું દેવુ કરવાની ફરજ પડી. આ પૈસો પાંચ વર્ષ સુધી ચાલશે એમ લાગેલુ પણ તે બે વર્ષમાંજ પૂરો થયો. આ બધી પરિસ્થિતિને લીધે નવું દેવુ થવાનો ભય ઉત્પન્ન થયો. જો દેવુ કરવામાં ન આવે તો ખર્ચ નભતો નથી અને જો દેવુ કરવામાં આવે તો આર્થિક બોજો વધે. આમ ઈંગ્લેન્ડ પર બન્ને બાજુથી આફત આવે છે. આમાંથી રસ્તો કાઢવા બીજુ

વધારે કર્જ કરવું પડે. પણ અમેરિકા હવે માર્શલ યોજના સિવાય બીજી સગવડ આપવા તૈયાર નથી. તેનું મુખ્ય કારણ એ છે કે હાલની ઇંગ્લેન્ડની મજૂર સરકાર અમેરિકન મૂડીવાદીઓને ખપતી નથી. આ મજૂર સરકારથી રશિયા તથા બીજા પૂર્વના દેશો સાથે હાલ યુદ્ધ થઇ શકે નહિ. એટલુંજ નહીં પણ પોતાનો નિકાસ વેપાર વધારવા માટે ઇંગ્લેન્ડે પોલેન્ડ, અને ઝેકોસ્લોવેકિયા સાથે હાલમાંજ કરાર કર્યો છે. રશિયા સાથેના વ્યાપારી કરારોની વાટાઘાટો હાલ પડી ભાગી છે તો પણ તેને આગળ ચલાવશે. અમેરિકાને ઇંગ્લેન્ડની આ નીતિ પસંદ નથી. મજૂર સરકારને ઉથલાવી પાડી કોન્ઝર્વેટીવ પક્ષ સાથે તેને સંયુક્ત પ્રધાનમંડળ રચવું પડે એવો હાલ અમેરિકાનો વિચાર છે. શું થાય છે તે જોઇશું.

## બીજા દેશોની સ્થિતિ

ફ્રાન્સ વગેરે બીજા દેશોની પણ ઇંગ્લેન્ડના જેવીજ સ્થિતિ છે. સામ્રાજ્ય સાચવવા માટે ગજા ઉપરાંત ખર્ચ કરવા છતાં સામ્રાજ્ય સચવાતું નથી તેમજ ઘરની સ્થિતિ સુધરતી નથી આખરે માર્શલ યોજના તરફ નિહાળે છે પણ માર્શલ યોજનાને અમલમાં આવવાને હજુ ઘણીવાર છે. માર્શલ યોજના સંયુક્ત રાષ્ટ્રસંઘની ઘટના અને ઉદ્દેશની બહારની છે જો યુરોપને આર્થિક મદદ કરવી હોય તો સંયુક્ત રાષ્ટ્ર સ્થાપિત યુરોપિયન ઇકોનોમિક કાઉન્સીલ મારફત થવી જોઇએ. પરંતુ અમેરિકાને પોતાના પરરાષ્ટ્રિય સંબંધો રાષ્ટ્રસંઘ મારફત ચલાવવા નથી માટે તેને બાજુપર મૂકીને અમેરિકા ગ્રીસ, તુર્કસ્તાન વગેરે દેશને મદદ કરે છે અને આવી રીતે સામ્યવાદના પ્રસારમાં આડખીલી ઊભી કરે છે. પણ તેના આ બધા પ્રયત્નો સફળ થાય એ અશક્ય છે. માત્ર ગ્રીસમાંજ જનતાના નેતાઓએ ઉત્તર ગ્રીસમાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાનું જાહેર કર્યું છે અને તેણે ગ્રીસની સરકાર તરફ હાથ લંબાવ્યો હતો પણ ગ્રીસની સરકારે તે તરછોડ્યો. હાલની સરકાર જનતાના સહકાર સિવાય ટકશે નહીં એમ લાગવાથી ત્યાંના પ્રામાણિક પક્ષે મુખ્ય પ્રધાનને ઇ. એ એમ. ના નેતાઓ સાથે વાટાઘાટ કરવા વિનંતિ કરી હતી ગ્રીસના સેનાપતિએ પણ જનતા વિરુદ્ધ યુદ્ધ ચાલુ રાખવું એ અશક્ય છે એમ જણાવી રાજીનામું આપ્યું છે.

## ઇંડોનેશિયા

ઇંડોનેશિયાનો પ્રશ્ન સંયુક્ત રાષ્ટ્રસભામાં લાવવા માટે હિંદુસ્તાનને ઘણી કીર્તિ મળી છે એમાં સંશય નથી પરંતુ આટલાથી ઇંડોનેશિયાનું યુદ્ધ અટક્યું નથી. ઇંડોનેશીયન પ્રધાનોનું કહેવું છે કે ડચ સૈન્ય તેનાં મૂળ સ્થાન પર જવું જોઇએ અને તેણે જીતેલો પ્રદેશ છોડી દેવો જોઇએ અને થોડા સમયમાં ઇંડોનેશિયા છોડીને ડચ સૈન્ય ચાલ્યું જાય તોજ વાટાઘાટો આગળ ચલાવવાનું શક્ય બને પણ આ બાબતને રશિયા પોલેન્ડ અને હિંદુસ્તાન સિવાય કોઇ સંમતિ આપતું નથી. આથી અમેરિકા અને ઇંગ્લેન્ડને ઇંડોનેશિયાની પ્રજા માટે કેટલો વિશ્વાસ છે તે સ્પષ્ટ થાય છે. ઇંડોનેશિયાની પ્રજા આખર સુધી યુદ્ધ ચાલુ રાખશે અને આખરે ડચ લોકોને પરાજિત કરશે એમાં શંકા નથી પણ હાલતો ડચોના પ્રયત્નો ચાલુ છે અને સામ્રાજ્યવાદીઓનો તેમને ટેકો છે.

## ઇંડોચાયના

'ઇંડોચાયનાનું' યુદ્ધ હજુ ચાલુ જ છે. સ્વતંત્ર અથવા મરણનો સિદ્ધાંત રાખીને ત્યાંની જનતા હોચીમીનના નેતૃત્વ નીચે લડે છે આખરે આપણને યશ મળવાનો નથી અને આપણાં કરતૂકો સફળ થવાનાં નથી એમ ફ્રેન્ચ સરકારને લાગતું હોય એમ દેખાય છે. આ યુદ્ધથી ફ્રાન્સનો આર્થિક બોજો વધે છે અને દેશની પરિસ્થિતિ બગડતી જાય છે, સંધિ માટે સામ્યવાદી પક્ષ બૂમો મારતો હતો ને સાંભળી નહીં પણ હવે એજ માર્ગ ગ્રહણ કરવો પડે છે, આમાં પણ સામ્રાજ્યવાદી ખટપટો થશે અને આખરે ફ્રેન્ચોના દાંત ખાટા થશે. પ્રાણ સાથેજ પ્રકૃતિ જાય પણ પશુ નો સમય કેમ નહીં જાય

# હિંદી રાજકારણ



વાસુદેવ યશવંત ટોલ્લટકર

હિંદી રાજકારણમાં સથા માસથી પંજાબમાં જાતીય ફસાદનો જે ભડકો સળગી ઊઠયો છે તેવો બીજો કોઈ ભીષણ અને કરુણ બનાવ જગતના ઇતિહાસમાં બન્યો જાણ્યો નથી. એટલા મોટા પ્રમાણમા, એટલા બધા નિરપરાધી લોકોની આવી અમાનુષી કતલ પૂર્વે કદી થઈ ન હતી. પૂર્વ પંજાબમાં અલ્પસંખ્ય જમાત ઉપર અત્યાચાર થતા જાય છે, તેનો ઉદ્દભવ સેવાની ઉશ્કેરણી પાકીસ્તાનના પંજાબમાનાં બહુસંખ્ય જમાત ઉપર એકધારી ગુજરી રહી હતી. પૂર્વ પંજાબમાં પણ તેજ પરિસ્થિતિ નિર્માણ થઈ લાહોર અને અમૃતસર આ બે શહેરોમાં પ્રથમ જાતિય વિગ્રહ કેન્દ્રિભૂત થયો અને પછી આખા પ્રાન્તમાં તેનો ફેલાવ થયો. સીમા કમિશનના અહેવાલ પછી આ વિગ્રહનું રૂપાંતર વિરુદ્ધ કોમની નિરપરાધી જનતા પર અમાનુષી અત્યાચાર કરવામાં થયું. તેથી લોકો ઘરબાર, જમીનજુમલો, વિગેરે સર્વસ્વ ત્યાગ કરી આશ્રય માટે પોતપોતાના રાજ્યમા મોટા પ્રમાણમાં પલાયન કરી રહ્યા. આમ નિર્વાસિત બનેલાની સંખ્યા અત્યારસુધી દસ લાખ ઉપર ગયેલી જણાય છે અને સરકારો આગળ આ નિર્વાસિત લોકોનો અને પુનઃશાંતિ સ્થાપવાનાં પ્રશ્નો ઊભા થયા છે.

હિંદુ મહાસભાવાદીઓ આ હત્યાકાંડ માટે મધ્યવર્તી કોંગ્રેસ સરકારને દોષ આપી રહ્યા છે. રાષ્ટ્રસભાએ પાકિસ્તાનને નમતુ આપી દૌર્બલ્ય પ્રદર્શિત કર્યું અને ત્યાર પછી પણ હિંદુ લોકોની કતલ ચાલુ હતી અને તેમની માલમત્તાની હોળી બની હતી. તે વેળા પણ મુસ્લિમો પ્રત્યે દુર્લક્ષ બતાવ્યું એવો હિંદુ મહાસભાવાદીઓનો આરોપ છે. અનએવ કોંગ્રેસ નકામી છે અને જનતાની લાગણી તેઓ જ હવે વ્યક્ત કરે છે અને રાષ્ટ્રનાયકો નાલાયક હોવાને લીધે તેમને અધિકારભ્રષ્ટ કરવા જોઈએ, એવાં તેમનાં મતવ્યો છે.

તથાપિ હિંદુમહાસભા પાસે પણ આજની પરિસ્થિતિનો સુધારો કરવા વ્યવહારુ યોજના નથી. હિંદુ મહાસભાવાદી લોકોના ધ્યાનમાં એ સાદી વાત આવતી નથી કે પંજાબમાં જે અમાનુષી હત્યાકાંડ થયો, તેમાં પોલિસ અને લશ્કરના અધિકારીઓ ભાગ લેતા હતા. તેવીજ રીતે પાકિસ્તાન અને હિંદુસ્તાનમા મુસ્લિમ નેશનલ ગાર્ડ્ઝ અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના લોકોએ હત્યાકાંડમાં મોટા ભાગ લીધો હતો એમ પ્રસિદ્ધ થયુ છે. એ બન્ને સંઘોને નજીકના સંસ્થાનોમાંથી અને લશ્કરી ડેપોમાંથી શસ્ત્રાસ્ત્રનો પુરવઠો કરવામાં આવ્યો હતો એમ પણ સંભળાય છે. પૂર્વ અને પશ્ચિમ પંજાબમાં બન્ને ઠેકાણે મોટા પ્રમાણમાં કતલો થઈ છે. હત્યા પશ્ચિમ પંજાબમાં જ વધારે પ્રમાણમા થઈ તેનો પુરાવો નથી. તેથી દંગાનો ઉદ્દભવ ક્યાંથી થયો તે જાણવુ કઠિન બન્યું છે. હત્યાકાંડનો અંત લાવવો હોય તો પ્રથમ ગોરા અમલદારોને બરતરફ કરવા જરૂરી છે. તેમના પર કેસ કરવા જોઈએ અને તેવીજ રીતે મુસ્લિમ કોમ ગાર્ડ્ઝ અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ પાસેથી શસ્ત્રો લઈ લેવા જોઈએ, અકાલી દળને પણ નિઃશસ્ત્ર કરવાની જરૂર છે ★

---

● ગામી ટુકડીઓનાં સરદાર પ્રિન્સિપાલ ગોલ્ડકરે કરેલ નિદાન આપણે સ્વીકારીએ તો બ્રિ. ઓફસરોને બરતરફ કરવા સૂચનેલો ઉપાય ઉત્તમ છે પરંતુ તે અમલમાં મૂકવો શક્ય કેવી રીતે બનશે ? હિંદ સરકાર પણ તે પાકિસ્તાનમા તો અંગ્રેજોની ભરતી થઈ રહી છે જ્યારે હિંદી સરકાર નિષ્પક્ષપણે ગોરાઓને રુખસદ આપી દેશની નાગરિક હુકમ કરી દખલગીરી દમન કરે છે,

# ગ્રન્થાવલોકન



## પથ્થરનાં પારેવાં અને બીજાં નાટકો

[ લેખક- ઇન્દુલાલ ગાંધી, પ્રકાશક- સંસ્કાર સાહિત્ય મંદિર, જોરાવરનગર (કાઠિયાવાડ) રૂા. ૨-૧૨-૦ ]

ઇન્દુલાલ ગાંધીનું પુસ્તક ૧૮૯ પાનાનું છે અને તેમાં કુલ દસ પ્રતીકોની ગૂંથણી મૂકવામાં આવી છે. બે પાનામાં 'હું કહું છું' એ શબ્દોમાં લેખકે પોતાનું વક્તવ્ય મૂક્યું છે, જ્યારે પુસ્તકનું અર્પણ શ્રી. ચંદ્રવદન મહેતાને કરવામાં આવ્યું છે.

લેખક દસ પ્રતીકોને "હું કહું છું" એ વક્તવ્યમાં નાટકો તરીકે રજુ કરે છે, અલબત્ત નાટકનો અહીં સંકુચિત અર્થ કરવામાં આવ્યો છે. રંગભૂમિ ઉપર મૂકી શકાય તેવાં પ્રતીકો છે એમ લેખકની માન્યતા છે. પણ અમુક નમુનાઓ સિવાય બીજા પ્રતીકો આવા સંકુચિત અર્થમાં પણ નાટકોની કોટિમાં આવી શકે એવા નથી. વસ્તુતઃ બધાં પ્રતીકો સંવાદો જેવાં છે. જો કે તેથી સાહિત્યની દૃષ્ટિએ તેમનું મૂલ્ય કાંઈ ઓછું થતું નથી.

ઘણાખરાં નાટકોનું વસ્તુ વર્તમાન સમાજના આચારવિચારમાંથી લેવામાં આવ્યું છે, તેમાં અપવાદો રૂપે કાર્તિકેય અને સજીવન કરણનું આલેખન કરી શકાય. અલબત્ત, એક નાટકનો વિષય હિંદના પ્રાચીન ઇતિહાસમાંથી લેવામાં આવ્યો છે, છતાં તેમનું આલેખન તો વર્તમાન સમાજના આચરણ ઉપરથી સમજાઇ શકે છે, જેમકે પદ્મમાલા, જેમાં હર્ષ રાજ્યશ્રી, વગેરેનાં પાત્રો રંગભૂમિ ઉપર આવે છે અને તેમનાં વિવેચનો, વગેરે વર્તમાન સમાજનાં પાત્રોનાં વિવેચનો જેવાં થઇ ગયાં છે. રંગભૂમિની રચનાકળા મનમોહક છે તેજ અને છાયા અનેક રીતે પરિવર્તન પામતાં હોય એમ ભાસે છે. પાત્રો અભિનય, આવેશ, વગેરેથી એટલાં બધાં મુગ્ધ બની જાય છે કે તેઓ પોતાનાં વ્યક્તિત્વને અને મૂળ પાઠને ભૂલી જાય છે અને તેથી સૂત્રધારને રોણાને કહેવું પડે છે કે આટલી ઊર્મિવિહ્વળતા પાત્ર તરીકે તમને શોભતી નથી. વાચક પોતે પણ એવોજ અનુભવ અનુભવે છે, એ લેખકના લખાણની ખરી સિદ્ધિ છે. સૂત્રધારને જે અવ્યવસ્થા જણાય છે તેજ અવ્યવસ્થા વાચક પણ અનુભવે છે, અને વાચક પણ તીવ્ર વેદનાથી બેશુદ્ધ બની જાય છે.

અભિનયકળા, રૂપવિધાન વગેરેની સંપૂર્ણતાના મોહની જાળમાં ફસાઇ જાય છે, અને નાટકનું વસ્તુ ન સમજી શકાય એટલો સંમોહ અનુભવે છે કાર્તિકેયના વસ્તુમતિ વાચકની લાગણીઓને વેગ લેખકની કલાના વેગથી પણ આગળ ધપી જાય છે સતી (લેખક પાર્વતી કહે છે તે યોગ્ય નથી) નો દેહ દક્ષની યજ્ઞ વેદીમાં નાશ પામે છે તેથી શંકરનો રોષ ક્યાંય સમાતો નથી. જગત પ્રલયમાં રોળાઇ જાય છે, અમૃત વિષ બને છે, શિખરે શિખરે દાવાનળ સળગે છે, માનસ સરોવર, ચંદ્રમા, સૂર્ય, વાદળ, દરેક પૃથ્વી વિભાગ પોતાને સ્થાનેથી ચળે છે, આખી હિમાચળભૂમિ શારદા અને લક્ષ્મી વિનાનો પ્રદેશ બની જાય છે ત્યારે કાર્તિકેય તે ઉપર શોક કરતા નથી, માત્ર મા ગઇ છે તેનો તે વિલાપ કરે છે, શિવ પ્રસન્ન થશે, પણ ગઇ મા પાછી નહી મળે, એટલા પૂરતો કલ્પાંત કરે છે, એ આખુ એકાંકી લેખક જંગલી પ્રયોગ એકાંગી સૂચવે છે નાટક, ભાવના, ભાષા, વસ્તુ, સંકલના વગેરેમાં પરાકાષ્ઠાએ પહોંચે છે.

આટલી પરાકાષ્ઠા દ્રૌપદીના પાત્રાલેખનમાં આવતી નથી, એ આશ્ચર્ય છે.

રંગભૂમિનાં વિમાનો ઉપરથી સૂચના પામેલું બીજું નાટક અભિશાપનું છે, જેમાં યમુનામંદિરની સંસ્થાનાં અભ્યાસીઓ નજરે ચડે છે. યમુનામંદિર એટલે બંને જાતિનાં નવજવાન લોકો અભ્યાસ સાથે કરે છે એની, વીસમી સદીની ગૂજરાતમાં વધતી જતી સંસ્થાઓમાંની એક વિદ્યાર્થીઓની અને વિદ્યાર્થીનિઓની સંસ્થા, જ્યાં ભદ્રા, નવલરામ, લીલા, મુગટલાલ, માલિની અને રંજન, એ નામનાં કુમાર કુમારીઓ દુષ્યંતના અને શકુન્તલાનાં પાત્રો બનેલાં નવલરામ અને ભદ્રા, એ બે કુમાર અને કુમારી આસપાસ મિત્રો તરીકે અભ્યાસીઓ તરીકે, કલાના ઉપાસકો તરીકે અને ગૃહધર્મમાં પડતાં સહધર્મ ચારીઓ તરીકે આલેખાય છે, લેખક ગૂજરાતીઓની સંગીત, વગેરે વિષયો તરફથી ઉપેક્ષા ઉપર અહીં અને બીજે સ્થળે, અનેકવાર કટાક્ષ કરે છે, અને એ કટાક્ષોમાં તેમને કલમની ખરી સફળતા મળે છે બીચારો અધ્યાપક આ કુમાર કુમારીઓને માનસ શાસ્ત્રનો ઉકરડો જેવો લાગે છે. કુમાર કુમારીઓ યમુના મંદિરમાં રામ રાખીશુંઓ આઇ શકે છે, અને સાથે સાથે દંભ, મિથ્યાભિમાન, કપટ, વગેરે દુર્ગુણોનો અનુભવ વગેરે તે અનુભવે સમજતાં જાય છે અને કોલેજના નવજવાનો આજકલના સંસ્કારોને જુદી જુદી કલ્પાઓ લેઈ ચી, પોતાના વડીલોનું અનુકરણ કરે છે, ને વડીલો એક પુત્રની વહુનાં ઘરેણાં બીજી વહુને ચડાવવામાં કંઈ દોષ જોતા નથી ! અધ્યયન મંદિરના વાતાવરણનું બીજું દૃષ્ટાંત પ્રજ્ઞામાં જોવામાં આવે છે, જેમાં બે યુવકો, રમેશ અને વિનાયક એકજ રમણી પ્રજ્ઞાને જીવનસખી બનાવવા મથે છે. વિનાયક દંભી પણ સુખી યુવક છે, જ્યારે રમેશ સરળ અને દુઃખી યુવક છે, અને તેમાં અધ્યાપક દિનમણિ શંકર બાતાવાળા ઉપર thesis નિબંધ લખવાના વ્યવસાયમાંથી થોડીક નિવૃત્તિ લઈ રમેશ અને પ્રજ્ઞા બંનેને વિનાયકના પાશમાંથી બચાવી લે છે, આ નાટકમાં લેખક ગ્રામજીવન અને શહેરી જીવન, એનો ફરક બતાવે છે અને અત્યારનાં યુવક યુવતીઓને ગ્રામજીવન તરફ વાળવાનો પ્રયાસ કરે છે કારણ કે ભાવ પલટા, વાણીનું તેજ અને આંખોની ચપળતાને બુદ્ધિમાની બેઠેલા શહેરીઓ ગ્રામ દૃષ્ટિએ તો ક્ષણ જીવી પતંગી આંજ માત્ર છે, એમાં બુદ્ધિ પણ નથી, અને તેજ પણ નથી !'

ગ્રામજીવન તરફ વળતો બીજો યુવક વશાળનાં કૂવામાં મળી આવે છે, અને તે પરિવર્તન સુવારની કોડમાં થાય છે. નારણ સુવાર પુત્ર ત્રિભુવનને સુવારનો બાપીકો ધંધો શીખવા કહે છે, ત્રિભુવન કોલેજનો યુવક તે શિક્ષાનો તિરસ્કાર કરે છે, અને ગામ છોડી ચાલ્યો જાય છે પણ પાછળથી ગામ તરફ નજર કરે છે અને "જગતમાં જેટલા મૂર્ખ છે એ બધા વિદ્વાન છે, ને વિદ્વાન છે એ મૂર્ખ" એમ કહી બહુ સળગાવી કુહાડી, ધમણ, અને એરણ, એ ઉપર ચોટી પડે છે અને વાંચેલાં પુસ્તકોને અગ્નિની ઝાળમાં ફેંકી દે છે માત્ર દીલગીરી એટલીજ થાય કે, એરણ, કુહાડી અને ધમણ ગ્રામ જીવનને જેટલાં ઉપયોગી છે તેટલાંજ ત્રિભુવને વાંચેલાં વિદ્વાનોનાં લખેલાં પુસ્તકો સરકારી જીવનને ઉપયોગી છે ! આવાજ ગ્રામજીવનની ભૂમિકાવાળું બીજું નાટક "સંધ્યાની આરતી" છે, જેમાં આધેડ વયનો નરભેશંકર જુવાન નર્મદાને પરણે છે, અને એકનો એક પુત્ર દુઃખી મૃત્યુ પામે છે તેથી હતાશ થઈ જીવનને શુષ્ક ગણી સીના બીજા દરજાંદ પુત્રી ગોદાવરીને બાઈના અકાળ મરણથી માંડી થઇ જતા જોઇ અને તેને પછી આઇ પાછળ એજ તગાવમાં ગામથી પડી મરી

ગમેથી જોઈ શોકથી ભ્રમ, મૂર્ખ, નવી વહુ નર્મદાને ઠપકો આપી દિમસો થઈ દુખી જીવનમાં પડી જાય છે. આ નાટકમાંથી વીસમી સદીના ભણતર ઉપર કટાક્ષો કરવામાં આવ્યા છે, જોકે લેખકનું સિદ્ધ હસ્તપણું, અહીં સાવ-ઝીણાં અને ટીકરી એમની વઢવાડમાં અને અરધી અજરાક આંધી ગાંડી બનેલી ગોદાવરી-ની પ્રકરણવાણીમાં જણાઈ આવે છે. વર્તમાન સમાજના જીવન વ્યવહાર ઉપર બીજો કટાક્ષ પહેલા જ નાટકમાં જોવામાં આવે છે જે નાટકમાં અભિધાન 'પત્થરના પારેવાં' ઉપરથી આખા પુસ્તકનું અભિધાન થઈ ગયું છે. શહેરનો કની સમાજ ચિત્રો જોવા નીકળે, ચિત્રોને દેરિઆઓ માગ્યે મૂકે વેચે, શહેરના પરિમિત સમાજમાંથી ચિત્રકારો ચિત્રો માટે પાત્રો મેળવે, પરદેશમાં વસતા પતિની પત્ની દીવાનખાનામાં પોતાના પ્રિયને જોવા ઉત્સુકતા ધરાવે, નિર્દોષ નિશાળીઓ ચિત્રોના વિષયોને સમજવા એ પ્રિય એટલે પોતાના બાપ મધુ ગોપાળને સવાલ જવાબો કરે, શહેરનાં લોકો નગ્ન ચિત્રોને કળાના એથી તથા વધારે તીક્ષ્ણ દૃષ્ટિથી જુએ સાથે સાથે શંકાશીલ ચારિત્ર્યવાળાં પ્રેક્ષકોને જોઈ તેમનાં જીવન ઉપર કટાક્ષ મારતા જાય ચિત્રોના નામો પણ અર્થ સૂચક હોય એવી અનેક બાબતો આ પ્રથમ નાટકનાં મોળ પાનાંમા અગણીસવળી માર્મિક ભાષામાં સુંદર રીતે બતાવવામાં આવી છે. પત્થરનાં પારેવા રહે તેમ દરેક પાત્ર અહીં માર્મિકરીતે સૂચક વ્યક્તિત્વ પ્રકાશે છે. પત્થરના પારેવામાં જો સૂચક મર્મ છે તો રાણી અને કઠિઆરાનું વસ્તુ સ્પષ્ટ વિશુદ્ધ પ્રેમવાળું અને કરુણ અંતવાળું છે. અને તેમાં વાચકને પાત્રોના નામોને લીધે, તથા વસ્તુના સ્વરૂપને લીધે, આર્યાવર્તની કોઈ પ્રાચીન સંસ્કૃતિ એકાએક યાદ આવી જાય છે. નવી રાણી વિધવા બને છે, ગાળો શંકાશીલ છે એટલે મરતા મરતાં કહેતો જાય છે કે બીજી રાણીઓ ભલે જીવતી રહે પણ નવી રાણીએ તો સતી થવું જ પડશે. નવી રાણી કઠિઆરાને ચાહે છે, તેથી ગાજોની પાછળ સતી થવા ના પાડે છે પણ મુખ્યમંત્રી મેધાવસુ કઠિઆરાને અને તેના ગજાનનને સળગાવી મૂકે છે ત્યારે હસતી હસતી ચિતામાં પ્રવેશ કરે છે, તે આખું વસ્તુ કરુણ, ગંભીર, શુભ્ર અને પ્રેરક છે, અને લેખકે તેને સ્પષ્ટ અને ધીર શબ્દોમાં આલેખી ઉદાત્ત અને હૃદયસ્પર્શક બનાવ્યું છે.

આ નવ નાટકોમાં જુદા જુદા ભાવો વર્ણવવામાં આવ્યા છે, ત્યારે પગરખાનો પાળિયો એ નાટકમાં લેખકે હાસ્યરસને સુંદર રીતે વર્ણવ્યો છે. કાઠિઆવાડનો એક મે ચાર સાંતિનો બાપુ વખતાજી ગામના ગામગ્ન, જોષી, વૈદ, કુંભાર વગેરેને કેવી રીતે સતાવે છે તે આ હાસ્ય નાટકમાં બતાવવામાં આવ્યું છે. કરસન ગામમાં ઝગઝગતાં પગરખાં (જોડા) મુંબઈથી વેચાતાં લાવે છે, વખતા બાપુ તે રંગીલી મોજડીઓ ઉચાપત કરે છે, ઉપરાંત, બ્રાહ્મણના સારા રેશમી ખેસ, કુંભારનાં સાગ ગધેડાં, એ પણ તે હજમ કરી જાય છે અને તે પણ કાયદો વ્યવસ્થા, એજન્સી, વગેરે ને નામે તે અહીં મનોરંજક શબ્દોમાં બતાવવામાં આવ્યું છે, છેવટે વખતો બાપુ નિરાશ થાય છે કારણ કે એક મોજડી ગલુડીઉ (કુરકુરિઉ) બાપુના ખાટલાની નીચેથી ખેંચી જાય છે, તેથી બાપુ ગેપલા કામદારને અને હાસમ જમાદારને હુકમ કરે છે કે બીજી મોજડીને ગામને પાદરે દાટવી અને તેના ઉપર પાળિઓ ઊભો કરવો આવી રીતે વખતા બાપુની દરિદ્રતા, જોહુકમી, ખંધાઈ, જુનવાણી રજપુતાઈ વગેરે, સ્પષ્ટ તરી આવે છે. ઈન્દુલાલ ગાંધી જેટલા ગંભીર નાટકકાર છે તેટલાજ ખાંધા કટાક્ષ નર્મવાક્ય ના લેખક છે તે આ નાટકથી જણાઈ આવે છે,

અને અવલોકનકાર દસ નાટકોમાં આ એકાંકી ઉત્તમ છે એમ કહે તો લેખક પોતાને ન્યાય થયો છે એમ માનશે.

અહીં થોડાક દૃષ્ટિવાક્યો લખવાનું મન થઈ આવે તે સ્વાભાવિક છે, જે માટે નાટકકાર અવલોકનકારને ગુનાહિત ન ગણે તે માગી લઈએ. પુસ્તકની ભાષા બે જાતની છે. એક સંસ્કૃત શબ્દોથી ખીચોખીચ શૈલીવાળી, અને ભારેખમ, બીજી એકદમ સચોટ, સરળ સીધી, અને અસરકારક. જ્યાં સમાસ ન જોઈએ ત્યાં સમાસ ન વપરાય તે જ યોગ્ય છે. રાજ્યોદ્યાનને બદલે રાજ્ય બાગ વધારે યોગ્ય કહેવાય. નિજ નિજની આવડત ને બદલે દરેકની આવડત વધારે મધુર લાગશે. લેખક પોતાના વક્તવ્યમાં ભાષાની ક્લિષ્ટતાને ક્યાંક ક્યાંક વળગી રહ્યા છે. અમુક સ્થળે સંસ્કૃત શ્લોકો મૂકવામાં આવ્યા છે ત્યાં અશુદ્ધ પાઠો લેવામાં આવે છે. જો દેવનાગરી લિપિને બદલે ગુજરાતી લિપિ વાપરવાનો ચાલ લેખકે ઠીક શરૂ કર્યો છે એમાં વિચિન્તયન્તેને બદલે વિચિન્તયન્તી જોઈએ, પ્રમન ને બદલે પ્રમત જોઈએ, (પાનું ૪૯) લેખક સિદ્ધહસ્ત છે, છતાં એક સર્વ સામાન્ય ભૂલ ગુજરાતી અને ઘણે ભાગે દેશના બધા ભાગોના લેખકો હવે કરતા જાય છે, તે અહીં બતાવવું જોઈએ, આમંત્રણ (નોતરું) એ પ્રયોગ ખોટો નહિ તો, બરોબર નથી જ. ખરો પ્રયોગ નિમંત્રણ છે, જેનો અપભ્રંશ નોતરું છે, સંસ્કૃત શબ્દ આમંત્રણનો અર્થ રજા એ થાય છે, જેમકે અ॰ શાકુન્તલમાં. સાવાક વધૂ આમંત્રયસ્વ પ્રિયસહચરં ઉપયિના જની,

કામદાર કેશવલાલ હિંમતરામ

કોલેજ, વડોદરા, તા. ૧૯-૮-૪૭.

**Archaeology in Baroda (1934–1947) (A brief review by A. S Gadre Baroda 1947, price 3-8-0**

શ્રીમંત સયાજીરાવ (ત્રીજા) ગાયકવાડે ૧૯૩૪માં વડોદરા રાજ્યમાં પુરાતત્ત્વ ખાતાની સ્થાપના કરી આ પુસ્તક એ ખાતાના બારતેર વર્ષના ટૂંકા પણ આશાસ્પદ કાર્યનું સંક્ષેપમાં વર્ણન કરે છે. ખાતાનાં મુખ્યત્વે ત્રણ કામો છે. પુરાતન અવશેષોનું સંરક્ષણ નવા ઉત્ખનનો અને સ્થાપત્યના સર્વ અવશેષોની સૂચી બનાવવાનું આ સિવાય નિષ્ક શાસ્ત્રમાં જૂના શિલાલેખો વગેરે ઉકેલવાનાં તથા પુરાણાં ભીંતચિત્રો અને કાષ્ઠ કોતરકામોના ઉદ્ધારમાં પણ આ ખાતાએ ઘણું જ પ્રશંસાજનક કામ કર્યું છે.

રાજ્યના જુદાજુદા ભાગોમાંથી મળી આવેલા પ્રાગૈતિહાસિક અને ઐતિહાસિક અવશેષોનો પરિચય મળતો છે. અમરેલીમાંથી ઈ.સ.ની બીજી સદી જેટલા જૂના અવશેષો મળી આવ્યા છે. મૂળ દ્વારકામાંથી મહાભારત કાળની નિશાનીઓ મળી આવે તો નવાઈ નહિ. દક્ષિણ ગુજરાતના ટીંબરવા–અવાખા ગામોએ પણ પુરાતાત્ત્વિક કોદાળી આગળ પોતાનું મૌન તોડીને ઘણી વસ્તુઓ કહી નાખી છે. મોઢેરા, પાટણ, ડભોઈ, સિદ્ધપુર અને ઘસઈ વગેરે નગરોએ સ્થાપત્યના જે જે ચિહ્નો છે તેનું વર્ણન વાંચતાં પ્રાચીન ગુજરાત નજર આગળ ફરી પાછો આબાદ થાય છે.

દ્વારકા નજીક બેટ પાસેથી સાંપડેલી બીજી સદીની ચકાની ઠીકરી ઉપરની બ્રાહ્મી લિપિ, સંખેડા તાલુકામાંથી મળી આવેલું તામ્રપત્ર, મૂળવાસરનો ઇ.સ. ૨૦૦નો પત્થર અને ગોરાના કદમ્બોનો ઇ. સ. ૧૦૪૨ નો મધુરેશોંમાંથી મળેલો શિલાલેખ આ બધી શોધો એ ખાતાની કીર્તિકલગી રૂપે છે. આ સાધનો 'પ્રાચીન ગુજરાતના ઇતિહાસ-પટો ઉકેલવામાં ખૂબ મદદરૂપ થશે. ફારસી લેખો ઉપરનું જ. બગદાની અને શ્રી. ગાંધીનું સરસ કામ હજી ચાલી જ રહ્યું છે, અને શ્રી. ગાંધી 'પટ્ટન ઇન્સ્ક્રીપ્શન્સ' ઉપરનું બીજું પુસ્તક બહાર પાડવાની તૈયારીમાં છે, તથા ગાયકવાડી સિક્કાઓ ઉપર પણ ગ્રંથ લખી રહ્યા છે. આ સિવાય પાદર થીગા, તરભ અને વડોદરાના

બાદ તમિલરના વાડામાંનાં ભીંત ચિત્રોને એ ખાતાંએ ખૂબ મહેનત લઈ સાચવવા પ્રયત્ન કર્યો છે.

ડૉ. સાંકળિયાનાં સંશોધન અને અભ્યાસના પ્રાગૈતિહાસિક અન્વેષણોએ વૈજ્ઞાનિક ક્ષેત્રમાં સારો રસ પેદા કર્યો છે. એમનાં કામ વિષે એમણે પ્રસ્તુત પુસ્તકમાં નાનકડી નોંધ લખી છે, તથા ડૉ. ગોએટ્ઝે વડોદરા મ્યુઝીઅમના સંગ્રહો ઉપર વિહંગાવલોકન કરાવ્યું છે. આ બધું બતાવવાને પુસ્તકને છેડે ૪૬ ફોટોગ્રાફો આપવામાં આવ્યા છે. ફોટાઓ ટેકનીકની દૃષ્ટિએ ખૂબ જ ઊંચી કક્ષાના છે, માત્ર મુગલના સારા ફોટાઓને એકાદ બે જગ્યાએ પ્રીન્ટમાં જરા બગાડી નાંખવામાં આવ્યા છે, પરંતુ એ સામાન્ય નજરે ચડતું નથી. નકશો અને સચિત્ર પુસ્તકની ઉપયોગિતામાં અમૂલ્ય વધારો કરે છે. છપાઈ અને બાંધણી વિષે હમેશની માફક સારી કાળજી રાખવામાં આવી છે.

સમાજ અને સરકાર પ્રતિ ઉત્તરદાયિત્વ સમજતા દરેક રાજ્યમાં જેવું કામ થવું જોઈએ તેવું વડોદરામાં સુભાગ્યે થતું આવ્યું છે જાણી દરેકને હર્ષ ઉપજે. આવા પ્રયત્નો ગુજરાતનાં બીજા રાજ્યોમાં પણ થાય છે. પરંતુ જેમ અર્થશાસ્ત્રમાં તેમ પુરાતત્ત્વમાં પણ વૈયક્તિક પ્રયત્ન કરતાં સહકાર્ય વધુ સફળ થાય અને ગુજરાતના ઇતિહાસ ઉપર દરેક જગ્યાએથી આવો સંઘકાર્યજનિત પ્રકાશ પડે તો એ વધુ સબળ બને અને ક્યાંક થતાં અશાસ્ત્રીય છતાંય બહુ થવાનાં કામોને વિજ્ઞાનનો સહારો મળે. આ સમાયોજકને પોરબંદરના મહારાણાના મહેલમાં લગભગ સિંધુખીણની સમાંતર સંસ્કૃતિના અવશેષો જોવા મળ્યા હતા, એવાં તો બીજે પણ હશે, પણ જેમ શ્રી. મહે કહે છે તે આ બધાં કાર્યો સંયોજાય તો જ વધુ આગળ ધપાય. રાજકારણમાં ગમે તેમ હોય પણ આવી સાંસ્કૃતિક બાબતોમાં તો સુયોગ્ય એકમો રચાય જ જવાં જોઈએ. વડોદરાની કામગીરી વિષે પ્રશંસા સિવાય કંઈ કહેવાનું રહેતું જ નથી માત્ર કેટલાકોને મતે એવું ખરું કે હિંદી સરકાર નહીં તો છેવટે આ ખાતું દક્ષિણ ગુજરાત તરફ વધુ ધ્યાન આપે તો બને લાટની લોકમાતાઓની કૂખો ઇતિહાસ સાધનોની જનની બનશે જ, સારું છું

પુરાતત્ત્વખાતાનાં સીમાડા વિસ્તારવા માટે આ મહીને (સપ્ટેમ્બર ૧૯૪૭) વડોદરામાં જ મળેલી સેંટ્રલ એડવાઈઝરી બોર્ડ ઑફ આર્કીઓલોજીની મીટીંગને આવકારતાં રાજ્યરત્ન શ્રી. સુખાલકરે કહ્યું હતું કે યુનિવર્સિટીઓએ અને સંશોધકોએ પુરાતત્ત્વની સાથે બીજો પણ અભ્યાસ કરવો જોઈએ. અમુક જ્ઞાતિમાં પ્રચલિત રિવાજો, નામો અને શબ્દો પુરાણા ઇતિહાસ ઉપર ખૂબ પ્રકાશ પાડે છે, એઓ તળભાગના ધાણકા અને વાઘેરોનો અભ્યાસ કરવા કહે છે. આ નૃવિદ્યાના પ્રિયવિષયો છે. આ રાજ્ય પાષાણની સાથે હવે માણસને જાણવા માટે એક એન્થ્રોપોલૉજીકલ ખાતું સત્વરે કાઢે એવી અભિલાષા છે, શ્રીમંત પ્રતાપસિંહરાવ ગાયકવાડે પણ નૃવિદ્યા વિષે ખૂબ રસ બતાવ્યો છે.

વડોદરા તા. ૯-૯-૪૭ ઠાકાના

---

આસરે પચ્ચાસેક વરસની ઉપરની વાત છે બાબુ પુરુષોત્તમદાસ ટંડન ટ્રેનમાં સેકન્ડ ક્લાસમાં મુસાફરી કરી રહ્યા હતા કોઈ એક સ્ટેશને ગાડી ઊભી રહેતાં એક મજૂર જેવો લાગતો માણસ એમના કંપાર્ટમેન્ટમાં દાખલ થવા જતો હતો તેમ કરતાં બાબુ ટંડને અટકાવ્યો તે મજૂરે ત્યાંથી ચાલી જતાં કહ્યું, " માફ કરજો બાબુજી, હું શું જાણું કે આ જનાના ડબ્બા છે "

# પૂર્ણા

॥ पूर्णा पूर्णकला समुद्रसविता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક ૨ ] ઓક્ટોબર, ૧૯૪૭ [ અંક ૩

## " પરમેશ્વર મરી ગયો છે "

પૂર્વજોની માન્યતા ખરી જ છે એમ સ્વીકારી ચાલવાની પ્રથાનો અંત આવ્યો, જાગીરદારના જુલમોનો મૃત્યુઘંટ વાગ્યો, નવી દુનિયાની શોધ થઈ, મુદ્રણકળાનો જન્મ થયો. જૂની વિદ્યા નવો અવતાર પામી, ક્રિશ્ચન ધર્મ સામે બળવો જાગ્યો, યુરોપિય ઇતિહાસના એ કાળની આ વાત છે.

પૈસા આપી ધર્મગુરુઓ પાસેથી " માફીપત્રો " ખરીદ કરી પાપ ધોઈ શકાય એ પદ્ધતિનો વિરોધ કરનાર માર્ટિન લ્યુથરે પુરાણા કાળથી સર્વ સત્તાધીશ રહેતા આવેલા પોપની સત્તા સામે બંડ જગાવ્યું.

શાળા પાઠશાળાની જ્વલંત કારકિર્દી પછી માર્ટિને વિશ્વવિદ્યાલયની ઉપાધિ મેળવી. ખાણના મજૂરનો આ છોકરો હવે ધંધામાં પડી સારા પૈસા મેળવશે એવી આશા રાખવામાં આવી. પણ સહુ સગા વહાલાંને નિરાશ કરી માર્ટિન ધર્મગુરુ અને અધ્યાપક બન્યો અને વિદ્વાન અને વિચારક તરીકે તેની કીર્તિ ચોમેર પ્રસરી. ખુદ પોપના દરબારમાં જઈ તેને પડકારતાં માર્ટિને ઘોષણા કરી, " વાતાવરણ નિર્મળ કરવા મેઘગર્જના અને વીજળીના ચમકારાની જરૂર હોય છે "

આ સાધુ ચરિત વિદ્વાન ઈશ્વરમાં અપ્રતિમ શ્રદ્ધા રાખી રહેતો, પણ એક વખતે તે ઘણી ચિંતા કરતો જણાયો. પત્નીના અનેક પ્રયત્નો છતાં તેની ચિંતાનું નિવારણ થઈ ન શક્યું. છેવટે તેની પત્ની શોકના કાળાં કપડાં પહેરી તેની પાસે આવી, ત્યારે લ્યુથર ચમકી ઊઠ્યો અને પૂછ્યું, "તેં શા માટે શોકનો પોશાક પહેર્યો છે?" પત્નીએ કહ્યું, " પરમેશ્વર ગુજરી ગયો છે. તેજ સર્વનો કર્તાહર્તા છે મનુષ્યે કશી ચિંતા કરવાની જરૂર નથી, છતાં તમે ચિન્તાગ્રસ્ત રહો છો, તે ઉપરથી હું માનું છું કે પરમેશ્વર જરૂર મરી ગયો છે " પોતાની પત્નીની શિખામણ આપવાની આ વિચિત્ર રીતથી લ્યુથર હસી પડ્યો અને ચિંતાનો ભાર ઈશ્વર પર છોડી આનંદથી પોતાના કામમાં મસ્ત થયો.

૨. પ. મ.

# સ્વર્ણકેશી–ઉષા

ક્ષિતિજની કૂલ ગુલાબી કેડીએ
ઊડી રહ્યું અંબર-સ્વર્ણકેશીનું :
એની ઉડતી પદરેણુએ ઘો
ને પૃથ્વીને કીધ પ્રકાશવન્તી

બે આંગળીથી જ્યમ મુગ્ધ યૌવના
ખસેડતી ઘૂંઘટ મુખચન્દ્રનું :
ધીરે ધીરે એમ ખસેડ્યું એણે
વારિદનું ઢાંકણુ મેઘઘેરૂં.

કળી ખસેડી જ્યમ પાંદડીને
ડોકાય જોવા ધરતીનું આંગણું
ફિક્કાશ ટેકે નમી એમ યૌવના
વિરાટનું મૂર્છિત રૂપ જોવા.

ત્યાં તો થયું બારણું બંધ વાસી,
આખો દિ' રૂઠેલું પડ્યું પૃથ્વી પાસે.

ઈન્દુલાલ ગાંધી

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો

૧૦

રમણલાલ વસંતલાલ દેસાઈ

નિત્ય જીવનની નીરસતા અને એકતાનતામાં અભ્યાસનો કંટાળો દૂર કરનાર ઉત્સવો બાળજીવનમાં ઠીક ઠીક સમૃદ્ધિ ભરે છે. ખ્રિસ્તી બ્રિટિશ રાજકર્તાઓની છાપવાળા અઠવાડિયે અઠવાડિયે આવતા રવિવાર-આજની માફક ત્યારે પણ ઉત્સાહપ્રેરક બનતા. રજાને દિવસે કાચા અભ્યાસને પાકો બનાવવાનો આખા અઠવાડિયાથી કરી રાખેલો નિશ્ચય રવિવારે નિર્બળ બની જતો અને રમતોની પરંપરા અભ્યાસને ઉથલાવી પાડતી. નર્મદાનાં સતત દર્શન આપતા અમારા મકાનના દીવાનખાનામાં પૂતળીઓ અને પટ્ટીઓ ગૂંથી શણગારેલો હીંચકો હતો. વાંચવાને બહાને ભેગા થયેલા મિત્રો રમતમાં પડી જતા અને હીંચકાના મોટા મોટા ઝોલા લેઇ હોડીના સ્ટીમરો કે આગગાડીની ઝડપ અનુભવ્યાનો આનંદ લેતા હતા. Make-believe-કલ્પના બાલ્યાવસ્થામાં ઘણી ઘણી ખોટ પૂરી પાડે છે. અને જીવન-પણ એક કલ્પનાજ છે ને ? પ્રભુના સનાતન પારણામાં ઉગતું ન્હાનકડું જીવન સ્વપ્ન નહીં તો બીજું શું હશે?

બીજી રમતો પણ ચાલે. ગંજીફાની ઘર રમત Indoor game અને સોગઠાં બાજી એમાં મુખ્ય હોય. શતરંજની રમત આસ્તે થતી જતી હતી. આવી બેઠક રમતો હું રમતો ખરો. પરંતુ મેં પણ જાણે કેમ, ગંજીફાની રમત મને બહુ આવડીજ નહીં. પત્તાં પ્રત્યેનો અણગમો દિવસે દિવસે વધતોજ રહ્યો છે! રમભાજી અને આવનપત્તી કોટ, ગુલ્લા ચોર અને પોલીસ જેવી સાદી રમતમાં પણ હું પછાત પડતો. બીલીયાર્ડની રમત તે વખતે શીનોર જેવા ગામ પ્રદેશમાં આવી ન હતી. હાઉસ, જબ્બો બદ, સેવન એન્ડ ડાયમન્ડસ, ચાન્સ, બ્રીજ, પોકર, રમી એ બધાં ત્યારે ભવિષ્યને ખોળે ઝૂલતાં હતાં. એ ભવિષ્ય આજે હવે વર્તમાન-કે ભૂતકાળ બન્યું છે. સારા, મળતાવડા, હસમુખા યુવક તરીકે, સહુના આનંદમાં ભાગ લેતા અને આનંદને વધારનારા મિત્ર તરીકે, ક્લબના મળતાવડા સભ્ય તરીકે, નવરાશને સુધારી દેનાર દોસ્ત તરીકે અગર ડાહ્યા, ગંભીર અને બુદ્ધિવાળા અમલદાર તરીકે પત્તાંની વિવિધ રમતો આવડવી એ ખોડખાંપણ નહીં, શનિવારના બપોરથી રવિવારની મધરાત સુધી પત્તાં રમવાની તાકાત કેળવી ન હોય તો આજની સમાજમાં નીચું જોવા યોગ્ય અણઆવડતનો આરોપ માથે વહોરીજ લેવો જોઈએ એમ જાણ્યા છતાં હું પત્તાંની રમતથી ન્હાસતોજ રહ્યું છું. બ્રીજની રમત કુશાગ્ર બુદ્ધિ, ઝડપી ગણતરી, ચોકસાઇભર્યો અંદાજ અને અભય સાહસ માગે છે એમ વારંવાર સાંભળ્યાં છતાં હું તેને અપનાવી શક્યો નથી. મ્હારી બુદ્ધિનું પોત તાણ પાતળું અને મર્યાદિત છે એમ સ્વીકારીને પણ હું પત્તાંની રમતથી અળગો રહું છું અને ન છૂટકે એકાદ ખૂટતા બેઠકનું સ્થાન સ્વીકારવાનો પ્રસંગ આવે છે ત્યારે મ્હારા ભાગીદારની ગ્લાનિ અને અફસોસ વચ્ચે હું મ્હારી અત્યંત જડબુદ્ધિનું જાહેર પ્રદર્શન જરૂર કરું છું. પત્તાં રમવા કરતાં ખાલી વિચાર વિહીન દશામાં બેસી રહેવું હું વધારે પસંદ કરું છું.

શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડે અને શ્રી. સૌ. મહારાણી શાન્તાદેવી સાહેબે મ્હને પત્તાંની રમતમાં રસ લેતો કરવા સહજ પ્રયત્ન કર્યો હતો. પરંતુ હું ઠેઠ નિશાળીયો આ રમત શીખી શક્યોજ નહીં ' એ રમતમાં કાંઈ રસ આવવોજ નથી. સિવાય કે પ્રેક્ષક તરીકે, ખેલાડીઓની જીભા જોડી, એક બીજાની ભૂલો, સમજી થતા વાદવિવાદ, ખેલાડીઓની મૂર્ખાઇ

શાળાની તૈયારી વગર રાજા મહારાજાઓનું પણ સન્માન અધૂરુંજ રહે ! શાળાની સફાઈ શરૂ થઈ ગઈ, શાળા ઉપર ન્હાની મ્હોટી ધ્વજા પતાકા પણ ફરકવા લાગી, તોરણો બંધાયાં, સ્વાગતનાં પાટીયાં અને તખ્તીઓ ઉંચે ચઢી અને શાળાની આગળ એક મંડપ બાંધી મહારાજાનું સ્વાગત કરવાના કાર્યક્રમો યોજાયા. એ કાર્યક્રમોમાં વિદ્યાર્થીઓના સર્વ સામાન્ય જયઘોષ ઉપરાન્ત એક બે સ્વાગત ગીત અને ફુલહાર અર્પણનો ક્રમ પણ દાખલ થયો, અને શિક્ષકોને પસંદ પડે એવા દેખાવ અને રાગડાળવાળા આઠ દસ વિદ્યાર્થીઓની પસંદગી થઈ, જેમાં મ્હને પણ સ્થાન મળ્યું ! મ્હારો દેખાવ સારો છે એવું મ્હારી પત્ની સિવાય બીજા કોઈએ કહ્યું નથી ! અને રાગડાળની બાબતમાં અકસ આવ્યા પછી મ્હેં કદી ગાયુંજ નથી. મ્હારી સંગીત આવડત ઉપર આધાર રાખી હું ગીત પ્રયોગ કરવા જાઉં તો રસ્તે જતા લોકોના પથ્થર અને પડોશીઓની ગાળ જરૂર ખાઉં !–ઘરનાં માણસોથી બન્યું હોય.

છતાં બીજાઓ સાથે મ્હારી પસંદગી થઈ.

મ્હારા પિતાએ મ્હારે માટે કીમતી પોશાક કરાવ્યો હતો. લીલી મખમલ ઉપર ઝીકના સલુભાર ભરેલાં કોટ પાટલુન અને મરાઠા શાહી પાઘડી મ્હારા કે કોઈ સગાના જનોઈ પ્રસંગે મ્હારા પહેરવેશ માટે તૈયાર થયા હતાં. એ ન્હાનાં પડ્યાં ત્યાં સુધી સારે પ્રસંગે મ્હારા દેહને એ દીપાવતાં રહ્યાં. મહારાજાના સન્માન સરખો બીજો કયો સારો પ્રસંગ હોઈ શકે ? પહેરવેશ સાથેનાં 'રીહર્સલ'માં મ્હેં શિક્ષકોનું ઠીક ઠીક આકર્ષણ કર્યું હશે ! એટલે શ્રીમંત મહારાજા સાહેબને ફુલહાર અર્પણ કરવાનું માન પણ મ્હને જ સોંપવામાં આવ્યું ! ઝીક ભરેલ મખમલ અને સોનેરી તારાવાળી મરાઠાશાહી પાઘડીમાં એક ગુજરાતી બાળક આકર્ષક કે હાસ્યપાત્ર નહીં તો દેખાવડા તરીકે આવશે તેમને લાગ્યું હશે ! વિદ્યાર્થી મિત્રોની આંખો ઈર્ષ્યા વચ્ચે મ્હારૂં મહત્વ આવા વિદુષકી પોશાકે વધારી દીધું !

ઠરેલા દિવસે સંધ્યાકાળના સમયે વેન-તલાવના સ્ટેશનેથી પગરસ્તે મહારાજા-સાહેબની સ્વારી સિનોર પધારી. તેઓ બગીમાં બીરાજેલા હતા. બગીની આસપાસ ઘોડેસ્વારોની ટુકડીઓ દોડતી હતી. જોનારાઓની ભારે ઠઠ ચારેપાસ જામી હતી. શાળાનાં બાળકોએ અને લોકોએ જયનાદ કરવા માંડ્યા. મહાભારતમાં આવી પડ્યા હોય એવા વ્યગ્ર-મુખવાળા શિક્ષકોએ અમને સ્વાગત ગીત ગાવા જોરભર્યો ઈશારો કર્યો, અને એ ઈશારાની રાહ જોઈ રહેલા અમે સંગીત વિશારદ વિદ્યાર્થીઓએ સ્વાગત ગીત ચીસ સાથે શરૂ કરી દીધું.

અહો ગુર્જરપતિ ! ધન્ય ધન્ય તમ કૃતિ !
દર્શન આજ પામીને સુખી થૈએ અતિ !

... ... ...

વટપૂરમાંહી વાસ વસીને શું કરતા રાજ્ય,
કૃપા કરી સેન્યા પૂરી પર પધારીયા મહારાજ !

અહો ગુર્જરપતિ...

આખું કાવ્ય તો મને મોઢે રહ્યું નથી; પરંતુ ઉપરના ટુકડા ટેક ભૂલ સાથે પણ કોઈ શિક્ષક-કવિની કવિતાના નમૂના તરીકે યાદ રહી ગયેલા હૃદ્-અંતરમાંથી અલોપ થઈ શકતા નથી ! બાલ્યાવસ્થાની ભરચક સ્મૃતિઓમાં આવાં કાવ્યોને પણ સ્થાન હોય છે એ ભૂલવા સરખું નથી. બાળપણમાં શીખવામાં આવેલી ગાયેલી અને કવિતા ભાગ્યે જ ભૂલાય છે !

મહારાજા સાહેબની ગાડી આખું ગીત ગવાતા સુધી તેનો આસ્વાદ લેવા ઉભી રહી હતી કે કેમ તે મને અત્યારે યાદ નથી. કોઈ બાહોશ શિક્ષકની દોરવણી નીચે મ્હેં મહારાજા સાહેબને ફુલહાર અર્પણ કર્યો. હું આશા રાખું

છું કે સ્વાગત ગીત ગાવાનું નિશાન મેં કુશ-ળતાર આપતે જ પજ કર્યું હશે ! મહારાજા સાહેબની ગાડી આગળ ચાલી અને વિજય જાણે અમને મળ્યો હોય એવા ઉત્સાહમાં અમે તે સાંજે વેરાયા. મખમલ અને જીકથી ઝગ ઝગતા મ્હારા પોશાક અને સ્વાગત આલાપના મ્હારા કંઠથી મહારાજા સાહેબ જરા ચકિત થયા કે નહીં તેની મને ખબર આજ સુધી પડી નથી !

વડોદરાના વિધાયક એ રાજવીની દક્ષતા માત્ર સ્વાગતથી સંતોષ પામે એવી છીછરી ન હતી. બીજે દિવસે શાળામાં જ મેળાવડો રાખ્યો હતો. સહજ નજરે આખી સંસ્થાની પરીક્ષા લેનાર એ ચકોર રાજવી માટે બીજા દિવસની પણ ભારે તૈયારી શાળા શિક્ષકોએ કરી હતી. સ્વાગત સમારંભના એક સંસ્કૃત શ્લોકનાં છેલ્લા બે ચરણ હજી આજ પણ યાદ આવે છે.

...भ्यास्तु रवा जयम्

युष्माकं दर्शन भवन्ता प્रतिदिनं युष्माकं स्मरणोत्सवम्
भव्य केन वसतानेन पलीवसी भभागमोसिगम.

સ્મરણમાં રહેલાં ચરણો ખોટાં પણ હોય, ભૂલ ભરેલાં પણ હોય. જીવન ભર સંસ્કૃત ભાષાથી અજ્ઞ રહેલો હું એમાંની ભૂલો સુધારવા જેટલું સંસ્કૃત જ્ઞાન પણ મેળવી શક્યો નથી. તખ્તા ઉપર લખી રાખેલો એ શ્લોક વાંચતે વાંચતે ઉપરની બે સ્મરણમાં રહી ગયો છે. શરૂઆતજ ભૂલાઈ ગઈ ! સ્મરણ વિજ્ઞાનના આવા કેટલાક અવ્યવસ્થા રચ્યા હશે !

મેં બીજે દિવસે પણ મ્હારો મખમલ ભરેલો ઝીક ભરેલો ‘ડ્રેસ’ જ પહેર્યો હતો. સારાં ગણાતાં વસ્ત્રોને સમય સ્થળની મર્યાદા નજ હોય. ત્યારે ન હતી. એ ટાઢનો દિવસ હતો કે તાપનો એ આજ યાદ નથી. બાળપણ શીતઉષ્ણના ભેદમાં ઉદાસીન રહે છે !

મહારાજા સાહેબ વખતસર મેળાવડામાં પધાર્યા. કેટલાક ભાષણો પણ થયાં. ઉજળાં કપડાં અને સાદા પાઘડી પહેરી આવેલા શિક્ષકો અને ડેપ્યુટી સાહેબની ધમાલનો પાર ન હતો. તેઓ સતત એદિલાજ રહેતા. એમાં એક મરાઠી શાળાનાં બાળકોએ ગીત ગાયું, એક કન્યાશાળાની બાળાઓએ ગાયું, અને એક ગીત અમે પણ અમારી શાળાની વટ રાખવા ગાયું. સહુ કોઈ પોતપોતાની શાળાના ગીતને વખાણી ગર્વ લેતા. શ્રી. મહારાજા સાહેબને ત્રણેમાંથી એક ગીત માટે સારો, કે સાચો અભિપ્રાય થયો કે કેમ એની ખાતરીલાયક ખબર કોઈને પડી નહીં ! પરંતુ ત્રણે શાળાના શિક્ષકોએ પૂરાવો ન થાય એવી પણ ચોક્કસ માહિતી મેળવી કે મહારાજા સાહેબને તેમનું જ ગીત ખાસ પસંદ પડ્યું હતું !

મરાઠી ગીત કે કન્યા શાળાનો ગરબો મને યાદ રહ્યાં નથી. મ્હારી શાળા પ્રત્યેની મ્હારી વફાદારી મને બીજી શાળાનાં ગીત યાદ રહેવા નજ દે ! પરંતુ મને મ્હારી શાળાના ગીતનાં બેમાં ચરણ યાદ રહ્યાં છે સાહિત્યનાં સંસ્મરણોમાં એ ગીતોને જરૂર સ્થાન હોય ! એમાં સાહિત્યનો કાંઈ અંશ છે કે કેમ તેનો વિચાર ત્યારે આવ્યો ન હતો. કવિતાનો ભાવાર્થ ત્યારે અમારે માટે બસ હતો. આ રહ્યો એ નમૂનો !

પ્રણામ, પ્રણામ, પ્રણામ ! મહારાજાને પ્રણામ
પ્રણામ બાળા દેવને ! સરસ્વતી પ્રણામ !
પ્રણામ હિતકારી અધિકારીને પ્રણામ !
સુખ દેશ કાજ જાણનારને પ્રણામ !

આમ પ્રણામપાત્ર વ્યક્તિઓ, વસ્તુઓ અને દેવ દેવીઓની યાદી કરી, ઉદારતા પૂર્વક સહુમાં પ્રણામની લ્હાણી કરી, રખે કોઈ પ્રણામમાંથી રહી જાય એ ભીતિ યાદીમાં અમિત અણુતરી વગર રહી જનાર સહુને એક સામટા પ્રણામ દેવા અમે છેલ્લી કડી આમ ગાઈ—

પ્રણામ, પ્રણામ, પ્રણામ ! સહુ સાથને પ્રણામ !

આમ પ્રણામ વગર એક અક્ષર પણ રહી ન જાય એટલી કાળજી દર્શાવતુ આ કાવ્ય જરૂર બીજાં કાવ્યો કરતાં ચારું જ હશે ! બીજાં ગીતો યાદ ભલે ન રહ્યાં હોય !

આજ કાઈ રાષ્ટ્ર-શાયરો અને રાષ્ટ્રીય શાયરોનો રાફડો ફાટ્યો છે તે સમયે ઐતિહાસિક દૃષ્ટિ આ કાવ્યથી એટલું તો સમજી શકશે કે આજથી ચાળીસ પચાસ વર્ષ ઉપરની શાળા કવિતામાં દેશને અને દેશ દાઝ જાણનારને પ્રણામ કરવા જેટલી હિમ્મત શીખોર શાળાના કોઈ રાષ્ટ્રીય શાયરની હતીજ, અને તે વડોદરા નરેશના સાનિધ્યમાંજ ખુલ્લે છોગે જવાબ હતી ! દેશ એટલે વડોદરા રાજ્ય કે હિંદુસ્તાન એવો પ્રશ્ન પાકિસ્તાનના જન્મ યુગમાં પૂછવાનો અર્થ નથી !

બાળપણમાં મહારાજા સાહેબનો આમ સત્કાર કરવામાં સામેલ બનાર હું એજ મહારાજાની સેવક નામાવલિમાં દાખલ થઈ જઈશ એવું કદી કોઈએ કલ્પ્યુ પણ હતું હોય ! અને તો ત્યારે એ વિચાર સ્વપ્ને પણ આવતો નહીં ! બાળપણમા પહેરેલી મરાઠાશાહી પાઘડી ભાવિની સૂચક નીવડી. આજ રાજદ્વારી સમારંભોમાં હું છતાં મરાઠાશાહી પાઘડીજ પહેરું છું ! અને પાઘડી મ્હારી છે કે મ્હારા નોકરની એ સુધી જઈ કદી નોકરનીજ પાઘડી, પહેરી સમારભમાં આગ લઉ છું. મરાઠાશાહી પાઘડીમાં સાહેબ અને સિપાઈ બાઓજ ઓળખાય છે ! કેટલાક પાઘડીમાંજ લોકશાહી છૂપ રહેલી હોય છે જે ઉંચ નીચના ભેદને અદૃશ્ય કરી દે છે. એ પાઘડી સૌન્દર્યવર્ધની તો બહુ નથીજ લાગતી, છતાં .

શ્રીમત્ મહારાજા સાહેબના વિદ્યમાનમાં શાળાનાં બાળકો હતાં કે કેમ તે મને યાદ નથી. અમને સ્મરણાર્થે મિઠાઈ મળી એ અમારે મન મુલાકાતની સફળતાનો અમૂક પુરાવો હતો. તે વખતે મુખપાઠ કરેલું એક યાદ રહી ગયેલું ગીત મ્હારે ગવાએલું તે સ્પષ્ટ સાંભરતું નથી. એ નમૂનો પણ જોવા જેવો છેઃ

‘ નામદાર વધાવીયેરે ! મહારાજ વધાવીયે !
સુંદીર પુષ્પો તેની રે ખુશબો
લીજીઓ મહેરબાન ! લીજીઓને મહેરબાન ’

‘ સુદર નહીં પણ સુંદીર ’ કહેવું જોઈએ એવો શિક્ષક આગ્રહ રાખ્યો હતો !

આવા આવા ઉત્સવો અને મહોત્સવો જીવનને રસમયું બનાવે છે. જનતા ઉત્સવ પ્રિય છે એ સત્ય સ્વાતંત્ર્ય લડતથી તે સ્વાતંત્ર્ય પ્રાપ્તિ સુધીની ઉત્સવ પરંપરામાં સાબીત થઈ ચુક્યું છે.

દશેરાનો દિવસ પણ વિદ્યાર્થીઓને ઠીક આનંદ આપતો. નવરાત્રિના ગરબા ત્યારે પૂરા માસ અગર શરદ પૂર્ણિમા સુધી ચાલે. સીનોરમાં પણ એ પ્રથા ખરી. પડોશમાં થતા ગરબાનું બહુજ ઝીણું સ્મરણ છે,—તે ગરબાની કલા ભાવના અંગે નહી, પરંતુ મ્હારાં મ્હોટાં બ્હેન લ્હાણી લાવે તેના આનંદ અંગેનું સ્મરણ છે. લ્હાણીમાં ચાંગળુ પાણી માય એવડી વાડકી, આજના કોસ્મોપોલિટનને એક વખત પણ ન ચાલે એટલું તેલ સમાય એવું સચાણું અગર દાંડલા ઉપર કાચ ચોટેલી ન્હાનકડી ડબી પણ ખાસ મળતાં. પરંતુ આજનું લઘુકટપણું, નિદાખોરી કે મ્હોટાઈ તે સમયે દેખાતાં નહી. હીસાબ વગરની લાગતી આવી આવી વસ્તુઓ બહુજ આનંદ અને શિષ્ટતા ભરેલો સ્વીકાર પામતી, અને ન્હાની મોટી છોરીની બ્હેનો ઉંચ નીચ, ન્યાત જાતના ભેદભાવ વગર ભેગી થઈ આખી રાત ગરબાના લલકારથી વાતાવરણને સંગીતમય બનાવતી. સંગીત બગીતનું ભાન ત્યારે મને ન હતું. કદાચ કે વાડકી બ્હેનને મળે એનોજ વિશિષ્ટ આનંદ હતો. મ્હારી મ્હોટી બ્હેનનો હું માનીતો ભાઈ એટલે લ્હાણીમાં મળેલી ચીજ ઝડપથી મ્હારા વસ્તુ ભંડારમાં સમાઈ જતી.

દશેરાને દિવસે, કહો કે ઉત્સવ પર્વના દર-

કોઈ દિવસે સવારમાં વહેલા ઉઠવુ જ પડે. સૂર્યોદય પહેલા તો ઘેર અગર નોકર સાથે નદીએ જઈ સ્નાન કરીજ લેવાનુ હોય. મ્હારા બાળપણમાં ચ્હાનો પ્રચાર જરાય ન હતો. ચ્હા એક નવાઈનું પીણું ગણાતું અને ખાસ કરી તબીયત સારી ન હોય ત્યારે સ્વાદિષ્ટ ઔષધ તરીકે જ તેનો ઉપયોગ થતો. ચ્હાની ભૂકી એમાં નહી જેવી આવતી, પરંતુ તજ, બાદીયાન, તુળસીપત્ર, મરી જેવા મસાલા નાંખી ઉકાળી ઘણુ ખરૂ દૂધ વગરનુ જ એ પીણુ બનાવવામાં આવતુ. મ્હારા મોસાળમાં કાચના પ્યાલા રકાબી વપરાતા નહિ, એટલે જ્યારે જ્યારે ચ્હા મળવાનો પ્રસંગ હોય ત્યારે પીત્તળની વાડકીઓનોજ ઉપયોગ થતો.

પરંતુ એ પ્રસંગ જવલ્લેજ—માંદગી અંગે આવતા—એટલે ન્હાયા પછી ઠાકોરજીનાં અગર ઠાકોરજીનુ મંદિર બંધ હોય તો મંદિરનાં દર્શન કરી દુધ અને પ્રસાદની 'બટા ઓળી' આરોગી સારાં કપડાં હું પહેરી લેતો. મ્હારા ઘરમાં ઠાકોરજી—શામળાજીની સેવા હતી એટલે જે કાંઈ બનતું તે ઠાકોરજી પાછળ બનતુ એમ બોલવાનો રીવાજ પડી ગયો હતો. ઠાકોરજી પાછળ મળતુ દુધ અને પ્રસાદ આજ પણ યાદ કરી હુ અફસોસ લેવુ છુ. જ્ઞાન અને પગારમાં વધારો થયો એમ મીથ્યાભિમાન સેવતી વખતે મને એ અલભ્ય બની ગયેલો પ્રસાદ યાદ આવે છે. આપણી આર્થિક પ્રગતિ થાય છે કે દુર્ગતિ ?

કપડાં પહેરી દશેરાને દિવસે હાથમાં છડી લેઈ શાળામાં મિત્રો સાથે જવાનો ક્રમ ગોઠવાતો હતો. મ્હારા બાગમાં ઉગતા ફૂલો પણ કદી કદી નોકર છડી ઉપર ગૂંથી આપતો. કોઈ સજ્જન આવા શુભ દિવસે પતાસા વહેંચવા આગળ આવેજ. એટલે શાળામાં બધા વિદ્યાર્થીઓ અને શિક્ષકો સારાં કપડાં પહેરી ભેગા થાય અને ઉપલા વર્ગના અગ્રણી વિદ્યાર્થીઓ સમૂહ સ્તુતિ ગવરાવે અને ગમ્મત ખાતર રચાયલા 'રામના' આંક મ્હોઢેથી બોલાવે !

એકાણું એકાણું રામ હીરની દોરી,
બાણું બાણુ રામ ગંગા વહુ ગોરી.
ત્રાણું ત્રાણુ રામ દેકા દેવા,
ચોરાણું ચોરાણું રામ બાપના બેટા.
પંચાણું પંચાણું રામ નિશાળે બેસાડ્યા,
છન્નુ છન્નુ રામ નિશાળેથી ઉઠાડ્યા.
સત્તાણું સત્તાણું રામ પંજવા આવ્યા,
અઠ્ઠાણું અઠ્ઠાણું રામ માયરે બેસાડ્યા.
નવ્વાણું નવ્વાણું રામ પરણીને આવ્યા
સો યે સો યે વિજે દસ હજાર !

આમ એક મહિમામાં જ—દસ આંકની અંદર હીરની દોરીથી ગુંથી, ગોરી ગંગા વહુ મેળવી, જીવનના દેકા દેવા વાગતે વાગતે સંતાન મેળવી બાપની પદવી ઝડપથી મેળવતા ગુજરાતી યુવકની બે પેઢીના ઇતિહાસ ગવાઈ જાય છે. બાળકને મારે પણ શાળા અને લગ્ન એ બેજ મહત્વના પ્રસંગો ! 'આમે જીવન શાસ્ત્રની દ્રષ્ટિએ બીજું શું વધારે મહત્વનું હોય છે ? એકના એકવીસ થાય એવો આપણો આર્ય જીવનનો આશીર્વાદ 'રામ' ની રચના કરનારે આગળ વધી સોના દસ હજારનો આશીર્વાદ આપ્યો ! હિંદુસ્તાને વસ્તી વધારી એ આશીર્વાદ સાચો પાડ્યો છે, નહી ?

અમને વિદ્યાર્થીઓને તો હીરની દોરી કે ગોરી ગંગા વહુ કરતાં ઉજળાં પતાસાં વધારે ગમતાં હતાં. કાવ્યમાં અર્થ હોય કે ન હોય તેની કશીજ દરકાર કર્યા વગર ખૂબ મ્હોટેથી 'રામ' નો અઢીયો બોલી પતાસાં લઈ અને વિખરાઈ જતા, અને મિત્રોનાં વડીલોમાં વહેંચાઈ જઈ રણછોડજી, ભડારેશ્વર, ખોડીયાર માતા, સ્વામી નારાયણ, અંબાજી, રામજી, અને હનુમાનનાં કોઈ પણ દેવને ખોટું ન લાગે એવા સમાન ભાવપૂર્વક દર્શન કરી બપોર થતા ઘેર પાછા વળતા.

# વાતની વાત



પ્રશાંત

'તમારી એક વાર્તા દિપોત્સવી અંક માટે આપવી પડશે. આ વખતે કોઇ બહાનું નહિ ચાલે' 'પ્રબુધ'ના તંત્રી રમેશે અશોકને આવતાં વેંતજ કહ્યું.

'મારી તબિયત હમણાં હમણાંની ઠીક રહેતી નથી અને કામનો બોજો પણ ઠીક ઠીક પ્રમાણમાં રહે છે એટલે હું લાચાર છું. આપ સમજી શકો એમ છો!'

'એ કંઇ નહિ ચાલે, આજે બધાજ સારા લેખકો એવું કહે છે અને અમે દરેકને એવી રીતે જતા કરીએ તો અંક કાઢવો કઇ રીતે? હમણાં હમણાં તમારી વાર્તાની માંગ વધતી જાય છે ત્યારે તમે મોંઘા થાવ છો!''

'એવું કશુંજ નથી.'

'ગમે તેમ કહો પણ આજે તમારી વાર્તા લોકો માગે છે એટલે તમારે તેમને નિરાશ ન કરવા જોઇએ. અમારા દરેક દિપોત્સવી અંકમાં તમારી વાર્તા આવી છે અને આ વખતે ન આવે તે ઠીક નહિ. પહેલાની તમારી વાર્તાઓ જુઓ અને આજની જુઓ. પહેલાં તમે હળવે બધું લખતા હતા અને આજે તમે ભડાકા કરો છો. પહેલાં તમારી વાર્તાઓ સામાન્ય કૈલાશ જેવી આવતી હતી અને આજે દરેક વાર્તામાં લાગણીના આઘાત પ્રત્યાઘાતો આવે છે અને દરેક વાર્તાના અંતે 'ડંખ' અંગ્રેજીમાં જેને 'સ્ટીંગ' (sting) કહીએ છે તે હોય છે. ખરેખર આ વખતે હું વાત લખાવ્યા વિના નહિ છોડું.'

'પણ રોજ ઉઠીને શાની વાત લખું?'

'તો એકાદ લેખ લખો.'

'શાના પર લેખ લખવો તે પણ એક સવાલ છે.'

'તમારી વાર્તાઓ ઉપરજ લખો. પહેલાની તમારી વાર્તાઓ કેટલી ફીક્કી અને મોળી લાગતી હતી અને આજે કેવી લાગે છે? દરેક વાર્તાના 'અંતમાં 'ડંખ' આવે છે તે કળા તમે કમાવા શીખ્યા? બસ આજ વિષય ઉપર લખો'

'પણ ..

'પણ તેમ ચાલે તેવું નથી.'

'ભાઇ, પણ મારાથી લખાય તેવી સ્થિતિ નથી. સાત દિવસથી તો માંડ આડ પથારીમાંથી ઉઠ્યો છું'

'ચાલો તમે બોલવા માંડો, હું લખું છું!' અને તંત્રીએ કાગળ ઉપર પેનને ટેકવી.

'નહિ ચાલે?'

'ચાલે એવું નથી જ તમે તમારે બોલો અને હું લખવા માંડુ પછી કંઇ છે?'

'લો સાંભળો ત્યારે.'

'સાપનું કે વીંછીનું બાહ્ય સ્વરૂપ કે આકાર એ સાપ કે વીંછી નથી. સાપના ઝેરી દાંતમાં સાપ રહ્યો છે, વીંછીના ડંખમાં વીંછી રહ્યા છે તેવી રીતે આખી વાર્તાના કલેવરમાં બે પાંચ લીટીમાંજ કહીએ વાર્તા રહી હોય છે અને એજ વાર્તાનો ડંખ 'ભો મણું''

'પણ એ ડંખ' તમારા પહેલાંની વાર્તાઓમાં કેમ ન'તો આવતો અને આજે આવે છે!' રમેશે પૂછ્યું.

'કહેવું પડશે?'

'એ તો એક અમલનો મુદો છે.'

'મેં નાનપણથી કોઇ જાતની તકલીફ વેઠી નથી. ગર્ભશ્રીમંત કુટુંબમાં હું જન્મ્યો હતો. આખા ઘરની વ્યવસ્થા યંત્રવત ચાલતી. મારે કોઇ વસ્તુ જોઇએ તેને માટે મારે નતો ધમપછાડા કરવા પડતા કે ન'તો રીસાવું પડતું.

મોંમાંથી શબ્દ કાઢ્યો કે વસ્તુ હાજર. એક જાતની સીધી સાદી ઘરેડમાં મારું જીવન વીત્યું. એમ કહું તો ચાલે. પછી તો હું કૉલેજમાં ગયો અને પરણ્યો, પણ મારા જીવનમાં ઝગડો, કલેશ, ખાસ હાસ્ય કે કોઈ લાગણીના પ્રત્યાઘાતો આવ્યા જ નથી. મારું જીવન એકધારું યંત્રવત જતું. કેટલાકને મારું જીવન ગમતું તો કેટલાક તેને યંત્ર સાથે સરખાવતા. મારી સ્ત્રી પણ ભણેલી ગણેલી અને સુંદર હતી. અમને બન્નેને સાહિત્યનો શોખ હતો. મેં વાર્તાઓનો ખૂબ જ અભ્યાસ કર્યો અને વાર્તાઓ લખવા પણ માંડી. તમે જાણો છો તેમ લગભગ બધા જ વિવેચકોએ એમ કહ્યું કે વાર્તામાં આઘાત પ્રત્યાઘાતો નથી, ડંખ નથી, ચોટ નથી. ઓપિતને સારા વર્ણનો દ્વારા કે સુંદર શૈલીથી લખવાથી વાર્તા બનતી નથી. પછી વાર્તામાં ને નિબંધમાં શો ફેર? મને આ બધી વાત સાચી લાગી અને મેં મારી વાર્તાઓને મઠારવા પ્રયત્ન કર્યો. હું કંઈક વધુ કવિત્વમય બન્યો, વાક્યો વધારે સુંદર વ્યવસ્થિત અને આલંકારિક લખતો થયો, ટુંકમાં મારી વાર્તાનું બાહ્ય સ્વરૂપ ખૂબજ ઉમદા મેઢીનું બનતું ગયું પણ વાર્તામાં ચોટ કે ડંખ ન આવ્યો તે ન જ આવ્યો.'

'હું જરા સીગારેટ પી' લઉં, કહી અશોકે સીગારેટ સળગાવી અને એક જોરથી દમ લગાવીને સીગારેટના ધુમાડામાં કંઈક રહસ્ય જોતો હોય તેમ વાત આગળ ચલાવી.

'પ્રજા'ના તંત્રી મી. વિહારી અમારે ત્યાં અવારનવાર આવતા અને હું મારી સ્ત્રી કુસુમ અને મી. વિહારી ત્રણે જણ સાહિત્ય ઉપર ઘણીવાર ચર્ચા કરતાં. 'પ્રજા'માં મેં કેટલીએ વાર્તા લખી હતી, પરંતુ મી. વિહારીની પણ તે વખતે બૂમ હતી કે વાર્તામાં ચોટ નથી આવતી. મારી કુસુમ પણ આ વાતમાં સંમત હતી અને કહેતી, 'તમારી વાર્તામાં ચોટ લાવવીજ પડશે.'

'તું લાવે ત્યારે હવે તો ખરૂ.'

'અને હું લાવીશ ત્યારેજ જંપીશ' કુસુમે કહ્યું.

ત્યાર પછી તો દરેકે દરેક વાત કુસુમ ચાહીથી જોતી. મી. વિહારી સાથે તેની ચર્ચા કરી વચ્ચે વચ્ચે મારી પાસે સુધારાવતી પણ વ્યર્થ, ચોટ ન વાગી તે ન વાગી !'

એક દિવસે હું બહારથી રોજના કરતાં ઘરમાં વહેલો આવ્યો. અંદરના ઓરડામાં હું ગયો ત્યાં તો મેં જોયું કે કુસુમના હોઠ ઉપર વિહારીના હોઠ અડકેલા હતા અને એટલાં બધાં મસ્ત બન્યાં હતાં કે મારો આવવાનો અણસારોયે વર્તી ન શક્યાં. હું પાછો ફરી ગયો. ત્યારે કુસુમે એનું વચન પાળ્યું 'અને ચોટ લાગી. મારા દિલમાં ડંખ વાગ્યો, અને એ ડંખ અને ચોટ મારી વાર્તામાં આવી !'

રમેશની કલમ થંભી ગઈ અને અશોકના સામું જોવા માથું ઊંચું કર્યું અને અશોકે સીગારેટના ધુમાડાના મોટા ગોટા પાછળ પોતાનું મોં છુપાવી દેવાનો પ્રયત્ન કર્યો !

---

એક અમેરિકન છોકરાને પૈસાની ઘણી જરૂર હતી તેથી તેણે સો ડૉલર મોકલવા ઈશ્વરને પત્ર લખ્યો અને તે પોસ્ટ કર્યો, ટપાલખાતાએ આ વિચિત્ર સિરનામા વાળો પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટને પહોંચાડયો. પ્રેસિડેન્ટને છોકરાની દયા આવી અને તેને પાંચ ડૉલર મોકલ્યા. આ રકમનો સ્વીકાર કરતાં છોકરાએ વળી ઈશ્વરના સિરનામે જવાબ મોકલ્યો, "ઈશ્વર, તમે મોકલેલી રકમ મને મળી પણ વોશિંગ્ટનના અમલદારોએ તેના રિવાજ પ્રમાણે તેમાંથી ૯૫ ટકા કાપી લીધા છે."

• • • •

દાક્તર-હું સોગનનામું કરી આપું કે તે મરી ગયો છે?
ડર્ટર-એવી જરૂર નથી. તમે દવા કરી છે એટલું માત્ર લખી આપો તે બસ છે.

# ભીલ સેવા મંડળ—દાહોદ

સત્તાવીસ વર્ષો પહેલાંની આ કથા ગુજરાતને ઉત્તર પૂર્વ સિમાડે આવેલા દાહોદ ને ઝાલોદ ના પછાત પ્રદેશમાં દુકાળના ભીષણ ઓળા ઉતર્યાં હતા. ચોમાસુ નિષ્ફળ ગયું હતું. મકાઈ ડાંગર વિગેરેનો પાક સુકાઈ ગયો હતો, ઘાસચારાનું પણ નામ નિશાન નહિ. દુકાળનો રૈલ અને ઝાબુઆમાં ને આજુબાજુની દેશી રિયાસતોમાં પોતાના વિનાશકારી પંજો મારી રહ્યો હતો ને ગરીબ ભીલ-પરેવિયા ને તેનું પશુધન એ રૈલના તાંડવમાં કમરપાણુ થવાની અણી ઉપર આવી રહ્યાં હતાં. મૂંગી પ્રજાનો આર્તનાદ દૂર દૂર સાબરમતી ને પૂના સુધી સંભળાયો. પૂ. મહાત્માજીની અને શ્રી. શાસ્ત્રીજીની આજ્ઞા ગુજરાતના તપસ્વી કર્મયોગી પૂ. શ્રી ઠક્કર બાપા [તે વખતે તો શ્રી ઠક્કર સાહેબના નામથી ઓળખાતા હતા.] માથે ચઢાવી આ પ્રદેશને દુકાળના તાંડવમાંથી બચાવવાને આવી પહોંચ્યા. તેમને સાથ આપવા ગુજરાતના યુવાનોને નવ-નવી પ્રેરણા આપતા ને તેમને સ્વાતંત્ર્ય સંગ્રામમાં દોરવણી આપતા યુવાનોના પ્રિય નેતા શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક પણ આવી પહોંચ્યા. સ્થાનિક કાર્યકર્તા શ્રી. સુખદેવ વિ. ત્રિવેદી દુકાળના રાહત કામ પર સરકારી નોકરી કરતા હતા.

રાહત કામ ઉપરના અમલદારોની નિષ્ઠુરતા જોઈને તેમનું લોહી ઉકળ્યું ને નોકરી છોડી રાહતનું સાચું કાર્ય કરવા ભેખ લીધો. ભીલોના સંદેશવાહક બની પૂ. ગાંધીજી સમક્ષ તેમનો મૂક આર્તનાદ પહોંચાડયો-દીનહીન દરિદ્ર માનવોનો સાદ પ્રભુએ સાંભળ્યો ને બાપુની ત્રિપુટીએ રાહત કામ શરૂ કરી દીધું. દાહોદના છાબ તળાવની નજીક એક છાપરું મકાનમાં રાહત કામની કચેરી શરૂ કરી તે વખતનું વર્ણન નવજીવનને પાને શ્રી. ઇન્દુલાલે તેમની તેજસ્વી ભાષામાં અમર કર્યું છે. તેમાંથી તારવી ચિત્ર રજૂ કરતો નીચે ફકરો ઉતાર્યો છે.

"આંતરી મૂકે એવા મકાનના બટકુ રોટલા માટે ટળવળતાં હાડપીંજરો, તળિયાઝાટક ખપી ગયેલા કાદવીઆ પાણીવાળા ગંદા કુવા સામે જોઈ નિસાસો મૂકતાં આવી ચાલ્યાં ઢોરો, ફાટાં ચીંથરાં સૂનાં સૂનાં ઝૂંપડાં × ×

લગભગ પુરેપુરી નગ્નાવસ્થા ભોગવતી તરૂણ કુમારિકાઓ, સ્ત્રીઓ અને બાળકોના ટોળેટોળાંને નીચા નમી નમીને તળિયાઝાટક ખેતરોમાં-થી માટી અને ઘાસ આખો દિવસ વાળી વાળીને મહામહેનતે પા શેર અર્ધો શેર ઘાસનાં બીજ એકઠાં કરતાં જોઉં છું. પાંચ પાંચ દસ દસ માઈલ દૂરથી બે આની આનાના રોજ સારુ પરભાર ઉઠીને આવેલા સેંકડો પુરુષોને સડક ઉપર અને ચુનાની ભઠ્ઠી ઉપર આખો દિવસ પત્થર ફોડતાં નીહાળું છું. કાંઈ પણ ઓઢવાના વગર કડકડતી ટાઢમાંથી કંઈક બચવાને તાપણી પાસે ધરતી માતાનું શરણું લઈ સુતેલી અને પોતાના બાળકોને પોતાના ગાભાં કપડાં અને ફાટેલાં ચીંથરાં ઢાંકવાનો મિથ્યા પ્રયત્ન કરતી સ્ત્રીઓની કલ્પના મગજને ભમાવે છે. આ સ્થિતિ જોઈ કુદરત પણ લાજે તો મનુષ્ય શું નહિ શરમાય!"

દુકાળનું રાહત કામ તો ખૂબ વેગથી ચાલવા માંડ્યું ને એ પ્રદેશના ભીલ પરેવિઆ વિગેરે ખેડૂતો અને તેમનું એક 'માત્ર ધન' પશુધન બચી ગયું. પૂ. બાપાએ તેની પહેલાં ઓરિસ્સામાં દુકાળનું કામ કરેલું ને ઓરિસ્સાના આદિવાસીઓનો પરિચય કર્યો હતો. ગુજરાતના ભીલ પરેવિઆ વિગેરે આદિવાસીઓ અને ઓરિસ્સાના આદિવાસીઓના પરિચયે તેમને લાગ્યું કે સુધરેલા સમાજ થી, સંસ્કૃતિથી દૂર રહેલા અને અસ્પૃશ્ય નહિ પણ

દુર્ગમ જંગલો, પહાડો ને ખીણોમાં અદૃશ્ય રહેલા તમામ આદિવાસી પછાત વર્ગોના પ્રશ્નો એકજ સમાન ભૂમિકા ઉપર છે, પછી એ જાતીઓ ગુજરાતમાં વસતી હોય કે બિહારમાં હોય કે મધ્યપ્રાંતના ઘેરા જંગલોમાં હોય.

સ્થાનિક સંજોગોને લીધે એ પ્રશ્નોની વિગતોમાં તફાવત હોય પણ મૂળભૂત પ્રશ્નો એકજ છે ને તેનો ઉકેલ એકજ ભૂમિકા પર થઇ શકે એમ છે. દુષ્કાળ રાહતની પૂર્વ ભૂમિકા ઉપર આદિવાસીઓમાં તેમની કેળવણી વિષયક, આર્થિક ને સામાજીક સ્થિતિ સુધારવાના કાર્યના આયોજનની કલ્પના થઇ.

કેળવણી અને શિક્ષણ પ્રચાર પછાત પ્રજાઓના સર્વ દુખોને દૂર કરનારી માત્રા છે શાહુકાર, દારૂ ને સરકારી નાના મોટા નોકરોની શોષણ નીતિમાંથી મુક્ત કરવા હોય, તેમનામાં આત્મભાન જાગ્રત કરવું હોય, સંસ્કારિતાનું સિંચન કરવું હોય તો આશ્રમી કેળવણી એજ ઉત્તમ માર્ગ છે, એ કેળવણી મારફત તેમનામાંથી એક એવો વર્ગ ઉત્પન્ન કરવો જોઇએ કે જે પોતાના સમાજને માટે ભેખ લઇ તેમની ઉન્નતિના કામમાં મંડી પડે. એમનામાંથીજ નેતાગીરી ઉત્પન્ન થવી જોઇએ કે જેની દોરવણીથી આખોય સમાજ સ્વાશ્રયી થાય ને નવી આર્થિક રચના કરી દુખો દૂર કરે પૂ. બાપાએ આ ઉદ્દેશથી આશ્રમ સ્થાપવાનો નિર્ણય કર્યો. શ્રી. ઇંદુલાલે દાહોદ ઝાલોદના સીમાડે મીરાખેડી ગામમાં આજુબાજુના પ્રદેશોવંનું પાન કરતી એવી ટેકરી ઉપર જમીન મેળવીને આશ્રમની સ્થાપના કરી. ગુજરાત પ્રાંતિક સમિતિએ નાણાંની જોગવાઇ કરી આપી અને એક નવા આશ્રમની શરૂઆત થઇ ને ભીલ સેવામંડળનું બીજ વાવવામાં આવ્યું.

થોડા મહીના બાદ પૂ. બાપાએ ભીલોની સેવા માટે ગુજરાત પાસેથી કાર્યકર્તાં ને નાણાંની ભિક્ષા માંગી. પૂ. બાપાને બન્ને મળી ગયાં ને ભીલ સેવા મંડળની સ્થાપના કરી ત્રણેક શાળાઓ સ્થાપીને જેસાવાડા આશ્રમ શરૂ કર્યો.

એ વર્ષો અસહકારના જુવાળના. પૂ. બાપાને જે સેવકો મળી ગયા તેઓ રાષ્ટ્રીય ભાવનાથી રંગાયેલા ને પૂ. ગાંધીજીની પ્રેરણાથી કોલેજોનો બહિષ્કાર કરી ગ્રામસેવા કરવાની ધગશવાળા હતા.

પૂ. બાપાને ઉચ્ચ ભાવનાવાળા સેવકો જોઇતા હતા તે મળ્યા ને સેવકોને પૂ. બાપા જેવા કાર્યદક્ષ કર્મયોગી મળ્યા. યોગાનુયોગ સારો થયો, ને મંડળનું કાર્ય ઝડપથી આગળ વધવા માંડ્યું. અવરોધો ને અંતરાયો તો પાર વિનાના હતા પણ અડગ નિશ્ચયબળને સેવાની તન્મયતાથી અવરોધોને અંતરાયો ઓગળવા માંડ્યાને, મીરાખેડીની ટેકરી પર નખાએલા બીજને પોષણ મળ્યું ને વૃક્ષ રૂપે ફાલવા માંડ્યું. આજે તો ભીલ સેવા મંડળ ગુજરાતની જે સંસ્થાઓ ગ્રામસેવાનું કાર્ય કરે છે તેમાં આગળ પડતું સ્થાન ભોગવે છે.

આ સંસ્થા સંજોગો, અનુભવ અને જરૂરિયાત પ્રમાણે પોતાના કાર્યમાં ફેરફારો કરતી ગઇ છે ને તેના પરિણામે તેમાં જડતા આવી નથી. નિત્ય નવીનતા જળવાઇ રહી છે, ને સમાજને દોરવણી આપી સમાજમાંથી કાર્યકર્તાઓ તૈયાર કરવા શક્તિશાળી થઇ છે. આજે તો ભીલ સેવામંડળની તમામ સંસ્થાઓ મોટે ભાગે ભીલ ને પટેલીઆ જુવાન કાર્યકરો જેમણે મંડળની આશ્રમી કેળવણી પ્રાપ્ત કરી છે તેઓ ચલાવી રહ્યા છે. એ આ પચીસ વર્ષના કાર્યનો પ્રત્યક્ષ પરિપાક.

મંડળની શરૂઆતના સાતેક વર્ષો દરમ્યાન સૌ કાર્યકર્તાઓ આશ્રમોદ્વારા કેળવણી સંસ્કાર સિંચનના કામમાંજ રચ્યા પચ્યા રહેતા હતા. ભીલ પટેલીઆ ખેડુતોના આખાયે સમાજને આવરી લેતી પ્રવૃત્તિઓ શરૂ થઇ ન હતી. ચાર પાંચેક શાળાઓ ચાલતી હતી ને બે પ્રથસાના ઉતારો ચાલવા હતા.

દવાખાનાં મારફત વૈદકીય રાહત આપવામાં આવતી હતી.

રામ મંદિરોની સ્થાપના કરી રામનવમીના મેળા દ્વારા દારૂનિષેધ વિગેરે સમાજ સુધારણાનું કાર્ય ચાલતું હતું ને સહકારી મંડળીઓ દ્વારા શાહુકારોની ઉપર કેટલુંક પણ નિયંત્રણ થયું હતું. ૧૯૩૦ અને ૧૯૩૨ ની અસહકાર અને સવિનય કાનુન ભંગની સામુદાયિક ચળવળમાં મંડળના મુખ્ય કાર્યકર્તાઓ જેલમાં ગયા હતા, તેમની સાથે સારી સંખ્યામાં જે ભીલ યુવકોએ આશ્રમની કેળવણી મેળવી હતી તેમને કાનુન ભંગની લડતમાં દારૂનિષેધ અને ચોરી વિગેરે કામો કરીને જેલને સ્વીકારી. મંડળની વિચારસરણીમાં ને કાર્યમાં આ લડત પછી પલટો આવ્યો ને તેમાંથી આખાયે સમાજને સ્પર્શે એવી પ્રવૃત્તિઓનો ઉમેરો થયો. સવિનય કાનુન ભંગની લડતમાં ગયેલા યુવકોએ પોતે પોતાના ગામે જઈ શાળાઓ સ્થાપી, જેને મંડળે પોતાની ગણી સ્વીકારી. ૧૯૩૨ ના દુષ્કાળ રાહતના કાર્યમાંથી બચેલ ભંડોળમાંથી ખેડૂતોને દુષ્કાળને સામે વીમો ઉતરાવવા કૂવા ને પાળાની એક યોજના અમલમાં મૂકવામાં આવી, ખેડુતને સ્વાશ્રયના સિદ્ધાંત ઉપર પત્થર ફોડવામાં માટે દારૂબત્તી, હથીઆર, ને થોડી અનાજની મદદ આપી પોતાના ખેતરમાં કૂવો ખોદવાને ઉત્તેજન આપ્યું. આ યોજના પાંચ ૭ વર્ષ ચાલી, દરમ્યાન આશરે ૧૫૦૦ કાચા કૂવાઓ આ પ્રદેશમાં ખોદાવવામાં આવ્યા કે દુરસ્ત કરાવવામાં આવ્યાં. કૂવાના પાણીથી ખેડૂતો પિયતના ઘઉં, ચણા, શાકભાજી કરતા થઈ ગયા ને તેની આવકમાં સંગીન વધારો થયો. મંડળના આ કાર્યથી ખેડૂતોમાં કૂવા ખોદવાનું પિયત દ્વારા પોતાની આવક વધારવાનું માનસ પેદા થયું.

સહકારી મંડળીઓમાં પણ નવો પ્રાણ આવ્યો. મુખ્ય કાર્યકર્તાઓ પૈકી બે સેવકોએ પ્રાથમિક મંડળીના માનદ સેક્રેટરી તરીકે કામ કરી તેનો સીધો અનુભવ લીધો. સહકારી પ્રવૃત્તિમાં નવો જોશ આવ્યો, મંડળીઓમાં સભાસદોની સંખ્યા વધવા માંડી ને એ પ્રવૃત્તિનો ધીમે ધીમે વિકાસ થતો ગયો.

સહકારના ક્ષેત્રમાં આ બે તાલુકાઓમાં જે પ્રગતિ થઈ છે તેનો ખ્યાલ તેના વિગતવાર વર્ણન કરતા નીચેના આંકડાઓ વધારે સચોટ રીતે આપી શકશે.

હાલ આશરે ૧૪૦ પ્રાથમિક સહકારી મંડળીઓ છે. કુલ સભાસદ સંખ્યા આશરે ૭ હજાર જેટલી છે. આ મંડળીઓમાંથી મોટા ભાગની મંડળીઓ પોતાનાજ ભંડોળ ઉપર ચાલતી રહી છે. દર રૂપીઆના ભંડોળ ઉપર ચૌદ આનાનું ભંડોળ એ મંડળીઓનું છે. જ્યારે મધ્યસ્થ બેંક પાસેથી બે આના જેટલુંજ કરજે લેવા પડે છે. આ મંડળીઓ વિભાગવાર તે વિભાગના ખરીદ-વેચાણ સંઘો સાથે જોડાયેલી છે. ખરીદ-વેચાણ સંઘો મારફત સભ્યોને તેમની ખાવાના દાણા બીજ કાપડ ઓજારો વિગેરેની જરૂરીઆત પૂરી પાડવામાં આવે છે અને તેમની ખેતીની પેદાશનો માલ વેચીને વધારે સારી કિંમત ઉપજાવી આપે છે. આવાં પાંચ સહકારી ખરીદ વેચાણ સંઘો ચાલે છે. ૭૦ ટકા જેટલું ધીરાણ કાપડ ને અનાજના રૂપમા આપે છે જ્યારે તેટલાંજ પ્રમાણની વસુલાત અનાજને બીન ખેતીની પેદાશમાં આવે છે. સહકારી પ્રવૃત્તિની સફળતાની આ ચાવી છે. ચાલુ વર્ષે મંડળીઓને અન્ય સહકારી સંસ્થાઓને નાણાં ધીરવા માટે દાહોદ-ઝાલોદ તાલુકાઓ માટે બેંકીંગ યુનિયન સ્થાપવામાં આવ્યું છે. સહકારી પ્રવૃત્તિના તજજ્ઞ ને હાલના ગ્રામોદ્યોગ ખાતાના જોઇન્ટ રજીસ્ટ્રારે સુરત મુકામે મળેલી સહકારી પરિષદમાં દાહોદ-ઝાલોદની સહકારી પ્રવૃત્તિ માટે નીચેના શબ્દો કહ્યા છે.

"સહકારી અમલની બીજી જ્વલંતમી તે દાહોદ-ઝાલોદ પ્રદેશના આદિવાસીઓમાં થયેલું કામકાજ છે + તે વખતે (સને ૧૯૨૧ ના અરસામાં) મરૂભૂમિ જેવા ગણાતા ભીલોમાં વવાયેલું સહકારનું બી હાલ ફાલેલું ફુલેલું વૃક્ષ બન્યું છે, ભીલોને જેટલો જમિ ને જેટલાં ફળ તે આપી શકે છે, તેટલો જમિ ને તેટલાં ફળ, સામાન્ય ખેડૂતોને તેમના સહકારી વૃક્ષ પાસેથી ગુજરાતમાં ભાગ્યે જ મળી શકે છે. * * બધી બાબતોમાં આખા ગુજરાતની શરાફી મંડળી-ઓની જે સરેરાશ સ્થિતિ છે, તેના કરતા દાહોદ-ઝાલોદની મંડળીઓની સ્થિતિ વધારે સારી છે.'

મંડળની કેળવણી લગતી પ્રવૃતિ નીચે મુજબ છે, બે આશ્રમી શાળાઓ (મીરાખેડી ને જેસાવાડા) જેમા ૭૫ વિદ્યાર્થીઓને રહેવાની, ખાવાની વિગેરે તમામ સગવડ પુરી પાડવામાં આવે છે બૌદ્ધિક શિક્ષણ સાથે ખેતીવાડી, કાંતણ, બગીચાનું શિક્ષણ આપવામાં આવે છે.

એક આશ્રમ અંગ્રેજી શિક્ષણ લેનાર ૩૦ વિદ્યાર્થીઓ માટે ઝાલોદમાં છે. આ વિદ્યા-ર્થીઓ ત્યાંની અંગ્રેજી શાળામાં શિક્ષણ લે છે.

બે આશ્રમ કન્યાઓ માટે એક દાહોદમાં ને એક ઝાલોદમાં છે. આશરે ૪૦ કન્યાઓ આશ્રમમાં રહી ત્યાંની સ્થાનિક શાળામાં શિક્ષણ લે છે.

ગોધરાના હરિજન આશ્રમમાં રહી ૧૫ ભીલ-પરેલીના વિદ્યાર્થીઓ ખેતીવાડી હાઈ-સ્કુલમાં મેટ્રિક સુધીનું શિક્ષણ લે છે

ચાર વિદ્યાર્થીઓ કોલેજમાં છે, ત્રણ વિદ્યા-ર્થીઓ સુરતની સહકારી શાળામાં સહકારનું શિક્ષણ લે છે. પાંચ કન્યાઓ કસ્તુરબા તાલીમ કેન્દ્રમાં ગ્રામ સેવિકાની તાલીમ લે છે.

ચાલુ વર્ષે ૨૪ શાળાઓ ને '૪' રાત્રિ શાળાઓ ગામડાંમાં ચાલે છે. ગયે વર્ષે શાળા-ઓની સંખ્યા ૪૫ ની હતી, પણ હજારની વસ્તીવાળાં ગામડાંમાં પ્રાથમિક શિક્ષણ ફરજિ-યાત થવાથી તેવા ગામોની શાળાઓ મંડળે સ્કુલબોર્ડને સુપ્રત કરી દીધી છે.

આશ્રમો ને શાળાઓનું સંચાલન આશ્રમોમાં રહી તાલીમ પામેલા આદિવાસી કાર્યકર્તાઓ કરે છે, એ બહુ સંતોષ ઉપજાવે એવું આ પ્રવૃત્તિનું પરિણામ છે. સહકારી પ્રવૃત્તિમાં પણ હવે આદિવાસી કાર્યકર્તાઓ રસ લઇ તેનો વહીવટ સંભાળી લેવાને જુદી જુદી સંસ્થાઓમાં વ્યવહારૂ તાલીમ લઇ રહ્યા છે. આ રીતે પ્રગતિ ચાલુ રહેશે તો ટૂંક સમયમાં એજ કોમના કાર્યકર્તાઓ પોતાની તમામ સંસ્થાઓ ચલાવતા થઇ જશે એવી પરિણામની આશા રાખી શકાય.

ખેતી સુધારણા માટે કૂવા અને માટીનું ધોવાણ અટકાવવા પાળાની યોજનાનો ટૂંક ઉલ્લેખ આગળ આપવામાં આવ્યો છે. એ પ્રવૃત્તિ ભીલ સેવા મંડળની દેખરેખને સૂચના મુજબ ઉચ્છલા ગ્રામ વિકાસ સંઘ હસ્તક સરકારે હવેથી ઉપાડી લીધી છે. જે કામ મંડળે પહેલાં એકલે હાથે કરી નવી દિશા બતાવી ને કામ સરકારે અપનાવી લીધું છે એટલું જ નહિ પણ એ કાર્ય મંડળની સૂચનાને દોરવણી મુજબ કરવાનું નક્કી થયું છે તે મંડળના કાર્યની સફળતા પૂરવાર કરે છે. છેલ્લાં બે વર્ષમાં ૭૫ પાકા કૂવાઓ ને ૨૬૦ જેટલા કાચાકૂવાઓ સરકારી યોજના મુજબ તૈયાર થયા છે. આ યોજના ચાલુ છે.

ઋણ રાહત ધારાનો અમલ આ પ્રદેશમાં ૧૯૪૨ની સાલમાં થયો. મંડળે એક કાર્યકર્તાને આ કામ સોંપ્યું. ઋણ રાહતની અરજીઓ યોગ્ય રીતે થાય, તેમને જરૂરી સલાહ સૂચના મળે ને બને ત્યાં સુધી ખેડૂતને લાભ થાય તે રીતે સમાધાનથી તોડ કાઢવામાં આવે એ ધોરણે કામ કરવામાં આવ્યું. કુલ ૧૦૦૦ અરજીઓ દાખલ થઈ હતી. રૂા. ૮ લાખનો

દેવાનો જુમલો થયો હતો, તેનો શ. ૨ ભાગમાં નિવેડો આવ્યો, ને આસરે ૨,૦૦૦ એકર એકરૂ જમીન ગેરાણમાંથી મુક્ત કરવામાં આવી આ કામ મોટું હતું અને વિગતોથી ભરપૂર હતું. રોજ ખેડુતોનો દરબાર મંડળની કચેરીમાં ભરાતો ને ખેડુતોને મંડળની સલાહ સૂચના મળતી. આસરે આઠ વરસ આ કામ ચાલ્યું

અશોત નિયમન ધારાનો અમલ પણ આ પ્રદેશમાં ૧૯૪૬ ની સાલથી થયો છે. જમીનદારને ઇનામદાર વિરૂદ્ધ સાથની, અમલની વેઠ વિગારની જે જે ફરિયાદો આવે છે તે ફરિયાદોનો યોગ્ય નિકાલ કરવામાં આવે છે. અત્રે એ જણાવવાની જરૂર છે કે આ બે તાલુકામાં ગામો તાલુકદારી ગામો ઇનામદારો છે, ઉપરાંત ઘણા શાહુકારો જમીનદારો (Land Lords) એટલે છે. આવી ફરિયાદોનુ પ્રમાણ મોટું છે. ઘણીખરી ફરિયાદોનો નિકાલ તડજોડથી લાવવામાં આવે છે. આ કામ મંડળ સને ૧૯૩૦ ની સાલથી કરે છે ને જેમ જેમ ખેડૂતોની શક્તિ વધતી જાય છે તેમ તેમ શક્તિ પ્રમાણે તેમના સંગઠ્ઠન પ્રમાણે તેમના ન્યાયી હકો મેળવતા જાય છે. દૂર દૂર જ ગલના પ્રદેશમાં છૂટા છવાયા ઝુંપડામા રહેતા ખેડૂતોમાં સંઘ શક્તિ કેળવવી એ વિકટ કામ છે. એ દિશામાં સારો પંથ કપાયો છે પણ હજી ઘણો પંથ કાપવાનો રહયો છે. મંડળની રાહબરી નીચે દાહોદ-ઝાલોદ ખેડૂત સંઘ સ્થાપાયો છે, ને આ સંઘે મહાસભાની નીતિ પ્રમાણે કામકાજ શરૂ કર્યું છે.

વૈદકીય મદદ આપવાનુ કામ અને નાના નાના સરકારી નોકરોની કનડગતમાંથી મુક્તિ અપાવવાનુ કામ વિગેરે મંડળ કરે છે.

મંડળ આ દિશામાં આખા પ્રાંતમાં પ્રથમ પ્રયત્ન કરનારી પ્રથમ સંસ્થા છે. હવે તો પ્રાંતનાં આદિવાસીઓમાં કામ કરનારી ચાર સંસ્થાઓ થઇ છે. જેમાંની પ્રથમ શ્રી. જુગતરામ દવેનો વેડછીનો સ્વરાજ આશ્રમ. એમની પ્રવૃતિ સુરત જીલ્લાના રંગપતિઓ ચોધરા વિગેરેમાં સને ૧૯૨૪ ની સાલથી ચાલે છે. પશ્ચિમ ખાનદેશનું ભીલ સેવા મંડળ થાણા જીલ્લાનુ આદિવાસી સેવા મંડળ, ને નાશિક જીલ્લાનું કામ સેવા મંડળ, એ મહારાષ્ટ્રમાં કામ કરતી સંસ્થા છે. આ ત્રણે જીલ્લામાં કામની શરૂઆત તો પૂ. બાપાની દેખરેખ અને દોરવણી નીચે મંડળના કાર્યકર્તાઓ શ્રી. લક્ષ્મીદાસ, શ્રીકાંત ને શ્રી. પાંડુરંગ એ. વણીકરે કરી હતી. હવે તો એ મંડળો ત્યાંના કાર્યકર્તાઓ ચલાવે છે.

જુદા જુદા આદિવાસી પ્રદેશોમાં કામ કરતાં આ મંડળોની પ્રવૃત્તિઓ યોગ્ય માર્ગે ચલાવવામાં આવે, આદિવાસીઓના પ્રશ્નોની છણાવટ એકધારી નીતિથી થાય તે હેતુથી એ સૌ સંસ્થાઓને સાંકળી લેતી એક સંસ્થા "પશ્ચિમ હિંદ આદિવાસી સેવક સંઘ" સને ૧૯૪૪ ની સાલમાં માનનીય શ્રી. ખેર સાહેબના પ્રમુખપણા નીચે સ્થાપવામા આવી છે આ સંઘે આદિવાસીઓના કલ્યાણ માટે એક પંચ વાર્ષિક યોજના ઘડીને મુંબાઇ સરકારને આપી છે જે મુંબાઇ સરકારની આદિવાસી કલ્યાણ પ્રવૃત્તિની યોજનામાં માર્ગદર્શક થઇ છે એમ કહેવામાં આવે તો તે અજુગતુ કે વધારે પડતુ નથી. એ સંસ્થાના ચાલુ વર્ષના પ્રમુખ શ્રી ઠક્કર બાપા છે પ્રધાનમંત્રી શ્રી. લક્ષ્મીદાસ શ્રીકાંતને પ્રાદેશિક મંત્રીઓ શ્રી. એસ. આર. ભીસે ને કાકાસાહેબ નાયક છે.

૧૯૨૧માં પૂ. બાપાએ જે કલ્યાણ કાર્યની પ્રવૃત્તિનાં બીજ દાહોદ ઝાલોદની દુકાળપીડિત ભૂમિમા વાવ્યાં તે પ્રવૃત્તિ આજે તો મોટાં વૃક્ષ રૂપે ફાલીફૂલી છે ને તે આખા હિંદના આદિવાસીઓને શીળો ને પ્રાણદાયી છાંયડો ને મીઠાં ફળો આપી રહી છે.

હજી પંથ લાંબો છે, ઇશ્વર !

# પરદેશી



[ રશિયન નવલિકા ]

રશિકાંત ચતુર્વેદી

હું પરદેશીઓને તરતજ ઓળખી કાઢું છું કોઇ પણ સોવિયેટવાસીને હું પરદેશી સમજી લેવાની ભૂલ કરતો નથી એ તો અશક્ય.

તેમના ચ્હેરાજ એવા છે કે તે સોવિયેટ-વાસીઓથી જુદા તરી આવે છે કહો કે નિશ્ચળતા અને મગરૂરી તેમના મુખ ઉપર લાગણી વશ થઇ કંઇ ફેરફારો થતા દેખાતા નથી, તેઓ મ્હોપર એક દેખાવ ધરે છે અને તેમાં કંઇ પણ પરિવર્તન કર્યા સિવાય સારી નરસી લાગણી ચુપચુપ અનુભવે છે

સંપૂર્ણ મનોકુંશ મારે જ્વળી કેટલાક પરદેશીઓ એક આંખે ચશ્મો પહેરે છે જાણે ગમે તે થાય પણ તેઓ તેમની આંખની પલક સરખી ન પાડે જાણે હાથમાંથી ગ્લાસ સરકી પડવા ન દે તે સુધવતા ન હોય.

ખરે ! મારે કબુલ કરવું જોઇએ કે એ અદ્ભુત વસ્તુ છે.

છતાં તેઓ બીજું ખાસ કંઇ કરી શકે નહિ તેમની જિંદગી અગવડ ભરી હોય છે. જો તેઓ મનોકુંશ ધરાવતા ન હોય તો તેમને ઘણીવાર શરમાવું પડે એવા પ્રસંગો બને છે. દા. ત. એક પરદેશી હાડકાંના ટુકડાથી ગુંગળાઇ મરી જતો હતો તે મરઘી ખાતો હતો અને એક કોળિયો થઇ શકાય તેના કરતાં વધારે ભાગ મોંમાં મુકયો, ઓફિસરોને આપવામાં આવેલી મીજબાનીમાં આ બન્યું મારો મિત્ર વેપારી મંડળની સમિતિનો સભ્ય છે તેણે મને આ વાત કરી હતી.

મીજબાની ભવ્ય હતી ઘણા લક્ષાધિપતિઓ અને કોટયાધિપો હાજર હતા. કદાચ કોઇ અને બીજાઓ પણ જમણમાં હાજર હતા.

અને એકા એક માણસ હાડકાંથી ગુંગળાવા લાગ્યો.

આપણી સ્વતંત્ર દ્રષ્ટિથી એમાં કશું શરમજનક ન હતું. તેનાથી હાડકું ગળાઇ ગયું—તેથી શું ? તે માટે આપણી પાસે ઘણા તાત્કાલિક ઉપાયો છે. એમ્બ્યુલન્સ પણ મળે, હોસ્પીટલ પણ છે, અરે, સ્મશાનભૂમિ તો છે.

પણ તે મીજબાની જુદી જ હતી. ઘણા ધનિક ગૃહસ્થો હતા. કોઇ પણ હાજર હતો આખાના વખતના નવા કોરા પહેરી ગૃહસ્થો ખુરશી પર બેઠા હતા બાઇઓ પણ ત્યાં હતી ૧૦૦ કરતાં વધારે પાવરના ઇલેકટ્રીક ગોળાઓ સળગતા હતા.

અને એક ગૃહસ્થથી હાડકું ગળાઇ ગયું ભરે તે નાક પણ સાફ કરવા તૈયાર થાય—થુંકવાનું પણ શરૂ કરે અને છાતીએ હાથ પણ મુકે ? ઘણું જ ખરાબ–પછી તો તે શું ન કરી બેસે ?

પણ ટેબલ પરથી ઉઠી દોડી બાથરૂમમાં જાય તો એથી ય વધારે ખરાબ ગણાય. એ તો તદ્દન અસભ્ય. લોકો જાણી જાય કે તે માંદો પડયો છે કે શું ? ઓફિસરોની મીજબાનીમાં તમે આવું કદી જ ન કરો.

હાડકું ગળી ગયેલો આ જેન્ટલમેન ! એક બે પળ તો મરવા જેવો ગભરાઇ ગયો. તેના ગળા પર આંગળી ખોસવા લાગ્યો. પછી તે ચાકથી સફેદ પુણી જેવો થઇ ગયો અને ખુરશીમાં આમ તેમ હાલવા લાગ્યો. પણ તે થોડી વારમાં સ્વસ્થ જણાયો અને સ્ત્રીઓ તરફ ચુંબન ફેંકવા લાગ્યો. અરે, પાર્ટી આપનાર ગૃહસ્થના કુતરાને ટેબલ નીચે પંપાળવા પણ લાગ્યો.

પાર્ટી આપનારે જેન્ટલમેનને પુછયું, "આપ કેમ

પણ તમારાથી કંઇ અખાદ્ય વસ્તુ ગળાઇ ગઇ છે ! જો તમને બેચેની થતી હોય તો મને જણાવતાં સંકોચ ન રાખશો."

પણ હેન્ચમેને કહ્યું, "શું બોલ્યા ? કંઇ થયું નથી, તમે કેવી વાતો કરો છો ? મને માફ કરો હું તદ્દન સ્વસ્થ છું અને મને કંઇ થયું નથી."

અને ફરીથી તે ચુંબનો ફેંકવા લાગ્યો. પછી તેણે સારી પેઠે વધારે ખાધું. ટૂંકમાં જમણ દરમ્યાન જરા પણ બેચેની દર્શાવ્યા સિવાય તે બેસી રહ્યો.

માત્ર જ્યારે તે ઉઠ્યો ત્યારે જરા ઝૂક્યો, અને પેટ ઉપર હાથ મૂક્યો ત્યાર પેટમાં ચળ ઉપડ્યું હશે પણ પળમાંજ તે સારો દેખાયો.

સભ્યતા ખાતર તે થોડી મિનિટ દિવાનખાનામાં બેઠો પછી તે બહારના ઓરડામાં ગયો.

આગલા ઓરડામાં પણ તેણે ઉતાવળ ન કરી પણ ઘરધણીની પત્ની સાથે વાતો કરતો ઊભો અને થોડીવાર તેના હાથ પણ પોતાના હાથમાં રાખ્યા. તેના ઓસ્લેટ જેવા પેટમાં હાકાં સાથે રેમલ નીચે વળી વળ્યો. પણ આખરે તે નીકળી નાઠો.

પગથીયા પર તેણે શ્વાસ ભર્યો અને ફરીને પોતાની મોટરમાં બેઠો અને ડ્રાઇવરને કહ્યું, "અધેકા, આંખ મીંચીને હાંકો હૉસ્પિટલે લઇ જા."

હું કહી ન શકું કે તે હેન્ચમેનનું આખરે શું થયું પણ મારી લગભગ ખાત્રી છે કે તે જીવે છે ખરો શુરવીર !

# બસો બ્યાસીના દાતણીઆ વાઘરીની પંચના કાયદાકાનૂન

ડાભાના

રોજ નજરમાં આવે પણ જેના સામાજિક કાર્ય વિષે કશીય માહિતી હોતી નથી એવી પછાત જાતિઓમાં વાઘરીઓ પણ આવી જાય છે. ગૂજરાતમાં ૧૯૫૧માં એમની વસ્તી ૧૦૯,૫૮૩ માણસોની હતી; આજે એઓ લગભગ દોઢથી બે એક લાખ જેટલા હશે. એમના જુવાનો કહે છે કે વાઘરી એટલે વાઘ જેવો; પણ એના ખરા યથાર્થ સમજૂતી એ હોઈ શકે કે એઓ રજપૂતાનાના રેતાળ પ્રદેશ—જેને વાગડ કહેવામાં આવે છે તે—માંથી આવ્યા હોઈ એમને વાઘરી નામ આપ્યું હશે. ત્રીજી કલ્પના એવી છે કે સંયુક્ત પ્રાંતની નામચીન ચોરજાતિ સાંસીઓની વસ્તી વધી જતાં એઓ હરિયાણા તરફના વાગર પ્રદેશમાં આવ્યા, અને વખત જતાં વાગરી કે વાઘરી તરીકે ઓળખાયા. એમની ચાર ઉપ-જાતિઓ છે. ચુનારીઆ (ચુનાની ભઠ્ઠી બાળનારા), વેડુ (શાકભાજી વેચનારા) પાટણેજી (વાંસ લાકડાંનો ધંધો કરનારા) અને દાતણીઆ (દાતણ નાખનારા).

આસરવાડ તાબેના કડી તાલુકાના દાતણીઆ વાઘરીઓનાં કેટલાક ગામોએ આ વર્ષે નવો (ગોળ) બાંધીને કેટલાક કાયદાકાનૂનો પસાર કર્યા છે, તેને આ પત્રિકામાં આપવામાં આવ્યા છે. ચાલીસેક વરસ ઉપર એ જ લોકોએ અમુક નિયમો કર્યા હતા, પણ "સરકારી કાગળ મૂક્યો ન હતો તથા તે સરકારનો બંદોબસ્તનો કરાર પણ મૂક્યો ન હતો તેથી પાંચ આઠ માસે એ કરાર પંચે માન્યો નહીં," ને હદ ઉપરાંતના પૈસાં ખર્ચ થયા, ને કેટલીક છોકરીઓ "ધણી વગર રખડવા લાગી." આનો નિકાલ લાવવા "નવો ગોળ ગામ આદુંદરામાં બાંધ્યો છે."

ભાષાની જોડણીની, વિરામ ચિહ્નોની તથા છપાઈની બિલકુલ મૌલિક ભૂલભૂલામણીમાંથી ધીરજે ભેદયા વિના અર્થના મંદિરે પહોંચી શકતા હો તો રિવાજોના શાસ્ત્રમાં અપટુ આંખને નવાઈ પમાડતા કાનૂનો જોવા મળશે. દીકરીના પસ્તાનો' કાયદો લો: "રાજીખુશી થઈને સર્વે પંચે પ્રતિજ્ઞા પાળવાના સોગન ખાઈને પસ્તાનો ઠરાવ દોઢસો રૂપિયા મૂક્યો છે." તેની વિગતમાં રૂ. ૧૧૦ પસ્તાના છે, અને રૂ. ૪૦માં મોસાળીઆની પછેડીની, ઝાંપે ખાંડ ફાડમણીની, કાકાની પાઘડીની, મોટી તથા નાની ગોદડીની, અને મરચાણુની રીતના પૈસા આવી જાય છે. યુનિવર્સની મીસ્ટરી શોધનારાઓ, આ રીતની મીસ્ટરી શોધવા મથો તો! યુનિવર્સ તો ભેદભરું છે, પણ વાઘરી તો જવાબ આપી શકશે. વાગ્દાન તોડાવે તેને માટેના કાયદામાં કહે છે "સગાઈ કરેલી હોય ને એ કન્યાને કોઈ બીજો માણસ સેજી કરીને સગાઈ તોડાવે. ....તો રૂ. ૧૦૦ દંડ પડે." લગ્નનો પણ ઠરાવ છે "જાન જાય ત્યારે પિયેરીઆંના માંડવેથી વરના ઉતારે સાંજે ગરવાળું મોકલે, ચેપિલા ચોખાનું ભાણું આપે, ભાણામાં અધી શેર ઘી તથા પોતાના તો ગોળ નાંખે. આવતી જાનને જમાડવી નહીં. સવારમાં કન્યા લગ્ન વખતે સવા રૂપીઓ, ગણુસાર સોપારી બાંધીને મહાસી રુસ લઈ જાય......" પછી કોણે જવાનું, શું કરવાનું તથા શું ન કરવાનું એવું લાંબુ લીસ્ટ આવે છે. ખરેખર વેવાઈ વેવણોને પગે જકડીને બાંધી લીધાં લાગે છે, તેમાં વળી "સગાઈ વખતે દારૂ પીએ નહીં, દારૂ બંધ છે, લગ્ન વખતે પણ દારૂ બંધ છે, ને જો દારૂ પીએ તો......રૂ. ૨૫ ખપને

દંડ આપે " એવો ઠરાવ પણ છે; એટલે સિંટની પીડે ઉઠવા તણખલા જેવું એમને તો લાગતું હશે.

નાતરાની કન્યાના પૈસાનો ઠરાવ રૂ ૧૦૦ છે. એક ઠરાવ એવો છે કે વરવહુમાંથી એકાદ ખોડવાળું હોય તો ખોડ પ્રમાણે પૈસામાંથી રૂપીઆ ૧ તો ઓછા કરી શકાશે. એક ઠરાવ દ્વારા પરણેલી કન્યાનો વર મરી જાય તેનો રસ્તો કાઢવામાં આવ્યો છે. એવું થાય તો " રૂ. ૨૫ સાસવાળા ને રૂ. ૨૫ વરની કુલ ક્યાસના મેળની રૂ ૫૦ કર્યા છે. આ રૂ. ૫૦ લઈને કન્યાને કુળે ચઢાવી આપે ને હારગતી લખાવી આપે. " બંધારણ સભા પણ બધી બાજુ આટલું ધ્યાન આપી શકતી નથી!

આવા સમાજને છિનાળાં વિષે સહેજ જ લાલ આંખ હોય. " સસરો છોકરાની વહુને છિનાળાં કરે તો તેને રૂ. ૧૨૫, કાકોજી ભત્રીજા વહુને કરે તોય રૂ. ૧૨૫, જેઠને રૂ. ૧૦૦, દીએરને રૂ. ૪૦ દંડ પડે. જોકે જે દંડ પડે તેમાંથી અર્ધો વરને મળે. (પત્ની પોતાની મિલકત છે એ જ આખો ભાવ છે.) પણ વર છેક જ ફાવી જતો નથી. બીજા ઠરાવ દ્વારા એવા બાહુ-સ્વાતંત્ર્ય ઉપર કાપ મૂકવામાં આવ્યો છે. વહુને માર મારતાં " કાનની બુટ તોડી નાંખે તો વરને રૂ. ૫૦ દંડ પડે; આંખનું જોખમ કરે તો રૂ. ૬૦, બાઈના નાક ઉપર નુકસાન કરે તો રૂ. ૭૦, બાઈના દાંત ઉપર મુક્કા મારે તો તથા લાકડીનો ગોદો મારે તો રૂ. ૮૦, છાતી ઉપર કંઈ નુકસાન કરે તો રૂ. ૯૦, ચપ્પુના ઘા કરે તો રૂ. ૧૦૦, " આમ દંડ પડે છે!

આ તો મુખ્ય ઠરાવો જ ગણાવ્યા; બીજા ય નાના મોટા તો રહેવા દીધા છે. એટલા ઉપરથી પણ ખ્યાલ આવશે કે એક સમાજ પોતાને ટકતી રાખવા માટે કેવા પ્રયત્નો કરે છે. જેમ સમાજ, કાછબ તથા જ્ઞાતિ નિરક્ષર તેમ એને પોતાના વિઘટનનો વધુ ડર. નિરક્ષર કે આદિમ પ્રજાઓ પોતાના રીતરિવાજો અને સંસ્થા-સાધનોને પકડી રહેવા હંમેશાં પ્રયત્ન કરે. એવા અમુક રિવાજો પળાવા જ જોઈએ; ન પળાય તો દંડ થાય. વળી વાઘરીઓના આ 'ગોળ'ની પાછળ કન્યાઓને વર શોધી આપવાનો પ્રયત્ન પણ છે. આથીજ " ગોળ "ની બહાર કે બીજા શહેરોમાં કન્યા આપે તેને માટે એમણે દંડ ઠરાવ્યો છે. ગૂજરાતમાં સામાજિક ઇતિહાસમાં આ વસ્તુ નવી નથી. પાટીદાર, વાણીઆ અને જલાલપુર તાલુકાના દૂબળાઓમાં આગળ આવા " ગોળ " બાંધ્યા છે.

આ ઠરાવોને એમણે કાયદાકાનુનો યોગ્ય જ રીતે કહ્યા છે. કેમ કે કાયદો તાત્ત્વિક દૃષ્ટિએ તો સામાજિક વર્તણુકનો તે નિયમ ગણાય જેની પાછળ તે ન પળાતાં દંડનો વાસ્તવિક ભય હોય, હેન્રી મેઇને તેથી જ પછાત પ્રજાઓના રિવાજોને " કાયદા "માં ગણાવ્યા છે. વાઘરી પંચે ઠરાવેલા આ નિયમો કોઈ ન પાળે તો તેને દંડ થાય અથવા ન્યાતબહાર મૂકાય (સરકારનોય ડર ખરો); અને આવા સમાજમાં આથી વધુ શિક્ષા કઈ હોઈ શકે! લીગ ઓફ નેશન્સ કે યુનોની પાછળ દંડનું કોઈ બળ નથી એટલેજ એમના ઠરાવો " કાયદા " ન ગણાય, વધુમાં વધુ એ તો નૈતિક સૂચનો કહેવાય. આ ઉપરથી એક સત્ય તરી આવે છે કે સમાજે કંઈ પણ નક્કર કામ કરવું હોય તો એક પ્રબળ સત્તા જોઈએ જ. એ આવા પછાત વર્ગમાં, જર્મની ઇટલીની અગ્નિપૂર્વની સરકારોમાં અથવા રશિયાની શ્રમિક ડીક્ટેટરશીપમાં જ હોય, લોકશાસનમાં એ ખૂબજ શીરસ્તી હોય. જ્યાં આવી સત્તા ન હોય અથવા શીરસ્તી હોય ત્યાં આર્થિક સામાજિક સુધારાની કે આયોજનની વાતો કરવી ખોટી જ. સુરત જિલ્લાના અનાવિલો કે પાટીદારો પોતાના સમાજને સુધારવા ઠરાવો પસાર કરી રહ્યા છે, પણ એમને ઠરાવ અને કાયદાનો તાત્ત્વિક ભેદ જ સમજાયો નથી.

# બે સોદા

(સત્ય હકીકત)



અમૃતાંશુ દેસાઈ

આ ઘટના યુ. પી. નો એક પ્રસિદ્ધ, વેપારના કેન્દ્ર નગરમાં બની હતી. ૧૯૪૩ નો સપ્ટેમ્બર મહિનો હતો જ્યારે 'ક્વીટ ઈંડીઆ'ની ચળવળ પૂરજોશમા ચાલી રહી હતી. પોલિસ અને અન્ય અમલદાર લોકો આ ચળવળની અતિ આગળ વધતી અટકાવવા માટે અને બને તો સમૂળગી કચડી નાંખવા માટે કટિબદ્ધ હતા. એ પોલિસ અમલદારોએ ખુલ્લમખુલ્લા ઘોષણા કરી દીધી હતી કે જેની માએ સવાશેર સૂંઠ ખાધી હોય તે કોંગ્રેસનો ઝંડો પોતાના મકાન પર ફરકાવે અને જે અંગરેજી સત્તાની અડગ શિક્ષા સાથે માથું ભાગવાની ઇચ્છા રાખતા હોય તેજ બજારમાં ખુલ્લી છાતીએ કોંગ્રેસના સૂત્રો પોકારે ને સરઘસ કાઢીને કાયદો ભંગ કરે!

મારઝૂડ અને પોલિસના ત્રાસથી ઘણી વ્યક્તિઓ, જે પહેલા કોંગ્રેસને સાથ આપતા હતા, તે પણ પોલિસને સહકાર આપવા લાગ્યા. તે લોકો મહાત્મા ગાંધીની 'ભારત છોડો' વાતને તેમની બુદ્ધિભ્રષ્ટતાનુ પરિણામ માનવા લાગ્યા. પોલિસનું રાજ્ય હતું. અવસરવાદીઓ અને સ્વાર્થસાધુઓને ઇજારાશી અને કાળાબજારોમાં કમાણી કરવાનો સુવર્ણ અવસર પ્રાપ્ત થયો હતો.

નવમી સપ્ટેમ્બરે પોલિસને વિશ્વાસ હતો કે નવમી ઓગસ્ટનો માસિક ઉત્સવ મનાવવા કોઈ બહાર પડશે નહિ! પણ એક ગરીબ વિધવા ડોશીના એકાકી છોકરાએ સ્વરાજ્યનો ઝંડો લઇ બહાર નિકળવા પોતાની વૃદ્ધા મા પાસે આશીર્વાદ લીધા. ડોશીએ આંસુઓથી છલકતી આંખોએ આશીર્વાદ આપ્યો કે મહાત્મા ગાંધીની લાજ રાખવા જો તે બહાર જવા ઇચ્છતો હોય તો ભલે જાય. ગયો. તે બહાદુર વૃદ્ધાનો દિકરો મરણને ભેટવા. પોલિસે તેની ખૂબ ખબર લીધા ને શરીરનાં એકેએક હાડકાં ભાંગી નાંખ્યાં. ત્રણ મહિનામાં તે બહાદુર છોકરો ભયાનક યાતના ભોગવી મરણ પામ્યો. તે ડોશીનો આધાર સદાને માટે વિલીન થયો!"

° ° °

વખત બદલાયો. ૧૯૪૫ ના છેલ્લા દિવસો આવી લાગ્યા. કોંગ્રેસ કાયદેસર હસ્તીમાં આવી અને જેમ સાપ કાંચળી બદલે તેમ ૧૯૪૨ના અવસરવાદીઓ પાછા ખાદીના કુરતાં અને ગાંધી ટોપીઓ પેટીમાંથી બહાર કાઢવા લાગ્યા. એ લોકો મોટી મોટી વાતો કરવા લાગ્યા કે તેમણે '૪૨ની ચળવળ' વખતે અમુક વિદ્રોહીને મદદ આપી હતી ને અમુકને પોતાના મકાનમાં સંતાડ્યા હતા. એમના મોટા મકાનો પર પાછો ત્રિરંગી ઝંડો ફરકવા લાગ્યો. તે શહેરમાં યુ. પી. ના આગામી પ્રધાન મંત્રી, જેને ફરી એ જગ્યા મળવાનો સંભવ હતો, ની આગમનની વાતો સંભળાવા લાગી. એમનો મુકામ ક્યાં રાખવો એ વિષયની ચર્ચા થાવા લાગી. પ્રત્યેક ચોર બજારનો શાહ સોદાગર અને લડાઇમા જોઇતી સામગ્રીના મોટા ઇજારદારો એમ ઇચ્છવા લાગ્યા કે યુ. પી. ના ભાવિ પ્રધાનમંત્રી એમનાજ અતિથિ થાય! પરંતુ જ્યાં આવા સેંકડો માણસો પ્રધાનમંત્રીને પોતાને ત્યાં મહેમાન કરવા તલપાપડ હતાં આખેરનો એ નિર્ણય થયો કે જે કોંગ્રેસના ફંડમાં સૌથી વધારે પૈસા આપશે, તેને ભાવિ પ્રધાન મંત્રીને મહેમાન બનાવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થશે! બસ, આટલીજવાર હતી! પ્રધાનમંત્રી સાહેબ એક એવા વ્યક્તિને ત્યાં ઉતર્યા જેમણે ૧૯૪૨ માં પોલિસ અને બ્રિટિશ સરકારને ખૂબ મદદ કરી હતી! એ ભલા માણસે કોંગ્રેસમાં સૌથી વધારે ફંડ આપી આ માન

ખાટી ગયા ! સમયની લીલા ! પૈસાની બલિહારી ! !

° ° °

ભાંગીતૂટી લાકડી ટેકતી ટેકતી તે જુવાનની વિધવા ડોશી માતા—સહાનુભૂતિ અને દિલાસાની ભૂખી ડોશી—રડતાં રડતાં પડતા આખડતાં એ ઈચ્છાથી આગળ આવી કે પોતાના પ્રાંતના મોટા નેતાને અંજલિ અર્પણ કરીને શ્રદ્ધા વ્યક્ત કરે ને તેમના દિલાસાસૂચક શબ્દો સાંભળી છેલ્લા દિવસો ગમે તેમ પસાર કરે ! મકાન પાસે આવતાં તે વૃધ્ધાના હૃદયની ગતિમાં વધારો થયો ! સિત્તેર વર્ષના જીવનભારથી લથડતી તે ડોશીને પગોમાં વધારે બળ લાગવા માંડ્યું. પણ સ્વયંસેવકોએ તે બિચારીને આગળ વધતાં અટકાવી. એ વખતે વ્યાપારીઓનું એક ડેપ્યુટેશન ભાવિ પ્રધાન મંડળ સાથે વાતોમાં મશગુલ હતું ! ! ત્યાં બિચારી ડોશીના શા હિસાબ ! તેને પૂછનાર કોણ હતું ? રોકવાવાળા પર પહેલાં તો નારાજ થઈ અને ગભરાઈને જમીન પર બેસી ગઈ ! બે માણસોએ તેને ઉંચકીને કચરા ટોપલીની જેમ દૂર મૂકી. નિરાશ ડોશી મહામુશીબતે પડતી ઉઠતી ઘરે પહોંચી ! ઘર અને આસપાસનું વાતાવરણ જાણે તેની મૂક મશ્કરી કરી રહ્યું હતું ! ! પણ એક ભલા પાડોશીએ સાંત્વના દીધી અને ઉદાસ મોંઢે કહ્યું, "માજી ! જે પૈસાદાર માણસે-રૂપિયાનો સોદો કર્યો છે ! અને તમારા એક માત્ર પુત્રે જીવનનો સોદો કર્યો હતો. આટલો જ ફેર છે ! !" ગરીબ બિચારી ડોશીએ પડખું ફેરવી ગંભીર નિશ્વાસ મૂક્યો ! ભગવાન જ એ વ્યથા સમજી શકે એમ હતા !

° ° °

મોટી મોટી મહીઓ અને મજૂરીના સંચાનો ગંભીર અવાજ તે શહેરમા તેનો તેજ છે ! પરંતુ એ બે સોદાની વાત, સમયરૂપી અજગરના મોઢામાં વિલીન થવા છતાં પણ, સમજવા વાળાઓના હૃદય પર અમિટ ચિન્હ સદાને માટે મૂકી ગઈ છે સમયની કૂચ એને વધુને વધુ કરુણ બનાવી રહી હતી ! *

* કલકત્તાના "વિશાલ ભારત" માસિકમાં પંડિત શ્રીરામ શર્માના એક લેખ ઉપરથી અનુવાદિત.

---

ક્રિપ્સ મિશન અહીં આવ્યું હતું તે દરમ્યાન એક સવારે સર સ્ટેફર્ડ ક્રિપ્સ ગાંધીજીને મળવા સવારે ભંગી કોલોનિમાં ગયા. ત્યાં એન. એ. માં નોકરી કરી આવેલ એક સૈનિક ચોકીદાર ત્યાં પહેરો ભરતો હતો. તેને સર ક્રિપ્સે કહ્યું "ગુડ મોર્નિંગ" સ્વયંસેવકે જવાબ આપ્યો "નો ગુડ મોર્નિંગ સર આતો ઇન્ડિયા છે. માટે "જય હિંદ" સર સ્ટેફર્ડ ક્રિપ્સ ખૂબ હસી પડ્યા અને "જય હિંદ" કહી તે સૈનિક સાથે હસ્ત ધનૂન કર્યું.

• • •

ગયા મહાયુદ્ધ દરમ્યાન ઉત્તર આફ્રિકાની એક લડાઈ દરમ્યાન જમીનના એક ખાડામાં ઇટાલિયન સૈનિકને છૂપાયેલો જોઈ, ઈંગ્લિશ જનરલે કહ્યું, "બહાર નીકળ" સૈનિકે જવાબ આપ્યો, "સાહેબ, એ દર મેં પ્રથમ લીધો છે માટે મારો તે ઉપર હક છે !"

• • • •

મૅજીસ્ટ્રેટ—એક ડુક્કર માટે શા માટે ફાઈટ કરતા ? કોઈ બહાર એટલો નિકાલ ન થયો ?
આરોપી—સાહેબ, અમે મિજબાની કરતા હતા પણ પોલિસ વચ્ચે પડી !

• • • •

એક પુસ્તક વિષે ચર્ચા કરતા એક મિત્રે બીજાને કહ્યું, "તને સારાં પુસ્તકોની કદર કરતાં આવડતી નથી. તેં આ પુસ્તક વાંચ્યું નથી. શું શું સમજે ?" બીજાએ જવાબ આપ્યો, "તેથી શું ? મેં ઈંડું મૂક્યું નથી પણ ઈંડાના પૂડાની લહેજત હું જાણું, માટે હું જાણું !"

# સ્વરાજ—હવે શું ?

દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડત પૂરી કરી, ગાંધીજી ૧૯૧૪ માં હિંદ પાછા ફર્યા, ત્યારે મુંબઈ બંદરે તેમનો સત્કાર કરવા માટે સર ફિરોઝ મહેતાને નિમંત્રણ આપવામાં આવ્યું. સર ફિરોઝ મહેતાએ જણાવ્યું, "આફ્રિકામા આ માણસ બધું બાફી આવ્યો છે માટે તેને બંદર પર લેવા હું નહિ આવુ." દ. આફ્રિકાની સત્યાગ્રહની ચળવળ અને તેની સમાધાનીની શરતો જો કોઈ તટસ્થ ભાવે તપાસે, તો સર ફિરોઝ મહેતાનું કથન યથાર્થ છે એમ તેને માલુમ પડશે.

પહેલું વિશ્વયુદ્ધ જાગ્યું તિલક અને બીજા નેતાઓએ ઇંગ્લેન્ડને શરતી સહાય આપવા જણાવ્યું. પણ ઇંગ્લેન્ડ પતિ દુઃખમાં હોય ત્યારે સતી હિંદુસ્તાન કંઈ માગણી કરી મુંઝવણ ન ઊભી કરી શકે એમ કહી અહિંસાના આ પય-ગમ્બરે લડાઇમાં હોમવા "ભારતી" સૈનિકો રીક્રુટ કરવા મંડ્યા' અને આ સેવાના બદલામાં તેને મળ્યો રૉલેટ ઍક્ટ ! જીન્હા જેવા એક વખતના પ્રખર રાષ્ટ્રવાદી નેતા પાસે તેના કથનો માટે મુંબઇ સરકારની બબ્બે વાર માફી મંગાવી. જિન્હા આ ધર્મિષ્ટપણાથી કંટાળી કોંગ્રેસ છોડી ચાલી ગયા.

જે માણસને ઇતિહાસની ગતાગમ નહિ, તુર્કીને ખિલાફત જોઇએ છે કે નહિ તેની રજ પણ માહિતી નહિ, એવા ધર્માત્માના હાથમાં રાષ્ટ્રનું સુકાન સોંપાયું. એ ખોટા પાયા પર હિંદુ મુસ્લીમ ઐક્ય રચાયું. ખિલાફત માટે મોટા ફંડો ઉઘરાવવામાં આવ્યાં. હિંદુઓએ તેમાં છૂટા હાથે પૈસા ભર્યા. એ ફંડનો પાછળથી હિંદુ વિરુદ્ધ કેવો ઉપયોગ થયો તેની સર્વેને ખબર છે જ. બાર માસમાં જ સ્વરાજ આણી આપવાનો કિમિયો જાહેર કરવામાં આવ્યો ! ઊર્મિલ આર્ય સમાજીઓ આ જાદુમાં સપડાયા. હિંદુ



ર. પ. મ.

દાનવીરો આર્ય સમાજના બદલે કોંગ્રેસને દાન આપવા લાગ્યા. આમ હિંદુ સંસ્થાના પાયા નિર્બળ થયા. લૉર્ડ રીડીંગે તાત્કાલિક સંપૂર્ણ પ્રાંતિક સ્વરાજ આપવા જણાવ્યું પણ સર્વ નેતાઓની વિરુદ્ધ જઇ ગાંધીજીએ તે સ્વીકારવા ના પાડી. ૧૯૨૧ થી પ્રાંતિક સ્વરાજ ભોગવતા હોત તો પ્રજાઓનાં કેટલાં દુઃખ ટાળી શકાયાં હોત, પ્રજાએ સ્વરાજ શાસનમા કેટલી પ્રવીણતા સાધ્ય કરી હોત. વગર લડયે સંપૂર્ણ સ્વરાજ ક્યારનુ ય લઇ શક્યા હોત. આમ થાત તો કદાચ અહિંસાના પયગામ વિષેની જગતમાં આટલી પીપણી ન થાત. આમ સરળતાથી પ્રગતિ થાય તે કેમ પાલવે ! ગાંધીજીએ સત્યાગ્રહની ચળવળ શરૂ કરવાની નોટિસ આપી. ચોરી ચૌરાના તોફાનના કારણ હોય તે પાછી ખેંચી પીછેહઠ કરવામાં આવી. કોંગ્રેસની આક્રમણ નીતિ અટકી કે તરતજ સરકારે તેનો લોખંડી પંજો વીંઝ્યો. '૪૨માં બ્રિટિશ સરકાર સુસજ્જ દેશમાં ૧૦ લાખ ગોરું લશ્કર, વિમાન અને બોંબ ગોળા પુષ્કળ પ્રમાણમાં ખડકાયેલા અને મુસ્લિમોનો સહકાર નહિ, ત્યારે ગમે તે પરિણામો આવે તેની કશી પણ પરવા કર્યા વિના લડત ઉપાડનાર મહાત્માએ દેશના ઇતિહાસની ધન્ય ઘડી એળે ગુમાવી.

મોપલાઓના અઘોર અત્યાચાર હિંદનેતાઓએ વખોડી કાઢ્યા. પણ ગાંધીજીને એ વિષે કશું કહેવાનું ન હતું. મોપલાનાં અપકૃત્યો વખોડી કાઢનારા ઠરાવનું સ્વરૂપ પણ ગાંધીજીએ ફેરવી દીધું. કોઇએ મોંમાં આંગળાં ઘાલી મહાત્મા પાસે એ અનાચાર વિષે અભિપ્રાય માગ્યો, ત્યારે એ મહા પુરુષે કહ્યું, "મોપલા ધર્મવીર માફક લડયા". નિર્દોષ, નિરાધાર, નિઃશસ્ત્ર હિંદુ સ્ત્રી પુરુષો બાળકોને કાપવામાં આવ્યાં તે

શરણાગતિ!' દુશ્મનને દરેક કદમ પર સખત આપવાને બદલે હિંદુઓ પાસે નોકરી છોડાવી, શાળા કૉલેજો છોડાવી, ધારાસભાનો બહિષ્કાર કરાવ્યો અને હિંદુ વેપારીઓ પર મર્યાદા મૂકાઈ અને કાંતિ તેજ કૉંગ્રેસ સભ્ય બની શકે એવી શરતો મૂકી બુદ્ધિશાળીઓને કૉંગ્રેસમાંથી હાંકી કાઢવામાં આવ્યા. હિંદુઓ પાસે બબ્બે વાર દેશની વસ્તી ગણતરીનો બોયકૉટ કરાવ્યો, ત્યારે મુસ્લિમોએ પોતાની સંખ્યા ખરી ખોટી નોંધાવી. હમેશ હિંદુ હિત વિરોધ કરી મુસ્લિમ હિતને ફાયદો થાય એવી રીતે મહાત્માજી વર્તતા આવ્યા છે. વસ્તી ગણતરીના બહિષ્કારથી બ્રિટિશ રાજ હાલી ઊઠ્યું કે સ્વરાજ નજીક આવ્યું! મુસ્લિમોનું સંખ્યાબળ વધારે દેખાય તે સિવાય બીજું કશું પરિણામ એનાથી ન આવે એમ સર્વ કોઈ સમજી શકે.

પછી આવ્યું સાઇમન કમીશન. તેનો પણ બહિષ્કાર પુકારવામાં આવ્યો. '૪૭ના સ્વરાજના ખરડા કરતાં સાઇમન કમીશનની ભલામણો સારી હતી એવા સૂરો હવે ઊઠે છે. આપે તેટલું લઈ વધારા માટે લડત ચાલુ રાખવાની સારી નીતિ અખત્યાર કરવાના બદલે, ફરીથી '૩૦નો સત્યાગ્રહ શરૂ થયો. સામાન્ય જનતાના યુવાનોનાં ભણતર છોડાવવામાં આવ્યા, અને નેતાઓના દીકરા દીકરીઓ પરદેશમાં ભણવા લાગ્યાં. છોકરાઓ માને નહિ તો તેઓ શું કરે! જેઓ જાતના છોકરાંઓને સમજાવી ન શકે, તેમને બીજાઓના છોકરાં પાસે શાળા કૉલેજ છોડાવવા શું હક હતો! પણ એ દોષો કોઈને દેખાયા નહિ બાકી પરદેશી-બાપાની હોય તો વધે નહિ, તકલી કાંતે નહિ તે દેશદ્રોહી લેખાયા અને ચરખાનો હમ સર્વવ્યાપી બન્યો. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સનો બહિષ્કાર થયો. મનાવણીથી સમાધાન માટે પ્રયત્નો શરૂ થયા. આ વર્ષોમાં યુવાનોને ખુશ કરવાના આશયથી ફાંસીથી બચાવો કરનાર. ભગતસિંહને છોડાવવા માટે ગાંધીજીએ પ્રયત્નો કર્યાં પણ

નિઃશસ્ત્ર પર ગોળીબાર ન ચલાવનાર સૈનિકો દેશનિકાલ થયા હતા, તેના માટે કશું કરવામાં ન આવ્યું. સરકારી નોકરી છોડનાર સામાન્ય માણસોના પેન્શન માટે વાટાઘાટો કરવામાં આવી, પણ લડતમાં ગુમાવેલી જમીન પાછી મેળવવાની શરત કર્યા વિના સમાધાનની શરતો થઈ. કૉંગ્રેસને પદ૨ સભ્યો લઈ જવા માટે દા આપવામાં આવ્યો. જિન્હા અને પાર્ટી સામે કૉંગ્રેસે મુસ્લિમ સભ્યો લઈ જઈ જગતને જણાવવું જોઈતું હતું કે કૉંગ્રેસમાં સંખ્યાબંધ મુસ્લિમો છે. આ આગ્રહભરી સૂચના કોરે મૂકી કૉંગ્રેસના સરમુખત્યાર તરીકે મહાત્માજી ઇંગ્લેન્ડ ગયા અને મધ્યસ્થ ધારાસભામાં ૨૧ ટકા મુસ્લિમ પ્રતિનિધિત્વની—કૉંગ્રેસે આપેલા કરતાં માત્ર એકજ ટકો વધારાની માગણી સ્વીકારી નહિ અને હાથ ખંખેરી આવી પાછા ફરી પુનઃશ્ચ સરખા પુનમ બાકીમાં પડયા. કૉમ્યુનલ એવોર્ડ આવ્યો—તેનો સ્વીકાર કે અસ્વીકાર કરી દેશને સ્પષ્ટ દોરવણી આપવા બદલે કૉંગ્રેસે તે ન તો કબૂલ્યો કે ન તો અસ્વીકૃત રાખ્યો.' ૧૯૩૫નું ફેડરલ રાજબંધારણ ઘડાયેલી મુજબ તેનો સ્વીકાર થયો હોત તો દેશના ટુકડે ટુકડા ન ઊડત. મહામહેનતે પ્રાંતિક સરકારો સ્વીકારવામાં આવી પણ જ્યારે એવી સરકારોની દેશને મદદ જરૂર ત્યારે તેમની પાસે સત્તા છોડાવવામાં આવી.'

અને કૉંગ્રેસ રાજનીતિ ડામાડોળ થઈ ગઈ. ઘડીકમાં બ્રિટિશને બીન શરતે મદદ કરવી, તો ઘડીકમાં શરતી મદદ કરવી એવા નિર્ણયો થયા, અહિંસાનું ધ્યેય પણ કાગળ પર દોરવવામાં આવ્યું. યુદ્ધોત્તર કાળમાં હિંદને ગમે તેવું રાજબંધારણ અને યુદ્ધ દરમ્યાન મધ્યસ્થ સરકાર હિંદી સભ્યોની બને એવી મળતી સત્તાનો ઇન્કાર કરવામાં આવ્યો. ૧૯૩૭ સુધી સામાન્ય અનાદાર અગ્રેસોની વાતો કરના જિન્હા પૂરા મુસ્લિમ લીગવાદી બન્યા અને પાકીસ્તાનની પ્રવૃત્તિ જોરશોરથી શરૂ. સત્તા

સામનું સૌથી અનિષ્ટ પરિણામ એ આવ્યું કે લીગ મજબૂત બની—ખાસ કરીને સરહદના પ્રાંતમાં. "હિંદના ટુકડા પડે તે પહેલાં મારા શરીરના ટુકડા પડશે" એમ મહાત્માએ કહ્યું. પણ એક અઠવાડીયા પછી કહ્યું, "જો મુસ્લિમોને પાકિસ્તાન જોઈતું જ હોય તો તે જગતમા કોઈ એવી સત્તા નથી કે તેમને તેમ કરતાં રોકી શકે." સૌથી નવાઈ ભરી ઘટના તો હતી કે જિન્હા પાસે પાકિસ્તાનની સ્પષ્ટ વ્યાખ્યા મેળવ્યા વિના સમજૂતી માટે વારવાર વાટાઘાટો થઈ! અને મુસ્લિમપક્ષે મુસ્લિમ લીગે અને હિંદ પક્ષે બીન કોમી સંસ્થા કોંગ્રેસે ચર્ચા કરી

સર્વેને અનુકૂળ ઉત્તમ એવી ક્રિપ્સ યોજના રદ્દી કરાવવામાં આવી. ક્રિપ્સ યોજનામાં શું ન હતું? એમાં સંપૂર્ણ સ્વરાજ માટે ભાગલા હતી જ એવું રામ મનોહર લોહિયાએ પણ કહ્યું જ છે. તો તે સ્વીકારવામાં કેમ ન આવી? લોહિયા કહે છે કે આપે તે લે તો ઇંગ્લન્ડ જોડે સુલેહ કરવામાં આવે ત્યારે તેની 'શરમ રાખવી પડે, કપટ મારીને લઇએ તો કોઇ જાતની શરમ રાખવી ન રહે. જગત જાણે છે કે ઇંગ્લેન્ડે આજે ઘણાં પાપ કર્યાં છે. તેથી આજે તેનું વધારે વર્ચસ્વ રહ્યું છે. અને કપટ તો મારી ન શકાય! '૪૨ની ચળવળ સરકારે માત્ર એક માસમાં દાબી દીધી. લડાઈમા જોઈતી સઘળી મદદ સરકારે લીધી. કોંગ્રેસની પ્રવૃત્તિથી તેમાં રજ માત્ર પણ ઘટાડો ન થયો. માત્ર બીન લડાયક ગણાતી હિંદુ જાતિના છોકરાઓ સરકારી ખર્ચે લશ્કરી તાલીમ મેળવી શક્યા હોત, તે તક ગુમાવવામાં આવી. સ્વરાજ આવે ત્યારે લશ્કરની જરૂર નહિ ને? આજે કોંગ્રેસ નેતાઓ રાડ પાડે છે, હિંદુઓ પોલિસમાં જોડાતા નથી! સરકારી નોકરી છોડો એવો સત્તાવીસ વરસ સુધી તમે પોકાર કર્યો—પછી યુવાનોનો દોષ શા માટે કાઢો? ચરખો ફેરવવા માટે તમે જે ગુણ-ગાન ગાતા હતા તેવી ધગશથી તમે યુવાનોને પોલિસ અને લશ્કરમાં જોડાવા બોધ આપવા નીકળી કેમ પડતા નથી?

કેવળ પ્રદાન પણ છોડાયો. છતાં તેમાં મુસ્લીમોને પૂરું પાકિસ્તાન મળતું ન હતું ને? અમલના મુદ્દાઓ ચર્ચાયા ત્યારે મહાત્માએ મીઠા વેરાનો પ્રશ્ન છેડી સેક્રેટરીઓને હાંફતા લઈ તેની પાછળ ફેરવ્યા. કેબીનેટ મીશનની યોજનામાં અખંડ હિંદની ભાવના રહેલી હતી. આરંભમાં મહેનતે તેનો સર્વ પક્ષોએ સ્વીકાર કર્યો, પછી નેહરુએ વિના પૂછ્યે તેના પર સ્ટેટમેન્ટો કર્યાં. યોજનાનો સ્વીકાર કરવો અને આસામને જુદા રહેવા કોંગ્રેસ મદદ પણ કરવી' આથી જિન્હાને પૂરું પાકિસ્તાન માગવા તક સાંપડી અને છેવટે દેશના ટુકડે ટુકડા થયા. આઠ માસ પછી બ્રિટિશો અહીંથી સત્તા ત્યાગ કરી ચાલી જનાર હતા જ પણ મહાત્મા ગાંધીએ તેમને એકદમ ચાલી જવા અણછાજતી ઉતાવળ કરાવી. અહીં કોઈ જાતનું ઠેકાણું નહિ—લોકો પ્રથમ સ્થિરભાવ થયા ન હતા—ત્યારે ગભરાટમાં અંગ્રેજો ચાલી જતા હોય તેવી અઘટિત ઉતાવળે દેશને છિન્ન-ભિન્ન કરતા, અધવચમાં મૂકતા નીકળી ગયા.

કોંગ્રેસની ચળવળથી સ્વરાજ મળ્યું છે એ દલીલ તદ્દન બીન પાયાદાર છે. કોંગ્રેસની ચળવળ દર વખતે બ્રિટિશ સરકારે અલ્પ સમયમાં જ નિર્મૂળ કરી હતી. બ્રિટિશોને હિંદનો સદ્ભાવ કાયમ રાખી ભવિષ્યમાં તેની સાથે વેપારી સંબંધો જાળવી રાખવા છે તેથી તેમણે સત્તાનો ત્યાગ કર્યો છે. ઉપરાંત આઈ. એન. એ. ના બળવાથી તેમને ખાત્રી થઈ કે તેઓ હવે હિંદી લશ્કરમાં વધારે વખત વિશ્વાસ રાખી શકે એમ નથી, તેથી તેઓ 'સ્વરાજ' આપી જાય છે એમ નિશ્ચયપણે કહી શકાય. વળી જગતમાં પોતાની પ્રતિષ્ઠા જાળવવા પણ ઇંગ્લેન્ડે એ પગલું લીધું એમ કહી શકાય, પણ

અસહકારીઓ જેમાં આંટાફેરા મારી આવ્યા અને તેથી બ્રિટિશ શહેનશાહતના પાયા ડગમગી ગયા એવું કહેવું એ સત્યથી તદ્દન વેગળું છે.

મુસ્લીમ લીગ તો મુસ્લિમ સંસ્થા—તે મુસ્લિમ હિતો વિષે વાતો કરી શકે પણ આખા દેશનાં હિતો સંભાળવાનો દાવો કરતી કૉંગ્રેસ—જે મુખ્યત્વે હિંદુઓની જ બનેલી છે, તે હિંદુ હિતોની વાતો કરી ન શકે. તેમ કરવા જાય તો મુસ્લિમો તેના પર કોમીવાદી હોવાનો આરોપ મૂકે ! એ બાણથી ડરી જઇ અમારા આદર્શવાદી નેતાઓએ હિંદુ હિતો વિસારે મૂક્યાં. મુસ્લિમોને કાયમ નમતું આપતા રહી, તેમના પ્રત્યે વધુને વધુ ઉદાર રહી, તેની ઉદારતાથી મુસ્લિમો સંતોષ વ્યક્ત કરે અસંભવિત છે એમ નહિ પણ અશક્ય છે. મેમ્બર સેન હિન્દુને ચેતાવી શક્યા હતા ! ગાંધીજીએ અંગ્રેજોના ઉત્તમ પોલિસમેન તરીકે કામ કર્યું, હવે જિન્હાના એજ પોલીસ તરીકેનું કાર્ય તેમના પર આવી પડ્યું છે.

કોમી હત્યાકાંડોમાં હિંદુઓની કેવી કગ-ળી થાય તેનો બધાને ખ્યાલ છે. મુસ્લિમોને હથિયારો મળે, તેમને સંગઠિત કરવામાં આવે, અત્યાચારીઓ છૂટા ફરે, તેમના અનાચારોના પ્રત્યાઘાતરૂપે હિંદુઓ વીફર્યા ત્યારે તેમના પર હિંદ સરકારે કડકમાં કડક પગલાં લીધા, બ્રિટિશ તેમની અહીંની કારકીર્દિ દરમ્યાન મારવા ગોળી છોડવાના હુકમો કરી શક્યા ન હતા તે હુકમો અમારી સરકારે અમારા પર છોડ્યા ! પરિણામ શું આવ્યું ? પાકિસ્તાનમાંથી નાસી છૂટતા હિંદુઓની હજી જાતી તલાશ છે, રસ્તે જતાં મુસલમો તેમની પાસેથી બચ્ચાં મારેના દૂધના ટીન પણ છીનવી લે છે, બીજી માલમત્તા તો બિચારા લાવે જ ક્યાંથી ? પોતે અત્યાચારની શરૂઆત કરી છે છતાં પાકિસ્તાન સરકાર જાણે અમરાઇ ઊભી હોય તેમ સંસ્થા—ઓને અપીલ કરી હિંદને ભળે પડે છે, નહીં તો તે લડાઇની વાત કરી શકે છે, અને અમારા સાધુ નેતાઓ હિંદુઓએ કરેલી ભૂલો અપાવી, પાકિસ્તાનની ભૂલોનો ડરતાં ડરતાં ઉલ્લેખ કરે છે. બીજા વૃતપત્રો પર તરત પગલાં લેતી હમારી સરકાર હજી હિસ્સીથી નીકળતા ‘ડૉન’ ને કંઇ કરી શકતી નથી !

મહાત્મા ગાંધી અને બીજા સાધુચરિત નેતાઓ આદર્શ માનવીઓ છે. તો તેમનાં મંદિરો રચો પ્રતિમાઓ મૂકો, અમે પણ તેની પૂજા ભક્તિ કરીશું પણ એ સાધુતા આપણને રાજકીય વિષયોમાં ઉપયોગી નીવડી નથી તો તેમને કારભારમાંથી અળગા કરો. યુધિષ્ઠિરો તો રાજ ગુમાવેજ—માટે કૃષ્ણને નેતાગીરી લેવી પડી હતી. એ ઐતિહાસિક સત્ય વિસારે ન મૂકો. કોન્ફરન્સોમાં વાક્યે વાક્યે હિતાભરી ચર્ચા કરવાનો આ સમય નથી, કાગળો પર રચાતાં આદર્શ ગજ બખારણ વિના દેશને હમણાં લાગશે, આ શાંતિનો સમય નથી. લડીને પાકિસ્તાન લીધું અને લડીને હિંદુસ્તાન રાખ્યું એવા સૂરો ઉઠે છે. પાકિસ્તાનનો વડાએ ૧૫ મી ઑગષ્ટે કહ્યું હતું કે ‘પાકિસ્તાન તો અંતની શરૂઆત છે’’ પાકિસ્તાનના લશ્કરી વડાએ તેજ દિવસે લશ્કરને તૈયારી રાખવા સૂચના કરી હતી. વળી જિન્હાએ અગાઉ કહ્યું હતું કે “તમે ઉકે રાટમાં કહ્યું કરશો નહિ હું હુકમ આપીશ” “અપરિપક્વ કાળે ગેરજના ફળી જાય” સિંધ છોડી જતાં હિંદુઓને ફરી જિન્હાએ ત્યાં રહેવા ધીરજ આપી છે ! પાકીસ્તાનના વડાને ઉદ્દેશ્યા સત્તાવીસ વરસ ખૂશામત કરી તમે સંતોષી શક્યા નહિ તો તે જ નીતિ હવે સફળ થશે એમ માનવું એ નરી મૂર્ખતા છે. પાકિસ્તાન જોડે વિગ્રહ ટાળવો હોય તો એકજ ઉપાય છે, હિંદે લડાઇ માટે તૈયારી રાખવી, પાચમી કતારના માણસો ને અંકુશમાં રાખવા. હિંદ આમ તૈયાર રહેશે, તો પાકિસ્તાનના સત્તાધીશો લડાઇની વાત કરતાં બે વાર વિચાર કરશે. જો આમ ન કરવામાં આવે, તે આદર્શવાદી નેતાઓ હિંદનું નાવ ખરાબે ચઢાવશે. અમારી તો સૂચના છે કે

૧ હિંદના ડિફેન્સર તરીકે સરદારને

નીમો. સરદાર ડિરેક્ટર નીમાય એટલે વિગ્રહને તેડું મોકલવા જેવું છે એ માન્યતા ખોટી છે. પણ આપણી સામે ખડો થયેલો વિગ્રહ ટાળવો હોય તો પટેલને સરસુભેદાર બનાવો. અને ડૉ. આંબેડકર અને મુન્શીને તેના મદદનીશ બનાવો.

૨ કોંગ્રેસ હિંદુઓની બનેલી છે. માટે હિંદુ હિતોનું રક્ષણ કરવાની તેની પ્રાથમિક ફરજ છે એમ જાહેર કરે.

૩ આ દેશમાં બીજા અનેક પક્ષો છે તેના પર અંકુશ મૂકો. હિંદુ મહાસભા સોશ્યાલિસ્ટ, કમ્યુનિસ્ટ એ પક્ષો દાબના તબક્કે આપણને ન પરવડે. હિંદમાંથી એક જ અવાજ નીકળવો જોઈએ.

૪ ફરજિયાત લશ્કરી કેળવણી દાખલ કરો.

૫ બીજા સુધારાઓ દાબ મોકૂફ રાખી પહેલાં દેશનું લશ્કરી સંગઠન કરો. પ્રાંતિક સરકારોની શક્તિઓ બીજે વેડફાઈ જવા ન દેતાં તે માત્ર આજ ધ્યેય પર સર્વ પ્રવૃત્તિ કેન્દ્રિત રાખે એવી સૂચના કરો.

૬ આદર્શવાદી ને અખંડવાદી નેતાઓને દૂર કરે. લશ્કરી તાલીમ વિરુદ્ધ વાતો કરતા નેતાઓ અને એવા વિચારો ફેલાવતાં છાપાં પર પ્રતિબંધ મૂકો.

૭ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પર ધ્યાન રાખો. ઇંગ્લેન્ડ જો પાકિસ્તાનનેજ પપાળતું હોય, તો અમેરિકાનો સદ્ભાવ મેળવો. ઇંગ્લંડ અમેરિકામાં વિખવાદ ન જ પડે એમ માની જ લેવું એ ખોટું છે. વળી જગતમાં એ બેજ મહારાષ્ટ્રો છે એવું નથી.

૮ આજ પર્યંત જુદી પ્રજા હોવાનો દાવો કરતા અહીંના મુસ્લિમો હવે હિંદને વફાદાર બની રહ્યા એમ માનવું કઠિન છે. માટે તેમને અહીં પરદેશી તરીકે ગણો. **તેમને અહીં સંપૂર્ણ રક્ષણ આપવું, જરા પણ કનડગત થવા ન દેવી.** તેમનાં વૃત્તપત્રો હિંદને વફાદાર રહે છે કે નહિ તે સતત કાળજી રાખી જોતા રહો. તેઓએ ફૂલેથી પુકાર કરવું જોઈએ કે તેઓ હિંદને વફાદાર છે. અહીંનાં મુસ્લિમોએ સભા ભરી પાકિસ્તાન સરકારની ભૂલો વખોડવી જોઈએ. **અમને કોમીવાદ બીલકુલ પસંદ નથી પણ અહીં પાંચમી કતાર સબળ ન બને તે માટે ઉપાયો લેવા જ રહે.** માટે અમે કહીએ છીએ કે મુસ્લિમોને અહીં સંપૂર્ણ રક્ષણ આપવું પણ પૂર્વ પંજાબમાંથી હથિયારો લઈ મુસ્લિમ પોલિસો પશ્ચિમમાં નાસી જવા તત્પર થયા હતાના સમાચાર આવ્યા છે. એવી તક હિંદ વિરોધીઓને મળવી ન જોઈએ.

૯ કરાંચી, પશ્ચિમ પંજાબ, જૂનાગઢ, હૈદ્રાબાદ વગેરે સ્થળે હિંદમાંથી નિરીક્ષકોની કમિટિ મોકલી હિંદુ હિત પર દેખરેખ રાખવા તેમને ત્યાં રાખો. આજે તો આ સ્થળોએ હિંદુઓને જે કનડગત થાય છે તે અવર્ણનીય છે કૃપલાની જતિ આવી રહે એનો અર્થ નથી. જ્યાં હિંદુઓને અન્યાય થતા હોય, ત્યાં હિંદી સરકાર તરફથી દેખરેખ રાખવા માણસો રાખો. પાકિસ્તાનમાં પડેલા હિંદુ માટે કોઈને કાળજી નથી

શાંતિની વાતોથી વિગ્રહ ટળી ન શકે, પણ વિગ્રહ માટે તૈયાર હઈશું તો વિગ્રહમાંથી બને સરસાઈથી ઊગરી શકશું. હિંદ કદી આક્રમણકારક રાજનીતિ અખત્યાર ન કરે એની અમારી સંપૂર્ણ ખાત્રી છે. રક્ષણ માટે તૈયારી રાખવી જરૂરી છે નહિતર વગર શ્રમે સહેલાઈથી લીધેલું સ્વરાજ ગુમાવી બેસીશું.

# પ્રત્યુત્તર

વાસુદેવ યશવંત કોલ્હટકર

શ્રી. મહેતાના આખા લેખનો આ પ્રત્યુત્તર નથી, પણ એમાં રહેલા મોટા વિચાર દોષોનો ઉલ્લેખ માત્ર જ કરીશ. રાજકારણમાં વ્યક્તિગત મહત્વ ઘણું હોય છે એ હું જાણું છું, પણ રાજકારણમાં આગેવાનોએ ચર્ચા માત્ર જ કરવાની હોતી નથી, પરંતુ તેમને કાર્ય સાધના કરવાની હોય છે. મહાત્માજી જ્યારે હિંદના રાજકીય ક્ષિતિજ પર ચમક્યા, ત્યારથી અખિલ દેશની જનતામાં સ્વાતંત્ર્યની ભાવના જાગૃત થઈ. એ પણ સ્વીકારવું રહે છે કે માત્ર મહાત્માની પ્રવૃતિથી જ આ સઘળું બન્યું એમ નથી, પણ આપણે ભૂલવું ન જોઈએ કે મહાત્મા સિવાય બીજો કોઈ નેતા આગેવાની લેવા તૈયાર ન હોતો. મહાત્માની રાજનીતિના દાવપેચો યોગ્ય હતા કે નહિ, તે જોવાનો હવે અર્થ નથી, પણ સ્વાતંત્ર્ય સંબંધી તેમની પ્રવૃત્તિ દેશને કેટલી આગળ લઈ ગઈ તે તપાસવું જોઈએ. રાજકીય ચળવળ જેમ જનતાના મોટા સમૂહને સ્પર્શે, તેમ સ્વાતંત્ર્ય વધારે નજીક આવે છે. ૧૯૨૦ અગાઉની પચ્ચીસી અને ત્યાર પછીની પા સદીના કાળો તપાસીશું તો પાછળના સમયમાં સ્વરાજ પ્રગતિ કેવી વેગવતી બની હતી તે સ્પષ્ટ જોઈ શકાશે અને તેનું શ્રેય મહાત્માને છે એમ સર્વેને સ્વીકારવું રહે છે. તેમજ આપણે યાદ રાખવું જોઈએ કે મહાત્માની પ્રવૃત્તિ લોકોની સહાયને લઈને જ આગળ વધી છે અને જે કોઈ દોષો થયા હોય તેની માટે આપણે જવાબદાર છીએ, નહિ કે મહાત્મા.

શ્રી. મહેતા કોમવાદી નથી એવું જણાવે છે, જ્યાં કોમે હિંદુઓનું રક્ષણ કરવું જોઈએ એમ પણ કહે છે, મુસ્લિમો જ હિંદુઓ પર આક્રમણ કરે છે, એમ શ્રી મહેતા માને છે તે તદ્દન ખરું નથી. બંને પક્ષના ગુંડાઓ, જમીનદારો, કાળા બજારીઆઓ, પોલિસ, બ્રિટિશ અધિકારીઓ, મુસ્લિમ નેશનલ ગાર્ડ્ઝ, રાષ્ટ્રીય સંઘ સ્વયંસેવકો અને સંસ્થાનોના અધિકારીઓ જનતાની કતલ માટે જવાબદાર છે એ સર્વેની વિરુદ્ધ આપણે સંગઠન કરવું જોઈએ. સરદાર પટેલના પ્રતિગામી ધોરણને લઈને મધ્યસ્થ સરકારમાં એકવાક્યતા જણાતી નથી. સરદાર આજે ડેપ્યુટિ પ્રાઈમ મિનિસ્ટર છે, અને કેબિનેટમાં તેનું જ વર્ચસ્વ છે. જ્યાં સુધી એ વસ્તુસ્થિતિ રહેશે ત્યાં સુધી જાતિય ઝઘડાઓનો અંત આવશે નહિ. દેશની શાંતિ જાળવવા હિંદુસ્તાન અને પાકિસ્તાનમાંથી બ્રિટિશ અમલદારોને બરતરફ કરવા જોઈએ. તેમજ મુસ્લિમ ગાર્ડ્ઝ અને રાષ્ટ્રીયસંઘ સ્વયંસેવકોને નિઃશસ્ત્ર કરવા જોઈએ, બંને પક્ષના ગુંડાઓને અટકમાં લેવા જોઈએ, હૈદ્રાબાદ અને માઇસોરમાં સ્વાતંત્ર્ય માટે જોરથી ચળવળ ચાલે છે, એટલે ત્યાં કોમીવાદ દબાઈ ગયેલ છે કાશ્મીરમાં પણ એજ પરિસ્થિતિ પ્રવર્તે છે. બંગાળના કિસાનો, મજૂરો, વિદ્યાર્થીઓ અને સમાજવાદીના સક્રિય સહકારને લઈને ત્યાં શાંતિ જળવાઈ રહી છે. કોમી ઝઘડા ટાળવા માટે મજૂરજનતા અને કામદારોમાં એકતા સ્થાપવી જોઈએ. એનાથી એકી વખતે બે વાત સાધી શકાશે. એક તો કોમી ઝઘડા ટળશે અને આમ જનતાનું જેમાં મોટું હિત છે તે સરકાર વિચારતી થશે. આવી એકતા સ્થાપી સરકાર પર દબાણ કરી શકાશે.

પાકિસ્તાન અને હિંદુસ્તાન વચ્ચે દશ પંદર વરસ સુધી યુદ્ધ થશે નહિ અને યુદ્ધ થશે એ વિચાર કરવો એ મૂર્ખતા છે. પણ દાવ એવો છે કે જનતાની તાત્કાલિક જરૂરિયાતો ઉપર કોઈ ધ્યાન આપતું નથી, તેથી મુખ્ય જરૂર તો એ છે કે આ સર્વ આપણે સમજીને જલ્દી સરકારના પ્રતિગામી ધોરણ અંકુશમાં રાખવા પ્રયાસો કરવા જોઈએ.

આ દૃષ્ટિએ આપણે મહાત્માજીના જીવન કાર્યનો ખ્યાલ કરીએ, તો હિંદીઓને હિંદ પ્રેમી બનાવવામાં સાચા સ્વદેશ ભક્ત બનાવવામાં અને પતિત પ્રજાને સામ્રાજ્ય સત્તાનો સામનો નજીવી શક્તિ છતાં કરવામાં પ્રયત્નથી પગલાં ભરતાં શિખવાડવામાં મહાત્માજીએ જે દોરવણી આપી તે ખરેખર અદ્ભુત છે. સૂતરને તાતણે સ્વરાજ મળશે એ સૂત્ર પર હસનાર લોકો આજે સ્વરાજની મોજ માણી રહ્યા છે લોકોની હાસ્ય મજાકને વશ થઈ જો તેમનું હૃદય બેસી ગયું હોત—સામાન્ય માણસ માફક તેમને પોતાના સિદ્ધાંતો—પોતાના ખ્યાલો છોડી દીધા હોત તો આજે હિંદને સ્વરાજ મળ્યું હોત કે કેમ તેની શંકા છે. પ્રજાનો ઉત્કર્ષ અને ઉદ્ધાર જરૂર થાય છે. પણ તે ઉદ્ધારક વિના નથી થતો—અને આવો એક ઉદ્ધારક પાક્યો હોય તો તે મહાત્મા ગાંધીજી સિવાય બીજો નથી એમ તો મિ. મહેતાને સ્વીકારવું પડશે. પછી ભલે મહાત્માજીના કેટલાક ખ્યાલો કેટલાક પગલાં તેમને પસંદ નહીં પડયા હોય. ભલે મહાત્માના કેટલાંક કાર્યોના પરિણામો તેમને અણગમતાં હોય. સમસ્ત હિંદ સમગ્રરીતે તેમની રાહબરી નીચે એકત્ર અને બળવાન બન્યું છે.

મહાત્માજી વહેવારુ નથી, એમ રા. મહેતા જણાવે છે. વહેવારની દૃષ્ટિ માણસના સ્વભાવ ને અનુસરે છે. જગતના વહેવારીઓ મહાત્માજીમાં આગળ પડતું સંતપણું દેખે છે. તેમણે મુસ્લીમોને અપનાવ્યા તે તેમને નહી ગમતું હોય. હજુ પણ તેઓ મુસ્લિમોની બિરાદરી છોડતા નથી એ વાત તેમને સાલે છે, પણ જે સ્વભાવમાં સંતપણું છે તે સ્વભાવને મહાત્માજીના આ બધા ખ્યાલો જરૂર પસંદ પડતા હશે.

મી. જીન્નાએ એમનું ન સાંભળ્યું. મી. જીન્નાને મહાત્માજી સુધારી ન શક્યા. મી. જીન્નાની આડાઈ છતાં મહાત્માજીએ મી. જીન્નાને મળવાનું તેમની સાથે વાત કરવાનું ચાલુ રાખ્યું આ બધા માટે રા. મહેતાને રોષ છે. પણ આવા એમના ખ્યાલોને લીધે તો જગતના બધાજ મહાન પુરુષો તેમને મન નાલાયકજ ગણાય. મહમદ, ઇસુ, મોઝીઝ અને દરેક પ્રજાના દરેક મહાન પુરુષોએ જગતને સુધારવામાં ક્યા લાતો નથી ખાધી અગર ક્યાં આત્મ બલિદાન નથી દીધા અને આ લાતો અને બલિદાનમાં લોકો તેમને માટે તેમની વિચાર અને કાર્ય શક્તિ માટે ખોટો ખ્યાલ બાંધે અગર તેમને નિંદે પણ ખરા—પણ આ ખોટા ખ્યાલ અને નિંદાની તેમણે ક્યાં પરવા પણ કરી છે જગતને દોરવણી આપતાં પોતાના ખ્યાલોની સત્યતામાં માની તે ખાતર ખપી જવું. એજ મહાન પુરુષોનું લક્ષણ છે અને એવા લક્ષણ મહાત્માજીમા છે કે નહી તેજ દૃષ્ટિએ આપણે મહાત્માજીનો ખ્યાલ કરવો રહ્યો.

હજારો દાખલા આપી શકાય, હજારો રીતે મહાત્માજીએ હિંદને આપેલી પ્રેરણા મારા જેવો તેમનો ભક્ત વિસ્તૃતપણે વર્ણવી શકે અને તેટલા પૂરતો આ લેખ લાંબો પણ થાય પણ તેમ ન કરતાં નીચેની હકીકતો આપણે વિચારી વિરમીએ તો ઠીક થશે.

૧ મહાત્માજીના કાર્યો હિંદ અને હિંદ બહારના ઉત્તમ વિચારકોએ અપનાવ્યાં છે.

૨ હિંદનો પતિત માનવ સમૂહ ઘણો ઉંચો આવ્યો છે અને સ્વરાજની લડતમા કેટલાક ફના થતાં શીખ્યા. કેટલાકે ઉત્તમ સન્યસ્તાવસ્થા સેવી, અને સ્વરાજ અને સ્વતંત્રતા, આપણા પોતાના સંજોગોમાં કેમ મેળવવું અને કેમ સાચવવું તે તો આપણે વિચાર કરતા શીખ્યા છીએ.

૩ હિંદુ મુસલમાનનો પ્રશ્ન તો વિકટ છે અને અને હજી વિકટ રહેવાનો છે અને જ્યાં હવે તો મુસલમાનોને તલવારની અણીએ પાકીસ્તાન લેવા—અને રા. મહેતા જણાવે તેમ હિંદુસ્તાન લેવાનો માનો કે ઉમળકો હતો તે હવે પૂરો થવા આવ્યો છે, કદાચ ઓસરશે. હવે મી. જીન્નાનો

# ગાંધીજી

લીલાબહેન મહેતા

કોઈએ એકવાર ભૂલાભાઈ દેસાઈને પૂછ્યું, "ગાંધીજીનો કયો ગુણ તમને બહુ ગમે છે?" ભૂલાભાઈએ જવાબ આપ્યો, "હિંમત" એક બીજા ભાઈએ એકવાર કહ્યું, "ગાંધીજીની ઇચ્છાશક્તિ અદ્ભુત છે. ધારે તે કામ પાર પાડે જ." મને લાગે છે કે જે લોકો જે રીતે ગાંધીજીને જુએ છે, તેમને તે તેવા દેખાય છે. ધર્મિષ્ઠને તે ધર્મિષ્ઠ, મુત્સદ્દીને તે મુત્સદ્દી, સુધારકને સુધારક, ઢોંગીને ઢોંગી, પ્રપંચીને તે પ્રપંચી જણાય છે. ભગવાન કૃષ્ણે કહ્યું છે ને "મને જે રીતે તમે ભજશો તેને હું તેવો દેખાઈશ." ગાંધીજી પણ ઈશ્વરના અવતાર. તેમને જે રીતે જુઓ તેવા તે દેખાય. માણસ સારો છે કે નબળો છે, તે આપણે જાણવું હોય તો આપણે તેને ગાંધીજી વિષે અભિપ્રાય પૂછવો. તેના જવાબ પરથી તે સારો છે કે કેવો છે તે તરત સમજી શકીશું.

ગાંધીજી મહાત્મા છે કે નહિ એ વિષે કોઈને જરા પણ શંકા હોય તો તેને હું એક જ વાત કહીશ. ગાંધીજી ગોળમેજી પરિષદ વખતે વિલાયત ગયા. ૧૯૧૪–૧૮ની જાગતિક લડાઈના મુખ્ય સંચાલક લૉઈડ જ્યોર્જે ગાંધીજીને આગ્રહપૂર્વક ઘેર મળવા બોલાવ્યા. લાખો માણસને યુદ્ધમાં હોમનાર જડવાદી લૉઈડ જ્યોર્જે કેટલાક વર્ષો પછી એક પત્રકારને વાત કરી, "મહાત્મા ગાંધીજી મારે ત્યાં જે દિવસે આવ્યા, તે દિવસે એક ધોળી બિલાડી દેખાઈ. પછી તે દેખાઈ નહિ પણ બે વરસ પછી મીરાંબેન-મીસ સ્લેડ ગાંધીજીના શિષ્યા આવ્યાં તે દિવસે તે બિલાડી ફરીથી દેખાઈ. પછી તે કદી દેખાઈ નથી." મહાત્મા ગાંધીજીની હાજરીથી આવો જડવાદી માણસ પણ અલૌકિક વિચાર કરતો થાય એ ગાંધીજીની કેવી પ્રતિભા!

ગાંધીજીની લડતને સ્વરાજ મળ્યું છે એમ હું માનું છું પણ પણ કોઈ વાદ કરે તો તેનો જવાબ આપવા માટે મગજ નથી. પણ એટલું તો હું નિશ્ચયપૂર્વક કહી શકું કે તેમણે આપણને ધૂળમાંથી માણસ કર્યા. અમલદાર કે અંગ્રેજોને જોતાં જ હિંદીઓ પગે પડતા, તેમને તેમણે ઊંચું માથું રાખી ચાલતા કર્યા. હૅટ જોઈ સલામ ભરવા મંડી જતા હિંદીઓને ગાંધીજીએ સમજ પાડી કે એ હૅટવાળાની કિંમત માત્ર ચૌદ આના જ છે. કોલર, નેકટાઈ, બૂટ, વગેરેની દાંભિકતા તેમણે નષ્ટ કરી. સાદું પહેરણ અને બે આનાની ટોપી આજે શહેનશાહની જોડે વાત કરી શકે છે. જીવનમાં ગાંધીજી સાદાઈ લાવ્યા એ એમની મોટી કાર્યસિદ્ધિ ગણાય.

ગાંધીજીની મહત્તા સામે શંકા ઉઠાવનારને હું આઈન્સ્ટાઈનનો અભિપ્રાય જણાવું. આજના જગતનો કદાચ સૌથી બુદ્ધિશાળી માણસ એ ડૉક્ટર કહે છે — કે "મહાત્મા ગાંધીજી જેવા માણસ જગત પર છે એ સૌથી અદ્ભુત ઘટના છે," એ મહાન વિજ્ઞાની કરતાં તમારામાં વધારે અક્કલ હોય તો તમો એ મતથી જુદા પડી શકો.

"ગાંધીજીએ સત્યની સાધના કરી છે અહિંસાનું આચરણ કર્યું છે, બ્રહ્મચર્યનું પાલન કર્યું છે, ભગવાનની ભક્તિ કરી છે, હરિજનોનું હિત સાધ્યું છે, દરિદ્ર નારાયણની પૂજા કરી છે, સ્વરાજ્ય માટે યુદ્ધ કર્યું છે, ખાદીઉદ્યોગને અપનાવ્યો છે, હિંદુ–મુસ્લિમ એકતા માટે અવિશ્રાંત અને અવર્ણનીય પ્રયત્ન કર્યો છે, નૈસર્ગિક ચિકિત્સાના પ્રયોગો કર્યા છે, ગોવંશના ઉદ્ધારની યોજના કરી છે, સ્વાસ્થ્ય અને અધ્યાત્મની દૃષ્ટિએ ખોરાક વિષે શોધખોળ કરી છે. આ બધી વસ્તુઓ ગાંધીજીનું અંગ બની ગઈ છે. આ બધી વસ્તુઓનું એકીકરણ જેમાં સમાપ્ત થાય છે એ ગાંધી છે."

જે ભારત દેશે જગતને ભગવાન કૃષ્ણ આપ્યા, ભગવાન બુદ્ધ આપ્યા, તેજ દેશે જગતને ભગવાન ગાંધી આપ્યા. દિવસો જશે તેમ તેમ ગાંધીજીની મહત્તા વધતી જશે. એ પ્રેમભરની મૂર્તિઓ ઘડાશે, મંદિરો સ્થપાશે. આપણું અહોભાગ્ય કે આપણે એ ધર્માવતારના દર્શન પામ્યાં. નિર્દય હત્યારાની ગોળીમાં કરુણાની મૂર્તિ સમા વિરમ્યા એ મહાત્મા પણ હવે.

# આંતરરાષ્ટ્રીય રાજકારણ

★

વા. ય કોલ્હટકર

આજ કાલ ઈંગ્લન્ડના મજૂર પક્ષમાં વર્તમાન આર્થિક સંકટ બાબત ઘણા મતભેદો ઉત્પન્ન થયા છે. વિશેષત, મંત્રી મંડળમાં બે બનાવ તીવ્રતર બનવાથી બે ત્રણ દિવસ પર તેની પુનર્રચના કરવી પડી છે, ડાબેરવાદીઓને મુખ્ય જગ્યા ઉપરથી કમી કરી મંત્રી મંડળ વધારે મજબુત કરવામાં આવ્યું છે. એ ઉપરથી જણાય છે કે ઈંગ્લન્ડની પરદેશી રાજનીતિમાં કે દેશની નિયોજન બંધ આર્થિક અવસ્થામાં હાલ તરત કોઈ ફેરફાર ન થશે. બીજા દેશમાં રાખેલું અંગ્રેજી લશ્કર પાછુ બોલાવી લેવામાં આવશે નહિ દેશમાંના પોશાક અને બીજી વસ્તુઓની ઉત્પન્નના વધારા બાબત કોઈ નિશ્ચિત યોજના નિર્માણ કરવામા આવી નથી. ઉદ્યોગોનું રાષ્ટ્રીકરણ કરવા બાબત પણ હાલ ફેર પડે તેમ નથી. તો આર્થિક સંકટનું નિવારણ કેમ કરી શકાશે ! એક દરે જોતા હજુ પ્રતિગામી નીતિ ચાલુ રહી છે.

યુરોપ પર અમેરિકન સામ્રાજ્યશાહીનુ વર્ચસ્વ વધુ બળવાન બનાવવાનુ અમેરિકન કાવત્રુ યોજવામાં આવ્યુ છે. લોકશાહીને ખાતર આ અમેરિકન યોજનાનો પ્રતિકાર કરવા યુરોપના નવ દેશના કમ્યુનિસ્ટોએ ઐક્ય રચી એક નવી યોજના રચી છે. તેમાં ફ્રાન્સ અને ઈટાલિના કમ્યુનિસ્ટો પણ સામેલ થયેલા છે. આંતરરાષ્ટ્રીય કમ્યુનિસ્ટ સંઘનું આ પુનર્જીવન છે એમ પ્રતિગામીઓ કહે છે. વાસ્તવિક રીતે આગામી સંકટોના નિવારણાર્થે આવી સંઘટનાની જરૂર હતી તે અસ્તિત્વમાં આવી ગઈ છે એ ઉત્તમ થયું છે પણ આ સંગઠનથી પ્રતિગામી પક્ષના સભ્યોની છાતી ધડક ધડક થાય છે.

ઈન્ડોનેશિયા—દેખીતી રીતે ઈન્ડોનેશિયામાં લડત બંધ પડેલી લાગે છે પરંતુ સામ્રાજ્યવાદીઓનું આક્રમણ ચાલુજ છે. ડચ સેનાનાયક લશ્કરી દ્રષ્ટિએ તદ્દન નિરૂપયોગી છે એ પ્રસિદ્ધ છે. ઊલટું ત્રીસ જનતા માટેક ઈન્ડોનેશિયન લોકો ગેરિલા લડાઈમાં પ્રવીણ છે, તેથી આ યુદ્ધનું પરિણામ કેવું આવશે તે સહજ સમજી શકાશે. હજી અમેરિકા–ઈંગ્લેન્ડ ડચને મુક્તપણે લશ્કરી શસ્ત્ર સામાન આપે છે એની નૈસર્ગિક સંપત્તિના વિકાસ માટે અમેરિકન લોનની માગણી કરવામાં આવે છે. આ લોન માટે અમેરિકાને ફાયદો થાય એવી રીતે શરતો મૂકવામાં આવશે. આ લડાઈ ડચોને આર્થિક રીતે મોંઘી પડી છે. માટે ડચ સરકાર વિચારે છે કે ઈન્ડોનેશિયામાં ફોજ ઓછી કરવી પડશે. સામ્રાજ્યો કરજ પર ટકી શકે નહિ, તેથી તે ધનિકોના હાથમા જાય છે પણ વૈભવની આશાથી ડચો અમેરિકાના પગ ચાટે છે.

ચીન– ચીનની લડાઈ હવે કોમ્યુનિસ્ટ અને ચાંગ કાઈ શેક વચ્ચે રહી નથી. પણ અમેરિકન સામ્રાજ્યવાદીઓ ચીન ફોજનો ઉપયોગ કરી ચીનાઓ સામે લડે છે આ વિગ્રહ ચીની ફોજની હાનિ; જનતાનો ભૂખમરો અને અમેરિકન મૂડીના નાશ સિવાય બીજામાં પરિણમે શકે નહિ અમેરિકન માલના નિકાસ માટે ચીનમા જે બજાર મેળવવા અમેરિકા પ્રયાસ કરે છે તે તેને ન મળશે અને કમ્યુનિઝમનો નાશ કરવાની તેમની ઈચ્છા પૂરી પડશે નહિ. ગયા વરસ સવા વરસ દરમ્યાન ચાંગ કાઈ શેકના પાંચ લાખ સૈનિકો કમ્યુનિસ્ટમાં ભળી ગયા છે. એમાંની કેટલીક ટુકડીઓ ચીની સરકાર વિરૂદ્ધ લડે છે, એટલે તેઓ અમેરિકા સામે જ લડે છે એમ કહી શકાય. પ્રે. ટ્રુમેને જનરલ વેડમિયરને, અમેરિકન સ્વાર્થ કેવી રીતે સાધી શકાય અને ચીનને હવે ક્યાં સુધી મદદ કરી શકાય તે

તપાસવા ચીન મોકલ્યો હતો. તેના હેવાલ પ્રમાણે કોમિન્ટાંગ પક્ષની પુનર્ઘટના ચાલુ છે અને કોમ્યુનિસ્ટનો નાશ કરવા તેમણે નિશ્ચય જાહેર કર્યો છે. પણ આવા નિશ્ચયો ઘણી વાર કરવામાં આવ્યા હતા પણ તે સર્વે નિષ્ફળ ગયા હતા. ચીની કોમ્યુનિસ્ટો હજી હારનાર નથી.

જનરલ વેડમિયરનો હેવાલ પ્રસિદ્ધ થયા પછી ચીનના કમ્યુનિસ્ટ પક્ષે એક જાહેરનામુ કાઢી પોતાનુ અગાઉનુ ધોરણ ફેર્યું હતુ તેનો ખુલાસો કર્યો છે. ચીની રાષ્ટ્રને આર્થિક દેવાળુ કાઢવા-સમય નજીક આવી રહ્યો છે, આ પરિસ્થિતિ માટે ચાંગ કાઇ શેક જવાબદાર છે તે સ્પષ્ટપણે એમાં સમજાવવામાં આવ્યુ છે. અખિલ જનતા ચાંગ કાઇ શેકનો હવે વિરોધ કરે છે અને એ ઉઠતા વિરોધોનુ કમ્યુનિસ્ટ પક્ષ નેતૃત્વ લેશે એમ એમાં જણાવવામાં આવ્યુ છે અને એ ઘટના તત્કાળ બનશે એવુ આ જાહેરનામામાં આશ્વાસન આપવામાં આવ્યું છે. ચાંગ કાઇ શેકનુ રાજકારણ જડમૂળથી ઉખેડી લોકશાહી સ્થાપના કરવાનો આ આક્રમણનો હેતુ છે. ગયા માસની આખરે આ સાર્વત્રિક ભજેરા માટે શરૂઆત થઇ તેથી ચીની સરકારી સૈન્યમાં ગભરાટ પ્રેરાયો છે. મન્ચુરિયાનુ પાટનગર ચાન ચુન સંપૂર્ણપણે ઘેરાઇ ગયુ છે અને દક્ષિણમાં પૂક નૅનકિન અને હૅંગકો શહેરોને પણ ધોકો પહોચ્યો છે. નૅનકિન ચૅંગ કાઇ શેકની રાજધાની છે. પરિસ્થિતિ ગંભીર થવાથી તે આગળ ગયો છે અને પોતે જ હવે સૈન્યનુ નેતૃત્વ લેશે એવી વાતો ચાલે છે. આવતા વરસ દરમ્યાન ચૅંગના સૈન્યનો નિપાત થશે એ નક્કી છે.

ચૅંગના રાજકારણમાં લાંચરૂશ્વતખોરીનુ પ્રમાણ આસમાને ચડ્યું છે. અમેરિકન મદદ નિષ્ફળ જતી હોવાથી અમેરિકાની ચીન વિશેની આશા હવે નષ્ટપ્રાય થઇ છે. ભરવાયેલી અમેરિકન રાજનીતિથી ચૅંગ સરકારના માણસો હવે નિર્ભયપણે રશિયન રાજનીતિ તરફ વળશે એવી ધમકીઓ આપી રહ્યા છે. અમેરિકન મારવાડી દેવાળીયાને કેટલી મદદ કરે? આખરે ચૅંગની રાજ્યવ્યવસ્થા ક્રાંતિના પ્રચંડ મોજામાં સપડાઇ જશે. તેની જગ્યાએ પૂર્ણ લોકશાહી રાજકારણ પ્રસ્થાપિત થશે અને તે પણ આ નવુ વરસ પૂરું થયા અગાઉ જ.

ઇન્ડોનેશિયા —કેટલાએ ઠરાવો સલામત સમિતિએ કર્યા પરંતુ હજી સુધી કંઇ ફળ મેળવ્યો નથી, પરંતુ લોકોને ફસાવવાની જન્મભરની ટેવ અને અમેરિકાને સાનુકૂળ ઠરાવો કરાવવા લોકશાહીના બહાનો ઢોળ પ્રવૃત્તિ ચાલુ છે. યુનોમાંથી રશિયાએ નીકળી જવુ એવી સૂચનાઓ થાય છે. આ બાબત હજુ ચર્ચા ચાલનાર છે, એટલે આ તબક્કે તે વિષે કશુ લખી શકાય નહીં.

ઇરાન —રુસો પર્શિયન કરાર પ્રમાણે આ દેશના ઉત્તર ભાગના તેલના કૂવાઓ રશિયાને આપવા ઠરેલુ હતુ. આ માટે ઇરાનના મંત્રી મંડળની સમ્મતિ લેવાનુ નિર્માણ કરવામાં આવ્યું હતુ. પણ દરમ્યાન ઇરાન અમેરિકન સાહુકારી ફંદામાં ફસાયું. ઇરાનમાં લશ્કરી અને પોલિસ ખાતામાં અમેરિકન ઑફિસરો અમલ ચલાવવા લાગ્યા. તેજ પ્રમાણે ઇરાનના આર્થિક કારણ માટે અમેરિકન તજજ્ઞોની નીમણૂક થઇ છે. આર્થિક દૃષ્ટિએ ઇરાન અમેરિકન વર્ચસ્વ નીચે દબાયેલું હોવાથી, ઇરાન રશિયા જોડેનો કરેલો કરાર ભંગ કરવા તૈયાર થાય એમ અમેરિકા ખુલ્લી રીતે ઉશ્કેરણી કરે છે. ઇરાનનું સ્વાતંત્ર્ય રક્ષણ કરવા અમેરિકને જાહેર રીતે જણાવ્યું છે. આનો અર્થ એ કે ઇરાને રશિયા જોડે સહી કરી કરેલા કરારોનો ભંગ કરવો.

---

ટૅક્સ વિષે એક રમુજી વાત કોઇએ લખી કાઢી હતી. ક્રોસ ચૅંગ કહે છે કે 'હું નવો કર નાખીશ કે જે મારે ભરવો ન પડે.' લૉર્ડ નૉર્થે જવાબ આપ્યો, "પૈસા આપ્યાની રસીદ પર ટિકિટ ચોંટાડવાનો કર નાખો. એ કર તમારે કદી ભરવો ન પડે એમ છે."

# હિંદી રાજકારણ

વા. ય. ઢોલક્કર

હિંદુસ્તાનના રાજકારણમાં પંજાબના જાતિય વિગ્રહો અને નિર્વાસિતોનો પ્રશ્ન એ બે મહત્વના પ્રશ્નો ખડા થયા છે જાતિય વિગ્રહ તેની અંતિમ ટોચે પહોંચ્યો છે આખા જગતમાં જાતિય અંધતાને લઈને આવી મોટી મનુષ્ય હાનિ કદી થઈ નથી. દોઢ લાખ ઉપર મનુષ્યો માર્યાં ગયા છે. અને ૮૦-૯૦ કરોડ રૂપીયાની આર્થિક હાનિ થઈ છે. મરણના ભયથી વીસ લાખ ઉપર લોકોએ પોતાના ઘરો છોડી પોતાની જાતિના સંસ્થાનમાં ગયા છે. નિર્વાસિતોની સંખ્યા હજી વધે છે. હજારો વરસથી બાંધી રહેલાં ઘરો, તેમજ જમીન, જુમલા, ધંધો વ્યાપાર, આબરૂ અને ઇજ્જત સાચવવા એ સર્વનો ત્યાગ કરવો એના જેવું બીજું કશું ભયાનક નથી. સ્ત્રીઓ નગ્ન કરી તેના પ્રાણ લેવા, તેમના માતાપિતા સમક્ષ તેમને ઠાર કરવાં, અને આશ્રય માટે આવેલા લોકોને પોલિસ અને લશ્કરના હાથે ગોળીબાર કરાવવા, એવા હજારો અનાચાર બને છે

નિર્વાસિતોનો પ્રશ્ન નિરપરાધી લોકોની અમાનુષી કતલ એ કંઈ પંજાબની આજકાલનું પરિણામ નથી. પંજાબ અને સિંધ પ્રાંતમાંથી અસંખ્ય લોકો ઘરબાર છોડી જવાથી વેપાર ઉદ્યોગ ધંધા પૂર્ણપણે ખોરવાઈ ગયા છે. તૈયાર થયેલો પાક લણવા માટે માણસો મળતા નથી. કરાંચીમાં વહાણો ન આવવાથી પરદેશ સાથેનો વેપાર પણ બંધ પામ્યો છે. પાકિસ્તાનની આર્થિક પરિસ્થિતિ તદ્દન ખરાબ થઈ ગઈ છે એની સાથે બંને સરકાર સમક્ષ નિર્વાસિતોનો મોટો પ્રશ્ન ખડો થયો છે બંને પક્ષના નિર્વાસિતો સરખા ધંધાના હોતા નથી. પશ્ચિમમાંથી આવતા નિર્વાસિતો કારા-કૂનો, શિક્ષકો, વેપારીઓ અને કારખાનાવાળાઓ છે, પણ પૂર્વમાંથી જતા નિર્વાસિતો ખેડૂતો છે સંખ્યાની અદલાબદલી સરખી નથી. રહેવાના મકાનો પણ સરખી સંખ્યામાં નથી, આથી નિર્વાસિતોના પ્રશ્નનો ઉકેલ લાવવાનું કાર્ય વિકટ થઈ પડ્યું છે. વિના મૂલ્યે અન્ન અને કાપડ મર્યાદિત કાળ પર્યંત આપવું શક્ય હોય છે થોડા દિવસમાં જ તેમને વ્યવસાયમાં રોકી ઉપજિવિકાનાં સાધન પૂરાં પાડવા જોઈએ. નિર્વાસિતોના આગમનથી બંને રાજ્યના સ્થાયી રહેતા લોકો ઉપર વધારાનો બોજો પડયો છે અને અન્નનો પ્રશ્ન વધારે વિકટ થયો છે નિર્વાસિતો હજુ પુષ્કળ પ્રમાણમાં આવે છે. લોકની અદલા બદલી માટે હવે બંને સરકારો વિચાર કરે છે, પણ તેનો સંપૂર્ણ નિકાલ લાવતાં ઘણો સમય લાગશે અને તે દરમ્યાન તાત્કાલિક જરૂરિયાતોનો ઉકેલ લાવવો વધારે મુશ્કેલ બને છે કામધંધાની ચળવળમાં ભંગ પાડવા માટે નિર્વાસિતોનો ઉપયોગ કરવામાં આવશે.

વર્તમાન પત્ર ઉપરથી માલુમ પડે છે કે નેહરૂ સરકારે જાતિય હુલ્લડ વિરૂદ્ધ કડક ઉપાયો લીધા છે એ નિઃસંશય છે એ અમાનુષી હત્યાકાંડની કોણે પ્રથમ શરૂઆત કરી અને તેમાં જનતાનો કેટલો હિસ્સો છે તે આજની પરિસ્થિતિમાં સમજવું મુશ્કેલ છે. તોપણ ઉપલબ્ધ માહિતી ઉપરથી દેખીતા બનાવોનો ઉલ્લેખ કરીશું.

## આ દંગા માટે જવાબદાર કોણ?

હિંદુસ્તાનમાં નિરપરાધી લોકો પર છૂરીઓ ચલાવવાની પ્રથા મુસલમાન રાજકીય નેતાઓએ ઉદીપ્ત કરી એ વાત ખરી છે, તથા બીજા પક્ષના નેતાઓએ એનું જ અનુકરણ કર્યું અને જમાતોની આ વૃત્તિ તદ્દન બીક-ણતા અને નીચતા દર્શક છે અને છૂરી ચલાવ-નારાઓ ગમે તે પક્ષના હોય પણ તે જનતાના

ભયંકર શત્રુઓ છે. જેમને ઉપજીવિકાનું સાધન નથી અને વ્યક્તિનિષ્ટ સમાજમાં જેમને મારકાને વિશ્વાસઘાત કરી છેતર્યા સિવાય પેટ ભરતાં આવડતું નથી એવા ગુંડા-મારફતજ પ્રથમ હુમલાઓ શરૂ થાય છે. ગુંડાઓને હથિયાર અને પૈસા પૂરા પાડનાર ગુંડાઓનો એક ઉપલો થર છે દરેક તરેહથી પૈસા મેળવવા કરનારો, બીજાઓનાં રૂધિરથી પોતાની તૃષ્ણા શાંત કરનારો થર કારખાના-દાર, જમીનદાર, અને તેમના પૈસાના જોરથી રાજકારણમાં આગળ આવનારા માણસોનો બનેલો છે. આ ઉપરના અને નીચેના થરના ગુંડાઓના પરસ્પર સહકાર્યથી છરાબાજીને ઉત્તેજન મળે છે પ્રચલિત રાજકારણમા પોલિ-સદળ એ ગુંડાઓના ત્રીજો મોટો થર છે. કાયદા અને સુવ્યવસ્થાના બ્હાના હેઠળ ગરીબ જનતા પર અમાનુષી જૂલમ કરનાર આ ગુંડાઓ અગાઉ જણાવેલા બન્ને પંક્તિના ગુંડાઓ સાથે સંમેલ હોય છે. પોતાના ખિસ્સા તર કરવા માટે એવા સહકાર ની જરૂર રહે છે. આ ત્રણે પંક્તિના ગુંડાઓના સહકારથી પહેલી જાતના ગુંડાઓ મારફત મજૂર અને નિરપરાધી પર છરાબાજીના હુમલા શરૂ થાય છે. જાતીય રમખાણની આ પ્રથમાવસ્થા છે હત્યા કરનારો ગુંડો અને મરનાર નિરપરાધી મજૂર નાગરિક દગાનું પ્રથમ સ્વરૂપ છે પણ મરનાર માણસની જમાતમા આનું પ્રથમપ્રત્યાઘાતભિતિ રૂપે જન્મે છે આ ભીતિ સર્વસાધારણ જનતામા ઉત્પન્ન થાય છે ઉપર્યુક્ત જણાવેલા ગુંડાઓ તેને જાતિય દ્વેષ વધારવા માટે પ્રોત્સાહન આપે છે. ભિતિમાં દ્વેષ વધે છે અને આ દ્વેષના લીધે સામાન્ય જનતા પર છરી ચલાવનારા ગુંડાઓને સહાય મળે છે કાલા-ન્તરે દ્વેષનો ભડકો એટલો મોટો થાય છે કે સામાન્ય રીતે રહેનારી નિરપરાધી જનતા પ્રક્ષુબ્ધ થાય છે અને પ્રાથમિક સ્વરૂપનું પર્યવસાન સાર્વત્રિક છરાબારામારીમાં થાય છે. આથી આર્થિક કાર્યમાં ખલલ જેની થાય છે અને ગુંડાઓને સાર્વત્રિક ફાવટ થાય છે.

પંજાબનો હત્યાકાંડ અન્યત્ર થયેલા રમખાણોની ઘણા મોટા પ્રમાણની આવૃત્તિ છે. આ હત્યાકાંડ પ્રજ્વલિત કરનારા પ્રાથમિક ગુંડાઓ, શિખ, મુસલમાન, હિંદુ જમીનદાર અને કાળા બજારીઆઓ છે. મજૂરી કરી ખેતી કરનારાઓની વધતી જતી માગણીઓને જમીનદારો જાતિય રમખાણમાં પલટો આપે છે જમીનદારોને ટાર કર્મોથી, તેમની જમીન ખેતી ખેડનારાઓને આપી શકાય, કાળા બજારી-આઓ વિરૂદ્ધ જમાતના પ્રતિસ્પર્ધીઓનો નાશ કરી તેમનો ધંધો અને ઘરાક મેળવી શકે. બંગાળ દેશમા અત્યાચારોથી સંપત્તિ મેળવી શકાય છે, એમ જોતાં જ સામાન્ય માણસો પણ ગુંડા બને છે અને એકંદરે પ્રકારોનું પર્ય-વસાન મોટા હત્યાકાંડોમા થાય છે. ગઝનીય પાર્શ્વભૂમિનો લાભ ઉઠાવી પ્રાથમિક રમખાણ સ્વરૂપ સાર્વત્રિક રાજકીય દ્વેષમાં અને છરા-બાજીમા પરિણમે છે, પોલીસો એક બીજાને મદદ કરે છે, કારણ કે પોલીસો દંગા અને અરાજકતા માટે તૈયાર થયેલા હોય છે. તેમના સિવાય કાયદેસર તેઓ ધામધૂમ કરી શકતા નથી. સરકારે લશ્કરનો ઉપયોગ કર્યો તો પણ લશ્કરી જુવાન મનુષ્ય હોવાથી સાર્વત્રિક જાતિયદ્વેષની તેના પર પણ અસર થઇ અને પોલિસ, લશ્કર અને ગુંડાઓની સાણસીમાં ગરીબ જનતા સપડાઇ.

## સ્વાતંત્ર્યના દેખાવો

આ દુર્દૈવી દશામા સર્વ પ્રકારની અંદરથી સતત મદદ આપનાર પરકિય સરકાર અત્યાર સુધી અહિંયા હતી. ઘણા ખરાં હુલ્લડો આ સરકારની ઉશ્કેરણીથી થયાં હતાં અને આજે જો કે સ્વાતંત્ર્ય મળ્યાનો દેખાવ થાય છે જ્યાં લશ્કરી અમલદારો અદ્યાપિ પણ અંગ્રેજ હોવાથી આજે પણ પરકિય સત્તાજ અત્યારસુધી

તોફાનોનું મૂળ કારણ છે. પંજાબમાં ઘણી હત્યાઓ લશ્કર અને પોલિસ મારફત થયાની વિગતો ઘણા ખરા અખબારોમાં પ્રસિદ્ધ થઇ છે.

ઉત્તર હિંદુસ્થાનમાંના એકંદર હુલ્લડના પાર્શ્વ ભાગમાં એક વધારે ખટક છે.

કેટલાક દેશી રાજ્યોએ પોતપોતાનાં લશ્કરો અને પોલિસ મારફત લોકોને શસ્ત્રોનો પુરવઠો આપ્યો અને તેમને હુલ્લડમાં શામેલ થવા ઉશ્કેર્યાં. દેશી રાજ્યોની સ્વતંત્રતાની ચળવળનો આ પ્રમાણે પલટો આપી પોતાનો ફાયદો કરી લેનારા સત્તાધિશો ધર્મ રક્ષક અને દેશાભિમાનીમાં ગણાવવામાં આવે છે.

કોમી હુલ્લડોનું ખરૂં સ્વરૂપ ન સમજનાર જાતિય અંધતાથી ક્રૂર બનેલો એક મધ્યમ વર્ગ હવે ઉભો થયો છે. શ્રીમંત કાળા બજારીઆઓ અને જમીનદારોની પ્રત્યક્ષ આર્થિક મદદથી કોમી આગમાં ઘી રેડનાર વર્ગ દુર્દૈવથી કામદાર અને મધ્યમ વર્ગમાંથી ઉત્પન્ન થયો છે. જનતાના હિત વિરૂદ્ધ જનતાનો વિશ્વાસઘાત કરી શ્રીમંત અને [illegible] ગુંડાઓને ફાયદો કરી આપનાર આ મધ્યમ વર્ગમાં અકાલી, મુસ્લીમ હોમગાર્ડ્ઝ અને રાષ્ટ્રીય સ્વયંસેવક દળ ગણાવી શકાય.

નેહરૂ સરકારે મજબૂત રહી મોટા ઉત્સાહથી હુલ્લડો કાબુમાં લાવવા પ્રયત્ન કર્યો છે પણ તેમાં તેમને સંપૂર્ણ યશ પ્રાપ્ત થયો નથી. પણ પ્રમાણિક જનતાએ નેહરૂ સરકારને ટેકો આપવો જોઇએ. બ્રિટિશોનો હાથ આ હુલ્લડમાં છુપાયેલો છે. પંજાબ, વાયવ્ય સરહદ પ્રાંત, રશિયા સામે થનાર ભાવિ યુદ્ધમાં મહત્વના પ્રદેશો છે અને બ્રિટિશોને બંને સરકારોને લડાવીને પોતાની સેના ફેલાવવાની ઉંડી ઉંડી ઇચ્છા સમાયેલી છે. અમેરિકામાં પૂર્વના લશ્કરી સંરક્ષણનો પંજાબના હુલ્લડો સાથે સંબંધ જોડાતા લેખો લખાય રહ્યા છે. આ તમામ ઘટના આપણે ધ્યાનમાં રાખવી જોઇએ.

હિંદુ મહાસભા, રાષ્ટ્રીય સેવા સંઘ, અકાલી દળ, દેશી નરેન્દ્રો, બ્રિટિશ અમલદારો તમામ પ્રતિગામીઓ આજે બળવાન બની રહ્યા છે. નેહરૂ સરકારની મહદેશમાં ઓગસ્ટ સરકારની જે દશા કરવામાં આવી છે તેવી દશા કરીશું તેવા અવાજો ઉઠી રહ્યા છે. એકંદર ઘટના પ્રતિગામી પક્ષની સરસાઇ દર્શાવે છે અને બ્રિટિશ સામ્રાજ્યવાદીનો તેમને ટેકો છે. પ્રમાણિક જનતા જો વખતસર ચેતે નહિ તો પ્રતિગામીઓ દૃઢતર થશે.

વસ્તી ફેરબદલીથી આ પ્રશ્નનો ઉકેલ નહિ આવે. કોમી આગ વધુ પ્રજ્વલિત બનશે અને બંને સરકારો વચ્ચે વેર વધતું જશે અને તેનો ફાયદો ત્રીજો પક્ષ ઉઠાવી જશે. અત્યારે અંગ્રેજ અને અમેરિકનો પાકિસ્તાન તરફ અભિલાષા ભરી નજર નાખી રહ્યા છે. પાકિસ્તાનની અસહાયતાનો ફાયદો ઉઠાવી તેઓ કાયમના પગભર થવા માગે છે અને આપણી અને પાકિસ્તાનની આઝાદીને ભરખવા પરદેશી ગીધડાં તૈયાર છે.

# સમાલોચના

**પમળા: લે. શ્રી. ચુનીલાલ મડિયા કિ. રૂા. ૩–૦–૦ વિક્રેતા, સાહિત્ય મંદિર, કાલબાદેવી રોડ, મુંબઈ**

શ્રી. ચુનીલાલ મડિયાનું 'ઘૂઘવતાં પૂર' વાંચવામાં આવતાં અમને ખાત્રી થઈ હતી કે ગુજરાતી સાહિત્ય ક્ષિતિજ પર એક જ્વલંત સિતારાનો ઉદય થયો છે તેની વિશેષ સાબિતિ 'પમળા' વાંચવાથી મળી રહે છે. આ યુવાન લેખકના વિવિધ ક્ષેત્રના વિશાળ અનુભવો આપણને વિસ્મય પમાડે છે અને તેમનો ભાષા વૈભવ આપણને મુગ્ધ કરે છે. કેટલાંક પુસ્તકોમા રોજના પરિચિત દૃશ્યોના નિષ્કારણ આલેખાતાં વર્ણનોથી વાચકો સામાન્યતઃ કંટાળે છે, પરંતુ આ લેખક કોઈ પ્રતિભાશાળી ચિત્રકાર બેચાર પીંછી મારી ચિત્ર ખડું કરે છે, તેમ માત્ર અગત્યની બાબતોજ વાચકો રસક્ષતિ ન અનુભવે તેવી રીતે રજુ કરે છે. આ ચિત્રો માટે જરૂરી વિગતો પસંદ કરવાની તેમની કુનેહ અને બારીક અવલોકન શક્તિ આપણી પ્રશંસા માગી લે છે.

આ નવલિકાઓમાંની કેટલીકમાં ચેખોવની વાર્તાઓમાં જણાતા ઢબો દેખાય છે, તો બીજીમાં આનાતોલ ફ્રાન્સની કૃતિઓમાં માનસ શાસ્ત્રની દૃષ્ટિએ જોવામાં આવતા આઘાત પ્રત્યાઘાતોનું નિરૂપણ નિહાળવા મળે છે. કોઈ નવલિકા મોપાસાની માફક જાતિય પ્રશ્નો ચર્ચે છે, તો બીજીમાં જોઈસે આલેખેલાં પ્રાદેશિક ભાષા બોલતાં નીચલા થરના જેવા પાત્રો રજુ કરવામાં આવ્યા છે. ઓ. હેન્રિની નવલિકાની માફક કેટલીક વાર્તાઓનો મધ્યસ્થ હેતુ અંતિમ વાક્યે મળે છે. દા. ત, 'એનો અપરાધ' 'પરિતોષ' 'સવાર–સાંજ' આમ છતાં અમારે ભારપૂર્વક જણાવવું રહે છે કે, એ સર્વથી જૂદુ પડતુ લેખકનુ વ્યક્તિત્વ તદ્દન સ્પષ્ટ છે. એમણે કોઈનું અનુકરણ કરવા પ્રયાસ કર્યો નથી.

×

'પમળા' અગિયાર વરસ સુધી તેના નિકટતમ સાથીની મોટી ખામી વર્તાઈ ન શકે તે આજના જમાનામાં અશક્ય છે. પુસ્તકનું અભિધાન પ્રાપ્ત કરવા જેવી આ નવલિકા બની નથી. 'ભગચટાં વખ' કે 'ભેરવ બોલી' નામ અપાયું હોત તો ઠીક થાત. 'ભગચટાં વખ' ગુજરાતી નવલિકાઓમાં તદ્દન નિરાળી પડતી પ્રતિભાયુક્ત વાર્તા છે. પરંતુ આ સંગ્રહની સર્વોત્તમ નવલિકા તો 'ઘણખૂટ' છે. ઉત્તમ વાર્તાના નમૂના તરીકે મોપાસાની 'નેકલેસ' વિદ્વાનો આપણી સમક્ષ ધરે છે. કલાવિધાનની દૃષ્ટિએ 'ઘણખૂટ' એક ઉત્તમ નવલિકા બની છે. અમને દોષ કાઢવા (prudey) થવું રૂચિકર નથી પણ આ વાર્તા ન લખાઈ હોત તો ઠીક થાત એમ અમને લાગે છે. જાતિય પ્રશ્નો રજુ કરવામાં પણ અમુક સંયમ જાળવવો જરૂરી છે. જગતમાં અધમ પાપીઓ હોય છે એ ખરૂં છે પણ એ સાથે ભૂલવું ન જોઈએ કે જગતમાં અતિ નિર્દોષો પણ હોય. 'તઉલા ધીજે પૂતર' માં કેટલાક કાઠિયાવાડી પ્રાદેશિક શબ્દો વપરાયા છે, તેના અર્થો આપવામાં આવ્યા હોત તો ઠીક થાત.

શ્રી મડિયાનાં પુસ્તકો ગુજરાતી સાહિત્યની વેગવતી બનેલી પ્રગતિનો સચોટ પુરાવો પૂરો પાડે છે.

**સ્વરાજ શિક્ષણ લે શ્રીમતી સોફિયા વાડિયા, અનુ શ્રી ચંદ્રશંકર શુક્લ પ્ર. મે. હમારા હિન્દોસ્તાં પ્રકાશન, રાજા બહાદુર હમામ સ્ટ્રીટ, મુંબઈ, ૧. કિં રૂ. ૧–૦–૦**

માયસોર વિશ્વવિદ્યાલયની વિદ્યા વિસ્તાર માળામાં શ્રીમતી સોફિયા વાડિયાએ આપેલાં ત્રણ વ્યાખ્યાનોનો શ્રી ચંદ્રશંકર શુક્લે કરેલો ગુજરાતી અનુવાદ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. લોકશાસન મંદિરનો પાયો

આત્મવાદના સિદ્ધાંત પર રચવામાં આવે, તો જગતમાંથી અ શાબૂધી અને વર્ગ વિગ્રહો ટળી શકશે, એ મંતવ્ય અહીં રજુ કરવામાં આવ્યું છે. સામાન્ય લોકો અને નેતાઓ આગમ જીવન ગાળે, તો દુનિયામાં શાંતિ અને સુરાજ પ્રવર્તે એ કથન હૃદયમાં સોંસર ઉતરી જાય તેવી રીતે સાદર કરવામાં આવ્યું છે. દિવસે દિવસે વધારે જડવાદી બનતા લોકોને શ્રીમતી વાડિયાએ સમયસરની ચેતવણી આપી છે.

તરુણીને બે બોલ. મૂ. લે. પિટર ક્રોપોટકિન, અનુ કુમુદિની દેસાઇ. પ્ર. ઉપર પ્રમાણે કિં. ૦–૮–૦ મજૂરણીઓનાં દુ ખો આવેશભરી શૈલીમાં અહીં રજુ કરવામાં આવ્યા છે. ભોગ-વિલાસમાં મ્હાલતા ધનિકોની સેવામાં કે પીડાઓની જ્વાળા ટાળવામાં યુવકોએ તેમનુ જીવન ગાળ-વુ એ પ્રશ્નની અહી છણાવટ કરવામાં આવી છે. પોતાનું જીવન ધ્યેય નક્કી કરવામાં યુવા-નોને આ પુસ્તક અવશ્ય સહાયરૂપ છે, થોડા અપવાદો બાદ કરીએ તો અનુવાદ સારો થયો છે એમ કહી શકાય.

બાલવિનોદમાળા ત્રીજો સેટ. સંપાદક શ્રી. નાગરદાસ પટેલ. કિં. રૂ. ૫—૧૨—૦ પ્ર. બાલ વિનોદ કાર્યાલય, ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨.

અમિજી પહેલીમાં ભણતી નવ વરસની બાળાના હાથમાં આ સેટ આવી પડતાં, તેણે તે દિવસે નિશાળે જવાનુ માંડવાળ કર્યું અને નિત્યનો વ્યવસાય કે વિનોદ કમ પડતો મૂકી આ સેટના પુસ્તકો વાંચવામા મશગુલ બની. તેણે થોડી સાંજે કહ્યુ કે એ સર્વ પુસ્તકો જોઇ ગઇ. એ ઉપલક દૃષ્ટિએ પુસ્તિકાઓ જોઇ ગઇ હશે એમ અમે માન્યું કારણ કે પાછળથી પણ તે અવર નવર એ પુસ્તકો વાંચતી જણાય છે. આ સેટમાં દેશની તેમજ પરદેશની લોકકથાઓ બાલરસિક શૈલિમાં રજુ કરવામાં આવી છે. રૂપરંગ અને પુષ્કળ ચિત્રોથી એ વધારે આકર્ષક બની છે. આ સેટની ૨૧ પુસ્તિકાઓ ૩૭૫ ચિત્ર સહિત ૭૫૦ પાનનું બાળકોને રસમય વાચન પૂરુ પાડે છે.

દાંત ઘણુ જીવો ! લે. ડૉ. કેખશરૂ દોરાબજી જીવા. પ્ર. મે. જીવા બ્રધર્સ, વાડી સ્ટ્રીટ, મહેસર, નવસારી ડૉ. જીવાએ દાંત અને તેની સંભાળ સંબંધી પોલીસીક ઉપર પુસ્તક પ્રગટ કર્યા છે. 'દાંત ઘણું જીવો'માં પ્રાચીન દંત વિદ્યા, પાન, બ્રશિંગ વિ. સંબંધી માહિતી આપવામાં આવી છે બાળકોને દાંત ઉગે ત્યારે કેવી સંભાળ રાખવી તે વિષે ઉપયોગી સૂચ-નાઓ આ પુસ્તકમાં છે. ઉપરાંત સહેલાઇથી ઘરે બનાવી શકાય એવા અનુભવ સિદ્ધ દંત મંજનોની ફોર્મ્યુલા પણ પ્રસિદ્ધ કરવામાં આવી છે. ડૉ. જીવા નિસ્વાર્થભાવે આરોગ્ય માટે જે પ્રચારકાર્ય કરે છે તેનો જાહેર જનતા વધુ ને વધુ લાભ લે એવી આશા.

કારખાનાના મેનેજરે એક મજૂર ને ઘણો ઠપકો આપ્યો, ત્યારે મજૂર કારખાનાની વ્યવસ્થામાં ખામી કાઢવા લાગ્યો મેનેજરે પૂછ્યું "તુ આ કારખાનાનો મેનેજર છે ?" મજૂરે ના પાડી "ત્યારે મૂરખ બકબક વાત ન કર."

# પૂર્ણા

॥ पूर्णा पूर्णजला समुद्रसरिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક ૨ ] નવેમ્બર, ૧૯૪૭ [ અંક ૪


## દેશદ્રોહીનું માથું સલામત ન રહે

પ્રજાઓના હક પર તરાપ મારનાર ઇંગ્લૅન્ડના ચાર્લ્સ પહેલા પાસેથી પીટીશન ઑફ રાઇટસ પર લોકનેતાઓએ સહી કરાવી જનતાના હક્કો કાગળ પર પ્રથમ સુરક્ષિત કર્યા. સ્વાતંત્ર્ય પ્રવૃત્તિના આ અગ્રેસરોમાં જ્હોન એલિયટ અને જ્હોન પીમ સાથે, રાજાને ૪૦ પૌંડ "ઉછીના" આપવાની ના પાડવા માટે જેલની સજા ભોગવી આવેલ વેન્ટવર્થ પણ હતો. પણ પાછળથી વેન્ટવર્થે રાજાની મહેરબાની મેળવી, પ્રજા પક્ષ ત્યાગી, સ્ટ્રેફર્ડનું અમીર પદ સંપાદન કરી, આયર્લૅન્ડના ગવર્નર તરીકે રાજસેવામાં પ્રવૃત્ત થયો, ત્યારે પીમે તેને કહ્યું, "તું અમને છોડી જાય છે પણ અમે તને છોડીશું નહિ, તારું માથું તારા ધડ પર સલામત નહિ રહે" [ You are going to leave us I see, but we will never leave you, while your head is on your shoulders ]

ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે કે વર્ષો પછી હાઉસ ઑફ લૉર્ડ્ઝ સમક્ષ સ્ટ્રેફર્ડ પર આરોપ મૂકતાં પીમે કહ્યું, "રાજાના અંગ પ્રત્યેના દ્રોહ કરતાં પણ દેશ પ્રત્યેનો દ્રોહ એ વધારે મોટો રાજદ્રોહ છે." [ treason which is against the kingdom is more against the king than which is against his person ] રાજ્યકર્તાઓની મહેરબાની પ્રાપ્ત કરવાની અભિલાષા સેવનારાઓએ આ સત્ય કદી ભૂલવું ન જોઇએ. હાઉસ ઑફ કૉમન્સે બીલ ઑફ એટેઇન્ડર પસાર કરી, સ્ટ્રેફર્ડને દેહાન્તની શિક્ષા કરી અને તે "રાજાઓ અને માનવીઓમાં વિશ્વાસ રાખશો નહિ, તેમનાથી કોઇનો ઉધ્ધાર નહિ થાય" [ Put not your trust in princes, nor in the sons of men for in them there is no salvation ] એ ધર્મશાસ્ત્રનું કથન ઉચ્ચારતો ફાંસીને 'માંચડે' લટક્યો તે રાજા અને દેશ સેવકોએ નહિ ભૂલવા જેવી ઘટના છે. દેશનું-રાજાનું હિત એ સર્વેનું સર્વોપરિ ધ્યેય હોવું જોઇએ એમ સમજવાની સેવકોની પ્રાથમિક ફરજ છે. લોકો એ દેશ છે.

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો

## ૧૧

**રમણલાલ વસંતલાલ દેસાઈ**

જેના ઘરમાં ઠાકોરજી એના ઘરમાં આખું વાતનું મિષ્ટાન્ન તો ખરું જ. તેમાંયે પર્વના દિવસોમાં તો દેવને મિષ્ટાન્ન વગર રખાય જ નહિ. પાકશાસ્ત્રમાં હિંદવાસીઓએ સારી પ્રગતિ કરી છે. યુરોપમાં ઇટલીના રસોઇયાઓ વખણાય છે. હિંદમાં વિદ્વત્તા છોડી રસોઇમાં જીવન કેન્દ્રિત કરતા બ્રાહ્મણો 'મહારાજ' કે 'ભટ'નું અભિધાન કાયમનું રાખી પાકશાસ્ત્રમાં પ્રવીણતા મેળવવા ખૂબ મથ્યા છે એ બ્રાહ્મણ વિરોધીઓએ ભૂલવા સરખું નથી. રસોઇની કલામાં સ્ત્રીઓ સાથે બ્રાહ્મણોએ બજાવેલો ભાગ અત્યંત મહત્ત્વનો છે. વેદકાલીન જવ ઢમેર અને ગાયના દૂધથી આપણે ઘણા આગળ વધ્યા છીએ, અને વૈષ્ણવી સંપ્રદાયે આપેલા 'છપ્પન ભોગ' ઉપરાંત મોગલાઇ બિરંજ–બિરિયાનીથી ન અટકતાં પશ્ચિમનાં સૂપ, ચૉપ અને કટલેસનો પરિચય આપણે ચૂક્યા નથી. આર્ય ધર્માભિમાનીઓએ અભ્યાસની દૃષ્ટિથી પણ આપણા પાકશાસ્ત્રની વિગતો પિછાનવી જોઇએ, અને આપણને ચમકાવતી આમિષ–નિરામિષ વાનીઓ અને આસવ મદ્યનાં પીણાંમાં ક્યાં ક્યારે કેટલો સુધારો, વધારો, ઘટાડો કર્યો એની નોંધ રાખવી જોઇએ. યુનિવર્સિટી એ અભ્યાસમાં પી. એચ. ડી. ની પદવિ આપે તો નવાઇ નહીં જ! સોસ્યોલોજીમાં ખપ સમાશે!

એટલું ચોક્કસ કે વૈષ્ણવી સંપ્રદાય–વલ્લભી સંપ્રદાયે માસાહારને ત્યાજ્ય ગણ્યો છે, અને કેટલાક શોખીન ગોસ્વામીઓ કદાચ એથી અળગા ન હોય તો પણ દેવને ધરાવવાની કલ્પના કોઇ હજી સુધી કરતું નથી. મ્હારા મોસાળમાં વલ્લભી સંપ્રદાયની કડક મર્યાદા. સ્નાન કર્યા વિના કશી વસ્તુ મુખમાં મુકાય જ નહીં. દેવને ધરાવ્યા વિના કોઇ પણ વાનીનો સ્વાદ લેઇ શકાય જ નહિ. અપરસ જબરજસ્ત. સ્નાન કર્યા પછી સૂતરને તાંતણે પણ અડકાય નહિ અને અડકાય તો ફરી ન્હાવું જ પડે! આ બધી મર્યાદાઓ પાળવામાં ત્યારે ખાસ વિષમતા લાગતી નહીં. માનવી એવું પ્રાણી છે કે બધી જ સ્થિતિમાં તે રહી શકે–એટલું જ નહીં, એને નિશ્ચિત સ્થિતિ વગર ખપ ફાવે જ નહીં. આદતોના પોટલા સરખો માનવી નાક વીંધાવે છે, કાન વીંધાવે છે, દેહ રંગે છે, પગે બેડીઓ પહેરે છે અને તેમાં આનંદ લે છે. મને પણ સ્નાન અને અપરસની મર્યાદાઓ ભારે પડતી નહીં. મિષ્ટાન્ન જ્યાં મળે ત્યાં ખ લાખ બધી જ મર્યાદાઓ હસતે મુખે સ્વીકારી લે અને હું પણ એક બ્રાહ્મણ તો ખરો જ ને! મ્હારાં સ્મરણોમાં મ્હારે એટલું તો યાદ રાખવું જ જોઇએ કે કોમના ભારે મિથ્યાભિમાનને પોષતી નાગર જ્ઞાતિમાં મ્હારો જન્મ થયો છે, અને એ પૂર્ણત બ્રાહ્મણ જ્ઞાતિનો એક વિભાગ હોવા છતાં અનેક સદીઓથી કર્મકાંડ અને દાનગ્રહણને વર્જ્ય ગણ્યાં હોવાથી 'નાગર ગૃહસ્થ' તરીકે ગર્વપૂર્વક ઓળખાતા વર્ગમાં હું જન્મ્યો છું એ પણ હું ઝડપથી નોંધી લઉં–અમારી અને અમારા વર્ગની ગૃહસ્થાઇ ઘસાઇ ગઇ છે છતાં! હવે તો જ્ઞાતિઓ, પેટા જ્ઞાતિઓ અને કોમોની રેખાઓ ભૂંસાતી જાય છે–ત્વરાથી ભૂંસાતી જાય છે. આર્ય ધર્મના રક્ષણમાં વર્ણોએ જ્ઞાતિઓ કેમ ખીલવી અને જ્ઞાતિઓની પેટા જ્ઞાતિઓ અને તેમની શાખા પ્રશાખા વટવૃક્ષની માફક કેમ મહાવિસ્તાર પામી એ જ્ઞાન હવે તો માત્ર મનોરંજક ઇતિહાસનું જ મહત્ત્વ પામી શકે. જ્ઞાતિઓમાં હવે દૈવત રહ્યું નથી અને તેરના પાયા હાલી ઉઠ્યા છે, એટલે જ્ઞાતિ પણ

ભૂતકાળની સ્મરણ ભૂમિમાજ સ્થાન પામવા પાત્ર બનતી જાય છે એવે પ્રસંગે નવાઇનો વિસ્મય પમાડે એવી હકીકત એ છે કે આખા વર્ગની નાગર જ્ઞાતિ પાછી છ વિભાગમાં વહેંચાઈ ગઈ છે, અને તેમાંયે પોતાને સર્વ શ્રેષ્ઠ વિભાગ તરીકે માની બેઠેલા વડનગરા નામે ઓળખાતા વિભાગમાં મહ ગર્વભર્યું સ્થાન છે। એટલા ગર્વથી ભાણું ચાલતું ન હોય તેમ બ્રાહ્મણ જ્ઞાતિ ભેદ ઊંડું વધારે છે અને ગૃહસ્થ તથા વૈદિક–ભિક્ષુક એવા પાછા ભેદ પાડી જ્ઞાતિઓની ભૂલ ભુલામણીમાં સુંદર ગુંચવણ ઊભી કરે છે કે હું આમ વડનગરા નાગર ગૃહસ્થ કોમનો એક સભ્ય છું–કોમે અગર મેં કશી સભ્યતા જાળવી રાખી હોય તો। હિંદના જ્ઞાતિ વિભાગ અને તેમાં વળી ગુજરાતના જ્ઞાતિ વિભાગ જેવા ગુંચવણ ભરેલા કોયડા ભાગ્યે દુનિયાની કોઈ પ્રજામાં હોય। હિંદુઓના સમાજની સાંકળ અને તેમની જ્ઞાતિઓ, પેટા-જ્ઞાતિઓ, વાડા અને ગોળની વિગત લઈ બેસનારને crossword puzzle કરતા પણ વધારે મગજમારી કરવી પડે એમ છે।

હિંદુઓના વાર તહેવાર પણ અગણિત આવાઠિયાનો પ્રત્યેક વાર એક એક ગ્રહને પોતાનો અધિપતિ સ્વીકારી નામ પામ્યો છે ગ્રહો કોઈ માનવીને નડતા હોય અગર તેને સહાયભૂત બનતા હોય. ગ્રહ નડતા હોય તો તેમના નિવારણ માટે અને અનુકૂળ હોય તો તેમની અનુકૂળતાને વધારે વેગવતી બનાવવા માટે વ્રત, જપ, સાધન આપણાં શાસ્ત્રોએ નક્કી કરી રાખેલાં છે મોટે ભાગે માનવીને ગ્રહ નડતા જ હોય છે–તેમાં રવિ, મંગળ, શનિ તો ખાસ કરીને। અને ચંદ્રનો શીતળ સોમવાર તો ચંદ્રમૌલિ શિવને અર્પણ થયો છે જ. એ દિવસોમાં એક વાર જમવાની રીત આજના અનાજ મોંઘવારીના યુગમાં પુનરોદ્ધારને પાત્ર છે।

અઠવાડિયાની ગણતરી ઉપરાંત પક્ષની ગણતરી પણ હિંદુઓએ સ્વીકારી છે. એ ગણતરી પણ એક ખગોળ સત્ય ઉપર આધાર રાખી રહેલી છે ચંદ્રની ગતિ આપણને શુક્લ અને કૃષ્ણ એવા બે પક્ષ આપે છે, અને પ્રત્યેક પક્ષની પ્રત્યેક તિથિ આપણા સંકલ્પમાં પુણ્ય તિથિ બની જાય છે. એ બાબતમાં ખરેખર કલ્યાણકારી છે. તેમાં બે બે અગિયારસ અને પૂનેમ–અમાસ તો સ્વીકાર પામેલી પવિત્ર તિથિઓ. પવિત્ર દિવસોએ કાંતો ઉપવાસ હોય કે એક ભોજન હોય। વળી એકાદશીની આસપાસના બન્ને દિવસો–દશમ અને બારશ બન્ને એકટાણાપણું માગે છે. ઉપવાસવિસર્જનને પારણાંને દૂધામણું નામે ઓળખવામાં આવે છે એક લોકોક્તિ પણ પ્રચલિત બની ગઈ છે.

દશમ બારશ જમે એકવાર
તેના પુણ્ય તણો નહીં પાર.

આમ વારગણતરી ઉપરાંત પક્ષગણતરી પણ પવિત્ર દિવસો આપે છે–જે દિવસોએ ઇન્દ્રિયદમનનો ખાસ આગ્રહ રખાય છે–નિદાન સ્વાદેન્દ્રિયનું દમન તો અવશ્ય.

બે પક્ષ મળીને એક મહિનો થાય, અને બાર માસની સાંકળ પૃથ્વી ને પ્રદક્ષિણા કરાવી છ ઋતુઓમાં ફરતી એક વર્ષનું સીમાચિહ્ન આપે અને માનવીના જીવનમાં એક વર્ષનો વધારો, કરે–કે ઘટાડો! એ ગણતરી વળી પવિત્ર દિવસોનો ઝુમખો ભેગો કરે।–દેવઊઠી એકાદશી, કાર્તિકી પૂનેમ, મકર સંક્રાંતિ, ઘેરીઆ ચૌદશથી રંગપંચમી સુધીની હોળી, અક્ષય તૃતીયા અને ગુડી પડવો, નવરાત્ર, આખો શ્રાવણ માસ અને પિતૃપક્ષ, ગણેશ ચતુર્થી અને દશેરા, શરદ પૂનમ અને દીવાળીસમૂહ હિંદુઓના આખા વર્ષને તપના, પવિત્રતાના, સંયમના, આધ્યાત્મના વર્તુળમાં ગોઠવવા મથે છે. હિમ ... તારસ્નાન, ઉનાળાના અગ્નિવ્રત અને ... ચોમાસુ એકટાણાપણું આપણે દમીએ તોય

લીપે શુદ્ધિ, અશુદ્ધિની ચીપાચીપ આજ જેટલી ત્યારે ન હતી—જો કે તે સમયના કવિઓનું સાહિત્ય જ્ઞાન ઓછું હતું એમ કહેવાય નહીં. દેવદેવીને ઉદ્દેશી લખાયલી કવિતા સાર્વજનિક આદર પામતી.

ઐક્ય રહસ્ય એ બધાની પાછળ રહેલું છે તે સમયનું જીવન આજ કરતા વધારે સાચું હતું. એ પેઢીને રામકૃષ્ણ સાચા વિષ્ણુ અવતાર હતા. આજની પેઢીને વિષ્ણુ તથા અવતાર બન્નેમાંથી શ્રદ્ધા ઘટી ગઈ છે એટલે ત્યારના ઉત્સવો પણ વધારે પ્રામાણિકપણે ઉજવાતા, અને સાહિત્ય આજ કરતાં કદાચ વધારે વ્યાપક હતું - નવાઈ જેવું લાગે તોય.

એટલે પર્વોમાં મિષ્ટાન્ન પણ માત્ર અંગત જમણ બની રહેતાં નહીં. ઘરનાં માણસો, નોકર ચાકર, બ્રાહ્મણો, બ્રાહ્મણોની પત્ની તથા તેમનાં બાળક અને પાસેના સગાં ને ભેગા કરી પ્રભુના પ્રસાદ તરીકે મિષ્ટાન્ન લેવાતા. દશેરા પણ મહાપર્વ, એટલે સામુદાયિક જમણના હોંશીક ઉદ્યમ થતો.

ઉપવાસ અને પારણાં ! રોજા અને ઇદ ! ઉત્સવ પણ ઉપવાસ અને તપશ્ચર્યાના જ આનંદનું પ્રદર્શન હોય શકે ! નવદિવસના ઉપવાસ અંતે દશેરા આવે.

બાળકોને તો ઉપવાસ પણ ઉત્સવ રૂપ જ બની જતો. નિત્યની જમણ પ્રથા બદલાય અને ફળાહારની વિવિધ વાનીઓ જમવાની મળે એમાં બાળકોને વાંધો હોય જ નહીં !

અમારો દશેરાનો દિન બપોર થતાં સુધી માં તો આ રીતે પસાર થતો. સાંજે પાછી સવારીની તૈયારી !

આમંત્રણ હોય કે ન હોય તો પણ ગાડીમાં, ડમણીમાં, ઘોડે બેસીને કે અંતે ચાલીને આખો પુરુષ વર્ગ સવારીમાં ભાગ લેતો. શિનોરમાં વહીવટદાર કચેરીથી સવારી નીકળતી, તે નાની ભાગોળ તરફ જતી. શિનોરમાં વહીવટદાર સાહેબ એ ગામમાં બારેમા બારે બ્રહ્મ પુરુષ. સહુ કરતા એમનું મહત્વ વધારે. સવારીનું મધ્ય બિંદુ પણ વહીવટદાર. આખા ગામનું ધ્યાન ખેંચતી સવારી નાની ભાગોળના મેદાનમાં જાય. ત્યા વહીવટદાર સાહેબ શમીવૃક્ષનું પૂજન કરે—બીજા મહત્વના શેઠ શાહુકારો તેમજ મુત્સદ્દીઓ પણ પૂજન કરે દરમીયાન ઘોડે બેઠેલા વીર પુરુષોની ઘોડદોડ ચાલ શમીવૃક્ષની સાથે. પૂજન વિધિમાં રોપાયેલા આશોત્રાના ડાળાં પછી લૂટાય અને બીડીઓ નાખવામાં કામ લાગતા આશોત્રાના પાનની લુટાલુટીને સોનું લૂટ્યાનું મહત્વ મળે. પાછી અરસ પરસ સોનાની એટલે આશોત્રાનાં પાનની આપ લે થાય, અને સવારી વીખરાય.

દશેરાનો દિન એટલે વિજયદિન. રામે લંકા ઉપર ચડાઈ કરી એ દિન પાંડવોએ નિશ્ચય ગુપ્તવાસ સેવ્યાં પછી પ્રગટ થઈ શમીવૃક્ષમાં સંતાડી રાખેલા શસ્ત્રો ધારણ કર્યાં એ દિન ખંડણી ઉઘરાવવા સૈન્યો બહાર પડે. વિજય પ્રસ્થાન કરનાર વીર પણ એજ દિવસે ડગ ભરે ! સવારી અને શમીપૂજનનું એ રહસ્ય. અંગ્રેજોએ આજ સુધી તો હિંદનો દિગ્વિજય કર્યો હતો, એટલે આવી સવારીઓ માત્ર સંકેત રૂપ અને શોભા પ્રદર્શન જેવીજ બની રહે. આક્રમણ સાથે લૂટ તો જોડાએલી જ છે ! એટલે આશોત્રાના પાન લૂટી સોનું લૂટ્યાનો માનસિક આનંદ લેવામાં હરકત હોય નહીં ! વીરત્વના આવિષ્કાર સરખી લૂટમાં મળેલું સુવર્ણ વડીલોને ભેટમાં આપી તેમના આશીર્વાદ લેવાનો વિવેક પણ જાળવવાનો હોય ! વડીલોના આશીર્વાદ વગરની લૂટ પણ શા કામની !

સવારીમાંથી પાછા ફરતા અંધારું થઈ જાય છતાં દશેરાનો કાર્યક્રમ પૂરો ન થાય. રાત્રે વહીવટદાર કચેરીમાં પાછો દરબાર ભરાય. મારા દાદા મજમુદાર એટલે તેમને તો સરકારી દરબારમાં આમંત્રણ હોય જ. પરંતુ તેઓ દબ્બ

બ્ના અને અંબે દેખાં શકતા નહીં. એટલે તેમના પ્રતિનિધિ તરીકે મને દરબારમાં જવાનું માન મળતું. અમારા મોસાળના પિતરાઇ કુટુંબીઓ પણ એ દરબારમાં હોય. એમાંના એકાદ વડીલની જોડે હું બેસતો.

દરબારની બીજી કશી હકીકત ધ્યાનમાં રહી નથી. દબદબો ખરો. અમલદારોના ઝગમગાટ ખરા. ઉઠીને ગાદી સામે સલામ ભરવાની ખરી. પાનસોપારી પણ થાય. છતાં બે પ્રસંગો ખાસ ધ્યાનમાં રહી ગયા છે એક તો જગા માટેનો ઝઘડો. દેસાઇનું સ્થાન પહેલું કે મજમુદારનું ? અમીન આગળ બેસે કે કાઝી સાહેબ ? એક બે ગૃહસ્થો વચ્ચે ઉપર નીચેના ક્રમ માટે ખૂમાખૂમ, ધક્કાધક્કી અને ઝપાઝપી પણ દરબારમાં થયેલાં મને યાદ છે. એ ઝઘડો વધે તો મોટેરાઓને લડતા જોવાની ગમ્મત પડે એવી લાગણી પણ મને થઇ આવેલી એ મ્હારે શરમ સાથે કબૂલ કરવું જોઇએ. પરંતુ છડીપોકાર સાથે વહીવટદાર સાહેબ પધારતા એ ટેરીમાં થવા લાગેલ ઝઘડા બંધ પડી ગયા, અને મુરબ્બીઓને દરબારમાં મારામારી કરતા જોવાનો લ્હાવો કદી પૂર્ણ થયો જ નહીં.

બીજો પ્રસંગ યાદ રહી ગયો છે એ પુરુષોની પરસ્પર ભેટીનો. એક દરબારી બીજા દરબારીને સોનું આપે અને પછી હાથ લંબાવી પરસ્પર ભેટે ! બાળકોને વડીલો ભેટે કે છાતીએ વળગાડે એ દૃશ્ય સહજ અને સાર્વજનિક છે. પુરુષ સ્ત્રીના આ ગરસ્પર્શ પ્રયોગોની ત્યારે ખબર ન હતી. એ તો હિંદમાં હજી સુધી સાર્વજનિક દૃશ્ય ન જ હોય. પરંતુ પુરુષ પુરુષને ભેટે એ દૃશ્ય દરબારને રંગભૂમિ બનાવવા માટે પૂરતું હતું ! વાત્સલ્ય, મૈત્રી, આભાર એ સર્વ ભાવ સ્પર્શપ્રેરક છે એ સાચું. અને પછી તો ખબર પડી પણ ખરી કે વહોરાઓમાં, ગામડાંમાં, મળી કોમોમાં અને ખાસ કરીને સગા મેળામાં પુરુષો વચ્ચેની ભેટાભેટ એ એક માન્ય રિવાજ હતો. પ્રેમાનંદે પણ ગાયું છે કે

‘ ભાવે ભેટયા બન્ને વેવાઇ ! ’

છતાં એ રિવાજ મને રમૂજ પ્રેરક જરૂર લાગ્યો ! પુરુષો વચ્ચેનું લાગણી પ્રદર્શન દસ્ત પૂનન આગળ જ અટકી જાય તો જીવન કથામાં ખોટ આવશે એમ હું માનતો નથી. એ દૃશ્ય હવે દરબારોમાંથી અદૃશ્ય થયા છે અને આપણા જીવનમાંથી પણ અદૃશ્ય થતાં જાય છે એથી મને દિલગીરી થતી નથી.

દશેરાનું શસ્ત્ર પૂજન અને અશ્વપૂજન પણ ભૂલવા જેવાં નથી. મ્હારે ત્યાં એક ઢાલ અને બે ત્રણ તલવારો હતી પરંતુ તેમનું પૂજન થતું હોય એમ મને યાદ રહ્યું નથી. પરંતુ એક ઘોડો અમારે ત્યાં હતો, તેને વહેલી સવારે નવરાવી ચાંલ્લો કરી અમારો નોકર ખુશ થતો હતો એટલું યાદ છે પછી તો ઘોડો અમારા ઠઠેલામાંથી અદૃશ્ય થયો.

દશેરા પૂરો કરતા શરદ પૂનમ-માણેકઠારી પૂનમનો ઉત્સાહ આવે અને તેના કરતાં પણ વધારે ઉત્સાહપ્રેરક દીવાળીના દીવસોનું સાંનિધ્ય લાગે. આમ બાળ જીવનમાં—અભ્યાસ જીવનમાં ઉત્સવોનું સ્થાન ઓછું હોતું નથી.

શરદ પૂર્ણિમાએ નર્મદાનો ઝગમગાટ વધી જતો. કદી કોઇ વડીલ કે મિત્ર સાથે નાવમાં બેઠાનું સ્મરણ પણ છે. દૂધમાં પૌંઆની મદ પ્રકાશમાં થતી મિજબાની એ પણ એક બાળ સ્મરણ હજી ગેલ પામ્યા કરે છે. ચંદ્રના અજવાળામાં સોય દોરો પરોવી આંખનું તેજ વધારવાનો પ્રયોગ ત્યારે થતો. આજે થતો હશે કે કેમ ?

પરંતુ દીવાળી એ જેમ સર્વનો મહા ઉત્સવ છે તેમ તે બાળકોનો પણ મહાઉત્સવ છે; હજી પણ ચાલુ છે એમાં શક નહીં. ધનતેરશનાં ધનપૂજન બ્રાહ્મણ આવી કરાવી જાય. ત્યારે મને આજ લક્ષ્મી પૂજનમાં કાંઇ રસ ઉપજતો નથી.

# અસફળ અન્વેષણ

'વિમળા, જો તો દૂર-સુદૂર સાગરના વક્ષસ્થળ પર શું દેખાય છે ?'

'મા, જરા થોભો, દૂરદર્શક યંત્ર લઈ આવું.'

'હા, લઈ આવ. મને લાગે છે વહાણોનો એક સમૂહ આ તરફ આવી રહ્યો છે.'

દાસી દૂરદર્શક યંત્ર લઈ આવી. કુવેણીએ તે આંખે માંડી અનંત સમુદ્રના વક્ષસ્થળ પર દૃષ્ટિ નાંખી. થોડીવાર પછી તે બોલી. 'વિમળા નૌકાઓનું એક જૂથ સિંહલ (લંકા)ના કિનારા તરફ આવી રહ્યું છે. આપણા સમુદ્ર રક્ષકોને આવનારાઓને કેદી બનાવી અહીં લઈ આવવા કહી દે.'

દાસી ગઈ. કુવેણી ફરી સમુદ્રના ઉછળતા મોજાં પર પોતાની દૃષ્ટિ સ્થિર કરવાનો પ્રયત્ન કરવા લાગી.

'મહારાજ ! આપણે સિંહદ્વીપ પાસે આવી પહોંચ્યા છીએ.' ગભરાતો અને બીકથી થરથરતો મુખ્ય નૌકાપતિ બોલ્યો.

'પણ તેમાં આટલો બધો ગભરાય છે કેમ ?'

'મહારાજ ! સિંહલ આવેલું કોઈ પાછું ગયું જાણ્યું નથી.'

'કારણ ?'

'મદનસેનને પૂછી જુઓ.'

મદનસેનને બોલાવી મંગાવ્યો, તે આવીને ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો, 'મહારાજ સિંહલમાં યક્ષોની વસ્તી છે. તેમની રૂપસુંદર સ્ત્રીઓ મનુષ્યોને લલચાવીને મૃત્યુ મુખમાં હોમે છે.'

'મૂર્ખ'

'ના મહારાજ' એ દુષ્ટિઓ નિત્ય નૂતન પુરુષોની શોધમાં ફરતી રહે છે અને એવા પુરુષો મળતા એ આગલા પુરુષોને કારણપુર (નિર્માતન ગૃહ)માં નાંખી ધીરે ધીરે તેમનું રક્ત ચૂસે છે.'

'એ તો કપોલકલ્પના હશે !'

'મહારાજ ! એમના પંજામાંથી છૂટવું અસંભવિત છે. નાસતા પુરુષોની પાછળ પણ તેઓ દૂર સુધી પડે છે.'

એકાએક નૌકાપોત પર કોલાહલ થવા લાગ્યો, નાની નૌકા અસંખ્ય પ્રમાણમાં આવતી દેખાઈ.

મદનસેન ગભરાઈ ગયો. સિંહલની નૌકાઓએ આવીને સર્વ નૌકાઓને ઘેરી લીધી.

વંગનરેશ સિંહબાહુનો ઉચ્છૃંખલ પુત્ર વિજય પ્રજાના ત્રાસનું કારણ હતો. નૃપતિએ અનેક ઉપાયો યોજ્યા પરંતુ એનો અત્યાચાર ઘટ્યો નહીં. તે સમયમાં ભારતના નૃપતિઓ પ્રજામતનું સન્માન કરતા હતા. સિંહબાહુએ વિજયને એના સાતસો સાથીઓ સાથે પકડી મંગાવ્યો. એક નૌકાપર તેઓને, બીજી નૌકાપર તેમની સ્ત્રીઓને અને ત્રીજી નૌકાપર બીજી સામગ્રી રાખી દૂર સમુદ્રમાં છૂટાં મૂકી દીધાં. તેઓની નૌકાઓ પ્રથમ સુર્પારક (સોપારા–કોંકણ)માં અટકી. ત્યાંની જનતાએ પ્રથમ તો તેઓની આગતાસ્વાગતા કીધી, પણ પછી તેમની દુષ્ટતાથી કંટાળી કાઢી મૂક્યા. નૌકાનું દ્વિતીય સ્થાન સિંહલ થયું અને ત્યાં યક્ષોએ તેમની નૌકાઓ પકડી લીધી.

'આવનાર !' કેદી અવસ્થામાં ઉભેલા વિજયના અપૂર્વ સૌંદર્યથી અંજાઈને કુવેણી બોલી, 'સિંહલને કિનારે તું ક્યાંથી ભૂલો પડ્યો !'

'રાજકુમારી' વિજય બોલ્યો. 'રસ્તો ભૂલી જવાથી અહીં આવી ચઢ્યો છું.'

'પ્રદીપ, એને રાજમહેલમાં અને એના બીજા સાથીઓને અતિથિશાળામાં લઈ જા.'

સેવકોના મ્હોં આશ્ચર્યથી પહોળાં થયાં. વિજયના સાથીઓ વિચારમાં પડી ગયા. એકાએક વિજયની પત્ની વિજયા બોલી ઉઠી.

'રાજકુમારી અને પણ મારા સ્વામી સાથે રહી તેની સેવા કરવાનો લાભ આપો. તમારો ઉપ-કાર હું નહિ ભૂલું.' કુવેણીની આંખમાં અશ્રુ ભરાયું. મહાપ્રયત્ને તે બોલીઃ 'છોકરી, તારો સ્વામી રાજ્યઅતિથિ છે, એની ચિંતા કરવાની તારે જરૂર નથી.'

આખાં ચાલ્યાં ગયાં વર્ષોથી આસી રહેલી અતિથિશાળા સાદ થવા લાગી પ્રજાજન કુવે-ણીના આવાં વર્તનથી વિસ્મિત થયા.

'વિજય!' કુવેણી બોલી. 'મારી વર્ષોની શોધ સફળ થઈ છે. આજે કુવેણીની ઇચ્છા પુરી થઈ છે.'

'મહારાણી! એ માટે આપને અભિનંદન આપું છું.'

'વિજય! આજે સમસ્ત સિંહલના વાસીઓ મારા આ કાર્યને આશ્ચર્યથી નિહાળી રહ્યા છે. કઠોરમાં કઠોર શિક્ષા કરનાર કુવેણી આજે કોમળમાં કોમળ નારી બની છે'

'એ તમારી ઉચ્ચ સંસ્કૃતિ અને આત-થીનું પરિણામ છે.'

'ના, ના, રાજકુમાર! વર્ષોથી પ્રેમી શોધતી મારી તૃષિત આંખો, આજે તમારું સૌંદર્ય જોઈ શીતળ થઇ છે. રાજકુમાર, આપણાં લગ્ન પણ સિંહલને માટે એક ગૌવ-રવતુ કારણ થશે.'

વિજય ચૂપ રહ્યો. તેના મુખ પર કરચ-લીઓ પડી. વિજય સુંદર હતો પણ કુવેણી કંઇ રૂપશીલ ન હતી. કુવેણી વિજયને લઇ ઉદ્યાનમાં ગઈ.

'મદનસેન, તેં બધી તૈયારી કરી મૂકી છે?'

'હા મહારાજ હવે ચાલો, જેમ બને તેમ શીઘ્ર અહીંથી ચાલ્યા જઇએ.'

'પરંતુ મારે કુવેણી પાસે કંઇ બ્હાનું કાઢી સમુદ્ર તટે આવવું પડશે.'

'મહારાજ, અમે તેમ કરો પણ આપણા સાથીઓ હવે અહીં રહેવા નથી માગતા.'

'વારુ, હું પ્રયત્ન કરી જોઇશ.'

કુવેણી પોતાના પ્રાસાદમાં બેઠી હતી. એકાએક તેનો સમુદ્રસેનાનો અધિપતિ કિરીટ આવ્યો.

'મહારાણી, અજીબ યોધ્ધાઓ મહારાજ વિજયની સાથે સિંહલનો કિનારો ગુપચુપ છોડી જવાની તૈયારી કરતા હતા.'

'તે શું કીધું?'

'મેં મારા રક્ષક તેઓની ચારે બાજુ મૂકી દીધા છે, અને તમારી આજ્ઞા લેવા આવ્યો છું.'

કુવેણી થોડો વાર ચૂપ રહી. તેના ચહેરા પર કઠોરતા આવી, પરંતુ થોડી વાર પછી તે અદ્રશ્ય થઇ ગઇ અને તેનું સ્થાન મૃદુતાએ લીધું. તે બોલી 'કિરીટ તેઓને જવા દે. મહા-રાજ વિજયને જઇ કહેજે કે સિંહલના આતિ-થ્યમાં જો કંઇ ખામી રહી હોય તો ક્ષમા કરજો.'

કુવેણીના આ શબ્દોથી કીરિટ વિસ્મિત થયો, સખીઓનાં મુખ આશ્ચર્યથી પહોળાં થયાં. તેઓને સમજાયું ન પડી કે કુવેણીએ કેમ કો રતા ત્યાગી હતી.

'માનસેન અને મહારાજ વિજય, તમે મુક્ત છો, રાણી કુવેણીની આજ્ઞા છે કે તમને નિર્વિઘ્ને જવા દેવા'

વિજય શરમાયો, પણ બોલ્યો: "કિરીટ, મહારાણીને કહેજે કે હું ક સમયમાં હું પુન. આવી પહોંચીશ."

કિરીટ અવજ્ઞાપૂર્વક બોલ્યો: ના મહારાજ પુન. સિંહલને કિનારે આવતા નહીં. પણ તમને અહીંથી સીધું યમલોક લઇ જશે. વિશ્વા-સઘાતીને એજ સજા છે'

વિજય બોલ્યો 'કિરીટ, મારા સાથી ઓને અહીં ગમતું નથી, માટે એમને મૂકીને હું તુરત જ આવીશ.'

કિરીટ હસ્યો અને બોલ્યો. 'મહારાજ, બીજા કોઇને તમારી વાતોથી સમજાવજો. તમારા

સાપીઓને મૂકવા જવાની કંઈ તમારે જરૂર નથી. રાણી કુવેણીની આજ્ઞાથી કોઈ પણ થઈ એઓને સુકુશળ પાંડય, ચેર અથવા ચોલમાં પહોંચાડી આવત. તમે જાઓ, શું કરું, લાચાર છું, નહિ તો મારી ઇચ્છા તો તમને બધાને કાપીને સમુદ્રમાં નાંખવાની હતી. ફરી પણ ચેતાવું છું કે સિંહલને કિનારે ભૂલેચૂકે પગ ન મૂકતા.'

વિજય મૂઢની માફક ઊભો રહ્યો.

• • •

'મહારાણી મને ખબર મળી છે કે મહારાજ વિજય પાંડયરાજકન્યા સાથે વિવાહ કરી સિંહલ જીતવા પાછા આવે છે.'

દૂર સમુદ્રના વક્ષસ્થળપર શ્વેત ચિન્હ જોતી કુવેણી હસી અને બોલી : 'કિરીટ' જા, તું આપણી સમસ્ત સેનાને તૈયાર રાખ. વિજયની નૌકાઓને સિંહલના કિનારા સુધી આવવા દેજે, પછી હું આજ્ઞા આપીશ.'

કિરીટ ગયો. કુવેણી વિચારવા લાગી, જીવનમાં કઠોરતા ત્યાગી મૃદુતાનો અભિનય તેણે કરી જોયો પરંતુ તેના બદલામાં વિશ્વાસઘાત મળ્યો. વિજયના સુંદર રૂપ પાછળ કેવું પિશાચ હૃદય સંતાયેલું હતું. જે વિજય પિતાનો ન થઈ શક્યો, પ્રથમ પત્નીનો ન થઈ શક્યો, તે વિજય તેનો ક્યાંથી થવાનો હતો ?

શૂન્ય આકાશ અને વિશાળ સમુદ્રની વચ્ચે તેની આંખો વિચારમાં આમથી તેમ ફરવા લાગી.

'મહારાજ ! હવે આપણે સિંહલ જીતી ત્યાં જ આપણું રાજ્ય સ્થાપિત કરીશું' મદનસેન બોલ્યો 'પરંતુ કુવેણી પાંડય કન્યાને જોઈને કોપિત થશે.'

'તો શું મહારાજ આપણે સજ્જનતાથી સિંહલ જીતવાના નથી ? આપને યાદ હશે કિરીટના શબ્દો ' '.

એકાએક નૌકાઓમાં કોલાહલ થવા લાગ્યો. વિજયની નૌકાઓ ચોતરફ સિંહલની જળસેનાથી ઘેરાઈ ગઈ માર્ગ સરળ જોઈને વિજય થોડો આગળ આવી ગયો હતો, પરંતુ તેની હીલચાલ પર ધ્યાન રાખતી સિંહલની જળસેનાએ એને જોતાજોતામાં બંદી બનાવી દીધો, કિરીટ ખૂબ જોરથી હસ્યો અને બોલ્યો. 'રાજપુત્ર વિજય, સિંહલ જીતવો એ કંઈ બાળકની રમત નથી, જો રાજમાતાનો અનુરોધ ન હોત તો અહીં જ ભીષણ નરમેધ યજ્ઞ થાત.'

સિંહલી યોદ્ધાઓ બંદીઓને લઈને ચાલ્યા.

'બંગ નરેશના ત્યક્ત પુત્ર વિજય, તું આજે અમારો કેદી છે, બોલ તને કઈ શિક્ષા ગમે છે ?' કુવેણીના મુખ પર કઠોરતા હતી. તેની આંખોમાં અગ્નિ હતું.

વિજય ચૂપ ઊભો હતો. કુવેણી પાંડય નરેશની પુત્રી તરફ વળી અને બોલી 'રાજકન્યા, જે વિજય પિતાનો ન થયો, વિજયાનો ન થયો, મારો ન થયો, તે શું તારો થવાનો હતો ?'

રાજકન્યા ચૂપ હતી, તેણે એક ભેદક દૃષ્ટિ વિજયના તરફ નાખી અને જાણે સવાલ પૂછ્યો. 'શું તમે મારા થશો-?' વિજયે મસ્તક નીચું કરી લીધું.

પાંડયકન્યાને ચૂપ જોઈ કુવેણી બોલી 'રાજકન્યા, તારા પિતાની સહાયતાથી તમે સિંહલ જીતવા આવ્યા છો, પરંતુ સિંહલના બળને તમે માપ્યું ન હતું. તને શી શિક્ષા કરું ?'

રાજકન્યા ચૂપ રહી. થોડો વિચાર કરી પછી કુવેણી બોલી 'કીરીટ બંદીઓને કારાગૃહમાં નાખ, કાલે હું શિક્ષા જાહેર કરીશ.'

કુવેણી પોતાના પ્રાસાદની બારીમાંથી દૂરસુદૂર સાગરના વક્ષસ્થલ પર દૃષ્ટિ નાંખી કંઈ વિચારવા લાગી વિજયના તરફ તેને તિરસ્કાર અને ક્રોધ બન્ને આવતાં હતાં. તેણે વિચાર કીધો કે જો વિજયનો શિરચ્છેદ કરાવે તો પણ એ શિક્ષા અલ્પ હતી, પરંતુ ફરી વિચાર આવ્યો કે જગત માનશે કે કુવેણીએ પ્રતિહિંસા અને બીજી કન્યાના દ્વેષથી ક્રુદ્ધ થઈ

અઘટિત કાર્ય કર્યું. તેને ફરી વિચાર આવ્યો કે વિજયને જોયા પછી તેણે કઠોરતાનો ત્યાગ કરવાનો નિશ્ચય કીધો હતો અને ફરી તેમાં તે કેમ ફસાઈ? તેને લાગ્યું કે મૃદુતાના અભિનયનો આરંભ કર્યા પછી ક્રૂરતાને અંદર આવવા દેવાથી એ અભિનય અધૂરો રહી જશે, વિજયને માટે એવી શિક્ષા થવી જોઈએ કે તે તેની દુષ્ટતા હંમેશને માટે ભૂલી જાય અને જગત પણ કુવેણીને એ કાર્ય માટે હંમેશ યાદ રાખે.

વિમળા આવી અને બોલી: 'બા, એ દુષ્ટને કાલે શી શિક્ષા કરવી છે?'

'અદ્‌ભૂત, નવીન અને વિચિત્ર.' કુવેણી બોલી.

વિમળા કુવેણીને સમુદ્ર તરફ જોતી જોઈ ચૂપ રહી.

કુવેણીના દરબારમાં આજે વિજયનો ન્યાય થવાનો હતો. દરબારીઓ વિચાર કરતા હતા કે કુવેણીના ન્યાયમાં નિષ્ઠુરતા ભરી હશે. કીરીટ પણ ધારતો હતો કે વિજયને સમુદ્રમાં નાંખવાનો અથવા પર્વત પરથી ફેંકી મારી નાંખવાની આજ્ઞા મળશે. કુવેણીએ આવી આસન લીધું. દરબારમાં શાંતિ પ્રસરી, થોડી-વાર પછી કુવેણી બોલી.

'રાજપુત્ર વિજય, ઉત્તરે સિંહલની ભૂમિ પર રાજ્ય કરવાનું તને ફરમાવું છું. તું સિંહલનો ધણી ગણાશે. પાંડવ રાજકન્યાને રાણી તરીકે રાખી ધર્મપૂર્વક તારે રાજ્ય કરવું પડશે, અને જો તે પ્રમાણે વર્તીશ તો મારા મૃત્યુ પછી સિંહલનું સિંહાસન તારું થશે. કિરીટ, એના પર નજર રાખજે. સિંહલનો કિનારો હવે એ કદી છોડવા પામે નહી રાજ્ય કાર્યમાં જો એ કંઈ દુષ્ટતા કરે તો નિર્માતન ધરમાં નિષ્ઠુરતાથી એને નાખી દેજે. મારે એનું મુખ પુન જોવું નથી. રાજપુત્ર, તારા જેવા પામર હૃદયના મનુષ્યને માનસિક યાતના જ વધારે સારી થઈ પડશે'

કુવેણી મૃત્યુશૈય્યા પર પડી હતી, બારીમાંથી સાગરના તરંગો કલ્લોલ કરતા દેખાતા હતા. કુવેણી શૂન્ય આકાશ તરફ જોઈ રહી હતી. તેની આંખોમાંથી આસુની ધારા ચાલતી હતી. કિરીટ વિમળા અને બીજા મંત્રીઓ ઊભા હતા. તેઓની આંખો પણ આંસુઓની ધારા પાડી રહી હતી. મહા પ્રયત્ને કુવેણી બોલી

'વિમળા, તને યાદ છે કે આજ સાગરના વક્ષસ્થળપર વિજયની નૌકા જોઈ હતી.'

'હા' વિમળા રડતી બોલી,

'એજ સાગરના વક્ષસ્થળપર એનું પલાયન અને પુનરાગમન જોયું હતું' વિમળા આંખો લુછતી સાંભળી રહી.

'માનવ હૃદય કેટલું લાવિક છે. આજે મૃત્યુ સમયે મારા હૃદયના સમસ્ત કઠોર ભાવો નષ્ટ પામ્યા છે. વિજયને બોલાવ્યો છે?'

'હા મહારાણી' વિમળાએ કહ્યું.

'કિરીટ, તું પૂર્વ પ્રકરણ બધું ભૂલી જજે. એમજ સમજજે કે કુરૂપ કુવેણીની પ્રિયતમ મેળવવાની ઇચ્છા અસફળ થઈ હતી.'

રડતો રડતો કિરીટ બોલ્યો, 'મહારાણી, તમારા મૃત પિતાજીના સમયથી સિંહલનું રાજ રાવણના સમયના જેવું ગૌરવ હતું ટકાવી રાખ્યું છે તે હવે એક બીજાના હાથમાં જાય છે તે ખમાતું નથી.'

'કિરીટ આકળો ન થા. વિજયનું ગૌરવ સિંહલના ગૌરવને દ્વિગુણ બનાવશે તું પોતેજ એના પરિવર્તનનાં વખાણ કરતો હતો તે શું ભૂલી ગયો'

કુવેણી શાંત રહી, વિજય આવ્યો. તેની આંખો પણ આંસુથી ભરાઈ ગઈ હતી. તે આગળ વધ્યો પર તું સર્વેએ જોયું કે કુવેણીનું શરીર નિર્જીવ હતું તેના મુખપર વિષાદની છાયા હતી. જગતમાં કેટલાયે અન્વેષણ આમ અસફળ થયાં હશે!

# પાકિસ્તાન માઇબાપ ”

મંજુલાલ દ્વિવેદી

"યાત્રા કંઈ રમણીય સ્થળે સ્થળે છે"

મારી યાત્રાના અનુભવો લખું ? એ યાત્રા ર બે પણ તે કંઈ નથી, રમણીય પણ નથી. ીય જનતાની અદસ્ય યાતનાઓના આછા ણા પ્રતિબિમ્બ સરખી મારી આ કહાણી ભાજને પડેલા પ્રત્યક્ષ અનુભવનો બીન ભવીએ ઝીલેલો એક ધ્વનિ માત્ર છે. એ ણીઓને તો શ્રી. કનૈયાલાલ મુનશી કે શ્રી. ુભાઇ દેસાઇ જેવા સિદ્ધહસ્ત લેખકો જ વિક રીતે રજુ કરી શકે. એ યાત્રા છે ીય શિકારીઓના ભોગ બનેલા નિર્વાસિ- ા વિસામા સ્થાનની.

વડોદરાને આશ્રય સ્થળે આજે રાજકીય રીઓનાં નિશાન બનેલાં સેંકડો સ્ત્રી-પુરુષો કો આવે છે અને જાય છે. આ રીતે મો શોધતા આવેલાં સ્ત્રી-પુરુષોની વ્યવસ્થા ું કામ કેટલું વિકટ અને ગુંચી સેવા છે એનો ખરો ખ્યાલ તો દામાજીરાવ ળામાં રાત દિવસ ચાલતી પ્રવૃત્તિને યા સિવાય આવી શકે નહીં. વડોદરા "રેફ્યુજી આફિસર," સ્કાઉટ સંઘના ઓ, સ્વયંસેવક જ સેવા સમાજના કર્તવ્ય ત્સાહી યુવાનો, રાષ્ટ્રીય દળના સૈનિકો, રક્ષકો એ સૌના અવિશ્રાંત પરિશ્રમને એ ત્યારે દરરોજ સ્ટેશને નીકળેલા ભાઇ બ્હેનોની અવરજવરને પહોંચી કેટલો શ્રમ અને શક્તિનું રોકાણ ડે છે એનો ખ્યાલ આવી શકાય. આ તો ક્ષેત્રની વ્યવસ્થાનો ઉલ્લેખ થયો પણ આપેલી જાતની માટી, તે ધરતીનાં ને ત્યાંના વાયુને પ્રણામ કરી, ધરતી કોઇ ખૂણે ઓથી જગ્યા શોધવા નીકળેલા ખાતર વેદનાને કોણ માપી શકશે ારના ચાર ચારનો સમય હતો. ભડ-રીઆ સરખા વડોદરાના રેલ્વે સ્ટેશનનાં મુસાફરોથી ઉભરાતા ત્રીજા વર્ગના મુસાફર-ખાનાના એક ખૂણામાં એક યુવાન ઊંઘતો હતો. તેની પાસે તેની પત્ની અને વૃદ્ધ માતા સામાનના પોટલાં પોટલીને ટેકવી બેઠાં હતાં. માતા પોતાના દીકરાની ઊંઘને ખલેલ ન પડે તે સારુ તેના શરીર પર બેસતી માખ ઉડાવે પંખો ઉરાડતી હતી. એ હતાં સિંધના નિર્વાસિતો. માંગી માગીં એક સ્થળેથી બીજે સ્થળે ફરવાની થકાવટમાં પણ માતના વૃદ્ધ શરીરને આરામની સ્વાભાવિક જરૂર રહે પણ જાતના રતનને ખાતર પોતાના આરામની પરવાહ ન કરવાની માતાપ્રેમની લાગણીના આ નાના દેખાવ પાછળ કોમળ ત્યાગની ભાવનાએ મારા ચિત્તને રોકી લીધું.

વડોદરાની દામાજીરાવ ધર્મશાળાવાળા વિશ્રાંતિ સ્થળમાં શિખ કુટુમ્બની ત્રણેક સ્ત્રીઓ બેઠી હતી. સિંધના ભિતરના ભાગમાંથી તેઓ આવતાં હતાં. તેમની સાથે થોડી વાતે વળગ્યો અને તેમાંની વૃદ્ધને મે કહ્યું : "સિંધમાંતો પશ્ચિમ પંજાબ જેવું કાંઇ ધાંધલ નથી." મારું કહેવું પૂરું થાય ત્યાર પહેલાં એ વૃદ્ધાએ કહ્યું "હા, ભાઇજી આપ કી બાત ઠીક હૈ લેકિન તુમ ઔરત હોતી તો સમઝ સકતી" આ ટુંકા જવાબમાં મને એમની વેદનાનો બધો મર્મ સમજાઇ ગયો અને નમસ્કાર કરી ત્યાંથી આગળ ચાલ્યો.

એક મુલતાનવાસી ભાઇ. મુલતાનથી વિમાનમાં તેઓ નાસી ગએલા અને વડોદરે કોઇની શોધમાં આવેલા. તે કહે એમના મકાનેથી વિમાનઘર સુધી સરસામાન હેરાવા વિના પહોંચાડવામાં એમને રૂ. બે હજાર વેરવા પડેલા. પાકિસ્તાનના વહીવટી તંત્રની નૈતિક રીતિનીતિનો આ કથન પરથી પાકુ જણાયું.

ત્યાં પાસેની સેન્ટ્રલ જેલના ઓટલાના એક ખૂણામાં એક કુટુમ્બ બેઠેલું હતું. પુરુષને પૂછતાં જણાયું, કરાંચીમાં એમની દાળીઆ, કાજું વગેરેની દુકાન હતી. પશ્ચિમ પંજાબના સીઆલકોટ પાસેના ગામના તે વતની. તેમનો દરમીઆન ગામનું ઘર ફૂંકાઈ ગએલું. ત્યાં કોઈ જ રહેવા પામ્યું નથી. "એક છોકરો મધ્ય-પૂર્વમાં બાબાદાનમાં છે. તેને તારો કરવા છતાં કોઈ સમાચાર નથી. વતનના ઘરવાખરી ઠેકાણે પડતાં દુકાનને આશરે સંસાર નભાવતા હતા તે કહે " એક દિવાસના ચારેક ઘરાક આવ્યા. પદરેક રૂપીઆનો મેવો લીધો. પૈસા માગ્યા એટલે કહે કે જાઓ પાકિસ્તાન સરકાર પાસેથી લઈ લો! હું ગભરાયો અને બીજે દિવસે દુકાન બંધ રાખી, ત્રીજે દિવસે જઈને જોઉં છું તો ત્રણેક મુસ્લીમો તાળું તોડી મારી દુકાનનો કબજો જમાવી બેસી ગએલા અને ધક્કો મારીને નીચે ઉતાર્યો. ને કહે કે એ તો દુકાન હવે પાકીસ્તાનની બની ગઈ. આમ સાવ નિરાધાર બની નીકળ્યો છું. ધરતીમાતાને ખોળે માથું રાખ્યું છે. એમા જીવાડે તો ખરૂં."

રેડીઓના એક લક્ષાધિપતી વ્યાપારી, સાતેક લાખનો માલ મૂકી મુંબઈ અને ત્યાંથી વડોદરે આવ્યા. તે કહે—પણ અમે ત્યાં વેપાર કેમ કરીને કરી શકીએ? પાણીના મૂલે ચીજ વેચવા માંડી છે અને છતાંય ખરીદનાર ન મળે પચ્ચીસ રૂપીએ કોઈ રેડીઓ સેટ ન લે પછી કરું શું! સિંધમાં મુસ્લીમો છે પણ એમની કોઈ દખલ નથી પણ પંજાબથી જે ભરાઓ થયો છે તેમની તો વાત જ ન પૂછો. સૌને એમની સતામણી સરખી લાગે છે. સિંધના મુસ્લીમોને પણ એમની દખલ ઓછી નથી. એક મારી નજરે જોએલો પ્રસંગ કહું: પાંચ છ પંજાબી મુસ્લીમો એક સિંધી મુસ્લીમની ખાણાવળમાં દાખલ થયા અને ખાસ્સું વીસેક રૂ. નું બીલ બનાવ્યું. માલિકે પૈસા માગ્યા ત્યારે જવાબ મળ્યો પાકિસ્તાન માઈ બાપ. જાઓ ઉનસે પૈસા લે લો. આવી દશામાં શું ધંધા થાય!

રેશમની પેઢીઓ ચલાવતા કપાસનું કામ-કાજ કરતા એક મોટા વેપારી પોતાના મોટા કુટુમ્બ કબીલા સાથે આવી રહ્યા. તેમની વાત બહુ વિચાર પૂર્વકની મને લાગી. તેમની રોજની કમાણી ઘણી મોટી હોવાનું તેમણે જણાવ્યું અને તે એકદમ તૂટીને બે આંકડે આવી ગઈ. સરકાર પાસે તેઓ રહેતા તે કહે, હા, સિંધમાં પશ્ચિમ પંજાબ જેવું નથી એ ખરૂં પણ ત્હાંના આવનારાના પ્રતાપે "The whole economic structure has broken down " આર્થિકતંત્ર સાવ તૂટી ગયું છે." અમારે ત્યાં કપાસ તૈયાર થઈ જવા આવ્યો છે અને લણનાર કોઈ માણસ નથી. બજારમાં ખરીદનારા નથી. ધરતી ખાવા ધાતી જણાય છે. ત્યાંના મુસ્લીમો તો અમે ગામ છોડશું ત્યારે ફુસકે ફુસકે, ઓરત અને મરદો રડવા મંડેલા પણ તમે જાણો છો! "Here Jawahar and others are there to govern, while there in Pakistan—they are there to rule and rule us out and down, they want to create autocratic Padshahat in this age of democratic and socialistic tendencies. '

જ્યાં વહીવટી તંત્ર નથી પણ બાદશાહી ફરમાનો જેવી પરિસ્થિતિ હોય, સામાજીક સહકાર અને સહકારી જીવન નથી, આર્થિક સધ્ધારા, નહીં રાજકીય મુત્સદીગિરી કરતાં ધાર્મિક ઝનૂન રાજતંત્રનું વહીવટી હથિયાર બને ત્યાં જીવન ગુજારો કેમ થાય?

એ સ્થળમાં જ એક યુવાન બ્હેન સાથે વાતે વળગ્યો, જેના અંગમાં લાવણ્ય હતું. રૂપ હતું, યૌવન હતું પણ ચહેરા પર ઉલ્લાસ ન હતો. તે કહે " એ ભૂમિ પાકિસ્તાન નથી

એને બે ધર્મની સ્થાન કહો, ત્યાં રહીને કેમ જીવાય ? તમને એ બધાનો ખ્યાલ કેવી રીતે આવે ?

આ' પછી મરવા મુલતાનના એક વયોવૃદ્ધ વેપારી. અમૃતસરમાં એમનાં કારખાના દુકાનો વગેરે હતું. મોટો કુટુમ્બ કબીલો હતો. એમાંથી એમના એકલાનું કુટુમ્બ સલામત નીકળી આવેલું. કારખાનાં વિ. સહુ સહુ ગયેલું. બાકીનાં કુટુમ્બીજનોની શોધ કરતાં હતા, ધંધા અર્થે પરદેશમાં પણ રહેલાં, એ બદી કલાકની એકધારી એમની વાતમાં ઘણુંયે સમજવા જેવું હતું. તે કહે : "ઝીણા સાહેબને તો પાકિસ્તાન મળ્યું પણ આપણને શું મળ્યું ? હિન્દ હિન્દુસ્તાન નહીં. જાપાનીઓને જાપાન અંગ્રેજોને ઇંગ્લીશસ્તાન અને હિન્દુઓને હિન્દુસ્તાન નહીં, સૌને પોતાની ભૂમિ માત્ર આપણે જ નહીં. આપણા નેતાઓ ઓદાર્યની જે ઉંચી ટેકરી પર બેઠા છે ત્યાંથી વાસ્તવિકતા પર આવવું પડશે, નહીં તો જંપવા વારો નહી આવે અને આપણે હિન્દુઓએ કર્યું પણ શું ? આપધાનીસ્તાનના સવાલ પરદાન સુધી પહોંચ્યો ફક્ત વેપાર જ કર્યો. ઝીણા સાહેબ અને એમની જમાતે દસ વરસથી એક વાતરટી તે માટે, સારૂં નરસુના ભાવો માંડીવાળી હેતુ સાધવા મંડી રહ્યા અને તે આળા દરમીયાન સારૂં નરસુ વિચારવાનું મૂકી આપણે મરવા પૈસા ઉઝરડવા, નતીજો તમે જૂઓ છો.

મુલતાની વૃદ્ધનાં ઉપલા વાક્યો સાંભળી રહ્યો હતો તે વખતે મને "લીઓનારડો ડ વીન્સી" ના શબ્દો સાંભરી આવ્યા.

" Once I have learned how to die,
then I shall know how to live "

પાકિસ્તાનને " માબાપ " કહેનારને હાથે અનુભવીઓ એ રજૂ કરેલી હાલત ચાલુ રહેશે તો એ ધરતીના હાલહવાલ પણ થોડા સમયમાંજ જોવા જેવા થશે પણ તે કરતાંય વધુ તો જે પ્રજા આજે દેશવટે નીકળી છે એમની પાસેથી બાકીની પ્રજાએ ઘણાંએ બોધપાઠ લેવા જેવો છે. મારી યાત્રાની અતિ સંક્ષેપ નોંધ આટલેજ બંધ કરૂં છું.

---

શ્રીયુત જમનાદાસ મહેતાએ એસેમ્બ્લીમાં એક વખત નીચેની વાત કહી હતી
લંડનની હાર્લી સ્ટ્રીટના એક સ્પેશીઆલીસ્ટ પાસે એક મગજનો દર્દી આવ્યો અને તેણે પોતાનું મગજ તપાસાવ્યું સ્પેશીઆલીસ્ટ કામમાં હતો. તેણે કહ્યું કે તમારા મગજને તમારે મૂકી જવું પડશે. હું થોડા દિવસમાં એને બરાબર કરી મૂકીશ. આ પછી પેલો દર્દી ઘણા દિવસ જણાયો નહિ અને એક દિવસ ઓચિંતો પાછો આવ્યો. પેલા સ્પેશીઆલીસ્ટે તેને પૂછ્યું કે તમે આજ સુધી ક્યાં ગયા હતા ? તો દર્દી કહે : હું હિંદુસ્તાનનો નાણાં પ્રધાન થઈ આવ્યો એ દર્દીને મગજ સાથે લેવા જરૂર હતું.

• • • •

ઝુનીઆના એક સર્જન પાસે એક વકીલ દર્દી દાંતના દર્દ સારૂં કરાવવા આવ્યો. તેને તપાસ્યા પછી સર્જને કહ્યું કે મોઢામાંથી ડોકી ઉપરથી ઓપરેશન કરી દાંત કાઢવો પડશે, વકીલ એથી નવાઈ પામ્યો. પરંતુ સર્જને કહ્યું કે જર્મનીમાં વકીલને મોં ખોલવાનો હુકમ નથી એ તમે જાણતા નથી શું ?

• • • •

એક મીનાને કોઈએ પૂછ્યું. "ચીનમાં સારા ડાક્ટરો ખરા ?"
મીનાએ જવાબ આપ્યો 'સારા જ નહીં પણ ત્યાં ઉત્તમ ડાક્ટરો છે. ડેન્ટપેન્ગ ડાક્ટરે એક વાર મારી જીંદગી બચાવી હતી.'
'તે કેવી રીતે ?' પેલાએ પૂછ્યું
'તે એવી રીતે કે એક વાર હું માંદો પડ્યો ત્યારે મે હેનકાન ડાક્ટરને બોલાવ્યો. તેની દવા પીવાથી મારી તબીયત વધારે બગડી પછી મેં એનસીંગ ડાક્ટરને બોલાવ્યો. તેની દવાથી તબીયતમાં વધારે ખરાબી થઈ. ત્યારે પછી મેં ડેન્ટપેન્ગ ડાક્ટરને બોલાવ્યો. પણ તે કામમાં હતો એટલે આવી શક્યો નહિ, આથી મારી જીંદગી બચી.

# અદ્દભુત કૂતરો

[ રશિયન નવલિકા ]

આજે મારું મન વ્યથિત છે. બિરાદરો, એક કૂતરાને લીધે હું અસ્વસ્થ થયો છું

થોડા દિવસ પર જ કંઈ એવું બન્યું.

એક અમારા વેપારીએ—એક તદ્દન સામાન્ય વેપારીએ તેનો ઓવરકોટ ગુમાવ્યો. કોઈએ તે ચોરી લીધો હતો અને સ્વાભાવિક રીતે તેણે ધમાલ કરી મૂકી.

"મારો ઓવરકોટ તદ્દન સારો હતો" તેણે કહ્યું "તે ગુમ થતાં મને ઘણી દિલગીરી થાય છે, ગમે તે ખરચ થાય તે કરીને પણ હું એનો ચોર પકડીશ."

તેણે છૂપી પોલિસ ખાતાને ફોન કર્યો અને એક પોલીસ કૂતરાને મોકલવા કહ્યું.

કૂતરો આવ્યો અને સાથે એક ડિટેક્ટીવ આવ્યો. તેણે પોલીસ ડ્રેસ અને ફેંટો પહેર્યો હતો. કૂતરાનું મ્હોં લાંબુ હતું અને તે દરેક વસ્તુમાં માથું મારતો હતો. તે કંઈ આકર્ષક કૂતરો ન હતો

વેપારીના ઘર બહાર પડેલાં પગલાં ડિટેક્ટીવે કૂતરાને સુંઘાડ્યાં અને ' લે, ચાલ ' એમ તેણે કૂતરાને કહ્યું.

કૂતરાએ પગલાં સુંઘ્યાં, માથું ઊંચું કર્યું, ફરતે ઊભેલા લોકોને સારી રીતે જોઈ લીધા. શું થાય છે તે જોવા લોકો ત્યાં ભેગા થયા હતા.

લોકો પર દૃષ્ટિ ફેરવી કૂતરો નંબર પાંચની ઓરડીમાં રહેતી ત્યાં ઊભેલી ફેકલાકાકી આગળ ગયો અને તેના ઘુમટાનો છેડો ફુંફાડા મારી સૂંઘવા લાગ્યો.

ફેકલાકાકી ડિટેક્ટીવને પગે પડી. "હું પકડાઈ ગઈ છું. હું નકારી શકતી નથી મેં પાંચ ડોલ અને એક કેમેરા ચોર્યો છે. મારી ઓરડીના માળીયામાં તે બધું છે. ત્યાંથી લઈ લો અને મને જેલમાં લઈ જાઓ."

શશિકાંત ચતુર્વેદી

ટોળું અચંબિત આશ્ચર્યચકિત થયું

"ઓવરકોટ ક્યાં છે" કોઈએ પૂછ્યું.

"ઓવરકોટ વિશે હું કશું જાણતી નથી. મેં તે જોયો પણ નથી. પણ ડોલ અને કેમેરા ચોરીનું હું કબુલ કરું છું કૂતરો સાચો છે." ફેકલાકાકીએ કહ્યું અને તેઓ ફેકલાકાકીને પકડી ગયા.

પછી ડિટેક્ટીવે કૂતરાને પટાથી પકડી પગલાં આગળ લઈ જઈ તે સુંઘાડ્યાં અને કહ્યું "ચાલ, જોઉં" કૂતરાએ ટોળાને સારી પેઠે જોયું, હવા સુંઘી જોઈ અને ચાલના મુનીમ આગળ સીધો ગયો.

મુનીમ ફીક્કો પડી ગભરાઈ ગયો. "મને બેડી પહેરાવો" તેણે કહ્યું, "હું ભને હાથ પર છું. હું કબુલ કરું છું કે હું મોટો ગુનેગાર છું. મેં ભાડૂતો પાસે ખોટા પાણી વેરા ઉઘરાવી તે પૈસા મોજશોખમાં ઉડાવી દીધા છે."

ભાડૂતો એકદમ ઉછળ્યા અને તેના હાથ સખત રીતે બાંધવા લાગ્યા. દરમ્યાન કૂતરાએ ફરીથી હવા સુંઘી જોઈ અને નંબર ૭માં રહેતા ભાડૂત પાસે ગયો અને તેના પાટલૂનનો છેડો પકડ્યો.

આ ગૃહસ્થ પણ ફીક્કો પડ્યો, ઘૂંટણે પડી કહેવા લાગ્યો, "હું મારો ગુનો કબુલ કરું છું. હું જૂઠો અને બદમાશ છું. મારા જન્મપત્રમાં મેં મારી જન્મ તારીખ ફેરવી છે મારે લશ્કરમાં જોડાઈ દેશના હિતમાં લડવું જોઈતું હતું, તેને બદલે નંબર ૭ માં ભાડૂત તરીકે રહી મજા કરું છું. મને કેદ કરો."

હવે ટોળું અસ્વસ્થ થતું જણાયું. "કેવો અનુપમ કૂતરો!" તેઓ વિચારવા લાગ્યા

કૂતરાને બોલાવનાર વેપારી પણ બેચેન, જણાવા લાગ્યો. તેણે થોડા પૈસા હાથમાં લઈ ક્રિકેટીવને આપતાં કહ્યું, " આ તમારા વફા-દાર કૂતરાને લઈ જાઓ. "

પણ કૂતરો ત્યાં મક્કમ ઊભો હતો. ને વેપા-રીની સામે ઊભો રહી પૂછડી હલાવવા લાગ્યો.

વેપારી કંટાળ્યો અને ત્યાંથી ચાલી જવા યત્ન કરવા લાગ્યો પણ કૂતરો તેમ તેને છોડે એમ હતું નહિ. તે તેની પાછળ પડ્યો અને તેનાં કપડાં સૂંઘવા લાગ્યો.

વેપારી નિસ્તેજ બની બબડવા લાગ્યો. " જૂઠું બોલવાનો અર્થ નથી. ઇશ્વર સત્ય જાણે છે. તેથી મ્હારે કબૂલ કરવું રહે છે કે હું અપરાધી છું. ઓવરકોટ મારો નથી. મારા ભાઈનો હું ચોરી લાવ્યો હતો."

હવે ટોળામાંના દરેક માણસ ત્યાંથી જુદી જુદી દિશામાં નાસભાગ કરવા લાગ્યા. કૂતરાને હવા સૂંઘવા વખત ન હતો. તેણે એકએકને ફેરવી પાડયા. તેઓએ પણ ગુના કબૂલ કર્યા. એકે સરકારી પૈસા જુગારમાં ખરચી કાઢયા હતા. અને બીજાએ પત્નીને માથા પર પ્રહાર કરી સ્વધામ પહોંચાડી હતી.

દરેક નાસી છૂટયા. માત્ર ક્રિકેટીવ અને કૂતરો જ ત્યાં રહ્યા.

અને તમે માનશો ! હવે કૂતરો ક્રિકેટીવ સામે જઇ ઊભો રહી પૂછડી હલાવવા લાગ્યો.

ક્રિકેટીવ ફીક્કો પડી ગયો. કૂતરા આગળ ઘૂંટણે પડયો "મારા હાથ બાંધ" તેણે કહ્યું, "ત્હારી મરજી હોય તો મને કર. તારી ખાધા ખોરાકી માટે ત્રીસ રૂપીઆ મને આપવામાં આવે છે. તેમાંથી વીસ રૂપીઆ હું મ્હારા માટે વાપરી જાઉં –."

પછી શું થયું તેની મને ખબર નથી. જેટલી ઝડપથી દોડી શકાય તેટલું દોડી હું ત્યાંથી ભાગી છૂટયો.

---

પ્રખ્યાત ફિલ્મ નૈગડ વોલ્ટરને એક અમેરિકન સદગૃહસ્થ મળવા વાતચીતમાં હોવરની વાત નીકળી એટલે વોલ્ટરે હોવરનાં વખાણ કર્યાં. આ સાંભળી પેલા અમેરિકન સદગૃહસ્થે કહ્યું " હોવર તો વગાન વિષે સારું બોલતો નથી."

આ સાંભળી વોલ્ટરે ઠંડે પેટે જવાબ આપ્યો. " અમે બન્ને કદાચ એકબીજાના સંબંધમાં ખોટા હોઈશું !"

• • • •

જસ્ટીસ હોકિન્સ તેની બૅરિસ્ટર તરીકેની કારકિર્દીમાં કેસ નિષ્ફળ નિવડશે એમ દીસતું લાગતાં ત્યાં તે કેસના બચાવમાં ભાષણ કર્યે જતો. એક વખતે જજે ખામી કાઢી કહ્યું. " મી. હોકીન્સ ! બે કાળી વસ્તુથી એક ધોળી વસ્તુ થાય છે એમ જો તમે સાબીત કરો તો હું તમને આગળ દલીલ કરવા દઉં."

હોકીન્સે જવાબ આપ્યો : "માઈ લૉર્ડ ! હું તેમ કરીશ. કાળો મરઘો અને કાળી મરઘી એક સફેદ ઈંડું ઉત્પન્ન કરે છે એમ હું જાણું છું."

• • • •

અમદાવાદમાં ગુજરાત સભાને પુનર્જીવન કરવાની વાત આવતાં તેમાં ગાંધીજીને મંત્રી અને સર ચીનુભાઈને પ્રમુખ નિમવાની વાત આવતાં કોઈકે કહ્યું : " સર ચીનુભાઈ ગાંધીજીના ઉપરી થવા યોગ્ય છે?"

ગાંધીજીએ બોલનારને તરત જ રોકયા અને કહ્યું : " તમે મારું અપમાન કરો છો. તમે શું એમ કહેવા માગો છો કે હું સર ચીનુભાઈના તાબામાં રહી કામ ન કરી શકું ?"

૨

# જીવન સૌરભ



**છોટાલાલ માનસિંહ કામદાર**

કેસેનોવા પોતા પ્રવાસ દરમિયાન વિખ્યાત સર્જન આલ્બેર્કવોન હોલરને સ્વીટ્ઝર્લૅન્ડમાં મળ્યો અને વોલ્ટેર વિષે તે શું ધારે છે તે પૂછ્યું. વોન હોલરે જવાબ આપ્યો "તેને છાપરે ચઢાવવામાં આવ્યો છે. તે તદ્દન નબળો કવિ છે. તેની ફીલસૂફી ભયંકર છે. તેનો જગતને સંદેશો શૂન્ય છે"

ત્યારબાદ કેસેનોવા વોલ્ટેરને મળ્યો અને તેને વોન હોલર વિષે અભિપ્રાય પૂછ્યો. વોલ્ટેર તો ઉત્સાહમાં આવી ગયો "સુંદર મનુષ્ય, ઉત્તમ દોસ્ત, મહાન લેખક, કુશળ, અદ્ભુત બુદ્ધિશાળી વ્યક્તિ"

ત્યારબાદ વોન હોલરે તેને કહ્યું હતું તે કેસેનોવાએ વોલ્ટેરને કહ્યું. વોલ્ટેર એક મિનિટ ચૂપ રહ્યો. પછી હસીને તે બોલ્યો. "ઠીક લાગે છે વોન હોલરની અને મારી-બન્નેની ભૂલ થતી લાગે છે."

• — • •

મિન્કા એડમેન અને જેરોમ ફ્રિટ્ઝ સાથે જમવા બેઠા હતાં. ત્યાં નોકરે આવીને મી. ફ્રિટ્ઝને "જગતના મહાન વાયોલિન વગાડનારને" સંબોધીને સીરનામુંવાળો પત્ર આપ્યો.

ફ્રિટ્ઝે કાગળ આપીને કહ્યું 'મિસ્કા' આ તમારો પત્ર હોવો જોઈએ "એડમેને માથું ધુણાવ્યું" ના જેરોમ, તે તમારો છે"

આ ઉપરથી, નોકર તે પત્ર વાંચે તેમ તેઓએ નક્કી કર્યું. નોકરે પત્ર ખોલીને વાંચવાનું શરૂ કર્યું, "વ્હાલા ફ્રિટ્ઝ..." એરકવાયર.

• • •

હિંદના માજી વાઇસરોય લોર્ડ રીડીંગના પ્રમાણપત્ર સાથે, મી. એ. એસ. આયગર સર વિલિયમ વિન્સેન્ટના હસ્તાક્ષરો સબંધી નીચેની વાત કહે છે. સર વિલિયમના માનમાં યોજેલ વિદાય ભોજન વખતે નામદાર વાઇસરોયે જણાવ્યું કે "હું તેના દેખાવ વિષે બોલતો નથી કેમ કે જો હું તેના દેખાવ ગણાવવા બેસું તો તેના ગુણોનું મહત્વ વધી જાય. પરંતુ તેના ઘણા ગુણો હોવા છતાં તેમાં એક ચોક્કસ પ્રકારની અપૂર્ણતા હતી. તેની વિદાય વખતે તેથી મને કંઈક આશ્વાસન મળે છે' (હસાહસ) મારી પાસે એક ફાઇલ લાવવામાં આવી હતી. તેના પર સરવિલિયમે કંઈક નોંધ કરી હતી અને પોતાના હસ્તાક્ષરમાં સુધારો કર્યો હતો. મારા મંત્રીની મદદ લઈને લાંબી અને દુઃખદાયક પરીક્ષા પછી પણ મેં તે શોધી કાઢી. એમનામાં છેક એક નોંધ હતી કે અમુક વિશિષ્ટ કાયદાને અંગે મુસદ્દા સબંધી વિચાર કરવાનું નક્કી થઈ ગયું છે પણ તેમ છતાં મને લાગે છે કે ભવિષ્યમાં બધાને બતાવવા માટે આ મુસદ્દો જાળવી રાખવો. જેઓએ જેથી કરીને આવા મુસદ્દાની કસોટી કરીને જોઈએ કે અક્ષર ઉકેલવાની પરીક્ષામાં તેઓ કેવા સાબ નીવડે છે. જો તેઓ એક વખત તે વાંચી શકે તો પછી તેઓ નિકાલ ન કરી શકે તેવો કોઈ પણ પ્રશ્ન હોવાનું હું માનતો નથી. (હસાહસ)

• • •

ન્યુયોર્કના વકીલોમાં મોખરે સ્થાન ભોગવતા હતું. ઘણા પ્રખ્યાત કેસોમાં તેનેજ રોકવામાં આવતા હતા.

એકવાર બચાવ પક્ષ તરફથી ઉભા રહેતાં તેણે જ્યુરીના એક સભ્યને પૂછ્યું કે 'આરોપીના ગુન્હા અથવા નિર્દોષતા સંબંધી તમારી શું માન્યતા છે?'

તે માણસે જવાબ આપ્યો "જ્યારે તે ગુન્હેગાર છે. નહિતર તે તમને શા માટે નજીબ લાગે?'

• • •

સી. એફ. એન્ડ્રુઝ ને ગરીબો પ્રત્યે અનહદ પ્રેમ હતો. તેઓમાંના એક થવાનું તે પસંદ કરતા. તે પોતા પાસે કદી પૈસા રાખી શકતા નહિ. ખરી વાત તો એ છે કે પૈસાનું શું કરવું તેની તેમને સમજ ન હતી. કામળાના સામાન્ય પરિસ્થિતિમાં તે છૂટા પૈસા રાખતા હતા. પોતાની પાસે જે હોય તે ગરીબોને વહેંચી દેતા. કેટલીકવાર તો તેમની પાસે ખમીસ તથા પાટલુનની બીજી જોડ પણ નહોતી. તેમના મિત્રો તેને રેશમી ખમીસ, સૂટ તથા મોજાં આપતા પણ તે હમેશાં ગરીબોને આપી દેતા. એક વખત એક મિત્રે તેને સિમલા આવવા જવાના ખર્ચ માટે ૧૫૦ રૂપીઆ આપ્યા. રેલ્વે સ્ટેશને જતાં માર્ગમાં કેનેડાથી પાછો આવેલ એક હિંદી તેને મળ્યો. તેણે જણાવ્યું કે, કેટલાક સમય થયાં હું આપને મળવાની ઇચ્છા રાખું છું અને તેથી આપની-પાછળ પાછળ કલકત્તા, મદ્રાસ અને ત્યાંથી મુંબઈ આવ્યો છું. વળી તેણે જણાવ્યું કે હું અને મારી પત્ની તથા બાળકો અહીં અટકી પડયાં છીએ અને ભૂખે મરીએ છીએ અમે પંજાબમાં અમારા ઘેર પાછા જવા માગીએ છીએ, પણ ત્યાં જવા માટે પૈસા નથી. આ માણસના બૈરાં છોકરાં પણ સ્ટેશને તેની સાથે હતા. એન્ડ્રુઝ સાહેબે ખીસામાંથી ૧૫૦) રૂપીઆ કાઢયા અને તે માણસને આપી દેતા જણાવ્યું કે, અત્યારે તો હું કંઈ વધારે કરી શકું તેમ નથી પરંતુ જો તમે મારા પર પત્ર લખશો તો મારાથી વધારે શું થઈ શકે તે હું જોઈશ. પછી તે પોતાના યજમાનને ત્યાં પાછા ગયા અને પોતાના ન જવાનું કારણ જણાવ્યું. તે દિવસની ગાડી તે ચૂકયા પણ બીજા દિવસે યજમાન રેલ્વે સ્ટેશન સુધી સાથે ગયા અને ટીકીટ ખરીદી ને તેને આપી. આ રીતે બીજે દિવસે તે ગયા.

∘ • •

---

એક વખત રેલ્વે મુસાફરીમાં સ્વ. સાક્ષર ગોવર્ધનરામ સાથે એક મેટ્રીકયુલેટ ગૃહસ્થ હતા. તેમણે ગોવર્ધનરામને કહ્યું "ગોવર્ધનભાઈ ! આપે તો અમારા ઘરમાં કજીઓ દાખલ કર્યો !"

ગોવર્ધનરામે પૂછ્યું "કેમ ?"

પેલા મેટ્રીકયુલેટ ગૃહસ્થે કહ્યું "અમારા બૈરાં 'સરસ્વતિચંદ્ર' માંના શબ્દોના અર્થો અમને પૂછ્યા કરે છે. અમારે તેમની સાથે વાંચવા બેસવું પડે છે, અને કોઈક વખત તો અમને પણ એ શબ્દોના અર્થો આવડતા નથી અને ડીક્ષનરી જોવી પડે છે ત્યારે અમારી બૈરાં આગળ આબરૂ જાય છે !"

ગોવર્ધનરામે આ સાંભળી હસીને કહ્યું, 'હું આ સાંભળી બે રીતે ખુશી થયો. તમારા બૈરાં સાથે તમારે વાંચવા બેસવું પડે એ એક ખુશીની વાત. અને ડીક્ષનરી ઉઘાડવી પડતી હશે તો તમારો પણ અભ્યાસ વધતો હશે—એ બીજી ખુશીની વાત."

• • • •

જેમ્સ બીજો જ્યારે ડયુક ઓફ યોર્ક હતો ત્યારે એક વખત મહા કવિ મીલ્ટનને મળવા ગયો. મીલ્ટનને તેણે પૂછ્યું કે "મારા પિતા ચાર્લ્સની વિરૂધ્ધ લખવા માટે ઈશ્વરે આપને આંધળાપણાની શિક્ષા કરી છે એમ આપને નથી લાગતું ?"

મીલ્ટને આ સાંભળી શાંતુ પૂછ્યું "આપનું કહેવું ખરૂં માનીએ તો આપના પિતાને માથું ગુમાવવું પડયું તે કયા પાપની સજા હશે ?"

• • •

વડી ધારાસભામાં કોઈક મુદ્દા ઉપર ભાષણ કરતાં સ્વ. પંડિત મોતીલાલ નેહરૂએ કહ્યું "સૂતાં જાગતાં મને સ્વરાજની ધૂન લાગી રહે છે. સવારે, બપોરે, સાંજે, રાત્રે સદા હું સ્વરાજ વિષે વિચાર કર્યા કરૂં છું."

આ સાંભળી કોઈકે પૂછ્યું, "ત્યારે આપ રેંટીઓ ક્યારે ફેરવો છો ?"

# સર્વવ્યાપક અનિષ્ટ



ર. પ. મ.

નિત્યના વ્યવસાય અંગે મારે ઠેરઠેર ગામોમાં પર્યટન કરતાં એક વખતે એક કસ્બામાં નિવૃત્ત થયેલા વહીવટદારને ત્યાં મારે એક રાત રહેવાનું થયું. સાંજે બ્રિજ રમવા મળ્યું નહિ, એટલે મન બેચેન હતું તેથી બાજુ કરી સાથે લાવેલાં ચોપાનિયાં, પુસ્તકો જોઈ જવા વિચાર કર્યો, ત્યાં તો વહીવટદાર સાહેબ પધાર્યા અને મારી સામે આરામ ખુરશીમાં બેઠક જમાવી, વાતોનું પિષ્ટપેષણ કરવા લાગ્યા. સામો માણસ કહે તે સભ્યતાથી અને ધીરજપૂર્વક સાંભળવું—તેની વાતમાં આપણે રસ છે—રસ બતાવવો આવી મુરબ્બીઓની અને ઉપદેશકોની શિખામણ ત્રાસદાયક લાગી. એઓ 'સામા' માણસને એવો બોધ કેમ આપતા નથી એમ મનમાં બડબડાટ થયો. પણ વહીવટદારની વાતોમાં પાછળથી મને બ્રિજ રમવા કરતાં વધારે રસ પડ્યો અને ચોપાનિયાંની હકીકતો કરતાં વધારે માહિતી મળી. તેમની પ્રત્યે અણગમો કરવામાં મારી ભૂલ હતી તે પાછળથી સમજાયું.

ઋતુ, હવા, પાક અને રાજકીય પરિસ્થિતિની ચર્ચા કર્યા પછી, વહીવટદારે તેમના અંગત અનુભવોની થોડી વાતો કરી તેમાંના એક બે પ્રસંગ અહીં નીચે આપું છું.

## તારું કંઈ થતું હશે ને ?

"પચાસેક વરસ પહેલાંની વાત છે" વહીવટદારે કહ્યું, "વરસાદ જોઈતો પડ્યો નહિ, પાછળથી પાણીની તંગી પડી, વાવેલું અનાજ પૂરતા પ્રમાણમાં ઊગ્યું નહિ અને પ્રજાએ અર્ધ દુકાળ અનુભવ્યો. અમારા મહારાજા સાહેબ પ્રજાના કલ્યાણ માટે જાગૃત હતા—તેમણે કોઈ ખેડૂતોનું મહેસૂલ માફ કર્યું, કોઈને રોકડ રકમ બક્ષીસ આપી તો કોઈને તગાવીએ રૂપિયા ધીર્યા.

આ વખતે હું વહીવટદાર તરીકે કસ્બામાં હતો. અને સહાયની રકમ મેળવતા ખેડૂતોને મારી સમક્ષ પત્રક પર સહી કરવી પડતી. આવી સહી કરવા આવેલા ખેડૂતોમાં એક સાઠેક વરસના ડોસાએ અંગૂઠાનું પત્રકમાં નિશાન કરી મારી સામે ટેબલ પર ત્રણ રૂપિયા મૂક્યા.

મેં પૂછ્યું, 'એ શેના ?"

ડોસાએ કહ્યું, "કેમ, તારા કંઈ થતા હશે ને ?"

મને કંઈ સમજ ન પડી. તેથી તેમને ફરીથી પૂછ્યું, ત્યારે તેણે જણાવ્યું, "તું વળી કંઈ મફત સહી કરવા દેવાનો છે ? તારી બાબતના આ રૂપિયા. વળી મને પચીસ રૂપિયા તગાવીના મળ્યા છે, તે વહેંચતા વહેંચતા હવે મારી પાસે ત્રણ રૂપિયા બાકી રહ્યા, તેટલા વળી ઘેર શું થઈ જાશે ! એ તારા" એમ કહી એ ફટ કોર્ટમાંથી નીકળી જતો હતો તેને મેં પાસે બેસાડી ધીમે ધીમે પ્રશ્નો પૂછી બધી વિગતો કઢાવી, તો મને જણાયું કે ડોસાને તગાવીના પચ્ચીસ રૂપિયા મળ્યા. તેમાંથી તેને બાવીસ રૂપિયા તો લાંચ તરીકે વહેંચી દેવા પડ્યા હતા. તેને ઓળખાવવા જનાર વરતણિયાએ ત્રણ રૂપિયા લીધા, રૂપિયા આપનાર તલાટીએ પાંચ રૂપિયા કાપી લીધા, પટેલે પાંચ રૂપિયા લીધા, કોર્ટમાં આવ્યો ત્યાં પટાવાળાએ, કારકુને અને બધા કારકુને તેમની લાગત લીધી અને મારી પાસે સહી કરવા આવ્યો, ત્યારે તેને લોનમાં મળતા પચીસ રૂપિયામાં માત્ર ત્રણ રૂપિયા બાકી રહ્યા હતા. હવે હું તેને સહી મફત કરવા દઈશ એમ બિચારો એ માની જ કેમ શકે ! જાણે કંઈ બન્યું ન હોય, તેમ વગર ફરિયાદે, બોલ્યા ચાલ્યા વગર તે ત્રણ રૂપિયા મને આપી ચાલી જવા માગતો હતો. વરતણિયા, તલાટી, મુખી, પટાવાળા, કારકુનો પાસેથી રૂપિયા પાછા કઢાવીને ડોસાને તેની પચીસની પૂરી રકમ કરી આપી અને તે ઘરે જવા પાછો ફર્યો. મેં આવા

ન હતી. તેણે કહ્યું, "મારા છોકરાનો જન્મ-દાખલો જોઈએ છે. તે માટે તમારો કારકુન મારી પાસે પાંચ રૂપિયા લાંચ માગે છે. અમારા આફ્રિકામાં આવું કોઈ કરે તો તરત જ ડીસમીસ થાય, અહીં તો કાળા લોક ગમે તેમ કરે છે." મેં તેને શાંત પાડ્યો અને કારકુનને બોલાવ્યો. કારકુનનો ખુલાસો પૂછતાં તેણે કહ્યું, 'સાહેબ, એ તો મને કહે છે કે દસ રૂપિયા આપું પણ મારા છોકરાનો જન્મ દાખલો આપો.' હવે સાહેબ જન્મ નોંધાવ્યો નહીં હોય, તો હું દાખલો ક્યાંથી આપું?"

વહોરાજીનો ક્રોધાગ્નિ એકદમ પ્રજ્વલિત થયો. આવેશમાં એનું મગજ ફાટી જાય એવી પરિસ્થિતિ જણાઈ. તેણે કહ્યું, "સાહેબ, એણે મને જન્મનોંધમાં મારા છોકરાના જન્મની એન્ટ્રી હમણાં જ બતાવી છે. '૭૫ ની સાલની નોંધબુક મંગાવો."

કારકુન ગણગણ્યો, "સાહેબ, એ તો એના સ્વાર્થ માટે કેટલુંય જૂઠું બોલશે." એમ કહી '૭૫ની જન્મનોંધનું પત્રક લઈ આવ્યો. એ નોંધપત્ર હું જોઈ વળ્યો પણ પેલા ગૃહસ્થના છોકરાનો જન્મ નોંધાયેલો મળ્યો નહિ, વહોરાજીના હાથમાં મેં તે દાખલ આપ્યો. વહોરાજી પણ પત્રક જોઈ વળ્યા અને ગુંચવાયા. મેં વહોરાજીને નમ્ર ઠપકો આપી વિદાય કર્યો.

બે ત્રણ વરસ પછી એક બીજા કારકુન મારફત મેં અચાનક આ કિસ્સાની પૂરી હકીકત જાણી. કારકુને પેલા ગૃહસ્થને તેના છોકરાના જન્મની નોંધ બતાવી હતી, પાંચ રૂપિયા લાંચ પણ માગી હતી, મારી પાસે પત્રક લાવ્યો, ત્યારે ઉપર '૭૫ ની સાલની કાર્ડબોર્ડનું કવર રાખી અંદર '૭૪ ની સાલનું પત્રક મૂકી લાવ્યો હતો. તેમાં પેલા છોકરાની જન્મ નોંધ ક્યાંથી નીકળે? વહોરાજી મારી ઓફિસમાંથી નીકળી બહાર જતા હતા, ત્યારે પેલા કારકુને તેને બોલાવી પાછું કહ્યું, "હવે દસ રૂપિયા આપો, તો જન્મનો દાખલો મળશે. વિચારીને કહેજો." તે ગૃહસ્થ એવો મુંઝવાયો હતો કે કંઈ બોલ્યા ચાલ્યા વિના નીકળી ગયો.

નહિ લાંચ લેતા અમલદારો નથી એમ નથી પણ તેઓ લાંચ નહિ સ્વીકારવાથી તેમને કેવી મુશ્કેલીઓ વેઠવી પડે છે તે હું જણાવું તો આખી રાત તમને ઉજાગરો થાય માટે તે વળી કોઈ બીજા પ્રસંગે કહીશ પણ તમને એટલી ભલામણ કરું છું કે આવી કારકુન માત્ર ખરાબ છે એમ માનશો નહિ. તેમના જીવનની પીડા જાણી છે? તમારે લાંચ રૂશ્વતની બદી ટાળવી છે? તો પહેલા તેમના પગારો સુધારો."

બ્રિજના ત્રણ નો ટ્રમ્પસ-દૂ નો ટ્રમ્પસ કરતા અને અંગ્રેજી માસિકોની નવલિકા કરતાં મને વહીવટદારની વાતચીતમાં વધારે રસ પડ્યો. આખી રાત ઉજાગરા કરી પાન રમનારને ઊંઘ માટે પડી ન હતી. મેં વહીવટદારને આગ્રહ કરી વાતો ચાલુ રાખવા કહ્યું પણ તેમની આતિથ્યસત્કારની ભાવના આડે આવી. મને આરામ્યોગ મળવો જ જોઈએ એમ કહી તે તેમના રૂમમાં ચાલ્યા ગયા.

# ગાયકવાડનો નૌકા કાફલો

વિનુ બ. દેસાઇ.

ઘણાઓને ઓછી ખબર હશે કે પૂર્વના સમયમાં શ્રીમન્ત ગાયકવાડ સરકાર પણ એક પ્રવીણ નૌકા કાફલો રાખતા. ઇતિહાસમાં જણાવવામાં આવે છે કે ૧૮ મી સદીમાં જ્યારે તાપી નદી ભયંકર જળબંબાકારથી પ્રસરી ઊઠી ત્યારે વાલ્જપુર કિલ્લામાં નૌકા કાફલા અંગે રખાતા બધા દસ્તાવેજો, નોંધો ઇત્યાદી સમૂળગા નાબુદ થયાં હતાં.

ત્યાર પછી અત્રતત્ર વેરાયેલા થોડાક પુરાવાના આધારે ગાયકવાડના નૌકા કાફલાની ખ્યાતિ દર્શાવવાનો પ્રયત્નો કરવામાં આવ્યા. પ્રસ્તુત કાફલાનાં અસ્તિત્વ વિષે મારાથી સંશોધિત થયેલો, પોરિયામાં ગવાતો બાજીરાવ વિષેનો પવાડો [જૂઓ જન્મભૂમિ તા. ૨૩-૩-૩૬ નો કલમ કિતાબ વિભાગ] પણ થોડીક હકીકત આપી જાય છે.

એમાંથી બે પંક્તિઓ આમ છે.

"અંદર અંદર અમેજ કરે. વહાણનો વેપારજ કરે !
વહાણ મારે લશ્કર ભરી, ચારે ખંડો વર્તી ફરી."

શ્રીમન્ત ગાયકવાડ સરકારના નૌકા કાફલા બાબતના ચોક્કસ પુરાવા ઇ. સ. ૧૭૮૪ થી ૧૮૭૫ લગી સિલસિલાબંધ જડે છે.

પરંતુ આ નૌકા કાફલો રાખવાની જરૂરિયાત શાથી ઊભી થઇ ? તે વખતે જંજીરાના સીદીઓ ચાંચિયાગીરી કરતા હતા અને ગુજરાત કાંઠેથી જતાં આવતાં વહાણોને લૂંટતાં હતા અને લૂંટનો માલ ઓલપાડ તાલુકાના કાંઠે આવેલા ગામોમાં વેચતા. હજી પણ આપણને ઘરડેરાં પાસેથી કોઇ કોઇ સમયે સાંભળવા મળે છે કે પિંજરત, દિહેણ, વિ. ગામોમાં તેમની પેઢી દર પેઢી પહોંચે એટલું ધન તેમના પૂર્વજો તરફથી પ્રાપ્ત થયેલું. તે સમયના અનાવિલો બોરા નામની જાત સાથે મળીને સીદીઓનો માલ સુરત શહેરમાં વેચાવી આપતા.

૧૭૧૯ ના વર્ષમાં પિલાજીરાવ ગાયકવાડે પોતાનું મથક સોનગઢ કિલ્લામાં રાખ્યું. ઇ. સ. ૧૭૩૦ માં એણે મોગલો પાસેથી સુરત સરકારના સુરત જિલ્લાના ઉત્તર, દક્ષિણ વિભાગોનો પ્રદેશ લૂંટવી લીધો. પછી દામાજીરાવ ગાયકવાડ ગાદી પર આવ્યા. એ દરમ્યાન અંગ્રેજો અને સીદીઓ વચ્ચે નૌકા વડપણ માટે નિરંતર યુદ્ધ ચાલ્યા જ કરતું હતું.

ઇ સ. ૧૭૩૩માં શાહુ સરકારે દામાજીરાવ ઉપર માસુદના મીદીઓના કાફલાને જંજીરાની દિશા તરફ ત્યાંના કાફલાની મદદે આવતો અટકાવવા માટે હુકમ મોકલ્યો.. વળી દામાજીરાવને પણ સુરતનાં ઉત્તર દક્ષિણ વિભાગનાં બંદરો સાચવવાની જરૂર હતી. ઉપરાંત વસઇની લડત (ઇ. સ ૧૭૩૯) માં સાલસેટ બેટ આગમ ગાયકવાડના સરકારને લડવું પડયું. [પ્રસ્તુત લડાઇમા મલ્હારદેવીના દેસાઇજીને લડવા જવું પડયું હતું] આ બધાથી ફલિત થાય છે કે તે વખતે ગાયકવાડ પાસે મજબૂત કાફલો હતો. શ્રી ગર્વેશ અને ડૉ. બનાજીને મુંબઇમાં મળેલા દસ્તાવેજો અને લખાણોથી સાબિત થાય છે કે કંપ ડાયરેક્ટર્સોએ વસઇ અને અંગ્રેજો સાથે મળી દામાજીરાવના કાફલા પર સંગઠિત હુમલો કરવાનો નિર્ધાર કર્યો.

એ લડાઇનું લોકગીત (જન્મભૂમિ તા. ૨૬-૩-૩૬ ) મે પ્રસિદ્ધ કરેલું હતું. ત્યારે મે જણાવ્યું હતું કે એ પવાડો ભરતપુરની લડાઇ બાબતનો નથી પણ સોનગઢ પર અંગ્રેજોની અને દામાજીરાવની વચ્ચે થયેલા યુદ્ધ વિષયક ઉલ્લેખ હોવા સંભાવના છે. તેમાંની એકપંક્તિ આમ છે.

# સ્ત્રીની વિચિત્રતા



શીલાબેન મહેતા

"આ પુરુષોમાં તો કંઈ અક્કલ નહિ જો' આપણે કંઈ કહીએ એટલે વગર સમજ્યે સાહસમાં ઝંપલાવી જીવ જોખમમાં મૂકે!" શરદ રાત્રિએ ગરબા ગાવા ભેગી મળેલી યુવતિઓમાંની એકે કહ્યું.

"સ્ત્રીની બુદ્ધિ પાનીએ, એમ કેમ નહિ કહેતી? સ્ત્રીના માટે પુરુષ કંઈ પણ કરવા તૈયાર છે એમ સ્ત્રીએ જાણવા પછી તેને તે આપત્તિ વહોરવા શા માટે પ્રેરે છે!" બીજીએ પુરુષોનો બચાવ કર્યો.

"બને મૂરખ" શરીર કે મનને જરા પણ તસ્દી આપવા ન ચાહતી ત્રીજીએ શીઘ્ર અભિપ્રાય પ્રદર્શિત કર્યો.

"પ્રેમ મુગ્ધ. પ્યારમાં પડતાં ભીર્મિંસ જનો કે કીર્તિશાળી કે અપકીર્તિશાળી કામો કરે છે માટે લાગણીવશ થવું એ ખોટું છે" ચોથીએ નિર્ણય આપ્યો.

"હું કૌશલ્યાનો કિસ્સો કહું. પછી તમારો ચુકાદો આપજો." મેં કહ્યું.

આપણી સાથે ભણતી કૌશલ્યાને તમે ઓળખો છો ને? એની મશ્કરીથી વિદ્યાર્થીઓ કંપતા, પીંગપોંગ અને ટેનિસની રમતોમાં કંઈ મહારથીઓને હરાવતી, તેના માર્મિક પ્રત્યુત્તરોથી ક્લાસમાં અધ્યાપકો પણ ડરતા, આવી હોશિયાર છોકરી તેનો અભ્યાસ પૂરો ન કરી શકી. તે રસિક સાથે પ્રેમમાં પડી અને એ ગુજરાત કાઠિયાવાડનો લાઈટવેઈટ બોક્સિંગ ચેમ્પિયન કૌશલ્યા પર લટ્ટુ થઈ ગયો. બને સગાંથી જોડાયાં અને પછી મુંબઈ રહેવા ચાલી ગયાં.

તેમનો સમય એકબીજાના સહવાસમાં આનંદમાં વ્યતીત થવા લાગ્યો એ સર્વેનું અહીં વર્ણન કરવું અપ્રસ્તુત છે, કારણ કે એ સમજી તમે શકો છો.

એક દિવસે રાત્રે નવ વાગે કૌશલ્યાએ રસિકને કહ્યું, 'રસિક આપણે આજે પીચ ખાઈશું પીચ નહિ લઈ આવે?" કૌશલ્યાનો હુકમ થતાંની વાર. ખાનામાંથી પર્સ કાઢી પાટલૂનના ખિસ્સામાં મૂકી તે પીચ લેવા બહાર જવા તૈયાર થયો. જાણે દરિયાપારની લાંબી મુસાફરીએ તે જવાનો હોય તેવી રીતે કૌશલ્યાએ તેને સ્નેહભીની વિદાય આપતાં કહ્યું, "રસિક, જો મોડું કરતો! જલદી આવજે. તારું કંઈ ઠેકાણું નહિ જો." અને રસિક સ્મિત કરતો પ્રિયતમાએ સોંપેલું મહાભારત કાર્ય સાધ્ય કરવા નીકળી પડ્યો.

શેરીના નાકે એક ફ્રૂટ વેચનારની દુકાને તેણે પીચ માટે તપાસ કરી. દુકાનદારે કહ્યું, "પીચ, પીચની આ સીઝન નથી. હું તમને સરસ મોસંબી બતાવું?" રસિકે ક્રોધ પ્રદર્શિત કરી થોડે દૂર આવેલી માર્કેટમાં ગયો પણ ત્યાં પણ તેને મોસંબી લઈ જવા માટે આગ્રહ કરવામાં આવ્યો. "મોસંબી પાતળી છાલ ઉત્તમ" અને રસિક ત્યાંથી ત્વરિતપણે પલાયન કરી ક્રૉફર્ડ માર્કેટ પહોંચ્યો. ત્યાં કેટલાય મોટા વેપારીઓને ત્યાં પીચ માટે તપાસ કરી "પીચ? પીચની આ સીઝન નથી. 'તાજ' કે 'મેજેસ્ટીક'માં પણ એ પીચ મળવા સંભવ નથી. પણ કોણ જાણે ત્યાં થોડાં મળી જાય તો પણ સાહેબ આ મોસંબી—" તે આગળ કંઈ બોલે તે પહેલાં રસિક ત્યાંથી નીકળી છટક્યો.

પીચ માટે ક્યાં જવું તેનો રસ્તે ચાલતાં ખૂબ વિચાર કરતાં તેને નવલકિશોર પહેલવાનનો જુગારનો અખાડો યાદ આવ્યો. શહેરના બને બહાદુરના ધનાઢ્યો ત્યાં જુગાર ખેલતા. આગલા એક રાતમાં ત્યાં લાખો રૂપિયાની ઉથલપાથલ થતી. એક રાતમાં કંઈ મડદાંના અને કંઈ રંકના તે અખાડામાં

[ પૂર્ણ



ક્રિમતિમાં ક્રિમતિ એપ પાસ્ત્રા અને ખાદ્ય પદાર્થો રાખવામાં આવતા એમ તેને ખબર હતી. ત્યાં પીચ મળી આવવા સંભવ હતો પણ એ પહેલવાન એ હેવીવેઈટ ચેમ્પીયન જોડે દદ કર્યું ! શું કર્યું ? તે પાસેની પોલિસ ચેટમાં ગયો અને ઇન્સ્પેક્ટર પ્રાણલાલ માટે પૂછપરછ કરતો હતો એટલે એ ઇન્સ્પેક્ટર જ ત્યાં આવ્યો. પ્રાણલાલ રસિકને ત્યાં જોતાં આશ્ચર્ય પામ્યો. તેના ખભે હાથ ફીરાવી રસિકને પૂછ્યું, "રસિક, તું તો લગ્ન કરી આનંદ પર્યટન પર નીકળ્યો હતો એવી મને ખબર હતી ને ?" "હું એ પર્યટન પૂરું કરી અહીં એક અગત્યના કામે આવ્યો છું તારે નરસ પહેલવાનનો અખાડો પકડવો છે ! સાથ તને તે અખાડા પર લઈ જઉં."

"એના સ્થાનની માહિતી નથી" પ્રાણલાલે કહ્યું.

"હું બતાવીશ" રસિકે જણાવ્યું

"તેમ કરતાં કોઈ ખોટી જગ્યા પર દરોડો પાડીએ તો મારી તો કમબખ્તી આવે !" પ્રાણલાલે શંકા કરી.

"એની જવાબદારી મારે શિર, દસ માણસ લઈ લે, મારામારી ખેલવા પડે તો તે માટે કુહાડી પણ લે. આપણે દૂર જવાનું નથી અહીંથી પાછળ ત્રીજી ગલીમાં" રસિકે કહ્યા પ્રમાણે ટુકડી તૈયાર થઈ નીકળી. રસિક એનો આગેવાન હતો. ત્રીજી ગલીમાં જઈ તેઓ એક વિશાળ અને ભવ્ય મકાનમાં દાખલ થયા અને બીજા માળે ચડ્યા. ત્યાં એક બ્લોકના બારણા પર કુહાડીનો પ્રહાર કરી રસિકે બૂમ મારી "કમાડ ખોલો" પણ કોણ ખોલે ? એટલે અતિ ત્વરાથી તે બારા ઉપાડી નાખવામાં આવ્યાં, તો સામે યુદ્ધ માટે તૈયારી કરી પહેલવાન ઊભેલો જણાયો તેને પડકારતો રસિક અંદર દાખલ થયો. રૂમમાં જુગારનાં સાધનો પડેલાં હતાં પણ જુગારીઓના મોટા ભાગના નાસભાગ કરતા ત્યાંથી નીકળી છૂટ્યા. પોલિસો મુદ્દામાલ અને જુગારીઓને પકડવામાં રોકાયા પણ રસિક અને પહેલવાન વચ્ચે ખરું દદ જામ્યું બંને મુક્કાઓએ એન્જીનના પીસ્ટન માફક એકબીજા પર પ્રહારો કરતા રૂમ બ્હાર આવી પડ્યા અને ત્યાંથી દાદર પરથી ઠેઠ સુધી ગબડતા ગબડતા પહોંચ્યા. ઉતરે રસિકના એક નોક આઉટ ફટકાથી પહેલવાન મૂર્છિત થયો. એટલે રસિક દોડતો જુગારખાનામાં ગયો અને નોકરને શોધી ખાવાની વસ્તુઓ ક્યાં છે એમ પૂછ્યું નોકર રસિકને રસોડામાં લઈ ગયો. રસિકે કહ્યું, 'પીચ લાવ. નોકરે જવાબ આપ્યો, "પીચ તો ઘણેક હતાં પણ બધા જ પરાણે ખાઈ ગયેલા છે તો સુંદર મોસંબી—" હવે કોઈ મોસંબી શબ્દનો ઉચ્ચાર કરે તેનું માથું ભાંગવું એવો રસિક ઉશ્કેરાઈ ગયો હતો.

તેણે ફ્રૂટના કરંડિયા ઊંધા વાળ્યા અને ગોટા તપાસવા લાગ્યો, તો તેના ધ્યાન દ વચ્ચે એક પીચ મળ્યું તે લઈને તે દોડતો દોડતો ત્યાંથી નીકળી ગયો. પ્રાણલાલ કે પોલીસની તેને કંઈ પડી ન હતી. તેને જાઉં કહેવાય ન થોભ્યો. રસ્તે એક કેમિસ્ટની દુકાનમાં ગયો અને ત્યાં કમ્પાઉન્ડરને કહ્યું, "જરા મારી પાંસળીઓ તપાસી જૂઓ, એકાદ ભાંગી હોય તો પાટો બાંધી આપો." કમ્પાઉન્ડરે તેની પાંસળી તપાસી જણાવ્યું કે, "કોઈ પાંસળી ભાંગી નથી. જરા ચામડી ઉઝરડાઈ છે" એમ કહી તેને જરા તેલ માલીસ કર્યું. ખરા થઈ કપડાં સારસંભાળ કરી તે કોકિલા પાસે ગયો. "કોકિલા, પીચ !" કોકિલાએ ફડફડાટ કર્યો, "રસિક તારામાં અક્કલ નથી, કેટલું મોડું કર્યું ! અને મેં તને પીચ લાવવા કહ્યું હતું કે મોસંબી !" રસિક વિમાસણમાં પ્રેમોન્મત્ત પ્રિયતમાને સહર્ષ નીહાળી રહ્યો એટલું જ બોલ્યો. "અરે, વિચિત્ર આ !"

સ્થળોની મુલાકાતો લે છે. આ ધંધા ખરાબ હોય તો આ મહાપુરુષો આ સ્થળોને પોતાના પુનિત પગલાંથી શા માટે પાવન કરે ? વૈદ સમાજની તંદુરસ્તીનો સંત્રી છે. વેશ્યા વિશ્વપોષિતા જગતવધુ સ્વાર્પણ અને ત્યાગનો આદર્શ રજુ કરે છે અને વ્યક્તિ કરતાં સમષ્ટિની ખાતર જીવે છે. વ્યક્તિ માટે જીવનાર કે મરનાર કરતાં સમષ્ટિ માટે જીવનાર કે મરનારનું મૂલ્ય અનેક ઘણું છે. એકમાં સ્વાર્થ છે, બીજામાં પરમાર્થ છે. આના પ્રામાણ્ય ધંધાઓ સાથે વકીલના ધંધાની સરખામણી કરનાર તેની ટીકા કરે છે કે પ્રશંસા તેજ નથી સમજાતું.

વકીલો ન હોત તો કેટલાયે નિર્દોષો ફાંસીને લાકડે લટકતા હોત, કેટલાયે નિરપરાધીઓ જેલમાં સબડતા હોત, કેટલાયે નિર્બળોની મિલકતો જવાનો હજમ કરી ગયા હોત, કેટલાયની ધર્મ પત્નીઓ અન્યના ઘર અજવાળતી હોત, વકીલો એટલે નિર્બળો અને ન્યાયના રક્ષકો. જર જમીન અને જોરૂ ના મહાકાળ જંગના સંત્રીઓ.

क्षमा वीरस्य भूषणम् એ ન્યાયે ગુનેગાર પ્રત્યે પણ વકીલ તો એટલો જ ઉદાર હોય છે. આ જગતમાં કોણ ગુનેગાર નથી ! કોઈ નાનો ગુનો કરતો હશે, તો કોઈ મોટો કરતો હશે કોઈ પકડાતો હશે, તો કોઈ નહિ પકડાતો હોય. કોઈ જીવંત મનુષ્ય એમ કહેવાની સ્થિતિમાં છે કે મેં કદી મનથી વચનથી કે કર્મથી કોઈ ગુનો કર્યો નથી. જ્યારે હજારો ગુનેગારો છટકી જતા હોય, તો થોડાએ શા માટે સજા સહન કરવી ! આ ન્યાયે વકીલ અપરાધી કે નિરપરાધી બન્ને પ્રત્યે સમાન ભાવ રાખે છે, બન્નેને પોતાની સેવા સમર્પે છે, બન્નેને બચાવવા પ્રયત્ન કરે છે, અને ઘણીવાર તો કોઈ સામાજીક અન્યાયને લીધે વ્યક્તિઓ ગુનો કરવા પ્રેરાય છે. સમાજના દોષે વ્યક્તિએ શા માટે સહન કરવું ! વકીલ આ રીતે સામાજીક અન્યાય સામે ઝૂઝનારો યોદ્ધો કહી શકાય.

सत्यमेव जयते नानृतम् સત્યનો જય થાય છે, અસત્યનો નહિ, વકીલો ન હોત તો આ સૂત્ર ખોટું પડત. સત્યનો જય થવામાં પણ અસત્યનાં આવરણો ભેદવાં પડે છે. વકીલો પોતાની બુદ્ધિ અને બાહોશીથી આવરણો ભેદી નાખે છે.

એક એક એવો આક્ષેપ કરવામાં આવે છે કે વકીલો સાચાનું ખોટું અને ખોટાનું સાચું કરે છે. આ આક્ષેપ તદ્દન ખોટો છે. આ દુનિયામાં સર્વ વસ્તુઓનો કર્તા હર્તા ઈશ છે. વકીલ તો નિમિત્ત માત્ર છે, કોઈ દેખીતો ગુનેગાર છૂટી જાય કે દેખીતો નિર્દોષ કુટાઈ જાય એમાં ઘભરાઈ જવા જેવું નથી તો શું છે ? કુદરતના અને કર્મના ગૂઢ કાયદાઓ આપણે અલ્પ બુદ્ધિ માનવો ક્યાંથી સમજી શકીએ !

વળી ન્યાયાલયોમાં સાચાનું ખોટું થાય તો તે સાચું જ ગણાય છે અને ખોટાનું સાચું થાય તો તે પણ સાચું જ ગણાય છે તાત્વિક સત્ય અને વ્યાવહારિક સત્યમાં ઘણો ફેર છે. એક ખૂનીને અદાલત નિર્દોષ ઠરાવ, વ્યભિચારીને સદાચારી ઠરાવે, નિર્દોષને ગુનેગાર ઠરાવે, ગૃહસ્થને ચોર ઠરાવે, ચોરને ગૃહસ્થ ઠરાવ, ઠગીને સાચો ઠરાવે, સાચાને ઠગ ઠરાવે, પરણિતને અપરણિત ઠરાવે અને અપરણિતને પરણિત ઠરાવે, પાંચ પાંચ પતિ કરવાવાળી આ યુગની દ્રૌપદીને સતિ ઠરાવે અને સતિને અસતિ ઠરાવે, તો તે સત્ય છે, એમ સમજવું. એમાં અપવાદ ન કરવા. ન્યાયધિકારી ન્યાય આપે તેજ સત્ય છે. બીજી રીતે જોતાં કેસો ગમે તેવો આવે તો પણ તાત્વિક રીતે સત્ય તે સત્ય રહે છે અને અસત્ય તે અસત્ય રહે છે. સિદ્ધાન્ત જાણતો નથી તેથી વકીલ સામે સાચાનું ખોટું કે ખોટાનું સાચું કરવાનો આક્ષેપ મૂકવો એ તત્વનું અજ્ઞાનપણું બતાવે છે.

વકીલનો મોટામાં મોટો ગુણ એ છે કે તે હમેશાં જાગૃત રહે છે મુકદ્દમાનું ગમે તે પરિણામ આવે. સામા સિવ

મતની પેઠે તેના ઉપર કંઈ અસર થતી નથી. તેને જીત અને હાર, લાભ અને અલાભ બધું સરખું છે તે સમદ્રષ્ટિ – સંયમી ફલાશારહિત વ્યક્તિને કર્મે કર્મે જનાર નિષ્કામ કર્મ યોગી છે.

કુરુક્ષેત્રના યુદ્ધમાં ભીષ્મ અને અર્જુન દિવસે સામસામા લડતા, રાત્રે અર્જુન પિતામહના પગ દબાવવા જતા. આવું રાગદ્વેષ વિનાનું ધર્મયુદ્ધ લડનાર અને પોતાની ફરજ અદા કરનાર પુણ્યપુરુષોને પગલે ચાલવા વકીલો હંમેશાં પ્રયત્નશીલ રહે છે. ગાઢરેજી આપસાની વેર નાખનાર બે વકીલો કેસ પૂરો થયા પછી જે આસાનીથી અરસપરસ હળે-મળે છે તે જોતાં ભીષ્મ–અર્જુને વકીલોરૂપે અવતાર લીધો હોય એમ નથી લાગતું શું ?

વકીલોની સંસ્થા બહુ જૂની ન ગણાય. પ્રાચીનકાળમાં તેમના અભાવે જગતને પણ સહન કરવું પડ્યું છે. જો રામાયણ–મહાભારત કાળમાં વકીલો હોત તો ભારતનો ઇતિહાસ કંઈ જુદો જ લખાયો હોત. જુગારમાં રાજપાટ અને પત્ની સુદ્ધાંને હારી જનાર પાંડવોને જો વકીલની સહાયતા મળી હોત તો આવો વ્યવહાર રાજનીતિ વિરુદ્ધનો અને અનીતિનો ગણી તેનો અમલ કરાવી શકાય નહિ એમ ઠરાવી તુર્તજ પાંડવોને રાજ્ય અને રાણી પરત અપાવ્યાં હોત. તેમને વનવાસ ભોગવવાનો કે મહાભારતનું ભયંકર યુદ્ધ ખેલવાનો પ્રસંગ આવત નહિ ઘણો રક્તપાત અટકાવી શકાયો હોત. ખેર, પ્રાચીનયુગના લોકોને વકીલોનું મહત્વ પૂરું સમજાયું નહોય તો તેમના નસીબનોજ દોષ દેવો રહ્યો. તેજ પ્રમાણે રાજા હરિશ્ચન્દ્રની વકીલની સહાયતાના અભાવે જે દુર્દશા થઈ, તે વકીલની સલાહ મળી હોત, તો ન થાત અને રાજપાટ ગુમાવવું ન પડત. મોંએ કહ્યા વિનાનો કરાર નિરર્થક હોઈ તેનો અમલ થઈ શકે નહિ એમ વકીલ સિવાય કોણ કહે!

દ્રૌપદીનાં ચિર ભર સભામાં ખેંચાતા અને શ્રી કૃષ્ણને તેની પ્રાર્થના સાંભળીને દોડી આવવું પડ્યું, એવું ઇતિહાસમાં નોંધાયું છે. અસીલ દુઃખમાં આવી પડે અને વકીલ દોડી આવે એવુંજ લગભગ કહી શકાય. શ્રીકૃષ્ણ પરમાત્મા વકીલાતનો રીતસર ધંધો કરતા નહોતા એ સાચું છે પરંતુ વકીલાતના બીજ તેમના કૃત્યોમાં દેખાઈ આવે છે. પૂરા તત્ત્વવેત્તાઓ અને ઇતિહાસ સંશોધકો આમાંથી વિશેષ શોધખોળ કરી શકે. શ્રીકૃષ્ણે નવસોનવાણું ચિર પૂરી દ્રૌપદીની લાજ રાખી પરંતુ ગુનેગારોને નસ્યતે પહોંચાડવા કંઈ પગલાં લેવાનું કે ફરિયાદ નોંધાવવાનું તેમના જેવા વિચક્ષણ પુરુષને સૂઝ્યું નહિ એ નવાઈ જેવું છે. કદાચ તેમને સંશય ઉપજ્યો હોય કે ભરદરબારમાં અનેક શૂરવીરોની સમક્ષ એક સ્ત્રીની આબરૂ ઉપર હુમલો થાય, તેનાં ચિર ખેંચાય અને કોઈ ધર્મવીરનો બચ્ચો વચમાં પડે નહિ એ વાત અદાલત માનશે નહિ અને ફરિયાદ ખોટી પડશે. સામાન્ય મારામારી કે મારામારીની ફરિયાદોમાં સાક્ષી બનાવ નજરે જોયા હોય છતાં વચમાં ન પડે, તો તેના ઉપર અદાલત વજન મૂકતી નથી. તેથી સંયોગો વિચારી શ્રીકૃષ્ણે ફરિયાદ નહિ કરવામાં ડહાપણ વાપર્યું હોય એ બનવા જોગ છે. આવા પ્રસંગે સાચા વકીલની સહાયતા મળી હોત, તો દ્રૌપદીએ ભયંકર ચીસો પાડી હોત અને તે સાંભળી મિત્રાદિ બે સાથી તો જરૂર વચમાં પડ્યા હોત, ખેર.

સીતાજીની બાબતમાં પણ ધોબીએ તેમના ચારિત્ર્ય ઉપર આક્ષેપ કર્યો, તે વખતે તેમને સારા વકીલની સલાહ મળી હોત, તો સતીત્વ સાબીત કરવા તેમને માટે વનવાસ અને અગ્નિ પ્રવેશ જેવા પ્રસંગો ન આવત. ધોબી ઉપર સીધી બદનક્ષીની ફરિયાદ કરી તેને અદાલતમાં ઘસડવામાં આવત અને ધોબી કપડાં ધોવાને બદલે જેલમાં પડી ખેંચતો થઈ જાત. મોગામે વિચાર્યું હોત તો સારી જેવી રકમ

કોઈ સરસ વ્યૂહ રચના કરનાર તો કોઈ અતિ-સામાન્ય, કોઈ સત્યપ્રિય તો કોઈ તરકટીયો, કોઈ સ્પષ્ટ વક્તા તો કોઈ દંભી, કોઈ ન્યાયાધિશથી ન ડરનાર, તો કોઈ ડરાઈ જનાર, કોઈ મર્મભાષી તો કોઈ ઉલટું બોલનાર, કોઈ અસીલને છોડાવનાર તો કોઈ ગરદન મારનાર આવા કંઈ કઈ પ્રકારના માનવીઓ વકીલોની દુનિયામાં વસે છે.

વકીલાતનો ધંધો ઉત્તમ ધંધો છે તેને તેને ઉચિત લાગે તેવા કૃત્ય કરનાર પણ ઘણા છે. કોઈ ધંધો ન સૂઝે તો વકીલ થાવ એવું કહેનારા પણ ઘણા છે પરંતુ આ ધંધામાં સારી બુદ્ધિ-મેધાવાળા-વક્તૃત્વ કળા ઉપર કાબૂ ધરાવનાર, સ્પષ્ટ વિચારક, મનુષ્ય સ્વભાવના અનુભવે, ન્યાયાધિશના સ્વભાવના પારખુ, સમયજ્ઞ, હાજર જવાબી, મહેનતુ અને અભ્યાસી હોય તે આગળ આવે છે

સંત પુરુષો ભિક્ષાવૃત્તિમાંથી મળેલા અન્નથીજ સંતોષ માને છે તેમ વકીલો તેમને મળેલી ફીમાં સંતોષ માને છે પછી ભલે અસીલને લાખ્ખો મળે આમ તેમને તૃષ્ણાના ત્યાગી કહીએ તો તેમાં કંઈ અનુચિત નથી.

ટુંકમાં વકીલ એ સ્થિતપ્રજ્ઞ અનાસક્ત, સમભાવી, મનોનિગ્રહી, નિષ્કામ કર્મયોગી, જ્ઞાની અને જગત્ વ્યવહારનો ધીમાન સારથિ છે વાચક, તમે આવા મહાપુરુષના આશરે ન ગયા હો તો જરૂર જજો, કોઈ ખાસ કારણ ન હોય તો ગાળાગાળી કરો મારામારી કરો. કોઈનું ખિસ્સું કે ગળું કાપો, ચોરી કે કાળા બજાર કરો, ઓખા હરણ કે દ્રૌપદી હરણ જેવું સેવક કરો. કે કોઈના પૈસા હજમ કરી જાવ. અને તે નિમિત્તે સત સમાગમમાં આવો. ધર્મના કામમાં ઢીલ કરવી નહિ, માટે ઉઠો જાગો અને શ્રેષ્ઠ પુરુષો પાસે કંઈ જ્ઞાન મેળવો

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत

---

રઘુનાથરાવ પેશ્વા ગાદીએ બેઠા પછી મહિસુરના હૈદરઅલીને હરાવવા મોટી ફોજ લઈ કૂચ શરૂ કરી નગરને દરવાજે આવતા ન્યાયધીશ રામશાસ્ત્રીએ રસ્તો રોકવા ત્યાં આવી કહ્યું "રઘુનાથરાવ આપની રજા મેળવ્યા વિના નગર છોડી ક્યાં જાઓ છો?"

રઘુનાથરાવે કહ્યું 'મહારાજ, તમે આજે આવે વખતે મારો રસ્તો રોકી ઉભા છો હું અત્યારે હૈદરને હરાવવા જાઉં છું."

રામશાસ્ત્રીએ કહ્યું "તમારા ઉપર ભત્રીજાના ખૂનનો આરોપ છે જ્યાં સુધી એનો ન્યાય ન થાય ત્યાં સુધી તમે સ્વતંત્ર નથી તમે ન્યાયની રીતે નજરકેદ છો."

રઘુનાથરાવ આ સાંભળી ગુસ્સે થયો અને બોલ્યો "રાજાને કોઈ જાતનું બંધન નડતું નથી હું હમણાં સુધી લડવા નિકળ્યો છું—રસ્તામાં ન્યાયના નિયમોનું પાલન સાંભળવા નથી નીકળ્યો."

રામશાસ્ત્રીએ આ સાંભળી કહ્યું "એમ? તો આપ જઈને યુદ્ધ કરો હું ન્યાયાધીશના ઓદ્ધાનું રાજીનામું આપું છું ન્યાય મંદિરની નાટકશાળામાં હવે હું નહિ પૂરાઈ રહું"

• • •

ડબ્લીનનો એક વકીલ ઘણી ગરીબ અવસ્થામાં ગુજરી ગયો: તેની દફન ક્રિયા માટે 'શિલિંગ ફંડ' ઉભું કરવું પડ્યું. ડબ્લીન કોર્ટના વકીલ, બેરિસ્ટર, સોલિસીટર, વગેરેએ એક એક શિલિંગ આપી ફંડ ઉભું કરનારાઓ લોર્ડ ચીફ જસ્ટીસ નોર્બરી પાસે ગયા "એક શિલિંગ, આ એક પાઉંડ લ્યો, અને વીસને દફન કરો ને!"

• • •

કવિ મિલ્ટને તેની આધેડવયમાં એક સુંદર યુવતીને પરણ્યો: એ હતી તો ઘણી ખૂબસૂરત પણ હતી કર્કશા: મિલ્ટનના ગાઢ એક મિત્રે એને એક દિવસ કહ્યું "તમારી પત્ની ગુલાબ જેવી સુંદર છે"

મિલ્ટને કહ્યું, "હોવી જ જોઈએ કે મને કે તેનું સૌન્દર્ય હું જોઈ શકતો નથી, પણ મને લાગતા કાંટા તમારી વાતની શાખ પૂરે છે"

# સરદાર પટેલ ઝિન્દાબાદ



ર. પ. મહેતા

૧૫મી ઓગસ્ટનું એ સુવર્ણમય પ્રભાત ! સ્વાતંત્ર્યની ખુશાલીમાં લહેરથી ઉત્તેજિત થયેલું વાતાવરણ ! યુવાન યુવતીઓનો ઉમંગ ક્યાંય સમાય નહિ. અમારા ઘર સામેજ એક મોટો રાષ્ટ્રધ્વજ ફરકાવવામાં આવ્યો. યુવાનો યુવતીઓએ રાષ્ટ્રગીતો ગાયાં, ધ્વજવંદન કર્યું. અને "મહાત્મા ગાંધી ઝિન્દાબાદ ! જવાહર નેહરુ ઝિન્દાબાદ !"ના પુકારો કર્યા. પછી 'સરદાર પટેલ ઝિન્દાબાદ' આવશે એમ રાહ જોતો હું બારીમાં ઊભો રહ્યો પણ એવું કંઈ ન બન્યું અને રોજ કલબલ કરતાં વિશેષ થયું. મને એ ઉદ્ધતતા સાલી અને પ્રભુ 'અમારું શેમાં ભલું છે તે અમે સમજતા નથી' એ ધર્મશાસ્ત્રનું કથન યાદ આવ્યું. દિલ્હીમા પણ એવું જ બન્યાનું બીજા દિવસે વર્તમાનપત્રોમા વાંચ્યુ. ઉત્સવના તમાશામાંથી અલગ અલગ રહી પોતાના મુકામે રહેલા સરદારને કેટલાક માત્ર પ્રશંસકો જઈને અભિનંદન આપી આવ્યાનુ 'ટાઇમ્સ'માં વાંચ્યુ. જનતા ઘણીવાર માત્ર બાલક જેટલીજ બુદ્ધિ પ્રદર્શિત કરે છે. નિરંતર જનતાના હિત માટે પ્રવૃત્ત રહેતા આ યુગવીરની મહત્તાની કદર કરવામાં આપણે જેટલો વિલંબ કરીશું, તેટલા આપણે વધારે કૃતઘ્ન બનીશું. પણ સરદારને પ્રચારની ક્યાં પડી છે ! એ આપણી પાસે કાર્યની અપેક્ષા રાખે છે અને એક અવાજે વિના વિરોધે આપણે એના પડતા શબ્દો ઉપાડી લઈશું. એજ એની ઉત્તમ કદર કર્યાનું તે સમજશે.

કેટલાક વર્ષો પર 'પ્રવીણ'ના એક અંકના કવર પર કાકા કાલેલકરનો એક પેરેગ્રાફ ટાંકેલો વાંચ્યાનુ સાંભરે છે. કાકાએ તેમાં એવી મતલબનું લખ્યું હતું કે "મારા અને સરદાર પટેલ વચ્ચેના મતભેદો જગત જાણે છે છતાં મને કહેવા દો કે જ્યારે હિંદુસ્તાનના સ્વાતંત્ર્યનો ઇતિહાસ લખાશે ત્યારે સરદાર વલ્લભભાઈ પટેલને તેમાં હિંદના જ્યોર્જ વૉશિંગ્ટન તરીકે લેખવામાં આવશે." દાયકા અગાઉ પ્રદર્શિત કરેલો આ અભિપ્રાય આજે કેવો સાચો પડે છે ! અને કાકા કાલેલકરની વિવેકશક્તિ માટે તેમના પ્રત્યેની આપણી માનવૃત્તિ દ્વિગુણિત થાય છે.

અંગ્રેજોને ગાંધીજીએ કહ્યું, "હિંદ છોડી જાઓ", જિન્હાએ કહ્યું, "હિંદ વહેંચીને છોડી જાઓ" પણ એ પ્રપંચીઓએ બેમાંથી એકેનું કહ્યું પૂરેપૂરું ન કર્યું. ગાંધીજીએ કહ્યું, તેમ તે કંઈ કર્યા વિના ચાલી ન ગયા અને જિન્હાએ માગ્યું તેમ પૂરું વહેંચીને પણ ન ગયા. હિંદ, પાકીસ્તાન આપી પાછા ગયા ખરા, પણ દેશી રાજ્યોને છૂટા કરી કોઈ પણ બાજુમાં મૂક્યા વિના નીકળી ગયા. વડોદરા રાજ્ય પહેલ કરી હિંદ યુનિયનમાં જોડાયુ. એ હકીકત સ્વાતંત્ર્ય ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે. પણ એક પછી એક ક્રમશ ઘણાં દેશી રાજ્યો હિંદ યુનિયનમાં જોડાયાં તે વલ્લભભાઈની મુત્સદ્દીગીરીને આભારી છે. માન્ચેસ્ટર ગાર્ડિયને એ વિષે અગ્રલેખ લખી જણાવ્યુ હતુ કે સરદાર પટેલ જ એ કરી શક્યા. આપણા મહાપુરુષોની મહત્તા 'પરદેશીઓ' પીછાને, તેટલી આપણે પીછાની શકતા નથી, એ ખેદજનક બીના છે

પશ્ચિમ પંજાબના હત્યાકાંડથી ઉશ્કેરાયલા શિખો પૂ. પંજાબમાં ફરીથી પ્રતિહિંસા કરે એવો ભય જાગ્યો, ત્યારે સરદાર ત્યાં ગયા અને શિખોને સલાહ આપી તેમ કરતાં રોક્યા. અહિંસાના ભાવિકોની અવગણના કરનાર આ લડાયક પ્રજા હવે મુસ્લિમ નિર્વાસિતોના સહુનું રખોપું કરી પશ્ચિમમાં મૂકી આવે છે પશ્ચિમમાંથી આવતા બિન-

મુસ્લિમ નિર્વાસિતો હજી અત્યાચારોમાંથી મુક્ત થયાં નથી, છતાં શિખો સંયમ જાળવી સરદારની આજ્ઞાને આધીન રહ્યા છે એ સરદાર પટેલની તેમની અનન્ય ભક્તિ ને મહત્તા દર્શાવે છે આ મંથનકાળમાંથી પસાર થતાં સરદાર જે અનુપમ નેતાગીરી દાખવે છે તેની પૂરી વિગતો આપણે જાણતા નથી, પણ એમની મહત્તા વખત આવ્યે જણાશે, ત્યારે જનતા તેમની પ્રશસ્તિથી આશ્ચર્યચકિત થશે.

અતિ નાના કાર્યો પરથી પણ માણસોની મોટાઈ વર્તાઈ આવે છે. બારડોલીના પહેલા સત્યાગ્રહ વખતે ગવર્નર વિલ્સને ખેડૂતોની જમીનો કબજામાં રાખનાર શાહુકારને તે જમીનો માલીકોને પાછી આપવા સુરતના રેલ્વે સ્ટેશને સમજાવ્યા. જમીન રાખનારે એ બધું કબૂલ્યું પણ એવી વાત છે કે તેણે એક શરત મૂકી કે "સરદાર પટેલે મને ખૂબ ભાંડ્યો છે, તે મારી માફી માગે તો જમીન પાછી આપું." હવે સરદારને કોણ કહે કે 'તેની માફી માગો' છેવટે પટેલને રકઝકની ખબર પડી, ત્યારે તે સીધા ગવર્નર અને શાહુકાર હતા ત્યાં ગયા અને જમીન રાખનારને કહ્યું. "મેં તમને ભાંડ્યા છે ને? જમીન પાછી આપી દો એટલે હું તમારી ખૂબ પ્રશંસા કરીશ" અને આમ આ વિખવાદનો તરત હસતાં નિકાલ થઈ ગયો. કોઈ ભળતા નેતા હોત, તો 'માફી કેની' એવી જક કરત અને વાત તડજોડ પર આવતાં વિષમ થાત. મહત્વના પ્રશ્નો પર સરદાર આવી નિર્દોષ રસિકતા બતાવે છે. એ સમજ્યા વિના આગેવાન ન થવાય.

વખત આવ્યે કઠોરમાં કઠોર દેખાતા આ લોખંડી પુરુષનું હૃદય કુસુમ જેવું કોમળ છે એમ હમણાં જ એસ. કે. પાટિલે, મુંબઈની એક સભામાં જણાવ્યું. તેમના સંસર્ગમાં આવેલાઓ તેમની મૃદુતાથી પરિચિત છે જ. નિરાશ્રિત ભત્રીજાને જવાની પોતાની પાસપોર્ટ સગવડ આપી દેનારમાં ત્યાગવૃત્તિ કે બીજું જોઈએ એમ સહજ સમજી શકાય. બનવા જેવું હોય કે આપણે તે ખૂબ વધી લીધી હોય, છતાં તે વિષે જરા પણ જોયેલ ખરખરો કર્યો નહિ, તે આત્મ સંયમી તો અવશ્ય ખરા એમ સ્વીકારવું રહે.

વળી સરદારના ભાષણોની શબ્દશક્તિ અજોડ ગણાય છે. દરેક વાક્યમાં જોરદાર વિચાર હોય છે. આડી તેડી વાત છોડી સીધું હૃદયમાં ઊતરી જાય એવી શૈલીમાં તેમનાં કથનોના પોષ છૂટે છે. ખોટાં પિષ્ટ પિંજણ વિનાના સીધા વિચારોથી તેમનાં ભાષણો અજબ અસરકારક બને છે લડાઈ શરૂ થતાં અગાઉ નેપોલિયન તેના સૈનિકોને ભાષણ આપતો તે પંક્તિના એ ભાષણો બીજે ક્વચિત જોવા મળતાં નથી- એમનાં ભાષણોમાંથી લખવા ટાંકવાની લાલચ વિસ્તાર ભયે રોકી રાખવી રહે છે.

પ. પંજાબમાંથી આવેલા ૩૦ લાખ નિર્વાસિતોની વસાહત, શેઠ સરંજામ હારોળાની વહેંચણી, તેની પ્રાપ્તિ, પાંચમી ક્તાર પર અંકુશ, દેશી રાજ્યો, રક્ષણ, નિતક્રમ પર દેખરેખ, પ્રાંતિક પ્રધાનોને માર્ગદર્શન, અને એ ઉપરાંત પણ મોટી કઠિન કામ-આદર્શવાદી નેતાઓને વખતોવખત સંતોષી રાખવું એવી અનેક વિધ પ્રવૃત્તિમાં નિરંતર રોકાયેલા સરદારને તેના ઓળખીતાઓ નાની નાની બાબતો માટે પત્રો લખી તેમનો અમૂલ્ય સમય ન બગાડે એવી અમારી સૂચના છે આજે સરદારના શિરે દેશનો ભાર છે "મને વેતન નથી મળતાં, તે સંબંધે યોગ્ય બંદોબસ્ત કરશો." "મારા ભત્રીજાને પાસપોર્ટ મળે એવી વ્યવસ્થા કરશો." એમ પત્રો લખી તેમનો અમૂલ્ય સમય બગાડવો નહિ, એવી અમારી આગ્રહ ભરી વિનંતિ છે. સરદાર મારા, તમારા, બોરસદના કે ગુજરાતના માત્ર એકલાના નથી પણ સમગ્ર દેશના સરદાર છે

અમારા સરદાર કોઈ ઉચ્ચ કોટિના સાધુ છે, એવું અમારે કહેવું નથી, આધ્યાત્મિક ઉન્નતિ પામેલા કોઈ દિવ્ય પુરુષ છે એમ પણ અમે માનતા મનાવતા નથી, પણ આજની રાજકીય પરિસ્થિતિમાં તે સર્વશ્રેષ્ઠ નેતા છે. આજની અંધાધૂંધીમાંથી દેશને સહિસલામત બહાર લાવી શકે એવા એ જ એક નેતા છે. બિસ્માર્ક જેવા મુત્સદ્દી અને સ્ટેલિન જેવા કાર્યકુશળ – સરદાર પટેલ ઝિંદાબાદ !

ઉપર પ્રમાણેની તમામ પ્રકારની યુદ્ધ વિરોધી ઘટનો બની રહી છે તે દરમિયાન ફ્રાન્સમાં તેમજ ઇટાલીમાં લોકશાહી અને રાજાશાહી પક્ષો વચ્ચેનું અંતર ચોક્ખી રીતે વધતું ચાલ્યું છે. એ બને દેશમાંની રાજ્યસત્તા જૂના જૂના સામ્રાજ્ય વાદના આધિપત્ય આજે મૂડીવાદી સરકારના ઇમાની ફૂતરા સમા મજૂરપક્ષના હાથમાં છે. લડાઈ બંધ પછી ત્યારથી તેમણે ઠરાવેલી અને અમલમાં મૂકેલી નીતિને લીધે એ બને દેશોમાંના આર્થિક પ્રશ્નો નિકાલ થવાને બદલે તેઓ વધારે ને વધારે વિકટ થતા ચાલ્યા છે. ઇટાલીમાના એટલી પક્ષ ઉપરનો અને ફ્રાન્સમાંના રમાડિયે પક્ષ ઉપરનો વિશ્વાસ ઊઠી ગયો હોવાથી એ બને દેશમાંના પ્રતિમાની લોકો લોકશાહી તરફ વલણ બતાવતા થયા છે. મ્યુનિસિપાલિટીઓની ચૂંટણીમાં એ બને દેશમાં એ વિશ્વાસઘાતી મજૂરપક્ષને માર ખાવો પડ્યો છે ફ્રાન્સમાં દ ગોલ પક્ષની બારે છતાં થઈ વર્ગ કલહની તીવ્રતા વધતી ચાલી છે, એમજ આથી સાબિત થાય છે. પશ્ચિમ તરફનાં રાષ્ટ્રોનુ સોવિયેટ વિરોધ સંગઠન થવાય તેમાં ફ્રાન્સજ ભારે આડખીલીરૂપ હતું, પણ હવે તે નષ્ટ થશે એમ લાગે છે. એટલા માટેજ લોકશાહી પક્ષે ખૂબ દક્ષતાથી વર્તવાની જરૂર છે.

આગામી આર્થિક કટોકટીમાંથી પોતાની જાતને બચાવી લેવાના હેતુથી અમેરિકન અને યુરોપિયન મૂડીવાદીસંઘ ખૂબ મોટા પ્રયત્નો કરી રહ્યો છે. 'માર્શલ યોજના'ને માટે યુરોપમાંના નાના મોટાં ૧૭ રાષ્ટ્રોએ એકત્ર થઈને પોતાને કુલ એકંદર એકસો અબજ ડોલરની મદદ મળવાની વિનતી કરી અમેરિકન પ્રતિનિધિએ પોતાની વિશિષ્ટ ઢબે વર્તીને એ કુલ માગણી મોટા પ્રમાણમાં ઓછી કરાવી લીધી. તેજ પ્રમાણે ભેગા થયેલા તમામ રાષ્ટ્રોએ મળીને પોતે કેટલી આર્થિક પ્રગતિ સાધવા માગે છે તે નક્કી કરી તેની યોજના અમેરિકાને પેશ કરવાનું જણાવ્યું એ યોજના પ્રમાણે હમણાં પોતાના કોલસાના ઉત્પાદનમાં પાંચ કરોડ ટનનો વધારો કરવાનું ઠર્યું છે. પોલાદનું ઉત્પાદન એક કરોડ પચાસ લાખ ટન સુધી વધારવાનું છે. તમામ રાષ્ટ્રોનું વીજળીનું ઉત્પાદન પચોતેર ટકા જેટલું વધારવાનું ઠર્યું છે. પરંતુ એ સૌ સિદ્ધ થાય તેટલા માટે જે નિયોજન જોઇએ તેનો અમલ કોઇ પણ રાષ્ટ્રે કર્યો નથી વળી ખાનગી ઉદ્યોગોને ઉત્તેજન આપવાની અમેરિકાની નીતિ છે. પરંતુ આ બધું બની શી રીતે શકે ? આર્થિક કટોકટીની બીકને લીધે પ્રે. ટ્રુમેને કોંગ્રેસની બેઠક નવેમ્બરની સત્તરમી તારીખે ભરવાનું ઠરાવ્યું છે પરંતુ માર્શલ યોજનાને કોંગ્રેસનો ટેકો કેટલા પ્રમાણમાં મળશે એ હજી સમજી શકાય એમ નથી- આજથીજ 'રીપબ્લિકન' પક્ષના લોકોએ યોજનાની સામે મત દર્શાવી રહ્યા છે. છેવટે એ યોજના સ્વીકારાય તો પણ તેમાં ખૂબ જ ઘરમેળના ફેરફાર થવાનો સંભવ જણાય છે. એમ છતાં પણ આર્થિક કટોકટી અનિવાર્ય છે એમ હવે સ્પષ્ટ થતું જાય છે. અમેરિકાની નિકાસ સતત ઘટતી ચાલી છે, અને તેથી ત્યાં ઉદ્યોગ ધંધામાં મંદી આવી છે.

ચીનમાંના કોમ્યુનિસ્ટ પક્ષે મોટા પ્રમાણમાં સામી ચડાઈ શરૂ કરી તેને આજે બે મહિના થયા છે એટલા સમયમાં મંચુરિયાનો નેવું ટકા જેટલા ભાગ કોમ્યુનિસ્ટ લોકોના હાથમાં આવ્યો છે એ ઉપરાંત હોનાન સુધી, જેહોલ દક્ષિણના પ્રાંતોમાં જબરી લડાઇ ચાલી છે ચાંગની હકૂમતનું પૂરેપૂરૂં પતન કરવું, એ પોતાનો હેતુ હોવાનું કોમ્યુનિસ્ટ પક્ષે જાહેર કર્યું છે. એકંદરે ચીનમાં અને ખાસ કરીને ચાંગ-ત્સીની દક્ષિણે પણ ચાંગની સરકારની સામે બળવો થઇ રહ્યો છે. અમેરિકા આ લડાઇને સતત ચાલુ રાખવા માગે છે, પણ તેથી ચાંગની રાજસત્તા ટકી રહે તેમ નથી એ હવે અમેરિકાને પણ સમજાઈ ગયું છે, તેથી જ તેનું ખાસ ધ્યાન હવે જાપાનને બળવાન બનાવવા તરફ એકાગ્ર થયેલું છે

# હિંદી રાજકારણ

★

વા. ય. ઠોસરકર

હિંદી રાજકારણમાં મોટામોટા ફેરફારો ઝપાટાભેર થઈ રહ્યા છે. જુનાગઢ રાજ્ય પાકિસ્તાનમાં સામેલ થયું તેથી કાઠિયાવાડની ભૂમિ ઉપર ભારે સવાલ ઊભો થયો છે. જુનાગઢના નવાબને નાથ કરવા ખાતર રાજકોટમાં 'આરઝી હકુમત' નામે પ્રતિસરકાર સ્થાપવામાં આવી. બાબરિયાવાડ તથા માંગરોળ એ બંને માંડલિક સંસ્થાનોનો હિંદી સંઘની ફોજોએ કબજો લીધો છે. કેવળ કાયદાની દૃષ્ટિએ જ જોવાનું હોય તો જુનાગઢના કૃત્યને ગેરકાયદે ઠરાવી શકાય તેમ નથી. પરંતુ ખરો પ્રશ્ન એ નથી પણ જુનાગઢની જનતાનો છે. જુનાગઢની જનતાએ પોતાના ઉપર આટલાં વર્ષોના જુલમની સામે સામનો કરવો જોઈએ. કમનસીબે તેમ ન થતાં સંખ્યાબંધ હિંદુઓ જુનાગઢ છોડીને હિજરત કરી રહ્યા છે એ દિલગીરીની વાત છે. પોતે કયા રાજ્યમાં સામેલ થવું, એ ઠરાવવાનું કામ જૂનાગઢની પ્રજાનું છે; પણ તેનો અવાજ કોઈના કાને પહોંચતો જ નથી, વારુ.

કાશ્મીરમાંના એકંદર બનાવો બહુજ ઝપાટાબંધ બની ગયા. કાશ્મીરમાંની લડત પહેલાં તો કાશ્મીરી જનતા અને કાશ્મીરના મહારાજા સર હરિસિંહ વચ્ચે હતી. કાશ્મીરમાં મોટા ભાગની વસતિ મુસલમાનોની છે અને રાજા હિંદુ છે આમ હોવા છતાં શેખ અબ્દુલ્લાની આગેવાની નીચે હિંદુ, મુસલમાન, શીખ વગેરે સૌ કોમોએ મળીને છેલ્લાં સત્તર વર્ષો સુધી જુલમી રાજ્ય પદ્ધતિની સામે બરાબર રીતે ટકું જમાવ્યું. કાશ્મીરી જનતાનું આંદોલન દાબવા સારુ રાજા હરિસિંહે તજવીજ કરી, પણ હિંદી જનતાએ અને તેના નેતા પંડિત નહેરુએ અને મહાત્મા ગાંધીજીએ કાશ્મીરી જનતાને ટેકો આપ્યો. આથી મુખ્ય પ્રધાન કાકને રાજીનામું આપવાની ફરજ પડી અને શેખ અબ્દુલ્લાને કેદખાનામાંથી મુક્ત કરવા પડ્યા. આ બનાવો બની રહ્યા હતા તેવામાં હિંદુસ્તાન અને પાકિસ્તાન વિભક્ત થયા અને દેશી રાજ્યોએ કોની સાથે સામેલ થવું, એ પ્રશ્ન ઊભો થયો. આ પ્રશ્નનો નિકાલ દેશી રાજ્યની જનતાએ કરવાનો હોવા છતાં પાકિસ્તાનની દાનત કાશ્મીરને પોતાનામાં સામેલ કરી લેવાની હતી. ત્યાંની વસ્તીનો મોટો ભાગ મુસલમાનોનો હોવા છતાં સર હરિસિંહ સામે પડી એવી પહેલી બીક તેમને લાગી અને શેખ અબ્દુલ્લાની આગેવાની નીચેની ત્યાંની જનતાની બારે બીક પણ તેમને લાગી. લોકશાહીની લડતમાં પણ જનતા સ્વાભાવિક રીતે બે બાજુઓ પૈકીની પ્રગતિ બાજુમાં જોડાવાનું વલણ આપે એ બીક પણ પાકીસ્તાનની સરકારને લાગી. તેથી જ સર હરિસિંહનાં કુકૃત્યોનો લાભ પાકિસ્તાની સરકારે આફ્રિદી ટોળાંઓને લડાઈનાં હથિયાર પૂરાં પાડીને કાશ્મીર ઉપર હુમલો કરવાને પ્રેર્યાં. સર હરિસિંહ મદદ મેળવવા પંડિત નહેરુને મળ્યા પણ જનતાની આગેવાની શેખ અબ્દુલ્લાને ન આપવામાં આવી ત્યાં સુધી મદદ કરી શકાય નહિ, એવું એમને પંડિત નહેરુએ જણાવી દીધું. આખરે 'શેરે કાશ્મીર' ને મુખ્ય પ્રધાન બનાવવામાં આવ્યા ત્યાર પછી જ કાશ્મીરને મદદ મોકલવામાં આવી. કાશ્મીર કયા સંસ્થાનમાં ભળવું એ સવાલનો નિકાલ આખરે કાશ્મીરની જનતાનો અભિપ્રાય મેળવીને કરવામાં આવનાર છે. હિંદુસ્તાને કાશ્મીરને મદદ કરી છે. તે તુરત તુરત છે. થોડા વખત પછી મોટા પ્રમાણમાં મદદ અપાશે. આમ છતાં પણ આ ધમાચકડીમાં પાકિસ્તાન પોતાની

હાલે કાશ્મીરમાંના મુસલમાન લોકોના 'અવાજ' માટે સ્થાન કરે એ બનાવજોગ છે. એકંદરે જોતાં આ સવાલ ઘણો મુશ્કેલી ભર્યો છે. એ દેખીતું છે. હિંદની મદદ વગર આજે કાશ્મીરી જનતા પોતાના જોરે લડવાને કેટલા પ્રમાણમાં તૈયાર છે એના ઉપર જ કાશ્મીરના ભવિષ્યનો આધાર રહેલો છે રશિયા અને હિંદુસ્તાન એ બે મોટાં રાષ્ટ્રોની હદ આગળ કાશ્મીરનો પ્રદેશ પ્રસરેલો છે તેથી ત્યાંની લડાઇને ખૂબ જ ભારે આંતરરાષ્ટ્રીય મહત્ત્વ અપાય છે કાશ્મીરી જનતા પોતાની સ્વતંત્રતાના રક્ષણને માટે કેટલી જોરે જ પણ પાકિસ્તાની પ્રતિગામીઓના પ્રચારનો ને તેમની ઉશ્કેરણીનો ભોગ કાશ્મીરને થવા દેવું ન હોય તો 'શેરે કાશ્મીર'ની સરકારે જનતાના હિતનો કાર્યક્રમ હાથ ધરવો જોઇએ. જમીનની સવડ ઉદ્યોગ ધંધાની વૃદ્ધિ, સમાન હક્ક વગેરે પ્રકારનો લોકશાહી કાર્યક્રમ 'શેરે કાશ્મીર'ની સરકારે હાથ ધરવો જોઇએ.

મહાત્માજીએ ભાવનિયંત્રણને લગતા પોતાના વિચારો થોડા વખત પૂર્વે જાહેર કર્યા છે. ભાવનિયંત્રણ રદ કરવું જોઇએ, એવો તેમનો અભિપ્રાય જણાય છે. ગોળ ઉપરનું નિયંત્રણ રદ થયું તેની સાથે જ તેનો ભાવ ઘણો ઘણો વધી ગયો હતો. કાપડનું પણ તેવું જ બન્યું, બટાટા અને કાંદા ઉપરનું નિયંત્રણ દૂર થતાંની સાથે તેના ભાવ ત્રણ ગણાથી પણ વધારે વધી ગયા છે, આપણી નજર સામે આવા બનાવ બની રહ્યા હોવા છતાં મહાત્માજી કાળાબજારિયાનો પક્ષ તાણે, એ કમનસીબીની વાત છે. દેશમાંના તમામ નિષ્ણાતોનો અભિપ્રાય અને અનુભવથી ઘડાયેલા તમામ પ્રાંતોમાંના લોકપ્રિય મંત્રીઓનો અભિપ્રાય વિરુદ્ધ હોવાથી હાલ તરત તો ભાવનિયંત્રણને રદ કરવાનો પ્રશ્ન ખોરંભે પડ્યો છે છતાં પણ મહાત્માજીના વિચારોની અસર આગળ ઉપર ટૂંક મુદતમાં પડશે એવી બીક રહે છે. અપ્રામાણિક વ્યાપાર કરવાની આવી બુદ્ધિ મહાત્માજીને ક્યાંથી સૂઝી, એ તો પરમેશ્વર જાણે. નિરપરાધી ગરીબો ભૂખે મરશે તો તેની જવાબદારી મહાત્માજીને શિર રહેશે.

---

## પ્રિયા

પ્રિયા લક્ષ્મી સાથે ખૂબસુરતીમાં હોડ બકતી,
પ્રિયા બ્રહ્માપુત્રી સકળ જન વાદે જીતી જતી,
સતી સીતા પ્રિયા સકળ ગુણ સંપન્ન દીપે,
મળી એવી પ્રિયા ભવ ભવમાં ભક્તિ કરીને.
અહો હીરા જેને ઝળહળી ઉઠતી જ્યોત ફૂટતી,
ભરી આંખે ધ્રુતિ નયન ઉપરે ઝાંખ ચઢતી,
પ્રિયા નેનો કારી નજર કરતી હેત વરષી,
ઝરે જ્યોતિ ત્યારે અનુપમ બની હર્ષ પૂરતી.
હસે આકાશે સૌ ઝબુક ઝબુક તારક ગણો,
હસે પક્ષી સર્વે કિલ કિલ કરી મિષ્ટ સ્વરથી
હસે પુષ્પો સર્વે પ્રફુલ્લિત કરતાં શાન્ત મનને
હસે પ્રિયા ત્યારે મદ, ખમ, કૂસી ઝાંખપ ઘટે.

શા. વ.

ચિતારના સળગેય નિસાસાની ઉપર આવી પડ્યું હિમવાદળ.
પદ્મને તું કરી શકે પાની
કુન્દનકાર તો કુન્દન મહીંથી ઘડી શકે પ્રતિમા મનમાની
જે વરણ શકે,
તે સરણ શકે;
માનવતા દ્યોતીત વાસુકીને વશ કરી શકે.
એક દિ
એક દિ કો'ક સાંઝના ભારથી,
ચાંદની સ્મિત જેવી મનમોહક સ્વપનાઓ કરમાઈ જશે;
દેહ સુંદરતા, દંભની વારતા
છાયા સ્વરૂપે વિભાવરીમાં ભળી મુખેમુખે પથરાઈ જશે.
આવું થશે ત્યારે
આવી રહી રૂપરંગ ભરેલી, તેજ વરેલી
જીંદગીનું કશું મૂલ્ય નહીં હશે.
સત્યના કોઈ સોદાગર ત્યારે સોન્યુમાં તારાં ખરીદવા આવશે.

ઇન્દુલાલ ગાંધી

... .. .....

## પ્રભાત

પાંખી પડી આ પ્રભાવપતિની
જલદી સૂતાં જાગે
કુદરત શ્યામ ઘૂંઘટ ત્યાગે-
ઝુનઝુન અંધારા દૂર ભાગે
હળવે પૂર્વે ઉજાશ રાગે
મંદ વહત મીઠી મુરલી
ભરીને સુરભિ ફર સરસિ
કાંટખવાયાં કાળ પુરાણાં
કલુષિત અન્તર ભવ ઢંકાણાં
મયકાનવ માયા બળતી
લાખાભવન થકી મુક્તિ
જીવનરાવ અઘોર ઉદાસી
મનમોહક વિશ્વ રહી વિમાસી
આજ હવે બહુસે અળાકે છે
મોઝમ નીલ લીલે લહુએ
પડખી પડી આ પ્રભાવપતિની
જલદી સૂતાં જાગે-

# પૂણી



મહુડીથી મળી આવેલી રાધાકૃષ્ણની મધ્ય પ્રાચીન યુગની મૂર્તિ.

[ વડોદરા પુરાતત્ત્વ ખાતાના સૌજન્યથી ]

# પૂર્ણા

॥ पूर्णा पूर्णजला समुद्रसरिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક ૨ ] ડિસેમ્બર, ૧૯૪૭ :[ અંક ૫

## કુમારોની જ્વલંત બહાદુરી

પ્રશ્ન—તમારે ત્યાં જે બહાદુરીના બનાવો બન્યા તેમાં ખાસ જાણવા જેવો કોઈ બનાવ છે?

મ્હૈસુર પ્રજામંડળ નેતા—અમારે ત્યાં ૧૪ વર્ષના પશ્ચિક છોકરાઓએ જે બહાદુરી બતાવી તેનાથી અમો આફરિન થયા હતા. બેંગલોરથી મ્હૈસુર મિલિટરી મોકલાય. એટલે તા. ૯ મીએ વધારે મિલિટરીના માણસો મ્હૈસુરમાં આવશે અને આંદોલન વધશે એમ મનાતું હતું. અમારે ત્યાં રાજમહેલ ચારેબાજુથી મિલિટરીથી રક્ષાયો હતો અને તારના તારોથી તેની હદો બાંધી લીધી હતી કે જેથી કરીને કોઈ રાજમહેલમાં ઘુસી ન જાય. હવે તા. ૮ મીએ કેટલાક વિદ્યાર્થીઓએ રાજમહેલ ઉપર ત્રિરંગી ઝંડો ફરકાવવાનું નક્કી કર્યું. તેમણે રસ્તો શોધ્યો, પણ જડ્યો નહિ. પણ રાજમહેલમાંની ગટર આશરે ચાર માઈલ ઉપર એક તળાવમાં જતી હતી. આ ગટર કેટલાક વખતથી ઉપયોગમાં આવતી ન હતી. કારણ કે બીજી ગટર કરવામાં આવી હતી. આ વાત છોકરાઓએ જાણી. છોકરાઓએ બાપને ચિઠ્ઠી લખી કે દેશને માટે અમો પ્રાણ આપવા જઈએ છીએ માટે અમારી ચિંતા કરશો નહિ. સંધ્યા કાળ થઈ. તળાવમાં પાણી નહિ જેવું હતું ત્યાંથી ગટરમાં તે છોકરાઓ પેઠા. ગટરમાં તો અંધારું હતું. હાથમાં ટોર્ચ અને બત્તી લઈને તેઓ ગયા. સાપ, વીંછી, છછૂંદર અને કાનખજૂરાથી ખૂબ બીક લાગે તેવું હતું. પણ આ છોકરાઓ તો શહીદ થવા માગતા હતા એટલે કોઈ જાતની બીક વગર આગળને આગળ ધપ્યા. ચાર માઈલ પૂરા કર્યા અને પાઈપ અને ગિયરની વચમાં જવા હતી તે પાઈપ મારફતે ઊંચે આવ્યા ત્યાં એક લોખંડનું ઢાંકણું હતું તે ઢાંકણું કાઢી નાખી ઉપર આવતા રહ્યા. આખી રાત ત્યાં નજીકમાં એક વ્યાયામશાળા હતી. તે વ્યાયામશાળામાં સંતાઈ ગયા. સવારનો પહોર થયો. અજવાળું થયું અને રાજમહેલ ઉપર તે છોકરાઓ ચઢી ગયા અને ત્યાં ઘુમટ ઉપર બેસી ગયા. આખા શહેરમાં નવ વાગે આંદોલનનો કાર્યક્રમ હતો તે વખતે આ છોકરાઓએ રાજનો વાવટો ફાડી નાખી તેની જગાએ ચાર હાથના ત્રિરંગી ઝંડા ફરકાવી દીધા અને "ઇન્કિલાબ ઝિંદાબાદ" ના પોકારો કર્યા. પણ જેવી તો આ છોકરાઓ મિલિટરીના હાથમાં સપડાયા. ભાન થાય ત્યાં સુધી એ છોકરાઓને માર્યા તેમને રાત્રે દવાખાને લઈ જવા પડ્યા. પ્રભુકૃપાએ તે છોકરાઓ જીવતા રહ્યા છે. આવા તો ઘણા દાખલા છે.

આ સાંભળી મ્હેં જણાવ્યું કે જ્યાં આવા ભોગ આપનારા હોય ત્યાં જવાબદાર રાજતંત્ર કેમ ન મળે?

ચુનીલાલ પુ. શાહ

# નર્મદાનું ઉષા-દર્શન

ધીમે ધીમે
ધીમે ધીમે મળસકું થાતું તું
રંગસરવરિયું છલકાતું તું:
ધીમે ધીમે–

વાદળ ઓઢીને સૂતાં રેવાનાં પાણી,
અંધારી ચાદરને તેજ રહ્યું તાણી;
ધરતીનું મુખ મલકાતું તું–
ધીમે ધીમે–

કાંઠે ઊભી હતી વાડીની ટોળીઓ,
શિવને પૂજન ચાલી ભીલોની છોકરીઓ,
અંગે અંગ લચકતું તું–
ધીમે ધીમે–

કેસરનાં કિરણોએ ગૂંથ્યા કેશ એના
ગાલે છંટાયેલા છાંટા ગુલાલના:
ઝાંઝર રૂમઝુમ થાતું તું
ધીમે ધીમે–

ઈન્દુલાલ ગાંધી

# અધ્યાત્મી કાગડો ❀

[ રાગ : દેશ-ત્રિતાલ ]

અલિ ! સાંભળ પેલા વાયસને તરુવૃંદમાં રે,
ગાતો છંદમાં રેઃ ટેક
'કા-કા' કરતો ખરે બપોરે,
કર્કશતાથી કાળજ કોરે-
ધારે વસ્તુ રહીને નિજના ફંદમાં રે-
ગાતો….
પ્રિયજનનો સંદેશો લાવે, ૧
જન ઉર શાંતિ પથરાવે-
આવે કદી ન દુઃખો માનવ બંધમાં રે-
ગાતો…. ૨
એનું શિક્ષુ સીધે રસ્તે,
આવી આગાહી દે બસ તે
પંખીગણમાં હરિજન બસ તે અંતમા રે
ગાતો.. ૩
ભક્તતણી એ મૂર્તિ જાણો,
પ્રેમએપિયો વળી પ્રમાણો-
જાણો એના ગુણ દર્પણ નિજ અંતમાં રે-
ગાતો…. ૪
પ્રથમ હતો એ તો રૂપાળો,
ચાડી કરતાં થયોજ કાળો,×
સુણ્યો નવ શું મધુ (!) સૂર એના કંઠમાં રે
ગાતો…. ૫
શ્રાદ્ધ તણો એ દેવ સમાજે,
દીર્ઘાયુનું પ્રતીક વિરાજે-
એના વિણ કયમ ગાજે જગ આનંદમા રે !
ગાતો…. ૬

જહાંગીર 'માણેકજી દેસાઈ

---

❀ સ્વ. નરસિંહરાવ કૃત "મધરાતે કોયલ" નું પ્રતિ કાવ્ય,
× લોક દંત કથા પ્રમાણે.

# મારાં સાહિત્ય સંસ્મરણો

## ૧૨

### રમણલાલ વસંતલાલ દેસાઈ

ધનતેરશ, કાળીચૌદશ, દિવાળી અને પડવો એ ચાર દિવાળી પર્વના મુખ્ય દિવસો. સવારમાં વહેલા ઊઠી સ્નાન કરવાનું, સ્નાન કરતાં પહેલાં શરીરે કુમેલ લગાડવાનું અને સુગંધી દ્રવ્યોનો ભૂકો શરીરે ચોપડવાનો. દેવનાં દર્શન કરવાનાં. દેવને ધરાવેલા મઠિયાં સુંવાળી શક્કરપારા અને પૈંભરનું શિરામણ કરવાનું—જેને હવે આપણે 'નાસ્તો' કહેતા થઈ ગયા છીએ. બ્રહ્મભોજન, મિષ્ટાન્ન, દેવદર્શન ઉપરાંત રાત્રે દારૂખાનું ફોડવાનું.

મ્હારા પિતાની ઉદારતાને કદી મર્યાદા હતી જ નહીં. તેઓ વડોદરે રહે અને હું સિનોર રહું પરંતુ સપ્પરમા દિવસો તેઓ સંભારી રાખે અને મ્હને ઘટતી રમત સામગ્રી મોકલાવેજ! વડોદરામાં ઘણું સારું દારૂખાનું બનતું—હજી પણ બને છે. કોઈ જતા આવતા ઓળખીતા સાથે અથવા ખાસ માણસ સાથે કંડિયા ભરી દારૂખાનું તેઓ દિવાળીના દિવસો માટે મોકલતા. ફટાકડા, રંગીન દીવાસળી, ફૂલકણી, ભપોરિયા, કોઠી, ચક્કર, ઝાડ, હવાઈ, પતંગી, સિગોડા, છછુંદર, તારામંડળ, સાપ જેવાં નામ પામેલાં દારૂખાના ભરેલા કંડિયા એ દિવાળીના દિવસોમાં મ્હારા પરમ આનંદનું સાધન હતા. ક્યારે સાંજ પડે અને અમે દારૂખાનું ફોડીએ એની તાલાવેલી રહેતી. દીવા થતાંમાં એક બે કંડિયાનો ખજાનો કરી હું ઓટલે દારૂખાનું ફોડવા પહોંચીજ જતો હોઉં. મ્હને પુત્ર સમો માની બેઠેલા મ્હારાં દાદા દાદી એક નોકરને સતત પાસે રાખે. મ્હારા મિત્રો અને શેરીનાં બાળકો પણ એમાં થઈ જાય. અને મોડી રાત સુધી દારૂખાનું ફોડવાનો કાર્યક્રમ ચાલે. બૉંબ ભડાકા—અગર લસણીયા ટોટા જરૂ બીતિ બીતિ અમે ફોડતા. ફૂલકણી, કોઠી, ભપોરિયા તો આંખને જરૂર ફક્ત આનંદ આપે—આજે પણ. પરંતુ માત્ર ચમકાવતા ભડાકા કરનાર ફટાકડામાં કેમ રસ ત્યારે પડતો હશે તે કહેવાતું નથી. આમ ખાસ દિવસોમાં દારૂખાનું ફોડાય તે ઠેઠ કાર્તિકી એકાદશી કે પૂર્ણિમા સુધી—દેવ દિવાળી સુધી આખું આખું ચાલે!

પડવાનો દિવસ એ બેસતું વર્ષ. પાછલી રાત્રે સબરસ—મીઠું—શુભ તરીકે વેચાય અને તે ખરીદવાનું હોય. પરંતુ તેનું વિશિષ્ટ મહત્વ અન્નકૂટના પર્વ તરીકે વધી જતું હતું. અમારા ઘરની દેવ પૂજા 'શામળાજી' ની પૂજા હતી. સુંદર, કાળા પાષાણની વિષ્ણુ મૂર્તિ કૃષ્ણ મૂર્તિ દેવ ઘરમાંથી ઉપર આવેલા દીવાનખાનામાં અન્નકૂટના દિવસે ભારપૂર્વક લઈ જવામાં આવતી. તેમના સિંહાસનની આગળ અને આસપાસ રમકડાં ગોઠવાતાં, અને તેની આગળ અન્નકૂટની સામગ્રી સમસ્ત પ્રભુ નિમિત્તે ગોઠવવામાં આવતી. આ અન્નકૂટનાં દર્શન અનેક સ્ત્રીપુરુષો એ દર્શન અર્થે આવતાં અને અમારા મકાનને સાર્વજનિક મંદિરનું મહત્વ આપતાં. ઠાકોરજીને સુંદર શણગાર ધરાવવામાં હોય. ધૂપદીપ ચાલ્યા કરતાં હોય. ઠાકોરજીની પૂજા અર્થે સુભટ નામના એક વડીલ વૈદિક નાગર અમારે ત્યાં નિત્ય સવાર બપોર અને સાંજે આવતા, અને બપોરે અમારે ત્યાં જમતા. એમને અમે 'સુભટ મામા' કહેતા, અને તેમનું આપ્તપણું અને વડીલપણું ઘરમાં સહુ સ્વીકારતા. હું પણ ઉત્સાહ પૂર્વક પરીવાર ઠાકોરજીની પૂજામાં સામેલ થઈ જતો અને સુભટ મામાની દેખરેખ નીચે ઠાકોરજીને વાઘા અલંકાર ધરાવવા મથતો. અન્નકૂટનાં દર્શન સમયે તો હું હાથમાં પંખો લેઈ ઠાકોરજી પાસે ઊભો રહી સહુ દર્શનાર્થીઓ આગળ મ્હારૂં મહત્વ પ્રદર્શિત કરતો હતો.

શામળાજીની એ સુંદર મૂર્તિ હજી હાલો-લમાં એક ભાવિકને ઘેર પૂજાય છે. મ્હારા મોસાળમાં કોઇ રહ્યું નહીં અને દેવસેવાનો ખટરાગ ઉપાડી શકાયો નહીં એટલે દેવને પણ સિનોરથી વડોદરા અને વડોદરાથી હાલોલ જવું પડ્યું ! માનવીને હાથ પડેલા દેવ પણ ક્યાં સુરક્ષિત છે !

અન્નકૂટની ભાવના આપણાંપીના મુખને અમે ભરી ! 'પ્રભુ અન્નના કમલા આપે માટે એની સેવા ' અથવા પ્રભુ અન્નના ભંડાર ભરપૂર રાખે છે એટલે એની પૂજા એવો સ્વાર્થી વિચાર ભક્તોને કદાચ ન આવે. છતાં પ્રભુ અને અન્ન વચ્ચેનો સંબંધ માનવીની પ્રથમ જાગૃતિના કાળથી આજના સુધરેલા કાળ સુધી ટકતો સતાવો ચાલ્યો આવ્યો છે. 'કીડીને કણ અને હાથીને મણ', 'દાંત આપ્યા તે ચાવણું આપશે જ' જેવી કહેવતોની શ્રદ્ધામાંથી હરીન ચ્છીપાખ્યાનની પ્રભુને પ્રશ્ન કરતી નાસ્તિકતા સુધી આજ તો આપણે આવી ચૂક્યા છીએ.

'બિન ભોજન કે ભગવાન કહાં ?'

ગાંધીજી પણ કહે છે કે ગરીબનો, ભુખ્યાનો પ્રભુ રોટલામાં પ્રગટ થાય છે. અન્નનો અના-દર થઇ શકે નહીં. જમવાનું નામ દીધું હોય તો કોળિયો મુખમાં મૂક્યા સિવાય ત્યાંથી ખસાય જ નહીં. અન્નને પગ ન અડાડાય. અન્ન દાન. અન્ન દેવતા ' આવી આવી માન્યતાઓ અને ભાવનાઓ અતિપાર્થિવ ખોરાકને મહત્વનું સ્થાન આપે છે દેહને ટકાવતું અન્ન ભલે એટલું ક્ષુદ્ર લાગે છતાં એના વગર કદી ચાલી શકતું નથી. આજ તો સાચો દેવ અન્નદેવ જ છે. ફેર એક વાર પછી ભલે બે ત્યારે અન્ન પ્રભુને અર્પણ થતું અને બચેલો પ્રસાદ સહુમાં વહેંચાતો. આજે ખેડુતથી માંડી સહુ કોઇ અન્નદેવતાને કાળા બજારમાં પૂરી ગમે છે ! અન્નકૂટના દર્શન કરવાં હોય તો કાળાબજારનાં દાણ ભોસર્યાં.

વૈષ્ણવ સંપ્રદાય સેવાપૂજા અને આચાર વિધિઓથી ભરેલો છે નિકટ અને ગોપીભક્તની છાપ શરીરે લગાડી પૂજામાં પ્રવિષ્ટ થવાનો ઉત્સાહ ત્યારે હતો. બાળક તરીકે પ્રભુને ધરાવાતા ભોગ તરફ ભાવ જરૂર જતો હશે એમાં શક નહીં. છતાં આરતીનો સેવા પ્રસંગ ત્યારથી અને આજ સુધી એક અદ્ભુત ક્ષમામય ભાવ પ્રદર્શન તરીકે મ્હારા હૃદયને આકર્ષી રહ્યો છે. મને આરતી અદ્ભુત ગમે છે—શ્રદ્ધા ન હોય છતાં ! આરતીના આડંબરો-પચાર પણ ગમે એવા હોય છે ઘંટનાદ થાય અને તે ન હોય તો ન્હાનકડી કાનને ગમે એવી ઘંટડી તો આરતી સમયે વાગવી જોઇએ. શૃંગાર વિભૂષિત આરાધ્ય દેવના મુખ સ્હામે જ્યોતિ શિખાઓ આમ તેમ ફેરવી એકી નજરે એ મુખ નીહાળ્યા કરવું એના સરખો સાહિત્ય ભર્યો અભિનય બીજો નથી !—ધર્મને બાજુએ મૂકીએ તો પણ. પ્રિયમુખનું દર્શન ભરી ભરી આંખોએ કરવું હોય તો આરતી કરીને જ થાય. દર્શન ક્રિયાની ઉચ્ચમાં ઉચ્ચ કક્ષા તે આરતી. ધર્મભાવનાને જતી કરીએ ત્હોય માનવી આરતી વિના મને એમ હું ધાર્યું ખરેં. માનવી માનવી વચ્ચે પણ આરતીની રઢી શરૂ થાય તો જીવનમાં એક સુખિત ક્ષણ વધી જાય. અલબત, પ્રત્યેક માનવીનું મુખ ધારી ધારીને જોવા સૌમ્યું ન હોય એ સાચું. ગુરુ, રાજા, રાજકીય નેતા, ગવર્નર કે અમલદારોની આરતીઓ ઉતરતી સાંભળી છે. એ બધાયનાં મુખ દીપાવલી ધરી ધરી નીહાળાવા સરખાં ન જ હોય એ પણ સમજી શકાય એમ છે. છતાં જ્યાં સદ્ભાવ, ભક્તિ ભાવ અને પ્રેમ હોય ત્યાં ભલે આરતી પ્રગટાવાય ! ખાસ કરીને પ્રેમીઓએ એ પ્રયોગ કરી જોવા જેવો છે ! સામાન્યતામાં ઉતરી સૌન્દર્યહીન બની જતો પ્રેમ એથી જરૂર વધારે સંભારી. પ્રેમ ઓસરતાં મુખની રેખાઓ કદરૂપી બની જાય છે.' આરતીના પ્રયોગથી સૌન્દર્ય વધારે જળવાઇ રહેશે—નિદાન make-up—ટાપટીપથી પણ

પત્નીની આરતી ઉતારતા પતિ સામે પત્ની જરૂર સુંદરમાં સુંદર ભાવ મુખ ઉપર લાવશે અને એટલી રીસાઈ હશે તો પણ. અને પતિની આરતી ઉતરતી હોય ત્યારે પતિ જરૂર મુખનું ભિક્ષામણાપણુ ઓછું કરશે જ ! ગમે એટલો ભય પત્નિએ કર્યો હશે તો પણ. સરસ્વતીચંદ્રની નિદ્રાવસ્થામાં પ્રેમાવેશથી કુસુમે ઉતારેલી એની આરતીએ કુમુદ સુંદરી પાસે કરાવેલો ઉચ્ચાર ' ઘેલી મ્હારી કુસુમ ! ' જાણીતો છે ગોવર્ધનરામ સરખા પ્રતિષ્ઠિત સાહિત્યકારનો માનવ આરતીને ટેકો છે. ગંભીરતાપૂર્વક હુ કહુ છુ કે એ પ્રયોગ જીવનમાં લાવવા જેવો છે. આરતી કરતાં વધારે કલામય મુખ દર્શન બીજું નથી.

કદી કદી એક ' ગવૈ ' અમારે ત્યાં આવતા. એવોવાનું ટૂંકુ રૂપ 'ગવૈ' એ કદી આરતી ગાતા તે મને હજી યાદ રહી છે .

આરતી શ્રી જગન્નાથ મંગલ કરી
ધનન ધનન ઘંટ બાજે તાલ ખંજરી.

વિષ્ણુ, શંકર, માતા કે હનુમાન અગે તેની આરતી હુ મ્હોટે કરતો. આરતીની પણ કવિતા હોય છે. ભક્તિભાવથી ભરી પુરી હોય છે વડોદરામાં ભવાનીનુ સુપ્રસિદ્ધ દેવસ્થાન છે જેમાં નિત્ય રાત્રે આરતી ગવાય છે અને સ્તવનો ઉચ્ચારાય છે. એ સાંભળતાં હુ મ્હારી અલ્પ ઓછી કરૂં છુ, આરતી અને સ્તોત્રોને મ્હારા હૃદયમાં દરવા દઉં છું, શ્રદ્ધા ન હોવા છતા બાળપણથી મુખપાઠ થઈ ગએલી શિવશક્તિની આરતીના ટુકડા સહજ યાદ કરી જાઉ છુ અને પ્રત્યેક તિથિ સાથે જોડેલુ શક્તિનું એક એક સ્વરૂપ વિચારી ધ્રુવપદ

જયો જયો મા જગદંબે !

મનમાં ઉચ્ચારી જાઉ છુ.

ઉત્સવોનુ સ્મરણ એ સાહિત્ય સ્મરણ કહેવાય કે નહી એ પ્રશ્ન ઉપર વાદ થઈ શકે એમ છે. ઉત્સવો સાહિત્ય પ્રેરક બની શક્યા છે એટલું તો ઇતિહાસથી કબૂલ કરવાર થઈ શકે. આપણી સંસ્કૃતિમાં—અને બીજી સંસ્કૃતિમાં પણ ઉત્સવ, ધર્મ અને સાહિત્ય ભેગાં વણાઈ ચુક્યાં છે એટલે મ્હારા બાળપણમાં મને ઉત્સવો ક્યાં ક્યા કેવી રીતે સ્પર્શતા એની ઝાંખી મ્હેં કરી લીધી.

ત્યારના અને અત્યારના વાતાવરણમાં કેટલો ફેર પડે છે એ પણ સમજવાની જરૂર છે બાળપણને ઘડનાર શાળા, રમત અને ઉત્સવ ઉપરાંત ઘર પણ મહત્વનુ અંગ છે એ સહુ સ્વીકારે એમ છે. એ ઘરના નિદાન ચોવીસ કલાક—ચોવીસ નહી પણ જાગૃત કલાક પણ જોઈ જાઉં. કેટલુંક સાહિત્ય એમાં પણ સ્પર્શી જતુ હશે.

મ્હારા દાદા અને દાદી વહેલાં ઉઠતાં હું પણ ઘણુ ખરૂં તેમનીજ સાથે જ જાગી જતો. ઉઠતાં બરોબર

प्रह्लाद नारद पराशर पुण्डरीक
व्यासाम्बरीष शुकशौनक भीष्मदाल्भ्यान्
रुक्मांगदार्जुन वसिष्ठ विभीषणाद्यान्
पुण्यानिमान् परम भागवतान् नमामि

એવા પરમ ભાગવતોના સ્મરણ કાને પડતાં. વળી વૈષ્ણવ ઘરમાં ઉઠતાં બરોબર

कृष्णाय वासुदेवाय हरये परमात्मने
प्रणत क्लेशनाशाय गोविन्दाय नमो नमः

જેવાં સ્મરણથી જ પ્રભાત શરૂ થાય. અમર पुण्यश्लोक नलराजा पुण्यश्लोक युधिष्ठिर पुण्यश्लोक जनकविदेही पुण्यश्लोक जनार्दन જેવા પુણ્યશ્લોક પુરૂષોના નામોચ્ચારણથી દિનચર્યા શરૂ થાય.

મંગળ નામોચ્ચારણ સાથે નિદ્રા ખૂલે એ આસ્તિક નાસ્તિક સહુ માટે સારું છે. હું તો ત્યારે આસ્તિક હતો જ. દાદા અને દાદી તો પ્રભાતથી ધર્મકાર્યમાં પરોવાયલા જ રહે. હું પણ વહેલો નાહી લેતો—જ્યાં સુધી જનોઈ દીધુ ન હતુ ત્યાં લગી. જનોઈ આળથી નાહ્યા વગર જમાય જ નહીં એવો કાયદો જનોઈ દીધા પછી મ્હારા જીવનમાં દાખલ થયો એટલે વહેલા ન્હાવાનું આકર્ષણ થયું અને જમતા પહેલાં ન્હાવાની—અને અપૌળ પાળવાની પ્રથા દાખલ થઈ. હું રમતો અમર

નિશાળ માટેનું બચ્ચિન તૈયાર કરતો. અમારા ઘેર નારણદેવ કે તેમના ભાઈ રતિલાલ મને ખાણું પાતળું ભણાવવા આવતા—કહી કહી. ઠાકોરજીને થાળ થાય, અમારા સુભટ મામા થાળ લેઈને બેસે એટલે મારાં દાદી મને પીરસે. મ્હારી અને સુભટ મામાની વચ્ચે જમીને વહેલા ઊઠવાની શરત લાગે. મ્હારા કરતાં તેઓ મ્હોટા હતા—ઘણા મ્હોટા હતા અને જમવામાં મ્હારા કરતાં જરૂર વધારે પ્રવીણ હતા. એક રોટલીનો એક જ કોળીઓ તેઓ કરી શકતા હતા. જમવામાં હું બહુ ધીમો નથી અને માપમથી જીવનમાં આવવાની છે એવા કોઈ ન સમજાયલા સુરણથી ખાણું જમવાનું મને ચાલી શકે છે. છતાં સુભટ મામાની બરોબરી હું કદી કરી શકતો નહીં. મને ચાઢીને જીતાડવો હોય ત્યારેજ તેઓ ચાઢીને મોડા પડતા. પરંતુ મ્હોટે ભાગે ઝડપમાં તેઓ જીતતા અને મ્હારાં દાદીને સતત ચિંતા રહેતી કે આ ઝપાઝપીમાં હું ભૂખ્યો જ રહેતો હોઈશ ! તેઓ મને લડતાં, સમજાવતાં અને હસતાં પણ ખરાં. છતાં શર્ત ચડેલો વીર હારે ત્હોય પાછી પાની શાનો કરે ! પરંતુ મ્હારી હજી પણ માન્યતા છે કે આપણે જરૂર કરતા વધારે જ જમીએ છીએ. ઓછું જમવાથી કંઈ હરકત આવતી નથી અને દાદાદાદીના વાત્સલ્યમાં કશું કોઈ એટલું માગતું કે એ હરકતનો ખ્યાલ વળી પણ જતો.

કૃષ્ણ કહો, કૃષ્ણ કહો, જન ! કાજ સરે !

રઘુનાથ બીના દુઃખ કોન હરે ?

એ ઉચ્ચારણ સુભટ મામાની જીભે પહેલું ખરું ચઢેલું. એ આનંદી ભાવિક વૃદ્ધના પુત્ર ચતુર્ભુજ આગળ ઉપર સિનોરના આગેવાન નાગરીક અને વેદાન્તના ભારે અભ્યાસી બની ગયા હતા. આજ એ બન્નેમાંથી કોઈ નથી.

હું અગિયાર વાગ્યે શાળામાં જાઉં. ત્યાંથી ભણીને કે—ભણ્યા વગર રહાંને પાછો આવું. મિત્રો સાથે રમત ચાલે. પરંતુ રાત્રે તો દાદાની સાથે હીંચકે બેસી વાતોએ ચડતો. મ્હારું જે કંઈ શુભ થયું હોય એમાં સર્વથા મ્હારાં દાદાદાદીનો આશિર્વાદ જ કારણરૂપ છે એમ મ્હારાં માતાપિતા માને છે, અને કાર્ય કારણના કદી ન ઉકલતા ગોઠામાં ગૂંચવાઈ જવા કરતાં આપણા શુભમાં વડીલોની શુભેચ્છા જ કારણ છે, એમ માનવામાં કદાચ વધારે સત્ય હશે ! મ્હારા પ્રત્યેનું તેમનું પરમ વાત્સલ્ય હજી પણ મ્હારું મોટું સ્મરણ છે !

આખ દિવસની બનેલી હકીકતો દાદા પાસે વર્ણવી જાઉં. તેમને રસ પડતો હશે કે કેમ એ તો શું કહેવાય ? પરંતુ અત્યંત પ્રસન્ન મન અને પ્રસન્ન મુખથી તેઓ મ્હારા ગપાટા સાંભળતા. એમાં ભાગ્યે કંઈ મહત્વની વાત હોય ! નિશાળમાં કયો નંબર આવ્યો, ઉતરતો નંબર આવ્યો હોય તો અમુક છોકરાએ અન્યાય કરી ઉપલો નંબર લીધો હોય ! ઉપર નંબર આવ્યો હોય તો મ્હારી સર્વોપરી આવડતનું જ કારણ હોય ! કયો શિક્ષક કેમ બોલતો અને શીખવતો ! આવી આવી—નિર્જીવ કુથલી પૂરી થાય, દાદા દાદી હસે અને જરૂર પડે ત્યાં સૂચનાઓ આપે; પછી હું કહેતો.

‘ દાદા, મને ભગવાનની વાત કહો ! ’

પછી તો ભાગવત, રામાયણ અને મહાભારતનો આખો ભંડાર ખુલી જતો. સંસ્કૃત, હિંદી અને ગુજરાતી સુભાષિતો વેરતાં વેરતાં દાદા મ્હને એક બે વાતો અત્યંત રસભરી શૈલિમાં કહી જાય, અને એ પ્રસંગોના વાતાવરણમાં રાચતો હીંચકે મસ્તક ઉપર ફરતા દાદાના હાથની અસર નીચે હું સૂઈ જતો !

આ નિત્યક્રમ ! નિશાળનું ‘સેશન’ થાય કે ન થાય. પરંતુ દાદાને મુખેથી ભગવાનની એકાદ વાત સાંભળ્યા વગર હું સૂઈ શકતો નહીં. વાતો પણ વ્યસન જ છે અને આપણાં પુરાણો અને કાવ્યોમાં વાતોઓનો અખૂટ ભંડાર ભર્યો છે. એમાં પરીક્ષા પણ આવે, એ દેવકથા પણ આવે અને

# ગુજરાત વિશ્વવિદ્યાલય વિશે



## (એક નિવેદન)

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

પ્રત્યેક પાત્ર વિદ્યાર્થીને ઉચ્ચતમ સાહિત્ય, કલા, ઈતિહાસ, અર્થશાસ્ત્ર, ગણિત, વિજ્ઞાન, વાણિજ્ય, વૈદક, યન્ત્રવિદ્યા આદિના વિદ્યા-સંસ્કાર પ્રાન્તમાં સુલભ કરી આપવા, તથા એ બધી વિદ્યાનો સંશોધનદ્વારા વિસ્તાર કરવો, એ ગુજરાત વિશ્વવિદ્યાલયનો મુખ્ય હેતુ હોવો જોઈએ. વિદ્યાર્થી સારો નાગરિક અને તે સારુ તે શરીરે સુદૃઢ ને ખડતલ, દેશનું રક્ષણ કરી શકે એવો સૈનિક, અને સામાન્ય જનતાથી અળગો પડી ન જાય તે સારુ નગરમાં કે જનપદમાં શિક્ષણ, આરોગ્ય આદિનું સમાજ-સેવાનું રચનાઓમાં કે પરીક્ષાઓ પછી કરનાર હોય એ પણ વિશ્વવિદ્યાલયે જોવું જોઈએ. પણ આ હેતુ ગૌણ છે અને વિશ્વવિદ્યાલયનો વિશિષ્ટ હેતુ ન મનાય. એ ગૌણ પ્રકારની કેળવણી બધા જુવાનોને રાષ્ટ્રે આપવી રહી. રાષ્ટ્રના આ વિષયના સર્વસામાન્ય પ્રબંધમાં વિશ્વવિદ્યાલય પણ તેમાંનાં એક સાધન તરીકે કામ કરી શકે.

(૧) ગુજરાત યુનિવર્સિટી સમગ્ર ગુજરાત માટે જ નહિ, ગુજરાતી માતૃભાષાવાળી સમગ્ર પ્રજા માટે હોવી જોઈએ.

ગુજરાતનું વ્યક્તિત્વ જાળવનારું મોટામાં મોટું તત્ત્વ ગુજરાતી ભાષા છે, એટલે ગુજરાતી માતૃભાષાવાળા સર્વ માટે આ યુનિવર્સિટી હોવી જોઈએ.

આપણો દેશ, ગુજરાત પણ, પૈસાની રેલછેલવાળો દેશ નથી. જુદીજુદી સ્થાનિક યુનિવર્સિટીઓ કે કેવળ ગૃહવિશ્વવિદ્યાલયો તેને પરવડે એમ નથી. અત્યારના સંજોગોમાં એમ થવાથી શિક્ષણના ધોરણની ઉચ્ચતા પણ સિદ્ધ નહિ થાય. વિદ્યાર્થીઓના સમુદાય ઉપર પણ શિક્ષણના ધોરણની ઉચ્ચાવચતા થોડે ઘણે મોટો આધાર રાખે છે.

આજે દેશી રાજ્યો જેવા કાંઈક વિભિન્ન ભાગો ગુજરાતમાં જણાય છે તે થોડાં જ વર્ષમાં ગુજરાતની સામાન્ય એકતામાં સમાઈ જશે. કેળવણીની દૃષ્ટિએ વડોદરા કે ભાવનગર આદિનાં જુદાં હિતો હોય એમ માનવા કારણ નથી. એમ તો દેશી રાજ્યો કરતાં વધારે પ્રબળ હિતો મૂડીધરોનાં ગણી શકાય. વિશ્વવિદ્યાલયમાં દેશી રાજાઓની અસર અહિતકર નીવડવાની હોય તો તે કરતાં વધુ ભય ઉદ્યોગપતિઓ તરફનો—અધ્યાપકોની સ્વતંત્ર વિચારણા પરત્વે, અર્થાત્ વિશ્વવિદ્યાલયના પૂરા વિકાસ અંગે,—ગણી શકાય. એવા ભયો સેવવા કરતાં એવા સર્વ ભયો સમાહિત થઈ શકે એવી યુનિવર્સિટી સ્થાપવાનું ધ્યેય રાખવું. દેશી રાજ્યોમાં પ્રજાનો અવાજ વધુ ને વધુ બળવાન થવાનો છે. વડોદરા રાજ્યે તો કેળવણીની બાબતમાં ગુજરાત માટે ઘણું કર્યું છે, તથા ઘણી બાબતમાં કેળવણીમાં નવાં પ્રસ્થાન કર્યાં છે. વડોદરા અને બીજાં ગુજરાતનાં દેશી રાજ્યોને અળગાં રાખવાની કલ્પના હાનિકર છે.

ગુજરાત વિશ્વવિદ્યાલય માટે મુખ્ય ક્ષેત્ર કચ્છથી દાહોદ અને આબુથી ખાનદેશ સહિત મુંબઈ પર્યંત હોવું જોઈએ. એમાં કોઈ સ્થળે મહાવિદ્યાલય હોય તેણે ગુજરાત વિશ્વવિદ્યાલયનું જ જોડાણ માગવું જોઈએ. એની મુખ્ય શરત એ હોય કે એનું શિક્ષણ પ્રથમ વર્ષથી આરંભી એમ. એ. સુધી ગુજરાતી દ્વારા હોવું જોઈએ+ આજની મુંબઈની કોલેજોમાંથી જે કોઈ કેળવણીનું વાહન પ્રધાનપણે ગુજરાતી રાખવા માગતી હોય તેને ગુજરાત વિશ્વ-

+સિવાય કે જ્યાં વિશ્વવિદ્યાલયનો એવો અભિપ્રાય પડ્યો હોય કે અમુક વિષયમાં અંગ્રેજી માધ્યમ રાખવું યોગ્ય છે.

વિદ્યાલયની માન્યતા મળે. એ જ પ્રમાણે દેશમાં કે દેશાન્તરમાં કોઇ મહાવિદ્યાલય માન્યતા માગતું હોય તો તેની આ મુખ્ય શરત જોઇએ. પરંતુ સામાન્ય રીતે ગુજરાત વિશ્વવિદ્યાલયે દેશના બીજા પ્રાન્તોમાં કે પરદેશમાં પ્રવેશક કે આજની મેટ્રિક્યુલેશન જેવી પરીક્ષાની વ્યવસ્થા કરવા ઉપરાંત બીજી વધારે જવાબદારી લેવી ના જોઇએ. આમ, ગુજરાત વિશ્વવિદ્યાલયનું સ્વરૂપ પ્રશ્નાવલિમાંની કલમ ૨. (૨) ક* પ્રકારનું જોઇએ અને તેને માટે કલમ ૪ અ નો નિયમ સ્વીકારવો જોઇએ. (નક્કી કરેલા વિસ્તારોમાંની મહાવિદ્યાલયના પ્રકારની સંસ્થાઓ કેવળ ગુજરાત વિશ્વવિદ્યાલય સાથે જ જોડાઈ શકે એ નિયમ).

(૨) વિશ્વવિદ્યાલયના કાર્યનો આરંભ પ્રવેશપરીક્ષા પછીના શિક્ષણથી થવો જોઇએ× વિશ્વવિદ્યાલયને કલા, સાહિત્ય, વૈદક, ઇજનેરી વિદ્યા, હુન્નર-ઉદ્યોગની જુદીજુદી શાખાઓના ઉચ્ચ શિક્ષણને વાસ્તે યોગ્ય અનુકૂળતા કરી આપવાનું ઉદ્દિષ્ટ હોવું જોઇએ પણ તેમાંથી કોઇ કોઇનો પણ સારો પ્રબંધ થઈ શક્યો હોય તો યુનિવર્સિટી સ્થાપી શકાય. (બધી શાખાઓનો પ્રબંધ થાય ત્યાં સુધી થોભવાની જરૂર નથી) અને એનું સ્વરૂપ કલમ ૬(ઇ) ÷ પ્રકારનું હોવું જોઇએ. એના સંચાલનમાં સ્નાતકોત્તર શિક્ષણ કેન્દ્રોમાં વ્યવસ્થિત રીતે વહેંચાવું જોઇએ. એમાં અકારણ કામ બેવડાવું ન જોઇએ, તેમ જ નાના કેન્દ્રના ઉત્તમ અધ્યાપકોનો લાભ અવારનવાર બદલી કરીને અથવા ખાસ સપ્તાહ-માસાઓ ગોઠવી મોટાં કેન્દ્રોએ લેવો જોઇએ. એનું કારણ એ કે સ્નાતક સુધીના શિક્ષણને પણ વધુ ફલદાયી કે વા જીવ આપનારું તત્ત્વ તે અધ્યાપકનો ઉચ્ચ અભ્યાસ જ છે. હિન્દનો અધ્યાપક વિદ્યાસત્ર જોઇ વર્ષમાં બે મહિના આખ્યાનો આપી આવે તો આપણા પ્રાન્તમાં ને પ્રાન્તમાં આવી યોજના ગુરૂકેલ ન મળતી જોઇએ. વળી "ડૉક્ટરેટ" માટે મહાનિબંધની તૈયારી માટે કેન્દ્ર અને તેટલાં ઓછાં જોઇએ અને તેની ભાષા માટે ગુજરાતી ઉપરાંત હિન્દી-હિન્દુસ્તાની કે અંગ્રેજીનો વિકલ્પ હોવો જોઇએ એમ હું માનું છું.

(૪) ઠેઠ એમ એ સુધીના અભ્યાસક્રમની બોધભાષા ગુજરાતી હોવી જોઇએ. પરંતુ મહાનિબંધની ભાષા ગુજરાતી, હિન્દી-હિન્દુસ્તાની કે અંગ્રેજી હોઇ શકે આજનો અધ્યાપક અંગ્રેજી ટીકટીક જાણે છે તેથી જ્યાં ગુજરાતી પુસ્તકો તૈયાર નહિ હોય ત્યાં અંગ્રેજીનો ઉપયોગ કરી શકશે. અને એક દસકામાં તો ઉત્તેજનની અનુકૂળતા થતાં બધા વિષયો સારું યોગ્ય પાઠ્યપુસ્તકો મળી રહેશે. આમ જ્યાં અધ્યાપક શિક્ષણ માટે જોઇતી પૂર્તિ અંગ્રેજીમાંથી કે હિન્દી-હિન્દુસ્તાનીમાંથી કરી લેશે. હિન્દી-હિન્દુસ્તાનીમાં જ હિન્દી-હિન્દુસ્તાની સિવાય કોઇ વિષય શીખવવાની જરૂર નથી. પરંતુ ઉચ્ચ કક્ષાના બીજા પ્રાન્તના અધ્યાપકો યુનિવ

*કલમ. ૨ ગુજરાત વિશ્વવિદ્યાલયનાં ક નિરાળાં સ્વરૂપો કલ્પી શકાય. તેમાં (૨) ક જ્યાં ત્યાં વસનારી, પણ ગુજરાતી ભાષા બોલનારી પ્રજા સાથે પોતાની પ્રવૃત્તિઓદ્વારા સંબંધ ધરાવતું પણ હોઇ શકે

× મતલબ કે વિશ્વવિદ્યાલયના કાર્યક્ષેત્રમાં પ્રાથમિક, માધ્યમિક અને પાયાની કેળવણીનો સમાવેશ ન થાય, પ્રૌઢશિક્ષણનો પણ નહિ આ કામ સરકાર અને ઇતર સામાજિક સંસ્થાઓનું છે યુનિવર્સિટીને સરકારનું નિયમનું નામનું જ હોય છે/

÷ ક ગુજરાત વિશ્વવિદ્યાલયનું સ્વરૂપ આપના મતે કેવું હોવું જોઇએ? સામાન્ય રીતે વિશ્વવિદ્યાલયના ત્રણ પ્રકારો જાણીતા છે

(અ) પરીક્ષા લેનારું અને માન્યતા અર્પનારું વિશ્વવિદ્યાલય

(આ) પોતે જ શિક્ષણ આપતું અને વસતિ ગ્રહરૂપ વિશ્વવિદ્યાલય;

(ઇ) જૂથરૂપ અને પ્રસારક વિભાગ.

હિંદી કે કોઈ દેશિ અમુકઅમુક વર્ષ માટે નીચે તો તેને અંગ્રેજીમાં કે હિન્દી–હિન્દુસ્તાનીમાં વ્યાખ્યાન માટે છૂટ હોવી જોઈએ. × ગુજરાતીમાં શીખવી શકે તેવા અધ્યાપકો પૂરતી સંખ્યામાં મળી રહેશે. આજની સ્થિતિ કૃત્રિમ છે અને પ્રાન્તના સરકારી કેળવણીખાતાનું કેન્દ્ર પૂના છે તેને પરિણામે તેમ જ વડોદરા રાજ્યની થોડી પક્ષપાતી નીતિને લીધે ઉદ્ભવી છે. એક અનિષ્ટને બીજા અનિષ્ટને આશુ રાખવા કારણ બનાવવું કોઈ રીતે યુક્ત નથી. પરપ્રાન્તી માટે અભિમત જવો જોઈએ, અને જ્યાં ઉચ્ચતમ કક્ષાના પરપ્રાન્તી અધ્યાપકોનો લાભ વિશ્વવિદ્યાલય લઈ શકે એવી વ્યવસ્થા રહેવી જોઈએ.

મારી કલ્પના પ્રમાણે માધ્યમિક શાળામાં 'છેલ્લાં ત્રણ વર્ષ' અંગ્રેજીનો અભ્યાસ બધા વિદ્યાર્થીઓ માટે હોવો જોઈએ. એમ ના થઈ શકે તેમ હોય તોપણ મહાવિદ્યાલયમાં પ્રવેશનાર વિદ્યાર્થી માટે તો એ અભ્યાસ જોઈએ. મહાવિદ્યાલયમાં પણ પહેલાં બે વર્ષ પ્રત્યેક વિદ્યાર્થી અંગ્રેજીનો અભ્યાસ કરે. (આ અભ્યાસ પ્રતિવર્ષ ૧૦૦ માર્કના એક પ્રશ્નપત્રની માત્રાનો હોય.) મહાવિદ્યાલયમાં કોઈ વિષય ગુજરાતીદ્વારા શીખવી ન શકાય તેમ હોય તો તે અંગ્રેજીદ્વારા શીખવવો. વિજ્ઞાન, યંત્રનેરીવિદ્યા, ઉચ્ચ ગણિત અને વૈદક માટે અંગ્રેજી બોધભાષા તરીકે કદાચ અનિવાર્ય જણાય. પણ બોધભાષા તરીકે બીજી કોઈની જ્યાં જરૂર પડે ત્યાં અંગ્રેજી જ રાખવી, હિન્દી–હિન્દુસ્તાની નહિ, એવો મારો અભિપ્રાય છે; જો કે જ્યાં જ્યાં બોધભાષા ગુજરાતી હોય–દા. ત. વિનયન (Arts)ના બધા વિષયોમાં–ત્યાં પરપ્રાન્તી અધ્યાપક અંગ્રેજી કે હિન્દી–હિન્દુસ્તાનીમાં વ્યાખ્યાનો આપી શકે. અંગ્રેજીને પસંદ કરવાનું મુખ્ય કારણ તો પરિભાષાની સરળતા છે. પરદેશમાં સ્નાતકોત્તર અભ્યાસની વધુ અનુકૂળતા અંગ્રેજીથી રહે એ પણ સબળ હેતુ છે.

હિન્દી–હિન્દુસ્તાનીનો અભ્યાસ પ્રત્યેક વિદ્યાર્થી પ્રવેશક પછી બે વર્ષ કરે. (એક પેપર ૧૦૦ માર્ક કે ૫૦ માર્કની માત્રાનો) માધ્યમિક શિક્ષણ પછી જે વિદ્યાર્થી મહાવિદ્યાલયમાં ન જતાં ખેતીવાડી કે હુન્નરઉદ્યોગની જ તાલીમ એક બે વર્ષ માટે લેતા હોય, તે પોતાની શાળામાં એક બે વર્ષ હિન્દી–હિન્દુસ્તાની કરી લે એવો રાજ્ય તરફથી પ્રબંધ થઈ શકે, અથવા જેને માટે માધ્યમિક શિક્ષણ એ જ પૂર્ણ શિક્ષણ છે તે અંગ્રેજીને બદલે છેલ્લાં બે વર્ષ હિન્દી–હિન્દુસ્તાની કરે.

હિન્દી–હિન્દુસ્તાનીનો અભ્યાસ કોઈ પ્રશિષ્ટ (Classical) ભાષામાં પ્રવેશ થયા પછી જ થાય એ હું ઇષ્ટ ગણું છું, સંસ્કારની દૃષ્ટિએ તેમ જ હિન્દી–હિન્દુસ્તાની શીખવાની સરળતા ખાતર. પ્રશિષ્ટ ભાષાઓમાં સામાન્ય રીતે સંસ્કૃત પાલિ, પ્રાકૃત, ગ્રીક, લૅટિન, અરબી, ફારસી આદિનો સમાવેશ થાય, પણ બધી જ પ્રશિષ્ટ ભાષાઓના શિક્ષણનો પ્રબંધ ગુજરાત વિશ્વવિદ્યાલય નહિ કરી શકે. અર્વાચીન યુરોપી કે એશિયાઈ ભાષાઓના અભ્યાસનો પણ પ્રબંધ થઈ શકે, પરંતુ તેમાં પણ મર્યાદા એ નહિ કરી શકે. સંસ્કારસંવર્ધનની દૃષ્ટિએ સંસ્કૃત પાલિ આદિ અને અરબી તથા ફારસીનો પ્રબંધ થાય તો બસ છે. ફ્રેન્ચ, જર્મન, રશિયન, ચીની, જપાની વગેરે માટે તેમ જ બંગાળી, મરાઠી માટે × યુનિવર્સિટીથી

× હિન્દી–હિન્દુસ્તાની દ્વારા અધ્યાપનમાં મિશ્રણતા તો હોવી જ જોઈએ કે હિન્દી–હિન્દુસ્તાની તેમ જ હિન્દની અન્ય ભાષાઓમાં પરિભાષા એકસરખી રહે. દેશની કેળવણીના સંગઠન સારુ પરિભાષાની એકતા આવશ્યક છે.

× વિનયન (Arts) ના વિદ્યાર્થીઓ ગઈ મહાવિદ્યાલયમાં સ્નાતક અને અનુસ્નાતક વર્ષો માટે બંગાળી, મરાઠી, ઉર્દૂ આદિનો પ્રબંધ થઈ શકે

અલગ શિક્ષણકેન્દ્રો હોઈ શકે, જેમને સરકાર ઉત્તેજન માટે યોગ્ય આર્થિક મદદ આપે.

મહાવિદ્યાલયમાં માત્ર વિનયનનો (Arts) વિદ્યાર્થી ઓછામાં ઓછાં બે વર્ષ પ્રશિષ્ટ ભાષાનો અભ્યાસ વધારે. વિજ્ઞાન, વૈદક, ઈજનેરી વિદ્યા, હુન્નર વગેરે માટેનાં મહાવિદ્યાલયમાં પ્રશિષ્ટ ભાષા જરૂરી નથી. ગ્રીક, લૅટિન કે અર્વાચીન યુરોપી કે અર્વાચીન યુરોપી કે એશિયાઈ ભાષા કરતાં સંસ્કૃત, પાલિ આદિનું તેમ જ મુસલમાન વિદ્યાર્થીનો વિચાર રાખતાં અરબી, ફારસીનું, મહત્ત્વ વિશેષ ગણું છું, અને તે સંસ્કૃતિરક્ષણની દૃષ્ટિએ. અંગ્રેજીને યોગ્ય સ્થાન આપ્યા પછી ફ્રેન્ચ આદિ માટે કે ચીની, જપાની માટે અભ્યાસનો પ્રબંધ કરવાની ખાસ આવશ્યકતા જણાતી નથી. એ ભાષાઓ માટે સ્વતંત્ર શિક્ષણકેન્દ્રો હોઈ શકે. અંગ્રેજી સાહિત્યની અસાધારણ ઉચ્ચતા તથા તેની ભાષા તરીકે દુનિયામાં વ્યાપકતા એ બંને ઉપર કેળવણીકારોનું લક્ષ સમતાથી કરવું જોઈએ, અને જે પરિચય બ્રિટિશ સંબન્ધથી સિદ્ધ થયો છે તેનો સ્વતંત્ર હિન્દે રાષ્ટ્રખુશીથી લાભ ઉઠાવવો જોઈએ.

(૪) ગુજરાત વિશ્વવિદ્યાલયનું મુખ્ય મથક અમદાવાદ હોવું જોઈએ, પરંતુ ધ્યેયમાં જણાવ્યા પ્રમાણે ઉચ્ચ કેળવણી વિદ્યાર્થીઓને સુપ્રાપ્ય કરાવવાનો ઉદ્દેશ હોવાથી બધી જ વિદ્યાસંસ્થાઓ અમદાવાદમાં રહે એ હિતકર નથી. ઉચ્ચ કેળવણી માટે વાતાવરણ અને કેન્દ્રિત વ્યવસ્થા જરૂરી છે, પણ એક જ કેન્દ્રમાં બધી જ વિદ્યાસંસ્થાઓ હોય તો અનેક બુદ્ધિસંપન્ન વિદ્યાર્થીઓ ઉચ્ચ કેળવણી લઈ શકશે નહી એટલે વિદ્યાસંસ્થાઓનાં નાનાંનાનાં કેન્દ્રો ગુજરાતમાં હોવાં જોઈએ. અત્યારે ગુજરાતમાં છે તે ઉપરાંત કચ્છ, પાલણપુર, ગોધરા, ભરૂચ, વલસાડ આદિ સ્થળોએ ઉચ્ચ કેળવણીની વિદ્યાસંસ્થાઓ હોઈ શકે. એમાં કઈ વિદ્યાની ક્યાં સંસ્થા સ્થાપવી એ સંબન્ધી પૂરો વિવેક કરવાની જરૂર છે. આજની પરિસ્થિતિમાં એવો વિવેક જણાતો નથી. સુરતની પાસે જ નવસારીમાં વિનયન અને વિજ્ઞાનની સંસ્થા છે. ચરોતરમાં આણંદ, નડિઆદ અને પેટલાદમાં નાની મોટી સંસ્થાઓ ઊભી થઈ છે. પાટણ નહિ, પાલણપુર નહિ, ને વીસનગરમાં વિનયનની કૉલેજ ઊભી કરવામાં આવી છે. આમાં સમસ્ત ગુજરાતની દૃષ્ટિએ કશી યોજના જણાતી નથી. મુંબઈ યુનિવર્સિટીએ એ બાબત પૂરતું ધ્યાન આપ્યું જણાતું નથી અને વડોદરા રાજ્ય અલગ એકમ તરીકે પોતાને માર્ગે ચાલી રહ્યું છે. ઉચ્ચ વિદ્યાસંસ્થાઓ માટે પ્રાદેશિક કેન્દ્રો જોઈએ, પણ ખાસ અને ખર્ચાળ વિદ્યાસંસ્થાઓ સુયોગ્ય સ્થળોએ જ સ્થપાય એ ઇષ્ટ છે, અને એવી સંસ્થાઓ નકામી બેવડાય નહિ તે જોવું જોઈએ. દાખલા તરીકે, લલિત કલાઓ, સ્થાપત્ય, પુરાતત્ત્વ, નિરુક્તવિદ્યા, આદિના ઉચ્ચતમ અભ્યાસ માટે વડોદરાની ખાસ યોગ્યતા છે. ભૂવિદ્યા, ખનનવિદ્યા, ખનિજવિદ્યા, આદિ માટે ગોધરામાં એક સરસ સંસ્થા ઊભી કરી શકાય. આણંદમાં કૃષિવિજ્ઞાન અને પશુસંવર્ધનનો ખાસ અભ્યાસ થઈ શકે. ઇજનેરવિદ્યા, વૈદ્યક આદિ માટે અમદાવાદ જ સુયોગ્ય સ્થાન ગણી શકાય. નૌવિદ્યા તથા શિક્ષકોને તાલીમ આપવાની સંસ્થા સુરતમાં હોય. આ એક કાચી સૂચના છે, પણ આવી કોઈ પદ્ધતિએ ઉચ્ચ વિદ્યાસંસ્થાઓની પ્રાદેશિક યોજના ઘડવી જોઈએ

યુનિવર્સિટી તરફથી માત્ર કેળવણીવિષયક બાબતોમાં જ નહિ, પણ અધ્યાપકોના અધિકાર આદિ બાબતોમાં પણ સર્વસાધારણ નિયમન રાખવું પડશે. આમ છતાં, સ્થાનિક કેન્દ્રોના અર્ધ-સ્વાયત્ત જૂથો રચવા દેવાં અને તેમને વિશ્વ-વિદ્યાલયના વહીવટમાં યોગ્ય પ્રતિનિધિત્વ

આપવું. આવી વ્યવસ્થામાં જુદાજુદાં નગરોને પોતાની અનુકૂળતા પ્રમાણે સંસ્થાઓનાં તંત્ર ઉપજાવવાની સુવિધા રહેશે. ઓછા પગારે સેવા આપનાર અધ્યાપકો યુનિવર્સિટીની મર્યાદામાં રહી સંસ્થાઓનું સંચાલન કરી શકે. વખત જતાં હજી વધારે સમજાશે કે, આપણે ત્યાં ઉચ્ચ શિક્ષણ આપવું હોય તો ઓછા વેતને સેવા આપનાર અધ્યાપકોનો સમુદાય ઊભો થવો જોઈએ, અને તેમણે જ શિક્ષણનો દોર હાથમાં લઈ વિદ્યાસંસ્થાઓ ઊભી કરવી જોઈએ તથા તેનું પ્રધાનપણે સંચાલન કરવું જોઈએ.

૨૬-૧૧-૪૭

---

એક ખેડૂત મરણ પથારીએ હતો. તેનાં સગાંવહાલાં મિત્રો તેની પથારી ફરતે ઊભાં હતાં, ખેડૂતે તેની પત્નીને બોલાવીને કહ્યું, "સાંભળી, ભૂલતી નહિ. મગન પાસે આપણા સો રૂપિયા લેણા છે" "સાંભળી બાઈ, કેવા ડાહ્યા, છેવટ સુધી શુદ્ધિમાં છે" પછી ખેડૂતે કહ્યું, "અને સાંભળી, ભૂલતી નહિ કાનજીને આપણે બસે રૂપિયા આપવાના છે" સાંભળી બાઈ બોલી, "અરર, બિચારા બેભાનપણે લવારા કરે છે!"

• ° ° • •

એક યુવાન ધર્મગુરુએ એક વૃદ્ધ મારવાડી પાસે ઈશ્વરને નામે કંઈ દાન આપવા માગણી કરી, ત્યારે મારવાડીએ જવાબ આપ્યો, "ભાઈ, હું તારા કરતાં ઘણો મોટો છું અને ઈશ્વર પાસે જલદી જઈશ અને તેને હું રૂબરૂ પૈસા આપી દઈશ. આમ તેને જલદી પૈસા મળશે!"

---

# કલાકારની વ્યથા



પંકજ

'મોટાભાઈ, તમારે ત્યાં જે અવનિમોહન આવે છે તેના જેવો કળાવિદ કોઈ નથી.'

'ખરેખર, અવનિ કળાવિદ છે?' હું બોલ્યો.

'હું ખરું કહું છું એના જેવું નૃત્ય કોઈ જાણતું નથી, એના જેવું વાજીંત્ર કોઈ વગાડી શકતું નથી, એ બહુ ભોળા છતાં પીંછીના રંગોમાં તો તે કમાલ કરે છે.'

'મારે એની કળા જોવી પડશે.'

'મોટાભાઈ, ખરી વાત જે હું તમને કહેવા માગું છું તે તો એ છે કે છેલ્લાં ઘણાં વરસ થયાં એણે એ બધું બંધ કીધું છે, અને અહીંથી પાંચ માઈલ દૂર એક નાના ગામડામાં રહે છે. ત્યાંથી સાઈકલ પર એ તમારે ત્યાં દરેક રવિવારે શું કામ આવે છે! એ બીજા કોઈ સાથે ભળતો નથી.'

'મારી પાસે તો એ ફક્ત જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ અમુક વસ્તુઓનું વિવેચન જ કરવા આવે છે.'

મદન ચૂપ રહી. હું પણ આ નવાઈ ભરેલી વાત સાંભળી વિચારમાં પડ્યો. અવનિએ મને અનેક વખતે લગ્નસુખ, મિત્રસુખ, વિદ્યાસુખ ઇત્યાદિના પ્રશ્નો ઝીણવટથી પૂછ્યા હતા અને એ બાબતમાં મારા જવાબો ઘણા જ રસપૂર્વક સાંભળતો હતો. મારી ટેવ પ્રમાણે હું કોઈના ખાનગી જીવનમાં વધારે ચંચુપાત કરતો નથી એટલે અવનિને એ બાબતમાં કંઈ પૂછ્યું ન હતું પરંતુ આ મદનની વાતે મને કંઈક જિજ્ઞાસુ બનાવ્યો.

રવિવારે જ્યારે અવનિ આવ્યો ત્યારે ઘણી વાતો થઈ ગયા પછી હું બોલ્યો, 'અવનિ, હું તો તારે ઘેર એક દિવસ આવવા માગું છું.'

તે ગભરાઈને બોલ્યો, 'મારે ઘેર! મારું તો ઘર રહ્યું જ નથી! એક ઝૂંપડું છે!!'

'શું! ઘર રહ્યું નથી!' હું બોલ્યો.

'હા, મારું ઘર નથી પરંતુ તમે જ્યારે આવવા જ માગો છો તો મારી ઝૂંપડીમાં તમારા જેવાના સ્વાગતની ચેષ્ટા કરીશ. ક્યારે આવશો?'

'આવતા રવિવારે તું અહીં નહીં આવીશ હું તારે ઘેર આવીશ.'

'નહીં, હું આવીને તમને તેડી જઈશ.'

'ઠીક.'

રવિવારે અવનિ આવ્યો અને બોલ્યો, 'મોટાભાઈ, આપણે સાઈકલ પર જ જઈએ.' હું કંઈ વિચારીને બોલ્યો, 'ઠીક.'

અમે ઉપડ્યા. આખે રસ્તે અવનિ શાંત હતો, પણ એના મુખ પરથી એની વેદના પ્રત્યક્ષ દેખાતી હતી. અમે શહેરથી બહાર નીકળી ગ્રામપ્રદેશમાં આવ્યા અને ધીરે ધીરે અવનિની કુટિર પાસે આવી પહોંચ્યા.

કુટિર નાની હતી, પણ બહાર સુંદર બગીચો હતો. બારણા પાસે આવી અવનિએ બૂમ પાડી, 'વીણા!'

એક યુવતિએ સસ્મિત મને નમસ્કાર કીધા અને બોલી, 'આપ અહીં બેસો. હું આ પ્રતાપદિની વ્યવસ્થા કરું છું.'

તે બાઈ અંદર ગઈ અવનિ અને હું બેઠા. મારા મનમાં વિચારો ઉપરાઉપરી આવતા હતા. એકાએક હું બોલ્યો, 'અવનિ, તને નૃત્ય કરતાં આવડે છે એમ મેં સાંભળ્યું છે.'

વીંછીના ડંખથી ચમક્યો હોય તેમ અવનિ બોલ્યો, 'તમને કોણે કહ્યું! તમે તો આ શહેરમાં નવા આવેલા છો અને હું તો ક્યારથી દૂર રહું છું.'

'અવનિ, જો તું મને ખરેખર મોટાભાઈ તરીકે માને છે તો મારે તારાં સુખદુઃખ, તેમજ હર્ષશોકને જાણવાનો અધિકાર છે. મારાથી બનતી સહાયતા તને કરવા હું તૈયાર છું.'

કંઈક શુષ્ક હાસ્ય કરીને અવનિ બોલ્યો, 'મોટાભાઈ, એ વાતને હું ભૂલવાની ચેષ્ટા કરું છું. મારી કાનપુરની અદાલિકા અને મારી તે સ્મૃતિ જો અતીતમાં જ ભૂંસાઈ જાય તો હું ગણ્ય થઈશ.'

'વારુ, જો તું આજે મને એ સવિગત કહે તો હું એ વાતને અહીં જ દાટી દઈશ અને તારું કાર્ય સાર્થક થયું કે નહિ તેનો અહીં જ રદિયો આપી તે સર્વદાને માટે ભૂલી જઈશ. એ ગુપ્ત રહેવાથી મારા મનમાં સંતાપ થયા કરે છે.'

કંઈક વિચારી અવનિ બોલ્યો, 'મોટા-ભાઈ, કલા, નૃત્ય અને સંગીત એ શુદ્ધ અને સાત્ત્વિક તમે કદી જોયું છે?'

"ભાઈ, એ બાબતમાં મારો અનુભવ નહીં જેવો જ. પણ ઘણા કલાકારો તેમજ નૃત્ય-વિધાયકો અને સંગીતવિશારદોનો દાવો હોય છે કે તેઓ કળા અને શાસ્ત્રને આતમજ ગણે છે અને એમાં કંઈ પણ વાસનામય સ્વાર્થ રાખતા નથી!"

"એ બધા હકીકતના ભૂલ, મોટાભાઈ, મારી માફક કળા, સાહિત્ય, સંગીત, નૃત્યની આરાધના થોડાએ જ કરી હશે. મારો અનુભવ તો એ જ છે કે સાત્ત્વિક કળા, નૃત્ય કે સંગીત જેવું નશ્વર સૃષ્ટિમાં છે જ નહીં.'

'શું કહે છે!'

'હા, નારદની વીણામાં જ સંગીત છે તે ઇંદ્રના દરબારમાં નથી. શંકરના તાંડવમાં જે આમોદ છે તે ઇંદ્રની અપ્સરાના નૃત્યોમાં નથી.

'કારણ?'

'કારણ એ જ કે એ શુદ્ધ ચિત્ત અને પરમાનંદની સીમા પરથી પ્રકટ થયેલ છે જ્યારે બીજાં બધાં બનાવટી છે અહંભાવ પ્રેરાયેલાં છે—સ્વાર્થી' છે.'

યુવતી ચા અને નાસ્તો લાવી. અવનિના વચનથી હું પણ એક અવર્ણનીય આનંદનો અનુભવ કરવા લાગ્યો, થોડી વાર હું ચા પીતો પીતો બોલ્યો, 'અવનિ હવે, તારો ઇતિહાસ કહે.'

કંઈક વ્યથિત અવનિ બોલ્યો, 'મોટાભાઈ, મારા પિતાજી કાનપુરમાં એક પ્રતિષ્ઠિત વેપારી હતા અને મારા શોખમાં કંઈ ખામી ન હતી. મેં ગવૈયાઓ, ઉસ્તાદો અને કલાકારો પાસે ઊંચી કેળવણી લીધી. મારી સહચારી શોભના પણ સંગીત, નૃત્ય અને કળામાં પાવરધી બનાવી!

'એક દિવસ શોભનાના નૃત્યને જોઈને મને વિચાર આવ્યો કે હું સ્વાર્થી હતો અને મેં નૃત્યને જગતની સમક્ષ મૂકવાની ઇચ્છા થઈ!

હું ચૂપચાપ સાંભળતો હતો.

'મારા એક મિત્ર ફીલ્મ ઉદ્યોગના નિષ્ણાત હતા. તેમને એક દિવસે મે આ વાત કહી તેમજ શોભનાનું નૃત્ય બતાવ્યું તે નૃત્ય જોઈ મુગ્ધ થઈ ગયા અને એક ફીલ્મમાં તે નૃત્ય ગોઠવ્યું. એ ફીલ્મ જગતમાં પ્રસિદ્ધ થતા શોભના એક મહાન અભિનેત્રી થઈ ગઈ પરંતુ એ જ વસ્તુએ મારા હૃદયની શાંતિ લૂંટવી લીધી કારણ?

'શોભનાને જગત પ્રસિદ્ધ થવાની ઇચ્છા જાગી. મારા તરફ ધીરે ધીરે તેનો અભાવ થવા લાગ્યો. મારે ત્યાં કલા, નૃત્ય અને સંગીતના ઉપાસકોની ભીડ વધવા લાગી. હું મુંઝાવા લાગ્યો અને એ માટે ઉપાય શોધવા લાગ્યો. એક દિવસ મે શોભનાને કહ્યું કે કાનપુર આપણે છોડીને દૂર જઈએ થોડા દિવસ જઈએ. પરંતુ શોભનાનો તીક્ષ્ણ અને નફ્ફટ જવાબ સાંભળી હું મૂઢ થઈ ગયો. તેણે મને સ્વાર્થી અને નીચ કહ્યો તથા મને કહ્યું કે તે પોતાનું ધાર્યું કરવા સ્વતંત્ર હતી. સ્ત્રી સન્માન, સ્ત્રી સ્વાતંત્ર્ય ઇત્યાદિ પર મોટું ભાષણ આપ્યું. ત્યાંથી ચૂપચાપ બધું છોડી ચાલી નીકળ્યો.'

હું ચૂપ થઈ આ વાત સાંભળતો હતો. "દહેરાદુનની પાસેના એક ગામડામાં જઈ થોડા દિવસ ચૂપચાપ પોતાની વ્યથા ભૂલવાની ચેષ્ટા કરવા લાગ્યો. હું સખત બિમાર પડ્યો. મારી પડોશના ઝુંપડામાં એક વૃદ્ધો અને તેની પુત્રી રહેતાં હતાં. મારી સ્થિતિની કલ્પના કરી તેમણે મારી યથેષ્ટ સેવા કરી. હું એ પ્રેમની વર્ષાથી પાછો માનસિક સમતોલપણું મેળવી શક્યો."

'અદ્ભુત છે તારી કથની!'

"વૃદ્ધ મારી પછી અને સ્વર્ગ મુખમાં જતા પહેલાં વીણાને મને સોંપી અને બોલી,

'વીણા તારી પાસે છે જાણી સંતોષથી જાઉં છું.' વીણાને એ મૃત્યુ પછી ગામમાં રહેવું ઠીક ન લાગ્યું અને હમે આ સ્થાન પર આવીને રહ્યાં છીએ.'

હું ચૂપ થઈ ગયો. ચા પીતા પીતા અવનિ બોલ્યા, 'મોટાભાઈ, તમારી જ્યોતિષી તરીકે ખ્યાતિ સાંભળી. તમારી પાસે એ વિષયનું જ્ઞાન લેવા તમારી મુલાકાત લીધી પણ મને તો તેમ કરતાં એક મોટાભાઈ ખરેખર જ મળ્યા છું અહીં સુખી છું. વીણાએ મારી સૃષ્ટિ આનંદમયી બનાવી છે. હું કળા, નૃત્ય સંગીત બધું મૂકી એક સામાન્ય કૃષક તરીકે વધારે સુખી છું. શું મેં ખોટું કહ્યું છે!'

'અવનિ મારા મત પ્રમાણે તો તે ઘણું ખોટું કર્યું છે, પરંતુ એ બાબતમાં દોષ તારો જ હશે, જે વસ્તુને પોતાની રાખી મૂકવાની હતી તેને જગતને અર્પી પૂન તેને પાછી લેવાની ઉતાવળ કરવી ન હતી. નૃત્ય તો તું તારા આનંદ અને ઉલ્લાસના સમયમાં પોતાને કે પરમાત્માને માટે કરી શકે છે. એમાં એને રોકી શું કામ ગયો છે. ધાર કે આજે હું તને વિનતી કરું કે તું મને તારી એ કળા બતાવ તો શું એ અયોગ્ય ગણાશે'

કંઈક વિચારી અવનિ બોલ્યો "ના" વાહ તમારા સ્વાગતને માટે હું તમને એ ભૂલાયેલી કળાને આજે પંદર વરસે પ્રકટ કરું છું'.

ખુરસીઓ ખસેડી એક સાદડી પાથરી અવનિએ પોતાનું નૃત્ય બતાવવાની તૈયારી કરવા માંડી. અડધો કલાક નૃત્ય કીધું. એ નૃત્યને માટે ન તો ઝાંઝરાં હતાં, ન તો સંગીત પણ ખરેખર જીવનમાં જે નૃત્યો જોયાં છે તેમાં અદ્વિતીય અને અદ્ભુત એ નૃત્ય હતું. અવનિનું તાલબદ્ધ નૃત્ય આજે પણ ભૂલી શકું તેમ નથી.

વીણાએ આગ્રહપૂર્વક ભોજન કરાવ્યું અને અવનિ મને ઘર સુધી પાછો મૂકી ગયો.

એક મહિના પછી હું મારા ઘરમાં બેઠો હતો. અવનિ આવ્યો અને વાતચીત ચાલતા માંડી. મારા નોકરે આવીને મને કહ્યું કે એક બાઈ મને મળવા માગતી હતી. અવનિને બીજા રૂમમાં બેસવાનું કહી મેં તેને બોલાવી,

એક સુંદર અને લાવણ્યમયી બાઈ અંદર આવી. તેના મુખ પર વિષાદની છાયા હતી. તે મને નમસ્કાર કરીને બેઠી. થોડી વારે બોલી, 'હું તમારી પાસે એક જ પ્રશ્ન કરવા આવી છું કે મારો ખોવાયેલો પતિ મને મળશે કે નહીં?

હું તેની કુંડળી તપાસવા લાગ્યો. બાઈ મારા તરફ ધારીને જોતી હતી. હું બોલ્યો, 'બાઈ તમારો પતિ બીજી સ્ત્રીનો થઈ ચૂક્યો છે તમારી પાસે પાછો આવશે નહીં તે સુખી છે. તમારી પોતાની ભૂલને અંગે એ તમને છોડી ગયો હતો.'

'હાય ભગવાન, ધિક્કાર હોજો તે ઘડી અને પળને જ્યારે મેં અભિનેત્રી થવાનું પસંદ કીધું આજે હું જ્યારે એકલી પડું છું ત્યારે મને મારો પતિ યાદ આવે છે અને થાય મને પાછી પોતાની કરે યા ન કરે મને ક્ષમા કરે તો બસ છે.' પુર્નમિલનનો કોઈ પણ સંયોગ નથી!

હું જવાબ આપું ત્યાં તો અવનિ અંદર આવ્યો અને બોલ્યો 'શોભના, 'કોણ... તમે!' તે બાઈ મૂર્છિત થઈ ગઈ.

હમે દોડીને ઉપચાર કરવા શરૂ કીધા, ડૉક્ટરને બોલાવવા માણસ મોકલ્યો. ડૉક્ટરે આવી તપાસી કહ્યું, બાઈ બચી શકે તેમ નથી. મરવા પહેલાં કદાચ ભાનમાં આવશે.

ચાર કલાકે તે બાઈ ભાનમાં આવી એટલું જ બોલી, 'મારી ભૂલો માફ કરો અને સુખી રહો.' ત્યાર પછી બાઈનો જીવનદીપ હોલવાઈ ગયો. અવનિ, તારી પાછલી જીંદગીની કટુતા વિદાય થઈ. શોભનાની શાંતિ અર્થે પ્રાર્થના કર' હું બોલ્યો અવનિ મુક્ત કંઠે રોયો, અવનિના મગજ પરથી પાછલી સ્મૃતિની કટુતા નીકળી ગઈ થોડા દિવસો પછી જ્યારે હું એ નગર છોડતો હતો ત્યારે વીણા અને અવનિની સૃષ્ટિમાં આનંદ વધારવા એક પ્રાણી પધારનાર છે એ જાણી મેં વધારે આનંદ અનુભવ્યો અને આજે પણ તે પ્રસંગ, તે નૃત્ય, અને શોભનાનું અંતિમ દૃશ્ય ને તે સ્થાનના છોકરા ભૂલ્યાં ભૂલી શકું તેમ નથી.

# સર્વવ્યાપક સગવડ

તંત્રીજી, નવેમ્બરના ‘ પૂર્તિ ’ માં લાંચ વિષેનો લેખ વાંચ્યો. તમે લાંચને સર્વવ્યાપક અનિષ્ટ કહો છો પણ તમે સહેજ ફરીથી વિચારી જોશો તો તે સર્વવ્યાપક સગવડ છે એમ તમને માલૂમ પડશે. લાંચની પ્રથા પ્રચલિત ન હોત તો લોકોને કેટલી પીડા વેઠવી પડત તેની કલ્પના કરી જોશો ? કેટલાક કારકૂનો લાંચ નથી લેતા એમ તમારું કહેવું યથાર્થ છે, પણ તેઓનું વર્તન કેવું હોય છે તેનો તમને અનુભવ થયો હોય એમ જણાતું નથી. પ્રમાણિકપણાના ઘમંડમાં એમની તુમાખીની મર્યાદા રહેતી નથી. તેઓ લોકો પ્રત્યે બેદરકાર રહે છે અને એવી કઠોર ભાષા વાપરે છે કે બિચારા અરજદારો ડઘાઈ જાય છે. એ બધું સહન કરવું પડે, છતાં કામમાં વિલંબ થાય છે અને ઘણી વાર તે ખોરંભે પણ પડે છે. તેના કરતા લાંચ લેનારા કારકૂનો સારા. પૈસા આપ્યા કે તરત કામ પતી જાય. કાયદાની આંટીઘૂંટીમાંથી પણ તેઓ બિનઅનુભવીઓને સરળ માર્ગ કરી આપે. વકીલોને ફી આપતાં કામ થાય કે ન પણ થાય. પરંતુ આ નાનીશી રકમ ખર્ચવાથી કામ જરૂર પાર પડે અને આપણું કાર્ય થાય ત્રીજો એ ફી, જેને તમે લાંચ કહો છો, તે આપવાની. એટલે વકીલો કરતાં એ કારકૂનો અમારે માટે સારા. અને સામટેથી ખેતીનું કામ છોડી કચેરીમાં આંટા ફેરા મારવા આવવાનું અમને ખેડૂતોને કેમ પરવડે ? બળદો બેસી રહે, તૂવ મરિની મોસમ ભમકતી હોય, ત્યારે તે પર ધ્યાન આપીએ કે કચેરીમાં ચક્કરે ચડીએ ! અને કેટલા આંટા ફેરાએ કામનો નિકાલ આવે ? અને કચેરીના ચકરાવામાં અમે ક્યાં અટવાઈએ તેની અમને કશી ગતાગમ નહિ. ભૂલભૂલામણીના ચક્કરોમાંથી હું તરત નીકળી આવું, મારો અભિમન્યુનો વ્યૂહ પણ ભેદી શકું. પણ આ કચેરીની ગૂંચવણમાં સપડાઈએ તેમાંથી કેમ મુક્તિ મળે ! આવા દુઃખમાં થોડી રકમ ખર્ચી બહાર નીકળવું એ જ અમારે મોટી સગવડ છે. અને એવી સગવડ આપનારા સર્વત્ર મળી આવે છે, એ અમારે મોટું સુખ છે. નહિતર અમારું શું થાત ? કાયદાઓ વધે તેમ ચોર વધે. વળી જેમ કાયદા વધ્યા તેમ લાંચનું જોર વધારે. કંટ્રોલથી શું થયું તે જાણવું તે !

અને લાંચ આપનારાઓને પૈસા ખર્ચીને પ્રમાણમાં કે તે કરતાં વધારે ફાયદો થાય તો જ તે આ પ્રથા અપનાવે ને ! એક્સાઇઝ, રેવન્યુ, ઇન્કમટેક્ષ, એવા અનેક કાયદાઓ કેવા કડક હોય છે તેની તમને ખબર હશે જ. તંત્રીજી, જેલ જવું પડે એવા ગુના હોય, તેને થોડા ખર્ચે એ જ જાળમાંથી મુક્તિ મળતી હોય, તો અમે તેને આવકારદાયક જ લેખીએ ને ! કેટલાક સરકારી ખાતાના કારકૂનો અને નાના અમલદારો શું કમાય તેનો તમને ખ્યાલ નહિ હોય. હું મોટા અમલદારોની વાતો નથી કરતો. પણ આ નાના અધિકારીઓ આગળ કપૂત થયેલા કાળા બજારીઆઓ પણ ગુલામ છે.

તાડી દારૂનાં પીઠાંની માફક આ નોકરીઓની તો હરાજી થવી જોઈએ. સરકારે પગાર આપવાની જરૂર નહિ અને આ નોકરીઓ લીલામ કરી આપવાથી સરકારને સારી આવક થશે. દુકાનના પાઘડીના પૈસા આપવામાં આવે છે, મોટી હોટેલોમાં પુષ્કળ ખુશબખ્તી મળતી હોવાથી ત્યાં નોકરો માલીકોને સારા પૈસા આપી, વેઇટર તરીકે રહે છે, તો આ નોકરી માટે સીધા સરકાર પૈસા લે તો શું ખોટું ? હવે તો સરકારો લોકોની જ છે, તો છેવટે એ આવક સાર્વજનિક હિતમાં જ વપરાશે ને !

લાંચ નહિ લે તો શું કરે ? તમે લાંચના જુદા જુદા કિસ્સાઓ ટાંકી આપ્યા છે એક

અસામાન્ય વાત હું પણ કરી લઉં. એક દેશી રાજ્યમાં એક વેપારીને સો રૂપિયાના બીલના પૈસા લેવાના હતા લાંચ આપતાં આપતાં તે વેપારી પાસે વસુલ કરેલા સો રૂપિયામાંથી દસ રૂપિયા બાકી રહ્યા. તે લઇ તે રાજાને મળ્યો. રાજા સમક્ષ એ બાકી રહેલી રકમ મૂકી તેણે તેના વીતકોની કથા કહી. રાજાએ કહ્યું, "એ લોકોને હું શું માસિક દરમાયો આપું તેની ખબર છે? એવા ટુંકા પગારમાં તેઓ લાંચ નહિ લે તો શું કરે?" રાજાએ એમ કહી દશ રૂપિયા લઇ લીધા અને પછી દરબારના નોકરોને બોલાવી તેમને તે રકમ વહેંચી આપી! અને તંત્રીજી, આ મધ્ય યુગની વાત નથી, પણ વીસમી સદીમાં બનેલો પ્રસંગ છે.

સેકન્ડ ક્લાસની ટિકિટ લઇ ઊભા રહેવું પડે, તેના કરતાં રૂપિયો બે રૂપિયા આપી, બીજા વર્ગમાં સૂવા પાટિયું મળે, હજારોની રકમનો ફાયદો મળતો હોય, તો સો રૂપિયા માલના મુકામ માટે આપીએ, એક સટ આપવાથી મફતની દુકાનનું લાયસન્સ મળે, એક રેડિયો આપવાથી ઇમ્પોર્ટ લાઇસન્સ મળે, એક શેફરની ફાઉન્ટન પેન આપવાથી સેંકડોનો વેરો ટાળી શકાય, એક મોટરકાર આપવાથી ઇજારા મળે, આ બધા વેપારો છે એમાં બોલવું શું અહિત થાય?

તમને તો ખબર હશે જ કે હવે justice is sold and never dealt ન્યાય વેચવામાં આવે છે, ન્યાય આપવામાં આવતો નથી. વકીલ, બેરિસ્ટરોને ફીઓ આપવાથી કંઇ વળે કે ન પણ વળે પણ ન્યાયાધીશને કંઇ સીધું પહોંચાડી શકાતું હોય, તો અસીલને ફાયદો થાય જ ને? એક મુન્સફ બન્ને પક્ષકારો પાસેથી લાંચની સરખી રકમ લેવા એમ મને ખબર છે, પછી કાયદાને ચુસ્તપણે વળગી ન્યાયના રસ્તે ચાલતા અને જેની તરફેણમાં ચુકાદો આવે, તેની રકમ રાખી હારી જનારની રકમ પરત કરતા. આમાં તમને પ્રમાણિકપણું, સાચાઇ ન દેખાય? તાત્ત્વિક દૃષ્ટિએ આમાં ગેરઆજબીપણું હશે પણ એ ન્યાયાધીશ હાથ પર હાથ મૂકી કહી શકતા કે "પૈસા માટે મેં કદી કોઇને અન્યાય કર્યો નથી."

ટુંકા પગારોવાળા લાંચ લે નહિ તો શું કરે? એ તમારા કથન સામે મારો સખત વિરોધ છે. ટુંકા પગારો ન પરવડે તો નોકરી છોડી દો, એને શા માટે વળગી રહો છો? રેલ્વેસ્ટેશન પર કુલી તરીકે કામ કરો, હેલ ખેંચો, મજુરી કરો. પેટ ન ભરાય તો તે છોડી દો, પણ ટુંકા પગાર લાંચ લેવા લાયસન્સ આપે છે એમ સમજી ન ચાલો. નાના પગારવાળા શિક્ષકો પણ અસંતોષી રહી વિદ્યાર્થીઓની કેળવણી પ્રત્યે બેદરકાર રહે છે એ પાપ છે. માબાપ વિશ્વાસ રાખી તમને બાળકો સોંપે છે, શિક્ષક તેમના જીવનનો ઉત્તમ કાળ દુર્વ્યય કરે એ ભયંકર પાપ છે. ટુંકા પગારો ન પરવડે તો એ ધંધો છોડી દો, પણ એ કર્તવ્યપાલન ચૂકવું એ સમાજને મહાન અન્યાય છે. પગાર માટે લડત ચલાવતા રહો પણ દરમ્યાન તમારી ફરજો સંપૂર્ણપણે અદા કરતા રહો.

ટુંકા પગારોજ લાંચ લેવા કારણરૂપ છે એ તદ્દન ખોટું છે. લાંચ લેવાની વૃત્તિજ વણિકવૃત્તિના લોહીમાં રહે છે કેટલાક પ્રમાણિકો મોટી આર્થિક વિટંબના અનુભવે છતાં કદી લાંચની પાઇ લેતા નથી. ત્યારે ઘણાય સાધનસંપત્તિવાળાઓ લાંચ લીધા વિના કામ કરતાજ નથી. કેટલાક મોટા પગારદારો નજીવી રકમની પણ લાંચ વિના કામ કરતા નથી. એ તેમની વણિકવૃત્તિ જ પુરવાર કરે છે. એવી રકમ વિના તે ભૂખે મરે એવું નથી. સ્વભાવથી જ તેઓ એવા હોય છે. પગારને એવી વૃત્તિ સાથે ખાસ સંબંધ નથી. તમે લાંચ-પ્રથાનો માત્ર બચાવ કરવા નિષ્ફળ પ્રયાસ કર્યો છે.

એક પ્રાન્તિક ધારાસભામાં ગોળ માટે પરમીટ કોને આપવામાં આવી હતી એવા હમણાંજ પૂછાયેલા પ્રશ્નના જવાબમાં, નામોનું લીસ્ટ વાંચવામાં આવ્યું, તો જણાયું કે પ્રધાનના સગા, ઓળખીતા અને મિત્રોજ મોટા ભાગે પરમીટ મેળવી ગયા હતા. એટલે સ્વરાજ મળતાં આ પ્રથા નષ્ટ થઇ ગઇ એમ માની લેવા કારણ નથી. આ બદી જ દાડેદાડ વ્યાપી ગઇ છે. જનતાનું માનસ પલટાવું જોઇએ.

અમારા એક મિત્ર ઇંગ્લેંડ ગયા હતા, ત્યારે તેમણે એક હોટેલમાં વેઇટ્રેસને તેને મળતી 'ટીપ' હોટેલની માલીકબાઇને આપી દેતી જોઇ. આ મહશયે વેઇટ્રેસને બે શિલિંગ 'ટીપ' આપી કહ્યું, "આ પૈસા તું રાખી લે, માલિકને જાણવા દો કે હું 'ટીપ' આપ્યા વિના જાઉં છું," આ નોકરડીએ કંઇક નવાઇ અને કંઇક રોષમાં કહ્યું, "શું તમે મને જૂઠું બોલવા કહો છો?" આવી ભાવના આપણામાં પ્રસ્થાપિત થયે, લાંચની બદી ઓછી થશે. હાલ તો ભ્રષ્ટના કીડાઓ છાણમાં આનંદ માણી રહ્યા છે

લાંચ આપનાર ગુન્હામુક્ત જાહેર કરો. લાંચ આપ્યાની વિગતો મેળવવા સરકાર પ્રયાસ કરે, તો સત્ય વસ્તુનું દિગ્દર્શન થશે, સ્વરાજ સરકાર લાંચની બદીના કાંઇક જડમૂળ કાઢે, તો મારી ખાસ એટલી જ વિનંતિ છે કે તે તેમ કરે તેની સાથેજ સરકારી કારકુનો અમારા જેવા ગામડિયા સામે સભ્યતાપૂર્વક વર્તે, તેમજ મદદગાર થાય એવું વર્તન રાખે એવી વ્યવસ્થા અવશ્ય કરે. એમના તુમાખીભર્યા વર્તનમાં ફેર પડે, એમની જોહુકમી ઓછી થાય, તો અમને મોટી રાહત મળશે, અમને સ્વરાજ આવ્યું એવું કંઇ લાગશે. એ આશયથી આ જાહેર વિજ્ઞપ્તિ કરું છું.

લિ. તમારો

ભીખાભાઇ પુ. પટેલ

---

વ્યાખ્યા

ધનિક—'કંઇ વધારે સસ્તી વસ્તુ બતાવો' એમ દુકાનદારને કહેતાં ડરે નહિ.

• • • •

"તમે પુરુષના કપડાં જોઇ તે કેટલો પૈસાદાર છે તે જાણી ન શકો. તે કેટલો પૈસાદાર છે તે જાણવું હોય તો તેની પત્નીના કપડાં જુઓ."

પાલખ પરથી પડી ગયેલા મજૂરે વળતર માટે માલિક પર કેસ કરી કોર્ટ પાસેથી નુકશાની માટે ત્રણસો રૂપિયા મેળવ્યા, પણ તેમાંથી બસો રૂપિયા વકીલે ફી તરીકે લીધા ત્યારે મજૂરે પૂછ્યું, "પાલખ પરથી હું પડી ગયેલો કે તમે?

• • • •

# બેસૂરો કે.કા.–રવ

ભરતરામ ભાનુસુખરામ મહેતા

"કેમ ! ભરતજી !"

"કોણ ? નારદજી ? પધારો પધારો. આજે આપ અહીં ક્યાં ભૂલા પડયા ?"

"નરસિંહરાવ ભોળાભાઈ જીવતા હતા ત્યારે સમે એમને બે પ્રસંગે બોલતા જોયા હતા, એની વાત સ્વર્ગમાં એમણે મને કરી હતી તેથી તમારો પરિચય સાધવા હું અહીં આવ્યો છું. વારુ. 'તમે હાસ્યમૂર્તિ' તરીકે અમારા સ્વર્ગમાં પણ જાણીતા છો તો પછી તમે આજે ગમગીન કેમ દેખાઓ છો ?"

"હું શી વાત કરું ! હાલમાં બેસૂરો કે.-કા.–રવ' નીકળ્યો છે તે સાંભળીને મારું લોહી ઊકળી આવ્યું છે ને હું ગમગીન બની ગયો છું."

"બેસૂરો કૌરવ તો મેં કે બીજા કોઈએ કદી સાંભળ્યો નથી. એ કેમ બને ?"

"સાંભળો. હમણાં અમદાવાદના 'પ્રજા-બંધુ ગુજરાત સમાચાર' નો સં. ૨૦૦૩ નો દીપોત્સવી અંક બહાર પડયો છે તેમાં ભાષાશાસ્ત્રી શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીનો 'કર્ણઝંકાર' નામક લેખ પ્રસિદ્ધ થયેલો છે તેમાંથી જે સૂર નીકળે છે તે સૂર (કે.કા.–રવ) ભાષાશુદ્ધિની નજરે અણુપટતો હોઈ હું તેને 'બેસૂરો' કહું છું. એમાં હું ખોટું શું કરું છું ?"

"એ બાબતની વિગતો તમારા હાથમાંના એ અંકમાંના એ લેખમાંથી તમે મને સમજાવશો ?"

"આપને ફુરસદ હોય, ને આપ મારા પાસે આસન જમાવીને બિરાજો, તો આપની આજ્ઞાને અનુસરીને મુદ્દાસર મુખ્યમુખ્ય વિગતો હું આપને જરૂર સમજાવું."

"ઓહોહો ! એ તો મને ખૂબ ગમશે. એ રીતે મને તમારો સાચો પરિચય થશે, એવી મારી ખાતરી છે. લો, આ બેઠો હું. બોલાવો હવે તમારી કથા."

"સાંભળો, નારદજી' સાચો ભાષાશાસ્ત્રી હોય તે 'એક વચન–નું રૂપ માની લીધાં' એમ કદી પણ લખે ?"

"એમાં શો વાંધો આવે !"

"બહુવચન દર્શાવતા વિધેયના સાથમાં એકવચન દર્શાવતા ઉદ્દેશ્યનો ઉપયોગ પણ જ કેમ થાય ?"

"તમારું કહેવું સાચું છે."

"ઠીક. સાચો ભાષાશાસ્ત્રી હોય તે 'જેણે માનવ નરનારી, દાનવો, દેવસમૂહ અને પાતાલવાસીઓને ભ્રમમાં નાખ્યાં' એમ ન જ લખી શકે."

"એમ ! તમે શું કહેવા માગો છો !"

"વિભક્તિના પ્રત્યયનું સ્વતંત્ર અસ્તિત્વ અહીં માની લેવાયું છે, એ 'યુદ્ધમાં અને શૌર્યમાં' સમું શુદ્ધ લખાણ કરનાર લેખકની બેદરકારીનું જ પરિણામ છે. હું તો એના બદલામાં 'જેણે માનવ નરનારીને અને દાનવોને તથા દેવસમૂહને અને પાતાલવાસીઓને ભ્રમમાં નાખ્યાં' એમ જ લખું. વળી 'અર્જુન અને કર્ણનું દ્વંદ્વયુદ્ધ' એમ ન લખતાં હું તો 'અર્જુન અને કર્ણ વચ્ચે ચાલતું દ્વંદ્વયુદ્ધ' એમ જ લખું એના ઉપરાંત અહીં 'સૂર્યની અને ચંદ્રની તથા હિમાલયની અને સાગરની પેઠે' એમ જ હું તો લખું. વારુ. આને મળતા આવતા હાસ્યજનક પ્રયોગો આ લેખમાં થયા છે તે જુઓ:– 'કેડે દડતા વાછરડા–વાળી' અને 'નખ ને દાંતવાળા' તથા 'રગ પાર્શ્વ સરસુવાળો' તેમ જ 'ઘોડાઓ પીળઓ હાથીઓ અને રથો–વાળી'"

"હવે હું સમજ્યો. તમારું એ કહેવું પણ સાચું છે."

બ્રાહ્મણને વેશે ' અને ' શું કાજે ' તથા ' હથિયારોને પાસે ' વગેરે પ્રયોગો આ લેખમાં તેમના હાથે જરૂર થયા હોત. "

" હવે આ મુદ્દો ખગ સ્વરૂપે મને સમજાવો. જાણવાજેવું બીજું કાંઈ હજી બતાવવા જેવું છે? "

" જી | હા. અવતરણચિહ્નની અવગણના લેખકે આ લેખમાં કરી છે તે જુઓ. (૧) સંગ્રામનો સમય આવી લાગ્યો છે, (૨) કોણ છે તું ? શા કાજે આવ્યો છે ? (૩) ભગવાન, સમગ્ર અસ્ત્રવિદ્યા શીખવા આવ્યો છું, (૪) હું ક્ષત્રિય નથી, તથા (૫) હું બ્રાહ્મણોને શીખવું છું, ક્ષત્રિયોને નહિ એ પાંચ વાક્યો અવતરણચિહ્નોની વચ્ચે મૂકવાં જોઈતાં હતાં. કોણ ક્યા શબ્દો બોલ્યું, એ સ્પષ્ટ રીતે સમજાય તેટલા માટે આ પદ્ધતિ અનિવાર્ય છે "

" તમારો આ મુદ્દો તદ્દન સાચો છે. નારદજી, હજી બીજું કાંઈ આમાં બતાવવા જેવું છે ? "

" એવું તો ઘણું છે આપ જવાને અધીરા બન્યા છો, એમ મને લાગે છે. આથી છૂટકછૂટક મુદ્દા ન લેતાં એકસામટા મુદ્દા હું અહીં રજૂ કરું છું:–(૧) 'કરવાપણું' ચાલી શકે પણ 'શું કરવાપણું ન જ ચાલી શકે. (૨) 'આ સાંજ ભોળવી છે' તથા 'તમને છેતરી ગયો' એ પૈકીના દરેક વાક્યના અંતે કર્તાનો ઉલ્લેખ તેમ જ 'બ્રાહ્મણોના વેશે લઈ લો' એ વાક્યમાં કર્મનો ઉલ્લેખ કરવો જોઈતો હતો. (૩) 'મને એની જરૂર નથી' અને 'મને મારામાં મારી ભીખ જોઈએ' તથા 'મને પૃથ્વીનું શું કામ છે ?' એમ જ લખાવું જોઈતું હતું (૪) 'એમ હું કહીશ તો એ વધુ છળશે' અને 'જો કાંઈ નહિ કહું' તથા 'બુદ્ધિએ વર્તશે તો જ' એમ જ લખાવું જોઈતું હતું. (૫) 'આ એક વાત' એમ જ લખાવું જોઈતું હતું. (૬) બ્રાહ્મણવર્ય નથી પણ ધર્મવિદ્યાળુ મહાજન છે, એનો ભારે પ્રભાવ પડે છે' તથા 'આ અનુવાદ બનવી શકાય, એ ઉદ્દેશે આ અનુવાદમાં' અને 'શું બની રહ્યું છે, એ સમજ્યો' એમ જ લખાવું જોઈતું હતું. (૭) બ્રાહ્મણનું રૂપધારી કાનેશ્વરી' એમ જ લખાવું જોઈતું હતું (૮) 'મહાભારતના યુદ્ધના અંતના દિવસો દરમિયાન કર્ણના સેનાપતિ–પદે જે યુદ્ધ થયું હતું તેની પૂર્વભૂમિકા આ રૂપકનું વસ્તુ બતાવે છે' તથા 'કર્ણના દેહ ઉપર એ હોય' અને '૨૦૦૦ વર્ષ પૂર્વે' તથા 'નવું ઉમેર્યું હોય એવું જણાતું નથી' તેમ જ 'પરાક્રમની આંકણી કાઢી ચૂકેલા હોવા છતાં આ કર્ણ પૂર્વે કદી જોવા ન મળેલો આટલો ઉચાટ હૃદયમાં કેમ' તથા 'એકબીજાના ઉપર થયેલા હથિયારોના ઘાએ' અને 'ઐરાવતને ચાબખવાના કારણે ખરબચડી થયેલી આંગળીઓ ધરાવતો' તથા ' વિશાળ, જટાજૂટ ધરાવતા ' અને ' હું બ્રાહ્મણોને શિખવું છું પણ ક્ષત્રિયોને શિખવતો નથી ' તથા ' રણમાંથી પાછા વળવાનું ' તેમ જ ' એ હણાશે તો સ્વર્ગ મેળવશે ને જીતશે તો યશ મેળવશે ' અને ' એમ કહીને એ મને ભોળો પાડશે ' તેમ જ ' જ્યારે એને યાદ કરશે ત્યારે એને મેળવશો ' અને ' પાંડવોમાંના એક જણનો સફળ વધ કરવાને સમર્થ શક્તિ ધરાવનારી ' વગેરે શુદ્ધ લખાણ થવું જોઈતું હતું. "

" ઓહોહોહો ! તમે તો ઝીણીઝીણી છણાવટ કરી મને રજ કરી ! ધન્ય છે તમને ! હવે હું તમારો પૂરેપૂરો પરિચય પામ્યો છું હું અહીંથી સીધેસીધો એ લેખકને મળવા જ જઈશ ત્યાર–પછી જ હું અન્યત્ર જઈશ."

"નારદજી ! આપ એમને મળો ત્યારે એમને એટલું પૂછી લેજો કે 'તમે પાત્રપરિચય આપતાં કર્ણના સંબંધમાં અતિ ક્લિષ્ટ વાક્યરચના કેમ કરી છે ?' વળી આપ એમને એમ પણ પૂછી લેજો કે ' તમે "શંખ આભીને નોબતોના અવાજ " એમ લખ્યું છે તેનો અર્થ શો છે ?' એના ઉપરાંત આપ એમને એમ પણ પૂછી લેજો કે ' તમે ક્રિયાપદના પહેલા પુરુષના બહુવચનનું રૂપ અનુસ્વારવાળું રાખીને સ્વીકૃત જોડણીનિયમનો ભંગ કેમ કરો છો ?' નારાયણ જય ! જય ! "

" સારું. જય ! જય ! "

# વૈદ



[ રશિયન નવલિકા ]

શશિકાંત ચતુર્વેદી

મારે કબૂલ કરવું જોઈએ કે અત્યાર સુધી હું વૈદ, દાક્તર, હકીમ અને ભૂવાને ગાળો દેતો.

પણ એક કેસ જોયા પછી હવે હું તેમનો વાંક કાઢતો નથી—જરૂર પડશે તેમનો બચાવ પણ કરું છુ

તે ખરેખર એક અજબ કેસ હતો.

મુખ્ય બાબત એ છે કે એ નાની દરદી છોકરીનો કેસ કોઈ પણ દાક્તર હાથમાં લેવા ના પાડતો. તેઓ ખભા હલાવી હાથ પહોળા કરી મૂકતા. તેઓ કહેતા કે ઈશ્વર જાણે કે છોકરીને શું થયું છે. વૈદકીય વિજ્ઞાન એની પીડાનું નિરાકરણ કરી શકતું નથી.

અને પછી એ ચાર ચોપડી ભણેલો એક સામાન્ય માણસ—કદાચ લુચ્ચો, કુતરાનો બચ્ચો છોકરીને જુએ છે. એ ઘડી આમ તેમ હલાવી વિચાર કરે છે અને તે છોકરી કાયમની અપંગ બનતી અટકી એક તંદુરસ્ત બાળા બને છે.

આમ બન્યું.

છોકરી તદ્દન નાની હતી. તેરેક વર્ષની. તે બીકમાં ચમકી હતી. બીજા બાળકોએ એને ડરાવી હતી. તે કંઈ કામે બહાર ગઈ હતી. અને બીજા બાળકોએ તેને ગભરાવવાનો ઠરાવ કર્યો. મારેલી બિલાડી કે હેં એવું જ તેના તરફ ફેંક્યુ. તે બીધી અને તેની વાચા જતી રહી પછી તે કંઈ બોલી શકી નહિ, એટલે કે શબ્દો ઉચ્ચારી શકી નહિ. તે ગણગણ્યા કરતી ઘૂરકતી પણ એક આખો શબ્દ બોલી ન શકતી. તેને કંઈ ખાવું હોય તો તે પણ તે માગી શકતી નહિ.

તેનાં માબાપ વખત સાથે સુધરેલાં હતાં નહિ. રાજ્યક્રાન્તિ સમયમાં તેઓ કંઈ મોખરે ન હતાં. તેઓ ગરીબ લોકો, નાના ધંધાદારી. જૂતાં બાંધવાની દસી વણી વેચી ખાતાં. નાની છોકરી આ કામકાજમાં મદદ કરતી. હવે અલબત્ત તે કંઈ કામમાં મદદ ન કરતી અને બબારામાં મૂંગી થઈ ગઈ.

માબાપો એક પછી બીજા એમ ઘણા દાક્તરની તેને માટે દવા કરી જોઈ. પછી એક સ્પેશીઆલીસ્ટ પાસે લઈ ગયાં. તે પ્રોફેસર અમર ટીમેકનો બાપુસર હતો, એમ હું કહેતો નથી. તે સત્તાવીસ વર્ષનો હતો.

તેઓ છોકરીને આ સ્પેશીઆલીસ્ટ પાસે લાવ્યા અને તેને બધી હકીકત કહી.

વૈદે કહ્યું, "બધું સ્પષ્ટ છે. તમારી છોકરી મહા બીકને લઈને બોલતી બંધ થઈ ગઈ છે. મારું ધારવું છે કે તેને પાછી એવી ચમકાવવી કે તે બોલી ઊઠે. આ શરીરયંત્રની આપણે ખાસ કાળજી રાખવી જોઈએ. દાક્તરો અને વૈદોને આ શરીરયંત્રમાં શું વિકાર થાય છે તે સહેલાઈથી સમજાતો નથી. હું પણ તેમને સંમત છું. દા. ત. આંતરડાં ક્યાં છે અને યકૃત ક્યાં છે તે કહેવું કંઈ સહેલું નથી. કોઈ શરીરમાં દર્દ બતાવે છે તો બીજા અન્યત્ર હોવાનું જણાવે છે. કેટલાક પેટમાં દુખવાનું અને કહોવાવાનું જણાવે છે. બીજાઓની વાચાશક્તિ જતી રહી હોય છે, જો કે તેમની જીભ હાલતી તો બહુ દેખાય છે પણ અમારે તો રોગનું કારણ શોધી કાઢી દૂર કરવું મારી તે ફરજ કરવું જોઈએ આમ કરવામાં મારું જ્ઞાન અને શક્તિ રહેલાં છે. હું મૂળ શોધી કાઢી મારા મનને ઠામે તેની જડ કાઢું છું."

માબાપ જરા ગભરાયાં અને દર્દથી તેમની છોકરીને નહિ મારવાં આજીજી કરી

"નહિ, અલબત્ત નહિ." વૈદે કહ્યું. "હું

# પરાધીના કે પૂજાર્હા ?



નાગકુમાર મકાતી

પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં સ્ત્રીઓનું સામાજિક સ્થાન કેવું હતું એ એક જાણવા યોગ્ય અને રસપ્રદ વિષય છે. અર્વાચીન યુગમાં સ્ત્રી સ્વાતંત્ર્ય ઉપર ઘણો જ ભાર મૂકવામાં આવે છે. પ્રાચીનો આ બાબતમાં તેથી તદ્દન વિરોધી જ મત ધરાવતા હતા. આ મત અને તેની પાછળની વિચારસરણી જોવા જેવી છે.

સ્ત્રી અને સ્વતંત્રતા પરસ્પર વિરોધી વસ્તુ મનાતી હતી. સ્ત્રી ને સ્વાતંત્ર્ય સંભવી શકે જ નહિ. કુમારી તરીકે, યૌવના તરીકે, પ્રૌઢા કે વૃદ્ધા તરીકે સ્ત્રીએ પુરુષની છત્રછાયામાં જ રહેવું જોઈએ. સ્વતંત્ર જીવન જીવવા તે અયોગ્ય છે અને સ્વતંત્ર જીવનમાં તેનું પતન થવાનો વધારે સંભવ છે એમ મનાતું. આપણાં ધર્મ શાસ્ત્રોએ આ બાબતમાં બહુ જ સ્પષ્ટ વિધાનો કરેલાં છે.

अस्वतंत्राः स्त्रियाः कार्याः
पुरुषैः स्वैर्दिवानिशम्
મનુસ્મૃતિ અધ્યાય ૯ શ્લો. ૨.

સ્વકીય પુરુષોથી રાત્રિ દિવસ સ્ત્રીઓએ અસ્વતંત્ર રહેવું.

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
रक्षंति स्थविरे पुत्रा न स्त्री स्वातंत्र्यमर्हति॥
મનુસ્મૃતિ અ. ૯ શ્લો. ૩

કૌમાર અવસ્થામાં પિતા રક્ષણ કરે છે યુવાવસ્થામાં પતિ રક્ષણ કરે છે, અને વૃદ્ધાવસ્થામાં પુત્ર રક્ષણ કરે છે. સ્ત્રી સ્વાતંત્ર્યને યોગ્ય નથી

આ પ્રમાણે સ્ત્રીને કોઈ પણ દશામાં સ્વાધીનતા ન હોવી જોઈએ એવો હિંદુ ધર્મ-શાસ્ત્રકારોનો મત છે. એક સ્થળે કહ્યું છે કે,

विनाश्रया न शोभन्ते पण्डिता वनिता लता ।



પંડિત, સ્ત્રી અને લતા એ આશ્રય વિના શોભતાં નથી.

સ્ત્રી આ પ્રમાણે સ્વાતંત્ર્યને યોગ્ય નથી એવા નિર્ણય ઉપર પ્રાચીનો કેવી રીતે આવ્યા, તેમ કરવા પાછળ તેમનો શું ઉદ્દેશ હતો એ જાણવા માટે તેઓ સ્ત્રીઓ વિષે કેવા મત ધરાવતા હતા તે પણ જાણી લેવાની જરૂર છે.

शय्यासनमलंकारं कामं क्रोधमनार्यताम्
द्रोहभावं कुचर्यां च स्त्रीभ्यो मनुरकल्पयत्
મનુસ્મૃતિ અ. ૯ શ્લો. ૧૭

શય્યા (ઉંઘણશીપણાની ટેવ), આસન, અલંકાર, કામ, ક્રોધ, અનાર્યપણું, દ્રોહભાવ, નિંદ્ય આચાર, આ સર્વ મનુએ સ્ત્રીમાં આરોપ્યાં છે

ઉપરોક્ત કથન ઉપરથી જોઈ શકાશે કે તેઓએ સ્ત્રીમાં અમુક દૂષણો અને ખાસ કરીને કામ-ઉપભોગેચ્છાનું વિશેષપણું કલ્પ્યું છે. તેથી જો સ્ત્રી સ્વકીય પિતા, પતિ કે પુત્રથી સ્વાધીન વર્તે તો તેને પતિત થવાના પ્રસંગો વિશેષ આવે છે. આ કારણે પ્રાચીન શાસ્ત્રકારોએ સ્ત્રીની સ્વતંત્રતા ઉપર કાપ મૂક્યો છે. વળી તેમણે સ્ત્રીઓ માટે ઘર અને કુટુંબને જ કેન્દ્ર ગણ્યું છે, સમાજ, રાજકાજ કે ઇતર સાર્વજનિક સ્વરૂપનાં કર્તવ્યો, સ્ત્રીઓના કાર્યવર્તુળમાં, તેમના મતે આવતાં જ નથી. સ્ત્રીએ પતિને સંતુષ્ટ રાખવો, તેનું ઘર સંભાળવું અને તેને માટે પ્રત્યેક્ષતિ કરવી એ જ તેનું કાર્ય છે એમ તેમણે ગણ્યું છે. પતિ પરમેશ્વર છે અને તેનામાં જ તેણે એકાકાર થઈ જવું જોઈએ.

विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः
उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः
મનુસ્મૃતિ અ. ૫ શ્લો. ૫૪

શીલવિહીન, લંપટ, સગુણવિહીનનો એવો પતિ હોય તો પણ સાધ્વી સ્ત્રીએ તેને સતત દેવ પ્રમાણે પૂજવો.

આમ એક બાજુ સ્ત્રીની સ્વતંત્રતા ઉપર આકરોભાર કાપ મૂકયા પછી તેમણે બીજી બાજુ સ્ત્રીનું સન્માન–પૂજા કરવાનો આદેશ આપ્યો છે.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥
મનુસ્મૃતિઅ ૩ શ્લો. ૫૬

જ્યાં (જે કુલમાં) સ્ત્રીઓનું સન્માન કરવામાં આવે છે ત્યાં દેવતાઓ રમે છે (દેવતાઓનો વાસ થાય છે, જ્યાં તેમનું સન્માન થતું નથી ત્યાંની સર્વ ક્રિયા નિષ્ફળ થાય છે.

આ જાતનું સન્માન કરવાનું કારણ એ છે કે સ્ત્રી ગૃહની શોભા છે, ઘરના 'વધારણ વેશ' છે, લક્ષ્મી જેવી છે.

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन
મનુસ્મૃતિઅ. ૯ શ્લોક. ૨૬

પ્રજાના હેતુ ભૂત, કલ્યાણમયી, પૂજાયોગ્ય ગૃહદિપ્તી સમી સ્ત્રી અને લક્ષ્મી બન્ને ઘરમાં સરખાં છે બન્નેમાં કોઈ વિશેષ નથી.
આમ તેના ગૃહકર્તૃત્વમાં સ્ત્રીને સન્માનનીય ગણી છે

મનુસ્મૃતિ જેવા ગ્રંથો લખાયે હજારો વર્ષો થયાં છતાં સ્ત્રીને હજી આર્યાવર્તમાં બલ્કે સારીયે દુનિયામાં પુરુષ જેવું સ્વાતંત્ર્ય સ્થાન મળ્યું નથી. તે 'ગૃહિણી' જ રહી છે તે ગૃહકર્તૃત્વની બહાર પુરુષ-સમોવડી બની શકી નથી.

આ યુગમાં સ્ત્રી સ્વાતંત્ર્યનો પ્રશ્ન મોખરે આવતો જાય છે સામાજીક અને રાજકીય ક્ષેત્રોમાં કેટલાક સ્ત્રીઓએ ભાગ લેવા માંડયો છે, અને પુરુષ સમોવડીનો આદર્શ સ્ત્રી સમાજ પાસે રજુ થઈ રહ્યા છે, આર્થિક સ્વતંત્રતા વિના બીજી સ્વતંત્રતા સંભવતી નથી, તેથી સ્ત્રીના આર્થિક સ્વાતંત્ર્યનો પ્રશ્ન પણ એટલો ઉપર આવી રહ્યો છે. આમ અર્વાચીન યુગ, પ્રાચીન યુગથી, તેના વિચારોથી, આદર્શોથી, ભાવનાઓથી અને તે ભાવનાઓ પાછળનાં પ્રેરક બળોથી જુદો પડે છે. વર્તમાન બળો સ્ત્રીને સ્વતંત્રતા અપાવવા માટે મથામણ કરી રહ્યાં છે આ પ્રયત્નો કેટલે અંશે સફળ થશે તે ભવિષ્યના ગર્ભની વાત છે હજી સુધી થોડા અપવાદો બાદ કરતાં જે અર્થમાં પુરુષ સ્વાધીન છે તે અર્થમાં સ્ત્રી સ્વાધીન નથી.

પ્રાચીન ભારતીઓએ ગૃહજીવનને જ સ્ત્રીનું કર્તવ્ય કેન્દ્ર માન્યું છે અસલી રોમન પ્રજામાં અને જર્મનીની આર્યન પ્રજામાં પણ સ્ત્રીનું સ્થાન 'ઘર'માં જ મનાયું છે. 'સુખી ગૃહ જીવન'ની દૃષ્ટિએ જ સ્ત્રીની સ્વાધીનતા ઉપર પૂર્વાચાર્યોએ કાપ મૂકેલો છે. ગૃહજીવન અને જાહેર જીવનનો સમન્વય શકય ખરો ! આર્યોનો મત એવો છે કે આ બે વચ્ચે સમન્વય શકય નથી બન્ને એકી સાથે સંભવતા નથી. બન્ને એક બીજાથી વિસંગત છે

न स्त्री स्वातन्त्र्यमर्हति એ સૂત્ર પુરુષોએ પોતાના સ્વાર્થ માટે સત્તાના જોરે ઠોકી બેસાડયું છે કે તેની પાછળ કોઈ વ્યવસ્થિત વિચારસરણી રહેલી છે ? તેમના મતે સ્ત્રીના શરીર અને માનસની રચના જ એવા પ્રકારની છે કે તેણીના સ્વાતંત્ર્યમાં નડતર રૂપ છે સ્ત્રીમાં માતૃપદની ભાવના અત્યંત પ્રબળ હોય છે. માતૃપદની જવાબદારી તેને જાહેર જીવનની અન્ય જવાબદારીઓ લેતાં અટકાવે છે. બન્ને જવાબદારીઓ અદા કરવી એ તેના સુકોમળ શરીર માટે શકય નથી. સ્ત્રીઓનો આમ વંશ વર્ધન ઉપરાંતની અન્ય જવાબદારીઓનો બોજો ઉપાડવા તૈયાર છે ? સ્ત્રી સ્વાતંત્ર્યનો વિચાર કરતી વખતે રાજકીય કે સામાજીક ક્ષેત્રમાં અપવાદરૂપે ઝળકતી થોડી તારિકાઓની દૃષ્ટિએ નહિ પણ સમસ્ત અને સામાન્ય સ્ત્રી

વર્ગની દૃષ્ટિએ વિચાર થવો જોઇએ. ગૃહ જીવન અને જાહેર જીવન આ બે કાર્ય પ્રદેશો સ્ત્રી અને પુરુષવર્ગ વચ્ચે વહેંચી નાખવામાં આવ્યા છે આ વહેંચણી યોગ્ય છે કે અયોગ્ય એનો આધાર કયા કાર્ય માટે કયો વર્ગ વધારે અનુકૂળ છે એના ઉપર આધાર રાખે છે.

સ્ત્રી સ્વાતંત્ર્યના પરિણામે ચારિત્ર્યભ્રષ્ટતા વધવા સંભવ છે એવો પણ પ્રાચીનોના મત જણાય છે ચારિત્ર્ય ભ્રષ્ટતાના પરિણામે સામાજિક વ્યવસ્થામાં ખલેલ પડે એટલું જ નહિ પણ વર્ણશુદ્ધિ અને બીજ શુદ્ધિ જળવાય નહિ અને એક જાતની વર્ણસંકરતા પેદા થઇ પ્રજાનું પતન થાય એવો પણ તેમને ડર હોય તેમ જણાય છે. સ્ત્રી જાતિમાં કામવાસના વિશેષપણે-પુરુષ કરતાં અષ્ટગુણી-હોય છે એમ તેઓ માને છે. તેથી આર્યોએ વર્ણશુદ્ધિના સંરક્ષણ માટે સ્ત્રીઓને સ્વતંત્રતા મળવી ન જોઇએ એમ ફરમાવ્યું છે ક્ષેત્રશુદ્ધા સ્મૃતા નારી—સ્ત્રી ક્ષેત્ર રૂપ છે. ક્ષેત્રની શુદ્ધિ અવશ્ય સચવાવી જોઇએ.

સ્ત્રીનું માનસ બંધારણ પણ વિચારવા યોગ્ય છે. સ્ત્રી પુરુષનો સંબંધ અધિકાર ઉપર નહિ પણ પ્રેમ ઉપર નિર્ભર છે. પ્રેમ અને આકર્ષણ પાસે પુરુષનું પ્રભુત્વ અને સ્ત્રીની પરવશતા પીગળી જાય છે. જ્યાં એકતા છે ત્યાં જુદાઇની, અસમાનતાની કે પરવશતાની કલ્પનાને અવકાશ નથી શું સ્ત્રી સાચેજ શોષિત છે? પીડીત છે? દબાયેલી છે? શું પુરુષ ઉપર તેનું પ્રભુત્વ નથી ચાલતું? કુટુંબનું સંવર્ધન કરવું, તેની રક્ષા કરવી અને ગૃહજીવનને સુખી બનાવવા માટે નિયમનો સ્વીકારવાં એ શું પરાધીનતા છે? પતિ, બાળકો કે કુટુંબ પાછળ પોતાનું 'સ્વત્વ ભૂલી જવું' એ શું પરવશતા છે? પ્રેમ, સ્નેહ અને મમતાનાં બંધનોમાં બંધાવું એ ગુલામી નથી. પણ સમજપૂર્વકનું સ્વાર્પણ છે.

અર્વાચીનોની દૃષ્ટિએથી જોઇએ તો સ્ત્રી સ્વાતંત્ર્યથી ડરવાનું શું કારણ છે? સ્વાતંત્ર્યથી પુરુષ પતિત થતો નથી તો સ્ત્રીને માટેજ નિયમો અને બંધનો શા માટે? ક્ષેત્ર શુદ્ધિની જરૂર છે તો બીજ શુદ્ધિની જરૂર નથી શું? ગૃહજીવન અને સામાજિક જીવનને એક બીજાથી ભિન્ન શા માટે માનવાં? સ્ત્રીના જાહેર જીવનથી ગૃહસુખમાં વિક્ષેપ થશે એમ શા માટે માની લેવું? સ્ત્રીનું કર્તવ્ય 'ઘર' સુખી બનાવવાનું છે તો પુરુષનું નથી શું? જાહેર જીવન જીવવા છતાં પુરુષ ઘરને સુખી બનાવી શકે છે તો સ્ત્રી શા માટે નહિ બનાવી શકે? જો પુરુષ, જાહેર પ્રવૃત્તિને અંગે, ગૃહજીવનને સુખી ન બનાવી શકતો હોય તો, ઘરને સુખી બનાવવાની ચિંતા ફક્ત સ્ત્રીએ જ શા માટે રાખવી? હજારો વર્ષથી સ્ત્રીઓ પરાધીન રહી છે. તેઓને હવે સ્વાધીન થવાનો હક્ક નથી શું? શા માટે તેમણે પુરુષના રમકડારૂપ વધુ વખત રહેવું?

દુનિયાની કોઇ ચીજ સંપૂર્ણ સારી કે સંપૂર્ણ ખોટી હોતી નથી તો સ્ત્રીની સ્વાધીનતા સંપૂર્ણ સારી કે સંપૂર્ણ ખોટી કેમ હોઇ શકે? પરાધીનતાનો પ્રયોગ હજારો વર્ષથી ચાલ્યો આવે છે હવે સ્વાધીનતાનો પ્રયોગ ભલે થાય. આ દુનિયા ઉપરે તો એક પ્રયોગ શાળા જ છે ના!

પ્રાચીનો, તમે તમારી રીતે જીવ્યા અર્વાચીનો ને તેમની રીતે જીવવા દો. બેમાંથી કોની જીવવાની રીત સાચી છે એ કોણ કહી શકે? આજના અર્વાચીનો આવતી કાલના પ્રાચીનો છે એ પ્રાચીન પ્રણાલિકાઓમાંથી ભવિષ્યના અર્વાચીનોને વધુ વિચારવાનું મળશે.

છતાં એક પ્રશ્ન ઉઠે છે. શું ખરેજ પ્રાચીનો સ્ત્રીઓ ને પરાધીન કે ગુલામ ગણતા હતા? જો તેમ હોય તો સ્ત્રીને 'પૂજાર્હા' કેમ કહી? સ્ત્રીને 'ઘરરખ્ખુ' ગણવામાં શું તેમનો કોઇ વિશેષ સ્વાર્થ હતો? બન્નેના સમાન સુખને માટે સ્વેચ્છાએ નિયમનો સ્વીકારતી ગૃહલક્ષ્મી ને પરાધીન કહી શકાય ખરી?

# નશીબનાં નખરાં



લીલાબેન મહેતા.

મેટ્રિકમાં નાપાસ થઇ મુંબઇ નોકરીની શોધમાં આવેલો ધનુ રસ્તે રખડતો ભિખારી થઇ ગયો. દૂર દૂર ખૂણામાં આવેલા તેના ગામ પ્રત્યે પણ તેને કોઇ આકર્ષણ ન હતું. દુનિયામાં કોઇ તેનું નજીકનું સગું રહ્યું ન હતું. કામધંધા માટે તેણે ખૂબ તપાસ કરી પણ તેનું કંઇ વળ્યું નહિ. હવે તે સમાજની દયા પર જીવવા લાગ્યો. એકંદરે તેને એ ઠીક લાગ્યું. એક મેદાનના બાંકડા પર આવી રોજ રાત્રે પડી રહેતો એ બાંકડો જ તેનું ઘર.

આમ ઠીક ચાલતું હતું, પણ શિયાળો બેસતાં તેની કમનસીબી શરૂ થઇ. શરીરના હાડકાંને ઠારી દેતી ટાઢથી તે ત્રાસી ગયો. તેની પાસે એક ઠીક કહેવાય એવો હાફકોટ રહ્યો હતો. તેના પાટલૂન અને જોડા ફાટેલી તૂટેલી અવસ્થા પામ્યા હતા. શિયાળાની ઠંડીથી આ કપડાં તેનું રક્ષણ આપી શકે તેમ ન હતું. શું કરવું?

આખરે તેના ફળદ્રુપ ભેજામાં એક બુટ્ટો ઊગ્યો. કાયદાનો ભંગ કરવો અને કેદની શિક્ષા મેળવવી. આમ ત્રણેક માસ જો તેને જેલ જવાનું મળે, તો કેદીની હુંફાળી કોટડીમાં તે શિયાળાની ઠંડી રાત્રિઓ ગાળી શકે. આ વિચાર સૂઝવાથી ઉત્સાહિત બન્યો અને તે આચારમાં મૂકવા ઊઠ્યો.

કાયદાનો ભંગ કેવી રીતે કરવો? ફોર્ટમાં પશ્ચિમાત્ય ઢબે ચાલતી એક મોટી હોટલમાં જઇ, ખૂબ ખાઇ પી બીલ આપવા અશક્તિ જાહેર કરવી એટલે હોટલવાળા તેને પોલિસને સ્વાધીન કરશે એટલે થયું. પણ હોટલમાં આ પોશાકે જઇ શકાશે? પાટલૂન વિ. ફાટેલી અવસ્થામાં હતાં પણ કોટ ઠીક હતો, એટલે કંઇ ખાસ વાંધો ન આવે, એમ વિચારી તે હોટલમાં દાખલ થયો. પણ મુખ્ય વેઇટર તેના વસ્ત્ર પરથી ખરી વસ્તુસ્થિતિ કળી ગયો અને ધનુ ખુરસી પર બેઠો કે તરત જ તેની પાસે જઇ ખભા પર હાથ મૂકી, કાનમાં સૂચના આપી બહાર મૂકી આવ્યો.

શિયાળાની ઠંડીથી ધનુ અધીરો બન્યો હતો એ ખરું, પણ તે સાથે જેલ જવા માટે તેનો નિશ્ચય દૃઢતર થયો હતો. એ એક સામાન્ય હોટલમાં ગયો અને ત્યાં ઠીક ઠીક ખાધું, ચા પણ પીધી અને પછી કાઉન્ટર આગળ જઇ રેસ્ટોરાંના માલીક સમક્ષ જાહેર કર્યું, "મારી પાસે પૈસા નથી. મને પોલિસને સ્વાધીન કરો." માલીકે કહ્યું, "એમ!" પછી ધનુને ખેંચી તે બહાર લઇ ગયો અને બે ચાર મુક્કા લગાવી કહ્યું, "આજ શિક્ષા બસ થશે. કોર્ટના લફરામાં પડવું મને પસંદ નથી." ધનુ નશીબને શાપ દેતો આગળ ચાલ્યો.

પણ એને બાંકડા પર લાગતી ઠંડીના વિચારથી ગભરામણ થતી. ત્રણેક માસ તો જેલ જવું જ જોઇએ. વળી તેને એક યુક્તિ સૂઝી. હવે તો જેલ મળશે જ એ વિચારે તેના મુખપર મંદ સ્મિત પ્રસર્યું. તેણે એક પથરો લીધો અને એક યુરોપિયન મોટી દુકાનના શો કેસ આગળ પ્રેક્ષકો ટોળે વળ્યા હતાં, ત્યાં ગયો અને પથ્થર જોરથી મારી કાચ તોડ્યો. પ્રેક્ષકો મુંઝાયા અને આમ તેમ વિખેરાઇ જવા લાગ્યાં પણ ધનુ ત્યાં હસતો ઊભો રહ્યો. હવે તો પોલિસ તેને પકડશે જ! અને ત્યાં બે પોલિસો આવ્યા. તેઓ ગુન્હેગારને આમ તેમ જોઇ શોધવા લાગ્યા. નિરાંતે ઊભેલા ધનુએ ગુન્હો કર્યો હશે એમ તેમને શંકા પણ ન ગઇ. કોઇ દોડતો ટેક્ષી કરી જતો હતો, તેની તેમણે પૂંઠ પકડી. અને

ધનુ હસ્યો, " બસ, જાણે હું તો શાહને શાહ. મને કોઈ કાયદાનું બંધન જ જાણ્યું નથી, "

" હ-હ-હ-હા " કરતો તે મોટા સ્વરે આલાપો કરતો અસ્થિર પગલે લથડતો ચાલ્યો. તે પોલિસ છે એમ માની હવે પોલિસ જરૂર પકડશે. પોલિસ તેની પાસે આવ્યો પણ ખરો અને ધનુ સહાગણ આશાસ્પદ બન્યો. ધનુએ પોલિસ માટે લવારા શરૂ કર્યા, ' એ -ઇ તું શું સમજે ? હું છાકટો છું. મને કેદ પકડ, " પોલિસે હસી કહ્યું, " છાકટો પોતાને છાકટો કહેતો નથી. વળી તે પકડાવા કોશિષ પણ ન કરે. એટલે તું પોલિસ છે કે નહિ તે હું સમજી શકતો નથી, છતાં તું ખરેખર નશાસૂર બન્યો હોય, તો પણ તને હું પકડીશ નહિ કારણ કે હવે હાકમ દી આવનાર છે. મહિનો માસ ભલે મજા કરી લે " પોલિસ ધનુની પીઠ થાબડી ફુટપાથ પર ચલાવી રસ્તે પડ્યો.

એક સીનેમા આગળ એક સુંદર લલના પાસે ઊભી ધનુ તેની સામે અશુદ્ધતા ચાળા કરવા લાગ્યો, કંઈ એકૂ બોલ્યો એ યુવતી પોલીસની મદદ માગશે. હવે તો તેને જરૂર પકડવામાં આવશે. સામે ઊભેલો પોલીસ ધનુનું બિભત્સ વર્તન કરડી નજરથી જોઈ રહ્યો હતો. પણ યુવતીએ કશી ફરિયાદ ન કરી શકી તેણે ધનુને ચેતવ્યો, " પેલો પોલિસ જૂએ છે, અહીંથી બીજે ચાલો " અને યુવતી ધનુ સાથે આગળ ચાલી. ધનુ ગુંચવાયો. હવે આ લપ કેમ ટાળવી !

એવામાં એક ચાલતી ટ્રામ નજીકથી પસાર થતી હતી, તેમાં કૂદકો મારી ધનુ ચડી ગયો અને આ નવી પીડામાંથી આમ છટક્યો.

ધનુને હવે ખાત્રી થઈ. તે જેલ જાય એમ ઈશ્વર ઇચ્છતા નથી. તે કંઈ મહાન કાર્ય માટે સર્જાયો હતો. સ્કૂલમાં આંગ્યું તૂટું મેળવેલું ઈતિહાસ જ્ઞાન તેને યાદ આવ્યું. ક્લાઈવ કે કોણે પોતાના કપાળ ઉપર બે ત્રણ વાર પિસ્તોલ છોડી હતી છતાં તે બચી ગયો હતો. તેની કેવી મહાન પ્રગતિ થઈ હતી. જરૂર ધનુનું ભવિષ્ય જ્વલંત નીવડશે.

આવા વિચારો કરતાં ધનુ તેના બાંકડા તરફ જવા નીકળ્યો. રાત્રે બે વાગ્યા હતા તેના બાંકડા આગળ આવે તે પહેલાં એક મોટા મકાનમાંથી કોઈ યુવતીને સિતાર લઈ મધુર ગાયન ગાતાં સાંભળી. એ ગાયનની " હિમ્મત ન હારતા " ભાવનાનું એ સંગીત તેને પ્રેરણાત્મક લાગ્યું. ધનુએ ત્યાંજ નિશ્ચય કર્યો કે હવે હું મારૂં જીવન બદલી નાખીશ. હું પ્રગતિ સાધીશ. આમ જીવન વેડફી દઉં તે ન ચાલે. હું કર્તવ્ય પરાયણ—"

તેનો આ વિચારક્રમ અટકાવતો વચ્ચે એવો પોલિસનો સખત હાથ તેના ખભે પડ્યો. "રાત્રે બેકાર બે વાગ્યે રખડે. ચાલ પોલીસ ગેટ પર."

× × ×

બીજા દિવસે કોર્ટમાં મેજીસ્ટ્રેટે તેને કહ્યું, " તને ત્રણ માસની સખત કેદની શિક્ષા કરવામાં આવે છે. " સૂચિત.

---

" માણસની ઈચ્છા પ્રમાણે સઘળું બને, તો તેનાં દુ:ખો બમણાં થાય. " —બે. ફ્રેંકલિન.

• • • •

કરજ—જ્યાં પહેલાં પૂરાં થાય, અને કમને તે પૂરી કરીએ, ત્યાં પણ બમણું માગીએ.

• • • •

જુવાની—અમારી જીંદગીના પ્રથમ પચાસ વરસ અને બીજાઓની જીંદગીના પ્રથમ વીસ વરસ.

• • • •

માલીક બદલવો એ મૂરખનો આનંદ.

# વાઘરી

ર. ના. મહેતા

'પૂર્ણિ' ના ઓક્ટોબર ૧૯૪૭ ના અંક માં "જૂસો બ્યાસીના કાતળીઆ નાયક વાઘરી પંચના કાયદા કાનુન" લેખકના વિદ્વાન નૃવંશ વિશારદ લેખક શ્રી દ્ર. બા. નાયકે વાઘરી શબ્દની ઉત્પત્તિ સૂચવતાં જણાવ્યું છે કે વાઘરી એટલે વાઘ જેવા. પણ એના કરતાં યથાર્થ સમજુતી એ હોઇ શકે કે એઓ રજપૂતાનાના રેતાળ પ્રદેશ જેને વાગડ કહેવામાં આવે છે તેમાંથી આવ્યા હોઇ એમને વાઘરી નામ આપ્યું હશે. બીજી કલ્પના એવી છે કે સંયુક્ત પ્રાંતની નામચીન ચોર જાતિ સાંસીઓની વસ્તી વધી જતાં એઓ દરિઆબાદ તરફના વાગર પ્રદેશમાં આવ્યા અને વખત જતાં વાગરી કે વાઘરી તરીકે ઓળખાયા "

વાઘરી શબ્દની આ વ્યુત્પત્તિઓ કલ્પના ઉત્તેજક છે. પરંતુ આ કલ્પનાઓને સંસ્કૃત સાહિત્યમાંથી ટેકો મળી આવતો નથી. સંસ્કૃત સાહિત્યમાં વાગુરિક શબ્દનો ઉપયોગ કૌટિલ્ય, કાલિદાસ અને બાણ ભટ્ટ જેવા લેખકો એ કર્યો છે અને આ તમામ લેખકો વાગુરિકનો અર્થ વાગુરા (જાળ) થી ભરણપોષણ કરનાર એવો કરે છે. આ વાગુરિકોનો ધંધો જંગલનાં જનાવરો પકડવાનો તથા શબરો સાથે જંગલના પ્રદેશમાં દુશ્મનો ધસી આવે ત્યારે રક્ષણ કરવાનો, તથા પંખી તરીકેનો કૌટિલ્યે ગણાવ્યો છે આ વાગુરિકો પરથી હાલના વાઘરીઓ ઉતરી આવ્યા છે. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી પોતાના વૃદ્ધ ગુજરાતી વ્યાકરણમાં વાઘરી શબ્દની વ્યુત્પત્તિ વાગુરિક શબ્દ પરથી આપે છે ભાષાશાસ્ત્રના નિયમ મુજબ વાગુરિક પરથી વાગુરિઅ, વાગુરી, વાગરી અને વાઘરી શબ્દો ઉત્પન્ન થાય છે

ગુજરાતની વાઘરી જાતિને મળતી મહારાષ્ટ્રમાંની પારધી અને તામીલની કોરવ નામની જાતિઓ છે

---

## આઝાદીની પહેલી લ્હાણી !

વર્ષો કીધાં ભારે અમ જનનીએ બાસઠ બધાં
કાપી લાંબાં વર્ષો સહન કરીને ત્રાસ, જુલમો :
મળી જ્યારે મુક્તિ, સહુ પ્રથમ લ્હાણી કઈ કરી !
ખંજરો કાળાં સૌ ભરતભૂમિમાં ફૂટી નીકળ્યાં !!!

જેહાંગીર દેસાઈ

---

# આંતરરાષ્ટ્રીય રાજકારણ



વાસુદેવ યશવંત કોલ્હટકર

જર્મની અને ઓસ્ટ્રિયા સાથે સંધિ કરવા માટે ચાર મહા દેશોના પરદેશ મંત્રીની બેઠકોમાં મળેલી પરિષદ કંઈ પણ કર્યા સિવાય પડી ભાંગી. ગયા મહિનામાં લંડનમાં શરૂ થયેલી પરરાષ્ટ્ર મંત્રીઓની પરિષદ, આ બાબત માટે છેલ્લી પરિષદ છે એમ કહેવામાં હરકત નથી. આ આખરી પરિષદ છે પરંતુ તે સફળ થશે જ એમ કહી શકાય નહી. જર્મની માટે ચારે સત્તાઓની આકાંક્ષા જુદી જુદી છે તે સ્પષ્ટ છે. જર્મનીએ રશિયાપર કરેલા હુમલામાં રશિયાને પારાવાર નુકશાન થયેલું હોવાથી આ નુકશાનીના બદલામાં ૪૦૦૦ કરોડ રૂપિયાનો માલ રશિયાને જર્મનીએ ખંડણી તરીકે આપવા કહ્યું હતું. આ માલ ચાલુ ઉત્પાદન માંથી વસુલ કરવાનું પોટસડેમ કરારમાં નક્કી કરવામાં આવ્યું હતું. આ કરાર અનુસાર પશ્ચિમ જર્મનીની યંત્ર સામગ્રીના ૨૫ ટકા પણ મેળવવાના હતા. આની સાથે જર્મન યુદ્ધ સામગ્રી તથા નાઝીવાદનો જડમૂળથી નાશ કરવાનું ઠરાવવામાં આવ્યું હતું. તો પણ ગયાં અઢીવર્ષમાં આમાંનું કંઈપણ કરવામાં આવ્યું નથી. પરંતુ અંગ્રેજ અને અમેરિકન સરકારે પશ્ચિમ જર્મનીની યંત્ર સામગ્રી લૂંટવા માંડી છે. પોતાનો માલ જર્મનીમાં ખપાવવા માટે યુધ્ધને શાંતિના વખતમાં ઉપયોગી કારખાનાની લૂંટ ચાલે છે. આની સાથે આ બને દેશોએ જર્મનીનાં બે લાખ પેટંટો લુંટી લીધા છે અને પરદેશમાંના જર્મનીની માલ મતા પર તાળાં માર્યાં છે. આ બધાંની કિંમત હજારો રૂપિયાની ગણાય છે. પશ્ચિમ જર્મનીમાં ફક્ત યુધ્ધોપયોગી કારખાના ચાલુ રાખી જર્મન મૂડીવાદીઓ સાથે મળીને આ પ્રદેશમાં રશિયા વિરૂધ્ધનો બળવાના મોરચો રચવાના પ્રયત્નો હાલ ચાલુ છે. આવી પરિસ્થિતિમાં રશિયા અને બીજા ત્રણ મહારાજ્યો વચ્ચે એક મત થવો અસંભવ જણાય છે નુકશાન ભરપાઈ કર્યા સિવાય જર્મનીની રાજ્ય વ્યવસ્થા કેવી હોવી જોઈએ ? તે દેશની હદ સીમા કઈ હોવી જોઈએ વગેરે પ્રશ્નો આ પરિષદમાં ચર્ચાશે. આ બાબતોમાં એકમત થવો અસંભવિત છે.

ચાર મહારાજ્યો સહમત થયા નહીં તો જગતમાં ગુંચવણ ઉભી થાય એ વાત ચારે રાજ્યો જાણે છે વધારામાં ઇંગ્લેન્ડની ભાવિ યુધ્ધમાં ભયંકર દશા થાય એમ હોવાથી તેને યુધ્ધ જોઈતું નથી. અમેરિકા સહમત થાય એવું વાતાવરણ લાવવા માટે પરિષદ ચાલુ હોવા છતાં ઇંગ્લેન્ડે રશિયા સાથે વેપારી સંધિ માટે વાટાઘાટો શરૂ કરી છે તો પણ પરિષદમાં ઇંગ્લેન્ડ અમેરિકાને સાથ આપે છે અને ફ્રાન્સે પણ એજ ધોરણ સ્વીકાર્યું છે.

પશ્ચિમ યુરોપમાં સામ્યવાદનો ફેલાવો વધતો જાય છે જેમ જેમ આર્થિક પરિસ્થિતિ બગડતી જાય છે તેમ તેમ ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ સોશિયલ ડેમોક્રેટિક પક્ષની દેવાળિયા સ્થિતિ સ્પષ્ટ થતી જાય છે. હાલની પરિસ્થિતિમાં અમેરિકા પાસેથી કરજ લીધા સિવાય બીજો કોઈ રસ્તો તેમને સૂઝતો નથી. બીજા ઉપાયથી આર્થિક પ્રશ્નનો નીવેડો આવતો નથી અને આ બન્ને દેવાળિયા દેશો અમેરિકાના આધારે નભે છે. કેટલાક સૈન્ય ઉદ્યોગો અમેરિકાના પંજામાં ગયા છે. આ વધતી જતી આર્થિક ગુલામી વિરૂદ્ધ દેશનાં પુરોગામી બળોએ ઝુંબેશ શરૂ કર્યું છે. સોશ્યલડેમોક્રેટિક પક્ષે સ્વદેશ વેચવાનું પાતકી ધોરણ ચાલુજ રાખ્યું છે. આથી દેશના પક્ષો વચ્ચે દુશ્મનાવટ વધતી જાય છે. ફ્રાન્સમાં તાજેતરમાં થયેલી મ્યુનિસિપાલિટીની

ચૂંટણીમાં ગોલેના પક્ષને ૪૦ ટકા મત મળ્યા એવી હડહડતી ખોટી બાતમી રૂટરના ખબર પત્રોએ આપી છે. આ ચૂંટણીમાં સામ્યવાદી પક્ષને ૩૭ ટકા, ગોલેના પક્ષને ૨૯ ટકા સોશ્યલડેમોક્રેટિક પક્ષને ૨૭ ટકા અને એમ. આર પી પક્ષને ૧૩ ટકા મત મળ્યા છે, આ પરથી સામ્યવાદી પક્ષ બીજા પક્ષો કરતા બળવાન છે તથા તેનુ બળ વધતુ જાય છે એમ માલમ પડે છે એમ. આર. પી અને સોશ્યાલિસ્ટ પક્ષોમાંથી ફૂટેલા માણસોના મત ગોલેનો મળ્યા છે. જેવી રીતે જર્મનીમાં હિટલરનો પક્ષ બળવાન બન્યો હતો તેવી રીતે ગોલેનો પક્ષ વધે છે એમ દેખાય છે. ગોલેના પક્ષ માટે ફ્રાન્સ અને અમેરિકાના ધનિકો તનતોડ પ્રબલ કરતા હોય એમ દેખાય છે: એટલામાં ફ્રાન્સના આર્થિક પુનરુદ્ધાર માટે ચાર વર્ષ પર તૈયાર થયેલી મોનેટ યોજનાને ટેકો આપવાના પ્રયાસો થાય છે ફ્રાન્સમાંનાં ઔદ્યોગિક રાષ્ટ્રીયકરણ અને પ્રગતિ અટકી ગયાં અને જરૂરિયાતની વસ્તુનું ઉત્પાદન વધ્યુ નહીં. પરદેશના વ્યાપારમાં ખોટ આવી અને અમેરિકા પાસે ભિક્ષા માગવાનુ નસીબમાં આવ્યુ. પણ ફ્રાન્સને આ ભિક્ષા સહેલાઈથી મળવી અશક્ય હતી. આ ભિક્ષાના બદલામાં અમેરિકાની આર્થિક ગુલામગીરી સ્વીકારવાનું અનિવાર્ય હતુ. દેશ દ્રોહીઓ તે કરવા તૈયાર થયા. ઉપયોગી વસ્તુઓની કિંમત ગઈ સાલ સેંકડે ૪૦ ટકા વધી છે પાઉંરોટી અને ખાંડ મેળવવી મુશ્કેલ હોવાથી સામાન્ય જનતાને ત્રાસ વધતો ગયો. ગયા પંદર દિવસમાં થયેલી કામગાર હડતાલ આ બધાં પરિણામોને આભારી હોય તો નવાઈ નથી. આ હડતાલ [illegible] રમાડીયરની સરકારને બદલે સામ્યવાદી વિરોધી સરકાર શુમનના નેતૃત્વ નીચે રચાઈ. હાલ સાર્વત્રિક હડતાલ જોર ખૂબ વધતુ જાય છે અને આશરે ત્રીસથી ચાલીસ લાખ કામદારોએ હડતાલ પાડેલી હોવાથી દેશનુ વાતાવરણ ખળભળી ઊઠ્યું છે. આ હડતાલ જોકે આર્થિક પ્રશ્નોથી ઉત્પન્ન થઈ હોય તોપણ હવે તે રાજકીય સ્વરૂપ પકડતી જાય છે ક્રાન્તિકારી ચળવળની આ શરૂઆત હોય એમ લાગે છે. કેટલાક શહેરોમાં હડતાળીઆઓની સત્તા મેળવી હોય એવી બાતમી મળે છે. હડતાળીઆઓ અને પોલિસ તથા લશ્કર વચ્ચે [illegible] ઝઘડાના સમાચાર પણ પ્રગટ થયા છે. ફ્રેન્ચ પાર્લામેન્ટમાં આ હડતાલ વિરોધી કાયદો પસાર કરવામાં આવ્યો છે અને આ કાયદા અનુસાર હડતાલમાં શામેલ થયેલા માણસોને કેદ મળે એટલા ખાતર ગોલે પક્ષના હલકટ ગુંડાઓ આગગાડીઓ ઉથલાવી પાડી કામગાર પક્ષ પર આરોપ મૂકે છે જર્મનીમાં નાઝી ગુંડાઓએ રીચસ્ટાગના મકાનને આગ લગાડી તેનો આરોપ સામ્યવાદીઓ ઉપર મૂક્યો હતો તે જગજાહેર છે; પણ આજના ફ્રાન્સની પરિસ્થિતિ ૧૯૩૨ ની સાલના જર્મનીની જેવી નથી, ફ્રેન્ચ સામ્યવાદી પક્ષના સેક્રેટરી મો. થોરેઝે એમ સ્પષ્ટ કહ્યું છે કે ફ્રેન્ચ કામગાર વર્ગ અને જનતા હવે તૈયાર થયેલી હોવાથી તે સ્વતંત્રતા, શાંતિ અને લોકશાહીનુ રક્ષણ કરશે આ નાદ ક્રાન્તિની શરૂઆતનો છે કે કેમ તે જોવાનુ રહ્યું.

ફ્રાન્સની આ બાબતે પરદેશ મંત્રીઓની પારષદ પર અસર કરી છે, અમેરિકન કોંગ્રેસે ફ્રાન્સને તાબડતોબ મદદ આપવાનું ઠરાવ્યું છે. પણ સામ્યવાદીઓ બળવાન બને તો આ મદદ આપવામાં આવશે નહી એમ પણ જાહેર કરવામાં આવ્યું છે. એક અમેરિકન પ્રતિનિધિ પેરીસમાં પ્રત્યક્ષ તપાસ કરવા નીકળ્યો છે અને તે ગોલેને મળશે. ફેસીસ્ટ વિરોધી કહેવડાવનાર અમેરિકાને ગોલેની શી જરૂર ? હવે પહેલાના દિવસો નથી. ફ્રાન્સની માફક ઇટાલીમાં આર્થિક અસંતોષની જ્વાળા દેખાય છે ત્યાં પણ સાર્વત્રિક હડતાલ પડશે એમ સ્પષ્ટ દેખાય છે. કામ

દાર અને પોલિસો વચ્ચે દરરોજ ચકમક ઝરે છે. એકંદર યુરોપનો સામ્રાજ્યશાહી નકશો બદલી રહ્યો હોય એમ લાગે છે. આ દાવાનળમાંથી લોકશાહી સંપૂર્ણ યશ મેળવી બહાર આવશે એમાં કંઈ શંકા નથી.

ફ્રાન્સની એકંદર ઘટનાઓ તરફ અમેરિકાનું લક્ષ ખેંચાયેલું છે. ત્યાં લોકશાહીનું સ્થાપન થતાંની સાથે જ માર્શલ યોજના અને તેની સાથે પશ્ચિમના રાષ્ટ્રોનો સંઘ રચવાની યોજના તૂટી પડશે એમાં શંકા નથી. ખુદ ઇંગ્લૅન્ડમાં પણ એટલી સરકાર નિષ્ફળ નીવડી છે. સર્વ પ્રકારની કરકસર કરવા છતાં પરદેશી વ્યાપારનો તફાવત સરભર થતો નથી. આથી અમેરિકન લોનના વધેલા ભાવ અને ઘરનાં સોનાનો ઉપયોગ કરવો પડે છે. મજૂર સરકારની મૂર્ખાઈને લીધે લોકોને રોજીંદી જરૂરીઆતો પર પણ કાપ મૂકવો પડ્યો છે. સમાજવાદી સરકારના આ દેવાળાથી આમ જનતા ફરી કોન્ઝર્વેટીવ પક્ષ તરફ વળી છે એમ ગઈ મ્યુનિસિપાલીટીઓની ચૂંટણી બતાવે છે તથાપિ આ ભિખારી સરકાર હજુ પણ અમેરિકાના દ્વારે કૂતરાની માફક આળોટે છે. આવતા ભયંકર મહાયુદ્ધમાં કોઈપણ પક્ષનો જય કે પરાજય થાય તો પણ ઇંગ્લૅન્ડની તો એટમ બૉમ્બના મારાથી પૂરી તારાજી થઈ જવાની છે એમ બધાને જણાઈ ગયું છે, તેમ છતાં આજસુધી આરામમાં જીંદગી ગુજારનાર ઉમરાવ વર્ગને અને સામ્રાજ્યશાહીના કંઈક ટુકડા ઉપર પુષ્ટ બનેલી મજૂરોના બુદ્ધિહીન ભેજાંમાં આટલું અજવાળું થવાને વધારે અનુભવની જરૂર છે.

ઇંગ્લૅન્ડનો સામ્રાજ્યશાહી વર્ગ અને તેના વફાદાર શ્વાન હાલની મજૂર સરકારનું પેલેસ્ટાઈન તરફનું સ્વાર્થી ધોરણ ચાલુ છે. સંયુક્ત રાષ્ટ્રસંઘે જરૂરી બહુમતીથી પેલેસ્ટાઇનનું વિભાગીકરણ કરવું એમ ઠરાવ્યું. ઇંગ્લૅન્ડના સામ્રાજ્યવાદીઓ તથા હાલની મજૂર સરકાર આ કેમ ખમે? આથી તેમણે પ્રતિગામી આરબોને ભરમાવીને યહૂદી અને આરબો વચ્ચે પોતાનું સ્થાન મજબુત રાખવા માટે યુદ્ધ કરાવવાના પ્રયત્નો શરૂ કર્યા છે. કારણ રાષ્ટ્રોનું બંડ કારણ જનતાનું બંડ નહીં પરંતુ ત્યાંના પ્રતિગામી પક્ષનું બંડ છે. આની સાથે પેલેસ્ટાઇનના બહાના પછી ઇંગ્લૅંડની મધ્યપૂર્વની સત્તા કમી કરીને પોતાની સત્તા વધારવાનો અમેરિકન શાહીવાદીઓનો વિચાર છે. આ પરિસ્થિતિમાં આરબોનાં ખરાં હિતને જાણનાર સોવિયેટ રશિયા એક જ દેશ છે. પણ તે આજે કેમ જણાય!

ઇરાનની સરકારે રશિયનો સાથેના તેલ માટેના કરારનો ભંગ કર્યો ત્યારથી ત્યાં શરૂ થયેલી અમેરિકન ખટપટો ઇરાન વાસીઓનાં ધ્યાનમાં આવતી જાય છે, અને આથી ત્યાં લોકશાહી પક્ષ બળવાન થતો જાય છે. ઇરાનનો પ્રશ્ન રશિયા અને અમેરિકા વચ્ચે ગજગ્રાહનો પ્રશ્ન છે. થોડા દિવસમાં ત્યાં જામનાર બાજીમાંથી ખૂબ રંગ આવશે.

ચીનમાંના ક્રાંતિકારક યુદ્ધને સાડા ત્રણ મહિના થયા તેટલામાં ત્યાંના સામ્યવાદી પક્ષમાં સૈન્યનું વર્ચસ્વ જામ્યું છે. નાનકીન શહેરને ઘેરો ઘાલી ચ્યાંગ-કાઈ શેકને જીવતો પકડવા માટે સામ્યવાદી ફોજોને આદેશ મળ્યો છે. દરમ્યાન ચ્યાંગ કાઈ શેકને દક્ષિણની બાજુ સંભાળવા માટે મંચુરિયાનું પણ ખરું સૈન્ય દક્ષિણમાં લાવવું પડ્યું, પણ આથી મંચુરિયા ચ્યાંગનાં વર્ચસ્વ હેઠળથી લગભગ ચાલ્યું ગયું છે. ચ્યાંગના સરકારનો ચુરો નીકળી ગયો છે અને વર્ષ ૭ મહિનામાં એનું મોત ભમે છે. ચ્યાંગના આગામી પરાજયના ભણકારા વાગી રહ્યા છે. તેનું યુદ્ધ ચાલુ રાખવા માટે ચ્યાંગને ઉતાવળે મદદ આપવામાં આવે છે. પણ, આખરે તેમાંની ઘણી મદદ સામ્યવાદી લશ્કરના હાથમાં આવી પડવાની. પણ એની આશા નિર્મૂળ થાય છે! અમેરિકનો ગમેતેમ કરશે તો પણ આમનો નાશ દૂર રહેશે નહીં. ચીન અને ફ્રાન્સ ક્રાન્તિના દિવસોમાંથી સફળતાથી પસાર થશે.

૭-૧૨-૪૭.

# હિંદી રાજકારણ

વાસુદેવ યશવંત કોલ્હટકર

હિંદી રાજકારણમાં ક્રમાનુક્રમે થતી આવેલી દુર્ઘટના નજરે આવ્યા પછી ઉદ્વેગ અને સંતાપ થયા વિના રહેતો નથી. ફક્ત જુનાગઢ પ્રકરણના પેટમાંથી કાઠિયાવાડની જનતા ઉપર જે અસર થઈ તેજ માત્ર અપવાદરૂપ છે. સરદાર વલ્લભભાઈએ પોતાનો મુખ્ય નિધિ ભરવી શામળદાસ ગાંધીના નેતૃત્વ હેઠળ આરઝી હકુમતની સ્થાપના કરી તેમાં જૂનાગઢની જનતાની આગેવાની ન હતી, તે અમારે આપણે જોયું જ હતું, પરંતુ સુદૈવથી જુનાગઢની ઘટનાથી કાઠિયાવાડની પ્રતિગામીઓને ધોકો લાગશે.

જુનાગઢ બાજુએ મૂકીએ, તો આપણી સમક્ષ કાશ્મીર અને હૈદ્રાબાદના પ્રશ્નો ખડા છે. શેરે કાશ્મીરના નેતૃત્વ હેઠળ કાશ્મીરની જનતા જીવનમરણની લડાઈ માટે સજ્જ થયેલી છે. પણ જનતાને તૈયારી કરતાં સમય જશે. તેમને શસ્ત્રોની વિપુલ પ્રમાણમાં મદદ જોઈએ જ પોતાના સંરક્ષણ માટે પ્રજા કેવી રીતે લડશે, તે તો આગળ પર સમજાશે. તથાપિ કાશ્મીરમાં આવેલાં બંડખોરોના ટોળાંની વિરુદ્ધ ચાલુ રહેલું યુદ્ધ હિંદી સરકારની ફોજને મોંઘું પડે છે એમ જણાય છે. આક્રમણ કરનારાં ટોળાંઓને પાકિસ્તાનમાંથી ભરપૂર લશ્કરી મદદ થઈ રહી છે જ, એટલું જ નહિ પણ તેમની સહાય શાસ્ત્રીય લશ્કરી આક્રમણ સ્વરૂપનાં છે, એમ લાગે છે. હવાઈઓ, પ્રતિહવાઈઓ ઈ. સર્વે લશ્કરી તંત્રોનો તેમના તરફથી અવલંબ થઈ રહ્યો છે. શિયાળાના લીધે ઘીસઘાટ મંદગતિ પામે છે, તેથી આ યુદ્ધ ઘણા દિવસ ચાલુ રહેશે. અને તેમાં બન્ને બાજુને નુકશાન થશે. સ્વાતંત્ર્ય મળ્યાની શરૂઆતમાં જ થયેલો [illegible] જખમ કેટલા દિવસ વહેતો રહેશે, [illegible] કહેવાય નહિ, તેથી આપણે સર્વને આ બાબતમાં વિશેષ ચિંતા ઉત્પન્ન થાય તેમાં નવાઈ નથી. આજરે કાશ્મીરી જનતાને વિજય પ્રાપ્ત થશે પણ આપણે કાશ્મીરી બાંધવોને સર્વોપરિ મદદ આપવાની જરૂર છે. કાશ્મીરમાંની ભાંજગડ એકંદર બ્રિટીશોના કારસ્તાનનો મુખ્ય ભાગ છે કાશ્મીર પ્રકરણ એમ ચાલુ રહે તેમાં બ્રિટીશોને ફાયદો છે. આપણી શક્તિનો એ પ્રકરણમાં જેટલો ખર્ચ થશે તેટલા પ્રમાણમાં આપણે બ્રિટીશો ઉપર અવલંબીને રહેવું પડશે.

હૈદ્રાબાદ પ્રકરણમાં "જૈસે થે"ના કરાર થયા તે સંસ્થાનની દૃષ્ટિથી અનિષ્ટ છે એમ હવે ઘણા સુજ્ઞ લોકો સમજતા થયા છે. તેથી હૈદ્રાબાદ જનતાની વિરુદ્ધ કડક પગલાં લેવાનું નિઝામને ફાવશે. હૈદ્રાબાદની જનતાને રાજકીય સુધારણાનો ઢોંગ બતાવવા માટે હમણાં જ સરકારની એક હાસ્યાસ્પદ યોજના નિઝામ સરકારે જાહેર કરી અને સ્ટેટ કોંગ્રેસના પ્રમુખને બીનશરતે બંધન મુક્ત કરવામાં આવ્યા. પણ આ પ્રમુખે ઉપર્યુક્ત યોજનાને કડક શબ્દોમાં વખોડી કાઢી અને લડાઈ ચાલુ રાખવાનો નિર્ધાર વ્યક્ત કર્યો. "જૈસે થે" ના કરાર પ્રમાણે શસ્ત્રાસ્ત્રો, દારૂગોળો, મોટર ટ્રક્સ વગેરે વસ્તુઓ મળશે. હૈદ્રાબાદ જનતા વિરુદ્ધ તેનો ઉપયોગ થશે. આ કરાર અન્વયે સ્ટેટ કોંગ્રેસે હૈદ્રાબાદને હિંદી સંઘ રાજ્યમાં સામેલ થવાની માગણી કરેલી છે તેને આ શરતોથી નૈતિક ટેકો મળવો અટકી ગયો હોય એવું દેખાય છે. એક વર્ષ સુધી હવે નિઝામ જનતાને સતાવી શકશે. અર્થાત્ જનતા જેમ તીવ્ર લડાઈ ચલાવશે તેમ નિઝામ વધારે કડક બનશે એ વાત ખરી છે. કાશ્મીરની લડાઈથી હિંદી સરકારના બન્ને હાથ છૂટા નથી તેથી આ કરારોથી જનતાની ચળવળ પાછી પડી છે.

કેબિનેટ સરકારે ગયા માસમાં અર્થિક બાબતમાં જે ધોરણ સ્વીકાર્યું છે તે ખેદજનક છે એમ કહેવું પડે છે. બાબુ રાજેન્દ્ર પ્રસાદે મધ્યપ્રદેશના પોતાના એક ભાષણમાં પોતાને ઉદાર મૂડીવાદી જોઈએ છે એવું કહ્યું. મૂડીવાદી કોઈપણ ઠેકાણે ઉદાર થઈ નથી અને એ ઉદાર થાય એ અશક્ય છે એવો સર્વ દેશોનો અનુભવ છે. એવી પરિસ્થિતિમાં સમાજ વ્યવસ્થા બદલવાનું ધોરણ કેબિનેટે નિર્માણ કરવું જોઈએ પણ દુર્દૈવથી આપણા આગેવાનોને જુનાનો મોહ છૂટતો નથી એમ લાગે છે

હમણાંજ મંજૂર થયેલા અંદાજપત્રમાં બત્રીસ કરોડની ખોટ બતાવવામાં આવી છે તો પણ ધનિક વર્ગો ઉપર કર નાંખવાને બદલે તેમની પાસેથી કરજ લઈ ખોટ ભરપાઈ કરવાનું ધોરણ સરકારે નિર્માણ કર્યું છે જેથી ધનિક વર્ગનો પૈસો લોકોના કલ્યાણ માટે વાપરવામાં આવ્યો હોય પણ કરજથી મળતું તેમની ઉત્પન્નમાં વધારો થશે અને લોકોનું દારિદ્ર્ય વધશે. ૭।। માસની નિકાશ વધારવી અને આયાત કમી કરવી એવી નીતિ રાજ્યોની આશાએ સ્વીકારી છે. તેથી જનતાના કષ્ટ વધશે અને ધનિકોને દક્ષિણા મળશે.

ઉપરની સર્વ વિભાગોમાં નિયંત્રણો ઉઠાવી લેવાનું ઘાતકી ધોરણ સરકારે હાથમાં ધર્યું છે. ખાંડ અને ગોળ ઉપરનું નિયંત્રણ રદ થયું. તેથી ખાંડનો ભાવ એકદમ વધ્યો છે દર મણે રૂા ૫૦ થી ૮૦ તેનો ભાવ બોલાય છે. કેટલાક શહેરોમાં ખાંડ મળી પણ શકતી નથી વેપારી લોકોની ઉદારતા ઉપર ભરોસો રાખનારા મહાત્માજીને પોતાના આશ્વાસનું શું પરિણામ આવશે એ જણાતું નથી. વેપારી લોકોએ ભાવો વધારવા નહિ. છતાં તેમના શબ્દો પૂરા બોલાય ન રહે કહેવામાં આવ્યું એટલામાં જનતાની ખાંડની ચોરી કરનારા જનતા-દ્રોહી મૂડીવાદીઓ લોકોનાં છોકરાંના મોઢામાંથી ખાંડની ચોરી કરી રહ્યા છે. પણ મહાત્મા હવે એ વિરૂદ્ધ એક શબ્દ પણ બહાર કાઢવાના નથી. ઉદાર મૂડીવાદીઓ કેવા હોય છે તેનો આ નમૂનો।'

ગયા ઓક્ટોબરમાં "લોકયુગ" સાપ્તાહિક પર જાતિય કલહ બાબત, હિંદમાં અગર દેશી રાજ્યોમાં થઇ રહેલી ભાંજગડ બાબતની બાતમીઓ ન છાપવા માટે બંધન મૂકવામાં આવ્યું આવ્યું છે તે જ પ્રમાણે પાકીસ્તાન અને હિંદુસ્તાન સંબંધમાં વિખવાદ ઉત્પન્ન કરનારા સમાચારો છાપવા નહી એમ જણાવવા" આવ્યું છે. વાહરે સરકાર! તમારી અક્કલના પાટી આ હવે દેશભરમાં વગાડવા જોઇએ. ન્યાય, બંધુતા, દેશભક્તિ, દેશહિત એ સર્વ વાતો પર ડામર ચોપડનારા અને તેથી પોતાનું મોઢું પણ દુર્ગંધી કરનારા આપણી મુંબઈ-સરકારના સત્તાધીશોની જેટલી વાહ વાહ કરીએ તેટલી ઓછી. કોંગ્રેસ સરકારે "લોકયુગ" પર દરિસીને મુદ્દેસર પ્રતિબંધ ઉઠાવી લીધો છે એ ઉપરથી પણ આપણી સરકારે અક્કલ લીધી નહિ "વિવેક ભ્રષ્ટાનાં વિનિપાત. શતમુખ:" "લોકયુગ"નું ગમે તે થવું ઉપાય તો તેમાં જાતિય દ્વેષ વિરૂદ્ધજ મજાનું માલુમ પડશે. એક મહિનાની બંધી એ ફક્ત શરૂઆત છે. તે દર મહિને વધારવામાં આવશે વર્ષોમાં દ્વેષ વધારવામાં આપણી સરકાર કુશળ છે

# " लंका वैभव "



મંજુલાલ મજમુદાર

[ પ્રકાશક : દેશમુખ આણિ કંપની, મુંબઈ, મૂલ્ય ૪ા રૂપીઆ ]

શ્રી. પ્રો. ચિં વિ. જોશી કૃત

પ્રો. ચિંતામણ વિનાયક જોશીને મરાઠી વિનોદી વાઙ્મયમાં પોતાના એક સુરેખ પાત્રાલેખનને લીધે " કેપ્ટન ચિમણરાવ "— એવું હુલામણું નામ આપવામાં આવેલું છે મુખમાં હસાવે એવું સ્મિત, તથા હાસ્યને અનુકૂલ છતાં સ્વાભાવિક લાગતું એવું પાત્રાલેખન અને વર્તમાન જીવનમાંથી વિનોદી પ્રસંગને ઝડપી લેવાની સૂક્ષ્મ વિનોદવૃત્તિ—એ શ્રી. જોશીનાં હાસ્ય લખાણોમાં તરી આવતા ગુણો છે : એમના વિનોદમાં દંશ નથી, છતાં વક્રોક્તિઓ દ્વારા હસાવી રમાડી મનુષ્ય સ્વભાવની નબળાઇઓને પૂરેપૂરી ખુલ્લી પાડી દઇ, નિર્દોષ ઉપદેશ આપવાની એમની નેમ જણાય છે.

તેમનો 'એરંડાચે ગુર્‍હાળ' નામનો પ્રથમ વિનોદી લેખ સંગ્રહ પ્રસંગનિષ્ઠ તથા સ્વભાવનિષ્ઠ એવા માર્મિક હાસ્યનો સુંદર ખજાનો છે . એમણે રોજ બરોજ જીવનમાંથી ચૂંટી કાઢેલા પ્રસંગો એટલા બધા સ્વાભાવિક તથા પ્રત્યેક મનુષ્યના અનુભવમાં આવી ચૂકેલા હોય છે છતાં તે પ્રસંગોમાંનું અસાધારણ અને તેથી હસામણું લાગતું એવું તત્ત્વ જ્યારે એ તેને વિસ્તારીને પ્રકાશમાં લાવે છે ત્યારે સામાન્ય વાંચક તાજુબ થાય છે કે પ્રો. જોશીની દૃષ્ટિ સમાજની તથા તેમાં હરફર કરતા માનવીઓની વિકૃતિઓ તરફ પહેલી ફરી વળે છે અને બારીક વારમાં જ લોકના સ્વભાવની તો કોઇના પહેરવેશની તો કોઇની વાણીની ઢબછબ તેમને હાસ્યબીજ પૂરાં પાડે છે.

તેમના બીજો સંગ્રહ 'ચિમણરાવાચે ચર્‍હાટ' માં એક જ કાલ્પનિક પાત્ર જુદા જુદા વ્યવસાયોમાં દેખાતી અસંગતિ તથા વિચિત્રતાઓને રજૂ કરવા માટે તેમને ઠીક ફાવી ગયું છે. ચિમણરાવ વિમા એજન્ટ, સ્કાઉટ માસ્તર, સ્ટેટ ગેસ્ટ, (જેને આધારે 'સરકારી પાહુણે' નામક હાસ્યરસિક ફિલ્મ ઉતરી હતી,) અને બહેન માટે વર શોધવા જનાર ભાઇ (જેને આધારે 'લગ્ન પાહાવે કરુન' નામે સુંદર ફિલ્મ પ્રસિદ્ધ હાસ્યનટ દામુ અણ્ણાની ભૂમિકા વડે સફળતા પામી હતી)—એવા ચિમણરાવ નામની એક જ વ્યક્તિનાં જુદાં જુદાં પાસાંઓ બતાવી, કોઇ અદ્ભુત જાદુ કરતો કળાથી તે તે વ્યવસાયનું હાસ્ય રસિત વ્યંગ ચિત્ર તેમણે આપ્યું હતું.

આ પહેલા બે સંગ્રહો પછી વાયફળાવળ અને આણખી ચિમણરાવ તેમણે પ્રગટ કર્યાં છે.

પ્રસ્તુત " લંકાવૈભવ " નું પુસ્તક કોઇ રામ રાવણ કાલીન વર્તમાનપત્રોમાંથી જાણે કેટલાક ઉતારા લીધા હોય તેવા સ્વરૂપમાં એમણે કલ્પેલું છે. એ ઉતારા વળી સચિત્ર રેખાચિત્ર, હાસ્યચિત્ર, રંગચિત્ર વગેરે સહિત હોય એવો આભાસ પણ ઉત્પન્ન કર્યો છે

છાપાઓના વાંચન ઉપર અને તેમાં આવતા સમાચારોને બ્રહ્મવાક્ય માનીને જીવનારા સાંપ્રત સમાચાર ભક્તોની મીઠી મશ્કરી ન કરતા હોય તેમ શ્રી. ચિમણરાવે વર્તમાનકાળની છાપાંની બધી સગવડો ખાસખબરપત્રીઓ તેમના ઉત્કટસુંદર સમાચારો તારો, બેતારી સંદેશાઓ, ખાસ ફોટો, વગેરે ખટપટનો લાભ લંકાની સામ્રાજ્યનો વૈભવ બતાવનાર મુખપત્રને મળતો હતો એવી પ્રતીતિ વાંચકને ઉપજે તેવું તેમણે કલામય રીતે વાતાવરણ સાધ્યું છે.

મળ્યું છે તેની સામે શાં પગલાં ભરવાં તે બાબત સત્તાવાળાઓ મંત્રણા ચલાવી રહ્યા છે

(૧૧) રાવણ મહારાજનાં દસ માથાં. ભરતખંડના લોકોમાં એવા સમાચાર વહેતા મૂકવામાં આવ્યા છે કે રાવણ મહારાજને દસ માથાં છે પરંતુ તેમાં ભારે ગેર સમજ થયેલી છે. એઓ ભરતખંડની ઘણી સંસ્થાનોની સરદેશમુખી ધરાવે છે. તે ઉપરથી તેમને દેશમુખ, એવી પદવી આપવામાં આવેલી છે. કોઈ પ્રમાદને કારણે દે ઉપરની માત્રા ઊડી જવાથી 'દસમુખ' એવું નામ પ્રચારમાં આવતાં આવો ગોટાળો ઊભો થવા પામ્યો છે તે માટે કોની મૂર્ખતા ગણવી !

(૧૨) વહિવૃત્ત દંડકારણ્યનાં સૂબેદાર શ્રીમંતી શૂર્પણખાબાઈ લગભગ છ માસ કરિપ-તાલમાં રહીને પાછાં સાજાં તાજાં ઘેર આવી ગયાં છે. વૈદરાજ મૃત્યુંજયાચાર્યે અદ્ભુત કૌશલથી બનાવટી નાક તથા કાન ચ્હોડી આપ્યાં છે: ગણેશી ભાષાનો આ એક વિક્રમ છે ' રામપત્ની સીતાનું હરણ કરવામાં ગજ્જભગિનીની ફરિયાદ જોખમદાર હોવાનું માનવામાં આવે છે—આ પ્રમાણે 'વંશ વૈભવ' ના પ્રારંભના ભાગમાંથી નમૂના આપ્યા છે જેથી શ્રી. જોશીએ અખત્યાર કરેલી વિનોદપૂર્ણ શૈલીનો વાચકને ખ્યાલ આવી શકે.

આખું પુસ્તક હાસ્ય પરિપોષક રેખાંકનો અને વ્યંગચિત્રોથી વિભૂષિત છે; જેથી આપણને વર્તમાન યુગના કોઈ લોકપ્રિય સાપ્તાહિકનો જ જાણે આભાસ ઉત્પન્ન થાય તે શ્રી. જોશીના આ અભિનવ હાસ્યપ્રયોગ માટે તેમને અભિનંદન ઘટે છે.

---

સાભાર સ્વીકાર: મિસ્તર આદમ અનુ. શ્રી. જયંતી દલાલ. પ્ર. રતિ પ્રકાશન લિ. કિં. રૂ. ૧–૦–૦. પશુ રાજ્ય. કિં. રૂ. ૧–૧૨–૦ અનુ અને પ્રકાશક ઉપર મુજબ. પાંજરા પોળ. શ્રી ચંદ્રવદન મહેતા. કિં. રૂ. ૨–૦–૦. પ્ર. મે. એન. એમ. ત્રિપાઠી. લિ. મોસમનાં પાણી લે. શ્રી. નંદકુમાર પાઠક. કિં. રૂ. ૨–૮–૦ પ્ર. મે. એન. એમ. ત્રિપાઠી લિ. સુલભા. અનુ. શ્રી. ગોપાળરાવ વિદ્વાંસ કિં. રૂ. ૪–૮–૦. પ્ર. મે. આર. આર. શેઠની કું. દીનાનાથ. લે. શ્રી. રમણલાલ ધીરજલાલ શાહ કિં. રૂ. ૪–૮–૦. પ્ર. મે. આર. આર. શેઠની કું. મારોહાર. ભા. ૨. લે. શ્રી. શિવપ્રસાદ ત્રિવેદી. કિં. રૂ. ૦–૧૨–૦. પ્ર. મે. આર. આર. શેઠની કું. પહાડનાં પુષ્પો. (પૂર્વાર્ધ) બીજી આવૃત્તિ. લે. શ્રી. ર. વ. દેસાઈ. કિં. રૂ. ૨–૮–૦ પ્ર. મે. આર. આર. શેઠની કું. સાગર કથાઓ. લે. શ્રી. ડુંગરશી સંપટ. કિં. ૪–૦–૦. પ્ર. મે. આર. આર. શેઠની કું. અવલોકન હવે પછી. અપંગ માનવતા. લે. શ્રી. ઈન્દુલાલ ગાંધી. કિં. રૂ. ૨–૦–૦. દિવાળી અંકો. ચેતન. કિં. રૂ. ૨–૮–૦. નવગુજરાત. રૂ. ૨–૦–૦. તણખા. રૂ. ૧–૮–૦. ગુજરાતમિત્ર રૂ. ૧–૮–૦ ગતિ ૦–૬–૦ શારદા રૂ. ૧–૦–૦. ગુજરાત. રૂ. ૧–૮–૦. પ્રભાકર. રૂ. ૧–૪–૦. તસ્વીર. પ્રગતિ રૂ. ૧–૪–૦. બાલજીવન. કિં. રૂ. ૦–૮–૦. સંગમ કિં. રૂ. ૧–૮–૦. કનૈયો. આનંદ

ખોરાક.

એના વિશિષ્ટ સ્વાદ તેમજ વધારાની શક્તિ માટે આદર્શ વનસ્પતિ :

અશ્વિનનું

# રસદા

[પૌષ્ટિક સત્ત્વોથી ભરપુર વનસ્પતિ]

[ તમારા શહેરના જાણીતા સ્ટોર્સમાંથી મળી શકે છે. ]

—એજન્ટો—

: ગુજરાત :
રસદા એજન્સી
રંગવાલા માર્કેટ,
રેવડીપુરા,
અમદાવાદ

: મુંબઈ :
[illegible],
૪૧, બીજો
ભોઈવાડો
મુંબઈ ૨

ન્યુ [illegible] સામે,
વડોદરા

## અશ્વિન ઇન્ડસ્ટ્રીઝ લિ.

'Ordon' Advt

---

# ધી ન્યુ ગ્રેટ ઇન્સ્યુરન્સ

## કંપની ઓફ ઇન્ડીઆ, લીમીટેડ

(વડોદરામાં સ્થાપેલી : સભ્યોની જવાબદારી મર્યાદિત છે.)

| | |
|---|---|
| સત્તાવાર થાપણ ... ... ... ... | રૂ. ૬,૫૦,૦૦,૦૦૦ |
| બહાર પડેલી ને ભરાયેલી થાપણ ... ... | રૂ. ૬,૧૫,૦૦,૦૦૦ |
| વસુલ થયેલી થાપણ ... ... ... | રૂ. ૩૯,૫૦,૦૦૦ |

### ડાયરેક્ટરોની બોર્ડ

| | |
|---|---|
| શેઠ તુલસીદાસ કીલાચંદ (ચેરમેન) | શેઠ ઉદાલાલ જે. મુનશીવા |
| શેઠ વાલચંદ હીરાચંદ | શેઠ અંબાલાલ કીલાચંદ |
| શેઠ ધરમશી મુળરાજ ખટાઉ | શેઠ ભાન હીરાલાલ હીરાલાલ |
| શેઠ જહાંગીર પેસ્તનજી | શેઠ નગીનલાલ ઉદાલાલ |

જનરલ મેનેજર મગનલાલ છ. મોદી

રજીસ્ટર્ડ ઓફિસ,
બેંક બીલ્ડીંગ, માંડવી, વડોદરા.

બ્રિટીશ હિંદમાં મુખ્ય ઓફીસ
૨૫-૨૭, અપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ

—: શાખાઓ :—

અમદાવાદ, કલકત્તા, મદ્રાસ, લાહોર, કરાંચી, ભાવનગર,
દિલ્હી, પેશાવર અને કોઇમ્બતુર

## જિંદગી, આગ. અકસ્માત અને દરિયાઇ વીમાનું કામકાજ લેવામા આવે છે

# પૂર્ણા





...માંથી મળી આવેલી
વૈકુંઠની મૂર્તિ ]

[ વડોદરા પુરાતત્વ ખાતાના
સૌજન્યથી ]



## અનુક્રમ




તંત્રી :
ર. પ. મહેતા
આનંદપુરા–વડોદરા

[ જાન્યુઆરી ૧૯૪૮ ]

વાર્ષિક લવાજમ રૂા ૫-૦-૦
છૂટક પ્રતના રૂા ૦-૮-૦
પરદેશ માટે શિં. આઠ

# ★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૨ ] જાન્યુઆરી ૧૯૪૮ [ અંક, ૯

## એ પૈસા નહિ અપાય

વૈશાખી વા વાએ વટોળિયો ઘુમરથી મારે છતાં જેને પોતાના ધ્યેયની – માળાની સાચી દિશાની ખબર છે તે પંખી પાછું નહિ પડે. તે પછડાશે, અથડાશે પણ સત્પંથને નહિ છોડે.

માણસ જાતમાં પણ આવા ટેકીલાઓ જડી આવે છે. ઈંગ્લેન્ડની એક્ષ્ટર હામ કોલેજના પ્રોફેસર મી. એફ. સી. એઈડ પોતાનો આવકવેરો ભરવા જતાં હિસાબ કરી જોયો તો તેને માલુમ પડ્યું કે પોતાની એ રકમમાંથી સીત્તેર જેટલાક રૂપિઆ લડાઈની શસ્ત્રસામગ્રી ખરીદવામાં ખરચાશે. ઇસાઈ ધર્મના પ્રેમ શાન્તિના સિદ્ધાંતોનો તે સાચો ભક્ત હતો એટલે તેણે નક્કી કર્યું મારાથી એવા હિંસા કાર્યમાં મદદ ન કરી શકાય.

તેણે એટલા રૂપિઆ ઓછો કર ભર્યો. સગાંસંબંધીએ બહુએ સમજાવ્યો પણ તે અડગ રહ્યો. કર ન ભરવા બદલ અદાલતે તેને સાત દિવસની કેદની સજા કરી. એની નોકરીમાં ખલેલ ન પડે એમ વિચારી સહૃદય ન્યાયધિશે ફરમાવ્યું કે 'સજા નાતાલની રજા દરમ્યાન ભોગવી જવી.'

પ્રોફેસરને સંતોષ થયો કે શાંતિના પેગંબર ઇસુના નામ સાથે જે અઠવાડિયું જોડાએલું છે. તેમાંજ શાંતિના સિધ્ધાંત ખાતર કષ્ટ સહન કરવું – તપ કરવું પડ્યું. તેને તેણે પોતાનું અહોભાગ્ય માન્યું.

સિધ્ધાંતવાદી માણસો પોતાનું નિશ્ચિત કર્મ કર્યે જાય છે. તે કોઇના ઉપદેશ કે આજ્ઞા માટે રાહ જોઈ બેસી રહેતા નથી.

ર. પ. મ,

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો

★
રમણલાલ વ. દેસાઈ

૧૪

હિંદુઓની સમજપૂર્ણ વ્યવસ્થા બહુ જટિલ છે. વર્ણ અને જ્ઞાતિ આપણને ગમે કે ન ગમે, એ બંધન રૂપ લાગે કે આર્ય જીવનમાં સરળતાથી ફરવા હરવાની વિશાળ ગલીઓ જેવી લાગે; એ સમજપૂર્ણ પરંપરા અને એ જ્ઞાતિએ આજ સુધી તો આપણને સહુને ઘડ્યાં છે અને આપણા દેખાવ તથા બોલાચાલી અને સ્વભાવ ઉપર બહુ સ્પષ્ટ સંસ્કારો પાડ્યા છે એની ના પાડી શકાય એમ નથી. વર્ણ જ્ઞાતિના પાયા તૂટતા જાય છે, એનું અસ્તિત્વ બીન જરૂરી છે, પ્રગતિરોધક છે, નવી દુનીયામાં જ્ઞાતિ કે વર્ણને સ્થાન નથી, એથી વ્યક્તિ તથા દેશને ઘણા ગેરલાભ થયા, એ બધી દલીલોમાં તથ્ય હશે, અને હું માનું છું કે જ્ઞાતિઓ ઝડપથી ઘસાતી ચાલી છે. સાથે જમવાની છોછ તો હવે નીકળી જ ગઈ છે એમ સ્વીકારવામાં હરકત ન જ હોય. વણિક કે રજપૂત—અરે બાગીયા, હરિજન કે મુસલમાન સાથે બેસી જમવામાં હવે નામનું હરજ ચીરાતું નથી. પરગામ કે પરધર્મમાં લગ્ન ઝડપથી થતા નથી એ સાચું. એનાં કેટલાક કારણો છે—અને જ્ઞાતિની દુર્બળ સત્તાને હસી શકે એવી શક્તિ અને સંપત્તિવાળાં કુટુંબોમાં પરગામનાં લગ્ન સરળ બની પણ ગયાં છે એટલે જ્ઞાતિ જરૂર જાય છે.

એજ પ્રમાણે હિંદુઓને વિશિષ્ટતા આપતી સંયુક્ત કુટુંબની રચના પણ તૂટતી જાય છે—લગભગ વિખરાઈ તો ગઈ છે જ. આર્થિક અને સામાજિક પરિસ્થિતિનો ધક્કો એમાં ખાસ દેખાઈ આવે છે. આજ માબાપ, ભાઈઓ, કાકા, મામા, માસીફઈ ને ઘણા સમય સુધી એક સાથે રહેવાની અનુકૂળતા ભાગ્યે જ હોય છે. હિંદુ સંસારમાં સંયુક્ત કુટુંબમાં કલહ કરવા ઝેર રેડાયાં છે એવો આપણી પહેલી શ્રેષ્ઠ સામાજિક નવલકથા સરસ્વતીચંદ્રે ક્યારનુ યે સાબીત કરી આપ્યુ છે.

છતાં જ્ઞાતિવર્ણ તથા સંયુક્ત કુટુંબ એ એક વખત સજીવ સંસ્થા હતી અને પ્રત્યેક સંસ્થાની માફક એમાં પણ શુભ તત્ત્વો હતાં એ સામાજિક ઇતિહાસકારોથી વીસરાય એમ નથી. ઉપયોગ વગર વ્યવસ્થિત સંસ્થાનું અસ્તિત્વ જ ન હોય. આર્ય સંસ્કૃતિ ઉપર થતાં આક્રમણો સામે સ્વરક્ષણ અર્થે મજબૂત પરંતુ સંકોચ પામતી જતી વ્યૂહ રચનાનું સ્વરૂપ જ્ઞાતિ અને વર્ણવ્યવસ્થા તથા સંયુક્ત કુટુંબ વિકાસ પામ્યાં એમ કહેવામાં હરકત નથી

એ વ્યવસ્થા ખોટી છે, એથી નુકસાન થાય છે, ભેદભાવ વધે છે અને માનાપમાનની લાગણી તીવ્ર થાય છે એવી માન્યતા મ્હારી બાલ્યાવસ્થામાં શીનોર ગામે પ્રચલિત હોય એમ દેખાયું નહીં. આજનો 'હરિજન' શબ્દ ત્યારે અજાણ્યો હતો. અંત્યજને અડકાય નહીં, અડકાય તો ન્હાવું પડે; મુસલમાનને અડકવામાં બહુ વાંધો નહીં—જરા સંકોચ રાખ્યો સારો; બીજી ન્યાતની રાંધેલી રસોઈ જમાય જ નહીં, જમીએ તો વટલાઈ જઈએ, ન્હાયા વગર દેવ સેવા થાય નહીં તેમજ ભોજન પણ લેવાય નહીં, બજારમાં વેચાતી ખાવાની ચીજો હાથમાં લેવાય જ નહીં, કાચું કોરું પણ એક જગાએ બેસીને જ ખવાય. આવી આવી માન્યતાઓ ત્યારે સત્ય હતી અને આશ્ચર્યજનક તો એ છે કે એ માન્યતાનો કોઈને વિરોધ પણ ન હતો. અંત્યજ પણ એમ માનીને જ ચાલતો કે એને કોઈ અડે નહીં. કોઈ હિંદુ વિદ્યાર્થીને પાણી પીવું હોય અને સાથમાં મુસ્લિમ વિદ્યાર્થી હોય તો

મુસ્લિમ વિદ્યાર્થી આવીને બેસી જતો. વણિકની રસોઇ બ્રાહ્મણ ન જમે તો વણિકને અપમાન લાગતું નહીં. શાસ્ત્રી, કથાકાર, જ્યોતિષી પંડિત કે ગોરને પગે લાગવામાં કોઇને ન્હાનમ લાગતી નહીં. જ્ઞાતિ ત્યારે સ્વીકાર પામેલી સ્થિતિ હતી. કુટુંબનું સંયુક્ત સ્વરૂપ તેના સારા માઠા અંશ સહ સહુએ અપનાવેલું જ હતું. અને કુટુંબે પણ ક્યાં કાવ્યો નથી પ્રેર્યાં? રામ લક્ષ્મણનો ભ્રાતૃભાવ, બ્હેનનાં રક્ષાબંધન અને વીરની પસલી, માતા પિતાને સેવાના પ્રતીક સરખો શ્રવણની કાવડ, એ સઘળા સાહિત્ય પ્રેરક પ્રસંગો કૌટુમ્બિક ભાવનામાંથી જન્મ્યા છે

મ્હારે જ્યારે હું જ્ઞાતિ અને સંયુક્ત કુટુંબનો વિચાર કરું છું ત્યારે મ્હને પોતાને જ આશ્ચર્ય ઉત્પન્ન થાય એવી સંયોગ શ્રેણી દેખાય છે

મ્હારો બાળપણનો ઉછેર મોસાળમાં

મોસાળમાં મ્હારી માતાના માતા પિતા હું ગઇ ત્યારે જીવતાં ન હતાં. મારા મા તથા માસીને પણ ઉછેરનાર તેમનાજ કાકાઓ—ચાર ભાઈઓ. ચાર ભાઈઓના કુટુંબમાં એક જ બાપની બે દીકરીઓ, મ્હારા માસી અને મ્હારાં મા, તેમાં ન પુત્ર! એટલે ચારેમાંથી જીવિત રહેલા મારી માના સહુથી નાના કાકાએ મારા પ્રત્યે પુત્રની ભાવનાથી નીહાળ્યું. અને મને મોસાળમાં દત્તક લેવાની પણ તીવ્ર ઇચ્છા સેવી. આમ મારી માના કાકાએ માતામહનું સ્થાન સાચવ્યું અને જીવ્યા ત્યાં સુધી મને પૂર્ણવાત્સલ્યથી પાળ્યો!

એજ પ્રમાણે મ્હારી માના કાકાની એક વિધવા દીકરી. વિધવાને અંતિમ સ્થાન વિશ્વમાં મળે! મારી માતા પ્રત્યે સગી બ્હેનજ માત્ર નહીં, પરંતુ સગી મા જેવો ભાવ રાખે અને મારી દાદી બની મ્હારા બાળપણને પોષે! મા કરતાં પણ આ દાદી પાસે રહેવાનું મને વધારે મન રહે એવી તેમની છાયા!

સગપણ શું? એક માના કાકા. બીજા માના કાકાની દીકરી! આજ તો એ સગપણ બહુ જ દૂરનાં લાગે!

પશ્ચિમમાં બાલમંદિરોમાં સ્ત્રી પુરુષો, પરાયાં બાળકો લેઇ છે, સંતાનો તરીકે ઉછેરવાનો લ્હાવો લે છે, અને સુખી પણ થાય છે સંયુક્ત કુટુંબની સંસ્થામાં બાળકોને શોધવાની જરૂર ન રહે!

જ્ઞાતિના બાબત અંગે આવતાં પરિણામ પણ મારા કુટુંબને "પડછે મને ફરી ફરી વિચારશીલ બનાવે છે મારી માનું મોસાળ કાશીમાં—ગંગા તીરે. આગગાડીની સગવડ ન હતી તે દિવસોનાં પરિભ્રમણ કલ્પનાને ઉત્તેજે એવાં હોય! મારી માતાના પિતા અમૃતરામ મજમુદાર બહુ દેખાવડા, નાજુક, પ્રવાસપ્રેમી છતાં અત્યંત સાહસિક હતા. તેમને ઘોડો અને તીર મારતાં પણ સારૂં આવડતું, અને જો તીરદાજ હોય અને બીજાં શસ્ત્ર પણ વાપરી જાણે. તેમના કુળની ઢાલ તરવાર હજી મને સાંભરે છે—જેમાંથી માત્ર એક તલવાર મારી પાસે હજી બચી રહી છે. તેઓ સિતાર પણ સારો વગાડતા. આ સાહસિક વ્યક્તિને શીનોર—ગુજરાત—સાંકડાં પડ્યાં અને ગ્વાલિયર આગ્રા, મથુરા, અને કાશી-સુધી પ્રવાસો ખેડી તેમણે પોતાની કારકિર્દી જોડવી દીધી.

જ્ઞાતિઓના હિંદ વિસ્તારનો ઇતિહાસ ઉત્તેજક નીવડે એવો છે. નાગરો પણ વડનગર-થી પોતાનું નામ પામ્યા. પરંતુ વડનગર છોડી તેમણે પગે પગે સ્થળે પોતાનો જથ્થો જમાવ્યો છે. આજ તો મુસાફરીની ઝડપભરી સગવડ હોવાથી એક કોમના માનવી હિંદની જુદી જુદી સરહદો ઉપર હોય એ સમજી શકાય એમ છે પરંતુ સૈકા ઉપર જ્યારે આવી સગવડ ન હતી ત્યારે પણ નાગર જેવી ગોખવીયા કોમનાં

મારે હાસ. અને એ બાળપણથી સેગાં રહેલાં અમે ભાઈ બ્હેન અત્યારે પણ અત્યંત સ્નેહભરી નિકટતા અનુભવીએ છીએ. કોઈપણ મોટા માણસને, મહાપુરુષને કે સાધુ સંતને મળવા કરતાં મારી બહેનો અને ભાણેજ ભત્રીજાને મળવાનું હું હજી પણ વધારે પસંદ કરું છું.

સંયુક્ત કુટુંબની સંસ્થાની મુશ્કેલીઓ, ભારણ અને મુંઝવણો જોયાં અનુભવ્યાં છતાં મારે તો કહેવું જ છે કે સંયુક્ત વિશાળ કુટુંબની વચમાં રહીને મેળવેલી માનસ સમૃદ્ધિ—જે આછી પાતળી હોય તે—કદાચ એકલતામાં હું ન મેળવી શક્યો હોત. એમાં આપભોગ કરવાની વૃત્તિ, સહુનાં મન પરખવાની અને મન મનાવવાની આવડત, સ્વાર્થી સગવડોનો આપવો પડતો ભોગ, સહુના આનંદમાં આનંદિત થવાની ઉમળકતા અને વ્યક્તિગત વિચિત્રતાઓ ઘસી નાખવાની સમજ સહજ ખીલી નીકળે છે. વસુધૈવ કુટુમ્બકમ્, માનવી પ્રત્યેનો ભ્રાતૃભાવ, આંતર રાષ્ટ્રીય બંધુત્વ જેવી ભાવનાઓની પ્રાથમિક ખીલવણી માટે સંયુક્ત કુટુંબ બહુ જ સારું ક્ષેત્ર પૂરું પાડે છે. આમ તો મારું અંગત કુટુંબ આજ બહુ જ ન્હાનું છે પરંતુ પંદર સત્તર કુટુંબીઓ કે મહેમાનો સિવાય હું કદી જમ્યો હોઈશ એમ મને યાદ નથી. મારાં માતાપિતાનું કુટુંબ વાત્સલ્ય અદ્ભુત હતું. મહેમાન, સગાસબંધી અને કુટુંબીઓની ઘરમાં હાજરી અમને પ્રફુલ્લ બનાવી રહે છે. આર્થિક દૃષ્ટિએ એમાં ભારે ઘસારો રહેલો છે એ વાત સાચી. પરંતુ Emotional richness ઊર્મિ સમૃદ્ધિ એમાં ભરપૂર ભરી રહે છે. એના સાટામાં હું આર્થિક સમૃદ્ધિનો લાભ લેવા કદી ઉત્સુક રહેતો નથી. સંયુક્ત કુટુંબે આમ મને સરસ ઊર્મિ સમૃદ્ધિ આપી છે મારા મત અનુસાર એથી હું ધનિક ન બન્યો એનો મને જરાય શોક નથી.

આમ સંયુક્ત કુટુંબે મને ઉર્મિ—નાગર કોમના મ્હારા મોસાળમાં વૈષ્ણવ-વલ્લભી સંપ્રદાયની છાપ બાળપણમાં પડી.

શ્રીમંત સયાજીરાવની કેળવણી વિષયક યોજનામાં મેં પ્રાથમિક ગુજરાતી શિક્ષણ લીધું.

નર્મદા તટનાં મારાં આછાં પાતળાં પરિભ્રમણ—વિશ્રાન્તિની સતત સાક્ષીમાં.

કુટુંબમાં કોઈ અભણ નહીં—સ્ત્રીઓ સુદ્ધાં, મારાં મા તથા માશીના હસ્તાક્ષરો ઘણા જ સારા હતા. મારા દાદાએ કૈંકવાર ભાગવતમાં પારાયણ કર્યાના ઉલ્લેખો તેમણે સ્વહસ્તે કરેલા છે.

વર્ણાશ્રમ—આશ્રમ કદાચ નહીં. તથા જાતિ ત્યારે બહુ સાચી રહી હતી.

કૌટુમ્બિક ભાવના એ જ શ્રેષ્ઠ અને પ્રતિષ્ઠિત ભાવના છે એવો ગૃહવ્યવસ્થાનો નિર્બંધ. સગવડ હો યા ન હોય જ મહેમાનો તો આવે જ તેમની કાળજી રાખવી એ ઘરમાં રહેતાં સહુનો પ્રથમ ધર્મ. અભ્યાગત કે માગણને મુઠી ભરી અનાજ આપ્યા સિવાય કે પાઈપૈસો આપ્યા સિવાય પાછા કદાચ જ નહીં. માગનાર ખાલી હાથે જાય એની ભારે શરમ—લગભગ પાપ કર્યા સરખી.

સગપણની ભાવના અતિ વ્યાપક, મોસાળના સઘળા પરિચિત પુરુષોને મામા કહેવાય અને સઘળા પરિચિત સ્ત્રીઓ માશી બની રહે—જે મામી ન હોય તે! દેવસેવા કરી જનાર સુપાત્ર બ્રાહ્મણને પણ મામા જ કહેવા પડે. મેરાણીને માશી કહેવાના. આમ વ્યાપક બનતી કુટુંબ ભાવના આજની સુધારા કરતાં વધારે સારી હતી કે નહીં તે તો ભાગ્યે કહી શકાય. પરંતુ એ જૂની ભાવનામાં એક પ્રકારનું આપ્તપણું જરૂર હતું—જે આજના યુગે ગુમાવ્યું છે. અલબત્ત, મને નહીં ગમ્યું હોય એવું ઘણું ઘણું

આજના યુગે મેળવ્યું પણ હશે. સ્ત્રી સ્વાતંત્ર્ય, સમાનતા, દેશભક્તિની ભાવના ગામડામાં આમ ન હતી ઉંમરને મત્યે માનની દૃષ્ટિ હતી—જો કે સાહેબો ગામડામાં જોવા મળતા નહી

શીનોરમાં સંગીતનો પરિચય—સંગીતનો શોખ ત્યારે સારા પ્રમાણમાં હતો એમ લાગે છે ગોપાળરાવ મેરાળ નામના પ્રખ્યાતસ્મરણીય પુરુષ વડોદરા રાજ્યમાં થઈ ગયા જેઓ મુત્સદ્દી પણ હતા અને બહુ ભારે સરાફ પણ હતા. કેટલાક તેમને ગણેશનો અવતાર માનતા અને નવકોટી નારાયણ પણ કહેતા. વડોદરાની દીવાનગીરી પણ તેમણે કરી હતી અને વડોદરા રાજ્યને પૈસા પણ ધીર્યાં હતા. તેમનાં દાનધર્મની કીર્તિ શિનોરમાં ત્યારે પ્રચલિત હતી. તેમણે અનેક મંદિરો અને નદીના ઘાટ નર્મદા કિનારે બંધાવ્યા હતા. તેમના કુટુંબીઓની શીનોરમાં પણ અવરજવર હશે. એમની સાથે કેટલાંક દક્ષિણી કુટુંબો શીનોરમાં સ્થાયી બન્યાં હશે

વળી શીનોરનો નર્મદા કિનારો ધાર્મિક વૃત્તિનો પોષક બન્યાથી દક્ષિણી બ્રાહ્મણોમાં વિદ્વતા અને ધાર્મિકપણાની ચીવટ સારા પ્રમાણમાં સચવાયલી છે. આજ પણ એવી ધાર્મિક વૃત્તિથી પ્રેરાઈને પણ કેટલાક દક્ષિણી કુટુંબો ત્યાં રહ્યાં હોય. સંગીતના જલસા કરવાનો તેમને ભારે શોખ કોઈ કારણ વગર એવા જલસાઓમાં હું પેસી જતો એમ મને યાદ છે. બાલ્યાવસ્થા માનાપમાનથી નિર્લેપ રહે છે, અને કદાચ માન અપમાનની લાગણી સ્ફુટ થઈ હોય તોય તે લાંબા સમય સુધી ટકતી નથી મ્હારે ભાગે તો આપણા સંગીત જલસા સાર્વજનિક જ હોય. ટીકીટો ખરીદી સંગીત સાંભળવાની પ્રથા નવીન છે—અદ્યતન કહેવી હોય તોય હરકત નથી. ધમકાવી કહાડી મુકવાની લાજ શરમ ત્યારે ઓછી પણ ખરી.

એટલે આવા જલસાઓમાં ઘૂસી જવું બહુ અઘરૂં ન હતું એવા એક જલસામાં બહુજ મીઠા ઘુંટાયલા અવાજથી એક સંગીતકારે ગાયેલો મોક હજી સ્મરણમાં રહ્યો છે—જો કે પછી ઘણીવાર સાંભળીને કંટાળો પણ આવ્યો!

'કમલવદન, કમલનયન, કમલલોચન રામ', આજ ભૂલાઈ જતી એ ચીજ ત્યારે ઘણી લોકપ્રિય હતી. વળી નમામિ મહિષાસુરમર્દિનીથી શરૂ થતી ઠુમરીમાં ગવાયલી ચીજ પણ તેની શબ્દ રચનાના પ્રભાવે ધ્યાનમાં રહી ગઈ છે. એ સ્મરણ ખાસ તો એટલા માટે રહ્યું છે કે કેળવાયલો કંઠ સામાન્ય—બીન કેળવાયલા કંઠ કરતાં કેટલો અને કેવો જુદો પડે છે એનું ભાન મ્હને એ બે ચીજોના સ્મરણમાં એટલું સ્પષ્ટ થયું કે તે હજી હું ભૂલ્યો નથી. અલબત, એથી મને કાંઈ ખાસ લાભ થયો નથી. પરંતુ દુનિયાને જરૂર લાભ થયો છે! બાલ્યકાળમાં આમ તો હું પણ ગાતો અને બરાડા પાડતો. પરંતુ કેળવાયલા અને બીન કેળવાયલા કંઠ વચ્ચેના તફાવતનું ભાન મ્હને એટલું સ્પષ્ટ થયું કે જેમ જેમ વય વધતી ચાલી તેમ તેમ મ્હેં મારા કંઠને સંગીતમાંથી પાછો અને પાછો ખેંચી લેવા માંડ્યો. એક બે સંગીતકાર પાસે કોલેજના દિવસોમાં અને ત્યાર પછી તાલીમ લેવા સહજ પ્રયત્ન પણ કર્યો. પરંતુ મારા કંઠે મને યારી આપી નહી અને સંગીતના ક્ષેત્રમાં ઊભા રહેવાની મારી હિમ્મત બીલકુલ ઓસરી ગઈ દસકાઓ થયાં મેં ગાયનું છોડી જ દીધું છે, જેથી મ્હારી કહી કહી લખાતી કવિતાઓ સાંભળવાની આફતમાંથી કેટલાક ગુજરાતીઓ બચી ગયા છે, પરંતુ મારો સંગીતશોખ હજી જેવો ને તેવો કાયમ છે પણ તે શ્રોતા તરીકેનો! સારૂં સંગીત સાંભળવાનું બનતાં સુધી હું ચૂકું નહી.

સીનોરમાં એક જયશંકર સાલાને નામે ઓળખાતા ગૃહસ્થ પણ સંગીતમાં પ્રવીણ હતા. અમારા મોસાળ સાથે તેમને બહુ અંગત પરિચય. મ્હારી મા અને જયશંકર એક બીજાને તુંકારાથી બોલાવી શકતાં એટલો નિકટનો એ પરિચય હતો. તેમની ખ્યાતિ એક ધમકી અને ઝઘડાખોર વ્યક્તિ તરીકેની હતી. પરંતુ અમારે ત્યાં જ્યારે જ્યારે આવતા—અને ઘણીવાર તેઓ આવતા ત્યારે ત્યારે ઘરના સામાન્ય કુટુમ્બીજન તરીકે જ રહેતા. એમને હું જયશંકર મામા તરીકે સંબોધતો. પરંતુ એ પ્રવીણ સંગીતકાર પોતાની કલાનું કદી પ્રદર્શન કરતા નહીં. શ્રીમંત ખંડેરાવ મહારાજના ભાઉ સિંધીયા નામના એક દીવાન હતા. તેમના આ જયશંકર પ્રીતિપાત્ર ગાયક હતા. ભાઉ સીંધીયાની કક્ષાના શ્રોતાઓ સિવાય કોઈને સંગીત સંભળાવવું નહીં એવો એમનો નિશ્ચય હતો. તેઓ આખું આખું ગણગણતા તે અમારા ઉપહાસનો વિષય હતો. અને સંગીતકારો એમના વિચિત્ર અભિનય, નિરર્થક આલાપો, અને તરેહવાર સુરાવટથી ઉપહાસપાત્ર તો બન્યા જ કરે છે.

એક બળદેવ મામા હતા, તેઓ પણ સરસ ગાયક હતા—જેમને સાંભળવાની ઘણી તક મળેલી. સુરાવટમાં મગ્ન થયેલા મેં તેમને કંઈકવાર જોયેલા.

વળી પ્રદ્યુમ્નમામા નામના એક વૃદ્ધ મારા દાદા પાસે આવતા. તે પણ અષ્ટસખાનાં પદ સરસ રીતે ગાતા. તેમનું એક ગીત.

ચરણરજ વદ, શ્રી બાળ મુકુંદમ્

હોરીમાં ઉતારેલું હજી યાદ રહી ગયું છે.

છગનલાલ હરિદાસ ગોર નામના એક મારા સહાધ્યાયી હતા. તે તેમની ન્હાની વયમાં પણ તાલીમ પામનાર સારું સરસ ગાતા હતા એમ અમને લાગતું. પછી તો હું તેમને મળી શક્યો નથી; હમણાં જ દિલગીરી સહ સાંભળ્યું કે તેઓ સદ્ગત થયા છે.

આમ શાસ્ત્રીય સંગીત સીનોરમાં ઠીક ઠીક જાણીતું હતું એટલો લાભ મ્હને મારી બાલ્યાવસ્થાથી રહી ગયો છે. મને પોતાને ન્હાનપણમાં ગાવાની ઈચ્છા હતી ખરી—જે બહુ વર્ષો સુધી ચાલી. પરંતુ મારા ગળાને અને સંગીતને બહુ છેટું પડતું ગયું. બી. એ. પાસ થયા પછી વડોદરા કૉલેજના ફેલોને સ્થાને હું હતો ત્યારે વડોદરામાં 'સંયુક્તા' નાટક અમે જાહેરમાં ભજવ્યું. સંયુક્તાની કલ્પનાને ગમી ગયેલા પૃથુરાજમાં શૌર્ય સાથે સંગીત જ્ઞાન પણ હોવું જોઈએ—નિદાન નાટકના પૃથુરાજમાં! પરંતુ 'પૃથુરાજ'ની ભૂમિકા મને સોંપવામાં આવી ત્યારે મારે શર્ત કરવી પડી હતી કે હું એક પણ ગીત ગાઈશ નહીં. 'પ્લે'માં એકાદ 'ગાયન' તો પૃથુરાજે ગાવાનું હતું જ. પણ મારા જેવા સંગીતશૂન્ય પૃથુરાજને તો એ 'ગાયન'માં 'ચંદ બીરદાઈ'ની પૂર્ણ સહાય લેવી પડી હતી. ગીત પૃથુરાજનું અને ગાય ચંદબીરદાઈ! પૃથુરાજ તો સંગીતનો અભિનય જ કરતો હતો!

સંગીતના જાણકાર તરીકે મને કદી કદી ઓળખાવવામાં આવે છે. સંગીતના જલસાઓમાં પ્રમુખ સ્થાન કદી કદી મ્હને પણ મળી ચુક્યાં છે. હું સંગીત શૂન્ય છું એવી મારી કબૂલાતને હસી કઢાવવામાં આવે છે. છતાં સત્ય તો એ છે જ કે સંગીત મ્હારે કંઠે આવતું જ નથી, મારી ઈચ્છા છે છતાં!

બાળપણનો સંગીત શોખ દિવસે દિવસે વધારે સ્પષ્ટતા કરતો ચાલ્યો કે તૈયારી—કેળવણી વગરનું સંગીત પ્રગટ થવા યોગ્ય છે જ નહીં; અને આજ પોતાને સંગીતના જાણકાર માનનાર સો સ્ત્રીપુરુષોમાંથી પંચાણું સ્ત્રી પુરુષો ખરેખર સાચા સંગીત કલાથી વંચિત જ હોય છે એની પણ મને ખાતરી થઈ ચુકી છે. જરા સરખો સાહિત્ય શોખ જેમ માનવીને લેખક તરીકે માનવા મનાવવા તરફ વળે છે તેમ અલ્પ સંગીત શોખ માનવીને સંગીતકાર તરીકે માનવા મનાવવા ઉત્તેજે છે. બન્ને અનિષ્ટો ભયંકર છે. સાહિત્ય શોખીનને સાહિત્યકાર—કે સાક્ષર—ન કહીએ તો ભારે

દુઃખ થાય છે. સંગીતના આછાપાતળા શોખીનને પણ કહીએ કે શોખ અને આવડત જુદી વસ્તુ છે ત્યારે તેને પણ ભારે ખોટું લાગે છે. ખોટું લાગવું પડે તો સારું. આવો આવડતના પ્રદર્શન અને અણઘડ સંગીત આપણે માથે મારે છે વળી એક મ્હોટો સાર્વજનિક ભય હવે ઊભો થયો છે.

આ તો શાસ્ત્રીય સંગીતની વાત થઈ. શીનોરમાં ત્યારે અમારા પડોશી શેઠ મગનભાઈ એદુલાલના સંગીત શિક્ષણ અર્થે એક હાર્મોનિયમ પણ શીનોરમાં આવ્યું અને કોઈ નાટક કંપનીના મુસ્લિમ ઉસ્તાદ પણ સંગીત શિક્ષક તરીકે આવ્યા. ત્યારે તો આ પ્રસંગ મ્હોટો ગણાય. ગામમાં બીજું હાર્મોનિયમ ન હતું. મગનભાઈ શેઠ મારી સાથે ભણતા—સહજ આગળ પાછળ હોય તો કોણ જાણે ? તેમનું કહેવું મારા મકાન પાસે હતું. એ કહેવાની મેડીએ મગનભાઈનું સંગીત શિક્ષણ ચાલતું અને અમે આસપાસ રહેતા વિદ્યાર્થીઓ અને મોટેરાઓ પણ આ નવીન સાજનો લ્હાવ માણવા તેમની મેડીએ ભેગા થતા. હાર્મોનિયમ વાદ્ય તરીકે અત્યંત હલકી કોટિનું છે—એનો હિંદી સંગીતમાંથી બહિષ્કાર થવો જોઈએ. એવા એવા નવીન સંગીત ધમકા ત્યારે શરૂ પણ થયા ન હતા. લાંબા સમય સુધી એ પેટીવાજાનો મોહ હિંદે સેવ્યો છે, અને હિંદી બ્રોડકાસ્ટીંગના કાર્યકર્તાઓએ હાર્મોનિયમને સમારંભ ભરી દૂર કરવાનો ઠરાવ કર્યો છે છતાં હજી હાર્મોનિયમ સંગીત સૃષ્ટિમાંથી સમૂળ દૂર તો થયું નથી જ. હાર્મોનિયમનો ગામ પ્રવેશ આમ મારા બાળપણમાં ઓગણીસમી સદીના છેલ્લા દસકામાં

ગ્રામોફોનનું પણ કાંઈ ઝાંખું ઝાંખું સ્મરણ થાય છે. પરંતુ તે શીનોરમાં નહીં. વડોદરા રાજ્યના એક સમયના પ્રધાન દીવાન બહાદુર મણિભાઈ જશભાઈના પેટલાદમાં નિવાસ સ્થાને બાળકોને મોજ કરાવવા માટે વાજાની ગોઠવણ કરી હતી. એને ભૂંગળી વાળું અંગ કાનોમાં મૂકતા ગોળ ભૂંગળી—ચૂંગી સરખી ધ્વનિ વાહક રચનામાંથી આવતો અવાજ કાનમાં ભૂંગળી નાખી સાંભળવામાં આવતો—જે ભૂંગળીઓ યંત્ર સાથે જોડાયેલી હતી. કોઈ ગાયકોના ગીતો ગમ્મત અર્થે ધ્વનિત કરવામાં આવ્યાં હતાં.

પછી તો એ ઢબનાં ગ્રામોફોન અદૃશ્ય થઈ ગયાં છે. હવે તો આપોઆપ સંભળાય એવી ગ્રામોફોન પેટીઓ રેડીયોના યુગમાં નિર્બંધ પણ બનવા લાગી છે, હાર્મોનિયમથી રેડીયો સુધીની પ્રગતિ બાળપણથી આજ સુધીમાં મેં નીહાળી.

પરંતુ એ સર્વમાં ન વિસરાય એવી સંસ્થા તે માણભટની જાહેર કથા. શીનોરમાં પણ એ કથાઓ થતી અને મોટે ભાગે મહાભારતના પ્રસંગો જ તેમાં આવતા. સેંકડો માણસો સ્ત્રી પુરુષ—બાળક શેરી—ચોકની ધૂળમાં બેસે. કથાકાર છટાથી ગાગરને ગાય, મોટી માણ - ઘડાની ગોળી ઉપર તાલ આપે, અને એટલી જ છટાથી પાછું વિવેચન કરે. કથાકારને પુષ્પહાર પહેરાવાય, તેની પૂજા થાય, તેને સીધા અપાય, તેની આરતી થાય અને નિત્ય ઉત્તેજક પ્રસંગો સાંભળવા મેદની એની એ મળે. અલબત્ત, એ સાર્વજનિક પ્રસંગ ગણાય, જેનાથી જે બને તે આપે. એમાં ખાસ આગ્રહ નહીં. સધન માણસો સીધાં આપી માણભટ અને તેમની મંડળીને સહભોજન કરાવ્યાનું ગૌરવ લે, અને સામાન્ય માણસો પાઈ પૈસો મૂકે અગર ન પણ મૂકે ! મારા બાળપણમાં ભવાયાઓનું પણ ચલણ હતું એમ યાદ આવે છે.

આ માણભટની વાણી બહુ અસરકારક લાગતી. એનો 'ભલો રાણજી ભૂપતિ !' નો લલકાર લાંબા સમય સુધી યાદ રહેતો. હજી પણ પ્રસંગે પ્રસંગે એ સંસ્થા શહેરોમાં શ્રોતાઓનાં ટોળાં ભેગાં કરે છે.



# જીવનસાથી

પંકજ

અવન્તિ નરેશની અધિકારી પાસે એક બલિષ્ઠ અને સુંદર યુવક આવીને ઊભો રહ્યો અને નમ્ર સ્વરે બોલ્યો : 'દેવ, મને તમારે ત્યાં ભૃત્ય તરીકે રાખશો ?'

વિકુક્ષિએ આગન્તુક તરફ એકવાર ધારીને જોયું. યુવક કોઈ સંભ્રાન્ત કુટુંબનો તથા સંસ્કારી લાગતો હતો. વિકુક્ષિએ પૂછ્યું : 'યુવક, તારાથી પશુશાળાનું કામ થવું મુશ્કેલ છે.'

'દેવ, પ્રથમ મને રાખી જુઓ, પછી તમને યોગ્યતા—અયોગ્યતાની ખાત્રી થશે. હું આત્મપ્રશંસા કરવા નથી માગતો.'

વિકુક્ષિ એક ક્ષણ વિચાર કરીને બોલ્યા : 'વારુ, આજથી તને અશ્વોને કેળવવાનું કામ આપવામાં આવે છે. એક સપ્તાહ પછી હું તારી પરીક્ષા લઈશ.'

'જેવી આજ્ઞા.'

'યુવક ! તારું નામ ?'

'વિશ્વરથ.'

યુવક ગયો. વિકુક્ષિને આ આગંતુકે મુંઝવણમાં નાખી દીધો. યુવકની વાત કરવાની રીત તેની આત્મશ્રદ્ધા સૂચવતી હતી. તેને સમજાયું ન પડ્યું કે એ પ્રતિભાશાળી યુવક પશુશાળામાં નોકરી શોધવા કેમ આવ્યો હતો. હા, અવન્તિ નરેશની પશુશાળા આર્યાવર્તમાં વિખ્યાત હતી અને તેથી પ્રેરાઈને કોઈ ઉચ્ચ કુલીન યુવક કેળવણી લેવા આવ્યો હોય, પરંતુ એ યુવકને શિખવાની જિજ્ઞાસા ન હતી, પરંતુ નોકરી કરવાની ગરજ હતી. વિકુક્ષિ એ આગંતુકનો વિચાર કરતો હતો ત્યાં તેની પુત્રી સત્યવતી આવીને બોલી, 'બાપુ, તમે મને હરણની જોડી મંગાવી આપવા કહ્યું હતું તેનું શું થયું ?'

'બેટા, આજે જરૂર મંગાવી આપીશ. આજે એક નવો માણસ રાખ્યો છે તેની સાથેની વાતચીતમાં એ ભૂલી ગયો.'

'એ કોણ છે ?'

'મને કોઈ ઉચ્ચ કુલીન યુવક લાગે છે. નામ વિશ્વરથ છે.'

'હશે, હરણ તો આજે લાવશો ને ?'

'હા જરૂર.'

વિશ્વરથ અશ્વ કેળવવાની પરીક્ષામાં ઉત્તીર્ણ થયો. વિકુક્ષિએ એના અતીતની બાબત જાણવાની જિજ્ઞાસા બતાવી. પરંતુ વિશ્વરથ એ બાબતમાં મૌન સેવતો હતો. પશુશાળાના બીજા ભૃત્યોએ કહ્યું કે વિશ્વરથ સર્વેથી અતડો રહેતો હતો અને પોતાના કામ સિવાય બીજી કંઈ વાત કરતો ન હતો. વિકુક્ષિ એની યોગ્યતા જોઈ સંતુષ્ટ થયો હતો એટલે વધુ જિજ્ઞાસા એણે અયોગ્ય ધારી વિશ્વરથ નોકરી પર નીમાયો.

'વિશ્વરથ, ખરેખર કહે કે તું કોણ છે ?' સત્યવતી પોતાના હરણોને પંપાળતી વિશ્વરથને પૂછતી હતી.

'એ પૂછવાનું કારણ ?'

'કારણ કે હવે તને એક મોટી વ્યક્તિ ધારે છે.'

'તમો શું ધારો છો ?'

'હું તો કંઇ ધારતી નથી.'

'બસ, તો તમારા પ્રશ્નનો જવાબ મળી રહ્યો.'

'નહિ, હું લોકોની ટીકાનું નિવારણ કરવા માગું છું.'

'મારામાં આટલો બધો રસ લેવાનું કારણ ?'

સત્યવતી શરમાઇ. તેના મુખ પર શરમના શેરડા પડયા. વાત બદલીને તે બોલી 'તને ખબર છે, કાલે રાજકુમારી હર્ષથી પશુશાળા જોવા આવવાના છે ?'

'હા ખબર છે'

'રાજકુમારી અશ્વોનાં ઘણાં શોખીન છે. કાલે કદાચ તારે તારી યોગ્યતા દેખાડવી પડશે તું તૈયાર થઇશ ને ?'

'ના બીજા ઘણા યે છે, તે દેખાડશે.'

'વિશ્વરથ, શું પુરસ્કાર પામવાની તારી ઇચ્છા નથી ?'

'પુરસ્કારો મને આકર્ષિત નથી કરતા.'

'કારણ ?'

'મેં અનેક પુરસ્કાર મેળવ્યા હતા અને બધા યે વ્હેંચી દીધા. એમાં કંઇ રસ દેખાતો નથી.

'વિચિત્ર માણસ છે તું વિશ્વરથ ! પરંતુ કાલે તો તું અવશ્ય તારી વિદ્યા બતાવજે.',

'જોઇશ'

'ના, વચન આપ.'

વિશ્વરથ હસ્યો અને બોલ્યો, 'સત્યવતી, પણ મારે માટે આટલી કાળજીનું કંઇ કારણ ?'

આ પ્રશ્ને સત્યવતીને પુન શરમાવી તે ત્યાંથી તરત દોડી તે પોતાના મહેલ તરફ ચાલી ગઇ.

રાજકુમારે અશ્વશાળાને જોઇ સંતોષ દર્શાવ્યો વિશ્વરથ ઘાયલ થવાનું કારણ બતાવી ગેરહાજર રહ્યો. વિદુષિને એ વિચિત્રતા ઘણી કઠું લાગી સત્યવતી સંધ્યા સમયે વિશ્વરથની કુટિરમાં ગઇ અને બોલી 'વિશ્વરથ તને શું થયું છે ?'

'કંઇ નહીં'. સ્હેજ હાથમાં વાગ્યું છે'

'આજે રાજકુમારીની સન્મુખ તારાં વખાણ ચિતાર્થ કરવાના હતા પરંતુ તને ગેરહાજર જોઇ તે નિરાશ થયા'

'હું દિલગીર છું, પણ આવી શક્ય એવું ન હતું માટે જ ગેરહાજર રહ્યો'

'વિશ્વરથ !'

'શું'

'તું આટલો બધો વિચિત્ર કેમ છે ?'

'તમે મારી પાછળ કેમ પડયાં છો ?'

સત્યવતી હસી અને બોલી, 'મારા પ્રશ્નનો આ ઉત્તર નથી'

'વિશ્વરથ થોડીક વાર મૌન સેવી બોલ્યો 'સત્યવતી શું હું તમને પણ વિચિત્ર લાગું છું ?

'અત્યાર સુધી નહોતો લાગતો પણ તારી આજની વર્તણુકો હવે મને પણ તું વિચિત્ર લાગે છે'

'વાહ, રાજકુમારી પ્રસન્ન થાત તો મને શું મળત ?'

'માન, પુરસ્કાર અને અનેક લાભ.'

'પરંતુ મને એ લાભની સ્પૃહા નથી.'

'કારણ ?'

'કારણ કે હું પોતે એ બધાનો ત્યાગ કરીને આવ્યો છું.'

સત્યવતીની આંખો ઝીણી બની. તે બોલી : 'તો શું તારું જીવન ધ્યેય વગરનું છે !'

'તે માટે તો ધ્યેય શોધવા જ નીકળ્યો છું.'

સત્યવતીને આ વાત કંઈક રહસ્યપૂર્ણ લાગી. તે બોલી· 'એ શોધ ક્યાં સુધી ચાલુ રહેશે ?'

વિશ્વરથ ખડખડાટ હસ્યો અને બોલ્યો: 'સત્યવતી, તમે મારે માટે આટલી બધી કાળજી રાખો છો એનું કારણ શું ?'

સત્યવતી ધીમે ધીમે ગણગણી. 'નારીના હૃદયને ન ઓળખનાર પુરુષ ! તું હજી નારી હૃદયથી ઘણો દૂર રહેવા માગે છે પણ એ બનશે નહીં !'

સત્યવતીને ગણગણતી જોઈ વિશ્વરથ બોલ્યો. 'વાહ, સત્યવતી ! જ્યારે તમે મારે માટે આટલી કાળજી રાખો છો તો કોઈક વખતે હું તમને મારી એકાદ કલા બતાવીશ.'

સત્યવતીને આ વાતે સંતુષ્ટ થઈ. તે બોલી: 'તમને ખબર છે કે આવતા મહિનામાં અહીં એક સભા થવાની છે ?'

'ના. શેની ?'

'વાહ, હું તમને એની પૂરી ખબર પિતાજીને પૂછીને કહીશ.'

૫

અવન્તિનરેશની સભામાં એક શક આવીને બોલ્યો. 'મહારાજ, હું મહાન વીર શક મેવકિનો દૂત છું. એ દ્વંદ્વયુદ્ધનું આવાહન કરતા સર્વત્ર પ્રવાસ કરે છે. તમારા વીરોમાંથી કોઈ એમના એ આવાહનનો સ્વીકાર કરવા તૈયાર હોય તો ઠીક અન્યથા અવન્તિની એક સુંદર કન્યા મારા સ્વામીથી હાર માની અર્પણ કરો.'

સભામાં આ શબ્દોએ શાંતિ ફેલાવી. અવન્તિનરેશની સભા કંઈ વીરપુરુષોથી શૂન્ય ન હતી પરંતુ આ આવાહનમાં જો પરાજય થાય તો અવન્તિનું ગૌરવ જાય એમ હતું. પ્રત્યેક રાષ્ટ્રમાંથી ફક્ત એકજ વીરને મેવકિ પોતાના દ્વંદ્વયુદ્ધ માટે લલકારતો હતો. એ વીરની હારજીત પર રાષ્ટ્રનું ગૌરવ અથવા લાંછન નિર્ભર હતું. સભા શાંત હતી. મહારાજ બોલ્યા : "શકદૂત, મેવકિનું આવાહન અમને સ્વીકાર્ય છે. અમારો એક યોદ્ધો દ્વંદ્વયુદ્ધ માટે આવતી પૂર્ણિમાને દિવસે મેવકિને મળવા તૈયાર રહેશે."

દૂત નમન કરીને ગયો. સભા મૌન સેવતી હતી. પુરાતન નરેશોમાં પોતાના ગૌરવને સાચવવાની આત્મશ્રદ્ધા યથેષ્ટ હતી. સભા ચૂપ હતી પરંતુ નરેશે આમંત્રણનો સ્વીકાર કર્યો. થોડી વાર પછી મહારાજ બોલ્યા 'વીરો, તમારામાંથી કોણ એ શક સાથે લડવા તૈયાર થશે ?'

સભામાં શાંતિ હતી. મહારાજ બોલ્યા: 'સેનાપતિ રૂદ્રસેન !'

સેનાપતિ જરા ગંભીર થઈ બોલ્યો 'મહારાજ, આપે એક વિશાળ સભા ભરી એ વાતનો બહુમતથી નિર્ણય કરો.'

સ્હેજ વિચાર કરી મહારાજ બોલ્યા: 'વારુ.'

સભા વિખેરાઈ. નાગરિકોને આ પ્રશ્ન ગુંચવવા લાગ્યો. શક મેવકિ અભિસાર, મદ્ર, કેકય ત્રિગર્ત, કુલૂત વિગેરે દેશોને જીતતો આવ્યો હતો હા, ચેદિ નરેશ રાજધાનીમાં હતા નહિ, પણ તે રાજ્યને અંતમાં આવાહન કરવાનું રાખી તે આગળ વધ્યો હતો. આથી અવન્તિમાં ગભરાટ ફેલાય એ સ્વાભાવિક હતું.

૬.

મહાન સભામાં એકઠી થયેલી પ્રજાને યોગ્ય વીર ચુંટવાનો પ્રશ્ન ઘણો જ જટિલ લાગ્યો. શકની સાથે યુદ્ધ કરવાને માટે કોને પસંદ કરવો એ બાબતમાં બે મત પડ્યા. એક સેનાપતિ રુદ્રસેનનો પક્ષ લઈ પર ભાર મૂકતો હતો અને બીજો રાજકુમાર સુબાહુને યોગ્ય બતાવતો હતો. રાજકુમાર સુબાહુ અંગ દેશનો રાજકુમાર હતો અને રાજકુમારી ઉર્વશીને પામવાની ઇચ્છાથી અવન્તિમાં વાસ કરતો હતો. અંતમાં બહુમતથી સેનાપતિ રુદ્રસેન ચુંટાયો. મહારાજ બોલ્યા ' સેનાપતિ, આજે અવન્તિની લાજ તારા હાથમાં છે. જો તું એ શકને હરાવી શકીશ તો અવન્તિની કીર્તિ દિગ્દિગંતરમાં ફેલાશે.'

નમન કરી સેનાપતિ બોલ્યો . ' મહારાજ; હું યથાશક્ય પ્રયત્ન કરીશ. અવન્તિની કીર્તિને લાંછન નહિં લાગે.'

સભા વિસર્જન થયા પછી અવન્તિમાં એ ચુંટણીની યોજના પર અનેક તર્કો થવા લાગ્યા.

૭.

' વિશ્વરથ, આ પૂર્ણિમાને દિવસે સેનાપતિ રુદ્રસેન અને શક મેવકિનું દ્વંદ્વ યુદ્ધ થવાનું છે' સત્યવતીએ કહ્યું.

' હશે ત્યારે જોઈશું' '

' પણ તને ખબર છે કે એમાં જો રુદ્રસેન હારી જાય તો અવન્તિની એક સુંદર કન્યા મેવકિને અર્પણ કરવી પડશે.'

વિશ્વરથ જરા ચમક્યો અને બોલ્યો ' પણ જો રુદ્રસેન જીતે તો ?'

' તો એ શક જીતેલા દેશોના પુરસ્કારોનો એ ભોક્તા થશે.'

' રુદ્રસેન એ યુદ્ધમાં જીતવો મુશ્કેલ છે.'

' કેમ ? '

' એ શક ઘણો જ પ્રખર વીર છે.'

' હા, કહેવાય છે કે એ ચેદિ સિવાય બધું જીતી આવ્યો છે '

' ચેદિ જીતવા જવું એ કંઈ ખાવાના ખેલ નથી.'

' હશે, પરંતુ આજે તો નગરમાં રુદ્રસેન હાર્યો અને મેવકિએ તમારી માગણી કીધી તો તમે શું કરશો ?'

સત્યવતીના શરીર પર એક કંપારી આવી અને તે બોલી: ' આત્મહત્યા.'

વિશ્વરથને આ જવાબે મુંઝવી દીધો. સત્યવતીને એક અજ્ઞાત ભયની લાગણી થવા લાગી.

૮.

અવન્તિના મોટા ચોગાનમાં બે યોદ્ધાઓ ઊભા હતા. ચારે બાજુ લોકો બેઠા હતા. એક તરફ સ્ત્રીઓનો સમૂહ હતો. એક તરફ કન્યાઓ બેઠી હતી. સૌંદર્યવતીઓને ભયની લાગણી

હતી, મધ્યમાઓ શાંત હતી અને કૃપાઓ પ્રસન્ન હતી. શકવીરનું વિશાળ કદ અને તેના પ્રચંડ બાહુઓ સૌનું ધ્યાન ખેંચતા હતા, રૂદ્રસેનની ચપળતા પણ આકર્ષક હતી.

થોડી વાર પછી યુદ્ધનો આરંભ થયો. રૂદ્રસેનના આક્રમણને શક સરલતાથી ઝીલવા લાગ્યો. લોકોની ઉત્કંઠા વધવા લાગી. અશ્વશાળાના રક્ષકો આજે વિશ્વરથને ધારી ધારીને યુદ્ધ જોતો જોઈ ઘણા જ આશ્ચર્યમાં પડી ગયા. શકનું ખડગ ઘણા જ તીવ્રવેગથી પ્રહાર કરતું હતું. રૂદ્રસેન ઘણી જ ચપળતાપૂર્વક દાવ ચુકવતો હતો. યુદ્ધ વધારે ભયંકર થયું અને એક પલકારામાં જનતાએ જોયું કે ઘાયલ થઈને રૂદ્રસેન ભૂમિ પર પડયો અને વિજયી શક ઉન્માદથી હસી રહયો હતો.

શ્રી સમુદ્રમાંથી એક કિકિયારી સંભળાઈ. લોકો દુઃખી થયા મહારાજની સૂચના મુજબ એવંતિકે કન્યાઓના મુખ તરફ નજર ફેરવી તેની આંખ ચપળ સત્યવતી પર ઠરી અને બોલ્યો. 'મહારાજ, આ મારો ઉપહાર છે'

એકાએક વિશ્વરથ કૂદીને ચોગાનમાં આવ્યો અને શકને ઉદ્દેશીને બોલ્યો. 'શક એ ઉપહાર લેવા પહેલા તારે મારી સાથે યુદ્ધ કરવું પડશે'

'તું કોણ છે ? અવન્તિનો વીર હારી ગયો છે અને હું મારા ઉપહારને લઈ ચેદિ જવાનો છું'

'શક ! તારે ચેદિ જવાની જરૂર નથી' 'હું ચેદિરાજ વિશ્વરથ તને દ્વંદ્વ યુદ્ધમાં આવાહન કરું છું'

શ્રોતાઓની ઉત્કંઠા વધતી જતી હતી. બે ત્રણ ચેદિના વેપારીઓ વિશ્વરથ પાસે આવીને નમન કરી બોલ્યા, 'મહારાજ આજે, આપનો અજ્ઞાતવાસ ખરેખર પૂર્ણ થયો છે.'

શક વિચારમાં પડી ગયો અને બોલ્યો: 'મારી સાથેના યુદ્ધની શરત તમને ખબર છે ? '

'યુદ્ધમાં જેને હારવાની બીક હોય તેને શરત જાણવાની જીજ્ઞાસા હોય'. વિશ્વરથ બોલ્યો :

જનતામાં શાબાશીનો અવાજ થવા લાગ્યો.

શક યુદ્ધ કરવા તૈયાર થયો. વિદુષિ અને સત્યવતી વિશ્વરથની ખરી હકીકત જાણી ઘણા જ ગભરાઈ ગયાં. રાજાનો વિચિત્ર લાગતો વિશ્વરથ આજે સત્યવતીને અત્યંત પ્યારો લાગ્યો.

યુદ્ધ શરૂ થયું. શકે થોડીવારમાં જાણી લીધું કે તેનો પ્રતિસ્પર્ધી વધારે કુશળ હતો વિશ્વરથની ચપળતા તથા તેનું બળ જનતામાં ઉત્સાહ રેડતું હતું. સત્યવતી શ્વાસ થંભાવી આ યુદ્ધ જોઈ રહી હતી. બન્નેના ખડગ તુટી ગયા, મલ્લ યુદ્ધ શરૂ થયું, શ્વાસ ભરાવાથી હાંફતાં બન્ને વીરો એક બીજાને હરાવવાની તજવીજમાં પડયા. વિશ્વરથે એક સપાટામાં વિશાળકાયને ઉંચકીને પટકી દીધો. જનતા ગાંડી બની. વિશ્વરથના તરફ દોડી. સત્યવતી અને વિદુષીએ દોડીને વિશ્વરથને ઘેરી લીધો.

વિશ્વરથ ઘાયલ શકને ઉદ્દેશી બોલ્યો, શક હું તારો ઉપહાર હવે મારે માટે લઈ જાઉં છું''

સત્યવતી શરમાઈને શાંત ઉભી હતી. શક બોલ્યો 'ચેદિ નરેશ અજ્ઞાતવાસ સેવવાનું કારણ ? જીવનસાથી શોધવાની હોંશ !'

અવન્તિ નરેશ આ બનાવથી અત્યંત પુલકિત થઈને વિશ્વરથ પાસે આવી બોલ્યા 'મહારાજ અજ્ઞાતવાસ તારે અવન્તિ પસંદ કીધું જાણી હું ઘણો ખુશ થયો છું અને અવન્તિની એક કન્યા ચેદિની મહારાણી થશે એ સાંભળી આજે અવન્તિ ઉલ્લાસમગ્ન છે '

શકના જેવા સર્વે પુરસ્કારો વિક્રમે અશ્વશાળાના રક્ષકોમાં વહેંચી દીધા અને અશ્વશાળાના રક્ષકો ચક્રિનરેશ વિક્રમોત્તુ અને સત્યવ્રતોન ભેરી ઉન્મત્ત બની નાચવા લાગ્યા.

અવન્તિનું પહેલા પહેલાનું રુદન હાસ્યમાં પરિવર્તિત થયું. બાવર ઇન્દ્રસેન આંખો મીંચી વૈદ્યરાજને સંબોધવા લાગ્યો. ' વૈદ્યરાજ, અવન્તિનો વિજય અને પરાજય આજે એક જ દિવસે થયો છે. '

વૈદ્યરાજ બાવર સેનાપતિની મર્મવ્યથાને સમજતો મારો પાસે આવી ઊભો રહ્યો. બહાર દૂર દૂરથી આવતો જયજયકાર તેને એ પ્રશ્ન પર વધારે મુંઝવવા લાગ્યો.



---

જ્હોન રસ્કિને તેના એક મિત્રના ચિત્રને ખૂબ ટીકા કરી વખોડી કાઢ્યું. આથી મિત્રને સ્વાભાવિક રીતે માઠું લાગ્યું. રસ્કિનને તેની ખબર પડી, ત્યારે તેણે મિત્રને પત્રમાં લખ્યું. " દિલગીર છું કે ચિત્રની પ્રશંસા થઈ શકે એમ ન હતું; પણ આશા રાખું છું કે આપણી મૈત્રિમાં કંઈ અંતરાય આવશે નહીં " મિત્રે જવાબ લખ્યો, " બીજી વખતે આપણે મળીશું. ત્યારે હું લાકડીના પ્રહારો કરી તમને જમીન દોસ્ત કરીશ. આશા રાખું છું કે આમ આપણા મૈત્રિ સંબંધમાં કંઈ અંતરાય ન આવશે. "

# દ્રૌપદીને





સભાગૃહે શાંત હતું, અચિંતના
ચીટાઈને નાગણથી પડી હતી:
ત્યાં મેં તને ખંડિત ચન્દ્રબિંબશી
દીઠી તને મેં—
પડેલ ત્યાં, મંડપ કેરી મધ્યમાં
છૂ પાથરો કેશકલાપ છુટો
આછા, અમીટાયલ ઉત્તરીયમાં:
અંગાંગનો પ્રેરક વીજળીને
સમાઈ જતી નિરખેલ નેને.
હું ક્યાં હતો ' કૃષ્ણની પાદુકાની
" થૈ ધૂળ આવેલ હું દ્વારિકાથી: "
પદે પદે લોક ધરિત્રિકમ્પને
વછૂટતી એજ અકથ્ય વાણી,
ચિત્તંત્ર ચુંબ્યું સતીનું હૃદયાસને.
તે પંકને પાવકવા લપેટી,
વાગી રહી કૌરવકાલ આરતી.



ઇન્દુલાલ ગાંધી



## — પ્રાર્થના —

પદમ મને તારૂં બનાવ પ્રભુ! તારું
શાશ્વત પ્રભાત તારા મુખનું નિહાળી
પૂરણ પ્રફુલ્લ રહેનારૂં. — પદમ...

પાંખડીએ પાંખડીએ પ્રભુતા પ્રસારતું,
સ્વર્ગની સુવાસ શ્વાસ શ્વાસે વિસ્તારતું,
અમૃતે અંતર છલાવનારૂં.— પદમ....

ઝુલતું પ્રસન્ન તારા પ્રેમના સરોવરે,
ન્હાતું આનંદ ભરી શાંતિના શીકરે,
તારાં સ્મિતોએ સોહનારૂં. — પદમ....

ચમકતાં પવિત્ર પ્રાણપાંખડીએ પાડજે,
મંગલ સ્વરૂપ! તારાં મંગલ ત્યાં માંડજે,
પ્રાર્થના આ અદની ગુજારૂં. — પદમ ..

પૂજાલાલ

# દેશી રાજ્યો

પ્રફુલ્લચંદ્ર શાહ

પેશ્વાઇની પડતીનો આરંભ થતાં, હિંદુસ્થાનમાં ઘણાં દેશી રાજ્યો જન્મ્યાં. ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય યુદ્ધ વખતે જે રાજ્યો તટસ્થ રહ્યાં કે અંગ્રેજોના માટે લડ્યાં તે સજીવન સ્વરૂપે કાયમ રહ્યાં. 'બ્રિટિશ હિંદને સ્વતંત્રતા મળ્યા પછી દેશી રાજ્યોમાં પ્રજાના હકો માટે પ્રવૃત્તિ શરૂ કરવામાં આવશે.' એવી ગાંધીજીની સલાહથી દેશી રાજ્યોમાં સ્વાતંત્ર્ય પ્રવૃત્તિએ અદ્યાપિ પર્યંત ઉગ્ર સ્વરૂપ પકડ્યું ન હતું. હવે ઘણા રાજાઓ સ્વેચ્છાથી તેમની પ્રજાને હકો આપે છે, કેટલાકોને ઇચ્છા વિરુદ્ધ મોટાભાગની સત્તા છોડવી પડે છે. સમય બદલાયો છે અને જે રાજાઓ સમજીને હકો આપશે નહિ તેની પ્રજા લડીને સત્તા મેળવશે એ નિઃશંક છે. સંયુક્ત હિંદના ભાગો અને દેશી રાજ્યો કોઇ કુદરતી સીમાઓથી છૂટા પડેલા નથી, તે ભાગના અને દેશી રાજ્યના લોકો વચ્ચે કંઇ તફાવત નથી. તેમના ઇચ્છા, મહત્ત્વાકાંક્ષા, સંસ્કૃતિ સરખી જ છે. સં. હિંદના લોકો સ્વાધીન બન્યા છે, ત્યારે દેશી રાજ્યના લોકો પરતંત્ર રહે એ અશક્ય છે. અમારી ચોક્કસ માન્યતા છે કે નિઝામ સિવાયના બીજા દેશી રાજ્યોમાં પ્રજાને ખાસ પરિશ્રમ વિના હકો મળશે.

અહીં તો માત્ર વિસ્તાર, વસ્તી અને આવકની દૃષ્ટિએ કયાં મોટાં રાજ્યો છે તેજ આપણે જોઇશું. વાર્ષિક પાંચસોની નીચે અને કરોડ ઉપરાંતની આવકવાળાં નાનાં મોટાં ૬૦૦ ઉપર દેશી રાજ્યો છે. એ સર્વેની વિગતો અત્રે રજુ કરી નથી, પણ મહત્ત્વના દેશી રાજ્યોની જ હકીકત અહીં આપવામાં આવી છે.

| | રાજ્ય | ક્ષેત્રફળ ચો. મા. | વસ્તી (લાખમાં) | વસ્તી પ્રમાણે ક્રમ | આવક (લાખમાં રૂપિયા) | આવક પ્રમાણે ક્રમ |
|---|---|---|---|---|---|---|
| ૧ | કાશ્મીર | ૮૪,૮૫૫ | ૩૭ | ૪ | ૨૫૫ | ૫ |
| ૨ | હૈદરાબાદ | ૮૨,૬૯૮ | ૧૪૪ | ૧ | ૬૧૪ | ૧ |
| ૩ | કલાત | ૩૬,૨૦૦ | ૩ | ૧૯ | ૧૫ | ૪૦ |
| ૪ | માઇસોર | ૨૯,૧૭૫ | ૬૬ | ૨ | ૩૮૯ | ૨ |
| ૫ | ગ્વાલિયર | ૨૬,૩૬૭ | ૩૫ | ૫ | ૨૬૧ | ૪ |
| ૬ | બિકાનેર | ૨૩,૩૧૭ | ૧૦ | ૧૦ | ૧૨૭ | ૯ |
| ૭ | ભુતાન | ૧૮,૦૦૦ | ૩ | ૩૦ | ૪ | ૫૯ |
| ૮ | ભાવલપુર | ૧૬,૪૩૪ | ૧૦ | ૧૧ | ૧૨૧ | ૧૦ |
| ૯ | જેસલમિર | ૧૬,૦૬૨ | ૦.૭૫ | ૬૨ | ૪ | ૬૦ |
| ૧૦ | જયપુર | ૧૫,૬૦૧ | ૩ | ૩૧ | ૧૪૪ | ૭ |
| ૧૧ | રેવા | ૧૩,૦૦૦ | ૧૮ | ૫૧ | ૪૭ | ૨૧ |
| ૧૨ | ઉદેપુર | ૧૨,૬૯૧ | ૧૫ | ૫૨ | ૭૩ | ૧૭ |
| ૧૩ | ઇંદોર | ૯,૯૦૨ | ૧૩ | ૮ | ૧૨૧ | ૧૧ |
| ૧૪ | મણિપુર | ૮,૬૩૮ | ૪.૨૫ | ૨૫ | ૧૦ | ૪૬ |
| ૧૫ | કચ્છ | ૮,૨૫૦ | ૫ | ૧૯ | ૨૮ | ૨૬ |
| ૧૬ | વડોદરા | ૮,૧૬૪ | ૨૫ | ૬ | ૨૪૦ | ૬ |

કેટલાંક રાજ્યો સમૂહ રચે છે. કેટલાંક પ્રજાને વત્તી ઓછી સત્તા સોંપે છે, હવે દેશી રાજ્યો ક્રાંતિકારક પરિવર્તનો પામે છે. વરાડ પર પોતાનો હકનો દાવો રાખતા નિઝામે વરાડ જો હૈદરાબાદમાં જોડાય તો વરાડની પ્રજા સંપૂર્ણ સત્તા આપવા જાહેર કરે છે. હૈદરાબાદના પ્રજાને ત્યાંથી સુધારા આપવામાં ન આવે, ત્યાં સુધી આવાં વચનોની કિંમત શું ? અખિલ હિંદ દેશી રાજ્ય પ્રજા પરિષદે ઠરાવ્યું છે કે વાર્ષિક ત્રણ કરોડ ઉપરાંતની આવકવાળા અને પચાસ લાખ કે વધારે માણસોની વસ્તીવાળા દેશી રાજ્યો જ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવી શકે, બીજાં રાજ્યોએ સમૂહો રચી તેમાં જોડાવું પડશે પ્રજાને સત્તા સોંપવી રહેશે. અને એ સમૂહોના બંધારણીય ગવર્નરો લોકોના મતથી ચૂંટાશે.



---

" બુદ્ધિશાળીઓને મનુષ્યકૃત કાયદાઓ અને કઠીનાં બંધનો અસહ્ય લાગે છે. ગુલામોને માટે કાયદા હોય છે, ટોળાં માટે શિસ્ત અને મૂર્ખાઓ માટે રૂઢિઓ છે. બુદ્ધિશાળીઓ બંધનો તિરસ્કારી તેની સામે બંડ જગાવે છે."

  

એક પતિએ પત્નીને ટોણો મારતાં કહ્યું, " તું દુનિયાની આઠમી નવાઈ છે ! પત્નીએ જવાબ આપ્યો, " ભલે, હું આઠમી હઈશ. પણ પહેલી સાતમીની એક સાથે જો હું તને પકડીશ, તો તારું આવી બન્યું સમજજે "

  

જગતની કમનસીબી છે કે જેઓ ઘોડા પર નથી, તેઓજ રાજ્ય ચલાવવાનું જાણે છે !"

  

પાર્લમેન્ટના મકાનમાં આમના સભાગૃહમાં એક પાદરીને પ્રાર્થના કરતો જોઈ, એક છોકરાએ તેના પિતાને પૂછ્યું " એ પાર્લમેન્ટના મેમ્બરો માટે પ્રાર્થના કરે છે ? " પિતાએ તરત ખુલાસો કર્યો, " નહિ તે આપણા દેશ માટે પ્રાર્થના કરે છે !"

  

" એપેન્ડીસાયટીસ શરીરનો એક નિરુપયોગી ભાગ છે તેના વિના આપણે સારી રીતે જીવી શકીએ. "

" હા, પણ ડાક્તરોનું શું થાય ? તેઓ તેના વિના જીવી ન શકે !"

  

એક નવા પરણેલા ગામડિયાએ કદી આરસી જોઈ ન હતી. તેને રસ્તે ચાલતાં એક નાની આરસી મળી. તેમાં પોતાનું મોઢું જોતાં, તેને લાગ્યું કે તેમાં તેના પિતા દેખાય છે. ચૂપચૂપ ઘરમાં જઈ તેના ખિસ્સામાં આરસી મૂકે છે પણ તેની વહુ જુએ છે. તેની વહુએ પૂછ્યું, " એ શું સંતાડો છો ? " ગામડીયાએ કહ્યું, તારે શું કામ છે ? એ મારા પિતા સંબંધીની ખાનગી વાત છે. ગામડીયો ઊંઘી જાય, પછી તેની વહુ આરસી કાઢી તેમાં જુએ છે. તેમાં એક બૈરીનું મુખ દેખાતાં, તે વહુ બોલી ઊઠે છે, 'હું ધારતીજ હતી કે કોઈ બૈરી હશે અને તે યે કેવી કદરૂપી !'

  

મુત્સદી કોણ ? મૂડીવાળાઓને મજૂરોનો અને મજૂરોને મૂડીવાળાઓનો ભય બતાવી મતો મેળવી રાજ કરતા પુરુષો.

★ ★ ★

લોર્ડ રોબર્ટ સેસિલ તેના ઓળખીતા બિશપ સંબંધી એક વાત હમેશ કહેતા. બિશપની તબીયત લથડતી ગઈ, ડાક્તરની સલાહ લેતાં તેને આલ્જીઅર્સ હવા ખાવા જવા માટે કહેવામાં આવ્યું. બિશપે તેમ કરવા ના પાડી, ત્યારે ડાક્તરે કહ્યું, 'તમે ત- આલ્જીઅર્સ ન જાઓ તો તમારે સ્વર્ગે જવું પડશે. બિશપે તરત જ કહ્યું, " નહિ, નહિ હું આલ્જીઅર્સ જ પસંદ કરું છું."

★ ★ ★

એક મારવાડીએ તેના આઠ વરસના પુત્રની વરસગાંઠના દિવસે રૂપાની પાવલી અને ઢબુ છોકરા પાસે મૂકી કહ્યું," આજે મારે તને ભેટ આપવી જોઈએ, " આ બે સિક્કા છે. તને ગમે તે એક લે." છોકરાએ કહ્યું, બાપા, હું નાનો છું માટે નાનો જ સિક્કો લેવાનું પસંદ કરું છું" આ સાંભળી બાપા બોલ્યા, " બેટા, હું તારી નમ્રતાથી ખુશ થયો છું માટે તને મોટો જ સિક્કો ભેટ કરું છું." એમ કહી પુત્રને ઢબુ આપ્યો. ।

★ ★ ★

એક જોષી ( એક ગૃહસ્થનો હાથ જોતા ) —તમને અગાઉ બે વાર મોટી ખોટ ગયેલી. ગૃહસ્થ—બરાબર જોષીજી, હું કોર્ટમાં એક કેસ હાર્યો હતો ત્યારે, અને બીજામાં જીત્યો હતો, ત્યારે એમ બે વાર મને મોટી ખોટ વેઠવી પડેલી.

એક વાર વૉશિંગ્ટનના એક રિપોર્ટરે તેના મિત્ર જોડે શરત લગાવી કે સરકારને આપણે ગમે તેવી અર્થ વગરની અરજી કરીએ તો પણ અમેરિકામાં તે પર સહી કરનારા મળી આવે! એમ કરી તેણે એક અરજી પર સંખ્યાબંધ અમેરિકનોની સહી મેળવી. અરજીમાં તેણે અજાણ્યા સૈનિકની ( Unknown soldier ) વિધવાને સરકારે પેન્શન બાંધી આપવું એવી વિનંતી કરી હતી!

★ ★ ★

ફ્રેંચ વડા પ્રધાન ક્લિમેન્શોને કોઈએ પૂછ્યું, "અકસ્માત અને આપત્તિમાં ફેર શું?" ક્લિમેન્શોએ કહ્યું, "પ્રેસિડંટ વિલ્સન કૂવામાં પડી જાય તે અકસ્માત અને જો તે કૂવામાંથી પાછો બ્હાર નીકળે તે આપત્તિ!"

★ ★ ★

જે લોકોની દલીલો માટે મને માન નથી, તેની જોડે હું કદી વિવાદમાં ઉતરતો નથી —ગીબન.

★ ★ ★

મુસાફર— ( ખેતરો બતાવી ) કેવો સુંદર દેખાવ!

ખેડૂત— તમારે તે નિંદવા, ઢેફાં, ખેડવાં પડતાં હોય, ફરતે વાડો કરી તે પર દેખરેખ રાખવાની હોય, ખાતર આપવું પડતું હોય, પાણી પાવું પડતું હોય અને ઉપર મહેસુલ આપવાનું હોય, તો એટલાં બધાં સુંદર ન લાગે!

# સર ચીમનલાલ સેતલવડ.

વસંતરાય વ. દેસાઈ,

"જબ તુમ આયે જગતમેં
લોગ હસે તુમ રોય,
ઐસી કરણી કર ચલો,
તુમ હસો લોગ રોય,"

સૈકાઓ પહેલાં તુલસીદાસે જીવનસાર્થક્યની કલ્પનાને આ પંક્તિઓમાં શબ્દબદ્ધ કરી છે. હિંદની એક મહાન વિભૂતિએ આ પ્રકારની છંદગી જીવી પોતાની લીલા સંકેલી લીધી—તેમનું નામ છે સર ચીમનલાલ હરિલાલ સેતલવાડ. તેઓ જન્મે બ્રહ્મક્ષત્રિય, જાતે બ્રહ્મ અને કર્મે ક્ષત્રિય—ક્ષત્રિય એ અર્થમાં કે પોતાની પ્રામાણિક માન્યતા માટે તેઓ આજીવન ઝઝૂમ્યા.

તેમની કારકિર્દી અને પ્રસિદ્ધિ જાહેરજીવનના અનેક પાસાઓને સ્પર્શે છે, પરન્તુ મુખ્યત ત્રિવિધ ગણી વડી છે ધારાશાસ્ત્રી તરીકે, કેળવણી રસિક તરીકે અને રાજનીતિજ્ઞ પુરુષ તરીકે.

## ધારાશાસ્ત્રીઓના ભિષ્મપિતામહ

વકીલાત તો તેમને કૌટુમ્બિક વારસામાં મળેલી વસ્તુ. દાદા અંબાશંકર અમદાવાદના સદર અમીન, પિતા હરિલાલ લીંમડીના દિવાન થયા તે પહેલાં સબોર્ડિનેટ જજ. પછી હરિલાલના પુત્રને ઉચ્ચ સરકારી નોકરીમાં રાખવાના સ્વપનાં ક્યાંથી સાચાં પડે[1] બી. એ. થયા પછી, પિતાના વિચારને માન આપી, સરકારી નોકરીમાં ચી. દાખલ તો થયા, પણ એમનો જીવ ત્યાં ક્યાંથી ચોંટે[1] પિતા, ન્યાયમૂર્તિ નાનાભાઈ અને સરકારી વકીલ ધીરજલાલ મથુરદાસ પાસે વાતો સાંભળી સાંભળીને ધારાશાસ્ત્રી થવાનાં સ્વપ્ન સેવતા ચી. એ ચાર જ દિવસમાં, પિતાની જાણબહાર, સરકારી નોકરીનું રાજીનામું આપ્યું. કાયદાનો અભ્યાસ કર્યો. હાઈકોર્ટમાં ગયા, તેને જોઈ, તેને જીતી,

"વકીલાતના ધંધામાં તેમની પ્રસિદ્ધિ અજોડ છે, પ્રેક્ટીસના વર્ષોની દૃષ્ટિએ, કાયદા ઉપરના તેમના પ્રભુત્વની દૃષ્ટિએ અને વકીલાતકળાની તેમની તેજસ્વિતાની દૃષ્ટિએ અને સૌથી મોખરે ચારીત્ર્યબળની દૃષ્ટિએ તેઓ અજોડ છે"

તલવારની ધાર જેવું ચાતુર્ય, સ્પર્શસ્પર્શી બુદ્ધિ, ન્યાયવાદી વાક્પાટવ અને અખૂટ આત્મશ્રદ્ધાથી તેઓ તરત અગ્રસ્થાન પામ્યા. એમનો અભિપ્રાય સ્પષ્ટ અને સુરેખ

"મેં જોયેલા ધારાશાસ્ત્રીઓમાં ખરું શાસ્ત્રીય ગૌરવ ને અદાલતને યોગ્ય વાક્પાટવ તો ચી. નુ જ. ચી. મુકદ્દમો જીતવા માટે સસ્તાં સાધનનો ઉપયોગ કરતા નથી. અસીલ કે સોલિસિટર ખુશ રહે એ કારણે કોઈ રીતનો સ્વીકાર કરતા નથી. બુદ્ધિના પ્રભાવથી ને મનુષ્ય સ્વભાવના જ્ઞાનથી તેઓ કોર્ટને વશ કરવા માગે છે

'એમનું મગજ વ્યવસ્થિત રીતે કામ કરે, જે વસ્તુઓ તેમાં ગોઠવાઈ ગઈ હોય તે બરાબર યોગ્ય સમયે ને યોગ્ય રીતેજ નીકળે. વિચાર એમની તો શક્યતાજ નહિ' ૨ 'સર ચીમનલાલનું મગજ સ્પષ્ટદર્શી અને તર્કબદ્ધ—એક સવાદી વાજીંત્ર જેવું' ૩

'એમની ઊલટ તપાસનું મુખ્ય લક્ષણ બોલવું સખ્તાઈ. સાક્ષીની મારફત એમના સવાલો સાક્ષીને ભીડી લે' ૨

ગુજરાત વિ. હૉર્નિમેનના મુકદમા સબંધી લખતાં શ્રી. મુનશીજી કહે છે, "સિદ્ધાંતની વિશુદ્ધિ અને તેની રજુઆતની અપૂર્વ ચોકસાઈથી ભરેલું એ વ્યાખ્યાન ત્રીસ વર્ષના મારા અનુભવમાં હું અદ્વિતીય લેખું છું"

૧, સામ્યે મીનીચર અગ્રલેખ તા. ૧૧-૧૨-૪૭

## સ્વમાની ધારાશાસ્ત્રી

આગલની એક અરજી કરવા ચી કેન્ડી નામના એક મિજાજી ન્યાયમૂર્તિના ચેમ્બરમાં ગયા ન્યાયાધીશ જમીને તરત ઊભા હતા, ઊભા ઊભા વિચાર કરતા હતા ન પોતે બેઠા કે ન ચી. ને બેસવાનું કહ્યું ચી. તો સ્વસ્થતાથી ખુરસી ઉપર બેસી ગયા કેન્ડી ગુસ્સે થઈ બોલ્યા "હું ઊભો છું ને તમે કેમ બેસી ગયા!, ચી ઠંડે કલેજે કહ્યું "હું બહુ દિલગીર છું, પણ મે ધાર્યું હતું કે તમે બેસી જશો. હવે તમે બેસી જઇ શકો છો"

આ અપમાન સાંખવા ચીમનલાલ તૈયાર ન હતા.

૨. ક. મા. મુનશી.
૩. વડા ન્યાયમૂર્તિ એમ. સી. ચાગલા હાઈકોર્ટમાં ચી. ને શ્રદ્ધાંજલિ આપતા ૧૧-૧૨-૪૭.

તેમણે વડા ન્યાયાધિશને વાત કરી. એટલે કેન્ડીએ ચી અને તેડવા પોતાના ચોપદારને મોકલ્યો ચી. એ કહ્યું "તારા સાહેબને મારૂં કામ હોય તો કહે કે ચીઠ્ઠી લખી મને બોલાવે." તરત ચોપદાર ચીઠ્ઠી લઇને આવ્યો, ચીમનલાલ કેન્ડીને મળવા ગયા કેન્ડીએ તેમની માફી માગી.

હન્ટર કમીટીમાં એકવાર લૉર્ડ હન્ટર ચી જોડે ગરમ થઇ ગયા લૉર્ડ હન્ટર "તારે અંગ્રેજોને દેશ બહાર કાઢવા છે" ચી. "જરૂર, જો અંગ્રેજોના પ્રતિનિધિઓ તમારા જેવા હોય તો"

## ચી.—એક ન્યાય મૂર્તિ

એ જ્યારે ન્યાયાસને બેઠા ત્યારે તેમનો સત્કાર કરવા વ્યાખ્યાનના જવાબમાં તેમણે સૂત્ર ઉચ્ચાર્યું. "ન્યાય કરવો એટલું પુરતું નથી' જગતે જાણવું જોઇએ કે ન્યાય મળે છે"

સર્વ પક્ષને સંતોષકારક સમાધાનથી દાવાઓની પતાવટ કરવામાં તેઓ ખૂબ કુશળ હતા. એક મુકદ્દમામા એડવોકેટ જનરલ સ્ટ્રેન્ગમૅન એક પક્ષ તરફથી ઊભા હતા તેમને ન્યાયમૂર્તિ ચી. એ પૂછ્યું, "આ કેસ કેટલો સમય લેશે?" સ્ટ્રેન્ગમૅને કહ્યું, "એક અઠવાડિયું" પણ પહેલાજ દિવસના બપોરે બે, વાગે તે પહેલાં તો સર્વપક્ષને સંતોષકારક એવું સમાધાન શોધી ચી એ બધાને આશ્ચર્ય પમાડયું,

"મે ઘણા ન્યાયાધીશો જોયા છે, પરંતુ ચી ની એક જોડ નથી એ ન્યાયાસને હોય એટલે તમારો ભાર હલકો. આડંબર નહિ, અભિગ્રહ નહિ મિજાજ નહિ— એ તમારી મુશ્કેલીઓ સમજે, તમારી ગતિઓ સુધારે જાણે ઘરમાં બેસીને વાતો કરતા હો એવી નિરાંત એમની આગળ તમને લાગે દુનિયના ખાવેલા-એમની આગળ કોઇના આડંબર ન ચાલે, અને વાતનું રહસ્ય તરત પકડી પાડે "૨.

૪. "આર્ટ્સ ઍાસીઝ ઑફ લૉઝ" નો કેસ.

## સિનીઅર ઍડવોકેટ તરીકે

સિનીઅર તરીકે તેઓ હમેશાં પ્રોત્સાહક. ૨ "મારા પોતાના અનુભવ પરથી હું કહી શકું એમ છું કે કોઇપણ અદાલતના જુનીઅર ઍડવોકેટ તેમના ચેમ્બરમાં વિના સંકોચે સલાહ અને માર્ગદર્શન માટે પહોંચી જતા તેમને તેઓ હમેશાં પિતા તરીકે ( loco-parentis ) માનતા. અને તેઓએ રાખેલો વિશ્વાસ સાર્થક કરતો" ૫.

## શિક્ષણ રસિક ચી

"વકીલાત શરૂ કર્યાના થોડાજ સમયમાં ફીરોઝશાહ મહેતાના સંસર્ગમાં હું આવ્યો, જાહેર સેવાના તેમના ઉત્સાહથી મને દેશસેવા કરવાની પ્રેરણા મળી. ત્યાર પછીના મારા સમગ્ર જીવન ઉપર આની અસર થઇ રહી છે તેઓ ૧૯૧૫ માં સ્વર્ગવાસી થયા ત્યાં સુધીમાં તેમની છત્રછાયામાં મે કોંગ્રેસ, ધારાસભા, મ્યુનિસિપાલિટી અને યુનિવર્સિટીમાં કામ કર્યું " ૬.

મુંબાઈ સરકારે પ્રાથમિક શિક્ષણનું કામ, મ્યુનિસિપાલિટીને સોંપ્યું ત્યારથી લાગલગટ વીસ વર્ષ સુધીમાં તેઓ મ્યુનિસિપાલિટી શાળા સમિતિના પ્રમુખ હતા મુંબાઈ શહેરના પ્રાથમિક શિક્ષણના તેઓ પ્રણેતા અને પોષક હતા ૧૯૧૭ થી ૧૯૨૯ સુધી મુંબઈ વિશ્વવિદ્યાલયના વાઇસ ચાન્સેલર તરીકે કામગીરી કરી એ સંસ્થાને સુદૃઢ બનાવી શહેરની અનેક સંસ્થાઓની માફક કે ઈ એમ હોસ્પીટાલ અને જી એ મેડિકલ કૉલેજનુ અસ્તિત્વ મળ્યું અને શ્રી ચી ને આભારી છે

### અર્વાચીન રાજનીતિજ્ઞ ઋષિ

"જુના જમાનાના રૉમન સેનેટર' જેવો મોભ્ભો આપણા સમાજમાં ચીમનલાલનો હતો તેમની પરિપક્વ અનુભવજન્ય અને નિઃસ્વાર્થી સલાહનો લાભ દેશજનોને હમેશા મળ્યા કરતો" ૭

૫. હિન્દના વડા ન્યાયમૂર્તિ સર હરીલાલ કણિયાએ ચી. ને ફેડરલ કોર્ટમા આપેલી શ્રદ્ધાંજલિમાંથી —૧૧-૧૨-૪૭.

૬. ચીમનલાલની આત્મકથામાંથી.

૭. ઓલ્ડ કૉનિકલને આપેલી મુલાકાતમા સર એમ. એમ. આર જયકર.

"જીવનના અનેક ક્ષેત્રોને આવરી લેતી તેમની જાહેર જીવનની લાંબી કારકીર્દિને લીધે અદ્ભૂત માનસિક શક્તિને લીધે અને જાહેર જીવનના અપ્રતિમ અનુભવને લીધે ચી. એક સંસ્થા જેવા બની રહ્યા હતા ૮ તેમનો ઉલ્લેખ કરતો મુંબઈ હાઈકોર્ટમાં વડા ન્યાયાધિશ ચાગલાએ કહ્યું હતુ

"નિ સ્વાર્થ અને અચલ માર્ગદર્શક પ્રકાશ-દીપ જેવા તેઓ હતા, અને તેવા ઝંઝાવાત કે વાવાઝોડામાં એકધારી તેજસ્વી રીતે તેમનો પ્રકાશ મળ્યા જ કરતો. ડાહી સલાહ અને સૂચન માટે તથા સ્થિર, વ્યવહાર બુદ્ધિ માટે હવે ક્યાં મીટ માંડવી એ આપણને ખબર પડતી નથી."

### સર ચીમનલાલ—માનવગૌરવ

માનવજીવનનું ગૌરવ છે વિચાર, વાણી અને વર્તનમાં સવાલિતતા "ગાંધીજી અને ચીમનભાઈ જેવા ત્રીસ વર્ષના મોટામાં મોટા ગુજરાતીઓ" એમ શ્રી મુનશીજીએ લખ્યુ છે એમનું મહાનપણુ સમાયુ છે વિચાર, વાણી અને વર્તનમાં જે જે એકરૂપતા જોવામાં આવે છે તેમાં સર ચી ને અપાયેલી બધી શ્રદ્ધાંજલિઓમાં એક સામાન્ય સૂર નીકળવાનો જ—એમની અભયતા અને વિચાર તથા માન્યતાની પ્રમાણિકતાનો ગુણ એમણે પોતાની આત્મકથાના ઉપોદ્ઘાતમાં લખ્યુ છે "મારો પોતાનો સંતોષ એ છે કે કોઈના પણ પ્રત્યે દ્વેષ રાગ વિના માગ પ્રકાશ પ્રમાણે મેં મારા દેશની સેવા કરી છે"

"તેમણે પોતાના વિચારો કોઈપણ પ્રકારના ભય કે પક્ષપાત વિના વ્યક્ત કર્યા છે તેઓ હતા વિચાર અને માન્યતાની પ્રમાણિકતાવાળા પ્રેજામત અને તેટલો વિરુદ્ધ હોય છતાં પોતાના પ્રમાણિક મતમાં તેઓ મક્કમ અને અડગ રહેતા." ૯

"હું મારા અંગત અનુભવથી કહી શકું કે હમારા લાંબા સમાગમ દરમ્યાન એકપણ પ્રસંગ એવો આવ્યો નથી જ્યારે તેમણે પોતે ખરા છે એ પ્રકારની ખાત્રી થયા વિના કાર્ય કર્યું હોય." ૧૦

૮. ન્યાયમૂર્તિ દિવેટિયા.

૯. વડાપ્રધાન શ્રી બાળાસાહેબ ખેર.

૧૦ સર કાવસજી જહાંગીર.

"He died with clean concience and clean hands." ૧૧

### ચીમનલાલનો વારસો

દીવા પાછળ અંધારું એ કહેવતને સર ચી૦ એ ખૂટી પાડી. સવાઈના તેમના સમૃદ્ધ જ્ઞાન અને તેમના ઋષિ ચારિત્ર્યનો સંસ્કાર વારસો તેમના પુત્ર મોતીલાલ દ્વારા આ સમાજને આપતા ગયા. વિચારની પ્રમાણિક-

તામાં, પ્રજ્ઞાના ઊંડા જ્ઞાનમાં અને વકીલાતની કળામાં પિતા અને પુત્ર સરખા નીકળે એવો હિન્દની—અને કદાચ દુનિયાની—તવારીખમાં અજોડ દૃષ્ટાંત સર ચીમનલાલ અને તેમના પુત્ર મોતીલાલનો છે

૧૧, બ્રીકડના વત્રી.

× × ×

જીવન તવારીખ

૧૮૬૫ ભરૂચમાં જન્મ
૧૮૮૦ મેટ્રીક
૧૮૮૪ બી એ.
૧૮૮૭ એલ. એલ. બી અને એપેલેટ સાઇડના એડવોકેટ
૧૮૯૭ ઑરીજીનલ સાઇડના ઍડવોકેટ
૧૮૯૯–૧૯૧૫ કેમિસમાં
૧૮૯૭–૧૯૧૫ મુંબઈ વિશ્વવિદ્યાલયના પ્રતિનિધિ તરીકે મુંબઈની ધારાસભામાં
૧૯૧૫ ગોખલેને સ્થાને મધ્યસ્થ ધારાસભામાં
૧૯૧૭–૧૯૨૯ મુંબઈ વિશ્વવિદ્યાલયના વાઇસ-ચાન્સેલર
૧૯૧૮ સાઉથબરો સુધારા સમિતિના સભ્ય
૧૯૧૯ હન્ટર કમિટિના સભ્ય
૧૯૨૦ મુંબઈ હાઈકોર્ટના ન્યાયમૂર્તિ
૧૯૨૧–૧૯૨૭ મુંબઈ સરકારના મંત્રીપદે
જીન્દગીના અંત સુધી વેસ્ટર્ન ઇન્ડીઆ લીગ એસોસીએશનના પ્રમુખ

---

# ઊલટા ચાલો

રણછોડજી પરાગજી મહેતા

સ્ટેલિન અને મોલોટોવે ખાનગીમાં શું ગુફતેગો કરી, પુનેમનો ચંદ્ર ઉગે અને આથમે ત્યારે શા માટે મોટો દેખાય, પાતળા કે જાડા તારમાં વીજળીનો પ્રવાહ વધારે સારી રીતે વહે, આત્મા ને પરમાત્મા નો સંબંધ કેવો છે, પશ્ચિમના અર્વાચીન લેખકોની કૃતિઓ વાંચી હોય કે ન હોય, છતાં તેના લેખકના શું મન્તવ્યો છે, વિ. અનેક ફૂટ પ્રશ્નો વિષે સંપૂર્ણ માહિતી હોવાનો દાવો 'કરનાર અમારા નિષ્ણાતે કંટ્રોલ વિરૂદ્ધ ખાસ્સું લાંબુ લચક ભાષણ કર્યું', અમારા મંડળના સભ્યોએ પોત પોતાના વિચારો પ્રદર્શિત કરી મારો અભિપ્રાય પૂછ્યો, ત્યારે મારે જણાવવું રહ્યું કે, " એ વિષેનો મારો અભ્યાસ નથી કંટ્રોલ ખસેડી લેતાં શું થશે તેની મને માહિતી નથી. પરંતુ આપણા નિષ્ણાતનો કંટ્રોલ વિરૂદ્ધનો મત જાણી હું ચોક્કસ નિર્ણય પર હવે આવી શક્યો છું કે "કંટ્રોલ તાન જરૂરી છે. નિષ્ણાત કહે તેમ કંટ્રોલ ખસેડશો તો પ્રજા ભૂખે મરશે" નિષ્ણાત કહે તેનાથી ઉલટું કરો, તો તે જરૂર ખરૂં જ હશે."

હવે આ માત્ર આનંદ ખાતર જ કહેવામાં આવ્યું ન હતું, પરંતુ મારૂં દૃઢ મંતવ્ય હતું અગાઉ નિષ્ણાતના અભિપ્રાયોથી અમે વિરૂદ્ધ કંઈ કાર્ય કરતા, તે બરાબર ખરૂં પડતું. જો આ સત્ય કોઈના ગળે ઉતરતું ન હોય, તેને મારી એક જ સલાહ છે તમે વર્તમાન પત્રોમાં આબોહવાના નિષ્ણાતના આગાહી વાંચો તમને અચૂક માલમ પડશે કે જેણે ચોવીસ કલાકમાં ઘણો વરસાદ તૂટી પડશે કહ્યું હોય, ત્યારે તે દિવસે સૂર્ય આખો દિન તપે છે અને ના કહી હોય, ત્યારે વરસાદની હેલિ અનુભવીએ છીએ. ચોવીસ કલાકમાં ખૂબ વરસાદ આવશે એવી ચેતવણી આપતી દાંડી પીટાય, ત્યારે વરસાદ આવતો નથી અને જેવું આવે તે અગાઉ દાંડી પીટાયેલી જાણી નથી. માટે અગાઉથી ખરી

વસ્તુસ્થિતિ કળવી હોય, તો આગાહીથી ઊલટું માનો. જોષીને જન્માક્ષર બતાવો અને તે કહે, તેનાથી ઊલટું માનો, જરૂર ખરૂં પડશે. નિષ્ણાતોની જરૂર નથી એમ હું કહેવા માગતો. નથી ઊલટું તેમની સવિશેષ અગત્ય છે તેમના મતો જાણ્યા સિવાય આપણે ઊલટું, જે અંતે ખરૂં નીવડે છે, તેની કલ્પના જ કેવી રીતે, કરી શકીએ ?'

કોઈ ફિલ્મ સારી છે કે નબળી તે જાણવા અમારી પાસે એક ઉત્તમ ઉપાય છે લગ-ભગ દરેક ફિલ્મ જોનાર અમારા મિત્ર શ્યામલાલને અમે પૂછીએ કે ફલાણી ફિલ્મ કેવી છે તે કહે કે સારી છે તો અમે તે જોવા માંડવાળ કરીએ અને તે નાપસંદગી બતાવે, તો અમારે સમજવું રહ્યું કે તે જોવા જેવી જ હશે. આ પદ્ધતિથી અમે કદી છેતરાયા નથી. ભગવદ્ ગીતાએ પણ આવું જ કહ્યું છે કે "આપણી રાત્રિ, તે યોગીઓનો દિવસ અને આપણો દિવસ તે તેમની રાત્રિ " હવે શ્યામ-લાલ યોગી કે અયોગી એ પ્રશ્ન બીનજરૂરી છે. શ્યામલાલને ભલે તમે યોગી કહો તેમાં અમને કશો વાંધો નથી અમારા માટે જે સત્ય છે, તેની તારવણી કરવાની અમારી રીત કેવી સરળ અને સચોટ છે એટલો માત્ર મુદ્દો છે

પ્રભુના સૃષ્ટિમંડાણમાં પણ આજ ક્રમ સર્વત્ર દૃષ્ટિગોચર થશે. પૃથ્વી ચાલે છે, જ્યાં સૂર્ય ચાલતો દેખાય છે, ટ્રેન ચાલે છે જ્યાં ધરતી ચાલતી જણાય છે, આપણી આંખો વસ્તુઓ અને સામી માણસોના ફોટા પહેલાં ઊંધા પાડી પછી તે ચત્તા કરી આપણી સમક્ષ ધરે છે દુર્યોધન માફક આપણે પણ જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ જોઈએ છીએ. પગ ઉપર ઊભા રહેવાને બદલે માથા ઉપર અર્ધોએક કલાક રોજ ઊભા રહીએ તો કાયમની કબજીયાત ટળી જઈ અસાધારણ આરોગ્ય પ્રાપ્ત થાય છે. મોં બદલે નાકથી પાણી પીએ તો અમૃત પાન કર્યા જેવા લાભો પ્રાપ્ત થાય છે કપડાં પહેરી શરીરને કેદ કરવાના બદલે તે ઉતારી સૂર્યસ્નાન કરવાથી દેવના જેવા દૈદિપ્યમાન દેહો પ્રાપ્ત કરી શકાય છે જોડા કાઢી નાખી લીલી ઘાસ પર ઉઘાડે પગે ચાલવાથી કંઈ ચારા ફાયદાઓ થાય છે. ક્યા ફાયદાઓ થાય છે તેની મને ખબર નથી પણ ચોક્કસ ફાયદાઓ થાય છે તે હું ખાત્રી પૂર્વક જાણું છું. લાજ સ્થળ અણઢાંક્યાં રહે તેની પરવા ન કરનાર અમેરિકન યુવતીઓ ઉઘાડા પગો કોઈ જોઈ જાય તો શરમાઈ મરે છે, તે હવે એવા 'નાગા' પગે હાઈડ પાર્કમાં જ ચોક લોન પર ફરે છે !

તમારે મહાન થવું છે ? ઊંધા ચાલો, તરત મહાન થઈ જશો. બાકરિયા પ્રવાહમાંથી બહાર નીકળો, ચીલો છોડી દો, તમે અસા-ધારણ વ્યક્તિત્વ પ્રાપ્ત કરશો દૂધ-ચાવીને પીવું જોઈએ એવી માન્યતા છે, ત્યારે હમણાં કોઈ શોધક પ્રતિપાદન કરવા યત્ન કરે છે કે તે એકદમ ગળી જવું જોઈએ તો જ ફાયદો થાય. બ્રાઉન બ્રેડ સત્વવાળી હોય છે એ માન્યતાનો વિરોધ કરનાર જાગ્યા છે ટાઈફોઈડમાં ભલે તે ખાવાનું આપી શકાય એવી છેલ્લી શોધખોળ છે એમ અપ-ટુ-ડેટ રહેનાર ડાક્તરો કહેવા લાગ્યા છે વિજ્ઞાન કે સાહિત્યના કોઈ પણ ક્ષેત્રમાં આવા અખતરા સફળતા પૂર્વક-કરી શકાય છે નાનાલાલ કરતાં " મણિકાંત " કાવ્યો લખનાર વધારે લોકપ્રિય અને વધુ મહાન કવિ છે અગર મુનશી કરતાં દેશવાસકર મોટા નવલકથાકાર છે એમ મક્કમપણે પ્રતિ-પાદન કરો તો તમારા અનુયાયીઓ મળી રહેશે.

આ સંસારના સામાન્ય વ્યવહારમાં પણ આ પદ્ધતિ સફળદાયક નીવડે છે કોઈ પતિ તેની અતિ કર્કશા પત્ની પાસે તેનું ધાર્યું કેવી રીતે કરાવતો તે વિષે એક જાણીતી વાત છે.

પ્રાપ્ત કર્યાના અનેક દાખલાઓ મળી શકે છે

એક પ્રતિષ્ઠ સરકારના સભ્યો સામે કડી ફરિયાદ છે કે જેમના મતોથી તેઓ મોટા થયા છે, તેઓ તેમને મળવા જાય ત્યારે તેમની સાથે એ પ્રધાનો ઉદ્ધત કરી વર્તે છે, પરંતુ બીજી જાતના કે પરદેશી તેમને મળે ત્યારે તેમની સાથે હળી હળીને વાતો કરે છે. સ્થાનિક કે દેશી વર્તમાન પત્રકારો જાય, તો તેમના પ્રત્યે તેઓ દુર્લક્ષ બતાવે છે પણ પરદેશી પત્રકારો સાથે સહુકાઈથી વાતો કરી તેમને જોઈતી માહિતી આપે છે. હવે આ વસ્તુસ્થિતિ સુધારવાનો સરળ ઉપાય છે ઊલટા ચાલો તેમને સાહેબ અને બાપ કહેવાનુ છોડી દો તેમને પગે પડતા ન મળો. તો તેઓ તમારા પર અચૂક વધારે ધ્યાન આપશે.

મુસ્લિમોને પ્રથમથીજ પાકિસ્તાન આપી દેવાની તત્પરતા બતાવવામાં આવી હોત તો દેશના ભાગલા ન પડત. એની સામે વિરોધો ઊભા કરી પાકિસ્તાન પ્રવૃત્તિને વેગવતી બનાવવામાં આવી હવે પાકિસ્તાન અને હિન્દ પાછા ભેગાં થયા વિના ચાલશે નહિ એ પાયાપર પ્રચાર કરવામાં આવે છે, તે ખોટું છે એ મગજવળથી એ વિભાગો પ્રથમ રહેશે. જો અખંડ હિંદુસ્તાનનું નિર્માણ કરવુ હોય તો પાકિસ્તાન હિંદ પાછાં ભેગાં થઈ શકે નહિ એવુ વિધાન કરતા રહો "હવે શુ ? તમે જાશો, તમારૂ પાકિસ્તાન જાશે" એવી વાતો કરતા રહો, તો જરૂર પાછો એક હિંદુસ્તાન થશે. હિંદમાંના મુસ્લિમોને લીગ વિખેરી દઈ મહાસભામાં જોડાવા સમજાવવુ કે આગ્રહ કરવો એ ખોટી નીતિ છે "તમે અને તમારી લીગ. હવે કોંગ્રેસમાં તમારૂં શું કામ છે ?" એવી વાતો કરો, તો મુસ્લિમો તેની મેળે વિનતિ કરતાં કોંગ્રેસમાં દાખલ થવા આવશે. "કાળજી કર્યા કરના ' તો હિંદુએ ઊલટા ચલના" એ લોકોને સન્માર્ગે સીધી રીતે કેમ ચડાવી શકાય ' ઊલટું કહો પાકિસ્તાન જોડે વિગ્રહ થશે નહિ એવી માન્યતાથી ચાલવામા ભૂલ થશે, પણ ઊલટું તેની સાથે યુદ્ધ અનિવાર્ય છે એમ સમજી હિંદ કાર્યક્રમ રચશે, તો કદાચ એ લડાઈ ટાળી શકાશે.

પ્રતિસ્પર્ધી ઊલટું ધારવાની કળામાં પ્રવીણ છે એમ સમજી ચાલનાર વ્યવહાર પટુઓ સત્યનો આશ્રય લઈ બાજીઓ છતી જાય છે એ ખરૂ, પણ વિરોધી માયાનો હોય તો આવા દક્ષ પુરુષો પણ મહાત થાય છે ભાવનગરનો એક કાઠિયાવાડી વેપારી બહારગામ જવા નીકળ્યો, ત્યારે બીજો કાઠિયાવાડી વેપારી તેને રસ્તે મળ્યો. તેણે પૂછ્યું, "શીદ જાઓ છો ?" પહેલાએ જવાબ આપ્યો "રાજકોટ" બીજાએ ખધાઈથી હસી જવાબ વાળ્યો, "તમે રાજકોટ જાઓ છો, એમ કહો એટલે તમે મોરબી જાઓ છો એમ હુ સમજીશ એવી તમારી માન્યતા છે પણ મને ખબર છે કે તમે રાજકોટ જ જાઓ છો અને કાલે મે તપાસ કરી હતી તમે રાજકોટ શા માટે જાઓ છો, તેની પણ મને ખબર છે " સત્ય મહાન છે, તેનાથી ધરતી નમે છે, સૂર્ય ટકે છે, તેનાથી કોઈ મોટો દેવ નથી એ ખરૂ છે પણ સત્ય જેવો બીજો કોઈ મોટો દગો પણ નથી પરંતુ એ દગો વેધી નિરીક્ષણ કરી શકનાર મુત્સદ્દીઓ સાથે કેવી રીતે કામ લેવૂ તે કેમ ચોક્કસ કરી શકાય ? વ્યક્તિ અને સંજોગો પર એનો આધાર રહે છે

— કોઈ અંગ્રેજ કવિએ કહ્યુ છે કે "પકડવાની પાછળ પડો, તો તે પકડી શકાય નહીં, પણ તેના પર તમારી પીઠ ફેરવો, તો પકડવા તમારી પાછળ પડશે. સ્ત્રી વિષે પણ એવુ જ છે " લક્ષ્મી પણ એવી જ છે એમ

દોડતા નથી, મેઘો મેહ વરસે નહિ, જાગતો ભસે નહિ, સાપ અને બીજા હિંસક પ્રાણીઓથી ડરી જઈ નાસી જઈએ, તો તે પૂંઠ પકડી આપણો પ્રાણ લે છે, પરંતુ તેની સામે સ્થિર નજરે જુઓ, તો તેઓ નાસી જાય છે, એવું જાણકારો કહે છે પશુઓને દેવ ગણી પૂજનાર દેશના પશુઓ માયકાંગલા છે, વારંવાર બ્રહ્મચર્યની વાતો અને ભાષણો કરનાર પ્રજાના શરીર અને તે વિષે કદી ન વાત કરનાર જાતોના શરીર જોડે સરખાવી જુઓ, સંસારમાં સર્વત્ર ઊલટું જ થતું દેખાય છે દરબારમાં જવા તૈયારી કરી અગરખો સિવડાવીએ, ત્યારે આમંત્રણ ન મળે!

નોકરો જોડે સહૃદયતાથી વર્તીએ તો માથે ચડી કાર્યમાં શિથિલતા બતાવશે, તેને લાત મારી કામ લો તો ભાઈ બાપા કરશે, વખાણી ખીચડી દાંતે વળગે છે, લાકડા બેવડા બાંધ નીકળે છે, તરનારા પાણીમાં ડૂબે છે, ભરોસાની ભેંસ પાડો આપે છે, મોઈ ભેંસના મોટા ડોળા હોવાનું કહેવાય છે પ્રયત્ન પૂર્વક વિચાર કરી શોધેલો શબ્દજ શબ્દ વ્યૂહ કસોટીમાં ખોટા નીકળે છે, વિવેચકોએ વખોડી કાઢેલી ફિલ્મ અને પુસ્તકો જ સફળ પૂરવાર થાય છે, તંત્રીઓએ નહિ સ્વીકારેલ લેખો અને કાવ્યો પાછળથી પ્રગટ થતાં અમરત્વ પ્રાપ્ત કર્યાના અનેક દાખલાઓ બન્યા છે સંસારમાં સર્વત્ર સર્વદા સામાન્ય બનતી આ ઘટનાઓ છે ક્રિકેટ ટેનિસ રમી લાગતો થાક ઓફિસના કામના કલાકો દરમ્યાન આરામ મેળવી ઉતારી શકાય છે.

કોઈ પણ જરૂર તમને વિના પૂછ્યે કહેશે કે દુનિયાનો ક્રમ ઉલટાય ગયો છે ઉકળતો કળિયુગ આવે છે, પુરુષો બીકણ બન્યા છે, સ્ત્રીઓ નીડર બની છે. સ્ત્રીઓને સમાન અને વધારે હક્કો મળે છે પુરુષોના હક્કોના સંરક્ષણ માટે પ્રવૃત્તિ શરૂ કરવી પડશે અને થોડા વરસો પછી પુરુષો દીન બની પોતાના હક્કો માટે વિનવણી કરતા દેખાશે. આ વસ્તુ સ્થિતિથી સર્વે માહિતગાર છે. એટલે અહીં એકજ દ્રષ્ટાંત લઈશું. એક ગોલ્ફ રમતા યુવાનને બતાવી એક ગૃહસ્થે પાસે ઊભેલા માણસને કહ્યું, "યુવાનો કેવા બાવલા બન્યા છે! આ ગોલ્ફ રમતો યુવાન કેવો છોકરી જેવો દેખાય છે" તે માણસે જવાબ આપ્યો," એ છોકરી જ છે અને તે મારી દીકરી છે 'પેલા ગૃહસ્થે અતિ ખિન્નપૂર્વક કહ્યું," માફ કરજો મને ખબર નહીં કે તમે તેના પિતા છો, " તેને જવાબ મળ્યો," નહિ, હું તેની માતા છું. એ ઉત્તર સાંભળી તે ગૃહસ્થ ત્યાં ભોંયમાં સમાય ગયો કે મૂઠી વાળી ત્યાંથી નાસી ગયો તેની અમને ખબર નથી. પંડિતો કહે છે કે લોકો વિપરિત બન્યા છે, ઈશ્વર ઉલટા ચાલે છે એ કાર્ય કારણ પરત્વે અમારે કશું કહેવાનું નથી, પણ પરિસ્થિત પરિવર્તન પામી એ સ્પષ્ટ છે

આ બધું હું ત્યારે લખાણમાં મારું મારી રહેલી એક વ્યક્તિ મને કહે છે કે "તમે ભણી-શીખવી લોકોને બગાડી મૂકશો." મારે તેને આશ્વાસન આપવું રહે છે કે, "લોકો ઘણા બુધ્ધિશાળી છે કશું કરેજ શાના? ઊલટુંજ કરે માટે જો મારે તેમને ખરે રસ્તે ચલાવવા હોય તો વિપરિતજ કહેવું રહે એટલે તારી કહેવત અભ્યાને છે.,"

આમ વિચારમાં હતો, ત્યારે ઘડિયાળના ટકોરા પડયા અને ફ્રાન્સિસને તેનું કામ યાદ આવ્યું અને મને કમને તે હોટેલમાં ગયો. રાજા હજી આવ્યા ન હતા. રાજા શું મજા કરતા હશે તેની કલ્પના કરતાં ફ્રાન્સિસ દુ:ખી મને કામે વળગ્યો. શા માટે સામ્યવાદી ન થવું ?

૨

બીજા દિવસે સવારે નવ વાગે ફ્રાન્સિસને ખબર પડી કે રાજાજી માંદા પડયા છે. મુંબઇના મોટા ડાક્તરો બોલાવવામાં આવ્યા મોટી ફી લઈ સર્વેએ આશ્વાસન આપ્યું કે "ખાસ કંઇ નથી, સારું થઇ જશે. જરૂર પડશે, અમે રાજાના પાછા જોઇ જઇશું " ડાક્તરોના ગયા પછી મહારાજાને ફરી ફેર પડેલો જણાયો નહીં. કોઇએ સલાહ આપી " વિયેનામાં એ દર્દના નિષ્ણાત ડૉ. એન્થની છે તેને બોલાવો " એન્થનીને વાયરલેસ સંદેશાથી સૂચના કરવામાં આવી, મોટી ફી અને ખરચ આપવાનું કહેવામાં આવ્યું. પૈસા પણ તારથી મોકલવામાં આવ્યા અને ડૉ. એન્થની ત્રીજા દિવસે મુંબઇ આવી પહોંચશે એમ નક્કી થયું.

આ વિગતો જાણી ફ્રાન્સિસે કમ્યુનિષ્ટ થઈ જવા પાકો વિચાર કર્યો પરંતુ પગારદાર કમ્યુનિષ્ટ થવું, એવી સગવડ મેળવવી એમ એ નિર્ધારમાં ઉમેરો કર્યો.

૩

ત્રીજા દિવસે વિયેનાથી ડૉ. એન્થની પધાર્યા. તેનું ભારે સ્વાગત કરવામાં આવ્યું, રાજાને તેણે ખૂબ તપાસી જોયા રાજાજીની જીભ, દાંત, ગળું, આંખ તપાસ્યાં, સ્ટેથીસ્કોપ લઇ છાતી તપાસી, અને પછી રાજાના મગજ પર સ્ટેથીસ્કોપ ફેરવી ફેરવી કાનથી કંઇ અવાજ સાંભળતા હોય એમ તપાસ્યું માથે સ્ટેથીસ્કોપ ! ફ્રાન્સિસને કંઇ સમજાયું નહિ. આવી તપાસ તેણે જોઇ કે સાંભળી નહતી. પણ બિચારો ગામડે ભમતો રે, એ શું સમજે ! મહારાજાને એમ તપાસવા પડતા હશે અગર નિષ્ણાતો એમ તપાસતા હશે એમ વિચારી ફ્રાન્સિસે મન વાળ્યું.

પછી ડાક્ટરે ઇન્જેક્શન તૈયાર કર્યું. "આ રસી મૂકતાં જ તમારી વ્યથા ટળી જશે." ડાક્તરે એ ઇન્જેક્શન રાજાને આપ્યું મહાન, ડાક્તર ! તદ્દન ખરૂં કહ્યું. રાજાની સર્વ પીડા ટળી ગઇ, રોગ ચાલ્યો ગયો, રાજા પણ ચાલ્યા ગયા ! રાજા કંઇ પણ બોલ્યા નહિ. રસી અપાઇ રહી તે રાજા નિશ્ચેષ્ટ હાલ થઈ ગયા. મહાન ડાક્તર !

૪

મુંબઇના ડાક્તર મંડળે ડૉ. એન્થનિનું સ્વાગત કર્યું, પાર્ટિ આપી, અને ડાક્તરે મેડીકલ કૉલેજ વિ. સ્થળોએ ભાષણ આપ્યાં. અને વર્તમાનપત્રો એની પ્રશંસાથી ગાજી ઉઠયાં.

બીજા રોગિયાઓ પણ ડાક્ટર એન્થનિની સલાહ લેવા આવ્યા. ઘણાઓને ચમત્કારીક ફાયદો થયો. આ નિષ્ણાતને મરવાની ફુરસદ ન રહે એટલા દર્દીઓ તેની સલાહ લેવા આવ્યા ઘણાઓના રોગ અતિ ત્વરાથી મટતા જોઇ ફ્રાન્સીસને પણ સલાહ લેવા મરજી થઇ પણ એની ત્રણ હજારની ફી ફ્રાન્સિસ ક્યાંથી આપે !

ફ્રાન્સિસને ઉદ્વિગ્ન મને બેઠેલો જોઇ ડૉ. એન્થનિએ પૂછ્યું, " બોય, કેમ તને શું થયું છે ? " ફ્રાન્સિસે અંગ્રેજીમાં કડકડાટ બે ત્રણ રોગની વિગતો આપી. ડાક્તરે અર્ધી મિનિટમાં આંખો મીંચી ઉઘાડી, બેગ ઉઘાડી, કંઇ દવા લીધી, ફ્રાન્સિસને ટેબલ પર સુવાડયો અને તેના હાથ પર એક રસી મૂકી.

ફ્રાન્સિસનો રોગ મટી ગયો. તેની આંખ મીંચી ગઇ. તે દુ:ખ મુક્ત થતાં આનંદમાં રહેવા લાગ્યો અને વારંવાર અટ્ટહાસ્ય કરતો.

" ઇશ્વર જ્યારે નિર્માતા તરીકે જાહેર થવા માગતો નથી, ત્યારે બનાવોને અકસ્માત ગણવામાં આવે છે. "

ફ્રાન્સિસને હવે કમ્યુનિસ્ટ થઇ જવા વિચાર આવતો નથી. !

# વર્તમાન રાજકારણ.

**
પ્રફુલ્લચંદ્ર શાહ.

ગયું વર્ષ જગતભરના દેશોએ આર્થિક કટોકટીમાં પસાર કર્યું ચલણના ફુગાવાથી અનર્થો વધ્યા અને ઉત્પાદન વધારવા માટે પ્રયાસો શરૂ થયા. પણ સામ્યવાદીઓએ સ્થળે સ્થળે વખત વખતો હડતાળો પાડી તેમાં અંતરાયો ઊભા કર્યાં. ફ્રાંસમાં સામ્યવાદીઓનો હાલ તુરત તો સફળ પ્રતિકાર કરવામાં આવ્યો છે, પણ ત્યાં હડતાળોથી દેશને મહાન આર્થિક ફટકો લાગ્યો. શુરમન સરકાર હાલ તો ટકી રહી છે, પણ એ કેટલો વખત ટકશે, એ કેમ કહેવાય? સામ્યવાદીઓ વધારે મુશ્કેલીઓ ઊભી કરશે તો તેનાં પ્રત્યાઘાત રૂપે ડગોલનો જમાલ પક્ષ ત્યાં સત્તા પર આવે એવો સંભવ ઊભો થયો છે

બ્રિટનની કોલસા વિષયક સ્થિતિ સુધરી છે, ધાર્યાં કરતાં કોલસાનું ઉત્પાદન વધારી શકાયું છે, અને હવે મર્યાદિત પ્રમાણમાં તેની નિકાસ કરી શકાશે, છતાં પરદેશને વેપાર માટે આપવા જોઈતા પૈસાની મુશ્કેલી દૂર થઈ નથી અને હજી ત્યાં લોકોને ઘણી ચીજો વિના ચલાવી કઠણ જીવન ગાળવું પડશે. ખુદ સ્કોટ-લાંડે પણ કોલસાની કરકસરની પ્રવૃત્તિ શરૂ કરી છે. વળી અમેરિકામાં ચલણના ફુગાવાને લઈને તેને મળતી કાચી ચીજો ઘણી મોંઘી પડે છે તેમાં વળી ઉત્પાદનનું ખર્ચ વધ્યું છે

પ્રેસિડન્ટ ટ્રુમેને કોંગ્રેસને આપેલા સંદેશા પછી રિપબ્લિક પક્ષ માર્શલ યોજનાનો બીલકુલ વિરોધ કરશે નહિ. અમેરિકન પરદેશ-નીતિમાં આ બે મોટા પક્ષોને ખાસ તકરાર રહેશે નહિ. પણ દેશની આંતરિક નીતિ માટે તેમને ઘણા મતભેદો રહેશે. પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ મારફત ટ્રુમેને દેશ આગળ નવી યોજના ધરી છે તેમાં આવતા દશ વર્ષમાં અમેરિકન જીવન-ધોરણ સો ટકા સુધારી દેવાની વ્યવસ્થા માટે વચનો આપવામાં આવ્યા છે. તેમાં નાની રકમના આવકવેરા ભરનારાઓને રાહત મળશે અને કંપનીઓ પર વેરા વધારવામાં આવશે એવું જણાવવામાં આવ્યું છે રિપબ્લિકન બહુમતિ આ યોજના નહિ સ્વીકારશે, એટલે ટ્રુમેનને વર્ષની આખરના અરસામાં નવી ચુંટણી માગવી પડશે. વોલેસે જાહેર કરેલી પરદેશી રાજનીતિથી તેને મજૂર પક્ષો તરફથી ટેકો મળશે પણ તેમાંના કેટલાક ટ્રુમેને જાહેર કરેલી આ નવી નીતિથી જરૂર આકર્ષાશે. મજૂરી વધારે આપવી પડે ત્યારે કરો વધારી ઉત્પાદનમાં આ નીતિ પરદેશને આપવાની સહાયમાં અંતરાય રૂપ નીવડશે એમ કહી રિપબ્લિકન મહીવાદીઓ આનો વિરોધ કરશે એ નક્કી છે દેશમાં મતભેદો ભલે તેવા હોય છતાં પરદેશનીતિ વિષે અમેરિકનો લગભગ એકમત છે. વોલેસે રશિયા પ્રત્યે સહાનુભૂતિ ભર્યું વર્તન રાખવાની નીતિ જાહેર કરી છે પણ તેને સંગીન ટેકો મળે એવું દેખાતું નથી જગ્યાન ચલણનો ફુગાવો ઘટાડવા અમેરિકાના પ્રયાસો ચાલુ છે. યુરોપના દેશોને જોઈતી સહાયની વિગતનો રિપોર્ટ પારિસ કોન્ફરન્સ પાસેથી મળ્યા પછી અમેરિકાએ મદદની વિગતો જણાવી છે. યુરોપીય દેશો માગેલું લોખંડનું માત્ર વીસ જ ટકા અમેરિકા આપી શકશે એમ જણાવ્યું છે અને તમાકુ વિના તે દેશો ચલાવી લેશે એમ જણાવવામાં આવ્યું હતું છતાં તેમને તમાકુ આપવામાં આવશે. એવું અમેરિકાએ જાહેર કર્યું અમેરિકા તેની આર્થિક નીતિનું ધોરણ સારીરીતે જાળવી શકે તો જ આ સહાય આપી શકાય એમ ખાસ યાદ રાખવું જોઈએ.

ગ્રીસમાં જનરલ માર્કોસે ગયા ઓગસ્ટમાં સામે ચલાઉ સરકાર જાહેર કરી હતી પણ તેની સત્તા માત્ર કાગળ પરજ હતી. હવે એ

# પૂર્ણા



મોઢેરાનું સૂર્યમંદિર ]

[ પ્રચાર પ્રકાશન ખાતાના
સૌજન્યથી

અનુક્રમ

★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૨ ] ફેબ્રુઆરી, ૧૯૪૮ [ અંક, ૭

## મહાત્મા ગાંધીજીની માન્યતા અનુસાર
# જિંદગીનો શું અર્થ ?

ર. પ. મ.

વિલ ડુરન્ટે ૧૯૩૧ માં જગતના અગ્રગણ્ય મહાપુરૂષોને પત્ર લખી પ્રશ્ન પૂછ્યા "જિંદગીનો શું અર્થ ? ક્યાં પ્રેરક બળથી જીવન જીવી રહ્યા છો ? એમાં તમને ધર્મ સહાય રૂપ છે ? કેવી રીતે ? તમને શેમાંથી પ્રેરણા અને શક્તિ મળે છે ? તમારા પરિશ્રમનું ધ્યેય શું ? તમને શેમાં આશ્વાસન અને સુખ મળે છે ? તમારો પારસમણિ ક્યો છે ? ટુંકમાંજ લખવું હોય, તો તેમ લખી જવાબ મોકલશો અને બને તો વિસ્તારપૂર્વક અવકાશે ઉત્તર મોકલશો, કારણ કે તમારો પ્રત્યેક શબ્દ મારે મન અતિ કીમતી છે.

વ્યક્તિ તથા સમાજને કેળવવા માટે વર્તમાન જગતમાં કોઈ પણ કરતાં વધારે ધર્મ શક્તિવાળા મહાપુરૂષ ગાંધીજીએ જવાબ લખ્યો.

"૧ દિવ્ય વિભૂતિનો અંશ હોવાથી, જિંદગી મારે મન સત્ય છે

૨ રૂઢિમાન્ય નહિ પણ વિશાળતમ અર્થનો ધર્મ મને પરમ વિભૂતિની ઝાંખી કરવામાં સહાયરૂપ છે પૂર્ણ નૈતિક વિકાસ વિના આ ઝાંખી અશક્ય છે આ કારણે મારે મન ધર્મ અને નીતિ એકજ વસ્તુ છે

૩ મુક્તિ માટેની સાધના એ મારા જીવનનું પ્રેરક બળ

૪ આ માટેના પરિશ્રમને લઈને મને જીવનમાં પ્રેરણા અને શક્તિ મળી રહે છે

૫ ધ્યેય ઉપર જણાવ્યું છે

૬ પ્રત્યેક જીવન્તની સેવા કરવામાં મને આશ્વાસન અને સુખ મળી રહે છે. કારણ કે સર્વ પ્રાણીઓનો સરવાળો તેજ પરમ વિભૂતિ છે

૭ અજ્ઞાન અને પાપના બળ સામે ઝઝૂમવું એ મારો પારસમણિ

શક્ય હોય તો મારે અવકાશે અને વિસ્તાર પૂર્વક ઉત્તર મોકલવો એમ તમે જણાવ્યું છે પણ કમનશીબે મને અવકાશ નથી તેથી વિસ્તારપૂર્વક લખવું અશક્ય છે

લિ.

મો. ક. ગાંધી

# ભારે કરી

માળા ઓખી ડોસાએ તો ભારે કરી!
એની આંખે એવી તો માનવતા ભરી!
એની વાણીએ દુનિયાને તાબે કરી;
તાબે કરી, એણે ભારે કરી, ભારે કરી–માળા
એતો નાના મોટાને ન જુદા ગણે,
મોટા ચમ્મરબંધીને ઝૂઠી ભણે,
એને કોઇની યે શેહ નથી પડતી જરી,
પડતી જરી, ભારે કરી, એણે ભારે કરી–માળા
એની વાતો છે દુનિયાથી ઊંધી બધી,
એને કોઈના બાપાની પરવા નથી,
તોયે બામણથી ભંગીની સાચી કરી,
સાચી કરી, ભારે કરી, એણે ભારે કરી–માળા
એક લંગોટી ભેર બાપુ ફરતા ફરે,
હાય દુનિયાના દુખિયાની હૈયે ધરે,
તોયે હાસ્યે વાલીડાની આંખો ભરી,
આંખો ભરી, ભારે કરી, એણે ભારે કરી–માળા
મૂઠી હાડકાનો કેવો એ દીસે માળો!
એને રોજે અપવાસો કરવાનો ચાળો,
તોયે કાળથી લડે છે એ બાથો ભરી,
બાથો ભરી, ભારે કરી, એણે ભારે કરી–માળા
દાંત તોડે બીજાના, ને પોતે બોખો,
પાપ ધોતો જગતના, ને પોતે ચોખ્ખો,
કાલા શબ્દોમાં કેવી છે જાદુગરી!
જાદુગરી, જાદુગરી, એણે ભારે કરી–માળા
એને રોમે રોમે શી પ્રભુતા ભરી!
એની સહાયે સદાયે રહેજો શ્રીહરિ!
એને મસ્તક નમાવીએ ફરી ફરી!
ફરી ફરી, ભારે કરી, એણે ભારે કરી–માળા

રમેશનાથ રંગનાથ ગૌતમ

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો

રમણલાલ વ. દેસાઈ

## ૧૪

સાહિત્યમાં પણ યુગ હોય છે, પડ હોય છે, સપાટીઓ હોય છે અમુક છાપ અમુક યુગને ઓળખાવે, અમુક વલણ કોઈ સાહિત્ય પડને ખુલ્લું કરી આપે; કોઈ પ્રકારની સ્પષ્ટ વિશિષ્ટતા સાહિત્યની અમુક સપાટીની પીછાન પણ આપણને આપે.

કાનુડો શું જાણે મારી પીડ
બાઈ અમે બાલકુંવારાં રે

એ મીરાંબાઈનું પદ—મીરાંનું હોય કે ન હોય તોય—કૃષ્ણ ભક્તિથી પ્રેરાયેલા સાહિત્યયુગને જરૂર સ્પષ્ટ કરશે. મ્હારા બાળપણમાં એ ગીત ગવાતું મ્હને યાદ છે પરંતુ ત્યારે મ્હને કે શીનોરમાં કોઈ ને પણ ભાગ્યે જ ખબર હશે કે ગુર્જરકવિતાનો નવન યુગ—અક્ષરયુગ શરૂ થઈ ચૂક્યો હતો, અને એ યુગની કલગી સમા કલાપી અને ન્હાનાલાલે પ્રેમ લેખનની શરૂઆત કરી ગુજરાતનું ધ્યાન ખેંચ્યું પણ હતું

'હસતે હાથે તે નાથ મંદીરા વધાવજો'

એ ન્હાનાલાલ લખે, મીરાંબાઈ નહીં અને યુગ જુદા દેખાઈ આવે છે નવીનતાનો પ્રવેશ ત્યારે શીનોરમાં નહોતો. શીનોર દયારામથી સંતુષ્ટ હતું, વલ્લભથી સંતુષ્ટ હતું' એ બંને કવિઓની ગરબીઓ અને ભજનો, અને પ્રેમાનન્દ ભામણનાં આખ્યાનો વાર્તાઓ કરવા આગળ જવાની જરૂર શીનોરને દેખાઈ ન હતી

આત્મલક્ષી કે પરલક્ષી, સ્વાનુભવરસિક કે સર્વાનુભવરસિક, ઊર્મિમય કે ચિંતનમય, લોકભોગ્ય કે પંડિતભોગ્ય કવિતા હોઈ શકે કે કેમ એવા સવાલો શીનોરની જનતાને જાગતી ન હતી—આજે પણ શીનોરને એ ચર્ચાઓમાં બહુ રસ નહીં હોય. પરંતુ ત્યારે તો સાહિત્ય સર્વગમ્ય, સર્વભોગ્ય અને સર્વપ્રિય હોવું જ એવી ભાવના ઝાંખી ઝાંખી પ્રવર્તતી હોવી જોઈએ. ભાગવતની સપ્તાહ, રામાયણનાં વાંચન, ભારતની કથા, ઓખાહરણનાં આખ્યાન, દયારામની ગરબીઓ એ સર્વ સાહિત્યનું લોકાભિમુખપણું જ પ્રત્યક્ષ કરતાં હતાં. અક્ષરયુગમાં સાહિત્ય અમીરાત પામતું બન્યું હતું, સાહિત્યના રસાસ્વાદ માટે અધિકાર માગતું હતું' કવિ જનતાના હૃદયમાં ઉતરે એના કરતાં જનતા કવિહૃદય સુધી ઊંચે એવી અક્ષરયુગની માગણી હતી. સાહિત્ય સામાન્યતા માટે હોય જ નહી એવી માન્યતા સાહિત્યને અસ્પૃશ્યતા આપતી હતી.

આવી માન્યતાઓનાં ગોળ' સાહિત્યની દુનિયામાં આવ્યા કરે છે સાહિત્ય અતિ છીછરું, નમ્રતાઓના આવર્તન સરખું બની જાય ત્યારે તે ઊંડાણ શોધે છે અને એ ઊંડાણ પાતાળ બને કે અપવાદી સંકોચાયું બને ત્યારે પાછું તે રમતના રેશાઓ શોધી વળે છે એક સત્ય સ્વીકારવું રહ્યું જ કે જનતાથી બહુ દૂર જઈ સાહિત્યથી જીવાય નહીં જ. અને જનતાનું મહત્વ Democracy—પ્રજાસત્તાના ગાજતા પડઘાએ, Proletariat—શ્રમજીવીની ક્રાન્તિએ અને ભીખીજના સામર્થ્યને વિશ્વવ્યાપી બનાવી દીધું છે. વિજ્ઞાને 'રેડિયો' સાથી વાણીને પાછી ઘેર ઘેર અને શેરીએ શેરીએ ઉતારી છે. એટલે સાહિત્ય સમાજરંજન કરે કે ન કરે, પરંતુ તેણે સમાજરંજન તો કરવું જ જોઈએ. નહી તો કવિઓ અને સાહિત્યકારો ન સમજાય એવો વેદપાઠી પંડિતવર્ગ બની જાય અને સમાજ તેમને ખપનો નથી એવી ફરિયાદ કરવાના સંજોગો ઊભા થાય. સાહિત્યકાર ઘડી ઘડી સ્થળે સ્થળે કવિતા લખતો ભાટ કે પંડિતાઈના પડદા ઓઢી અદ્યથી અસ્પૃશ્ય રહેલો અગીઆળીઓ માત્ર બની રહેવો ન જોઈએ.

એ દૃષ્ટિએ હું વારવાર વિચાર કરતો રહ્યો છું કે સાહિત્ય એ શેરીમાં કહેવાતી માણભટની કથા કે મંદિરમાં ઉજવાતી ભાગવતની સપ્તાહમાં વધારે સારી રીતે પ્રગટ થાય ? કે ઓરડીમાં લખાતી અને છપાઈ તો વંચાતી કૃતિઓમાં વધારે સારી રીતે પ્રગટ થાય? કાવ્યપ્રાગટ્યને એકાંત ભલે જોઈએ, પરંતુ એકાંતમાં થયેલું પ્રાગટ્ય પણ સાર્વજનિક બનાવવાનું છે એ ભૂલાવું તો ન જ જોઈએ.

મુશાયરા, કવિસંમેલનો, ડાયરા અને નવોવાણી આપણને પાછા શેરીઓનાં સાર્વજનિક સાહિત્ય તરફ લઈ જાય છે એમ શું નથી લાગતું ?

હજી માણભટની ઉશ્કેરતી વાણી હું વીસર્યો નથી

મારો મારો રે સંભળાય.
ધરતી વાગતી ધ્રુજવા ને
ઉથલપાથલ થાય.
ભીમસેનની ગદા પડે ત્યાં
ભામી ભૂમિ થાય
મારો મારો રે સંભળાય.

ઊંચી કવિતા એમાં વાંચનારને નહિ લાગે. માણભટની ભાષા જરૂર સહુ શ્રોતાઓને ઉશ્કેરતી હતી એ હું ત્યારે અનુભવી શક્યો હતો. સાહિત્ય એ શબ્દ પણ છે, શબ્દોચ્ચાર પણ છે, શબ્દઘોષ પણ છે, શબ્દ સહિત-અભિનય પણ છે એ કદી વીસરવું ન જોઈએ એટલું તો મને લાગ્યા જ કરે છે.

મ્હારાં બાળપણનાં સાહિત્ય સંસ્મરણો આજ અણુમાત્ર રૂપ છે. પરંતુ એ અણુમાત્ર હજી ઘસાયાં નથી એટલે તે કોઈ સાચી વાણીના અણુકારા જ હોવા જોઈએ. એ અણુકારામાં હું ઉખાણાં સાંભળું છું.

અણુ અણુ પણ અમરો નહિ
કટ જનોઈ પણ બાંધણુ નહિ
એ ભૂલભૂલામણીમાં હાલરાં પણ સાંભળું છુંઃ

હાલા વ્હાલાં ને હલકી,
આંગણે વાવો ને રે ગલકી.

...     ..

ભાઈ મ્હારો ડાહ્યો,
પાટલે બેસી નાહ્યો,
પાટલો ગયો ખસી,
ભાઈ ઉઠ્યો હસી

Psychology ને આધારે અપાતા આજના શિક્ષણશાસ્ત્રીઓને ન ગમે એવાં હાલરડાં પણ ત્યારે હતાં.

હુઓ હુઓ બાવા પીપર આવ્યો,
ઢીમણીએ ડંગરો આવ્યો,
સુપડા જેવા કાન લાવ્યો.

એ પીપરની કલ્પનાએ મ્હને શી બૂરી અસર કરી તેનું અન્વેષણ થઈ શક્યું નથી. માનવ જાતમાં અને કુદરતમાં પણ 'પીપર' વસી રહેલા છે એ સત્ય અતિ સુંવાળી કેળવણીમાં દબાઈ ન જાય એ પણ ઇચ્છવા સરખું છે.

કમ્યુનિસ્ટો-સામ્યવાદીઓને ન ગમે એવો ધર્મનો નશો પણ બાળપણનાં હાલરડાંમાં ચઢાવાતો:

ઉધો મ્હારા હરિ ઘરે હાલો,
કાનો તું ત્હારા બાપને બહુ વ્હાલો, ઉધો
અને પ્રભાતિયાં તો ખરાંજ-મ્હોટે ભાગે નરસિંહ મ્હેતાનાંઃ

તને રોકી રહી ગણિકા, રજ જામ્યો પહો,
રસિયા રજનિ રહી રે થોડી,
નંદના નંદ તું થાને આળસ કરી,
નાગરા સાથ તેં પ્રીત જોડી.

અથવા

જાગ્યા કોઈ રે તને હરી ગુણ ગાતાં
આવડું આળસ ક્યાંથી રે
લવરી કરતાં નવરાઈ ન મળે
બોલી ઉઠ મુખમાંથી રે...

સંપર્ક મેળવી શક્યો મ્હોટા ભાગનું સાહિત્ય ધાર્મિક અને જનસમાજને સ્પર્શે એવું જ હતું. રડવું હોય ત્યાંય રોકવા નહી, હસવું હોય ત્યાંય રોકવા નહીં, વીર રસની ધૂન પણ સહુ સાથે જ લાગે, અને આશ્ચર્યમાં ઉતરીએ તોય સહુ સાથે જ, આમ જોતાં સ્વાનુભવ અને સર્વાનુભવ કેટકેટલા પાસે લાગે છે! માનવીની રચના જ એવી છે કે સ્વાનુભવ સર્વાનુભવના ભેદ તેના જીવનમાં કે સાહિત્યમાં બહુ રહેતા જ નથી.

શનોરમાં નાટક જોવાનાં મળતાં નહીં. ભવાઈ ખરી, પરંતુ તે જોવા જવાની મ્હને શનોરમાં સખ્ત મનાઈ હતી. માણભટની કથામાં જવાની છૂટ હતી. 'ભારત બેસાડવું' એમ કહેવાતું. મહાભારતની કથા સાથે એક વ્હેમ પણ જોડાયલો છે. બનતાં સુધી મહાભારતની કથા સાર્વજનિક સ્થળે જ કહેવાય—કોઈના મંદિર મકાનમાં નહી. કુરુક્ષેત્રની કતલ વર્ણવતું એ મહાન કાવ્ય ગૃહસ્થ ઘરમાં કંઈક આફત લાવે એવી માન્યતાથી તે નિષિદ્ધ મનાયું છે અને જાહેરમાં પણ કહેવાય ત્યારે એકાદ પર્વ અધૂરું જ રાખવું પડે, જેથી આખું સાંભળનારને માથે કુરુક્ષેત્રનો કોઈ ટુકડો તૂટી ન પડે! સર્વ વ્હેમોને વેગળા મૂકનાર ગીતાનું જેમાં સ્થાન છે એ મહાભારત પણ આવા વ્હેમનો ભોગ બની રહે છે. આજના સુધરેલા યુગમાં પણ વહેમ ઘટ્યા હોય એવું દેખાતું નથી. મહાભારત રામાયણ ગુજરાતીમાં જ લખાયલાં મનાતાં—જેના ઉપર કથા કરનાર વ્યાસજીની વાણી વિવેચનમાં પણ ઉતરી પડતી, અને શ્રોતાને અનુકૂળ રસ જમાવવામાં સહાય આપતી.

હું શનોર રહેતો ત્યારે મ્હને જનોઈ દેવાયું—પરંતુ તે મ્હારા પિતાના વતન કઠલાલ ગામમાં. ઉપનયન સંસ્કાર એ દ્વિજનો આવશ્યક સંસ્કાર. મ્હારાથી મ્હોટાં બ્હેન માણેક બ્હેનનું લગ્ન પણ એ જ સમયે થયું. મ્હારા પિતા પૂર્ણત: કુમળા છતાં અત્યંત સ્વમાની હતા. કુટુંબીઓને લાગ્યું કે બ્હેનની ઉમ્મર મ્હોટી થતી જાય છે, અને છોકરીની ઉમ્મર વધે એ પહેલાં લગ્ન કરી નાખવું જ જોઈએ. એની ચિંતા માબાપે તો કરવી જ જોઈએ. ઉપરાંત એ ચિંતા કરવાનો હક સગા સંબંધીને ખરો, પડોશીઓને ખરો, હિતસ્વીઓને ખરો અને આખી જ્ઞાતિને પણ ખરો! એમાં વ્યક્તિ અને સમાજની એકતાનું દર્શન થાય, પરંતુ ઘણી વાર એ સામાજિક ચિંતા વ્યક્તિને અણગમતી બની જાય છે અને નિંદાનું સ્વરૂપ ધારણ કરતી એ કાળજી કલેશરૂપ બની જાય છે. આજના યુગને એ પરિસ્થિતિ ભાગ્યે જ સમજાય. હવે સદ્ભાગ્યે જ્ઞાતિઓ અને વડીલો વ્યક્તિગત ચિંતામાં ઓછો ભાગ લે છે, અને છોકરીની લગ્નપાત્ર ઉમર બાર વરસ કરતાં ઘણી વધી ગઈ છે. પરંતુ ત્યારે તો બાર વર્ષની અવિવાહિત કન્યા એ માબાપની પરમ ચિંતાનો વિષય હતો.

મ્હારા પિતાએ એક બે સ્થળે તપાસ કરી, પરંતુ તેમને સંતોષ થાય એવું સ્થળ ન મળ્યું એટલે બનારસ જેટલે દૂર રહેતા નાગરોમાં તપાસ કરી, અને એટલે દૂર દીકરી નાખવાની વિરુદ્ધમાં આખું કુટુંબ હોવા છતાં તેમણે હિમ્મત કરી બનારસ સાથે લગ્ન સંબંધ બાંધ્યો—જે સંબંધથી હજી કોઈને નારાજ થવાનું કારણ મળ્યું નથી.

મ્હને જનોઈ દેવાયું એ મ્હને ઝાંખું ઝાંખું યાદ છે. ઉપવિતના ધાર્મિક મહત્વની મ્હને ત્યારે ખબર ન હતી—આજ પણ નથી એમ કહીએ તો ચાલે—જો કે એ પ્રસંગના સતત યાદીરૂપ જનોઈ હું આજદિન સુધી ધારણ કરી રહ્યો છું, અને એમાં મ્હને હરકત પણ આવી નથી અને નાનમ પણ લાગી નથી. સગાં ભેગાં મળે, સ્ત્રીઓ ગીત ગાય, ગાયના વાળ ઉતરે અને મિત્રો કે વડીલો માથે ટકોરા મારી આપણું ગદ્દલ વાગે, એમ

મસીપ્રસાદ—મામા આજ તો સદ્ગત છે, છતાં હજી તેમને અત્યંત ભાવપૂર્વક અમે બધાં યાદ કરીએ છીએ અને તેમનાં કુટુંબીઓને—પુત્રો પુત્રીઓને અત્યંત નિકટનાં સંબંધી માન્યા વગર રહી શકતા જ નથી. વિશ્વભરમાં ભ્રાતૃભાવના વ્યાપક બને એમ ઇચ્છતા નવા યુગે સ્થાપિત ગોસી ભ્રાતૃભાવની જૂની ભૂમિકા સાચવી રાખવી કે ઉખાડી નાખવી એનો વિચાર કરવા સરખો છે. અનેક નવીનતાઓ પ્રત્યે મને આકર્ષણ છે છતાં મને આવા જૂનવાણી સગપણ સબંધો ગમ્યા છે—અને બને એટલા સાચવવા મથું છું.

ઉપવિત એટલે ગુરુ ગૃહે જઇ જ્ઞાનપ્રાપ્તિના માટેના અધિકારનું ચિહ્ન. જ્ઞાનપ્રાપ્તિના નવા માર્ગો હવે ખુલ્લા થયા છે અને દ્વિજનો જ એ અધિકાર છે એવી માન્યતા ચાલી ગઇ છે. સહુને—સ્ત્રી પુરુષને બ્રાહ્મણ તેમજ શુદ્રને જ્ઞાનપ્રાપ્તિનો અધિકાર છે એટલું જ નહીં પણ જ્ઞાનપ્રાપ્તિનો હક છે અને સમાજે કહો કે રાજ્યે એ હક પાલનના સાધનો અવશ્ય આપવાં જ જોઇએ એવી ભાવનાથી આજનો યુગ રચાયો છે એ સ્પષ્ટ છે, આવશ્યક છે. જન્મે શુદ્ર અવતરેલાને પણ સંસ્કારદ્વારા દ્વિજ બનાવવો એ સાચો ધર્મ છે એમાં શક નથી. ઉપનયન સંસ્કારના વિધિનું મહત્વ હવે રહેલું નથી એ પણ સાચું. પરંતુ મ્હારી બાલ્યાવસ્થામાં જ્ઞાન પ્રાપ્તિની એક પ્રથા મને સતત આશ્ચર્ય પમાડવા કરતી હતી.

દ્વારે આવી માગનાર ખાલી હાથે ન જ જાય એ ગૃહસ્થ ધર્મનું ચિહ્ન ત્યારે સમજાવવું હતું. માગનારમાં રાવણીયા હોય, વાઘરી હોય, જાતજાત રહિત ભિખારી હોય કે ઇસ્લામી ફકીર હોય, કે શરીરમાં સોયા ખોસી રૂધિર વહાવતો નાનકશાહી હોય, ખુપરમાળ ધમકાવી અને સતત અભિમાન રાખતો ચિત્રવિચિત્ર પહેરવેશ વાળો કાપાલિક હોય કે ભગવી ટોપી પહેરી, 'સતનામ' સાહેબ બોલતો કબીરપંથી હોય, ત્રિપુંડ તાણેલો પ્રતિષ્ઠિત લાગતો વિપ્ર હોય, કે તેલભર્યો 'તેલીયો રાજા' હોય કે એક નાગ કે ગાયસુદ્ધાં સાથે શેરીએ શેરીએ ફરતો ભિક્ષુક હોય, એ સર્વને ખાલી હાથે કાઢી શકાય જ નહીં એવી મા-બાપની ભાવના અને જુવાર ભરેલું એક ગાડવું સતત ઓરડામાં ભરી મૂકેલું જ હોય. જે આવે તેને મુઠી ભરીને—અને ઉદારતાનો આવેશ આવે તો બે ત્રણ મુઠી ભરીને જુવાર આપવાની ક્રિયા પણ પ્રભાતમાં ઘણો ઠીકઠીક સમય લેતી હતી. માગનારને આપવું એ એક પ્રકારની રમત પણ બની ગઇ હતી એમ કહીએ તો ચાલે.

કેટલાક માગવા આવનાર એવા પ્રતિષ્ઠિત અને પૂજ્ય પણ હતા કે તેમને ઘરમાં બોલાવી પાટલે બેસાડવા પડે. તેઓ સહુ કુટુંબીઓની ખબર પૂછે, કોણ ક્યાં છે તેની તપાસ કરે, મ્હારાં માસી અને દાદા પાસે જ્ઞાનની, જ્યોતિષની, વૈદકની વાતો કરે અને થોડા દાણા અને ઉપર એકાદ પૈસો મૂક્યો હોય તો તે લઇ પ્રસન્નચિત્તે સહુને આશીર્વાદ આપતા ચાલ્યા જાય. અઠવાડિયે પંદર દિવસે એકાદ જ્યોતિષી કે વૈદ આમ આવી જાય અને આખા ઘરનું સન્માન પામી ભિક્ષા લેઇ જાય.

એમાં જો કોઇ સન્યાસી હોય તો તેની ભિક્ષા સામે મનમાં પણ વિરુદ્ધ અભિપ્રાય ન જ અપાય એવી વડીલોની આજ્ઞા. માગનારને કડવું વેણ ન કહેવાય. સાધુ સંતને પગે લાગીને જ ભિક્ષા અપાય. બ્રાહ્મણ હોય તો તે 'ગોર' ને વધારે નમવું જોઇએ, અને સન્યાસીને તો બધાથી વધારે પૂજ્યભાવ દર્શાવવો જ જોઇએ. સન્યાસીની નારાજી—મહાન આપત્તિ નીવડે એવો ભય પણ ખરો. હું દુખી છું એવું દર્શાવવાની ઇચ્છા કદી

કરી નથી અને સમાજના નાગરાઘોષ મ્હામે વ્યક્તિગત દુ:ખની વાત આગળ કરવાનો અર્થ પણ નથી. જગતને પ્રસન્નતા અર્પી જ સુખ દર્શાવવાનો મ્હારો આજદીન સુધીનો આગ્રહ છે. જ્યાં હ્રદયને ઘા કરતાં દુ:ખ આવી પડે છે એ તો ચોક્કસ જ છે. માનવીને નસીબે સર્જાયલાં સંકટોમાં મ્હને પણ હિસ્સો નથી મળ્યો એમ રખે કોઈ માને. એવા પ્રસંગે હજી મ્હને કદી કદી યાદ આવે છે કે રખેને કોઈ સન્યાસીની નામરજી તો મ્હેં બાળપણમાં વહોરી લીધી નહીં હોય — જો કે હું જાણું છું કે સાચો સન્યાસી કદી કોઈને શાપ આપે જ નહીં !

એ સર્વ ભિક્ષુકોની શ્રેણીમાં મ્હારૂં વિશિષ્ટ ધ્યાન ખેંચતો એક ભિક્ષુકસ્વર હજી પણ મ્હારા મનમાંથી ખસતો નથી

'વિદ્યાર્થીના આશિર્વાદ!'

ભિક્ષા મળતાં પહેલાં જ આશીર્વાદ મળતા અને તે વિદ્યાર્થીના ! હું પણ વિદ્યાર્થી હતો. એ ભિક્ષા માગવા આવનારમાં કોઈ મ્હારો પરિચિત વિદ્યાર્થી પણ નીકળી આવતો. મ્હને પણ કદી કદી થતું કે આમ ઝોળી લેઈ 'વિદ્યાર્થીના આશિર્વાદ' નો લલકાર કરી નીકળી પડવામાં મઝા તો આવતી જ હશે. પરંતુ તે મ્હારાથી બને એમ ન હતું. ભિક્ષા માગવાનો બ્રાહ્મણોનો હક સમાજે સ્વીકાર્યો હતો એ ખરૂં, પરંતુ હું નાગર બ્રાહ્મણ—વડનગરો અને તેમાંયે પાછો ગૃહસ્થ ! ગૃહસ્થ નાગરથી હાથ લાંબો થાય નહીં, દક્ષિણા લેવાય નહીં અને દાન પણ લેવાય નહીં ! એટલે આયમિક અયાચકવૃત્તિ આવી ભિક્ષાનો મ્હને નિષેધ જાહેર કરે

ઉપરાંત એવી રીતે આશીર્વાદ આપતા વિદ્યાર્થીઓ કોઈ ગુરૂને ઘેર રહી ગુરૂની પાઠશાળામાં સંસ્કૃતનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ હતા. હું ન ગુરૂને ત્યાં રહ્યું, ન પાઠશાળામાં ભણ્યું અને સંસ્કૃત તો આજ દીન સુધી મ્હને અજાણ્યું છે.

છતાં એ આશીર્વાદ આપતા વિદ્યાર્થીઓનું ચિત્ર હું ભૂલી શક્યો નથી. ગુરૂને ઘેર રહેવું એ આવા વિદ્યાર્થીઓની કેળવણીનું આદિ અંગ. ચોવીસે કલાક ગુરૂ શિષ્યનો અંગત સંબંધ પ્રત્યક્ષપરોક્ષ ચાલતો જ હોય.

આ ગુરૂનું ઘર એટલે કોઈ મ્હેલાત, બગલો કે વિશાળ ભવન નહીં. આંબા વૃક્ષ પર, શિવાલયની ધર્મશાળાનો એકાદ વિભાગ, અગર પાણસભર્યું અને માટીથી સમારેલા ઘર નામને યોગ્ય પણ આજ ન કહેવાય એવાં ખાંડવાં

ઘર આખું સાફ કરવા માટે નોકરો નહીં. વિદ્યાર્થીઓ જાતે જ સ્વચ્છતા રાખે વાસીદુ પણ વાળે.

વિદ્યાર્થીઓને બેસવા માટે ખાસ ખુરસી નહીં—દર્ભની આસનીઓ કે કામળાની ચીંથરાની બનાવેલી ગાદડીઓ. ગુરૂ પણ તેના ઉપર જ બેસે.

ન્હાવા માટે અલગ 'બાથ રૂમ' નહીં, સાબુ નહીં, ક્રીમ નહીં, માથે નાખવાનું તેલ નહીં, ઉન્હાં ઠંડાં પાણીની ડોલ કે કુંડીઓ નહીં, અંઘોળી નહીં, ફુવારો ટર્કીશ ટુવાલ નહીં. આજના વિદ્યાર્થીને જેના વગર ચાલે નહીં એવું કશું ત્યાં નહીં. સવારે વહેલા ઉઠી નર્મદા સ્નાન કરી લેવું, ધોતું પંચું તરણું, પોતાનાં લુગડાં પોતે નીચોવી, ઝગઝગાવી સુકવવાં અને દેહશૃંગારમાં ત્રિપુંડ તાણવું એ સિવાય સ્નાનનો બીજો કશો વિધિ જ નહીં

ભોજન પણ કોઈ 'મહારાજ' કે 'બાઈ' ન કરી આપે. ગુરૂપત્નીના હાથે જે રસોઈ થાય તે જમી લેવાની અને તેમાં એ સારા વિદ્યાર્થીઓએ સહાય આપવાની, વળી એ ભોજનનો આધાર પણ ભિક્ષા ઉપર જ ! વિદ્યાર્થીઓ ટોળાબંધ ઓફવાઈ, ગામમાં ઝોળીઓ લઈ અમુક અમુક લત્તામાં નીકળી

પડે. વળી, પારીધારી, સ્વધર્મ પાળતા બ્રાહ્મણો ભિક્ષા જરૂર માગે. અમુક અમુક ઘર નક્કી થઇ ચુક્યાં હોય કે જ્યાંથી ભિક્ષા તેમને મળીજ રહે. મુસલમાન, અંત્યજ, હલકી વર્ણ, વિધવા ગરીબ કે સામાન્ય બ્રાહ્મણ જેવા કોઇને ઘેર ભિક્ષા માગવા ન જવાય.

ભિક્ષામાં અન્ન પણ ઉંચી જાતનું ભાગ્યે જ મળે. ઘણાં ઘરમાં ભિક્ષા આપવા માટે કરી રાખેલું અન્ન મુખ્યત્વે જુવાર અને કઠોળમાં વાલ! ઘઉં ઘરમાં પણ નિત્ય ખવાતા નથી. બાજરો એ નિત્યનો ખોરાક. પક્કી રસોઇ એટલે સારી, ઉંચી, તહેવારને પાત્ર રસોઇ ગણાય.

અને એમ પણ સાંભળ્યું છે કે ચરોતર બાર ગામના નાબરોને બનતાં સુધી સુધરેલું સુરત કે છેવટ અમદાવાદ કન્યાઓ આપતાં પણ બાર સંકોચ સેવતા! કારણ એટલું જ કે સુરત અમદાવાદની પક્ષથી ટેવાયલી છોકરીઓને બાજરીની રોટલી જમવાનો ચરોતરમાં પ્રસંગ મળે માટે!

આમ. વિદ્યાર્થીઓ બહુ ઉંચું અનાજ પણ ભાગ્યેજ પામતા. ગુરૂ કે કોઇ પ્રતિષ્ઠિત વિદ્યાર્થી ખાસ ચોખા માગી લે—અને તે ચોખા પણ આજના જેવા ઉજળા નહીં જ!

કોઇ ધનિક બ્રહ્મભોજન કરાવે ત્યારે વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન મળે!

અને સ્વાદમાંથી વૃત્તિ કાઢી નાખવાનો ગુરૂનો નિત્ય ઉપદેશ તો ચાલુ જ હોય. એટલે મહિનામાં બે મોટી 'ફીસ્ટ,' બે અર્ધ 'ફીસ્ટ,' નિત્ય પૂરી, દૂધ, શાક, દાળભાત, અને ફરતા ફરતી મીઠાઇઓ જમતા આજના વિદ્યાર્થીઓ અને મ્હારા બાળપણના મિસાલ દેઇ કરી અભ્યાસમાં રત રહેતા પ્રાચીન પ્રણાલિકાના વિદ્યાર્થીઓ વચ્ચેનો જીવન પલટો હું જોઇ શકું છું એ બેમાં શું સારૂં!

---

## દાસ્તાન-એ-હયસ્તાન

—લાહોરમાં મંદિરો માટે પૂજારીઓ મળતા નથી, એક મંદિર દેરાણ બજારમાં શિવાલય આવેલું હતું તેના સંરક્ષક દક્ષિણાચાર્યને મોકલે ગયા, ને મંદિર હોટલમાં પલટાઇ ગયું. આમ પાકિસ્તાનમાં ભગવાનની દશા આપણાથીએ ભૂંડી છે. કોઇની કોઇ કોઇ મૂર્તિ 'હવાઇ જહાજ' માં બેસી નાસે ભાગ જાય છે ને કોઇ કોઇ સાગરના ઉંડાણમાં સ્નાને માટે પેઠી જાય છે. શિવલિંગો ખસેડવા નહિ માટે તેને ફરતી દીવાલો ચણી લેવાય છે. આમ દેવ-દેવતા પણ બેઘરબાર થવા માંડ્યા છે. બાકી રહ્યાં પડ્યા છે ત્યાં પણ તુલસી-ક્યારો ક્યાંય દેખાતો નથી. એ નામનો છોડ હિન્દુસ્તાનમાં હશે, અહીં સિંધમાં તો દેખાતો નથી. પારેવા પણ ક્યાંય દેખાતા નથી. આપણી સાથે હિજરત કરીને હિન્દુસ્તાનમાં આવી વસ્યાં હશે એ વાત મનાય એવી નથી પણ 'શહીદ' તો જરૂર થયા હશે. આમ મનુષ્યો તો ઠીક પણ 'પારેવા' નું અહીંથી અદ્રશ્ય થવું એ ખાસ મહત્વની ને ચોંકાવનાર ઘટના ગણાય. ગુજરાતના કોઇ પક્ષી-પ્રેમી ઇતિહાસકારે 'પારેવા' નામની કોઇ પક્ષીજાતિ સિંધમાંથી ક્યારે ગઇ ને ત્યાંથી કેમ અલોપ થઇ તેના ગુપ્ત ભેદો શોધવા પડશે.

—પ્રભમાંથી (કરાચી)

[“અતિથિ” માંથી

# ઈંગ્લૅંડ જઈ ભણી આવેલા

પ્રોફેસર આનંદરાવને હું ભૂલી શકું તેમ નથી. ઇજનીયરીંગ કૉલેજમાં મીકેનીકલ ઇજનીયરીંગના પ્રોફેસર હોવા છતાં તે પોતાનાજ વિષય સિવાય બીજા બધા વિષયો જાણતા હતા. વિલાયતમાં અઢાર વર્ષ કોલસાની કોઈ કોઈ ખાણના તાબામાં રહ્યા હશે અને પોતાના વિલાયતવાસનો એમને ઘણો ફાંકો હતો. વિલાયતનો મોટો વાઘ પણ એમના આગળ વણુને મારી શકતો ન હતો અને વિદ્યાર્થીઓ તેનું કારણ એમનાં કોલસાના ખાણનું કામકાજ ગણતા હતા. ક્લાસમાં પોતાના વિષય પર વ્યાખ્યાન આપતી વખતે છોકરાઓને પૂર્ણીથી બીજી બાજુ દોરવી દેવાની એમનામાં સિફત હતી. એક દિવસ એક અટપટો પ્રશ્ન લઈ એક છોકરો એમની પાસે ગયો.

"શું તને આ નથી આવડતો?" પ્રોફેસર બોલ્યા.

"ના સાહેબ, કંઈ સમજણ પડતી નથી"

"વારુ, એકવાર ફરી ગણી જુઓ અને નહીં થાય તો કાલે ૪ વાગ્યે મને મળો"

છોકરાએ બીજે દિવસે બપોરે પ્રોફેસર આનંદરાવને ૪ વાગ્યે શોધવામાં કસર ન રાખી પણ પ્રોફેસર તો મળ્યા જ નહીં. કોઈ બીજા આગામી ક્લાસના છોકરાએ પેલા ભાઈને સૂચવ્યું કે માથાકૂટ મૂકીને દાખલો કોઈ બીજા પાસે સમજી લે.

પ્રોફેસરનું પરાક્રમ આવું હોવા છતાં પણ પગાર પૂરા પંદરસો રૂપીઆનો લેતા હતા તથા વિલાયતના સેંકડો સરટીફીકેટ અમને બતાવ્યાં હતાં. અંગ્રેજ પ્રીંસીપાલની સાથે તકરાર થવાથી એમને પાણીચું મળ્યું. એક ઉત્તર ભારતની કૉલેજમાં સરટીફીકેટોને લીધે જગ્યા મળી ગઈ પરંતુ ત્યાં એમને ઇજનેરીના ગણિતનો વિષય સોંપાયો. પ્રોફેસર ગુંચવાયા પરંતુ એક માણસ શોધી કાઢી તેની પાસે લેક્ચર લખાવી અમે તેમ એક વરસ ખેંચી કાઢ્યું. અંતે ત્યાંથી પણ પાણીચું મળ્યું.'

મારા જ્યોતિષને માટે પ્રોફેસરને ઘણું માન હતું. ઉત્તર ભારતથી આવ્યા બાદ તેઓ મને મળ્યા અને કહ્યું, "ભાઈ, હવે ક્યાં જઈશ?"

એમના ગ્રહ તપાસી મેં કહ્યું, "સાહેબ, તમને કોઈ સરકારી ખાતામાં સારી જગ્યા મળશે એમ લાગે છે"

લડાઈ શરૂ થઈ ગઈ હતી અને તેજ સર્જન જુના સરટીફીકેટો પ્રોફેસરની વ્હારે ધાયાં અને પ્રોફેસરને એરોડ્રોમમાં ઇજનેરની નોકરી મળી અને નાગપુરમાં જ મૂકાયા. એક દિવસ એમણે મને નાગપુરમાં જોઈ તે ઘણા ખુશ થઈ ગયા અને અવારનવાર પોતાની મુંઝવણ ભવિષ્ય પૂછી દૂર કરાવતા. એક દિવસ પ્રોફેસર ઘણા ગભરાટમાં મારી પાસે આવ્યા અને બોલ્યા, "ભાઈ, મારે જોધપુર જવાનું આવ્યું છે ત્યાં ચીફ ઇજનેર આવવાનો છે અને એરોડ્રોમ વીજળીકરણની બાબતમાં ચર્ચા કરવાની છે"

"સાહેબ, તો ઉપડી જાઓ"

"શું ઉપડે પત્થર, હું ઇલેક્ટ્રીક એન્જીનીયરીંગમાં શું જાણું? જો તો ખરો ગ્રહ કેવા છે? પાણીચું મળે તેમ તો નથી?"

મેં ગ્રહો જોઈ કહ્યું, 'સાહેબ ગ્રહો મજબૂત છે કંઈ વાંધો નથી.'

"આ ગ્રહોના બળ પર જ જાઉં છું. જો બધું ઠીક હશે તો મેં તાર કરીશ

બધું સલામત છે અને મારી પત્ની તને તાર મોકલી આપશે."

"હા, હા, તમે ખુશીથી જાઓ જરા પણ ગભરાતા નહીં'

પ્રોફેસર તો જોધપુર ગયા અને ત્રીજે દિવસે 'બધું સલામત' નો તાર આવી ગયો હું પણ વિચારમાં પડ્યો કે પ્રોફેસરે શું દાવ ખેલ્યા હશે. દશ દિવસ પછી પ્રોફેસર પાછા આવ્યા અને ખૂબ ખુશ હતા.

કેમ સાહેબ શું થયું?

'અરે, પેલો તો મારા કરતાં પણ વધારે મૂર્ખ નીકળ્યો."

'પછી શું થયું?

'મેં કહ્યું આપ ભાઈ ઉમરમાં, આપણે બેઉ સરખા. એક તરતના પાસ થયેલા ઈજનેરી ગ્રેજ્યુએટને રોકી બધું લખાવી લીધું અને હમે બન્નેએ દસ્તખત કરી પાડ્યા.' હો...હો' પ્રોફેસર જોરથી હસી પડ્યા.

હું પણ હસી પડ્યો અને હજુ પણ પ્રોફેસર જ્યારે યાદ આવે છે ત્યારે આરબની મસિહારી પર હું વારી જાઉં છું



મહત્તા પ્રાપ્ત કરેલા માણસને નિંદારૂપી કર આપવો પડે છે-

પૈસા વિનાનો માણસ ગરીબ છે, એ ખરું; પરંતુ જેની પાસે પૈસા સિવાય બીજું કશું નથી, તે વધારે ગરીબ છે.

# સ્ત્રી

★
રસિકલાલજી પરાગજી મહેતા

અનેક સદીઓથી તત્ત્વચિંતકો સ્ત્રીના વિશિષ્ટ ગુણોનું વર્ણન કરતા આવ્યા છે મનુષ્યોના ગુણોના વિભાગ કરી અમુક સ્ત્રી ગુણો અને બીજા પુરુષ ગુણો છે, એમ તેમણે નિર્ણય કર્યો છે. હજી આજ પણ એ વિભાગના મૂળ વર્ગીકરણના સિદ્ધાંતને સામાન્યતઃ સ્વીકારી લેવામાં આવે છે, પરંતુ સમાજશાસ્ત્રીઓની શોધખોળના પરિણામે એ માન્યતા ક્રાંતિકારક પરિવર્તન પામી છે.

મૂંડે મૂંડે ભિન્ન મતિ, તદનુસાર જુદા જુદા વિચારકોએ સ્ત્રીનો મુખ્ય વિશિષ્ટ ગુણ જુદો જુદો ગણાવ્યો છે. હીમેન્સ ભાવુકતા—ઊર્મિલતા સ્ત્રીનો મુખ્ય ગુણ ગણે છે, જીના લોમ્બ્રોસો આત્મરતપણું સ્ત્રીગુણોમાં પ્રથમ મૂકે છે, લીપમેન ભેદ્યતા Vulnerability ને પ્રથમ સ્થાન આપે છે, ત્યારે ફ્રોઇડના અભિપ્રાય પ્રમાણે શાંત અભિલાષાઓ એ સ્ત્રીમાં રહેલો વિશિષ્ટ ગુણ છે. આ પ્રમાણે દરેક વિચારકોના મતો જુદા પડે છે એટલું જ નહિ પણ બીજા સ્ત્રી ગુણો વિષે પણ તેઓ એકમત થઈ શકતા નથી. સહનશીલતા, ભાવુકતા, સિદ્ધિ વિષે નીરસતા, અંગત સબંધમાં વિશેષ ઊર્મિલપણું અને સ્વાભાવિક પુત્રૈષણા એવા સ્ત્રી ગુણો માટે દરેક વિચારકોના મતો જુદા પડે છે. કોઈ એક પર વધારે ભાર મૂકે છે તો બીજાઓ બીજા ગુણોને મહત્વ આપે છે.

વિદ્યાર્થીઓના મોટા સમૂહોની ઝીણવટ ભરી તપાસ કરી બે અમેરિકન વિચારકોએ નિર્ણય આપ્યો છે કે સંપૂર્ણ સ્ત્રીત્વ દુનિયામાં નથી. ઘરઅંગણું, કલાવિષયક અને ઓછો શ્રમ માગતા ધંધાઓ સ્ત્રીઓ સામાન્યતઃ પસંદ કરે છે. પુરુષો કરતા સ્ત્રીઓ વધારે સહાનુભૂતિવાળી, પ્રેમાળ અને દયાળુ હોય છે એમ તેઓ માને છે અને વધારામાં જણાવે છે કે સ્ત્રીઓ એકંદરે વધારે નીતિમાન હોય છે અને તેમની ભૂલો તેઓ મુક્તપણે સ્વીકારે છે.

સ્ત્રીપુરુષોના ગુણો અને સ્વભાવનો આધાર સમાજમાં તેને મળેલા સ્થાન ઉપર રહે છે, એમ તેઓ માને છે સ્ત્રીઓ તાબેદાર જાતિ હોવાથી, તેમને ઘરકામ કરવું પડે છે અને કુટુંબની સંભાળ રાખવી રહે છે. સગવનમાં શાંત, સહનશીલ રહેવી હોવાથી, તે નિષ્કલંક, પવિત્ર, ઓળખાણોથી અને શરમાળ હોય છે. પરણિત જીવનમાં તે પતિ કરતાં ઓછી ઉમ્મરની હોય છે અને તેની સુંદરતા અને મોહકતાના પ્રમાણમાં તેની કદર થાય છે, એટલું જ નહિ પણ ઘણીવાર તો તેને ઢીંગલી જેવી ગણી લેવામાં આવે છે. આવા જીવનથી તેની બુદ્ધિ ઉતરતી પંક્તિની થઈ છે અને તેની અભિલાષાઓ કૌટુમ્બિક જીવનમાં મર્યાદિત રહે છે, શારીરિક શક્તિનો સંપૂર્ણ વિકાસ થતો નથી અને તે એક પતિત્વમાં વધારે માને છે શોધખોળ કરનારાઓએ દાખલા આપી પુરવાર કર્યું છે કે જે સમાજમાં પુરુષ તાબેદાર જાતિ છે, ત્યાં પુરુષોમાં ઉપર્યુક્ત સર્વે સ્ત્રી ગુણો જોવામાં આવ્યા છે લગ્નમાં તે નાની ઉમ્મરનો, તેની સુંદરતાના પ્રમાણમાં તે લાયકાતવાળો, શરમાળ અને સામાન્યતઃ તે એક પત્નીત્વ ચાહતો જણાયો છે

સ્ત્રી અને પુરુષોમાં રહેલા ગુણોની ભિન્નતાનો આધાર કોઈ મૂળગત તફાવત પર રહ્યો નથી પણ માત્ર આકસ્મિક છે એમ માર્ગરેટ મીડ માને છે. સહનશીલતા, શ્રમ,

વાત્સલ્ય વિ. સ્ત્રીભાવો ઘણા પુરુષોમાં પણ જોવામાં આવે છે જ. સ્ત્રી ગુણો અને પુરુષ ગુણો ભિન્ન પાડવાને કોઈ ચોક્કસ સિદ્ધાંત અખત્યાર થઈ શકે નહિ.

ઐતિહાસિક કારણો અને શારીરિક તફાવતને લઈને સ્ત્રીઓ વધારે દૃઢ, પવિત્ર સહનશીલ અને વધારે વાત્સલ્યવાળી હોય છે, પરંતુ પુરુષને પગરણ હોવાથી તે વધારે પ્રાગલ્ભ્ય-વાળો અને દાંભિક બની ઉત્તરપંઠી કરતા શીખી છે. આમ તેની બુદ્ધિ તીવ્રતર બની છે અને જો શોધખોળો માટે તેનો ઉપયોગ થાય, તો પુરુષોના કરતા વધારે સારાં પરિણામો તે લાવી શકે એમ લાગતું. આઈ. થોમસ માને છે. પણ તેનું ચાતુર્ય દૈનિક જીવનના પ્રપંચમા જ વેડફાઈ જાય છે

એરિસ્ટોટલ કહે છે કે "સ્ત્રીઓ વધારે દયાળુ હોય છે અને તે સહજ રડી પડે છે. તે અદેખી, ઠપકાખોર અને ચાળાડવાની વૃત્તિ વાળી છે. ને પુરુષ કરતાં ઓછી આશાવાદી હોય છે. અને જરાજરામાં નિરાશ બને છે તે નિર્લજ્જ, જુઠ્ઠી અને પવિત્રતા માટે ઓછી કાળજીવાળી હોય છે "

પણ આધુનિક અભિપ્રાય એવો છે કે જો શારીરિક તફાવત છોડી દઈએ, તો સ્ત્રી અને પુરુષ ગુણોમાં કોઈ ખાસ ભિન્નતા હોતી નથી. માત્ર સ્ત્રી પોતાની અંગત બાબત પર વધારે ધ્યાન આપે છે અને સહેજ વધારે ધાર્મિક હોય છે. આ તફાવત પણ સ્વભાવજન્ય છે કે નહિ તે માટે શંકા છે. એટલે તફાવત પણ તેને મળતી કેળવણીને કારણે છે એમ માનવામાં આવે છે સ્ત્રીઓ જેમ જેમ પુરુષપ્રવૃત્તિઓમાં વધારે પડશે, તેમ તેમ આ આંતર તફાવત અદૃશ્ય થશે

અત્યારના સમયમાં મધ્યમ વર્ગની સ્ત્રીઓએ કામ કરવું એ પણ શરમજનક લેખાતું, સ્ત્રીઓ અભ્યાસ કરતી તે પણ માત્ર સરસાઈ કરવા ખાતર જ, ધંધાર્થે તેમને કેળવણી આપવામાં આવતી ન હતી. પણ ઔદ્યોગિક અને સામાજીક પરિવર્તનો અને રાજ્યક્રાંતિને લઈને આ પરિસ્થિતિમાં પલટો આવ્યો છે. શરૂઆતમાં તેઓ નર્સ અને પછી શિક્ષિકાના ધંધામાં પ્રવૃત્ત થઈ, પછી કારકુન, સ્ટેનોગ્રાફર બની, વિજ્ઞાનની શોધખોળોના પરિણામે મજૂરોનું કામ હળવું બન્યું અને સ્ત્રીઓ મીલ, લોખંડ અને કોલસાના કારખાનાઓમાં પણ મજૂરી કરવા લાગી અને છેલ્લા યુદ્ધ વખતે મજૂરોની તંગી પડતા સ્ત્રીઓ સર્વે ધંધામાં દાખલ થઈ શકી.

અને સમાન હક માટેની તેની પ્રવૃત્તિ વિસ્મય પમાડે એવી ત્વરાથી પ્રગતિ કરી શકી. એ ચળવળનો પુરુષોએ જ પ્રતિકાર કર્યો એવું નથી; પણ ઘણી અસંખ્ય સ્ત્રીઓએ પણ વિરોધ કર્યો. મહારાણી વિક્ટોરિયાએ તો સુધારાની આ ગાંડી પ્રવૃત્તિ અટકાવવાની સલાહ આપતો એક અપીલ બહાર પાડી અને આ સૂચનાથી આ પ્રગતિ સહેજ મંદ પણ થઈ, પણ તે માત્ર અલ્પકાળ માટે જ. એસ્કવીથ અને વિલ્સન જેવા સ્ત્રી સ્વાતંત્ર્યના કટ્ટર વિરોધીઓને જ સ્ત્રીઓને નવા હકો આપના સુધારા અપનાવવા પડ્યા. સ્ત્રીઓને સમાન હક પ્રથમ સોવિયેટ રશિયામાં મળ્યા. સામ્યવાદીઓને એવી છૂટો મળી કે યુવાન યુવતીઓ લગ્નના બંધનથી મુક્ત રહી પરણિત જીવનના લહાવા માણવા લાગ્યા. યુવાનો રાજકારણમાં એવા તો પ્રવૃત્ત હતા કે પરણિત જીવનના નૈતિક બંધનો વિષે વિચાર કરવા તેમને સમય જ ન રહેતો અને તરસ લાગે અને પાણી પીવામાં આવે, તે પ્રમાણે જાતિય બોજો

માણી લેતા. પણ પુરુષો પણ જેવા નીચ, સ્વાર્થી, બેદરકાર અને બેવફા નીવડયા એમ સ્ત્રીઓને માલમ પડયું. અપમાનિત યુવતીઓ દુઃખી થઈ, ત્યારે ખુદ લેનિનને આ પાણી પીવા જેવી પદ્ધતિ અટકાવવા માટે ઉગ્ર અને કડક સૂચનાઓ કરી. પછી યુવતીઓએ ફરિયાદ કરી કે આ સ્વચ્છંદી પ્રેમ જેવી ઉત્તમ પ્રેરણાઓ નાશ પામે છે અને સ્વાર્થી પુરુષો લોલુપ બેદરકાર બને છે. છૂટી છૂટ આપશે ત્યાં આગળ વધતી એ પ્રવૃત્તિના સમાચારો આમાંથી મળતો બોધ લે. સુધારક ભાઈ-બેનોને શિખામણ આપવાનો મારો આ પ્રયત્ન નથી કારણ કે શિખામણ બહુધા કડવી લાગે છે અને તેનો સ્વીકાર થવાના બદલે તે તિરસ્કૃત થાય છે. એટલે હું તો રશિયન યુવતીઓના અનુભવ પ્રત્યે તેમનું ધ્યાન માત્ર ખેંચું છું. તેમાંથી બોધ સારની તારવણી કરી ઘટતો માર્ગ અખત્યાર કરશે એવી આશા રાખીશું. સ્ત્રી-પુરુષોના દરજ્જા આજે રશિયામાં પણ સમાન રહ્યા નથી એટલું માત્ર જણાવવું રહે છે.

અગાઉ સૌને એક જ ધ્યેય હતું—સુખી લગ્નમાં જોડાવું. આજે એ એકજ ધ્યેય રહ્યું નથી. તે પોતાની જરૂરિયાતો માટે કમાતાં શીખી છે; નવાં કર્તવ્યો તેણે ઉપાડયાં છે અને તેમાં તેણે સફળતા સંપાદન કરી છે. આમ તેના શિરે નવા બોજા વધ્યા છે પણ જુની ફરજોની જવાબદારીથી તે મુક્ત થઈ શકી નથી. ઘર સંભાળવું, સંતાનો ઉછેરવાં એ કામો હજી તેને સંભાળવાં રહે છે. કમાણી માટે ધંધો કરવો અને ઘરકામનો બોજો વહેવો, એમ તેને વધારે શ્રમ કરવો રહે છે. કોલેજમાં ભણતાં ભાઈ-બેનોમાં ભાઈ કોલેજમાં ભણી આવે એટલે તેનું કર્તવ્ય પુરું થાય છે, પણ બેનને અભ્યાસ ઉપરાંત ઘરકામમાં મદદ કરવી પડે છે. ભાઈ ઘરે આવી વાસણ માંજવાનું કે કમરો કાઢવાનું કામ કરશે એવો એને વિચાર સરખો આવતો નથી.

અંતમાં એટલું કહીશું કે આજે સ્ત્રીઓને સમાન હક મળી રહ્યા છે, તેમને ધંધાર્થે જોઈતી કેળવણી મળે છે, સામાજીક વાતાવરણમાં ફેર પડયો છે, જાતિય પવિત્રતાની ભાવના પરિવર્તન પામી છે. ટુંકમાં સ્ત્રી પુરુષો વચ્ચે રહેલા ઘણા ભેદો આજ વાતાવરણને આભારી છે એમ માનનારાઓને પણ ફરિયાદ કરવા કારણો રહેતાં નથી.



# ઉદ્ધતાઈ

શશિકાંત ચતુર્વેદી

[ રશિયન નવલિકા ]

ઘણા વર્ષો પરની વાત છે બારેક વર્ષ અગાઉની કે કદાચ વધારે. ત્યારે મોસ્કોમાં પ્રેમરી નામનો એક માણસ રહેતો હતો.

તે સોવિયેટ સરકારની નોકરીમા હતો તે નામું લખનાર હતો. તે કંઈ પણ જુવાન ન હતો પણ તેને યુવાનોની સોબત ઘણી ગમતી. રજાના દિવસોમાં તેથી તે બીજાઓની રાખતો. ઘણા યુવાનો–આગળ પડતા વિચારોના અને ભિન્ન જવાબદારો ત્યાં આવતા.

તેમને હંમેશ ઘણા વાદવિવાદો થતા. તેઓ કાવ્ય, ફિલસૂફીની વાતો કરતા. અલબત્ત, તેમાં કલાનો પણ જરૂર ઉલ્લેખ થતો. નાટક અને રંગભૂમિ ચર્ચાનો વિષય બનતાં.

પણ એક પ્રસંગે તેમની વાતચીતનો પ્રવાહ આંતરરાષ્ટ્રીય રાજ્યકારણમાં પરિણમ્યો. બનવા જેવું છે કે એકાદ અતિથિએ ઠીક ઠીક ચ્હા પીને કંઈ ખાસ આંતરરાષ્ટ્રીય ઉલ્લેખ કર્યો. મારી ખાત્રી છે કે કોઈ બીજાએ તેનો વિરોધ કર્યો. ત્રીજો 'ઇંગ્લેન્ડ' એમ બોલ્યો. પછી પ્રેમરી કંઈ મૂર્ખતાભર્યું બોલ્યો હશે અને તરત જ ભયંકર વિવાદ શરૂ થયો. આવેશ, શોર–બકોર વિ. ખરો વાદવિવાદ.

પછી કોઈ 'આફ્રિકા' બોલ્યું. તો કોઈ 'ઓસ્ટ્રેલીઆ' બોલ્યું. વિવાદ મુદ્દા રહિત અને અર્થરહિત બન્યો.

આ વચ્ચે એક સીડોરોવા નામની યુવતી બોલી "મિત્રો, જે વિષે આપણે કંઈ જાણતા નથી તે માટે શા માટે દલીલો કરવી? કોઈ અધિકારીને ટેલીફોન કરી પૂછીએ કે "તમારો આ વિષે શું અભિપ્રાય છે?" કે વિવાદનો અંત આવે."

બીજા પરોણાઓએ મજાકમાં કહ્યું "તમે તો પ્રેસીડેન્ટને ટેલીફોન કરવા સલાહ આપશો."

સીડોરોવા સહેજ ફીક્કી દેખાઈ, પણ કહ્યું, "શા માટે નહિ? આપણે કેમલીનને (પ્રેસીડન્ટને) પૂછીએ કે આ વિષયનો કોણ નિષ્ણાત છે પછી તેની સલાહ લઈએ."

બધા પરોણાઓ ચૂપ થયા અને ટેલિફોન સામે જોવા લાગ્યા.

તે વખતે હું ધારૂં છું કે રાયકોવ પ્રેસીડન્ટ હતા. સીડોરોવા વધારે ફીક્કી પડી બોલી, "આપણે ટેલિફોન પર રાયકોવને પૂછીએ!"

અતિથિઓમાં અરબડ જાગી. ઘણાઓને એમ કરવામાં મઝા દેખાઈ બીજાઓએ કહ્યું 'એમાં ખાસ કંઈ નહિ.' અને કેટલાકોએ તો સ્પષ્ટ વિરોધ કર્યો પણ પ્રેમરીને અજમાયશ કરી જોવા જેવું લાગ્યું.

"અલબત્ત, આપણે તેને જરા હરકત કરીશું ખરા પણ તેની જોડે વાર્તાલાપ કરવામાં રસ પડશે. મને યુવાનો તરફ પક્ષપાત છે. અને આ માટે જો કોઈ યુવકને મારો ટેલીફોન વાપરવો હોય તો તેમ કરવા હું છૂટ આપું છું."

સૌથી વધુ હિંમતવાળો યુવક મિટ્રોફીન સ્થિર પગલે ટેલિફોન પાસે જતાં બોલ્યો, "હું હમણા જ ફોન કરું છું" કહી ટેલિફોન રીસીવર હાથમાં લીધો "મને કેમલીન સાથે જોડી આપશો?"

શ્વાસ રોકી બધા અતિથિઓ તેની ફરતે ઊભા સીડોરોવા તો તદ્દન ધોળી પુણી જેવી થઈ ગઈ અને આ ગુંગળાટમાંથી હવા લેવા બ્હાર નીકળી ઊભી રહી.

# ડાંગનો ઇજારો

મણિભાઈ દ્વિવેદી

સન ૧૮૧૮માં પેશ્વાઇના પતન સાથે અંગ્રેજો સર્વ સત્તાધીશ બન્યા એટલે એમની નજર કુબેર ભંડારી-સરખા ઉત્તમ જંગલી પેદાશ આપનાર ડાંગના પ્રદેશને ખાલસા કરી, એની કુદરતી દોલતનો લાભ ઉઠાવવા તરફ વળી. પણ એમનો એ હેતુ બર લાવવામાં કેટલીક મુશ્કેલીઓ હતી અને થોડીક અનુકૂળતા પણ હતી. જંગલખાતાને ડાંગના પ્રદેશનાં હવામાન ઘણાં જ ખરાબ હતાં અને એની ઝટપટી જંગલવાળો ત્યાંની લોકોની વસ્તિને સરકારી ભાગથી જેર કરવાનું કામ કઠણ હતું.

એ સમયે ડાંગમાં ઘણી ઠકરાતો હતી. એમાં શ્રીપત રાજાની આરવીની ઠકરાત મુખ્ય ગણાતી. એ ઉપરાંત દેવીવતી, ગઢી વાંસરીયુ, કીરલી, પીમ્પરી, શિવગર, ચીખલી વગેરે ઠકરાતો પણ ગણત્રીમાં લેવી પડે એટલી બળવાન હતી. આ ઠકરાતોના માલિકો રાજાઓ કહેવાતા. એ ઉપરાંત નાની જાગીરોવાળા નાયકોની સંખ્યા પણ સારી હતી. પણ રાજા, નાયકો અને આ અભણ સંઘનો કારભાર ચલાવી આપવા નીમાતા તેમના કારભારી અને દિવાનો વચ્ચે ૬૬૧ માઈલનો પ્રદેશ નાના નાના જુથોમાં વહેંચાઈ ગયો હતો. એ રાજાઓના પીંપલનેર, ભાગલાણ અને મુલ્હેરમાંથી નીમાતા દિવાનોનું લક્ષ સારે સારે પ્રસંગે રાજાનું મન મેળવી પોતાની કાયમી કમાણી સારૂ ગામ બક્ષિસ મેળવવાનું રહેતું. જંગલના આ રાજાઓ અભણ તો હતા, અને બહારની દુનીઆનું તેમને ઝાઝું ભાન પણ ન હતું એટલે ગામ ધણીઓ હોવા છતાં એમની હાલત સારી ન હતી આ કારણે તેઓ પોતાની ટોળીઓ જમાવી ધન મેળવવા આસ પાસના પ્રદેશ પર તૂટી પડી વખતોવખત લુંટફાટ મચાવી પોતાનાં ખાડા-કોતરોની રક્ષણ હરોળો પાછળ ભાગી ભરાઈ જતા. એક રીતે કહીએ તો બાગલાણ, પીંપલનેર, નવાપુર, પેઠ અને તાપી કાંઠા પાસેના ડાંગની સરહદે આવેલા પ્રદેશમાં ભાગ્યધારી લુંટફાટો બરબાદી અને બીન-સલામતીની સ્થિતિ પ્રવર્તી રહી હતી. મુલ્હેરનો કિલ્લો અને તેની આસપાસમાં આવેલી ગઢીઓ ડાંગ રાજાઓના હુમલાઓમાંથી નાસભાગ કરતી વખતે સલામતીની જગાઓ તરીકેની ગરજ સારતી વળી આ રાજાઓને ગાયકવાડ સરકારના અમલદારો તરફથી રક્ષણ મળતું એમ પણ કહેવામાં આવે છે. અંગ્રેજ સત્તાધીશો ડાંગ રાજાઓના આ ધીંગાણાઓને જેર કરવા પ્રયાસ કરતા પણ એમાં તેઓ ફાવતા નહીં. 1

"Partab sing Rajah of Umallee Southern Dang allows his followers to plunder British villages and refuses to obey Summons of the magistrate." x x "M The Mowass chiefs threaten agression."

---

૧ જુઓ : "A severe and harassing Campaign ensues, owing to the excessively difficult nature of the country. The rapid movements of the Bheels and assistance universally afforded to the enemy by the Guicowar's officers."—Lieut J. Rose. 1830.

× × " Raghoji Bangrya, a koli rebel, was likely to find refuse in the Dangs and Baglan "૨ —એક તરફ દક્ષિણ ડાંગનો પગભતસીંગ રાજા અંગ્રેજી આમોમાં લુંટફાટ કરતો અને બ્રિટિશ માજીસ્ટ્રેટના હુકમને અવગણતો નહીં તો બીજી તરફ મેવાસનાં ભીલ રાજાઓના હુમલાની તૈયારીઓ જણાતી તો વળી રાઘોજી ભાંગરીઆ જેવો એકાદ બહારવટીઓ કોળી આગેવાન પણ અંગ્રેજી સત્તાને બેચેન બનાવી મૂકતો. એટલું જ નહીં પણ અઢાર અને ઓગણીસમી સદીમાં તો પારધી જેવી જંગલમાં શિકાર પર ગુજારો કરી ભટકી ખાનારી જાતિએ ડાંગમાં કોઈ ન કોઈ ટોળીમાં સામેલ થઈ ડાંગની બહારના ભાગો પર હલ્લો કરવા માંડેલા.૩

શરૂઆતમાં આખરે સઘળી જમીનોનો માલકી હક સરકારનો ઠેરવેલો પણ ત્યાર પછી દક્ષિણમાં સત્તાધીશ બનેલા મલીક અંબરે તો ગામની જમીનનો હક જે તે ગામનો ઠરાવ્યો. પડતર જમીન ચારણ તરીકે ગણાતી અને ખેડાણ જમીન ખેડે તેની માલકીની ગણાતી એથી પણ જમીનો જાતે કરી જાગીરદાર બનવાના મનસુબાને વેગ મળ્યો હતો.

આ બધાનું એક પરિણામ તો આવ્યું જ હતું અને તે એ કે લગભગ એક સદીના બીનજવાબદાર મધ્યસ્થ રાજસત્તાના પરિણામે ડાંગની આસપાસનો નવાપુર વિ. ભાગો જે એક કાળે ઘણા સમૃદ્ધ હતા તે બરબાદ થઈ ગયા. ટેવરનીઅર સરખા ફ્રેંચ મુસાફરે નવાપુરની આસપાસ ઉંચી જાતની ડાંગર થતી હોવાની નોંધ કરી છે અને એ પ્રદેશની ખેતી તેમજ બીજી આબાદીની ખાસ પ્રશંસા કરી છે પણ આ અસ્થિર રાજદ્વારી પરિસ્થિતિમાં એ બધું સાફ થઈ ગયું તેની ખબર હજી સુધી વળી નથી. એ ખરું છે કે ડાંગ અને મેવાસી ભીલોને અંગ્રેજ સત્તાએ થાળે પાડ્યાં પણ તે ડાંગના ઉત્તમ ઇમારતી લાકડાના વેપારનો એક હથ્થુ કાબુ મેળવવા માટેના હેતુથી જ એમ કહેવું પડે છે.

ડાંગની ઉપર જણાવી ગયા એ પરિસ્થિતિ પર કાબુ મેળવવા માટે માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન અને ગ્રેહામ સરખા અંગ્રેજ સત્તાધીશોને લાગ્યું કે ડાંગને દબાવવામાં બહારની પ્રજાની બનેલી લશ્કરી ટુકડીઓ કામ લાગવાની નથી. એને બદલે સ્થાનિક વસતિમાંથી જ તાલીમબાજ લશ્કર ઉભું કરવામાં આવે તો જ જંગલમાં દખલ કરવામાં સફળતા મળે અને એથી સને ૧૮૨૫ માં મુંબઈ સરકારની અનુમતિથી ભીલ પલટણ ખડી કરવાનું ઠરાવવામાં આવ્યું.૪

આ પલટણ માટે ખાનદેશમાં પાયો નાખવામાં આવ્યો. પલટણમાં દાખલ થનારને બે આના રોજ અને માસ આખરે ચાર આના રોકડા પગાર તરીકે ચુકવી આપવાનું ધોરણ ઠરાવવામાં આવ્યું અને તે ઉપરાંત તેમને માથે લીલી પાઘડી, શરીરે અંગરખું અને કમરે ઘુંટી નીચે આવી રહે એવું લુંગી જેમ લપેટવાનું ધોતિયું એ લશ્કરી પોષાક તરીકે નક્કી થયું. આમ ભીલોના પ્રદેશમાં સ્થાનિક એવા ભીલ, તડવી, નાયકોમાંથી બનેલી પલટણોએ જે કામ અંગ્રેજો અને તેમના સારી રીતે કેળવાયેલા લશ્કરો ડાંગના પ્રદેશમાં કરી શકે એમ ન હતું તે કરી બતાવ્યું અને ડાંગ

૨. જુઓ : લોક રોઝના પત્રો.

૩ ,, જ. આઉટરામની નોંધ સન–૧૮૩૩.

૪ જુઓ મુંબઈ સરકારનો હિન્દના સરસેનાપતિ ઉપરનો પત્ર નં. ૪૭૪–૧૮૨૫.

કરાવ્યું. એ કામ પૂરું થતાં આ પલટણોને પણ વીખેરી નાંખવામાં આવી.

આમ એક તરફથી લશ્કરી બળથી અને બીજી તરફથી માગીઆણા નાખી આપી ડાંગના રાજાઓને વશ કરવાની તજવીજ અંગ્રેજ સત્તાધીશોએ શરૂ કરી. સન ૧૮૨૮ માં ડાંગના આમ્બાના રાજાને પોતાને તથા તેના નાયકોને માટે રૂ. ૧૫૨૦, નું સાલીઆણું બાંધી આપ્યું. તેમજ ડાંગની વચમાં કેટલોક મુલક હોવાથી તેમને પણ ડાંગના તોફાનો બંધ કરવામાં મદદ કરવા વડોદરા રેસીડેન્ટ મારફત કહેવામાં આવ્યું. ગાયકવાડ સરકાર તરફથી પણ ડાંગના કેટલાક રાજાઓ અને કારભારીઓ વચ્ચે રૂ. ૯. વેરેક ઉજાસની રકમ હક તરીકે આપવામાં આવતી ૫

આમ છતાં પણ સન ૧૮૩૦ માં ગાડવીના શ્રીપત રાજાએ પીપલનેરની તાબાના લૂંટી અને તેના નાયક ઈંદુએ ગાયકવાડ સરકારનું મસંગેર અને કુમારવતીના અંકુશ રાજાએ સીનાદ ગામો લૂંટ્યાં. શ્રીપતરાજા કેદ પકડાયો. ડાંગના રાજાઓ અને નાયકોએ લગભગ પંદર વરસ સુધી અંગ્રેજોને મચક ન આપી પણ આખરે તેમની અજ્ઞાનતાએ એમનું બળ તોડવામાં મદદ કરતી હતી અને સન ૧૮૪૨ માં ડાંગ ખાલસા થયું. એમાં એવી ખુબી રાખવામાં આવી કે ડાંગનો પ્રદેશ ખાલસા કરવાને બદલે ડાંગની જુદી જુદી ઠકરાતોના માલિકો પાસેથી સમસ્ત ડાંગના જંગલનો એક હથ્થુ ઇજારો અંગ્રેજોએ રાખી લીધો અને તેના બદલામાં એ ઠાકરોના ધણીઓને "હક" તરીકે વાર્ષિક સાલીઆણાં બાંધી આપવામાં આવ્યાં અને તેના બદલામાં એ રાજાઓ અને નાયકોએ ડાંગ અને તેની આસપાસની વસ્તીપર કોઈ તોફાન-ધીંગાણાં ન કરવાની બાંહેધરી આપી.

આ રીતે ડાંગનો એક હથ્થુ વેપાર અંગ્રેજના હાથમાં ગયો તો ખરો તો પણ બીજાં વીસેક વરસ સુધી ડાંગની રૈયત નાના મોટાં તોફાનો કરતી રહી પણ આ ગાળામાં અંગ્રેજોએ આહવામાં થાણું નાંખ્યું. આહવા, સટાણા, ધરમગામ વિ. થાણાંઓમાંથી કામ પર બરાબર પકડ જમાવવામાં આવી અને આખરે એ પ્રજા દબાઈ.

અંગ્રેજોને પોતાના આ એકહથ્થુ ઇજારામાં કોઈની દખલ દરમીઆનગીરી જોઈતી ન હતી પણ એ પ્રદેશમાં ગાયકવાડ સરકારની કેટલીક દરમીઆનગીરી હતી અને તે ખસેડવા માટે તેમણે એ પછી પેંતરા ભરવા માંડયા તેનું શું પરિણામ આવ્યું તે હવે પછી જોઈશું.

૫ જુઓ : Selections from the Records of the Baroda Govermunr No. X. Vol. I. P 167



પ્રખ્યાત ફ્રેંચ તત્વવેત્તા વોલ્ટેર પણ ગરીબ હતો. નદી આગળથી એક દિવસે તે પસાર થતો હતો, ત્યારે તેણે એક ટોળું ભેગું થયેલું જોયું. તેને પૂછપરછ કરતાં માલુમ પડ્યું કે નદીમાં ડૂબેલી એક સ્ત્રીને બહાર ખેંચી કાઢવામાં આવી હતી. "બાઈ હવે છે કે મરી ગઈ છે" તેની તેઓ તપાસ કરતા હતા. વોલ્ટેરે સૂચના કરી, "બાઈના હાથમાં સોના મહોર મૂકો, તે જીવતી હશે, તો હથેલી બંધ કરી દેશે. તેમ ન કરે, તો જાણજો કે મરી ગઈ છે."

રોગ નિવારી તેમજ અટકાવી પણ શકાય છે. વળી એ રોગ શા માટે થાય તે પણ કહી શકાતું નથી એમ ઘણા દાક્તરો માને છે. પણ બીજાઓ કહે છે કે સામાન્ય રીતે કંઈ અતિશયતાને લઈને આ રોગ થાય છે. વધારે ખાવું, વધારે કામ કરવું, વધારે એશઆરામમાં પડવું અગર દારૂના દુર્વ્યસનથી આ રોગ નીપજે છે. કેટલાકોને વારસામાં શરીર નબળું મળ્યું હોય અગર મૂત્રાશય અશક્ત હોય તેથી તેઓ આ રોગના ભોગ બને છે. એવાઓએ વધારે કાળજી રાખવી જોઈએ.

વધારે પરિશ્રમ કરવામાં આવે એટલે લોહીમાં વધારે ઝેરી તત્ત્વો ભેગાં થાય છે, મૂત્રાશય વિ. તેમનો તરત નિકાલ ન કરે તો એ ઝેરી તત્ત્વોનો લોહીમાં સંગ્રહ થાય છે અને શરીર યંત્રમાં કંપ લાગે છે. તે ખાસ કરીને ખભામાં અને ગરદનના ઉપરના ભાગમાં માલૂમ પડે છે. આથી હૃદય અને નસો વધારે નબળાં પડે છે અને વળી વધારે ઝેરી ભેગો થાય છે આથી ઊંઘ પણ બગડે છે. આ રોગી સવારે ઊઠે ત્યારે પણ થાકેલો જ હોય છે, અને પ્રયત્નપૂર્વક તે દિનચર્યા શરૂ કરે છે, માથું દુખ્યા કરે છે, તેને થાક લાગ્યા કરે છે અને તે આખો દિવસ ઊંઘણશી જેવો હોય છે. સારી ઊંઘ મળે ત્યારે જ ઉશ્કેરાટ ઓછો થાય છે અને શરીરનાં અંગો સ્વસ્થતા મેળવે છે. નહિતર, દર્દનો બોજો વધે છે અને તે વધારે ને વધારે નબળું પડતું જાય છે પરિણામે નસો અને મૂત્રાશય પણ અશક્ત થાય છે.

આનો શું ઉપાય ? ખોરાક પર અંકુશ રાખો ખાંડ ઓછી ખાઓ. ખાંડ ખાવા વૃત્તિ થાય ત્યારે કંઈ ફળ ખાઈ એ ઇચ્છા તૃપ્ત કરો. ભાજી અને લીલું શાક પુષ્કળ ખાઓ અને પુષ્કળ પાણી પીઓ. વધારે પાણી પીઓ જેથી ઝેરી તત્ત્વો વધારે બહાર કાઢી શકો. પુષ્કળ આરામ અને ઊંઘ લો. બીજાઓ પીએ છે, માટે બીડી પીવી જ જોઈએ કદી બીડી પીઓ નહીં. પીતા હો તો તે ઓછી કરી છોડી દો, મદ્યપાન તો આ રોગીઓ માટે બીલકુલ વર્જ્ય છે બીડી દારૂ છોડી કોઈ દુઃખી થયાનું જાણ્યું નથી. અને તમારું કામ રીતસરનું જરૂર કરો. પણ આ સર્વ ઉપરાંત ચિન્તા બીલકુલ નહિ કરો. આપણા વિના દુનિયાનું બાકું અટકી પડશે એમ માની ચાલવાની જરૂર નથી.

કોઈ બનાવ ગંભીર થયું જ હોય તો આથી વિશેષ ઉપાયો લેવા પડશે. હૃદય અને મૂત્રાશયનાં કર્મો સામાન્યપણે થાય તેમ કરવું પડશે. સુવાના થઈ કબજીઆત થઈ હોય તો ભાજી-ફળ જેવા ખોરાક લઈ અને ક્રિઓસન જેવા સાદી કસરતોથી કુદરતી રીતે બંધકોશ મટાડવો જોઈએ. ઊંડી શ્વસન ક્રિયા અને હલકી કસરત ફાયદાકારક છે. મૂત્રાશયમાં આ બિગાડો શરૂ થઈ ગયો હોય તો કરોડરજ્જુ પર માલીશ કરાવવું જોઈએ. હૃદય નબળું પડ્યું હોય તો એ નિરંતર કામ કરતા અંગને શક્ય આરામ આપવો જોઈએ. આ ઉપાયોથી લોહીનું દબાણ ઘટવાના અનેક દાખલાઓ બન્યા છે. હૃદયની નબળાઈ પણ દૂર કરી શકાય છે ૨૦૦ સુધી લોહીનું દબાણ પહોંચેલા દર્દીઓ આ કુદરતી ઉપાયોથી સુધર્યા છે અને લાંબા સમય જીવ્યા છે. હૃદય નબળું તે કદી સુધરવું જ નથી એ માન્યતા ખોટી છે. રોગનું મૂળ કારણ દૂર કરી કુદરતી ઉપાયોથી તે જરૂર સુધરી શકે છે. ચાલીસની ઉમ્મર પછી દર વરસે લોહીનું દબાણ તપાસાવતા રહેવું એ સારું છે. રોગનું મૂળ કારણ શોધી કાઢી દૂર કરવું જોઈએ. લોહીનું દબાણ એ મૂળ રોગ નથી, પણ વસ્તુના ચિન્હ છે.

★ ★ ★

# ધીરધાર નિયમનધારાનો સાર

ખેડૂતોના દેવાનો બોજો દૂર કરવાને આપણા પ્રાંતમાં સને ૧૯૩૭ થી ૧૯૩૯ સુધીના અઢી વર્ષના ટુંક ગાળામાં મહાસભાવાદી પ્રધાનમંડળે ઋણરાહતધારો પસાર કર્યો હતો. દાહોદ અને આણંદ તાલુકાઓમાં તે ધારાનો અમલ સને ૧૯૪૨ ની સાલમાં કરવામાં આવ્યો. તેને અંગે ઋણ રાહત બોર્ડોમાં કુલ આઠથી નવ લાખ રૂપીઆના દાવા થયા હતા જેની પતાવટ આશરે અઢીથી ત્રણ લાખ રૂપીઆમાં થઈ અને ઘણા ગરીબ ખેડુતોને રાહત મળી. ઉપરાંત બોજા નીચેની આશરે અઢી હજાર એકર જમીન શાહુકારના હાથમાંથી છુટી થઈ તેના મૂળ માલિક ખેડુતોને સોંપવામાં આવી. આ રીતે શાહુકારના દેવાનો ભાર ઓછો થયો. ખેડુતો પાછા દેવાના ભાર નીચે ન દબાય તે માટે મહાસભાવાદી પ્રજાકીય પ્રધાન મંડળે ફરીથી સત્તા ઉપર આવતાંની સાથે જ ધીરધારને નિયમમાં લાવવા શાહુકાર નિયમન ધારો ( Moneylender's Act ) પસાર કર્યો તેનો અમલ આખા પ્રાંતમાં તા. –૧૭ મી નવેમ્બર ૧૯૪૭ થી શરૂ થયો છે. એ કાયદાનો ટુંક સાર નીચે પ્રમાણે છે :—

## કાયદાનાં ધ્યાનમાં રાખવા જેવા મુખ્ય મુદ્દાઓ

(૧) ધીરધાર કરનાર દરેક વ્યક્તિએ ધીરધાર કરવા માટે સરકાર પાસેથી પરવાનો લેવો પડશે. પરવાનો લીધા વિના કરેલું ધીરાણ કોર્ટ રદ બાતલ ગણશે.

(૨) હિસાબ નિયમસર અને ચોકખા રાખવા પડશે. રોજમેળ અને ખાતાવહી સરકારે નક્કી કરેલી પધ્ધતિ પ્રમાણે રાખવા પડશે. કોઈપણ આસામીને ધીરાણ કર્યા પછી ૩૦ દિવસની અંદર સરકારે મંજુર કરેલી રીતનું એક નિવેદન બોલાતી ભાષામાં ( આ ભાગમાં ગુજરાતીમાં ) તૈયાર કરીને આપવું પડશે. જેમાં ધીરાણની રકમ, અને તારીખ, નાણાં પાછાં લેવાની તારીખ, જામીનગીરીની વિગત, નાણાં ધીરનાર અને કરજે લેનારનાં નામો અને સરનામાં, વ્યાજનો દર જણાવવાં પડશે. આની એક નકલ આસિ. રજીસ્ટ્રારને મોકલવી પડશે.

(૩) વ્યાજના દરમાં ઘટાડો અને તેની હદ.

સલામત જામીનગીરી ઉપર ધીરેલાં નાણાંનો વ્યાજનો દર વધુમાં વધુ ૬ ટકા લેખે એટલે કે દર સો રૂપીએ દર મહીને આઠ આના અને તે સિવાયના ઉપર વ્યાજનો દર ૯ ટકા એટલે કે દર સો રૂપીએ દર મહીને બાર આના લેખે રહેશે. એથી વધારે વ્યાજ એટલે કે સવાઈ, દોઢિયું, બે આનિયું, વ્યાજ ગુન્હા પાત્ર ગણાશે.

(૪) નાણાં (કરજ) વસુલ કરવાની ગેરરીતિઓ અને પજવણી

કરજ વસુલ કરવાને શાહુકાર કરજ લેનારની પજવણી કરી શકશે નહિં તેમજ તેને દમદાટી કે ધમકી આપી શકશે નહિ. કે અટકાયત કરી શકશે નહિ અથવા તેના રોજીંદા કામ કરવાની જગ્યા આગળ અટકવું અથવા તેની પુઠ પાછળ ફરવું એ ગુન્હો ગણાશે. એ માટે તે ત્રણ માસની સજા અથવા ૫૦૦ રૂપીઆ દંડ અથવા બન્ને સજાને પાત્ર ગણાશે. પોલિસ આ ગુન્હા

એમાં ગુન્હેગારને વગર વૉરંટે પકડી શકશે, અને વગર ફરિયાદે કેસ કરી શકશે. ( કલમ ૩૩ ) (૨).

(૫) દેવાદાર પાસેથી દેવા પેટે પહોંચ આપ્યા સિવાય કોઈપણ રકમ વસુલ કરી શકશે નહિ.

(૬) જામીનગીરી ઉપર નાણાં ધીર્યાં હોય તો સહી કરીને પહોંચ આપવી પડશે.

(૭) દર વર્ષે પોતાને ચોપડે જે વિગતે દેવાદારની ચોકખી બાકી નીકળતી હોય તેની નકલ દેવાદારને આપવી પડશે. તેની એક નકલ આસિસ્ટંટ રજિસ્ટ્રારને આપવી પડશે. આવો હિસાબ આ કાયદો અમલમાં આવ્યો તે પહેલાંના ધીરાણ માટે કરજ લેનારની લેખિત માગણી ઉપરથી આપવો પડશે.

(૮) મુદ્દલ દામ દુપટથી વધુ રકમનું હુકમનામું થઈ શકશે નહિ.

(૯) વ્યાજ સિવાય વ્યાજની ખર્ચ સિવાય બીજો ખર્ચ વસુલ થઈ શકશે નહિ.

(૧૦) નાણાંનો આંકડો લખ્યો ન હોય તેવી કબુલત કે પ્રોમીસરી નોટ લઈ શકાશે નહિ. અને કોઈપણ ખતપત્રમાં આંકડાની જગ્યા ખાલી રાખી શકાશે નહિ.

(૧૧) નાણાં વસુલ થઈ જાય ત્યારે શાહુકારે દેવાદાર પાસેથી સહી સીક્કા કરાવ્યા હોય તે તમામ કાગળો ઉપર પૈસા ચુકતે થયા છે એવો શેરો કરી દરેક ખતપત્ર કાગળ પાછા આપવા પડશે.

(૧૨) પોતાનું લેણું જેને નામે કરી આપે તેનું નામ શીરનામું લેખિત રીતે દેવાદારને આપવું પડશે.

(૧૩) આ કાયદો અમલમાં આવ્યા પહેલાં કે પછી જુના લેણા માટે કોર્ટમાં હુકમનામું થયું હશે તો કરજ લેનાર અરજી કરી હપ્તાની સગવડ મેળવી શકશે.

(૧૪) આ કાયદો અમલમાં આવ્યા પહેલાંના ધીરાણ માટે દાવા થવા સંભવ છે, ગરીબ ખેડુતોને આવા દાવાઓમાં પુરો ન્યાય મળે તે માટે સરકારે મફત વકીલની ગોઠવણ કરી છે, તો ખેડુતો એ લાભ લેવાનું ચૂકે નહિ.

આ કાયદાના મુખ્ય હેતુ પાર પાડવાને ખેડુત સહકારી મંડળીનો સભ્ય બને, ને તેની સાથેજ લેવડ દેવડ કરે અને ખેડુત આપબળ ઉપર રહે.

(૧૫) જાતે ખેતી કરનાર ખેડુત જેનું દેવું રૂા. ૧૫૦૦) થી વધુ નથી, તેને કોર્ટની ડીક્રી અનુસાર કેદ કરી શકાશે નહિ.

(૧૬) આ કાયદાનો ભંગ કરનારને પહેલી વખતના ગુન્હા માટે રૂા. ૨૦૦) સુધીનો દંડ ને બીજી વખતના ગુન્હા માટે રૂા. ૫૦૦) દંડ અને ત્રણ માસની સજા કરવામાં આવશે.

[ મળેલું ]



એક જમણવારના મેળાવડામાં ૯૦ વરસનો 'વૃદ્ધ ફ્રેંચ લેખક ફોન્ટેનેલ મેડમ હેલ્વેશિયસના ટેબલ આગળથી પસાર થયો. મેડમે કહ્યું." સાહેબ, તમારી આ સન્માનવૃત્તિ કેવી છે' મારા તરફ જોતા પણ નથી !" વૃદ્ધે કહ્યું, "તમારા તરફ જોત તો હું આગળ ન વધી શકત !"

  

એક મશહૂર શહેરી કહે છે કે, હું કદી કોઈને ચૂંટણીમાં મત આપતો નથી. ધારાસભાના સભ્યોના અપકૃત્યો માટે જવાબદાર થવાનું મને ગમતું નથી."

# મહિને પંચાવન

લીલાબેન મહેતા

આજ " ઉષા, સાતતાળી રમીશું." ઉષાની બેન પણીઓ ઉષાને રમત માટે બોલાવવા આવી.

"નહિ, આજે હું નહિ આવું. મારે કામ છે. મારા બાપુજી આજે મને સિનેમા જોવા લઈ જનાર છે" ઉષાએ તે સાંજે રમવા જવા ના પાડી.

ઉષાએ પછી મા સાથે જીદ કરી ખુશાલી આવ્યું નવું ફ્રૉક પહેર્યું, મા પાસે કેશની મોટી લટ ગુંથાવી તેના છેડે ફુલ બંધાવ્યું અને આ છ વરસની છોકરી પિતાજીનાં આવવાની આતુરતાથી રાહ જોતી ઊભી હતી. "ઉષા, હજી ચાર વાગ્યા છે. તારા પિતાજીને આવવાને હજી વાર છે. તડકામાં ન ઊભી રહે." ઉષાની માએ કહ્યું પણ ઉષા સાંભળે તો ને! ઊલટી તે દોડતી દોડતી ઝુંપડાના એ મોટા આંગણાના કંપાઉંડની બહાર નીકળી.

બાપુજીને તેણે પાસેની ગલીમાંથી વળી ઓફિસે જતા જોયા હતા. એજ રસ્તે ઓફિસે જઈ શકાય એમ વિચારી ઉષા બહાર નીકળી. પણ તે ભૂલી ગઈ અને મુંઝવાઈ. તેને શોધતી તેની મા નીકળી હતી તે ઉષાને ઉંચકી ઘેર લઈ ગઈ.

રાત્રે નવ વાગે ઉષાના પિતાજી ઘેર આવ્યા ત્યારે ઉષા રાહ જોતાં થાકી નવા પહેરેલાં ફ્રૉક સાથે ઊંઘી ગઈ હતી.

૨

બીજા દિવસે નોકરીએ જતાં ઉષાને ઠાકોરલાલે કહ્યું, " ઉષા, આજે પાંચ વાગે તૈયાર રહેજે. જરૂર તને સિનેમા જોવા લઈ જઈશ."

"ખોટાં વચનો નહિ આપો તો સારૂં" ઉષાની મા બોલી.

"એટલે આપેલાં વચનો હું જ પાળું અને બીજા જૂઠા એમ?" ઠાકોરલાલ રોફમાં બોલ્યા.

અમે તે થાવ તોય આજે પાંચ વાગે જરૂર ઘેર આવવું. પચાસ રુપિયાના પગાર માટે તેણે કંઇ જીવન વેચ્યું ન હતું મુનિમ રજા ન આપે તો નોકરીનું રાજીનામું આપી દેવું એવો ઠાકોરલાલે દઢ નિશ્ચય કર્યો પણ મુનિમ જ રાત્રે આઠ આઠ સુધી દુકાને બેસે! સવારે નવ વાગે તે હાજર થાય. એટલે ઠાકોરલાલ બિચારો શું કરે? "મુનીમની બૈરી ઢિંગલા જેવી ગમાર હશે. તેથી તે કદાચ ઘરથી નાસભાગ કરતો હશે. નહિતર દુકાને આટલો વખત કેમ ગોંધાઈ રહે?" ઠાકોરલાલને વિચાર આવ્યો.

૩

એ જુની ગલી, એ જુની દુકાન. ઠાકોરલાલ દુકાને ગયા અને એજ જુના મુનિમ ત્યાં હાજર. ઠાકોરલાલે કામમાં ચિત્ત પરોવ્યું ચોપડા જોયા, હિસાબ લખ્યો, પત્રો જાળવ્યા અને આમ કામમાં પાંચ વાગ્યા, ત્યારે તે મુનિમ પાસે ગયા અને આગ્રહપૂર્વક વિનંતિ કરી "મુનિમ સાહેબ, આજે મારે ઘેર કામ છે. માટે મને જલદી જવાની રજા આપો." મુનીમ આશ્ચર્યમાં બોલ્યા, "રજા! અરે, ઠાકોર, પેલી દશ આનાની ભૂલ મળી?" ઠાકોરલાલે કહ્યું, "નહિ, એ શોધતાં બે કલાક જશે. હું કાલે શોધી કાઢીશ. આજ તો" "નહિ, નહિ ઠાકોર, પહેલાં એ ભૂલ શોધી કાઢ" બિચારા ઠાકોર! તેની જગ્યાએ તે ગયો. રોષમાં નોકરીનું રાજીનામું લખી કાઢ્યું, કવરમાં બીડ્યું અને તે લઈ મુનીમના ટેબલ આગળ ગયો. તેની સમક્ષ તે પત્ર મૂકી ઠાકોર ઊભો રહ્યો. મુનિમે લખતાં લખતાં સ્હેજ ઊંચુ જોઈ ઠાકોરને કહ્યું "ઠાકોર તને ખુશ ખબર આપું. આજે મેં શેઠને તારા માટે ભલામણ કરી છે. તને હવે આ મહિનાથી પગારમાં પાંચ રૂપિયા વધારે મળશે હવે તારો

પછાત પંચાવન કરવામાં આવ્યો છે."

આ વધારાની વાત સાંભળી ડોકટરસાહેબ મનમાં ખુશ થયા. હવે ગજ્જનામાવાળો પત્ર પાછો કેમ ખેંચવો ! તેણે થોડા રહી તે પત્ર પાછો ઉડાવ્યો, મુનિમે તે જોયું "કેમ ડોકટર, એ શેનો કાગળ છે ?" "મેં રજા માટે અરજી મૂકી હતી પણ હમણાં કામની ભીડ રહે છે એટલે તમે મને રજા આપશો નહિ એમ વિચારી હું રજા માગતો નથી." "બરાબર, બરાબર ડોકટર પેલી દશ આનાવાળી ભૂલ શોધી કાઢ."

અને ડોકટરસાહેબ ભૂલ શોધવા માટે બીલો અને બીજા કાગળો તપાસવા નીચી મૂંડીએ કામે વળગ્યા તે મેં કયારે ઊંચે જોયું.

૪

"ઉષા આજે તો રાતી રાતી બની ગઈ મેં તમને નો'તું કહ્યું કે એવું કહેશો નહિ..."

"પણ, હું નહિ સમજે" ડોકટરસાહેબે જવાબ આપ્યો." હવે મહિને મને પંચાવન રૂપિયા..."

● સૂચિત



## મંજરી

લીલુડા લીમડાની ડાળે રે
 એક મ્હોરી'તી મંજરી.
આથમણા કુંજરાની પાસે રે,
 એક મ્હોરી'તી મંજરી.

કડવો રસ પી પીને લીલીછમ ઊછરી.
આથમણા સૂરજના અજવાળે પાંગરી.
વાયરાની લ્હેરીએ જાતી ઘણી ઘણી.
 ટેપે રૂં' ડાબરી—મ્હોરી'તી

જગાના જપોરના સૂના વેરાનમાં,
આવ્યા આંબલિયે કો કોકિલના ગાનમાં,
ઝુમતી હમણાંના ઝોલાએ તાનમાં.
 દૈવે વસંતભરી—મ્હોરી'તી

પ્રજારામ રાવળ

---

યાદ રાખો, દુનિયાની અતિશય સુંદર વસ્તુઓ, અતિશય નિરૂપયોગી છે. દા. ત. મોર અને કમળ—જહોન રસ્કિન.

* * *

"હું એથેનિયન નથી, ગ્રીક નથી, પરંતુ દુનિયાનો દેશજન છું" સોક્રેટિસ.

* * *

વેચાતુ લીધેલું પનીર ખરાબ જોઈ એક બાઈએ દુકાનદારને પૂછ્યું "પનીર સ્વિટ્ઝર્લૅન્ડથી આયાત કરવામાં આવ્યું છે કે ત્યાંથી તેને દેશનિકાલ કરવામાં આવ્યું હતું ?"

* * *

નવાં પરણેલાં વરવહુ સીનેમા જોઈ બહાર નીકળતાં પ્રેક્ષકોની ઠઠ જામેલી જોઈ વહુએ કહ્યું, "આટલી બધી ભીડ ! આપણે જોયેલો સીનેમા ખરેખર સારો હોવો જોઈએ '

* * *

આદમ ઊંઘતો હતો, ત્યારે તેના પડખામાંથી ઈવ ઉત્પન્ન થઈ, નવાઈની વાત છે કે તેની પહેલી ઊંઘ એ જ તેની છેલ્લી વિશ્રાંતિ હતી.

શમન થયું છે ત્યારે હિંદના મુસ્લિમોએ હિંદ પ્રત્યેની વફાદારી પુરવાર કરવાની પ્રવૃત્તિ ઉપાડવી જોઈએ. હિંદુ મહાસભાવાદીઓ પર ઉગ્રપણે રોષ ઠાલવી હિંદુ જનતાએ તે કોમીવાદથી પર છે એવું નિઃશંકપણે સાબિત કર્યું. મુસ્લિમ ભાઈઓને તો અમે એટલીજ વિનંતિ કરીએ છીએ કે તમે હિંદમાં ઠેર ઠેર સભાભરી પાકિસ્તાનમાં રહી સહી લઘુમતિને સંપૂર્ણ સંરક્ષણ મળે એવા પાકિસ્તાનને અપીલ કરતા ઠરાવો પસાર કરો. તમારા આ 'નાનોશા' કૃત્યથી પણ હિંદુ જનતામાં તમારી દેશ ભક્તિ માટે વિશ્વાસ જાગશે. અમારી આ માગણી વધારે પડતી નથી.

ગાંધીજીની રાજનીતિ અમે સમજી શક્યા નથી, અનેકવાર વિદ્વાનો પાસે તે સમજવા કોશિષ કરી. તે માટે અમારી ઉણપતા હશે એમ પણ નિખાલસપણે કબુલ કરતા આવ્યા છીએ. ગાંધીનીતિની વિરોધ કરતો લેખ પૂર્ણમાં અગાઉ પ્રગટ કર્યો, ત્યારે સાથે તેના બે પ્રત્યુત્તરો પણ સહ છપાવ્યા. એજ આશયથી કે અમારી વિચારસરણીમાં દોષ હોય તો માત્ર દોષયુક્ત વાચનજ વાચકોને રજુ કરવું નહતું. પ્રત્યુત્તરોમાં પ્રિ. કોલ્હાટકરે જે મુદ્દા રજુ કર્યા હતા તે દરેક વિરોધીએ વિચારવા જેવા છે ૧ ચળવળ જેમ મોટા સમૂહને સ્પર્શે, તેમ સ્વરાજ નજીક આવે. ગાંધીજીએ જનસમૂહને સચેત કર્યો ૨ લોકોએ ગાંધીનીતિ અપનાવી લીધી હતી, ત્યાં વિરોધથી શું થાય? ૩ બીજા કોઈ નેતા જવાબદારી લેવા તૈયાર નહતા. લોકો સ્વતંત્ર વિચાર કરી તેમને ઠીક લાગે તે ગ્રહણ કરે એટલોજ અમારો આશય હતો, તે એ લેખોથી પૂર્ણ થયો. એટલે પ્રત્યુત્તરના બીજા અનેક ઉત્તરો અમે ફેંકી દીધા. અમારૂં કહેવું ખરૂં છે એવો અમે કદી દાવો કર્યો ન હતો, કરવો ન હતો. ગાંધી રાજનીતિના અમો વિરોધી કર્યો હતો, પણ એ પુરુષાત્માની પવિત્રતા વિષે સ્વપ્નામાં કોઈને શંકા નહતી. એવા અવતારી પુરુષનું ખૂન કરવામાં માનવતાનું ખૂન થયું છે હિન્દુઓના પાપો પૂર્ણ થયાં નથી, પુણ્ય પરવાર્યું જણાય છે અને એ ઘોર પાપથી હિંદના કારભારમાં શું અંતરાયો જાગશે તેની અહીં કલ્પના કરવી અનુચિત છે.

હિંદુ મહાસભાની નીતિને પણ અંશે અમે સમ્મત છતાં અમે વરસોથી હિંદુ મહાસભાવાદીને કહેતા આવ્યા છે કે "તમે હિંદુ મહાસભાનું વિસર્જન કરો, એ નિષ્પ્રાણ સંસ્થા છે, કોંગ્રેસ જેવા કાર્યકરો ક્યાં છે, કાર્યક્રમ ક્યાં છે, કોંગ્રેસમાં જોડાઈ જાઓ." આજે દેશમાં પક્ષાપક્ષી પરવડે નહિ, આજે તો તો હિંદુ મહાસભાનું વિસર્જન અનિવાર્ય છે, લોકોને તમારી સેવા જોઈતી નથી એ નિર્વિવાદપણે સાબીત થઇ ચૂક્યું છે. ત્યારે તમે શું બળાત્કારે સેવા આપશો?

હિંદી સરકાર ઉચ્ચ આદર્શોથી બીન કોમીવાદ રાજની પુનર્ઘટના કરવાની અભિલાષા સેવે છે, તો તેને સંપૂર્ણ તક અને અને સહાય આપો. એ ધ્યેયમાં હિંદુઓ અંતરાય ઊભા ન કરી શકે. મુસ્લિમોની સહાય મળશે, તોજ એ ધ્યેય પરિપૂર્ણ થશે. અસ્તુ



# ભગવાન ગાંધીજી

★

ગજરાબેન નાયક

આજના જગતના સૌથી બુદ્ધિશાળી પુરૂષ પ્રો. આઇન્સ્ટાઇને એકવાર કહ્યું હતુ કે "જગતમાં ગાંધીજી જેવા ધર્માત્મા હરે ફરે છે એ અતિ અદ્ભુત ઘટના છે" એ ઘટનાનો હવે અંત આવ્યો છે જેઓ તેમના દર્શન પામ્યા, તેમના સંસર્ગમાં આવ્યા, તેઓ મહાન ભાગ્યશાળી. દરેક સદીમાં આવા ધર્માત્મા પેદા થતા નથી. આવતી પેઢીઓને તો તેમની અલૌકિક વાતો વાંચીને સંતોષ માનવો રહેશે.

એમને અલૌકિક પુરૂષ શા માટે કહેવા? કોઇ એક જવાબ આપે છે, તો બીજા કંઇ બીજું કારણ દર્શાવે છે. ખુદ મહાત્માને એ વિષે પૂછતાં તેમણે જણાવ્યું હતું કે "હું મહાત્મા નથી, જ્યાં લોકો મારામાં કંઇ મોટાઇ જોતા હોય તો તે મારી માન્યતા પ્રમાણે બીજા કોઇ પણ મારા ગુણો માટે નહિ પરંતુ સત્ય માટેના મારા આગ્રહને લીધે છે." ખરું તો એ છે કે ભગવદ્ ગીતાના અનેક રીતે દર્શન કરી શકાય. જુદા જુદા વિદ્વાનોએ એ ધર્મગ્રંથને જુદી જુદી રીતે નીહાળ્યો છે, તેમ મહાત્માને જુદા જુદા વિદ્વાનો જુદા જુદા કારણો માટે મહાત્મા કહે છે. એ તો ભગવાન-ધર્માવતાર, તે પ્રત્યેક દૃષ્ટિકોણથી મહાન જ જણાય, એટલું જ નહિ પણ સમગ્રપણે એક જ વ્યાપક દૃષ્ટિથી તેમનું અવલોકન કરવું એ કોઇને માટે પણ અશક્ય છે.

વામને વિરાટ સ્વરૂપ ધરી ત્રણ પગલે બ્રહ્માંડ આંતરી લીધું, તેમ આ મુઠી હાડકાના માણસે ત્રણ કદમે હિંદમાંના બ્રિટીશ રાજને આવરી અંત કરી દીધું. એ ત્રણ કદમ તે અસહકાર (૧૯૨૦) સત્યાગ્રહ ૧૯૩૦ અને હિંદમાંથી ટળો. (૧૯૪૨)

અને એની શુ હિમ્મત ! ૧૯૧૪ માં હિંદ આવ્યા, ત્યારે તેમના સન્માન સમારંભમાં તેમને પ્રથમ જોતાં કોઇ પારસણ બોલી હતી "આ બેરિસ્ટર ગાંધી ! નહિ નહિ એ ગ અમારો મકન દરજી !" બેરિસ્ટર થયેલો પુરૂષ આવા સાદા વેશે ફરે એમ કોઇ માની ન શકે અને એજ "મકન દરજી" બનારસ હિંદુ યુનિવર્સિટીના કોન્વોકેશન સમારંભમાં બોલવા ઊઠયા. ઘરેણાંથી શણગારાયેલા રાજવીઓને બતાવી તેમણે ટીકા કરી, "આ દેશી રાજાઓ ઢીંગલીઓ માફક ઠીસી ઠીસી અલંકારો પહેરે, આભૂષણો ધરે, એનો શું અર્થ !" મિસિસ બિસાન્ટે આવી અસભ્ય ટીકા ન કરવા ગાંધીજીને સૂચના કરી. પણ વિદ્યાર્થીઓ ગાંધીજીને ચાલુ રાખવા જણાવ્યું અને ગાંધીજીએ હિંદુસ્તાનના શહેનશાહ જેવા હોમ વાઇસરોયને પડકારતાં કહ્યું, "વાઇસરોય માટે આટલા પોલિસો રાખી તેમનું રક્ષણ કરવું પડે, એ બતાવે છે કે પોતાનો વિશ્વાસ સરકાર સંપાદન કરી શકી નથી." આ પડકારથી તો સભા સ્તબ્ધ થઇ ગઇ. તે જમાનામાં આમ વાઇસરોય સમક્ષ બોલવું એ રમત વાત ન હતી. સાંભળનારાઓ માટે પણ આ તદ્દન નવો અનુભવ હતો.

ગાંધીજીએ રાજકારણમાં ભારતમાં પ્રવેશ કર્યો, ત્યારે નેતાઓ કેવા એશઆરામમાં રહેતા હતા, તે કવિ અકબરે નીચેની કડીમાં ઠીક વર્ણવ્યુ છે.

કૌમ કે ગમ મેં ડિનર ખાતે હૈં હુક્કામ કે સાથ, રંજ લીડર કો બહુત હૈ, મગર આરામ કે સાથ,

ઉતારૂઓને ખબર પડે કે તે આપણા નેતા છે એટલે તેમને બિચારાને શરમાવું પડે! દેશનેતા ત્રીજા વર્ગમાં મુસાફરી કરે એ નવું વ્રત તો લોકોએ પ્રથમવાર જોયું. અમીર ભાવના, અધિકાર પ્રવૃતિને લીધે લોક શાહુકારના મજૂરો રેલે ભરાયેલાં હતાં માટે તેમને મળવા નહિ જવું એવી સૂચના કરવામાં આવી, તો તેમણે જણાવ્યું એ મજૂરોને તો મળીશજ' અને તેમને મળવા ગયા. ખપ ખપમાં ન જણાય તો કહે હું જાણીશ, મીઠું ન પકવાય તો કહે હું તે પકવીશ. ૧૯૪૨ મા સરકાર સુસજ્જ ત્યારે ક્વીટ ઇન્ડીયા ની ચળવળ શરૂ થઈ ન શકે, તો કહે ત્યારેજ હું શરૂ કરીશ. આ મહાપુરુષને સામાન્ય નિયમો લાગુ ન પાડી શકાય

કહે કે હું મોટો હિંદુ અને મુસ્લિમોને ત્યાં રહે અને ખાય, કુરાનને વાંચે અને બાઇબલ પણ પઢે, ઢેડભંગીઓને ઘેર અને ભંગીવાડે રહેવા જાય. 'જગન્નાથપુરી જાય અને દેવનાં દર્શન કરવા નહિ જાય. છતાં રાત દિવસ મનમાં 'હે રામ' નો જાપ કરે, સવાર સાંજ જાહેર પ્રાર્થના કરે. સત્યનું પાલન કરે, મનવચન અને કાયાથી અહિંસક રહે, દર્દીઓની પોતાના હાથથી સેવા કરે. ગરીબો માટે દુ:ખી થાય, તેમનાં દુ:ખમાં સમભાગી બને.

દેશનેતાઓ મુસાફરી કરતા હોય, ત્યારે તેમને સ્ટેશન સ્ટેશને મળવા આવતી લોકોએ દરકાર ન કરવી એમ કહે, લોકો આગ્રહ કરે તો પણ દર્શન નહિ દે. છતાં આખો દેશ આ લોકપ્રિય નેતાપર પ્રેમથી ગાંડો બન્યો. માણસોની ધસારની ત્તિરાશો વચ્ચે થાંભી દીકીયુ આદરી. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ વખતે ઇંગ્લન્ડ જવા પ્રવાસે નીકળ્યા, તો મુંબઈ બંદરથી સ્ટીમરમાં બેઠા ત્યારથી તેમને આખા રસ્તે સત્કાર મળ્યો. ક્યાંક ક્યાંક નાના મોટાં, જાણ્યા અજાણ્યા સ્વજનેથી વાવરનેસથી સત્કારનાં સંદેશા મળ્યા. ફ્રાન્સ ઇંગ્લેંડમાં રાતે રોજાં આવો સત્કાર કરે. આ તો માનવી કે દેવ!

રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં ભાગ લેવા જાય ત્યારે ભીખ માટે કોંગ્રેસના આગેવાનો ચર્ચા કરવા આવે, ત્યારે મોચીઓને ચપ્પલ બનાવતાં શીખવતા કરે અને વલ્લભભાઈ પટેલને કહેવું પડે "અમારો કેટલો સમય એમને આપશો" મુત્સદીઓ ચર્ચા માટે આવે અને એ કાંત્યા કરે, મહદ્ ચર્ચા ચાલે અને કોઈ બાળા સમજી ન શકાય એવી ફરિયાદ કરતી આવે, ત્યારે તેને પ્રેમથી કેમ રાખવા તે બતાવવા બેસે, સીમલામાં રાજકારી ચર્ચા ચાલે ત્યારે વર્ધામાંના દર્દીની ચિંતા કરે! મદારી આવે અને સાપ ગળે વીંટાળે, તો સ્થિર બેસે. એ ઝેરી નાગ કરડતાં ઝેર નિવારણને પ્રયોગ કરી બતાવવા મદારી કહે, ત્યારે નાગને ડસવાને માટે પોતાનો હાથ ધરે, ત્યારે સરદાર પટેલ વચ્ચે પડી મદારીને હાંકી મૂકે. મંત્રણાઓ વીસરી બાળકો જોડે રમત રમે, બાળકો ગાંધીજીને વધારે ચાહે કે ગાંધીજી બાળકોને વધારે ચાહે એ ગૂઢ કોયડો, આવા અસામાન્ય માણસને સામાન્ય માપથી કેમ વર્તી શકો!

પ્રખ્યાત લેખક જોહન ગંથરે એમને મહાત્મા પણ કહ્યા છે અને અવસરવાદી તરીકે પણ વર્ણવ્યા છે. તે કહે છે, મહાત્મા ગાંધીમાં ઈશુ ખ્રિસ્ત, ચાણાક્ય અને બાપુનું સંમિશ્રણ છે. એમનાથી અધિક આંટીઘૂંટીવાળા પુરુષની કલ્પના પણ નથી કરી શકાતી. એ એક એવી વ્યક્તિ છે કે જે કોઈ રીતે પકડમાં ન આવી શકે." વિ. એમનામાં બોલવા, લખવામાં અનેક અરસ પરસ વિરોધી તત્ત્વો જણાશે. ઇંગ્લેન્ડ જોડે લડતું છે અને ઇંગ્લેન્ડ તેમનું મહાન મિત્ર છે, ચુસ્ત અહિંસાવાદી છે છતાં વિશ્વ વિગ્રહમાં બ્રિટનને મદદ કરે છે, ગાંધીજીના જીવનમાં એવા અનેક વિરોધો

જણાશે. તેમને જે વખતે જે ખરો ધર્મ લાગ્યો તે પ્રમાણે તે ચાલ્યા છે. વિદ્વાનો કહે છે કે વિગતોમાં ભલે વિસંગતિ જણાય પણ ગાંધીજી તેના સિદ્ધાંતોને હંમેશાં ચીવટપણે વળગી રહ્યા છે.

કઈ વખતે ગાંધીજી શું નિર્ણય કરશે, શું કહેશે, તે અગાઉથી કોઈ કહી ન શકે. ગોળમેજી પરિષદમાં ભાષણ કરતાં કહ્યું કે બીજા પ્રતિનિધિઓ નહિ પરંતુ મહાસભા જ હિંદનું પૂરું પ્રતિનિધિત્વ ધરાવે છે અને જ્યારે સર્વે સભ્યો સમ્મતિ દર્શાવે પણ હું મારી ટચલી આંગળી વિરોધમાં ઊંચી કરું તો તમારે સમજવું કે હિંદુસ્તાનનો વિરોધ છે. તેમજ સરકારની ભૂલો ગણાવી અને નગ્ન સત્ય સુણાવી સંપૂર્ણ સ્વરાજની માગણી કરી શ્રોતાઓને ગભરાટમાં આશ્ચર્યચકિત કરી મૂક્યા. કહે છે કે ગાંધીજી પહેલાં નિર્ણયો કરે અને પછી તેના માટે દલીલો આપે!

અને મૂઠી હાડકાના આ માણસનું અસ્તિત્વ અનેરું હતું. લુઈ ફીશર જીન્હાને મળ્યા અને પછી કહ્યું કે તે ગ્રામોફોનની રેકર્ડ માફક સપાટે બધું બોલી જાય છે પણ ગાંધીજીને મળ્યા અને જણાવ્યું કે 'હું કોઈ અલૌકિકપુરૂષ, મહાન વિચારક સમક્ષ આવ્યો છું' એમ મને લાગ્યું. ઘણાઓને મહાત્માની આંખોમાં જાદુ જણાય. પણ તાલિમેરખાન લખે છે, "હું મહાત્માને મળ્યો, ત્યારે મને લાગ્યું કે હું હિન્દના સામાન્ય ખેડૂત પાસે આવ્યો છું. ફેર એટલોજ કે ખેડૂતે બદન પહેર્યું હોય છે અને ગાંધીજીએ તો બદન પણ પહેર્યું નહતું. મને તેમની આંખોમાં પણ જાદુ ન લાગ્યો. નેપોલીયનની આંખોમાં જાદુ હતો એમ ઘણાએ કહ્યું છે. ભલા ભલા શૂરવીરો તેની દ્રષ્ટિમાત્રથી ડરી જતા. અરે તેને કેદમાં મળતાં પણ બ્રિટિશ જનરલ કંપી ઊઠ્યો હતો. તે જનરલે કહ્યું, નેપોલીયનની નજર એવી હતી કે તે મને કહેત કે પગે પડી મારાં બૂટ ચાટ. તો હું તેમ તરત કરત, તેમ કર્યા વિના રહી ન શકત. ગાંધીજીમાં મને આવું ન દેખાયું. પણ તેઓ બોલવાનું શરૂ કરે કે તમે ચકિત થઈ જાઓ. વાણી છૂટે, ત્યારે તમે સમજી શકો કે તેમનામાં અસાધારણ વ્યક્તિત્વ રહેલું છે! અમે તો કહીએ છીએ કે ગાંધીજી એ ભગવાનના અવતાર. જે રૂપે ભગવાનને ભજે તે રૂપે તે દેખાય.

એમ તો ગાંધીજીના કોઈ ગુરૂ ન હતા. પણ રસ્કિનના પુસ્તકથી તેમનું જીવન પરિવર્તન પામ્યું, ટોલ્સ્ટોયના પુસ્તકથી તે ઘડાયું. રાજનીતિ માટે ગોખલેને ગુરૂ કર્યા. અને શ્રીમદ રાજચંદ પાસેથી આધ્યાત્મિક પ્રેરણા પામ્યા. પરંતુ વસ્તુતઃ તેમના કથનાનુસાર તેમના કોઈ ગુરૂ ન હતા. જરૂર પડ્યે ઈશ્વર તેમને ગુરૂ આપશે એવી તેમને માન્યતા હતી. પણ છેવટ સુધી તેમને કોઈ ગુરૂ મળ્યા નહિ. ભગવાનના ગુરૂ ભગવાન જાતેજ.

મિસલાજીએ યથાર્થજ કહ્યું છે, "ગાંધીજીએ સત્યની સાધના કરી છે, અહિંસાનું આચરણ કર્યું છે, બ્રહ્મચર્યનું પાલન કર્યું છે, ભગવાનની ભક્તિ કરી છે, હરિજનોનું હિત સાધ્યું છે, દરિદ્રનારાયણની પૂજા કરી છે, સ્વરાજ માટે યુદ્ધ કર્યું છે, ખાદી અભિયાનને અપનાવ્યું છે, હિંદુ મુસ્લિમ ઐક્ય માટે અવિશ્રાંત અને અવર્ણનીય પ્રયત્ન કર્યો છે, નૈસર્ગિક ચિકિત્સાના પ્રયોગો કર્યા છે, ગ્રામજનોના ઉદ્ધારની યોજના કરી છે, સ્વાસ્થ્ય અને આધ્યાત્મની દ્રષ્ટિએ ખોરાક વિષે શોધ ખોળ કરી છે, આ બધી વસ્તુઓ ગાંધીજીનાં અંગ બની ગઈ છે. આ બધી વસ્તુઓનું એકીકરણ જેમાં સમાપ્ત થાય છે એ ગાંધી છે," આપણે ઉમેરીશું કે ગાંધીજી એ કેળવણીમાં નવા પ્રયોગો શરૂ કર્યા, જીવનમાં સાદાઈ લાવ્યા,

સાહિત્યને નવજીવન આપ્યું અને હિંદુ મુસ્લિમ એકમ માટે પ્રાણ આપ્યા.

એટમ બોમ્બ પડ્યો અને હિરોશિમા નાશ પામ્યું, ગાંધીજીના મૃત્યુ સમાચારે જગતના કરોડો માનવીનાં હૃદય આશા ભગ્ન બન્યા. પત્રકારોએ એમને પયગમ્બર કહ્યા, કોઈએ તેમને ઈશ્વર કહ્યા. અને પ્રયત્ન કરી મોટા થવા માટે તે ઈશ્વર કરતાં પણ મોટા એમ કહેતાં પણ ન અચકાયા. 'નતીક શીએ કહ્યું કે ગાંધીજી એ વ્યક્તિ નહતા પરંતુ કુદરતી અલૌકિક ઘટના હતા. સર્વ પ્રકૃતિ–ગાંધીજીના કટ્ટર વિરોધી લોર્ડ સૌન-કીનો અભિપ્રાય સ્વીકારવો રહેશે. "ગાંધીજી જગત છોડશે ત્યારે સહુને કબુલ કરવું પડશે કે તેમણે આદરેલી પ્રવૃત્તિના કારણે તેઓ દુનિયાને હતી તેના કરતા સારી મૂકી ગયા છે."

સ્વરાજ મંથન કાળે કોમી વિષ ઉગ્ર બની બહાર નીકળ્યું, તેનું પ્રાણ ભોગે પાન કરી દેશને અમૃત પ્રાપ્તિ થાય તેવો માર્ગ કરી, ગાંધીજી નીલકંઠ બન્યા.

વસ્તુત, સત્ય, પ્રેમ, અને અહિંસાના ત્રણ પગલાં ભરી ભગવાન ગાંધીજીએ જગતને આવરી લીધું. તેમના મૃત્યુથી જગતભરમાં ઉઠેલાં આંદોલનથી એ સત્ય નિઃશંક પણે પુરવાર થયું છે.

*
**

"દુનિયા મારો દેશ છે, અને ભલું કરવું એ મારો ધર્મ છે" થોમસ પેઈન.

* * *

"દરબારીઓનાં બે મુખ્ય સૂત્રો છે, ગમે તે સંજોગોમાં ગંભીર રહેવું અને વચનો પાળવા નહી." સ્વીફ્ટ.

* * *

"દુનિયામાં કહેવામાં આવેલાં ઉત્તમ કથનો અને વિચારો જાણવા તે સંસ્કૃતિ"
—મેથ્યુ આર્નોલ્ડ.

* * *

"બચાવ માટે અમે કરોડો રૂપીઆ આપીશું, પણ ખંડણી માટે એક ફુટી પાઈ ન આપીયે." —ચાર્લ્સ સી પીન્કની

* * *

"દુનિયામાં ત્રણ જાતનાં જુઠાણાં હોય છે, જુઠાણાં, અધમ જુઠાણાં અને આંકડાઓ"
—ડીઝરાયલી

# ગુજરાતી ગ્રંથકાર સંમેલન : ૧૯૪૮

ચતુરભાઈ શં. પટેલ

ગુજરાતી તથા મરાઠી સાહિત્યના પ્રસિદ્ધ ગ્રંથકારોને નિમંત્રી, તેમની વ્યાખ્યાનમાળા યોજવાની ગોઠવણ શ્રી વડોદરા સરકારે કરી છે. તે મુજબ સને ૧૯૩૪ માં આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ, પ્રો. બ. ક. ઠાકોર, દી. બ. કૃષ્ણલાલ ઝવેરી અને શ્રી. રમણલાલ દેસાઈનાં તેમજ સને ૧૯૩૮ માં શ્રી કાકા સાહેબ કાલેલકર, શ્રી. હિંમતલાલ અંજારીઆ, પ્રો. રામનારાયણ પાઠક, મુનિશ્રી જિનવિજયજી અને શ્રી. ઝવેરચંદ મેઘાણીના વ્યાખ્યાનો યોજવાં હતા. ચાલુ વર્ષે તા. ૧૭–૧૮–૧૯ જાન્યુઆરીના દિવસોમાં ગુજરાતી વિદ્વાનોની એ રીતની ત્રીજી વ્યાખ્યાનમાળાનો અમૂલ્ય લાભ વડોદરાને મળ્યો હતો. પાંચેય વ્યાખ્યાનો ન્યાયમંદિરના વિશાળ સભાખંડમાં રાખવામાં આવ્યાં હતાં અને પ્રમુખસ્થાને વડોદરાના પ્રતિષ્ઠિત વિદ્વાન શ્રી. રમણલાલ દેસાઈ વિરાજ્યા હતા. આપણે એના ઉપર ઊડતી નજર નાખીએ.

પહેલું વ્યાખ્યાન શ્રી. ઉમાશંકર જોષીનું "શૈલી' વિષેનું હતું. વ્યાખ્યાતાનો પરિચય કરાવતાં પ્રો. ચતુરભાઈએ જણાવ્યું કે આજની વ્યાખ્યાનમાળાનો મંગલ પ્રારંભ સુંદર અને શિવના સુભગ સમન્વયરૂપ ઉમાશંકરથી થાય છે એ કેવળ આકસ્મિક છતાં શુભના સંકેત સમું છે, અને આપણને મળનારી અપૂર્વ રસલ્હાણની આગાહી આપે છે. કવિશ્રી ઉમાશંકરની પ્રતિભા અને વિદ્વત્તાનો પરિચય અપાયા બાદ એમણે પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું અને કાવ્યશાસ્ત્રના એ ગહન વિષયને દૃષ્ટાન્તો દ્વારા તેમ જ અન્ય રીતે અને એટલે સુગમ અને વિશદ કરતા પ્રબલ કર્યો. કાવ્યના દેહ અને દેહી રૂપ મનાતા શબ્દ અને અર્થમાંથી શૈલીનો સંબંધ શબ્દ સાથે હોવાથી એને સામાન્યતઃ કાવ્યનું બહિરંગ માનવામાં આવે છે. પણ એ ખ્યાલ સર્વથા સાચો નથી, કેમકે શૈલી અર્થની ક્રિયા આત્માની પોતીકી છે અર્થની જોડે બાહ્ય ઉપાધિ રૂપે જોડાયેલી નથી પણ એની સાથે અવિનાભાવ સંબંધથી જડાયેલી છે. અર્થાત્ શૈલી કાવ્યનું બહિરંગ છે એટલું જ અંતરંગ પણ છે, અને એથી જ કેટલાક આલંકારિકો એને કાવ્યનો આત્મા ગણે છે. શૈલી, રીતિ, વૃત્તિ, વક્રોક્તિ આદિ વિવિધ નામે ઓળખાય છે અને વામન રીતિને તો કુંતક વક્રોક્તિને કાવ્યનો આત્મા કહે છે. બેકનની 'શીલ તેવી શૈલી'ની ઉક્તિ પણ આ વાતનું જ સમર્થન કરે છે એમ જણાવી શ્રી. ઉમાશંકરે એમનું વિદ્વત્તાભર્યું વ્યાખ્યાન પૂરું કર્યું હતું.

બીજું વ્યાખ્યાન હાસ્યના રસતરંગ વહાવનાર શ્રી. જ્યોતીન્દ્ર દવેનું "હાસ્યરસ" વિષે હતું. એમને સાંભળવા સાહિત્યરસિક જનતા બહુ મોટી સંખ્યામાં ઉમટી હતી. સ્વ. મેઘાણીજી પછી આટલી મોટી સંખ્યાને આકર્ષનાર કદાચ આ બીજા જ સાહિત્યકાર હશે. ડૉ. મંજુલાલ વ્યાખ્યાતાનો પરિચય આપવા ઊભા થયા, પણ સરકારી લાઉડ સ્પીકર કામ કરતું નહિ હોવાથી એમને બેસી જવું પડ્યું. વડોદરાના વીજળી ખાતાના અંધેરની વાતો તો ઘણી સાંભળી હતી, પણ એનો પ્રત્યક્ષ અનુભવ સૌને ત્યારે ખરેખર થયો. એટલી મોટી મેદનીને તે દિવસે નિરાશ થઈ પાછા જવું પડ્યું, અને બીજે દિવસે

ખાનગી લાઇક રેપીકર આપ્યું ત્યારે કામ ચાલ્યું !

પ્રમુખશ્રીએ વ્યાખ્યાતાને સુયોગ્ય સૂચન કર્યું કે આ બધા લોકો તમારો હાસ્યરસ ઝીલવા આવ્યા છે, હાસ્યરસ પરની શાસ્ત્રીય ચર્ચા સાંભળવા નહિ. અને શ્રી. જ્યોતિન્દ્રે એ સહર્ષ સ્વીકારી લીધું હાસ્યરસ ઉપર લખી આણેલું લાંબુ શાસ્ત્રીય વિવેચન બાજુ પર મૂકી દીધું અને શ્રોતાઓને હસાવતાં હસાવતાં હાસ્યનાં તત્વોને હળવી રીતે વર્ણવી દીધાં. હાસ્ય વિષે દેશપરદેશના વિદ્વાનો શું માને છે, હાસ્યરસ માટેની ભૂમિકા કેવી જોઇએ, હાસ્ય ક્યારે નિષ્પન્ન થાય છે અને ક્યારે ઊડી જાય છે એ બધું એમણે સુયોગ્ય દૃષ્ટાન્તોથી એવી રસિક રીતે રજૂ કર્યું કે લોકોને પોતે તાત્વિક ચર્ચા સાંભળે છે એવું ભાન સરખેય ન રહ્યું અને સૌ એક કલાક સુધી હાસ્યની પ્રસન્નમધુર છોળોમાં રસતરબોળ બની રહ્યા.

ત્રીજું વ્યાખ્યાન પ્રો. અનંતરાય રાવળનું "અર્વાચિન ગુજરાતી સાહિત્ય એના પ્રેરક બળો" વિષેનું હતું. શ્રી. યોગેન્દ્ર ત્રિપાઠીએ વ્યાખ્યાતાનો પરિચય આપ્યા બાદ પ્રો. અનંતરાયે અર્વાચિન ગુજરાતી સાહિત્યના અનંત વિસ્તૃત અતિ દીર્ઘ પટને ઉકેલવાનો સબળ પ્રયત્ન કર્યો, પણ સમયની મર્યાદાને લઈને એમને લગભગ અર્ધે રસ્તે અટકવું પડ્યું. અર્વાચીન સાહિત્યનો સો વર્ષનો લાંબો પંથ, અને તે પણ એક અભ્યાસરત અધ્યાપકે મેળવેલી ઝીણીઝીણી વીગતો રૂપી ટેકરીઓથી ભરેલો, પચાસ મીનીટમાં પૂરો કરવો તે કોઈને માટે અશક્યવત્ છે દલપતનર્મદનો જમાનો, સમાજ-ધર્મ-સંસાર સુધારો, કેળવણી પ્રચાર, વિદ્યાપીઠોની સ્થાપના અંગ્રેજી સંસ્કૃતફારસીનો અભ્યાસ ઇત્યાદિ સાહિત્યનાં પ્રેરકબળોની એમણે એટલી વિસ્તૃત અને વીગતવાર છણાવટ કરી કે મોટા ભાગનો સમય એ યુગના ચિત્રણમાં જ ખરચાઈ ગયો અને ગોવર્ધનરામના પંડિતયુગનું બહુ આછું અને અને અછડતું દર્શન માત્ર તેઓ કરાવી શક્યા અને આધુનિક ગાંધીયુગને તો તેઓ સ્પર્શી પણ ન શક્યા એમ કહીએ તો ચાલે.

પરંતુ એમનું અધૂરું મૂકેલું કાર્ય આપણી વ્યાખ્યાનમાળાના પાંચમા વ્યાખ્યાતા પ્રા. વિજયરાય વૈદ્યે પૂરું કર્યું. પ્રો. ભાઈલાલ કોઠારીએ પ્રા. વિજયરાયનો પરિચય કરાવ્યા બાદ તેમણે "છેલ્લી પચ્ચીસીની ગુજરાતી સાહિત્યસૃષ્ટિ" પરનું પોતાનું અભ્યાસપૂર્ણ વ્યાખ્યાન વાંચ્યું, અને ગાંધીયુગની અવનવી સાહિત્યસમૃદ્ધિનો સરસ પરિચય કરાવ્યો. કાવ્યનાટક, નવલ, નવલિકા આદિ લલિત વાઙ્મય અને ચિંતનવિવેચન, ચરિત્ર, નિબંધ, સંશોધન, સંપાદન આદિ લલિતેતર વાઙ્મયની સંપત્તિ આ નાની દેખાતી પચીસીમાં એટલી વિપુલ અને સભર ભરેલી છે કે એને ન્યાય આપવા જતાં વ્યાખ્યાન ગ્રંથ અને ગ્રંથકારોની એક ટીપ જેવું બની જાય, પણ એનો કંઈ ઉપાય ન હતો. આ રીતે આ ઉભય પ્રાધ્યાપકોએ, અનુધારી રીતે અન્યોન્યના પૂરક બનીને, અર્વાચીન ગુજરાતી સાહિત્યનો (સર્વાંગીણ અભ્યાસ આપણા આગળ મૂકી દીધો અને ક્યાંય પણ પિષ્ટપેષણ વિના સૌને જ્ઞાનલહાણથી સંતુષ્ટ કીધાં.

ચોથું વ્યાખ્યાન આપણા એક વાર્તાકાર શ્રી. ધૂમકેતુનું હતું. શ્રી. રમણલાલ દેસાઈએ એમની ખૂબ ટૂંકામાં ઓળખ કરાવ્યા બાદ એમણે પોતાનો વિષય "ભાવક સાહિત્યદૃષ્ટિ અને લોકસંસ્કાર" અપૂર્વ સફળતાથી ઉકેલ્યો, અને સાહિત્યસૃષ્ટિ તે અમુક લેખકવર્ગનો ઇજારો નથી, પણ સમાજમાં, આમજનતામાં સર્વત્ર

આખ્ય છે તે ઉચિત ઉદાહરણોથી દેખાડી આપ્યું. પ્રત્યેક માનવી જે કંઈ બોલે કે લખે છે તેની પાછળ એની સાહિત્યદૃષ્ટિ કામ કરી રહી હોય છે અને એને અમુક રીતે નહિ પણ અમુક પ્રકારેજ અભિવ્યક્ત થવા પ્રેરી રહી હોય છે. જનસમાજની આવી વ્યાપક સાહિત્યદૃષ્ટિ જનસંસ્કાર જગાડે છે, લોકસંસ્કારના બીજ સાહિત્યકારોના અભિનવ સર્જનમાં રહેલાં છે તેટલાંજ આમવર્ગની આ વ્યાપક સાહિત્યદૃષ્ટિમાં રહેલાં છે. સાહિત્યદૃષ્ટિ સામાન્ય વાતચીતમાં પણ કેવો મોટો ભાગ ભજવે છે તેનું એમણે એક સરસ દૃષ્ટાંત આપ્યું. એક રાજાને પોતાના બધા દાંત પડી ગયા એવું સ્વપ્ન આવ્યું. એનો અર્થ જાણવા રાજાએ એક જ્યોતિષીને બોલાવી પૂછ્યું. જ્યોતિષીએ કહ્યું એનો અર્થ એ છે કે તમારાં બધાં સગાંવહાલાં તમારા પહેલાં મરી જશે. રાજાને એથી સંતોષ ન થયો, એટલે એને કાઢી મૂકી બીજા જ્યોતિષીને બોલાવ્યો. સાહિત્યદૃષ્ટિવાળા એ જ્યોતિષીએ રાજાને જણાવ્યું કે મહારાજ, એ સ્વપ્નનો અર્થ એવો છે કે આપ આપનાં સર્વ સ્વજનો કરતાં દીર્ઘાયુ થશો. એ સાંભળી રાજા પ્રસન્ન થયો અને જ્યોતિષીને સિરપાવ આપી વિદાય કર્યો. વાસ્તવમાં બેઉનું કહેવું સરખું છે. પણ કહેવાની રીત જુદી છે. એકમાં સાહિત્યદૃષ્ટિ નથી બીજામાં છે. આ રીતે શ્રી ધૂમકેતુએ પોતાના વિષયને અપૂર્વ દક્ષતાથી અને સફળતાપૂર્વક રજુ કર્યો અને શ્રોતાઓએ એ ચિંતન ભરેલા ભારે વિષયને પણ રસભેર અને આનંદભેર ઝીલ્યો. સર્જન અને ચિંતનના એ લેખકે સર્જનમાં તો અનેરું પદ પ્રાપ્ત કર્યું છે અને ચિંતનમાં પણ કરી રહ્યા છે એની સાક્ષીરૂપ એમનું આ વ્યાખ્યાન હતું.

ગુજરાતના પાંચ સાક્ષરોનાં આવાં સુંદર પ્રવચનોનો અને સૌના શિરમોર સમા શ્રી રમણભાઈના સંભારણનો જે દુર્લભ લાભ વડોદરાને મળ્યો તે વડોદરા લાંબા સમય સુધી વીસરશે નહિ-નિદાન આવતા ગુજરાતી સાહિત્યકાર સંમેલન સુધી તો નહિ જ.



# મારું એક સંસ્મરણ

મોહનલાલ ભટ્ટ

પૂ. બાપુજી તો આપણને સૌને રડતા મૂકી ચાલ્યા ગયા છે. પણ તેમનાં સંસ્મરણો તો આપણને હંમેશા યાદ રહેશે. આ હકીકત હોવા છતાં આજે તો તેમનાં કેટલાંયે સંસ્મરણો માત્ર ઝાંખીરૂપે જ દેખાય છે અને અદૃશ્ય બની જાય છે. યાદ કરવા જતાં પણ સ્મૃતિલોપ થયાનો અનુભવ થતો લાગે છે. એમને વિષે વિચાર કરવા જતાં તરત જ તેમના હારમાં મૃત્યુનું ચિત્ર કલ્પનામાં આવી ઊભું રહે છે. મન વિહ્વળ બની જાય છે અને બીજું બધું ભુલાઈ જાય છે.

નવજીવનમાં મેં લગભગ ૧૭ વરસ સુધી કામ કર્યું અને તેને અંગે પૂ. બાપુજી સાથે ઘણા નિકટના સંબંધમાં આવ્યો. એ વખતના ઘણા નાનાં મોટાં સંસ્મરણો છે. પણ તે અત્યારે યાદ કરીએ તો પણ યાદ આવી શકે એમ નથી. નવજીવનમાંથી છુટા થયા પછીનું અંતિમ સંસ્મરણ જ આજે તો તીવ્ર લાગણી પ્રેરનારું બન્યું છે.

નવજીવનમાંથી હું છૂટો થયો, એ પછી પૂ. બાપુજીએ મને વર્ધા બોલાવ્યો અને ત્યાં બેએક મહિના રહેવાની મને આજ્ઞા કરી. મારી દિકરી ઇન્દુમતી તે વખતે કન્યાશ્રમમાં ભણતી હતી, હું પહોંચ્યો તે અરસામાં સાબરમતી આશ્રમની કન્યાઓ રજાઓમાં અમદાવાદ આવવા નીકળવાની હતી. ચિ. ઇન્દુમતીને પણ તેમની સાથે જવાનું નક્કી હતું. પણ હું ત્યાં ગયો, પહોંચ્યો એટલે તેને વર્ધામાં જ રોકાઈ જવાનું મન થયું. મેં તો તેને અમદાવાદ જવાનો જ આગ્રહ કર્યો. પૂ. બાને એની ખબર પડી. ચિ. ઇન્દુમતીએ પૂ. બાનો પ્રેમ મેળવ્યો હતો તેમણે પણ મને તેની મરજી છે તો તેને રહેવા દેવા જણાવ્યું. છતાં મારું મન માનતું ન હતું, પૂ. બાએ બાપુજીને વાત કરી તેઓ મારો સંકોચ સમજી ગયા. નવજીવનમાંથી છૂટો થયો હોવાથી ત્યાંના રસોડા પર મારી સાથે મારી દીકરીનો પણ ભાર વધે એ મને પસંદ ન હતું. પરંતુ બાપુજીએ મને આજ્ઞા કરી ચૂપ કરી દીધો. હું તેમના કુટુંબમાંનો જ હતો એનું મને ભાન કરાવ્યું. મારી દીકરી પણ એ કુટુંબની જ એક દીકરી હતી. પછી મારે સંકોચ રાખવાનું કંઈ કારણ ન રહ્યું.

એ સમયનું એક બીજું પણ સંસ્મરણ છે. ઉપર જણાવ્યું છે તેમ હું વર્ધામાં તે વખતે બે એક મહિના રોકાવાનો હતો. રાષ્ટ્રીય મહાસભાની જ્યુબીલી આવતી હતી તેને અંગે મહાસભા તરફથી ૫૦ જેટલી જુદા જુદા વિષય પર પુસ્તિકાઓ પ્રગટ કરવાની યોજના હતી. એમાં Non-Violence (અહિંસા) પર પણ એક પુસ્તિકા તૈયાર કરવાની હતી. એ વિષય પરના પૂ. બાપુજીના 'યંગ ઇંડિયા' માં પ્રગટ થયેલા લેખોમાંથી ઉતારાઓ તારવી એક નાની પુસ્તિકાનું સંપાદન કરવાનું કામ શ્રી. ખુરશીદબહેન તથા મને સોંપવામાં આવ્યું હતું. એ કામ ચાલુ હતું એવામાં રસોડાના મુખ્ય કામ કરનાર બાઈને દેશમાં જવાનું થયું. એનું કામ કોઈને સોંપવાનો પ્રશ્ન આવ્યો. પૂ. બાપુજીએ મને બોલાવી એ કામ પણ ઉપાડી લેવાનું જણાવ્યું. પૂ. બા તે વખતે ત્યાં જ હતાં તેમને મારી દયા આવી. તેમને લાગ્યું કે મારે માથે પૂ. બાપુજીએ આ બેવડો ભાર નાખ્યો છે. તેમણે બાપુજીને કહ્યું "મોહનલાલ તો 'નવજીવન'માં શોભે, રસોડે તે કંઈ શોભે?" બાપુજીએ કહ્યું "એમને એ તો બધે શોભે એવો છે."

રસોડામાં કામ કરનારી બહેનોને પણ મારા ત્યાં જવાથી આશ્ચર્ય થયું હશે અને તેમના મનમાં કંઈ વસવસા જેવું પણ હશે કે આ ભાઈ અહીં શું કરશે ? પૂ. બાપુજીનો એક આદિ એ વખતે દરરોજ રસોડામાં ત્યાંની વ્યવસ્થા જોવા માટે થતો હતો. ત્યાં મને બધા સાથે મળીને ઉત્સાહથી કામ કરતો જોઈ તેઓ રાજી થયા અને રસોડાની બહેનોને પણ પોતાની પસંદગી બરાબર હતી કે નહિ તે વિષે પૂછી ખાતરી કરી લીધી. આમાં પણ પૂ. બાપુજીનો મારા પ્રત્યેનો કુટુંબભાવ જ જોયો છે. અને તેમાં મેં મમતાની અનુભવી છે. આશ્રમમાં રહેવા આવનાર સૌને તેઓ એક કુટુંબમાં રહેનાર કુટુંબીઓ જ ગણતા હતા અને બધા આશ્રમવાસીઓમાં પણ એવી કુટુંબભાવના પેદા થાય એમ ઇચ્છતા હતા.



---

આંધળી પત્ની અને બ્હેરા પતિનાં જ લગ્ન સફળ નીવડે.

× × ×

વિચારો પ્રદર્શિત કરવા કરતાં વિચારો છુપાવવા માટે ભાષાનો વધારે ઉપયોગી છે.

× × ×

# આંતરરાષ્ટ્રીય રાજકારણ

પ્રફુલ્લચંદ્ર શાહ

સામાન્ય જનતાનું પોતાનો પક્ષ વધારે હિત સાધશે એવાં વચનો આપવામાં અમેરિકન રાજકીય પક્ષો હરિફાઈ કરવા લાગ્યા છે. પ્રે. ટ્રુમેન તો દરેક માટે કંઈ ન કંઈ કરશે એમ તેણે જાહેર કર્યું છે. લઘુમતિઓ, ખેડૂતો મજૂરો, પરદેશમાંથી આવેલાઓ' એમ પ્રત્યેકનાં હિત માટે તે પ્રયાસ કરશે એમ તેણે જાહેર કર્યું છે.' અને ઉપરાંત નાના આવક વેરા ભરનારાઓને ૪૦ ડોલરની રાહત આપવા વ્યવસ્થા કરશે એવી તેણે જાહેરાત કરી છે. વિરોધી પક્ષ મજાક ઉડાવે છે કે 'અરે, પ્રભુ, નાણાંકીય કુબાવો' ખાટલો ખીચો વધી ગયો છે! મત દીઠ બે ડોલર આપી મતો મેળવનાર પેન્ડર ગેન્ગ કરતાં ટ્રુમેને વધ્યો! તે ચાલીશ ડોલર આપવા કહે છે!" રશિયા તરફ સહાનુભૂતિમય વલણ અખત્યાર કરવાની નીતિવાળા વોલેસે તેની આંતરિક નીતિ સ્પષ્ટ કરી છે. મજૂરો અને નોકરોને પગારમાં વધારો અપાવવા; ભાવો પર કાકુ-નિયમન મૂકવા ટેફ્ટ-હાર્ટલિ કાનુન રદ કરવા, તે વચનો આપે છે, દરમ્યાન અમેરિકન મૂડીવાદીઓ કિંમત ઘટી જવાના ભયને લઈને કામ પૂરતું ઉત્પાદન કરવા દેતા નથી એવી મજૂરોની ફરિયાદ છે.

અમેરીકન બજેટના પચ્ચીસ ટકા હજી અમેરિકા લશ્કર પાછળ ખરચે છે. કેનેડા અને અને ગ્રેટ બ્રિટનમાં અમેરિકન વર્ચસ્વ છે અને હવે તે લેટિન અમેરિકાને પંપાળે છે. અલાસ્કા, જપાન, ચીન ઇન્ડોચ, ઇરાન, તુર્કિ, ગ્રીસ, ઓસ્ટ્રિયા અને પ. જર્મનીમાં તેનું લશ્કરી દૃષ્ટિએ વર્ચસ્વ છે. આટલાથી તેણે સંતોષ માન્યો નથી, પરંતુ તે વિશાળ પ્રમાણમાં અણુબોમ્બ બનાવશે એમ તેણે જાહેર કર્યું છે અને રશિયા વધારામાં આરોપ મૂકે છે અમેરિકા રોગ જંતુના બોમ્બ પણ બનાવી રહ્યું છે પરદેશમાં વીસ હજાર કરોડ ડોલર મદદ અને પુનર્ઘટના માટે તો અમેરીકાએ અગાઉ વાપરી દીધા હતા અને હવે ૪ કરોડ ૩૦ લાખ અમેરિકનોને માથા દીઠ ૪૪૦ ડોલર આપવા પડે, તેટલી રકમ તે માર્શલ યોજનામાં ખરચશે. સામ્યવાદને ભાળવાની આ બધી ચાલ છે એમ રશિયા કહે છે.

સામ્યવાદીઓ ઇંગ્લેન્ડની મજૂર સરકાર પર આરોપ મૂકે છે કે આ સરકારે જનતાના હિત માટે શું કર્યું? બેંક ઓફ ઇંગ્લેન્ડ, કોલસા અને વિમાન ઉદ્યોગોનું તેણે પ્રથમ વરસેજ રાષ્ટ્રીયકરણ કર્યું. પછી રેલ્વે, વાયરલેસ આવ્યાં અને હવે સ્ટીલ, લોખંડ, વિ. નો વારો આવશે. પૂર્વઅહથી કોરાઈ ન જઈએ તો આ ઠીક કરી શકાય. આજના સંજોગોમાં બેવિન નીતિ પણ સારી છે અને માર્શલ યોજનાનો લાભ લેવો ઇંગ્લેન્ડ માટે જરૂરી છે. મજૂરીમાં હવે વધારો ન માગવા માટે મજૂરોને અને વધારે નફો ન લેવા માટે સરકાર મૂડીવાદીઓને વિનંતી કરે છે. ૧૯૩૯માં મજૂરોને મળતી મજૂરી કરતા હવે ૭૩ ટકા વધારે મજૂરી મળે છે અને એકંદર ૮૦ લાખ નોકર અને મજૂરોને વધારો મળ્યા છે.

• ગયા યુદ્ધ દરમ્યાન ચર્ચિલે રશિયન નીતિનો પ્રથમવાર પ્રતિકાર કરવા માટે યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ યુરોપ સ્થાપવાની હાકલ કરી હતી. તે નીતિને અનુસરી હવે પશ્ચિમ યુરોપના દેશોનું સંગઠન થઈ રહ્યું છે, ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, લક્ઝ-

આર્બ, હોલેન્ડ, બેલ્જીઅમ, અને ઇટલિનું જૂથ રચાય છે ગ્રીસ ટર્કિ, ઇરાન, ટ્રાન્સજોર્ડન અને ઈજીપ્તને પણ આ જૂથ પ્રત્યે સહાનુભૂતિ રહે એવા સંગીન પ્રયાસો ચાલે છે, પરંતુ ઇરાક, ઇજીપ્તમાંથી બ્રિટિશ લશ્કર ખસેડવામાં આવે નહીં, ત્યાં સુધી મધ્ય એશિયાના આ રાજ્યોની સંપૂર્ણ સહાનુભૂતિ મેળવી શકાશે નહિ. વળી આફ્રિકાના સંસ્થાનો આ દેશના લાભ માટે ખીલવી આત્મનિર્ભર બનવાની આ જૂથની નેમ છે

આંતર રાષ્ટ્રીય નાણાંકીય ફંડનો વિરોધ છતાં ફ્રાન્સે તેના ફ્રાન્કની કિંમત ઘટાડી છે અને તેથી પરદેશીઓને ફ્રાન્સનો માલ લેવામાં હવે એંશી ટકા જેટલો ફાયદો થશે. હવે એક ડૉલરના ૨૧૪.૨ અને એક પાઉન્ડના ૮૬૪ ફ્રાન્ક મળશે. પહેલાં એક રૂપિયામાં ૩૫-૫ ફ્રાન્ક મળતા, હવે રૂપિયાના ૬૦ ફ્રાન્ક મળશે. ફ્રાન્સથી મોટરકાર, અત્તર, દારૂ હિંદ આવતાં, તે વસ્તુઓ હવે હિંદને સસ્તા ભાવે મળી શકે, પણ હિંદની આયાત નીતિ પર નિયંત્રણ હોવાથી, તેમજ તેને ખરીદ કરવા માટે પરદેશી ચલણની જોઈતી છૂટ ન હોવાથી હિંદને આથી કશો ફાયદો થાય એમ નથી. હિંદ ફ્રાન્સને રૂ અને તેલીબીયાં આપી શકે તેથી તે તેને હવે આ ફેરફારથી મોંઘા પડે, પણ હિંદે રૂની નિકાસ પર કર ખાંડી પર ૪૦ થી વધારી ૮૦ રૂ. કર મૂક્યો છે. તેમજ ફ્રાન્સે હિંદની તેલીબીયાંની ખરીદી અગાઉથી ઘટાડી હતી, એટલે આપણને કંઈ ખાસ ગેરલાભ પણ નથી. આ ફેરફારથી ઇંગ્લેન્ડને માઠી અસર થવા સંભવ છે પણ ઇંગ્લેન્ડ પાસેથી ફ્રાન્સ યંત્રો ખરીદ કર્યા કરશે એવી ફ્રાન્સે ખાતરી આપી છે રશિયાએ પણ પોતાની આર્થિક મજબૂતી સાધવા નવો સિક્કો દાખલ કર્યો છે. ઇટલિ પણ ફ્રાન્સનું અનુકરણ કરવા માગે છે અને ચીન પણ એવું પગલું લેવા વિચારે છે.

યુદ્ધ અગાઉ જેટલું ઉત્પાદન રશિયા કરતું, તેટલું ઉત્પાદન હવે તે કરી શકે છે એમ જણાવવામાં આવ્યું છે. તેણે રૂમાનિયા જોડે વીસ વરસ માટે લડાઇ દરમ્યાન અન્યોન્યને સહાય કરવાના તેમ જ બીજા કરારો કર્યા છે આ કરાર વખતે સ્ટેલિન હાજર હતા એવું જાહેર કરવામાં આવ્યું છે દ. ક. તરીકે ઇટલિના વહાણો ઇંગ્લન્ડ, અમેરિકા નહિ લેશે પણ રશિયા તે લેવાનું જતું કરશે નહિ. અમેરિકાને પોતાના દેશમાં ઇરાન દખલ કરવા દે છે. તે માટે રશિયાનો વિરોધ છે. એવી રશિયન ચેતવણીનો ઇરાને રશિયા પર આઝરબૈજાનમાં, ઉશ્કેરણી કરવાનો સામો આરોપ મૂકી પ્રત્યુત્તર આપ્યો છે.

ઇરાકના વડા પ્રધાન સાલેહ જાબરે ઇંગ્લેંડ જોડે જે નવા કરારો કર્યા, તેની સામે પ્રજાએ ઉગ્ર વિરોધ કર્યો 'એટલું' જ નહિ પરંતુ ખુદ રાજ્યવર પણ આ વિરોધમાં સામેલ થયો, વિદ્યાર્થીઓ પર ગોળીબારો કર્યા છતાં આ વિરોધ પ્રવૃત્તિનું શમન ન થયું, પ્રધાન મંડળે રાજીનામું આપ્યું. પણ, અને રિજન્ટે પ્રજાજનોને જણાવ્યું, "દેશની સત્તાનો ઇન્કાર કરતી સંધિ સ્વીકાર્ય નથી."

ટ્રાન્સજોર્ડન ઇંગ્લેન્ડ જોડેની શરતો પાછી વિચારી નક્કી કરવા માગે છે. અહીંના સુલતાનને મોટુ સિરીયા રચવાની મહેચ્છા છે પણ એમાં ઇરાક, સિરિયા દાખલ થાય એવું લાગ જણાતું નથી. બ્રિટન આ દેશ સાથે ફરી સંધિ કરે તેનો પ્રતિકાર કરવા માટે આરબ લીગમાં એક ઠરાવ આવ્યો છે કે આરબ લીગનો કોઇ પણ દેશ સંધિ કરે તેને લીગની મંજૂરી મેળવવી પડશે.

ઇન્ડોનેશિયામાં જુદાજુદા ભાગોને ચાલતી જુદી જુદી રચવા સલાહ આપી, યુનાઇટેડ સ્ટેટ ઓફ ઇન્ડોનેશિયામાં જોડાવા સલાહ આપી

હોલેન્ડે હાથતો વર્ચસ્વ ગુમાવ્યું છે. હજી ઘણો દેશીઓની ભાઈ ભાઈ કતલ ચલાવે એવી ઇન્ડોનેશિયા સરકારે ફરિયાદ કરી છે.

ઇન્ડોચાયનામાં પણ ફ્રેંચ સામ્રાજ્યવાદીઓના હાથ હાથ ઉપર રહ્યા છે. ડૉ. હોચીમીન્હના પ્રખર રાષ્ટ્રવાદને લઈને ફ્રાન્સ તેની જોડે વાટાઘાટ કરતું નથી પણ તેણે બનાવેલા સરકે-નચાવ બાઓ–દાઈ જે જોડે સંધિની શરતો વિચારે છે. આ વિનિતની માગણીઓ પણ સ્વીકારવામાં નથી આવી. સિલોન સ્વતંત્ર થયું છે, સામ્યવાદીઓએ મજુરીયાનો લગભગ કબજો કર્યો છે. તે હવે પછી વિચારીશું.

પેલેસ્ટાઈનમાં બન્ને પક્ષો ભારે તૈયારી કરે છે જ્યુઓને અમેરિકાની મદદ આપે છે અને આરબોને આરબ લીગના દેશો હથિયારો આપી રહ્યાં છે. યેમનમાં તેલ, કોલસો હાથ કરવા અમેરીકન, અંગ્રેજો સંકુળ ખટપટ કરી રહ્યા છે.



# હિંદી રાજકારણ

★

પ્રફુલ્લચંદ્ર શાહ

નવયુગ પ્રવર્તક ગાંધીજીના ખૂનથી હિન્દે નિરાધારતા અનુભવી. એ કારી ઘાથી જન્મેલી ગભરામણમાંથી પ્રજાએ હજી સ્વસ્થતા મેળવી નથી. આ અમાનુષી કૃત્યથી હિંદી સરકારને ઉથલાવી પાડવાનો કાવતરાખોરનો હેતુ હોય તો તે નિષ્ફળ ગયો છે અને હિંદી પ્રધાનો રાજનીતિ વિષે એકમત છે એવું જાહેર થયું છે. સામાન્ય જનતાએ હિંદુ મહાસભા પર ઉગ્ર રોષ ઠાલવી હિંદુઓ પ્રભાવાદથી નિર્લેપ છે એમ સિદ્ધ કર્યું છે. મુસ્લિમો આ ધર્મ પંથ અપનાવી લે તો હિંદી નેતાઓના આદર્શરાજ રચવાના સ્વપ્ના સત્ય થશે. હિંદી સરકારે કોમી સ્વયંસેવક દળો પર પ્રતિબંધ મૂક્યો છે આ સ્વયંસેવક દળો કોમ ખાડઝમાં લઈ લેવાને માટે સરકાર અને મહાસભા પ્રવૃત્ત થશે એવી આશા રાખીશું.

લાડીલા આગેવાન જેવા પ્રાણસમ પ્યારા રાષ્ટ્ર પિતાનુ ખૂન એક હિંદુ મહા સભાવાદી ખૂન કરે એટલે જનતા પ્રત્યેક હિંદુ મહા સભાવાદી પર રોષે ભરાય એ સમજી શકાય પણ તે કેવું ખોટું છે, તે દેવીદાસ ગાંધીના કથન ઉપરથી સમજાશે. તેમણે કહ્યું કે અનેક હિંદુ મહાસભાવાદી અને આર. એસ. એસના સ્વયંસેવકો ગાંધીજી માટે પ્રાણ આપવા તૈયાર હતા. કાવતરાખોરો સામે સરકાર કડકમાં કડક પગલા લેશે, માટે દરેક હિંદીએ સંયમ રાખી ગુનેગારો સંબંધી જરૂરી માહિતી સરકારને આપવી એ તેમની મોટી ફરજ છે.'

યુનોમાં કાશ્મિરનું કોકડું વધારે ગુંચવાયુ છે. પાકિસ્તાન પ્રતિનિધિએ પાંચ કલાક અને વીસ મીનીટ પર્યંત લાંબા ભાષણો કરી હિંદ પર વિષયાન્તર કરી આરોપો મૂક્યા. હિંદે મૂકેલા સીધાસાદા પ્રશ્નને, યુનોએ તેમાં અનેક પ્રશ્નો શામેલ થવા દીધા. આ બધી ફરિયાદો પાકીસ્તાને પહેલાં કરી શા માટે ન કરી એ સાદી વાત બીજાઓના ધ્યાનમાં નથી એમ નથી પણ તેઓ પૂર્વગ્રહથી કામ કરી રહ્યા છે. લોકમત પ્રમાણે કાશ્મિરને ગમે તે સંસ્થાનમાં જોડાવા છૂટ આપવી હોય તો અનેક હિંદી નવજવાનોનાં લોહી રેડવાનુ રોજના ચાર લાખ રૂપિયા ખર્ચ કરવાનો શું અર્થ ? આદર્શવાદી ન્યાયી પક્ષને યોગ્ય

ન્યાય ન મળે એવી ધુનો સમસ્યા અનેકવાર સાબિત થઈ ચૂકી છે. લીગ ઓફ નેશન્સ જેવી તે નિર્બળ બની છે. કાશ્મિરના પ્રશ્નમાં હિંદને યોગ્ય ન્યાય મળે એમ માની શકાતું નથી. ગાંધીજીના મૃત્યુથી હિંદ વધારે ઉદાર બને છે પણ સામો પક્ષ રજ પણ પરછૂટ કરે નહી, ત્યાં શું થાય? હવે નવું સભ્યોનું કમિશન શું કરે તે જોઈશું.

હિંદમાં દેશી રાજ્યોના એકમ રચાય છે, કેટલાંક રાજ્યો હિંદ સંઘમાં જોડાઈ ગયાં છે, ભોપાળ, હૈદ્રાબાદ સિવાયના લગભગ બધાં બીજાં દેશી રાજ્યોએ પ્રજાને સારાં પ્રમાણમાં સત્તા સુપરત કરી છે. હૈદ્રાબાદમાં પ્રજા જુલ્મ અનુભવી રહી છે.

સરહદ પર રમખાણો થાય છે જેસલમિરમાં પાકિસ્તાનમાંથી લૂંટારાઓ આવી લૂંટ, કતલ ચલાવી ગયા છે. આસામ સરહદપર પીસ્તાલીસ ચો. માઈલના પ્રદેશ પાકિસ્તાન મુસ્લિમો ગેરકાયદેસર રીતે કબ્જે કરી પડ્યા છે. તે ખાલી કરવા હિંદે નોટિસ આપી છે.

પૂર્વ બંગાળમાંથી દશેક લાખ હિંદુઓ પ. બંગાળમાં આવી રહ્યા છે, સિંધમાં હિંદુઓ વિરોધી કાયદા ચાલુ છે. હિન્દુ સરકારી નોકરોને રજા ન મળે, તેમને સી. આઈ ડીમાં ન રાખવા કોઈ ખાતામાં મુખ્ય કારકુન તરીકે, કોઈ અગત્યના ઓફિસરના પર્સનલ ક્લાર્ક તરીકે પણ ન નીમવા એવા સર્ક્યુલરો પા. સરકારે કાઢેલ જાણવામાં આવ્યું છે. સીંધ છોડી જવું હોય તો અમલદારની સરકારી રજા ચિઠ્ઠી હિંદુઓએ મેળવવી. આ કાયદાના આધારે તો હિંદુઓ એક ગામથી બીજા ગામ જવામાં પણ મુશ્કેલી અનુભવે છે. લાહોરની બેંકોમાં મુસ્લીમ ક્લાર્કો ને બેંકનુ કામકાજ શીખવવા કેટલાક હિંદુ ઓફિસરોને રોકી રાખવા પડ્યા છે, તેમને કોઈ મુસ્લિમો કનડગત ન કરે, તે માટે સરકારને ખાસ અપીલ બહાર પાડવી પડી છે!

હિંદી સરકારની કેળવણી સમિતિએ અંગ્રેજીને માધ્યમ તરીકે ન રાખી શકાય એમ સ્વીકાર્યું છે પણ આવતા પાંચ વર્ષમાં એ સ્થાનેથી તેને દૂર કરી શકાશે એમ માનતી નથી એ પરિસ્થિતિને કબુલ કરી બાળકોને શાળામાં ધાર્મિક કેળવણી પણ મળે એવી વ્યવસ્થા રાખવા માટે સમિતિ ભલામણ કરેછે. સર્વે પક્ષોને વત્તો ઓછો સંતોષ થાય તેવી ભલામણો હિંદી સરકારની ધાર્મિક સમિતિએ કરી છે. વીગતો હવે પછી નક્કી થશે.

# પૂર્ણા



રસમાધુર—મોહિની ]  [ વડોદરા પ્રકાશન ખાતાના સૌજન્યથી

# ★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૨ ] માર્ચ, ૧૯૪૮ [ અંક, ૮

## તક

કોઈએ સરદાર પટેલ માટે કહ્યું છે, "He never seeks opportunity like a politician but creates opportunity like a real General, opportunities depend upon him, and not he upon opportunity." (મુત્સદ્દીઓ માફક પટેલ તકની રાહ જોતા નથી, પણ ખરા જનરલની માફક તે તક ઉત્પન્ન કરે છે. તક પટેલને આધીન છે, પટેલ તેને આધીન નથી ) આવા ગુણ વિના મહત્તા મેળવી ન શકાય.

જાહેરખબર દુનિયાના રાજા આરન સુસ્મને જિંદગીમાં ધંધાની શરૂઆત કેવી રીતે કરી, તે વિષે એક રસિક કહાણી છે. યુવાન સુસ્મન બેકાર હતો અને તેના ખિસ્સામાં પાઈ પૈસો ય ન હતો. તેની એવી નિર્ધન અવસ્થામાં તેના એક મિત્ર જોડે ખાણું ખાતો એક દિવસ તે કોઈ હોટેલમાં બેઠો હતો, ત્યારે પડોશના ટેબલ આગળ બેસી જમતા એક ધનિકની વાતચીતના શબ્દો તેના કાને પર અથડાયા. ધનિક બોલ્યો, "મારી પત્નીનો માનીતો *સ્નાઉટ્ઝર આજ કાલે મરી ગયો છે. તેના મૃત્યુથી તે ઘણી જ ખિન્ન થઈ ગઈ છે, અને જો કોઈ સારો સ્નાઉટ્ઝર લાવી આપે, તો હું તેને ૨૦૦ ડોલર આપું."

આ સાંભળી આરન સુસ્મન તરત ઉઠ્યો અને તે ધનિક પાસે ગયો અને તેને કહ્યું "બસો નહિ, પણ અઢીસો ડોલર આપો, તો હું તમને એક સરસ સ્નાઉટ્ઝર આપીશ." ધનિકે આશ્ચર્યમાં કહ્યું, "એક સ્નાઉટ્ઝરના ૨૫૦ ડોલર! આવી ભારી કિમ્મત કદી સાંભળી નથી. એ કિમ્મત માગનાર અને આપનાર બન્ને દિવાના ગણાય." પણ સુસ્મન તેની માગણીમાં મક્કમ રહ્યો અને ધનિકે તેની પત્નીનો વિષાદ વિચારી છેવટે અઢીસો ડોલર આપવા માટે સમ્મતિ દર્શાવી.

સુસ્મન આ સોદો કરી પાછો પોતાના ટેબલ આગળ મિત્ર પાસે ગયો અને તેને કહ્યું, "દોસ્ત, ઓર્ડર તો લીધો પણ સ્નાઉટ્ઝર શું છે તેની મને માહિતી નથી. મારે શબ્દકોષ તપાસી પ્રથમ તે જાણવું પડશે." મહાન પુરુષો તકની રાહ જોતા ઉભા રહેતા નથી, પણ તક ઉત્પન્ન કરી લે છે.

* એક જાતનો જર્મન કુતરો.

ર. પ. મ.

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો

રમણલાલ વ. દેસાઈ

## ૧૫

કેળવણીની અનેકાનેક પદ્ધતિઓ અસ્તિત્વમાં આવે છે. આજની ખીલવણીના એ સર્વ અખતરા થયે જાય છે. જૂની ઢબમાં સ્વાશ્રય, સાદાઈ અને સરખી જીવનકક્ષા ઉપર ભાર મૂકવામાં આવતો હતો. આજની કેળવણી માબાપ ઉપર ભાગ્યે રૂપ, રંગ, રસીન અને જીવનકક્ષાની વિવિધતાને આકૃતિ આપે એવી છે. આજનો વિદ્યાર્થી અન્ન માગવા જાય નહિ, અને મળેલા અન્નથી એને સંતોષ થાય પણ નહિ. આજના વિદ્યાર્થીઓમાં પગપાળા, સાયકલ ફેરવતા કે ઘોડાગાડી અથવા મોટરકારમાં પધારતા વિદ્યાર્થીઓના વિભાગો પાડી શકાય એમ છે. જૂનો ગુરુઆશ્રમ કોઈ વિદ્યાર્થીઓની ગાડી કે કારને આવકાર ન જ આપે. સ્થિતિભેદ અને સ્થિતિભેદનું પ્રદર્શન બાળકમાં વિચિત્ર માનસ વિકસાવે એ સહજ છે. રાજકુંવરો માટે, અમીરો માટે, ધનિકો માટે, નેતાઓ અને રાજ્યપુરુષો તૈયાર કરવા માટે અલગ અલગ શાળાઓના પ્રયોગો થઈ ચૂક્યા છે પરંતુ એમાંથી ઉત્તમ માનવતા પ્રગટી હોય એવું કશું દેખાયું નથી.

શીનોરમાં ખાસ મોટાઈ બતાવવાપણું વિદ્યાર્થી અવસ્થામાં મને પ્રાપ્ત થયું ન હતું. નાગર જાતિનું અભિમાન ઝાંખું ઝાંખું હશે તો તે બીજાના હાથની રસોઈ ન જમવા પૂરતું જ વ્યક્ત થતું હતું. દેસાઈ કુટુંબમાં જન્મ લીધાથી ખાસ સમૃદ્ધિ મળી નથી—અલબત મેં કદી પ્રાપ્ત નથી કર્યું એટલું વતન પૂર્વજોએ અમારા કુટુંબને વારસામાં આપ્યું છે. મજમુદાર મોસાળમાં રહી હું ભણ્યો. મોસાળમાં ઘોડો હતો, ગાય હતી, બાગ હતો, નોકર હતા, પરંતુ ઘોડો અને ગાય ઝડપથી અદૃશ્ય થઈ ગયાં હતાં. ધડાધડીથી તેમની સાચવણી થઈ શકે એમ નહીં હોય. અમારી શાળામાં કોઈ ગાડીએ બેસી આવતું નહીં, એટલે વર્ગ વિગ્રહનું ભાન થાય એવી સ્થિતિ જ ન હતી.

શિક્ષકોની ઝાપટ કોઈની મોટાઈ લાંબો સમય રહેવા દે એવી નહતી. મિત્રો પણ મને ઘણી કોમમાંથી મળ્યા હતા—અને તેઓ આજીવન મિત્રો રહી શક્યા. કદી હું શીનોર જાઉં ત્યારે અગર તેઓ વડોદરે આવે ત્યારે તેઓ મને મળ્યા વગર રહેતા ન હતા. એમાંના ઘણા મિત્રો આજ હયાત નથી એ મ્હારા શોકનો વિષય છે. એક પછી એક ખરતા મિત્રોનો વિચાર કરતાં મને જિંદગીની ક્ષણભંગુરતા અને તેમાંયે દિલ્લાસીના દૂર જીવનનો ખ્યાલ આબેહૂબ જ કરે છે. બાળપણથી મ્હારે મિત્રોનું વર્તુલ વિશાળ રહ્યું. મ્હારા જ મોસાળની એક શાખામાં મહોલ્લાના ઘરમાં રહેતા ભુજંગભાઈ મામાના પુત્ર જનુભાઈ મ્હારા બાળમિત્ર હતા. મોસાળના ઘર માટે એ કુટુંબ સાથે મ્હારા પિતાને લાંબા દાવા ચાલેલા, જેની એક અગર બીજી પર પરા મ્હારા હાઈસ્કૂલના ભણતરથી શરૂ થઈ અને મ્હારા કૉલેજ જીવનની પાર જઈ મ્હારી નોકરીનાં કેટલાંક વર્ષો સુધી ચાલી. મને તથા મ્હારા પિતાને એ દાવાઓને અંગે પડેલી મહેનત અને મળેલા અનુભવ આજની આખી ન્યાય પદ્ધતિ માટે તિરસ્કાર સિવાય બીજો એક પણ લાગણી ઉપજાવી શક્યાં નથી. ત્રણ ત્રણ ચાર ચાર અદાલતો સુધી ચાલતી લડાઈ; મુદ્દતે મુદ્દતે પડતા ધક્કા, વકીલોને ત્યાંની અવરજવર, ન્યાયાધીશો તથા વકીલોની નિષ્ઠુર દલીલબાજી—કે જે કાયદાબાજી તરીકે પ્રતિષ્ઠા પામે છે, અને જેમાં માણસાઈનો અંશ પણ રહેતો નથી તે, બેશુમાર ખર્ચ

અને એક અદાલતના ઉપલી અદાલતમાં ફરી જતા ઠરાવો આ સઘળુ આજની ન્યાય પદ્ધતિને વિકૃત, બિહામણી અન્યાય એવી બનાવી દે છે અને learned profession–પ્રતિષ્ઠિત સરકારી ધંધા તરીકે જન સમાજે સ્વીકારેલા વકીલાતના ધંધાને બુદ્ધિજન્ય ગુંડાગીરી કે અક્કલભરી વેશ્યાવૃત્તિની કક્ષાએ લાવી મૂકે છે આ મ્હારો મત બદલાય એવુ કંઈ હજુ સુધી એ પદ્ધતિમાં હુ જોઈ શક્યો નથી એ મ્હારો જ અંગત મત છે અનેક વકીલો અને ન્યાયાધીશો મ્હારા મિત્ર છે.' મિત્ર તરીકે તેઓ પરમ સજ્જન છે, મ્હારાજ પુત્રે વકીલાતની સનદ લીધી હતી–જો કે તેણે વકીલાત છોડી દીધી છે, મ્હે પણ મુલકી ખાતે ફોજદારી ન્યાયાધીશ–Magistrate તરીકે કામ કર્યું છે, અને આજની ન્યાય પદ્ધતિની ભેખતા સબંધી વ્યાખ્યાનો સાંભળ્યાં છે અને કર્યાં પણ છે છતાં આજની ન્યાય પદ્ધતિ પ્રત્યે મ્હને હજી સુધી સમભાવ ઉત્પન્ન થયો નથી અદાલતનું આખુ વાતાવરણ જ મને unreal–અસત્ય કે ભ્રમમય ભાસે છે હુ ક્દાચ ભૂલતો હોઈશ કોઈ પણ વ્યક્તિ કે સસ્થાની ટીકા કરવાનો પ્રસગ આવતાં હુ જરૂર ઇચ્છુ છુ કે હુ ટીકામાં ખોટો પડુ મ્હારા અભ્યાસ દિનની એ છાપ જરૂર કરતા વધારે ઊંડી પડી ગઈ હોય પરતુ હજી મ્હારા ધ્યાનમાં એ વાત ઉતરતી નથી કે ન્યાય મેળવવા માટે ભાડુતી લડવૈયાઓની કેમ જરૂર રહેતી હશે, અને લાલચથી પર રહેવાય એ માટે ભારે પગાર માગતા અને મેળવતા ન્યાયમૂર્તિઓ એ ભાડુતી લડવૈયાની સહાય વગર ન્યાય કેમ આપી શકતા નહીં હોય–જો કદી પણ તેઓ ન્યાય આપતા હોય તો ! સારા વકીલનું લવાજમ અને ન્યાયમૂર્તિના પગાર જેટલી આવક અમે લેખકોને આપશો તો એ કદી લાંચીયો રહે જ નહીં.

એ દાવો અને અમારા લાભમાં થયો હતો એટલે હારેલા માણસની હાય વરાળ તરીકેના આ મ્હારા ઉદ્ગાર નથી એટલુ જ અને સૂચન બસ થશે.'

પરતુ હુ આડ માર્ગે ચઢી ગયો ! મિત્રોની થાળા વાતમાંથી હુ ન્યાય વ્યવસ્થાની ઉગ્ર ટીકામાં ઉતરી પડ્યો. જે કુટુમ્બની સાથે દાવા થયો એમ લાગતુ હતુ તે જ કુટુમ્બનો વડીલ પુત્ર મ્હારો મિત્ર હતો અને ચાલતા દાવા દરમિયાન પણ જનુભાઈ અને હુ સરળતાથી મળી શકતા. એ આખુ કુટુબ મ્હારો મિત્ર ભાવે સ્વીકાર કરે છે આજ નહીં, વર્ષોથી આવા મ્હારી જ જ્ઞાતિના મિત્ર તો હતા જ, ઉપરાંત અન્ય જ્ઞાતિઓના વિદ્યાર્થીઓ પણ સારા પ્રમાણમાં મ્હારો મિત્ર તરીકે સ્વીકાર કરતા એમાં બ્રાહ્મણો પણ ખરા, વણિક પણ ખરા, અને પાટીદારો પણ ખરા, કમ્બરનો કે પ્રાંચીનો ધધો કરતા. કુટુંબોમાંથી પણ મ્હને મિત્રો મળ્યા છે, અને તેમણે હજી સુધી મ્હારા પ્રત્યેનો મિત્રભાવ ચાલુ રાખ્યો છે. એક વાળદ વિદ્યાર્થી પણ મ્હારો મિત્ર હતો. એમાંથી મ્હારા બાદ મિત્ર બનેલા લલ્લુભાઈ કાશીનાથ ભટ્ટ તથા ગોરધનભાઈ અમીન તો મ્હારાએ પહેલાં પુસ્તકો લખી પ્રસિદ્ધ કરાવી શક્યા હતા સારા વ્યાપારી તરીકે આજ પણ શનોરમાં જાણીતા બનેલા ઇશ્વરલાલ ચોકસી તેમ જ પુસ્તકાલય પ્રવૃત્તિમાં તેમજ અન્ય જાહેર હિતનાં કામોમાં અગ્રસ્થ બનેલા નટવરલાલ ગિરધરલાલની હજી સુધી જીવત રહેલી મૈત્રી હુ ભૂલી શકુ એમ નથી ભાઈ ઇશ્વરલાલ, તેમ જ ડાબે હાથે લખતા એક પાટીદાર મિત્ર કેસરભાઈ દાદાભાઇના તો અક્ષરો મોતીના દાણા જેવા હતા એ હજી મ્હને યાદ છે મગનલાલ જોઈતારામ નામના એક મિત્ર તથા ભોગીલાલ લલ્લુભાઈ અમીન નામના એક પ્રતિષ્ઠિત

કુટુંબના પુત્ર. એવાં અનેકાનેક નામો મ્હારા મિત્ર મંડળનો વિચાર કરતાં યાદ આવે છે, જેની નામાવલી આપવી જરૂરી નથી. મૈત્રી એ બહુ અગત્ય લાગણી છે એ બધા બાળપણના મિત્રો મ્હોટા માણસો નહીં હોય, ઘણા મ્હોટા માણસો નહી હોય. ગુજરાત તેમને પીછાનતું નહી હોય. પરંતુ મ્હોટા માણસો, વિદ્વાનો અને ધનિકોની મૈત્રીથી હું સતત દૂર ભાગુ છું, અને બાળપણના મિત્રોની મીઠી લાગણીમાં હું મ્હારૂ બહુ માન થતું નીહાળુ છું

ન્યાત જાતના ભેદનો બચાવ કરવા ખાતર નહિ, પરંતુ એ ન્યાત જાતના ભેદ મૈત્રી સ્વિકારમાં ત્યારે આડે આવતા નહીં એ સ્પષ્ટ કરવા ખાતર આટલાંએ નામ આપ્યાં છે બાળપણ ઉચ્ચ નીચના ભેદને સ્વીકારતુ નથી. જ્ઞાતિ બંધન તેને નડતાં નથી. રમત અને અભ્યાસની રસભરી વૃત્તિમાં જેનો મેળ થઇ જાય એ મૈત્રિનુ વર્તુલ સર્જે છે. એ મિત્રો સાથે હિસાબ પણ ગણાય અને ભૂગોળ પણ વંચાય, એમની સાથે ભમરડા પણ રમાય અને ખો ખિસકુ પણ રમાય, એમની સાથમાં રહીને ધુમ્પો પણ પીવાય અને કોઠા બીડી કે ભરવા પણ પડાય. તેમની સાથે ઝગડા પણ થાય અને તેમના ઝગડાનુ નિવારણ પણ થાય. આમ સ્વજ્ઞાતિના અને પરજ્ઞાતિના મિત્રો વચ્ચે મ્હારૂં શૈશવનુ જીવન આનંદમાં ગુજરતુ હતું

ન્યાત જાતના ભેદનો પ્રશ્ન વિચારતાં મ્હારા જ અંગે બનેલી એક હકીકત નોંધવા સરખી લાગે છે ધર્મ ભેદનો પણ આપણે આપણા જીવનમાં કેવો સમન્વય કરતા હતા તેનુ એ દૃષ્ટાંત કહી શકાય. મોસાળમાં તેમજ પિતાને ઘેર હું ઠીક ઠીક મોઘો હોઇશ પુત્ર તરીકે. જો કે મ્હારા કુટુંબમાં પુત્ર પુત્રી વચ્ચેના વર્તન ભેદ તદ્દપૂર પણ સ્થાન પામ્યા ન હતા પુત્ર તરીકે મ્હને વધારે સારૂં ખાવાનું પહેરવાનુ મળે કે મ્હારા તરફ વધારે પડતુ ધ્યાન અપાય એમ બનતુ નહી. બ્હેનો અને ભાઇ એક જ કક્ષા ઉપર બહુ જ સરળતાથી રહી શકતાં હતાં.

છતાં પુત્ર તરીકેની સન્માન ભાવનાનો અવશેષ અમારાં કુટુંબીઓમાં 'કાંઇ રહી ગયો પણ હોય. એટલે મ્હારે માટે કોઇ કુટુંબીએ બાધા રાખી હતી કે અમુક વર્ષનો હું થાઉં એટલે મ્હને તાબુત નીચે ફેરવવો અને નાળિયેર વધેરી તાબુતમાંથી મળેલો દોરો મ્હને પહેરાવવો.

મ્હારા પિતા બહુ ઉચ્ચ કક્ષાના બુદ્ધિવાદી હતા ધર્મ અને તેના આચાર પ્રત્યે તેઓ ઉદાસીન હતા એ વૃત્તિ એવી ન હતી કે બીજા કોઇના ધર્માચારમાં આક્રમણરૂપ બની જાય. મને તાબુત નીચે ફેરવવામાં તેમને જરાય હરકત ન હતી.

પરંતુ મ્હારાં માતા બહુજ આચાર આગ્રહી વૈષ્ણવ છે. આજ બ્યાશી ત્યાશી વર્ષે પણ તેઓ અનાગ્રહની રસોઇ જમતાં નથી એટલે તેઓ હજી પોતા પૂરતી રસોઇ પોતાને જ હાથે કરી લે છે અમારી આચાર શિથિલતાને અંગે તેમણે અમને ન્યાત બહાર મુક્યા જેવી સ્થિતિ તેમની રસોઇ પૂરતી થઇ છે. વળી મોસાળમાં પણ જબરજસ્ત આચાર આગ્રહ.

છતાં દાદાદાદીએ તેમજ માતાએ મ્હને તાબુત નીચે ફેરવવા દીધો, એટલુંજ નહીં, પરંતુ કસબી દોરો મ્હને મળ્યો તે પણ મ્હને બાધાની મુદત સુધી પહેરવા દીધો. તે વખતે મને જનોઇ દીધેલુ ન હતુ એટલે એ કસબી દોરાને જનોઇ માફક પહેરી 'પવિત્ર બ્રાહ્મણ હોવાની ભાવના પણ હું સેવતો!

એમાં અંધશ્રદ્ધા કોઇને લાગશે, બાધા

લીધાની બહીક એમાં કોઈને જણાશે, ઓસરતી આર્યતાનો એમાં કોઈને ભાસ થશે. એ બધું જે હોય તે, સમય સમયની શ્રદ્ધાઓ ફરતી રહે છે અને એ શ્રદ્ધાનો આગ્રહ સુધરેલા સમયમાં પણ અંધશ્રદ્ધાનું રૂપ ધારણ કરે છે. જંતુઓમાંથી ફરી ફરી ન્હાવું પણ ન ગમનાર આજનો સુધારક આવતા યુગને અંધશ્રદ્ધાળુ જરૂર લાગવાનો.

હું આચાર આગ્રહી રહ્યો નથી—જો કે મ્હારાં માતાને એક અણગમતું ન થાય એની કાળજી રાખું છું. તેમણે પણ સમય વિચારી ઘણી ઘણી આચાર છૂટ કુટુમ્બમાં દાખલ થવા દીધી છે છતાં ઘણીવાર હસતાં હસતાં અને ક્વચિત તેમને અણગમતો આચાર ભંગ થાય ત્યારે સાચા અંતઃકરણ પૂર્વક મને ઠપકો આપી કહે છે કે "તને વાણત નીચે ફેરવ્યો એમાંજ તું ભ્રષ્ટ થઈ ગયો!" ધર્મના આચાર સંયમ કેમ થાય છે એનાં અનેક દૃષ્ટાંતો આપણને મળી આવે એમ છે. મુસ્લીમ લીગે ધર્મનો દુરુપયોગ હિંસા રાજકારણમાં ન કર્યો હોત તો અકબર અમર ધર્મ પાળતી હિંદુ મુસ્લીમ પ્રજાની એક રૂપ બની જતી સંસ્કૃતિ અને શિષ્ટતા ધર્મ સમન્વયના એક મહાન દૃષ્ટાંત રૂપ બની રહેત. હજાર હજાર વર્ષના હિંદુ મુસ્લીમ સમન્વયને, કબીર નાનક સરખા ભક્તોને મુસ્લીમ લીગે નિષ્ફળ અને નિરર્થક બનાવી દીધા છે. લીગી પાપની પાવક જ્વાળા ક્યાંસુધી સળગશે અને ક્યાં જઈ અટકશે એનો ખ્યાલ કહાડવો આજ મુશ્કેલ છે. એમાંથી લાખો હિંદુ મુસ્લીમોની જડ ઉખડી ગઈ અને બન્ને પક્ષે દુઃખની પરિસ્થિતિ—અરે એથીયે ભયંકર યાતના—હિંદુ અને મુસલમાન ભોગવી રહ્યા છે. 'ગાંધીજીના' ખૂનનો તાર આર. એસ. એસ. કે હિંદુ મહાસભાની કોઈ ઝનૂની ટોળકી આગળ અટકતો નથી. એ તાર મુસ્લીમ લીગ સુધી—જીણાના દુરાગ્રહ સુધી પહોંચે છે. ધર્મને સેના બનાવી તેને આધારે હિંદની સરહદ ચીરનાર મુસ્લીમ લીગ પાકીસ્તાનનો પણ કેટલો ઉપકાર કરે છે એતો હજી હવે ભાવિ ઇતિહાસ કહેશે. ઇસ્લામને રાજધર્મ બનાવી રચાયલા ઇસ્લામી રાજ્યોએ આ યુગમાં તો કંઈ ઝળકતું કાર્ય કર્યું જણાતું નથી, આપણે પ્રગતિ અર્થે બ્રિટન અમેરીકાનો દાખલો લઈએ છીએ, નહિ કે ઇજીપ્ત ઇરાકનો. આપણે આગળ વધવા માટે રશિયા જાપાન તરફ દૃષ્ટિ કરીએ છીએ, નહીં કે અરબસ્તાન ઇરાન તરફ અને જે પ્રગતિશાળી ઇસ્લામી દેશ તરફ આપણે નજર કરીએ છીએ એ તુર્કોએ તો રાજધર્મ તરીકે ઇસ્લામને કે કોઈપણ ધર્મને સ્વિકાર્યો જ નથી.

આચાર આગ્રહનું એક દૃષ્ટાંત મને યાદ આવે છે. અમારા પિતરાઈમાં કોઈનું મરણ થયું અને એ સમાચાર શીનોરમાં અમને મળ્યા. મ્હારા મોસાળમાં માત્ર સ્નાન જ કરવાનું હતું, પરંતુ મ્હારે તો અગીઆર રાત્રિ કે બાર રાત્રિ સૂતક પાળવાનું હતું. મ્હારાથી ઘરમાં કશુંજ અડકાય નહીં, પાણીને નહીં, અનાજને નહીં, રસોઈને નહીં, કોઈ વ્યક્તિને નહીં, અને ઠાકોરજીને તો નહીંજ.

મ્હારે જમવા માટે પણ દૂર બેસવું પડે. જમતી વખતે બીજાને થાળી પાસે મને અને મ્હારે પડિયા પતરાળામાં જમવાનું. સૂતકી પડિયા પતાળાં કોઈને અપવિત્ર ન કરે એ અર્થે મ્હારે તે દૂર ભેખડ ઉપર જઈ ફેંકી આવવાના, અને મ્હારા અપવિત્ર જમણ વિષય ઉપર અછોટપણું સૂતકી હોવાના દોષે મ્હારે જ ફરવાનો! શાળામાં તો હું જતો, છતાં દાદાની ખાસ સૂચના એ હતી, કે મ્હારે શિક્ષકને વિનંતિ કરી કોઈને અડકાય નહીં એમ વર્ગમાં અલગ બેસવું! મને યાદ છે કે કેવી કેવી આવી વિનંતિ પવિત્ર શિક્ષક સાંભળતા ખરા! ઉપર નીચે ફળવારીમાં આવવાની ભાંજગડ-માંથી અને શિક્ષકોના મારમાંથી આવા સૂતકી

વિદ્યાર્થીઓ ઉઠી જતા—જો કે સંપૂર્ણ રીતે શિક્ષકના મારથી ઉતરતું સૂતકી વિદ્યાર્થી માટે પણ શક્ય ન હતું. આળસુ, પ્રમાદ, સોટી કે ચોપડી છુટ્ટી ફેંકી સૂતકી વિદ્યાર્થીને માર-વામાં શિક્ષકને હરકત આવે એમ ન હતું। જોરદાર શિક્ષકો તેમ પણ કરી શકતા.

અંત્યજોએ ઉચ્ચવર્ણના હિંદુઓ ઉપર ખોટું લગાડવાની જરૂર નથી. ઉચ્ચ લોકોએ પોતાની કોમમાં જ એવા એવા પ્રસંગો યોજ્યા છે કે જેમાં વારવાર તેમની અસ્પૃશ્યતાની ભાવના ફલીભૂત થયા જ કરે। અસ્પૃશ્યતાનો હિંદુ શોખ એક આખી કોમને અસ્પૃશ્ય ગણ-વાથી સંતોષાયો નહીં, એટલે સ્નાન, સૂતક, મરણ, અભોટ, દેવસેવા, સ્પર્શાસ્પર્શ જેવી એટએટલી બાબઈ પરંપરા હિંદુ ધર્મે યોજી છે કે તેને ન્યાતમાં ને ન્યાતમાં જ જ્યારે ત્યારે અંત્યજો મળી રહે છે!—પછી ભલે એ અંત્યજો કાયમી ન હોય!

જેમ સૂતકની—સ્નાનની—અભોટની છોછ ઓછી થઈ ગઈ છે તેમ હરિજનો—અછૂતોના સ્પર્શની પણ છોછ હવે ઘણી ઓછી થઈ ગઈ છે. હરિજનોને લાગેલું અસ્પૃશ્યતાનું કલંક જેમ બને તેમ વહેલું ભૂંસાય, સાવ જાય એવી તેમની તાલાવેલી સમજી શકાય એમ છે. છતાં એટલું તો ચોક્કસ લાગે જ છે કે અસ્પૃશ્યતાનો મૃત્યુઘંટ વાગી ચૂક્યો છે. સાપ જાય અને લીસોટા રહે. લીસોટા બે પાંચ વર્ષ રહે તેથી તેમની આશામાં મણા ન કરવી જોઈએ.

છઠ્ઠી ચોપડી મ્હેં પૂરી કરી. ગણિતમાં હું નપાસ થયો છતાં બીજા વિષયોમાં આવેલા સારા ગુણને પરિણામે હું ઉપરના વર્ગમાં જવા લાયક ગણાયો.

પરંતુ અહીંથી મ્હારે શીનોર છોડવાનો પ્રસંગ આવે છે. નોકરી ઉપર આધાર રાખતી અમારી કોમમાં ભણતર અનિવાર્ય બને છે. ઇંગ્રેજી ભણતરમાં હું ક્યારનો દાખલ થઈ ગયો હોત— જો મ્હારે શીનોર રહેવાનું ન હોત તો. મ્હારા જનોઈ પહેલાં મ્હારા 'શીનોર દાદા' ગુજરી ગયા. હું તે વખતે તેમની પાસે ન હતો. તેઓ આંખે દેખતા બંધ થઈ ગયા હતા અને હું મ્હારા કે બીજા કોઈના જનોઈની તૈયારીમાં વડોદરા, પેટલાદ, ડભોઈ ફરતો હતો તેવામાં જ દાદાના ગુજરી જવાના અસહ્ય સમાચાર મ્હને મળ્યા હતા. બાળપણનું એ મારું સ્થાન ઝરણું—વાત્સલ્ય-ઝરણું અદૃશ્ય થઈ જતાં મ્હને પારાવાર શોક ઉપજ્યો. એમની છાપ પરથી હજુ ભુંસાઈ નથી— અને ભુંસાશે પણ નહીં.

કદાચ ત્યારથી જ હું ઇંગ્રેજીમાં વડોદરે દાખલ થઈ ગયો હોત, પરંતુ તદ્દન એકલાં પડેલાં વૃદ્ધ માશીને મૂકી મને વડોદરે રહેવું ગમ્યું નહીં. એટલે મ્હારું જનોઈ થઈ ગયા બરાબર હું શીનોર જઈ એકલાં માશીને સાથ આપી બે વર્ષ વધારે ભણ્યો. એ દાદાને, એ માશીને હું પુત્ર જેટલો પ્રિય હતો. મ્હારી આંખ આગળથી એ બન્ને વૃદ્ધો હજી ખસતાં નથી.

છતાં અંતે મ્હારે શીનોર છોડવું જ પડ્યું, અને તે માશીને એકલાં મૂકીને. શીનોરમાં ઇંગ્રેજી ભણતરનું સાધન હોત તો હું કદાચ શીનોર છોડત નહીં. આજ તો શીનોરમાં કદાચ મેટ્રીક સુધીનો અભ્યાસ થઈ શકે પણ છ ઇંગ્રેજી ધોરણોવાળી સરકારી શાળા ત્યાં ચાલે છે; અને આજના ખાનગી વર્ગો પણ ચાલતા મ્હેં સાંભળ્યા છે. પરંતુ ત્યારે એ સગવડ ન હતી. અને ભણતર ઉપર જીવન રચનાર કોમમાં હું જન્મેલો હોવાથી મ્હારે ઇંગ્રેજી અભ્યાસ અર્થે, માશીને છોડતાં આંસુ-ભરી આંખે શીનોર છોડવું પડ્યું. માશી શું કરતાં હશે? એ નિત્ય વિચાર વડોદરે મારો ચિંતાનો વિષય હતો.

શીનોરનાં એક બે સ્મરણ હજી યાદ કરી લઉં.

શીનોરમાં વાંદરાની સંખ્યા બહુ ભારે. અમારા બગીચામાં ફળફૂલ ખાવા માટે અગર નર્મદાની કરાડ ઉપર આવેલા અમારા વાડાના એક-બે જબરજસ્ત પીપળાનાં પાન ખાવા માટે વાંદરાની મ્હોટી સંખ્યા અમારી બાજુએ ઉતરી આવતી. સૂર્યકિરણમાં ચમક ચમક હસતાં પીપળાનાં પાન હજી મને યાદ છે, અને જ્યારે કોઈ વિશાળ વૃક્ષ જોઉં છું ત્યારે એ બન્ને પીપળો સાંભર્યા વગર રહેતો જ નથી.

વાંદરાં નુકશાન ન કરે એ માટે તેમને હાંકી કહાડીએ એ સહજ છે પરંતુ શોખને ખાતર પણ વાંદરાને પથરા મારવાની પ્રવૃત્તિમાં હું અને મ્હારા મિત્રો પડતા. અમારાક વાંદરાને એક પથરો વાગ્યો હોય એવું યાદ નથી. વળી એ અર્વાચીન દીપિ પૂર્વજ પોતાના વંશજથી જલદી ભય પામે એ પણ શક્ય ન હતું. એટલે લાકડી વગર વાંદરાના ટોળા તરફ જવું સલાહ ભરેલું ગણાતું નહીં.

એક વખત અમારૂં આખું કુટુંબ શીનોરમાં ભેગું થયું હતું. મ્હારાં મ્હોટાં બ્હેન અને માશીની દીકરીઓ– જેમની સાથે આજ પર્યંત સગી બ્હેનો જેવી જ મમતા મને રહી છે તે અને હું સવારમાં શિરામણ માટે જમવાવાળા ખંડમાં બેઠા હતાં. 'શિરામણ' શબ્દ આજ તો ભૂલાઈ જતો લાગે છે. એને બદલે 'બ્રેકફાસ્ટ' અને 'નાસ્તો' શબ્દ વપરાશમાં આવવા લાગ્યા છે. ગોળ ટેબલમાં અમે બધાં નાસ્તો કરતાં હતાં. એવામાં એક જબરજસ્ત વાનર ઉપરની સીડીથી નીચે ઉતરી આવ્યો, અને હજી કે બહાદુરી બેમાંથી એકનું પ્રદર્શન અમે કરી શકીએ તે પહેલાં મ્હારી બાજુએ ધસી મ્હને ઝાપટ લગાવી રોટલીનો ચોડો ઉપાડી એ ચાલતો થયો. મ્હારા મુખ ઉપર ફીકાશ ઉતરતી લાગતી હતી. મ્હારા હૃદયમાં તે વખતે કેવી લાગણીઓ ઉત્પન્ન થઈ હશે એનો ખ્યાલ મ્હને અત્યારે આવતો નથી. હું રડી ઉઠ્યો કે બહાદુરીથી વાનરની પાછળ ધસ્યો એ પણ મ્હને યાદ નથી. માત્ર મ્હારી બ્હેનો-દીકરી મ્હને મળે, અને જૂની વાતો ઉકેલે ત્યારે એ પ્રસંગ સંભારી હસતે હસતે તેઓ કહે કે:

'ભાઈ, એ વાનરને શી ખબર કે વડોદરા રાજ્યના સૂબા સરસૂબાને એ ઝાપટ લગાવી દેતો હતો!' અગર

'લોકો તને સાક્ષર તો કહે છે, પરંતુ પેલા વાનરને ખબર નહીં કે ગુજરાતના એક લેખકને એ ધોલ જડાવી દેતો હતો.'

ત્યારે મને ખબર પણ ન હતી કે અમલદારો અને સાક્ષરો ધોલને પાત્ર હોય છે ખરા. ભવિષ્યમાં આવો પ્રસંગ આવે ત્યારે પટાવાળાઓનું એક લશ્કર ભેગું કરી શકાય એમ છે...

અગર મ્હને ધોલ મારી જનાર વાનરના માનમાં કે અપમાનમાં મ્હારાથી એકાદ કવિતા કે નવલકથા લખવાની હિમ્મત ધરાવી શકાય એમ છે.. પણ આ પછી વાનરોએ હજી સુધી મ્હારા ઉપર કૃપા રાખી છે. માત્ર મથુરામાં મ્હારે માથેથી મ્હારી ટોપી એક માંકડું ઉપાડી ગયું હતું! રાજા મહારાજાઓનું પણ માન વાનર રાખતો હોય એમ નથી પછી હું તે કોણ? પશુની દૃષ્ટિએ માનવીનું કશુંય મહત્વ નથી.

અમારો અભ્યાસ વીજળીના દીવામાં ચાલતો નહીં. શીનોરમાં તો હજી વીજળી આવી નથી. ઘાસલેટના ખડીયા, ચીમની કે લેમ્પ પણ તે વખતે અભ્યાસ માટે વપરાતાં નહીં. ઘાસલેટને દીવે વાંચવાથી આંખ બગડે છે એવી માન્યતા લાંબા સમય સુધી ચાલી હતી. દીવેલ ભરેલાં કોડિયાંમાં વાટ-દીવેટ સળગાવી દીવા કરવામાં આવતા અને એ કોડિયાં લાકડાની દીવી ઉપર મૂકી તેમને અજવાળે રાત્રે વાંચન થતું દીવાસળીનો પ્રચાર હતો.

પરંતુ અત્યારના જેવી ઝગઝગાટ દીવાળી ત્યારે મળતી નહીં.

મ્હારા એક મિત્રને ઘેર મ્હેં ઘાસલેટથી સળગતી ચીમની જોઈ, અને મને તેનો મોહ થયો. એવી ચીમનીવાળા દીવાથી વાંચવ તો પરીક્ષામાં સારું પરિણામ આવે એવી કંઈ લાલચ પણ એ મોહે ઉપજાવી. ઘરડાંને એવી ચીમનીવાળો દીવો મગાવવા કહું તો ને જરૂર ના પાડે. કેટલીક નવી ચીજો ઝડપથી સ્વીકાર પામે છે, જ્યારે કેટલીક નવી ચીજોના સ્વીકાર સ્હામે ભારે માનસ વિરોધ જાગે છે

એટલે મ્હેં યુક્તિ કરી. મ્હારી પેન, કમળાખાં, લખોટીઓ, ચિત્રો અને સુંદર પથરા ભરી મૂકવા માટે મને એક સરસ લાકડાનો ઇસ્કોતરો ઘરમાંથી મળ્યો હતો. મ્હેં પેલા મિત્રને વિનતી કરી કે ચીમની અને ઇસ્કોતરાની અમારે અદલા બદલી કરવી. એને મન ઇસ્કોતરો નવો હતો, મારે મન ચીમની નવી હતી. મિત્રે એ અદલા બદલી કબૂલ કરી અને ઘરડાંને કહ્યા વગર ઇસ્કોતરો મ્હેં મિત્રને આપ્યો અને ચીમની જાણે મ્હારા મિત્રે મને ભેટ આપી હોય એવો ઘરડી પાસે દેખાવ કરી ચીમની ઘરમાં આણી અને મગરૂરતાપૂર્વક એ નૂતન દીવડાના પ્રકાશમાં મ્હેં રોજ કરતાં વધારે સમય વાંચવા માંડ્યું. ગમતી વસ્તુઓ આસપાસ હોય તો કામ પણ વધારે થાય એ સિદ્ધાન્તની પ્રથમ સમજ મને ત્યારે પડી.

થોડે દિવસે મ્હારાં મા શિનોર આવ્યાં. તેમણે સામાન્યતઃ મ્હારાં કપડાં ચોપડીઓ અને મ્હારી બીજી રમતની વસ્તુઓ જોઈ લીધી. તેમાં ઇસ્કોતરો દેખાયો નહીં. તેમણે પૂછપરછ શરૂ કરી અને મ્હારા મોતિયા મરી ગયા. મને લાગ્યું કે મ્હારી વહાલી ચીમનીની આસપાસ મ્હેં કરેલો વ્યાપાર મારી મા જાણશે અને એ ચીમની જશે!

મ્હારો એ ભય સાચો પડ્યો. માની ઝીણી તપાસમાં મ્હેં ગુનો માની લીધું કે ઇસ્કોતરો ચીમનીના બદલામાં મ્હેં મારા એક મિત્રને આપ્યો હતો

કાચ અને પતરાની ચીમની કરતાં લાકડાનો મોટો ઇસ્કોતરો વધારે કીમતી હતો. મારી માએ આજ્ઞા કરી કે એ ઇસ્કોતરો પાછો ઘેર લાવવો અને ચીમની મિત્રને પાછી આપી દેવી. મહુજ શોકસહ એ આજ્ઞા મે પાળી. આજ માની ગણતરીને હું ટેકો આપું પરંતુ ત્યારે મને લાગેલું ચીમની કરતાં ઇસ્કોતરાની કિમ્મત વધારે હોઈ શકે જ નહીં, અને હોય તો તે કિમ્મત માન્ય કરી શકાય જ નહીં. વધારે કીમતી તો ચીમની જ હતી. પરંતુ તે સમયનાં બાળકોને માબાપ સામે દલીલ કે વાદવિવાદ કરવાની આજના જેવી છૂટ હતી નહીં

હજી સુધી મ્હારો અર્થ વ્યવહાર ખોટને કિનારે કિનારે જ ચાલી રહ્યો છે વસ્તુની કીમ્મતમાં મ્હારી અને ગણતરીબાજ દુનિયાની દૃષ્ટિમાં ભારે ભેદ રહેલો છે. ઠીક ઠીક નોકરી કરીને આજ નિવૃત્તિની પળે હું દેવાદાર છું. મ્હારા વ્યવહાર પણ ખરું ઇસ્કોતરા અને ચીમનીની આપલે જેવા અવ્યવહારુ જ રહ્યા' મને ગણતરી આવડી જ નહીં, ઉચિત ન આવડ્યું તેમ.

હું શિનોર રહેતો ત્યારે છપ્પનના દુષ્કાળને નામે સુપ્રસિદ્ધ બનેલું, વર્ષ આવ્યું હતું એમ ભાસ થાય છે, અલબત મ્હારે કે શિનોરને એ દુષ્કાળ સાથે સીધો સબંધ નહોતો કે એ દુષ્કાળ પડવામાં મ્હારી કે શિનોરની જવાબદારી કંઈ હતી નહીં. આઠ નવ વર્ષની ઉમ્મરે એટલાં પાપતો મ્હેં નહીં જ કર્યાં હોય કે જેથી પ્રભુ આખા દેશ ઉપર દુષ્કાળ પાથરે! ઐતિહાસિક દૃષ્ટિએ એ દુષ્કાળની અસર બહુ વ્યાપક અને ઊંડી હતી, અને ત્યાર પછી બદલાતી હિન્દની આર્થિક પરિસ્થિતિ કેટલે

આવીજ નથી એમ અભ્યાસીઓ કહે છે એ દુષ્કાળે મ્હારા ઉપર કશી અંગત અસર કર્યા-ના અનુભવ મને યાદ નથી મોંઘવારી ઘણી વધી ગઇ છે, અદ્ભુત યુગ સમય આવી લાગ્યો છે, કદી ન જોયલી ન સાંભળેલી સ્થિતિ ઊભી થઇ છે, લોકો ભૂખે મરે છે. એવી એવી વાત સાંભળેલી, પરંતુ એથી મ્હારા ખોરાકમાં ખામી આવી હોય કે મ્હારા આનંદમાં વિઘ્ન આવ્યું હોય એવી સ્મૃતિ રહી નથી. મ્હારા મા કહે છે કે મ્હારી પાંચ વર્ષની વય થતાં સુધી હું કાંઇ અન્ન લેતોજ નહિ એમાં તપશ્ચર્યાની આગાહી રહેલી હોય તો તે મ્હેં ખોટી પાડી છે દુષ્કાળ સૂચન એમાં હોયતો મ્હારે કબૂલ કરવું જોઇએ કે મ્હારા જન્મ પછી છપ્પનીયા દુષ્કાળ પડ્યો, અને દુષ્કાળ પરંપરા આજ સુધી ઠીક ઠીક ચાલી છે। વધની જતી મોંઘવારી સુકાળને પણ દુષ્કાળમાં પલટી નાખ્યા કરે છે

એ ભયંકર વર્ષનાં એક બે સ્મરણો યાદ છે માળવા, મારવાડ અને કાઠિયાવાડ બાજુથી ટોળાબંધ સ્ત્રી પુરુષ અને બાળકો શહેરમાં આવતાં હતાં ચોખાનું ઓસામણ પીને પણ ગુજરાન ચલાવવાની તેમની તૈયારી હતી. એનું ઓસામણ માગતાં અને પીતાં કેટલાંક દુષ્કાળપીડીત સ્ત્રી પુરુષો મ્હને યાદ રહી ગયાં છે દેશ પરદેશના સંબંધો એવા વિકટ અને એવા જટિલ બનતા જાય છે કે ભૂખમરાના પ્રસંગો હજી અટકાવી શકાતા નથી છેલ્લો બંગાળાનો ભૂખમરો માનવ જાતની આર્થિક અવ્યવસ્થાનું તાજુંજ ઉદાહરણ છે પરંતુ એ પ્રસંગ વધારે યાદ રહી ગયો છે એક સાહિત્ય પ્રયોગને આધારે. મારા પિતા 'દેશભક્ત' નામનું અઠવાડિક પત્ર વડોદરાથી પ્રસિદ્ધ કરતા એની એકાદ નકલ શહેર આવી હોય કે તેમાંથી કું બનાર નાર વગેરે જતો ત્યારે મ્હારા પિતાએ વાંચી બતાવી હોય એ કાવ્યો 'દેશભક્ત' માં પ્રસિદ્ધ થયેલી દુષ્કાળને અંગે લખાયલી કવિતાની એક કડી હજી મને યાદ રહી ગઇ છે દુષ્કાળની અસરનું આવું સ્પષ્ટ વર્ણન દુષ્કાળની ભયંકરતાનો આજે પણ ખ્યાલ આપી શકે એમ છે..

એ દુષ્કાળ અનાવૃષ્ટિને કારણે પડ્યો હતો કવિ વરસાદને ઉદ્દેશી કહે છે

ભૂંડા વર્ષને વહેલો રે,<br>
છપ્પનીઓ કાળ કહેવાયો।<br>
ખાટલા વેચ્યા, ઓઢણાં વેચ્યાં,<br>
વેચી ઘરની નાર<br>
છૈયાં વેચ્યાં, છોકરાં વેચ્યાં<br>
તોયે ન પૂરૂં થાય!<br>
ભૂંડા! વર્ષને વહેલો રે!

પત્ની કે બાળકને વેચી તેમનું અને પોતાનું પોષણ મેળવવાના તરફડીયાં મારતા ક્ષુધાપીડિત માનવીની ચૂમમાં કુદરત અને સમાજ વિરુદ્ધના કેટકેટલા શાપ સમાયલા હશે!

હવે લોકો એ છપ્પનીયા દુષ્કાળને જુદી રીતે યાદ કરે છે આજની યુદ્ધમાંથી જન્મેલી મહા મુશ્કેલીઓની સરખામણીમાં છપ્પનીયો કાળ વધારે સારો હતો એમ આજ સહુની માન્યતા છે. આજ અન્ન પડીકે વેચાય છે, છપ્પનીયામાં તંગી હતી, પરંતુ અનાજ પડીકે વેચાતું નહિ. હિંદની નેતાગીરીને, હિંદની આવડતને, હિંદના આત્મભોગને આજની પરિસ્થિતિ આહ્વાનરૂપ (chulange) છે સત્તાનો અને ધનનો મોહ જશે નહિ ત્યાંસુધી આપણા રાષ્ટ્રમાં સ્થિરતા આવવાની નથી જ

કેટલાક ગામોમાં અને શહેરોમાં બાળકો ઉપાડી જવાના ઉપદ્રવો ચાલે છે બાવો પકડી જશે એ બ્હીક બાળકોને સામાન્યતઃ સ્તીવાની બાવો તો મ્હોટે ભાગે પકડાયલા બાળકને શિષ્ય બનાવે. હવે બાવાની બ્હીક ઘટતી ચાલી છે. બાલિકાઓને ઉપાડી વેચી દેવાના પ્રસંગો પણ કદી કદી બને છે એવી બાલિકાઓ કાંઇ અભિકાને વેચાય કે સરહદ

આજના ભીલોની વસ્તીવાળા પ્રદેશોમાં વેરાન. આબુ અને જેસલમેર, પણ તે અને ખરુ. શીનોરમાં વચ્ચે વચ્ચે એવી બૂમ પડતી રહેતી. ખાસ કરીને દીવ વેરનાગ કબુલી કે તવા તવેથા વેચતાં વણજારીઓ, પોઠ ભરી આવતા જતા વણજારા, કે ટોળાબંધ ફરતાં છગાની કુટુંબો ગામમાં પડાવ નાખે ત્યારે બાળકો માટેની સાવચેતી ઘણી વધી જતી

આવી બૂમ મ્હારા નાનપણમાં પડી ખાવામાં આવ્યો કર્યો એટલે એક છોકરો તેની પાછળ જ ચાલતો થયો અજબરોટ બદામની લાલચ આપી એક કાબુલી છોકરાને ઉપાડી જ ગયો. એક વાઘરીના ટોળીના માણસે એક છોકરીને પોતાનાં પહેરેલાં કપડાંમાંજ સંતાડી લેઇ જવા માંડી પણ એ પકડાઇ ગયો આવી આવી વાત ચાલ્યા કરતી હતી અને મારું પણ રક્ષણ મ્હારાં દાદા દાદીએ બહુ સાવચેતી પૂર્વક કર્યું. હું જ્યાં જાઉં ત્યાં મ્હને ખબર ન પડે એવી રીતે એક અગર બીજે બ્હાને નોકરને મોકલે જ. મિત્રોના સાથમાં હિમ્મત કરી એક દિવસ નદી કિનારે વાઘરીઓ લોકોનો પડાવ જોવા હું ગયો. અભાગ મનથી અમે મ્હોટું સાહસ કર્યું હતું જબરજસ્ત ગોરી છગાની સ્ત્રીઓ, બાળકો અને પુરુષો ન્હાનકડા માંડવા બાંધી મ્હોટે ભાગે ખુલ્લામાં ફરતા, રસોઇ કરતા અને ન સમજાય એવી વાતો કરતા દેખાયા તેમના, મ્હોટા મ્હોટા જભ્ભા અને ઓઢણું અમે તેમને વાઘરીના નામ આપ્યું હતું. એઓ આમાં સત્તાધીશ હોય એવી છાપ લેઇ અમે પાછા ફર્યા. અમને પકડી જવા પાત્ર તેમણે માન્યા નહિ।

---

## વસ્ત્રો

ખલિલ જિબ્રાન

અનુ 'ગ'

એક દિવસ દરીઆ કિનારે રૂપવતી અને કુરૂપવતી ભેગા થયાં તેમણે અન્યોન્યને કહ્યુ "ચાલો આપણે સમુદ્રમા સ્નાન કરીશું."

તેમણે વસ્ત્રો ઉતાર્યા અને પછી દરિયામાં નહાવા પડ્યા થોડીવાર પછી કુરૂપવતી બ્હાર આવી અને તેણે રૂપવતીનાં વસ્ત્રો પહેરી ત્યાંથી ચાલતી પકડી.

પછી રૂપવતી બ્હાર નીકળી અને તેને પોતાના વસ્ત્રો મળ્યા નહિ. તે સ્વભાવે શરમાળ હતી અને નગ્નાવસ્થામાં રહી ન શકી તેથી તેણે કુરૂપવતીના વસ્ત્રો પહેર્યા અને ત્યાંથી તે ચાલી નીકળી

અને આજ પર્યંત લોકો ભ્રમમા કુરૂપવતીને રૂપવતી અને રૂપવતીને કુરૂપવતી માની લે છે

પણ કેટલાકોએ રૂપવતીને જોઇ હતી અને ફાટ્યાં તૂટ્યાં વસ્ત્રો પહેર્યા હોય છતાં તેઓ રૂપવતીને ઓળખી-કાઢે છે અને ગમે તેવાં સુંદર વસ્ત્રો પરિધાન કર્યા હોય છતા તેઓ કુરૂપવતીને પારખી જાય છે

# ડાંગ અને ગાયકવાડ

શ્રી. અભિલાષ દ્વિવેદી ★

સન ૧૮૪૨ માં અંગ્રેજ સરકારે સમસ્ત ડાંગનો કબજો લીધો ત્યારે એ ભાગમાં ગાયકવાડ સરકારની નીચે હકુમતનાં કેટલાંક ગામો હતાં. અંગ્રેજ સરકાર ડાંગની કબજેદાર બનતાં જ ડાંગનાં ગામો બે ભાગમાં વહેંચાયાં. અંગ્રેજોની હકુમત નીચે આવ્યાં તે "ખાલસા" ગણાયાં અને ગાયકવાડ સરકારની દરમીયાનગીરી વાળાં ગામો "વાંસી" કહેવાયાં

ડાંગના રાજાઓ અને નાયકો પરદેશમાં કોઈ ઉપદ્રવ ન કરે એ હેતુથી અંગ્રેજ સરકાર તેમજ ગાયકવાડ એ રાજાઓને સાલીઆણું આપતી. આ સાલીઆણું "તોરસિરાસ" નામથી ઓળખાતું

ડાંગ અને અંગ્રેજ મુલકની વચમાં ગાયકવાડના નવસારી પ્રાંતનો સોનગઢ તાલુકો પથરાયેલો છે. સોનગઢના કસ્બાની દક્ષિણે આવેલો અને ગાયકવાડના કિલ્લાને નામે ઓળખાતા સાલ્હેરના સુવિખ્યાત કિલ્લા સુધીનો એ પટ્ટો ભાગ વરખાટને નામે ઓળખાય છે એ ભાગની પૂર્વ – પશ્ચિમ બન્ને બાજુએ ડાંગની હકુમત આવેલી છે.

ડાંગનો વ્યાપારી ઇજારો અંગ્રેજોના હાથમાં આવતાં ડાંગ અને તેની આસપાસના પ્રદેશની મોજણી (માપણી) તથા સરહદો નક્કી કરવા પંચ નીમવામાં આવ્યું અને ગાયકવાડ સરકારની સરહદોની તકરાર ન રહે તે માટે ગાયકવાડ સરકારને એમના પ્રતિનિધિ મોકલવા સૂચવવામાં આવ્યું. તે મુજબ ગાયકવાડ સરકારે તે વખતના વ્યારાના નાયબ સુબા શ્રી. મોતીભાઈ અને પછી વડોદરાથી શ્રી. દેવીપ્રસાદ નામના અમલદારોને મોકલી આપ્યા. આ મોજણીની સાથે સાથે અંગ્રેજ સત્તાધીશોએ વિવિધ મુદ્દા ઉભા કરી સોનગઢ તાલુકાના વરખાટને મહાકષ્ટેવ આગળથી બે ભાગમાં વહેંચી નાંખવાની પેરવી કરી. મોજણી અને સરહદી કમીશનોની સાથે સાથે અંગ્રેજ હદના મુલકી અફસરોએ ડાંગમાં ગાયકવાડ સરકારનું કાંઈ જ લાગતું વળગતું નથી એ પ્રકારનો મુદ્દો ઉઠાવવા માટે ડાંગની કોઈ ડાંગલના રાજા પાસેથી માત્ર સાંભળેલી હકીકતને આધારે કેટલીક વિગત તૈયાર કરી દફતરે ચઢાવી. ડાંગમાં ગાયકવાડ સરકારનો કોઈ દાવો હોઈ શકે નહી એ માટેની ભૂમિકા રચવા માંડી. એ પહેલાં ગાયકવાડ સરકારના પ્રતિનિધિઓએ સરહદી કમીશન આગળ પ્રથમ ડાંગના બાવન અને પછી ૬૧ ગામો ગામીઆ હકુમતના હોવાનો દાવો રજુ કરેલો પણ ત્યાર પહેલાં અંગ્રેજ હકુમતદારોએ એ સામે કેવી હકીકત ઉભી કરી તે જોઈએ. સન ૧૮૬૯ માં રેવન્યુ કમિશ્નરે શરમરમા લખ્યું કે —

'વાસ્તવમાં ગાયકવાડનો કોઈપણ હક્ક–હિસ્સો ડાંગમાં ન હતો ડાંગના કેટલાક નાયકોએ ગાયકવાડના કેટલાક ગામ લૂટ્યાં અને રૈયતને હેરાન કરી. તેના વળતાં પગલાં તરીકે ગાયકવાડે કેટલાક નાયકોને કેદ કર્યા જ્યારે તેઓ કેદમાં હતા ત્યારે ગાયકવાડ કુટુમ્બની ગાનાબાઈએ તેમને ખાધખોરાકી આપી અને તેમનો છુટકારો મેળવ્યો. આ ઉપકારના બદલામાં ગાનાબાઈ જ્યારે સાલ્હેર જતા ત્યારે ત્યારે છુટકારો મેળવનાર આ નાયકો તેમને સાડી–ચોળી માટે રૂા પાંચનું નજરાણું આપતો. વખત જતાં આ નજરાણું સાલીઆણું

બની ગયું અને ગાયકવાડને ઘણાં ગામોમાં આથભાગ મળશે." ૧

ગાયકવાડ સરકારના દિવાન સર ટી. માધવરાવે ડાંગનો કેસ વડી સરકાર આગળ રજુ કરતાં ઉપલી હકીકત સામે સખત વાંધો નોંધાવ્યો છે. તેઓએ જણાવ્યું કે કેફીયત રજુ કરનાર કોઈપણ જાતના આધારભૂત દસ્તાવેજી પુરાવાઓ સિવાય ફક્ત વડીલોને કાનેથી મોઢે મોઢે સાંભળેલી હકીકત રજુ કરે તેને આધારભૂત લેખાય નહી વળી તેમણે જણાવ્યું કે ડાંગનાં ગામો માટે તકરાર ઉઠાવવાની હોય તો ખરું જોતાં ડાંગના રાજાઓ તે કરી શકે અને નહી કે એક વ્યાપારી ઇજારદાર તરીકે કામ કરનાર સરકાર ૨

આ બાબતમાં તપાસ પંચ નીમવામાં આવ્યું અને તેમાં ડાંગના કેટલાક રાજાઓના જવાબો લેવામાં આવ્યા. એ જવાબોનો એક નમૂનો નીચે મુજબ છે:—

"હું ઘરમાં વત. ભોરસ નાયક સ્વસ્થાન ડાંગશીવબારાના તે મેહેરબાન કપ્તાન હેનકોક સાહેબ ફોરેસ્ટ આફિસર રેસીડંટ વડોદરા તથા મેહેરબાન એસ મીલર સાહેબ ફસ્ટ અસિસ્ટંટ પોલિટીકલ એજન્ટ જીલ્લા ખાનદેશના સાહેબની રૂબરૂ વઘાઈ મુકામે હાજર થઈ લખી આપુ છુ કે મારી ડાંગમાં નીચે લખેલા ગામોમાં ગાયકવાડ સરકારનો નીચે ભાગ છે એ વાત મને પુછ્યું તે ઉપરથી હું જાહેર કરું છું એ ગામોમાં ગાયકવાડ સરકારનો નીચે ભાગ ખરો છે.

૧. વાધઈ. ૨. પળાસવીહીર ૩ મહાલપાડા ઉપર મુજબ ગામોમાં ગાયકવાડ સરકારનો નીમે ભાગ છે તે ખરો છે તેમાં અમારી કોઈ તકરાર નથી તા. ૨૪ માહે મે સને ૧૮૭૨

(સહી) ઘરમ્યા વા. ભોરસ નાયક પે

ભાઉપુત્ર મુમ્યા વા.

ઘરમા નાઈક શિવબારેકર

મુ. વાઘઈ દસ્તુર શિરસ્તાહ

હુંદાણુ દિવાન નિા. ડાંગગઢે. ૩

આ પ્રમાણે બન્ને સરકારો વચ્ચે લખાણ પત્રવ્યવહાર અને સાહેદીઓની જુબાની લેવાયા પછી ડાંગના પ્રદેશમાં ગાયકવાડ સરકારના પ્રદેશો હક્કો નક્કી કરવા માટે અંગ્રેજ સરકારે સન ૧૮૬૭ અને સન ૧૮૭૨ માં બે તપાસ પંચ નીમ્યાં આમાંના પહેલા તપાસ પંચે નીચેની બાબતોનો સ્વીકાર કર્યો.

(૧) ડાંગમાં ગાયકવાડ સરકારનાં ભાગ ભાગીઆં ગામો છે એ ગામોની સંખ્યા તેમજ ગામનાં નામ પણ નક્કી કરવામાં આવ્યાં.

(૨) એ ગામોના જમીન મહેસુલ, આબકારી અને જંગલનો માલ નિકાસ થાય એ પર લેવાતા વેરામાં ગાયકવાડનો હિસ્સો હોવાનું પણ કબુલ રાખ્યું

બીજા પંચે એ ગામોની જે જંગલ ઉત્પન્ન ગાયકવાડની હદમાંથી પસાર થાય તેના પર જકાત લેવાનો હક હોવાનું જણાવ્યું. અને હિંદી સરકારે સન ૧૮૮૪ માં તથા હિંદી વજીરે સન ૧૮૮૯ માં બીજા તપાસ પંચનાં સૂચનો પર મહોર મારી.

---

૧. જુઓ Revene commissioner's Letter to the govt. No 3510

File 167 B voo II. 1869

૨ Dang Case, Part I. 1881

૩ જુઓ Selections from the Records of the Baroda State No X. vol. I P. 145

વળી ગાયકવાડ સરકારને એક એવી દરખાસ્ત પણ પેશ કરવામાં આવી કે એમના આપભાગી ગામોની ઉત્પન્ન પેટે વાર્ષિક રૂ. ૬૫૦-૦-૦ અંગ્રેજ સરકાર આપે અને ગાયકવાડે એ આપભાગીઆ ગામો પરનો સઘળો હક-દાવો છોડી દેવો. પણ આ દરખાસ્ત ગાયકવાડ સરકારે મંજુર ન રાખી.

સન ૧૮૮૯ માં ઈશાન ડાંગના પ્રદેશની તપાસ માટે કર્નલ બુલોક નામના એક તટસ્થ અમલદાર નીચે મુંબઈ સરકારે એક સરહદી તપાસ પંચ નીમ્યું. આ તપાસ પંચના નિર્ણય મુજબ સોનગઢ તાલુકાના મલમહેવ વિભાગના ચોસઠ માઈલના લાંબા પટા આવેલા ગામો જે મુંબઈ સરકાર ડાંગના રાજાઓ વતી માંગણી કરી હતી તેના પર ગાયકવાડનો સાર્વભૌમ હક હોવાનું સ્વીકારવામાં આવ્યું અને તે મુજબ સાલ્હેરના કિલ્લા નજીક આવેલા હરપાડા, વેરપાડા તથા ખોખરવિહીર ગામને પણ ગાયકવાડની માલકીનો ગણવામાં આવ્યો. સન ૧૯૧૮ માં મુંબઈ સરકારે માત્ર ઔપચારિક રીતે સાલ્હેરનો કિલ્લો અને વાડી સાલ્હેર ગાયકવાડને સુપ્રત કર્યો. તેમ છતાં ડાંગનાં આપભાગી ગામો ઉત્પન્ન સંબંધી જે મુદ્દાઓ સન ૧૮૮૪ માં ઉભા થયા તેનો પૂરો નિકાલ તો નથી જ આવ્યો.

સન ૧૯૦૨ માં ડાંગનાં આ આપભાગીઆ ગામોની જમાબંધી નક્કી કરવા માટે સોનગઢ વહીવટદાર અને પીમ્પળનેરના મામલતદારની સંયુક્ત સમિતિ નીમવામાં આવી પણ એ ગામોના સીમાડાઓ સંબંધી યોગ્ય તપાસણી થઈ શકી નહી. માત્ર ઉપલકીઆ તપાસ થઈ. આથી સન ૧૯૧૭ માં વડોદરા સરકારે સુરત ખાતે ડાંગના પોલીટીકલ એજન્ટને આ કામ હાથ ધરવા સૂચવ્યું. ડાંગની વસતિ કાયમી વસવાટ કરનારી નથી અને તેઓ વખતોવખત ઘરબારથી ખસતા રહેછે એથી સીમાડાઓ નક્કી કરી શકાય એમ નથી એમ તેમણે જણાવી એ વાત બાજુએ ખસેડી દીધી.

આમ ડાંગનાં આપભાગી હકનાં ગામો સ્વીકારાયાં પણ તે છુટક છુટક પથરાયલાં એ ગામોની સરહદ-સીમાડાનો હજુ આખરી નિકાલ આવ્યો નથી. તેમ આ ગુંચવાડા ભર્યા સવાલનો નિકાલ કરવા જુદે જુદે સમયે નીમાએલી તપાસ સમિતિઓની ભલામણોનો પૂરો અમલ થએલો જણાતો નથી. સન ૧૮૮૧ માં વડોદરા ખાતે રહેતા ગવર્નર જનરલના એજન્ટ મેલવીલ સાહેબે એવી ભલામણ કરેલી કે:–

"My recommendation on the whole of the Case x x x is that the rights of the Gaikwad in the Co-shared villages should be exchanged for lands in full Sovereignty on the borders of the Dangs and adjoining the Gaikwad's own territory."૫

ઉપરની ભલામણને આધારે વડોદરાના દિવાન સર વી. ટી. ક્રિશ્નમાચારીએ સન ૧૯૩૫ માં ડાંગના આપભાગી ગામોના અવેજમાં નવસારીની પ્રાંતની સરહદે આવેલાં ડાંગના ગામો પૈકીના ગામો એક જથે કરી જોડી આપવા વડી સરકારને એક નિવેદન રજુ કર્યું તેનું શું પરીણામ આવ્યું તે તો જાણવા નથી મળ્યું પણ ડાંગના આપભાગી હકુમતનાં જે ગામો નક્કી થયાં તેનાં નામો મળે છે અને તે આ સાથે નીચે પરિશિષ્ટ રૂપે આપ્યાં છે

૫. જુઓ Letter No. Rev 2189, trow the Minister Baroda State to the Resident of Baroda regardnig Co shared Villages of H H Govt in the Dangs 9 th April, 1935

### પરિશિષ્ટ

માંડવાડ સરકારના તાબાનાં ગામોની યાદી—

૧. ઝગણાપાડા ૨. કાકડાલા. ૩ ધમાલા. (૫૩) ૪. નિશાના, ૫. ગુગડીઆ ૬. ડેલ (મોટી ૭. જગતોલ ઉર્ફે નકરીઆ દનમન્ ૮ જુનેર ૯ પીપલદર ૧૦. રીપુઆંમા ૧૧. જામણુસોદા ૧૨. જેમથવા ૧૩. મચ્છણુ ૧૪ ચીંચવિહિર ૧૫. ડુમગીઆ ઉર્ફે ડોડીપાડા વે મોટી ડુમરી ૧૭. આમથવા ૧૮ ખજુરણુ ૧૯ આમસર પાડા ૨૦ બીજુરપાડા ૨૧. કાલીમેલ ૨૨. ખહેડુન ૨૩. કોસમડા ૨૪ ધુલદા ૨૫. અ ભીજુનપાડા ૨૬. બડીનામવલા ૨૭. સવરા ૨૮. માલસા ઉર્ફે માલસા ધુમગં ૨૯ બરાડ-પાડા ૩૦ સજુડપાડા. ૩૧. કાકડા ૩૨. વડુ-ટીઆ ઉર્ફે વમોટીઆચાપાડા ૩૩. સાવરખાડી ૩૪ સીઆણુ ૩૫. ઝુરકડી ૩૬. સતરખાલ ૩૭. આમપુર ૩૮. શિવબારાપાડા ૩૯ ડાંગપાડા ૪૦. બોડવિહીર ૪૧. સેમવા ૪૨. બગડીપાડા ૪૩. તકલીપાડા ૪૪. મોગસર વે ધીમસર ૪૫. આમપવા વે આમલીઆપાડ ૪૬. ચગલવિહીર ૪૭. પલાશીઆ ૪૮. વાધરદા ૪૯ મહીપાડા ૫૦. ઢોલીઉમર ૫૧. જવલીપાડા ૫૨ ધડુઈ ૫૩. કોપરવાડ ૫૪ ચપ્ટુલધગ ૫૫. બોદરા.

---

## બારમો રસ

### સગ્ધરા

દર્શાવ્યા કાવ્યશાસ્ત્રે પૃથક નવ રસો કાવ્ય સૌંદર્ય કાજે :
બીભત્સાદ્ભુત, હાસ્ય પ્રથમ રસ ગણ્યો, રૌદ્ર શૃંગાર સાજે
વિધાવાનો વમી છે કરુણ કથમ ભૂડો, શાંત, શૂરો ભયાનક !
એ નામો પિંગળોમાં જરૂર જ મળશે દેવ શાં પામી સ્થાનક !
એની સાથે ઉમેરો વળી રસ દશમો ભક્તિનું નામ ધારે,
આપ્યો અગ્યારમો છે રસ પ્રણુય તણો જે દયારામ પ્યારે+
કોવિદો, કાવ્યકારો મથન કરી મરે એ રસો માંડી જેથી
રિદ્ધિ સિદ્ધિ, પ્રશંસા જગતપર પરે પામી રહે સંઘ એથીઃ
જાણે એ શું બિચારા કીટ પુસ્તકના છે રહેલાજ ઝાંખી
પૃથ્વીમાં બારમોયે રસ "ઉધરસ"નો, માનવો માત્ય ચાંખી
દેતો કાળે અકાળે, રજની સમયમાં એની સત્તા વધે છેઃ
છોડે ના કોઇને એ ઉચ્ચ નીચ સઘળા દાસ એના બધે છે !

જેહાંગીર માણેકજી દેસાઇ

---

+ કવિ દયારામ કહે છે - જે કોઈ પ્રેમઅંશ અવતરે,
પ્રેમરસ તેના ઉરમાં ઠરે

# જરા થોભો

★ પંકજ

"સાહેબ, એક બાઈ તમને મળવા મોટરમાં આવ્યાં છે?

'મને મળવા માટે! કહી દે કે હું રજા પર છું અને ઓફીસમાં જઈ જાણવું હોય તે જાણી લે!'

પટાવાળો ગયો અને પાછો આવી બોલ્યો નહીં, 'સાહેબ એતો તમને મળવા માગે છે. પારસી લાગે છે.'

કંઈક વિચારી હું બોલ્યો, 'ભાઈ! તેમને લઈ આવ!'

થોડીવારે એક પ્રૌઢ ઉંમરના બાઈ મારા ઓરડામાં આવ્યાં અને બોલ્યાં, 'સાહેબજી, મારે સુધરાઈના ઇજનેરનું કામ નથી મારે તો તમને મળવું છે'

"હું તમારી સેવામાં હાજર છું"

'જુઓની પંકજ, મારે તમને એક ખાસ વાતમાં પૂછપરછ કરવી છે મારી છોકરી એક છોકરા સાથે પરણવા હઠ લઈ બેઠી છે પણ જોષીઓ કહે છે કે રાશિ નથી આવતી. હમારા ઘરમાં તો મોટો ઝઘડો ઊભો થઈ ગયો છે. આ ટપકાંઓ લાવી છું'

મેં ટપકાંઓ જોવા માંડ્યા અને જોષીઓની વાતમાં સત્ય પણ લાગ્યું. થોડીક વાર વિચાર કરી બોલ્યો, 'આ ટપકાંઓ મૂકી જાઓ. હું તમને કાલે જવાબ આપીશ.'

બાઈ ગયાં. હું વિચારમાં પડ્યો. આ સમસ્યા તો ખરેખર વિકટ હતી. હું જરા બારીકાઈથી ટપકાંઓ જોવા લાગ્યો અને જોતાં મને લાગ્યું કે લગ્ન થવાં જ અસંભવિત હતાં અને તાત્કાલિક આકર્ષણ એક મહની દૃષ્ટિ પૂરતું જ હતું. કંઈક વિચારમાં હું ઉતર્યો, ત્યાં તો એક ખૂબસુરત પારસી છોકરી ઓરડામાં ધસી આવી અને બોલી 'માફ કરજો, પંકજ, મારા મમ્મા હમણાં જ તમારી પાસે આવી ગયાં છે. હું તમારો જવાબ નકારમાં સાંભળવા માંગતી નથી'

હું એની સાથે અત્યંત પ્રેમમાં છું અને કોઈપણ પ્રકારે પરણીશ'

હું જરા હસીને બોલ્યો, 'તમે ખરેખર પ્રેમમાં છો?'

'હા વળી એમાં પૂછવા જેવું શું હોય?'

'એમાંથી થતાં દુઃખ તકલીફ સહન કરવા તૈયાર છો?'

'હા ચોક્કસ જરૂર'

'પણ એ દુઃખમાંથી કોઈ તમને થોડી જ તકલીફે બચાવી લે તો તેને ઉપકાર માનશો?'

'હા'

હું થોડીક વિચાર કરી બોલ્યો,' વાહ, તમે તમારું engagement ( વિવાહ ) કરી લો, પણ એક શરતે કે લગ્ન હું કહું ત્યારે જ લગ્ન કરશો.''

છોકરી એકદમ હર્ષમાં આવી બોલી, 'Ch, my good Pankaj, how shall I reward you (ઓ ભલા પંકજ, તને હું શું પુરસ્કાર આપું)

"કબુલ છે?"

'હા, તમે મમ્માને કહી દેશો કે હમારું engagement ( વિવાહ ) કરી દે.'

'ઠીક.'

'બીજે દિવસે તે પ્રૌઢ બાઈ આવ્યાં અને હું બોલ્યો, તમે engagement ( વિવાહ ) કરી દો લગ્ન આવતા વર્ષે જુન મહીના પછી કરશો તો વાંધો નથી.'

'એમ, કેવું મઝેનું? ત્યારે એ પણ ઠીક થયું!

ભાઈ ગયાં થોડા દિવસ પછી engagement (વિવાહ)ની વાત થઈ ગઈ પિતાજી શાસ્ત્રી, જોષી જુવા વગેરે જ્યોતિષીઓએ આશ્ચર્ય બતાવવા માંડ્યું. રસ્તામાં મને એણે પૂછ્યું પણ, 'તમે રાશિ કેમ મેળવી આપી ?' મેં જવાબ આપ્યો 'જરા થોભો જાઓ પછી ખુલાસો કરીશ.'

મહિનાઓ વીતી ગયા અને એક દિવસ એક તરતના પરણેલા પારસી કુટુંબમાં વરવહુ વચ્ચેના ઝઘડાએ ભયંકર રૂપ લીધું અને બેઉ છુટાં થયાં. બે ત્રણ દિવસ પછી પેલી છોકરી પાછી મારે ઘેર આવી. આ વખતે તેનો ઉત્સાહ મંદ હતો અને અવાજ ધીમો હતો, 'પંકજ, અમારાં લગ્ન સુખી થશે કે ?'

'એ સવાલ કેમ ઉભો થયો !'

'તમે પેલાં પારસી જોડાનો ઝઘડો સાંભળ્યો ?'

'પણ તમે તો કહેતા હતાં કે તમારો પ્રેમ અતૂટ છે !'

તે જરા થોભી ગઈ અને બોલી, 'હા તેમ તો છે. પણ એનો સ્વભાવ જરા આકરો છે એટલે બીક લાગે છે.'

'તમે લગ્ન તો જુન પછી રાખજો મેં મમ્માને કહ્યું છે. પછી કંઈ વાંધો નથી '

'પંકજ, તમે મારા ભાઈ છો અને ખુદા તમારૂં ભલું કરે '

ફેબ્રુઆરી મહિનો આવી લાગ્યો અને મેં સાંભળ્યું કે વિવાહ તૂટી ગયો અને હવે તો બે કુટુંબમાં બોલવાચાલી પણ નથી. મેં શાંતિ મેળવી. માર્ચ મહિનાની શરૂઆતમાં તે છોકરી પાછી મારી પાસે આવી. તે નિસ્તેજ હતી તેમજ તેનો ચહેરો રતાશ હતો તે આવીને બોલી, 'પંકજ તમે મારી આશા રાખી હતી !'

'હા ! મેં તમને કહ્યુ હતું કે લગ્ન મને પૂછીને નક્કી કરજો.'

'Thank God, અરે પ્રભુ, હું એ જાલીમના પંજા માંથી છુટી'

'મેં તમને કહ્યું કે થોડી તકલીફથી જે માણસ તમને મોટી તકલીફમાંથી બચાવી લેશે તેનો ઉપકાર માનશો ?'

'પંકજ, તમે ખરેખર મારા હિતચિંતક છો જો પરણી ગયાં હોત તો આજે મારો ફજેતો પુરો થતે.'

'બ્હેન, હવે તમારા લગ્ન જે થશે તે સુખી થશે '

'I believe it હું ચોક્કસ માનું છું ' તે બોલી અને ગઈ. તેના બીજા લગ્ન ગોઠવાયાં ત્યાં. લગ્ન પ્રસંગે હું પણ આમંત્રિત હતો. એક વૃદ્ધ પારસી સજ્જન મારી પાસે બેઠા હતા તે બોલ્યા 'ભાઈ, પહેલા બીક લાગે તે પાછળથી કાચુ થાય છે, મારે તમે આ જુવાનને પેલા ડાભીસની સાથે પરણતી બહુ સીફતથી અટકાવી દીધી '

હું કંઈક જવાબ આપું ત્યાં લગ્નનું બેન્ડ જોરથી વાગી ઉઠ્યું અને લગ્નનો ગોલાટ દ્વિગુણ થઈ ઉઠ્યો

★

ઈંગ્લાંડનો પ્રખ્યાત સેનાપતિ લોર્ડ રોબર્ટસ એક વખતે એક ભાણમાં પાર્ટીમાં ગયો હતો. ત્યાં એક ઊંચો યુવાન સર્વની મશ્કરી કર્યા કરતો હતો. પ્રખ્યાત સૈનિક જોડે ઓળખાણ કરાવવામાં આવતા તે યુવાને મશ્કરી કરવાના ઇરાદાથી કહ્યું. "મેં તમારે વિષે ઘણુંયે સાંભળ્યું છે," એમ કહી લોર્ડ રોબર્ટસ પર એવી રીતે દૃષ્ટિ ફેરવવા માંડી કે તેનું નાનું કદ જોનારને ખ્યાલ આવે અને આગળ ચલાવ્યું, 'પણ મેં તમને કદી જોયા ન હતા.' લોર્ડ રોબર્ટસે તરત જ પ્રહાર કીધો, 'મેં તમને ઘણીવાર જોયેલા, પણ તમારે વિષે કદી કંઈ સાંભળ્યું નથી.'

# સ્ત્રીને કહ્યાગરો [રશિયન નવલિકા] શ્રી. શશિકાંત ચતુર્વેદી

રાજ્યક્રાન્તિ બાદ કેટલાક ગરીબોને રહેવાને ઘરો આપવામાં આવ્યાં પણ ઇવેન સવિચને કંઈ ન મળ્યું. કદાચ તેનું મુખ જોઈએ તેવું ન હતું. તે તો તેના અસલના ગાળાની ફ્લેટમાં જ હજી રહેતો.

નિરાંતે, કેવો ફ્લેટ ! ફ્લેટનું નામ જ હતું. કારણ કે દરેક ખૂણે ખૂણામાં કોઈ ને કોઈ રહેતું એટલે ફ્લેટ કહેવાય જ ને ! કાકી અનિસિયા એક માસી ફેકલા બે વૃદ્ધ પુરુષો ત્રણ બધાને ગણતાં તમને કંટાળો આવશે.

આવા ફ્લેટમાં અને આવા ધંધામાં ઇવેન્ પાટિયાં ચિતરનાર ચિત્રકાર હતો, રહેવું લગભગ અશક્ય હતું. એક દિવસે એક વેપારી માટે ચિત્રેલાં પાટિયાંને અનિસિયા કાકીનું ધુમાડું લાગ્યું જતાં લાગી જતાં ચિત્રેલું બધું બગડી ગયું. ફ્લેટમાં એટલું બીજ હતું તેથી ઇવેન સવિચ માલદાર ન બન્યો.

ઇવેન સવિચ પરણેલો હતો. તેની અણમોલ પત્નીનું નામ મેટ્રીના હતું પણ તે પિશાચણી હતી. આખા સોવિયેટ રશિયામાં તમને એના જેવી બીજી સ્ત્રી ન મળશે. અને તમને એવી બીજી કોઈ મળે તો તમારે તેને જોતાં જ એક પણ અક્ષર સાંભળ્યા વિના તેનું ગળું દાબી દૂંપી મારી નાખવી.

ઇવેન સવિચ તેને લાડમાં 'મોટ્રિયા' કહેતો. પણ તેણે ઇવેનને શું કર્યું તે કહું ? માનો ન માનો પણ દેવ સ્ત્રીએ ઇવનને મરવા દીધો નહિ. હું સોગનપૂર્વક કહું કે આ વચન સત્ય હકીકત છે તે ખરેખર ઝેરી સ્ત્રી છે. જંગલી જનાવર જેવી ઝેરી. ફેર માત્ર એટલો જ કે તે કરડતી નથી. કદાચ તે કરડતી પણ હોય એ વિષે મને કંઈ ચોક્કસ ખબર નથી. જ્યાં ઝઘડો થતો હોય, ત્યાં મેટ્રીનાની હાજરી સમજી લેવી. લોકો એક બીજાનાં જડબાં તોડતા હોય, ત્યાં મેટ્રીના ખરી જ. જેમ માછલીને પાણીમાં, કુકરને ગાવામાં ફાવે, તેમ મેટ્રીનાને આવા સ્થળે જ બહુ ગમતું. તે કોઈને ઉશ્કેરશે તો બીજાના પર જાતે જ પ્રહાર કરશે.

એમ છતાં તે પંદર વરસ સુધી ઇવેન સાથે સારી રીતે રહી. તેઓ ઝઘડો કરતાં, વારવાર લડતાં. તેની હું ના નથી પાડતો. અરસપરસના પ્રહારમાં કોઈ કોઈ વાર લોહી પણ વહેતું. છતાં વાત કદી પણ ખૂન સુધી પહોંચી ન હતી. એટલા ખરાબ ઝઘડા તેમને કદી થયા ન હતા. મેટ્રીના ગમે તે પ્રકારે સમજી ગઈ હતી કે ઇવેન બીજા પુરુષો જેવો ન હતો અને ચિત્રકાર તરીકે તેની કુશળતા અને ખ્યાતિ ઘણી સારી હતી. કોઈ વખતે તે પાટિયાં પર એવી સાઇન મૂકતો કે તમને કે બીજાને તેનો અર્થ કદી પણ સમજાતો નહીં. ટુંકમાં તે એક નિષ્ણાત હતો અને ઉદ્યોગી પણ હતો. પણ તે બેનસીબ હતો. તે સર્વદા ભિખારી જેવો જ હતો.

ઉપરાંત તે માંદો પડ્યો. માંદો પડતાં તે બાળક જેવો અશક્ત બન્યો. તે શારીરિક અશક્તિ ન હતી કે જેથી તે હાથપગ હલાવી ન શકે. પણ ખરું માનસિક નબળાઈ હતી. ઓછી મહેનતવાળી જિંદગી હોય તેવી તેને ઇચ્છા થવા લાગી. સુન્દર અને ઉપવન ફળ, ફૂલો વહાણો અને મહેલોની તેનાં મનમાં કલ્પના ઊઠવા માંડી. તે ઘણો શાન્ત, બીકણ અને સ્વપ્નવશ બન્યો. આ માળામાં તેને કદી પણ શાન્તિ પ્રાપ્ત થશે નહિ એવી એ ફરિયાદ કરવા લાગ્યો. દા. ત. તે પૂછ્યો કે અનિસિયા કાકી હાથણ માફક પગ પછાડતી કેમ ચાલે

છે ! અને પુખ્ત હોઈ કાંઈ અવાજે કેમ હમેશ બોલે છે. '

તેને શાંતિ જોઈતી હતી. દેખીતી રીતે સર્વ કોઈને જણાયું કે હવે ઇવેનને મરી જવું હતું. તેના ખોરાકનો ટેસ્ટ પણ બદલાયો. હવે તે ખાવા માટે મરજી માગવા લાગ્યો.

મંગળવારે તે માંદો પડ્યો. બુધવારે તેણે મરજી માગી અને ગુરુવારે મેટ્રીનાએ ઇવનની ખબર લઈ નાંખી.

"તું પથારીમાં શા માટે સૂઈ ગયો છે. તેની પત્નીએ તેને પૂછ્યું." તું ઇરાદાપૂર્વક એવો ઢોંગ કરે છે. તારી કામ કરવા મરજી નથી "

આવાં વાક્બાણો છોડવાં તેણે જારી રાખ્યાં. પણ ઇવિન તો ચૂપ જ રહ્યો.

તે મનમાં બોલ્યો "બિગાદરેલ ભલે એ ગમે તેમ બોલતી. એની જીભ જો હાલતી. મને તેની પરવા નથી. હવે મારે મરવું જ છે તો તેના બોલ્યા ન બોલ્યાની મને કંઈ અસર નથી "

તે તાવમાં તરફડીયાં મારવા લાગ્યો, લવારા કરવા લાગ્યો અને પથારીમાં સૂઈ ગયો. તે પથારી બહાર પગ મૂકતો નહિ અને તેનાં સ્વપ્નાંની વાતો કર્યા કરતો.

"મરતાં પહેલાં" તેણે કહ્યું "કુદરતના ખોળે સૂઉં એમ મારી ઈચ્છા છે. કુદરતનું સૌંદર્ય જોવા મારી ઉત્કંઠા છે. કુદરતની ખરી લીલા મેં કદી નીહાળી નથી."

આ પ્રમાણે વધારે વખત નહિ–માત્ર ત્રણ દિવસ ચાલ્યું. પછી એકાએક અણધારી વસ્તુ બનવા પામી.

મેટ્રીના તેની પથારી પાસે ગઈ અને પૂછ્યું "ત્યારે તું મરી જાય છે ખરું ને !" "હા" ઇવેને જવાબ આપ્યો. "મોટ્રિયા, હવે મારી ઉમ્મરી ઘડીઓ છે. મારા પગો એટલા હલકા લાગે છે કે પથારીમાં પડ્યા પણ તે લાગતા નથી. જાણે તેનું અસ્તિત્વ જ નથી."

"હું તારી વાત માનતી નથી." મોટ્રિયાએ જવાબ આપ્યો, "હું હમણાંજ દાક્તરને બોલાવું છું. અમે જોઈએ કે તે શું કહે છે પછી તને મરવા દેવો કે નહી તેનો અમે નિર્ણય કરીશું."

પછી તેણે સરકારી હોસ્પીટલમાંથી દાક્તરને બોલાવ્યો. દાક્તરે ઇવિનને તપાસીને જણાવ્યું, "એની સ્થિતિ ઘણી ગંભીર છે એનું મરણ હવે નજીકમાંજ છે" એમ કહી દાક્તર ચાલી ગયો.

પછી મેટ્રીના ઇવન પાસે પાછી ગઈ તેણે કહ્યું 'તું ખરેખર મરી જાય એવું દેખાય છે પણ હું તને મરવા દેનાર નથી. બદમાશ, તું એમ ધારે છે તું પથારીમાં ભરાઈ જઈ તારી મરજી માફક કરી શકશે ! નહિ, હું તને કદી મરવા નહિ દઉં. તું શું એમ ધારે છે કે તું પૈસાદાર છે ! અને તારી મરજી માફક વર્તી શકશે ! મરણક્રિયા માટે ખરચના બધા પૈસા કર્યાં છે ! આ દિવસોમાં રાખ પીતાંબરાનીજ મોટી કિમ્મત આપવી પડે છે. બીજા ખરચની તો વાત જ શી !'

ભલી કાકી અનિશિયા આગળ આવી બોલી, "ઇવેન, તારા દેહને હું સ્નાન કરાવીશ તેના માટે હું એક કોપેક પણ નહિ લઉં. એ કામ–શબને સ્નાન કરાવવાનું–ધર્મકૃત્ય ઇશ્વરને વહાલું લાગે છે."

અચાનક આથી મેટ્રીના અનિશિયા પર ઉકળી પડી. "એમ તું એને સ્નાન કરાવશે ! શબ માટેની ખાસખીના તું પૈસા આપશે ! અને કાકુનો પણ તું ખર્ચ આપશે ? અને પાદરીને પણ તું પૈસા આપશે ! ના, ના. ગમે તે થાય પણ ઇવેન, હું તેને મરવા નહિ દઉં. તું

પહેલા આ બધાં ખરચ માટેના પૈસા પેદા કર, ઇવિન, પછીથી હું તને સુખેથી મરવા દઈશ એટલું" કહ્યાં પછી હું તને એક શબ્દ પણ નહિ કહું."

ઇવિન સવિન આ વચનોથી ક જેવો સહેદ બન્યો. તેણે કહ્યું, "મોટિયા ગગ્રુ ન મરવું મારા હાથની વાત નથી હું પૈસા મૂકી ગયા વિના મરીશ. મોટિયા, સાંભળ્યું ? મારે હવે કશુ કહેવાનુ નથી ?"

"એમ કે ?" મોટિયાના ક્રોધનો જ્વાળામુખી ભભૂક્યો, "તને હું કહું છું કે આજને આજ પૈસા લાવ, હમણા ને હમણા ઊઠ અને જોઈએ તો જમીન ખોદીને કમાઈને પૈસા લાવ. પણ લઈ આવ. સમજ્યો ?"

"વાહ" ઇવિને કહ્યું, "હુ જાઉં છુ બસે ત્યાં જ મરી જાઉં."

મેટ્રીનાએ કડક અવાજે કહ્યુ "ઇવિન, યાદ રાખજે, પૈસા વિના હુ તને કદી મરવા નહિ દઉં. ચાલ, જા".

ઇવેને ઊઠ્યો નહિ. સાંજ સુધી તેણે પથારીમાં આળોટ્યાં કર્યું વચ્ચે વચ્ચે તેનો શ્વાસ અટકી જતો હોય એમ તેને લાગ્યુ તેણે હાથ અફસોસ કર્યો, ડૂસકાં ખાધાં, પણ કઈ વળ્યું નહિ. છેવટે તે સાંજનાં બ્હાર નીકળ્યો. તે બ્હાર નીકળ્યો, ત્યારે અંધકાર લાગ્યો. છીરતાં શબ જેવો શરીર કૃશ થઈ ગયુ હતુ. હાથ પગ કંતાઈ દોરડી જેવા થઈ ગયા હતા

બાળાના દરવાને તેને જોઈ કહ્યુ, "ઇવેન, તારી તબીયત સુધરી જણાઈ રાહી છુ"

ઇવેને સ્થિર નજરે તેના પર દૃષ્ટિપાત કરી કહ્યું, "સાંભળ, મને થોડા પૈસા આપ. હું તને તે પાછા આપીશ નહિ. કારણ કે હુ હાલે મરનાર છું પણ મરવા પહેલા ઉત્તરક્રિયાના ખર્ચના પૈસા મોટિયા માગે છે હાલના દિવસોમાં એ ખર્ચ બહુ મોટો થાય છે"

દરવાને કહ્યું, "મહેમાની કરી રસ્તો પકડ. આ તારી વાતે તો હું પણ મરી પડું છું."

તેથી ઇવિન આગળ ગયો તે રખડતો રખડતો શહેરના મોટા બજાર સુધી ગયો. ત્યાં રસ્તા પર બેસી ગયો. "ભિયાદરો, હુ મરી જાઉં છુ." એમ તે બૂમ પાડવા લાગતો હતો પણ અવાજ નીકળ્યો નહિ. રસ્તે જનારે તેના ખોળામાં થોડા કોપેક નાખ્યા. તેથી બીજાએ અને ત્રીજાએ પણ પાઈ પૈસો નાખ્યાં.

રાત થતાં ઇવિન ઘેર ગયો. જરકથી ઠર- ગયો છતાં તે શ્રમથી પ્રસ્વેદમાં ન્હવાઈ ગયો હતો. પૈસા હાથમાં રાખી તે સીધો પથારીમાં જઈ સૂઈ ગયો

મોટિયા પૈસા ગણી લેવા માગતી હતી. પણ તે હાથમાંથી તે છોડતો ન હતો તે બોલ્યો, "તારા જેટલા હાથ લગાડીશ નહિ. છે, જોઈએ તેટલી રકમ થઈ નથી."

બીજે દિવસે તે પાછો ઊઠયો. મહા મહેનતે અને અનેક ફરિયાદો કરતાં તેણે લૂગડાં પહેર્યાં અને ઢીલા હાથે બ્હાર ગયો

રાત્રે પાછો ફર્યો. થોડા વધારે પૈસા મળ્યા જાતે જ તેણે તે ગણી લીધા અને પછી સૂઈ ગયો.

આ ક્રમ કેટલાક દિવસ ચાલુ રહ્યો અને તેની તબીયત સુધરવા લાગી

તે ખરે મરણ ન પામ્યો તેની મોટિયાએ તેને મરવા ન દીધો.

કોઈ વિદ્વાન દાક્તર આ વાત વાંચી હસશે તે કહેશે સામન્સે આવા કિસ્સા બન્યાનું જાણ્યું નથી મેટ્રીનાને ઇવેનની આરોગ્ય પ્રાપ્ત જોડે કશો સંબંધ નથી. એ ખરું હશે, વિદ્વાનને એવા અનુભવ થયા નહિ હશે. ગમે તે હો પણ ઇવિન સવિન જીવે છે એ તદ્દન ખરું છે, અને બજારના મોટા રસ્તે બાજુ પર બ્હાર આવનારને આજીજી કરતો દેખાય છે

અને તમે જાણો છો ? વૈજ્ઞાનિક અને વૈદિક દૃષ્ટિએ પણ આ બનાવના ખુલાસા થઈ શકે પ્રથમ દિવસે જ બહાર નીકળતાં ઇવેન સવિનને એવો શ્રમ પડયો કે તેને સખત પ્રસ્વેદ છૂટયો અને પ્રસ્વેદ વાટે રોગનું ઝેર બ્હાર નીકળી ગયું.

છતાં કંઈ ચોક્કસ કહી ન શકાય.

# એક આવશ્યક સદ્‌ગુણ

ભજશાબેન નાયક

પ્રશંસા સંસારનું એક મહાન પ્રેરક બળ છે. માબાપો બાળકોની જરા વધારે પ્રશંસા કરે, ઉપરી અધિકારીઓ હાથ નીચેના માણસોની પ્રશંસા કરે, તો આ જગતમાં ઘણાંઓ લઘુતાભાવ અનુભવતા અટકે. શુષ્ક જીવનમાં પ્રશંસાની ઘણી અગત્ય છે, પણ ત્યાં કમનસીબે તે છૂટથી વહેંચી જણાતી નથી. જો પતિપત્ની એક બીજાની વધારે પ્રશંસા કરતાં બને, તો દંપતિજીવનમાંથી કલહો ઓછા થાય, સહાનુભૂતિ પ્રવર્તે અને ઘણાં લગ્નો નિષ્ફળ બનતાં અટકે.

માણસ ભલે ધન મેળવે, કીર્તિ સંપાદન કરે, છતાં તેને પ્રશંસાની ભૂખ રહે છે જ. અવારનવાર જો માણસ પ્રશંસા મેળવે, તો તેની સ્વમાનવૃત્તિ સતેજ રહે છે અને તે વધારે કર્તવ્યપરાયણ રહે. આથી તેને માત્ર જ નહીં પણ તેના સર્વ સંબંધી અને મિત્રોને પણ લાભ જ થાય. પણ આપણે લોકોની તો શું પણ આપણા સ્વજનોની પણ પ્રશંસા કરવામાં કંજૂસ છીએ અને કદર કરવામાં ઉદાસીન રહીએ છીએ.

સામાન્યતઃ પતિઓ તો આ વિષે ઘણા જ બેદરકાર હોય છે. તેઓ કોણ જાણે કેમ પણ પત્નીના સદ્‌ગુણો પ્રત્યે તો અંધવૃત્તિ જ અખત્યાર કરે છે. અમેરિકામાં સામાજિક શોધખોળ કરનારાઓએ ગામડાંઓનો સમૂહ લઈ તેમાં રહેતાં કુટુંબોમાં આ વિષે તપાસ કરી તો તેમને પત્નીઓ આ માટે ફરિયાદ કરતી જણાઈ. એક પત્નીએ કહ્યું, "હું કંઈ પણ સારું કરું તે માટે મારી કોઈએ—મારા પતિએ પણ કદી પ્રશંસા કરી નથી. હું કદાચ આખરે, જ્યારે સો વરસની ડોસી થઈશ ત્યારે મને પ્રશંસાની ભૂખ ન રહે અને મારું નિત્ય કામ એવી કશી આશા વિના આટોપી શકીશ. આજે તો ઘર સુઘડ રાખું, મારા પતિની જરૂરિયાતોની વ્યવસ્થાપૂર્વક સંભાળ રાખું, સ્વાદિષ્ટ રસોઈ કરું, પણ કદી કોઈ દિવસ મારા પતિએ રસોઈ સારી થઈ છે એમ કહ્યું નથી. ઘણી વાર મને ઓછું આવે છે.

એક પત્નીએ તેના પતિને એકવાર ઘાસ પીરસ્યું હતું. તેવું હું કરું. વીસ વરસ સુધી સ્વાદિષ્ટ રસોઈ કરી, પણ તેના પતિ પાસેથી તે એક પણ પ્રશંસાનો શબ્દ પ્રાપ્ત ન કરી શકી, ત્યારે તેણે એક દિવસ જમણવેળાએ થાળીમાં પતિને ઘાસ પીરસ્યું. પત્ની ગાંડી થઈ ગઈ છે કે શું એવી તેને શંકા પડી, અને તેણે પૂછ્યું, "આ શું?" ત્યારે પત્નીએ કહ્યું, "હું જાણું કે તમને સર્વ વાનગી સરખી જ જણાય છે અને અન્નની વાનગી અને ઘાસમાં તમને ફેર માલમ ન પડતો હશે।"

આ સંબંધમાં અગાઉની એક રશિયન પ્રથા જાણવા જેવી છે. રશિયન અમીરો ખાણું લીધા પછી મુખ્ય રસોઈયાને બોલાવી તેમને ગમી ગયેલી વાનગી સંબંધી તેને વિગતો પૂછતા. તે રસોઈ બનાવવાની અનોખી રીત હોય તે જણાવી દેવા મુખ્ય અતિથિ રસોઈયાને વિનંતિ કરતો.

આપણામાં જે સદ્‌ગુણ કે શક્તિ રહેલાં હોય તેની કદર ન થાય અને બીજાઓમાં તે ગુણ જોવામાં આવતાં લોક તેની પ્રશંસા કરે, તેથી આપણને સાહજિક ઈર્ષા થાય. અંગત દેખાવની વાત લો. બીજી સ્ત્રીઓની ખૂબસૂરતી પુરુષોને અચૂકપણે ધ્યાનમાં આવે છે, પણ

જાતની પત્નીનું સૌંદર્ય તેમની નજરે ચઢતું નથી! આવી વસ્તુસ્થિતિ હોય, તો ઓછેદય અદેખું ન બને?

અતિ પ્રશંસા એ મોટો ભય છે. ઘણા માબાપો છોકરાંના ઘણાં વખાણો કરી બગાડી મૂકે છે. એક નવા પરણેલા સેલ્સમેનની નવવધુ તેના એટલાં બધાં વખાણ કરતી કે તે મિસ્ટરને એવું લાગવા માંડયું કે તે કોઈ અતિ મહાન પુરુષ છે આ વાત એટલી વધી ગઈ કે તેને લાગ્યું કે નેપોલિયન હોય, તેમ વર્તવા લાગ્યો, શેઠને શિખામણો આપવા લાગ્યો પરિણામે શેઠે તેને નોકરીમાંથી પાણીચું આપ્યું.

વળી માબાપો એક છોકરાનાં વખાણ કરે અને બીજા તરફ બેધ્યાન રહે એ તો તદ્દન ખોટું. સ્કૂલમાં ભણતા બે જોડિયા ભાઈઓમાં એક અભ્યાસમાં સારો ચાલતો, અને બીજો પાછળ પડતો. આ સ્થિતિ સુધારવાના આશયથી બાપે કોઈ માનસશાસ્ત્રીને બોલાવ્યો. તેને તપાસમાં માલૂમ પડયું કે મા-બાપો અભ્યાસમાં ઠીક ચાલતા છોકરાનાં નાની મોટી બાબતોમાં વખાણ કરતા, પરંતુ બીજા પ્રત્યે તદ્દન બેદરકાર રહેતાં. નિષ્ણાતે આ ખરું કારણ શોધી કાઢ્યું અને માબાપને બીજા પ્રત્યે પણ સારું વર્તન રાખવા કહ્યું. સ્કૂલમાં તેને બીજા ક્લાસમાં મૂકવામાં આવ્યો. અને છોકરાની વાત વાતમાં સરખામણી કરતા માબાપો અટક્યા પછી બીજો છોકરો પણ અભ્યાસમાં સંતોષકારક પ્રગતિ કરવા લાગ્યો.

ઉપરીઓ હાથ નીચેના માણસોના અભાવના વખતમાં ક્વચિત જ વખાણ કરતા ખરું કહીએ તો તે પ્રશંસા કરતા જ નહિ. પોતાના માણસને કદી કંઈ ખુશબાતી ન આપવા ન્યુયોર્કનો એક ધનાઢ્ય ઘણો મશહૂર રહેતો. એક દિવસે તેના મુખ્ય એકાઉન્ટન્ટે આપઘાત કર્યો. મરણ અગાઉ તેણે એક ચિઠ્ઠી લખી હતી, તેમાં જણાવ્યું હતું કે "મારે પૈસાની આપદા નથી, હું કુંવારો છું અને મને કંઈ સાંસારિક ઉપાધિ નથી તેમજ મારી તંદુરસ્તી પણ સારી છે પણ ત્રીસ વરસથી હું સંતોષ પૂર્વક કામ કરતો આવ્યો છું, છતાં માલિક શેઠે મારા કામની કદી વખાણ કર્યો નથી. અને શબ્દોથી કદી તેણે ઉત્તેજન આપ્યું નથી. તેથી મારું જીવન નીરસ થઈ ગયું છે તેથી હું આપઘાત કરું છું."

પારીસનો એક પ્રખ્યાત દરજી તેના ગ્રાહકોની હમેશાં પ્રશંસા કરતો. ગ્રાહકના દેખાવમાં કંઈને કંઈ સારી બાબત શોધી તેના વખાણ કરતો. એક દિવસે એક ખૂબ જ જાડી બાઈ કપડાં સિવડાવવા આવી અને બોલી, "મારો દેખાવ બહુ બેડોળ છે." પણ દરજીએ કહ્યું, "પણ તમારું હાસ્ય કેવું સુંદર છે! એથી તો બીજાને પણ આનંદ થાય છે" કહેવાની જરૂર નથી કે આથી તે બાઈ અવશ્ય રાજી થઈ.

કોઈ જ્ઞાનીએ કહ્યું છે કે "દરેક માણસ માત્ર તેની ફરજ જેટલું જ કામ કરે તો જીવન નીરસ થઈ જાય. વ્યવહાર થંભી જાય." આપણાં કર્તવ્ય ઉપરાંત આપણે સહેજ વિશેષ કંઈ કરીએ તો જ જીવન ઉલ્લાસમય બને છે કર્તવ્ય એકલું એ સાધી ન શકે. આત્મવિશ્વાસથી જન્મતી અનુરક્તિ-ભક્તિથી ઉલ્લાસ પ્રસરે છે બીજાઓની કદર કરવામાં આવે તો તેમનું સ્વમાન વિકસિત થાય છે, માટે ખરી પ્રશંસા જીવનમાં અતિ અગત્યની છે અને વગનાં માણસોની પ્રશંસા કરવાનું તો કદી ન ચૂકવું.

કોઈનાં ખોટાં વખાણ કરીએ, તો તે ખુશામત થઈ જાય છે અને ખુશામત હમેશાં તિરસ્કાર યોગ્ય છે. પરંતુ જો આપણે ખરીપે

# નવું માનસશાસ્ત્ર

★

ર. ૫. મ.

નવા માનસશાસ્ત્રના મુખ્ય મુદ્દાઓ સામાન્ય જનતા સરળતાથી સમજી શકે તેવી રીતે અહીં રજુ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે કોઈએ કહ્યું છે કે આશ્ચર્યમાંથી જ્ઞાન ઉદ્ભવે છે પ્રથમ ખગોળ વિદ્યા જન્મી હોવાનું મનાય છે, કારણ કે લોકોની નજર ગમે પ્રથમ અદ્ભુત આકાશ તરફ વળી પછી ભૌતિક અને રસાયણ શાસ્ત્ર આવ્યા અને વખત વહેતાં વિજ્ઞાનની અનેક શાખાઓ વિષે જગતને માહિતી સાંપડી. છેવટે માણસનું લક્ષ પોતાના પ્રત્યે આકર્ષાયું અને માનસશાસ્ત્રનો જન્મ થયો. પૂર્વ અને પશ્ચિમમાં માનસશાસ્ત્રનો વિકાસ ભિન્ન ભિન્ન રીતે થયો. ભિન્ન ભિન્ન ઉપયોગ માટે થયો. છતાં માણસનું મન વિચાર, લાગણી અને ઇચ્છાનું બનેલું છે, તે વિષે બન્ને [illegible] એકમત છે. વિચાર એ મનની મુખ્ય ક્રિયા અને લાગણી અને ઇચ્છા એ તેનાથી ઓછા મહત્વની ક્રિયાઓ છે એમ માનવામાં આવતું હતું. લાગણી અને ઇચ્છા પર વિચારનું સામ્રાજ્ય છે એમ માનવામાં આવતું હતું.

પણ વીસમી સદીની શરૂઆતમાં આ માન્યતા પરિવર્તન પામી અને નવા માનસશાસ્ત્રનો જન્મ થયો. માણસ વિચાર કરતું કે અભિલાષાઓ સેવતું પ્રાણી છે? પહેલાં તે વિચારે છે અને પછી તેને ઇચ્છા થાય છે કે પ્રથમ તેને ઇચ્છા ઉદ્ભવે છે અને પછી તે વિચાર કરે છે? પ્રથમ હું કોઈ ચોપડી લઉં છું અને તે વાંચવા વિચારું છું? કે મારે અમુક ચોપડી વાંચવી છે, માટે તે વેચાતી લઉં છું? પહેલાં આપણે તરવાર લઈએ અને પછી કોઈનું ખૂન કરવાની ઇચ્છા કરીએ છીએ કે ખૂન કરવાની ઇચ્છા હોવાથી તરવાર લઈએ છીએ? અગાઉના માનસશાસ્ત્રીઓ કહેતા કે મનુષ્ય પહેલાં વિચારે છે અને પછી ઇચ્છા કરે છે. પણ હવે સમજાયું છે કે માણસમાં પહેલાં ઇચ્છા ઉત્પન્ન થાય છે અને પછી તે વિચાર કરે છે. પહેલાં ઇચ્છા જન્મે, પછી તે પ્રમાણે ચાલવું ખરું છે કે નહિ તે વિષે માણસ વિચાર કરે છે. માટે ઇચ્છા પહેલાં ઉદ્ભવે અને વિચાર પછીથી જાગે છે એમ નવા માનસશાસ્ત્રે નિર્ધાર કર્યો છે. માણસ પર વિચારોનું નહિ પણ ઇચ્છાઓનું સામ્રાજ્ય છે. લગભગ દરેક ધર્મોએ પણ એવુંજ કહ્યું છે અને તેથીજ તેઓ નિષ્કામ થવા માટે ઉપદેશ આપે છે

અભિલાષા એજ પ્રેરક બળ છે, વિચાર નહિ. વસ્તુતઃ વિચાર એ અવરોધક બળ છે. વિચારો માણસને કાર્યમાં પ્રેરતા નથી. પરંતુ તેને કાર્ય કરતો અટકાવે છે, કે દીર્ઘસૂત્રી બનાવે છે. પશુઓને ઇચ્છા ઉત્પન્ન થાય કે વગર વિચારે તેઓ તે આચરણમાં મૂકે છે. મૂરખાઓ પણ તેમ કરે છે. પણ વિચારશીલ આદમી તેમ કરવું ઠીક છે કે નહિ તે વિષે વિચાર કરી તે આચરણમાં મૂકે છે કોઈ ખૂની સાંઢને સામેથી દોડતો આવતો જોઈ આપણે નાસી જઈએ, કોઈને ડૂબતો જોઈ આપણે પાણીમાં ઝંપલાવીએ, કોઈ સારી વસ્તુ જોતાંજ તે ચોરી લઈએ, એ સર્વે સહસા ઉત્પન્ન થયેલાં કાર્યો છે પણ નાસી જવાના બદલે સાંઢનો સામનો થઈ શકે કે કેમ, પાણીમાં ઝંપલાવતાં પહેલાં આપણને પૂરતું તરતાં આવડે છે કે કેમ, વસ્તુની ચોરી કરીએ તો નૈતિક કાર્ય કહેવાય કે કેમ એમ બુદ્ધિશાળીઓ વિચારે છે.

પરસ્પર વિરોધી ઇચ્છાઓ જાગે અને સહસા પ્રેરણા પ્રમાણે પશુઓ વર્તે, પણ

મનુષ્ય પરસ્પર વિરોધી ઇચ્છાઓની સરખામણી કરી સારી લાગતી ઇચ્છા પસંદ કરી વર્તે છે. એમાંથી જ નૈતિકશાસ્ત્રનો જન્મ થયો છે. અર્જુનને રાજ પણ મેળવવું હતું અને સગાઓની હત્યા ન કરવી હતી. મનુષ્યમાં આમ ઇચ્છાઓનું દ્વંદ્વ નિરંતર થયા કરે છે. કોઈનું ખૂન કરવું છે અને ફાંસીની શિક્ષા સહન નથી કરવી. ચોરી કરવી છે અને જેલ નથી જવું. ખૂબ માલમલીદા ખાવા છે અને માંદુ પડવું નથી. માણસના મનમાં આમ નિરંતર દ્વંદ્વ ચાલે છે. 'સારું નરસું' વિચારી તે એક ઇચ્છાને અનુસરે છે અને બીજી ઇચ્છાઓને પડતી મૂકે છે આ ઉપરથી સમજી શકાશે કે પ્રથમ ઇચ્છા, પછી વિચાર અને છેવટે કાર્ય આવે છે. ઇચ્છા એજ પ્રેરક બળ છે એ ખાસ યાદ રાખો.

નવું માનસશાસ્ત્ર આમ વિચાર ઉપર નહીં, પણ ઇચ્છા ઉપર ભાર મૂકે છે અને તેથી માનસશાસ્ત્રના અભ્યાસ અને માણસની ઘણી પ્રવૃતિઓ વિષેના ખ્યાલો પરિવર્તન પામ્યા છે. દા. ત. ગુન્હા અને ગુન્હેગારો. ખૂન કર્યું, માટે ફાંસી દો. આ શિક્ષાથી સમાજમાં ડર પ્રવર્તે છે અને ખૂનો પર અંકુશ પણ આવે છે એ ખરું પણ તેથી સમાજમાંથી ગુન્હેગારો ટાળી શકાતા નથી. ખૂની શામાટે ખૂન કરવા ઇચ્છે છે ? ઇચ્છા થાય કે તરતજ વગર વિચારે સાહસ કાર્ય કરે છે। તેટલી પળો દરમ્યાન તે ગાંડો બન્યો હોય છે. ! આવા વિકૃત માણસોનો માનસશાસ્ત્રની દ્રષ્ટિએ અભ્યાસ કરી ગુન્હેગારો બનતા લોકોને અટકાવવા જોઈએ. કાયદાનો ડર, પોલિસ, જેલ, એતો અનિષ્ટ વર્તુળ માત્ર છે. એનાથી સમાજ સંપૂર્ણ સુધારી ન શકાય એમ નવું માનસશાસ્ત્ર કહે છે.

સરકાર લોકોને નિયંત્રણમાં રાખે છે અને તેમને સહાયોગી બનવા કહે છે તેજ પ્રમાણે શિક્ષકો વિદ્યાર્થી પર અંકુશ રાખી તેમને ચારિત્રવાન બનાવવા માગે છે. અને કાર્યોમાં સામ્યતા છે, દરેક ગુન્હા માટે શિક્ષા રાખવામા આવી હોય છે માટે ગુન્હો થયો કે તે અનુસાર અપરાધીને શિક્ષા કરવી એ જૂના માનસશાસ્ત્ર પ્રમાણેનો નિયમ છે. પણ નવું માનસશાસ્ત્ર કહે છે કે ગુન્હેગારની માનસિક વિકૃતિને લઈને તેણે તેમ કર્યું છે માટે તેને શિક્ષા કરવાના બદલે તેની વિકૃતિ દૂર કરવાના ઉપાયો યોજો.

નૂતન કેળવણીમા આથી શું પરિવર્તનો થયા તે હવે તપાસીશું અદ્યાપિ પર્યંત કેળવણીમા પાઠને મુખ્ય સ્થાન હતું વિદ્યાર્થીઓ શિક્ષકોથી ડરતા, શિક્ષકો વ્યવસ્થાપકો કે ઇન્સ્પેકટરોથી ડરતા, ઇન્સ્પેકટરો તેના ઉપરી ઓફિસરોથી ડરતા. વળી પરીક્ષાથી શિક્ષણની કસોટી થતી જૂની પદ્ધતિ પ્રમાણેનું શિક્ષણ નીરસ રહેતું. શિક્ષક તેમના જ્ઞાનના અંહકાર ભાવનો દાગ વિદ્યાર્થીઓ પર ઠાલવતા વિદ્યાર્થીઓને ગોખણપટ્ટી અખત્યાર કરવી પડતી અને તેમાં કુશળ હોય તે પરીક્ષા માનસહ પસાર કરતા. શાળાના પુસ્તકો પણ આજ હેતુથી લખાતાં પણ નવા માનસ શાસ્ત્રના ઉગમ પછી આ સ્થિતિ સદંતર પલટાઈ ગઈ છે. નીરસ યાંત્રિક શિક્ષણ પદ્ધતિ હવે તજી દેવામાં આવી છે. શિક્ષકો પોતાના વિષયોમાં વિદ્વાન હોય તેટલો લાયકાત શિક્ષકો માટે પૂરતી નથી તેણે વિદ્યાર્થી માનસ સમજવું જરૂરી છે. તેણે તેના હાથ નીચેના પ્રત્યેક વિદ્યાર્થીના માનસનો અભ્યાસ કરી તેના સર્વાંગી વિકાસ માટે વર્તન રાખવું જોઈએ.

વર્ગમાં ભાષણો કરી વિદ્યાર્થી પર જ્ઞાન લાદવું નહિ. એ પદ્ધતિ હાનિકારક છે. વિદ્યાર્થી પોતાને જ શીખવે—એ કાર્યમાં શિક્ષકે તેને મદદકર્તા થવું જોઈએ વળી વિદ્યાર્થીની જ્ઞાન પિપાસા જાગૃત થાય તે શિક્ષકે જોવું જોઈએ. સોક્રેટિસની પ્રશ્ન પૂછવાની પદ્ધતિ પુનર્જીવન પામી છે સોક્રેટિસ વારંવાર કહેતો કે દાયણ બાળકને જન્મ આપતી નથી પણ તે બાળકના અવતરણની ક્રિયામાં માત્ર સહાયક છે. તે જ પ્રમાણે શિક્ષકે વર્તન રાખવું જોઈએ. વિદ્યાર્થીએ જાતે જ શીખવાનું છે. શિક્ષકે માત્ર સહાયક તરીકે કામ કરવાનું છે.

ડાલ્ટન પ્લૅન અને મોન્ટેસરી પદ્ધતિમાં વિદ્યાર્થીઓ સ્વાશ્રયી થાય એ હેતુ છે જ. ક્રિયાત્મક કેળવણીમાં હથિયાર, ઓજારો, એ લેબોરેટરી અને પુસ્તકો જેટલાં જ ઉપયોગી છે. પુખ્ત વયના માનસની શક્તિઓથી બાળ માનસનું આવરણ ન થઈ જાય—તેવા હુમલાથી વિદ્યાર્થીઓનું સંરક્ષણ કરવા માટે પણ ડાલ્ટન યોજનાનો હેતુ છે.

નવી કેળવણીમાં આવા ફેરફારો થયા છે. ધીમે ધીમે માર્કો અને પરીક્ષાને ઓછું મહત્વ આપવામાં આવે છે. વ્યક્તિગત વિદ્યાર્થી વચ્ચેની હરિફાઈ ટાળી, વિદ્યાર્થીઓના જુદા જુદા સમૂહો વચ્ચેની સ્પર્ધાને હવે ઉત્તેજન મળે છે. જેમ ટીમ માટે ખેલાડી રમે છે, તેમ પોતાના વ્યક્તિગત સ્વાર્થ માટે નહિ, પરંતુ આખા વર્ગની પ્રગતિ માટે વિદ્યાર્થીની પ્રવૃત્તિ રહેવી જોઈએ. ધાક અને શિક્ષાનું સ્થાન સ્નેહ અને સહાનુભૂતિએ લીધું છે. હાથમાં સોટી લઈ ગુન્હેગારની શોધમાં વર્ગમાં ફરતી નજર ફેરવી આંટા મારતા શિક્ષકોના જમાના હવે વહી ગયા છે પોલિસ ગુન્હેગાર જોઈ તેના પર તૂટી પડે, તેવું કાર્ય કરનાર શિક્ષકના દિવસો વીતી ગયા. કોઈને મૂરખ કે ગધેડો કહેવાના દિવસો પૂરા થયા છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિદ્યાર્થીમાં ખામી હોય તો તે વહેલી દૂર કરવી જોઈએ, જ્ઞાન પિપાસા જાગે, તેને જ્ઞાન આપનાર તરીકે નહિ, પણ તેને જ્ઞાન મળે તેવી સહાય આપે, તેનો સર્વાંગી વિકાસ થાય એ જોવાની શિક્ષકોની ફરજ છે. વિદ્યાર્થીની સર્જનશક્તિ ખીલે એમ શિક્ષકે વર્તવાનું હોય છે.



---

બે પીધેલ રાત્રે ઘેર જતા હતા. આકાશમાં ચંદ્રિ જોઈ બન્ને વચ્ચે તકરાર ચાલી. એક કહે કે ચંદ્ર છે, ત્યારે બીજાએ તે સૂર્ય છે એમ જણાવ્યું એનો નિવેડો આવે એમ ન લાગ્યું ત્યારે ત્યાંથી પસાર થતા એક ત્રીજા માણસને ઊભો રાખી તેમણે તેને ચંદ્ર બતાવી પૂછ્યું, "આ ચંદ્ર છે કે સૂરજ" ત્રીજાએ થોડીવાર ધારી ધારી જોઈને નિરાશ વદને જણાવ્યું, "ગૃહસ્થો, હું અહીં અજાણ્યો છું, એટલે અહીં કશાથી હું માહિતગાર નથી."

* * *

સ્ત્રી અને મોટરબસ પાછળ કદી દોડશો નહિ. જરા થોભો. તરતજ બીજી આવશે.

* * *

મૂર્ખાઓના ઉત્સાહથી આપણને ચીડ ચડે છે, પરંતુ જ્યારે એ ઉત્સાહ પદ્યમાં વહે ત્યારે સૌથી વધારે ચીડ ચડે છે.—પોપ.

# રામાની બહાદુરી

★

લીલાબહેન મહેતા

પાછલા પહોરે સૂર્યના તડકામાં આનંદ કરતું આખું કુટુમ્બ કમ્પાઉન્ડના ખાટલા પર બેઠું હતું, ત્યારે રસ્તે જતા એક સાયકલવાળાએ આવી કહ્યું, "એક મોટો નાગ તમારા કમ્પાઉન્ડમાં દાખલ થયો છે મારી સાયકલના પૈડા આગળથી હમણાં જ પસાર થયો " નાગ ગયેલાનો દરવાજા નીચે પડેલો લીસોટો બતાવી સાયકલિસ્ટ ચાલતો થયો.

મા અને ચાર છોકરાઓ—કુટુમ્બના સર્વે માણસો ઘણાં ગભરાયાં. ઘરનો જૂનો નોકર રામો તબેલાની ઓરડીમાં ઊંઘતો હતો. તેને ઢંઢોળીને જગાડીને કહેવામાં આવ્યું કે "કમ્પાઉન્ડમાં સાપ આવ્યો છે." "અહીં સાપ ક્યાંથી આવે?" એમ કહી તે વાત ટાળવા માગતો હતો પણ બીજાઓએ તેને ધમકાવીને એ વાત ફરીથી કહી. "અહીં ક્યાંય ભરાઈ ગયો છે. જો સાંજ પહેલાં તું તેને શોધી નહિ કાઢે તો તને નોકરીમાંથી કાઢી મૂકીશું. તું વાડીની સંભાળ જ રાખતો નથી. જોને ઘાસ ઉગીને અહીં જંગલ થઈ ગયું છે. એટલે સાપ આવી અહીં ભરાય જ જાયને! કોઈ દિવસ ઘાસ કાપીને લોન સરખી કરવાની વાત જ નહી." કેટલાક પડોશીઓ આવી ત્યાં જમા થયા અને તેઓ પણ રામા તરફ આરોપની નજરે જોવા લાગ્યા.

"તમારો રામો તો આળસુનો પીર છે." "એને આ જંગલ સાફ કરતાં શું તાવ આવે?" રામાએ હવે નમ્ર થઈ કહ્યું "ઘાસ કાપવાનું મશીન આપો. હું તો મહિનાઓ થયાં તે માગું છું. પણ તે કોણ લાવી આપે છે!" હોય તેનાથી ચલાવી લેવા અને કંઈ નવું નહિ માગવા માટે બધાએ તેને એક અવાજે મક્કમપણે કહ્યું. પણ રામાએ તેની જક ન મૂકી લોન કટરની શું કિમ્મત પડે તેનો તેઓ અડસટો કરવા લાગ્યા. "લોખંડની મોંઘવારી અને અછતના વખતમાં તમે એ મશીન ખરીદવાની વાત જ ન કરશો." કોઈ પડોશીએ સલાહ આપી અને તેણે વિશ્વયુદ્ધ અને કંટ્રોલ પર પોતાનો રોષ ઠાલવ્યો. કુટુમ્બના બીજા દીકરાએ કહ્યું કે "હું તમને કોઈ પણ વસ્તુ કંટ્રોલ ભાવે લાવી આપી શકું." પડોશીઓ કાળા બજારીયાને શાપ દેવા લાગ્યા બીજાઓએ નીરસપણે સાંભળી રહ્યા. એ પછી કોલેજમાં ભણતો દીકરો બોલ્યો, "દર વરસે સાપના કરડવાથી ત્રીસ હજાર માણસો મરી જાય છે એમ મેં અમેરિકન પેપરમાં વાંચ્યું છે" આ સાંભળી માએ 'અરરર' કરી નિ:શ્વાસ મૂક્યો અને રામા પર કડક દૃષ્ટિ ફેરવી. કોલેજિયને આંકડાના વિષે વિસ્તારપૂર્વક બોલવા માંડ્યું "આપણે ગણતરી કરીશું તો સમજાશે કે આ પ્રમાણે રોજ ૮૩ જણ મરી જાય છે એનો અર્થ એ કે દર વીસ મિનિટે સાપ કરડવાથી એક માણસ મરી જાય છે. આપણે અહીંયા બેઠાં થઈ વાત કરી, તે દરમ્યાન સાપદંશથી એક માણસ ગુજરી ગયો છે" આ સાંભળી માથી ચીસ પડાઈ ગઈ. કમ્પાઉન્ડ ભયંકર લાગ્યું. છોકરાઓ લાકડી લઈ આવ્યા, દરેકે એક લીધી અને રામાને પણ એક આપી. શંકાશીલ મને તે ઉપર ઉપરથી લાકડી વતી ઘાસ ખોળવા લાગ્યો. "રામો સાપ શોધવાનો ઢોંગ માત્ર કરે છે." કોઈએ કહ્યું. સર્વેએ કરબા બીજા, પાવડાં, કુહાડી, લઈ તેઓ ઘાસ ખૂંદવા લાગ્યા. તેમણે વાડીમાં વેલાઓ, છોડ અને ઘાસ પર પ્રહારો કરી બધાને ભોંય ભેગાં કર્યાં. આ બધું ખૂંદી વળ્યાં, છતાં કંઈ માલમ ન પડ્યું, ત્યારે રામાએ ઉત્સાહ પૂર્વક

પૂછ્યું, " ક્યાં છે સાપ ? "

દરવાજા આગળ એક ભિખારણે "ગરીબને કંઇ આપો " કરી બૂમ મારી. સાપ શોધવામાં પડયા છે ત્યારે આવી માગું નહિ પાડવા ઘરવાળાએ તેને સૂચના કરી. સાપની વાત સાંભળી ભિખારણે કહ્યું " તમે નસીબદાર, તમારા ઘેર નાગદેવતા પધાર્યા. તેને મારશો નહિ " માએ સમ્મતિ દર્શાવતાં કહ્યું, " તારી વાત ખરી છે એ દેવ છે. હું અભિષેકની વાત તો ભૂલી જ ગઈ હતી. ઠીક, યાદ આવ્યું " તેણે ભિખારણને પૈસો આપ્યો. " હું મદારી મોકલી આપું " એમ કહી તે રસ્તે પડી. થોડી વારમાં "હું મદારી છું" એમ કહેતો ત્યાં એક પુરુષ આવ્યો. સાપને પકડવામાં તેની કુશળતા વિષે તેણે અનેક વાતો કરી. તેઓ તેની ફરતે ટોળે વળ્યાં તેમણે પૂછ્યું, " પણ તું સાપ કેવી રીતે પકડે છે ? " " એમ " જાણે સાપને પકડવા તે તરાપ મારતો હોય તેમ કૂદકો મારતાં તેણે કહ્યું. સાપ જે તરફ ગયો હતો તે દિશા તરફ ઘરનાએ આંગળી ચીંધી અને કહ્યું, 'તું આ બાજુ જઈ તપાસ કર " તેણે શાન્તિપૂર્વક જણાવ્યું, " તમે મને સાપ બતાવો, તો હું તે જરૂર પકડીશ, બીજું તો હું શું કરું ? જ્યારે તે પાછો દેખાય, ત્યારે તમે મને તેડવા મોકલજો. હું નજીકમાં જ રહું છું " તેના રહેવાના સ્થળની વીગત આપી, આઠ આના લઈ તે રસ્તે પડયો.

સાંજના પાંચ વાગે બધાએ લાકડી અને હથિયારો મૂકી દીધા અને બગલાના ઓટલા પર આરામ કરતા બેઠાં વાડીમાંના દરેક ઝાખરા તેમણે ખસેડી જોયા હતા, વેલા, છોડ, અને ઘાસનાં તણખલે તણખલાં કાપી કાઢ્યાં હતાં. હવે જો કે જનાવર કંપાઉન્ડમા આવે તો તે છુપું રહી શકે એમ ન હતું. ભવિષ્યમાં કોઈ જનાવર વાડીમાં દાખલ થાય, તો તેનાથી સંરક્ષણ પામવા શું ઉપાયો યોજવા એની

તેઓ વાટાઘાટ કરતા હતા. ત્યારે પત્થરથી ઢાંકેલું એક માટલું હાથમાં લઇ રામો ત્યાં આવ્યો. તેણે માટલું ત્યાં નીચે મૂકી કહ્યું, " મેં તેને આમાં પકડયો છે. તેને પકડતાંથી મે તેને ડોકિયાં કરતો જોયો તે મને જુએ તે પહેલાં મે જોયો.' તેને પકડવામાં માટલાનું મોં ઢાંકી દેવામાં તેણે જેવી કુશળતા અને ચપળતા વાપરી હતી, તેનું રામાએ બ્યાન કર્યું. સહેજ અંતરે સુરક્ષિત ઉભા રહી તેઓ માટલું નીહાળી રહ્યા. વિજયવંત રામો ત્યાં આનંદમા ઊભો રહ્યો. " હવે પછી મને કોઇ આળસુ કહેશો નહિ " તેણે કહ્યું. માએ રામાના વખાણ કર્યાં અને કહ્યું, " આપણે દેવતા માટે માટલામા દૂધ મૂક્યું હોત તો સારું થાત " સાવચેતાથી માટલું ઉંચકી રામાએ કહ્યું. " હું આને નજીકમાં રહેતા મદારીને ત્યાં મૂકી આવું. " એમ કહી તેણે ચાલવા માંડ્યું અને સર્વે પ્રશંસાયુક્ત નજરે તેને નીહાળી રહ્યાં. અને રામાને સારું ઇનામ આપવા નક્કી કર્યો સર્વેને લાગ્યું કે " રામો, ખરો બહાદૂર ! "

રામાને ગયાને પાંચેક મિનિટ પૂરી ન થઇ ત્યાં નાના છોકરાએ બૂમ મારી " અરે જુઓ ! " કંપાઉન્ડમા એક દરમાંથી સાપ બહાર નીકળતો હતો. તે ધીમે ધીમે દરવાજા તરફ ચાલ્યો. અર્ધેક રસ્તે જઇ સહેજ થોભી તેણે ફેણ ઊંચી કરી ઓટલા પર બેઠા થયેલા માણસો પર એક દ્રષ્ટિપાત કર્યો. પછી પાછો માર્ગે પડી દરવાજા નીચેથી બહાર નીકળી ગયો, સહેજ સ્વસ્થ થતા નાનાએ કહ્યું, " એ સાપ હશે ! " કાકીએ અને કહ્યું, " રામાએ મૂરખો પડો મેં હિમ્મત કરી ફોડી નાખ્યો હોત, તો ઠીક થાત. તેમાં શું હતું તે આપણે જાણી શકત "

—અંગ્રેજી ઉપરથી

*

# સર્વવ્યાપક પ્રાણી

★

રણછોડજી પગારજી મહેતા

"સર્વ વ્યાપક કોણ ?" ભેગા થયેલા મિત્રોમાં આ પ્રશ્ન પૂછાતાં અનેક ઉત્તરો આવ્યા. બાળક જેવા નિર્દોષ કચુપાત કરે કહ્યું, "ઈશ્વર" ઈશ્વર સિવાય બીજું કોણ એવું પૂછાતાં કોઈએ કહ્યું, "બાવળિયાનું ઝાડ" "હૉ-ચીન-હાથિયો થુવેર" નહિ, નહિ પ્રાણીમાં સર્વવ્યાપક કોણ એવી મર્યાદા મૂકાતા "કામડો" જવાબ આવ્યો. એ પણ પ્રાણીમાં ? કોઈએ કહ્યું, 'કમ્યુનિસ્ટ' તો બીજાએ કહ્યું 'અંગ્રેજ' ઉપરે લાંબી ચર્ચાના અંતે સર્વેએ એક મતે ઠરાવ કર્યો કે 'અંગ્રેજ સર્વવ્યાપક પ્રાણી છે.'

અંગ્રેજોનો ઈતિહાસ અને વર્તમાન પ્રવૃત્તિ જો બારીકાઈથી તપાસી જોવામાં આવે તો ઘણા ઉપર્યુક્ત મત સાથે સમ્મત થશે એટલું જ નહિ, પણ ખુદ અંગ્રેજો પણ આ આરોપ જાણે નિખાલસ ભાવે પણ મગરૂરી-પૂર્વક સ્વીકારશે.

કોલંબસે આર્થિક મદદ માગી. તે ઈગ્લેન્ડે ન આપી, પરંતુ અમેરિકામાં મોટો હિસ્સો અંગ્રેજોએ મેળવ્યો. યુ. એસ. એ. કેનેડા વિ. દેશોમાં જર્મન, ફ્રેંચ, ઈટાલિયન વિ. અનેક પ્રજાઓ છે, તેમની કોઈની ભાષા ત્યાં રાજભાષા કે બોલભાષાનું પદ પ્રાપ્ત ન કરી શકી, પણ તે સ્થાન મળ્યું અંગ્રેજી ભાષાને. કેનેડામાં ફ્રેંચો તો સંખ્યાબંધ છે પણ તે દેશને પણ અંગ્રેજી વિના ન ચાલ્યું. અને કેનેડાનો વડીલ દેશ parent country તો ઈંગ્લેન્ડ અને અમેરિકનોના પિત્રાઈ તો અંગ્રેજો બીજી પ્રજાઓને અંગ્રેજોમાં ભળી જવું રહ્યું

વેસ્ટ ઈંડીઝના અનેક ટાપુઓ તો અંગ્રેજના. કોઈ અંગ્રેજ ખલાસી જતા આવતા એ ટાપુઓ પર યુનિયન જેક ચડાવી આવ્યો કે તે ટાપુ અંગ્રેજોની માલકીનો બની જતો. આમ અનેક મેળવેલા ટાપુઓમાંથી કેટલાક તેમણે અમેરિકાને બધા વિશ્વયુદ્ધ વખતે ગીરે આપ્યા. એ બધાના નામો જુઓ તો તે ઈંગ્લેન્ડના કોઈ શહેરે કે ભાગ કે કોઈ અંગ્રેજના નામ ઉપરથી રખાયાં હોય છે. દુનિયાભરના શહેરોના નામો તપાસી જોવામાં આવે તો સો એક ઉપર શહેરોના નામ લંડન ઉપરથી નીકળ્યાનું માલમ પડશે. દયપણ જ કોઈ ઑસ્ટ્રેલિયને એન્ટાર્ટિકના ઉજ્જડ બરફ પર જઈ પોતાના દેશનો ધ્વજ રોપ્યા, કેમીન ભિન્નુ કરી એકલાએ એકલા માટે પોસ્ટ ઓફિસ સ્થાપી એ ઑસ્ટ્રેલિયન મૂળ અંગ્રેજનને !

પૂર્વના દેશો તપાસીએ, તો સર્વત્ર અંગ્રેજો દેખાશે હિન્દનો દરિયાઈ માર્ગ શોધ્યો,વસ્કો ડી ગામાએ, હિંદમાં સામ્રાજ્યની શરૂઆત કરી પોર્ટુગીઝોએ અને ફ્રેંચોએ.ફ્રાન્સ તો સંગીન રાજ્ય સ્થાપી શક્યું પણ તેની પ્રમાણિકતા તેમાં આડે આવી. વગર પૂછ્યે હિંદમાં પ્રદેશ મેળવવા લડાઈ કરવા માટે ફ્રેંચોએ મહાન ડુપ્લે પર કેસ કરી શિક્ષા કરી, પણ કાવાદાવા અને પ્રપંચો કરી હિંદમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના કરનાર ક્લાઈવ પર અંગ્રેજોએ આરોપ તો મૂક્યો પણ તેને નિર્દોષ ઠરાવી, ગૌરવાન્વિત કર્યો. હાઉસ ઓફ લોર્ડ્સના બધા સભ્યો સાથે ઊભા થઈ કોઈને માન નહિ આપતા તે બહુમાન ક્લાઈવને આપવામાં આવ્યું અને એ ડાકુ મહાન યોદ્ધો, પ્રતિભાશાળી સેનાપતિ અને મહાન સામ્રાજ્ય સ્થાપનાર તરીકે ગણાયો. યુધિષ્ઠિર જેવી વાતો કરનારા ફ્રેંચો તો અહીં રખડી પડ્યા. યુધિષ્ઠિર જેવી વાતો કરવી અને સમયોચિત નીતિ અખત્યાર કરવી એ રીત

તો અમલોને જ આવડે.

ગુર્મો, સિલોન, હોંગકોંગ, ઓસ્ટ્રેલિયા, ફીજી, ન્યુઝીલેન્ડ, સાઉથ આફ્રિકા, ઇસ્ટ આફ્રિકા, ઇજીપ્ત, એડન એમ અંગ્રેજોએ દુનિયાભરમાં અનેક સ્થળોએ પોતાનાં થાણાં જમાવી, તે ભાગોનો કબજો કર્યો. હવે અંગ્રેજો તેમના સામ્રાજ્યનું વિસર્જન કરી રહ્યા છે, એટલે તેમની સર્વવ્યાપકતાનો તેઓ ત્યાગ કરે છે એમ માનવાની કોઈ ભૂલ નહિ કરે કારણ કે તેનું અંગ સંકોચે તો ફરીથી વિસ્તૃત થવા માટે એવી તેમની યુક્તિ છે. વળી તેઓ પશ્ચિમ યુરોપમાં સંગઠન કરી રહ્યા છે અને હવે યુરોપને સમૃદ્ધ થવું હોય, તો આફ્રિકામાં સામ્રાજ્ય જમાવવું જોઈએ એવો તેઓ ઉઘાડો પ્રચાર કરે છે. એટલે તેમણે માયા સંકેલી લીધી એમ પણ કેમ મનાય? ઇરાક જોર્ડનની સંધિમાં યુગલબદ્ધ આવ્યા કરે છે, ઇજીપ્ત સાથે સંબંધ તૂટ્યું નથી, ટ્રાન્સ જોર્ડનમાં તેલ કૂવા મેળવે છે, ગ્રીસને સહાય કરે છે, પેલેસ્ટાઇનમાં યહુદીઓના પોલિસને હજી દાખલ થવા દેતા નથી, કારણ લીગના દેશો પ્રત્યે ઇંગ્લેન્ડની સહાનુભૂતિ છે એમ હજી તેની રાજકીય પ્રવૃત્તિ સર્વત્ર ચાલુ છે.

સુએઝની નહેર ખોદવી એ શેખચલ્લી જેવી વાત છે એમ કહી એ યોજનાને ઇંગ્લેન્ડે હસી કાઢી હતી પણ એ મહાભારત કાર્ય સફળ થયું, ત્યારે તે ઉપર વર્ચસ્વ સ્થાપિત કરવા માટે બ્રિટીશ કાવાદાવા શરૂ થયા અને અંતે ખેદિવના શેરો ખરીદી સુએઝ પર અંગ્રેજોએ અંકુશ મેળવ્યો. એન્સાઇક્લોપીડીયા બ્રિટાનિકા જેવું પુસ્તક પ્રકટ કરવા માટેની યોજના પ્રથમ એક ફ્રેંચે વિચારી. તે ફ્રેંચમાં એવું પુસ્તક પ્રકટ કરે તે પહેલાં બ્રિટાનિકાનું પ્રકાશન થયું. ઇંગ્લેન્ડ જઈ આવેલા એક પ્રખ્યાત વિજ્ઞાનીએ એકવાર કહ્યું હતું કે ઇંગ્લેન્ડ એ હિન્દુસ્તાનની માત્ર મોટી આવૃત્તિ છે લોકો તદ્દન સ્થિતિચુસ્ત છે, ફ્રાન્સ, જર્મનીમાં શોધખોળો થાય છે ધર્મ, સાહિત્ય, કેળવણી અને વિજ્ઞાન સંબંધીની સર્વે શોધખોળોનો ત્યાં જન્મ થયો છે. "એ ખરું હશે પણ તેનો કબજો અંગ્રેજો મેળવે છે. એ વેપારીએ તેમની વિજ્ઞાનની શોધખોળના પેટંટ મેળવી પૈસા કમાય છે, એ હકીકતથી સર્વે પરિચિત છે. અને બીજી શોધખોળ માટે તેઓ હમેશ ખરાખોટા દાવા કરે છે. ફ્રાન્સ, જર્મનીમાં કોઈએ શોધ કરી હોય, તેજ અરસામાં અગર સ્હેજ આગાઉ કોઈ અંગ્રેજ તે સંબંધી પ્રયાસ કરતો હોવાનું હમેશ અંગ્રેજો કહેતા આવ્યા છે. આજે દુનિયા ભાષા અંગ્રેજી બની ગઈ છે.

કોઈએ એકવાર પ્રશ્ન કર્યો, "મંગળમાં સોનું છે કે નહિ?" તેનો કોઈ બીજાએ તરત જ પ્રત્યુત્તર આપ્યો, "નહિ, જો મંગળમાં સોનું હોત, તો અંગ્રેજો ત્યાં ક્યારનાય પહોંચી ગયા હોત." એજ કથન કેરોસીન સંબંધી પણ સત્ય માલુમ પડશે બર્મા, ઇરાન, ઇરાક, ટ્રાન્સજોર્ડન, એરેબિયા સર્વે સ્થળે અંગ્રેજોએ થાણાં જમાવી પડ્યા છે ત્યારે. ફ્રાન્સનો રાજનેતા કોઈ દુઇને બરાબર મળતો કોઈ અંગ્રેજ અમીર હતો એ વાતની દુઇને પણ ખબર હતી તે અમીરને દુઇના દરબારમાં જવાનું થયું પોતાને મળતી તેની આબેહુબ આકૃતિ જોઈ રાજનેતાએ તેની પોતાના જેટલી જ પાંત્રીસેક વરસની ઉમ્મર કલ્પી પૂછ્યું, "તમારાં મા પાંત્રીસેક વરસ પર પારીસ આવ્યાં હતાં?" એ અમીર એકદમ જવાબ આપ્યો, "ના, પણ એજ અરસામાં મારા પિતાજી અહીંના-આમ્બાની મને ખબર છે." હવે અંગ્રેજોને આપણે સર્વવ્યાપક પ્રાણી કહીએ તેમાં શું ખોટું?

અફગાનિસ્તાનના અમીરને ગાદીએથી ઉઠાડી મૂકવામાં, અરબસ્તાનમાં લૉરેન્સ લોકોમાં પ્રવૃત્તિ ઉપાડે તે, અંગ્રેજ, હિન્દુ

મુસ્લિમ ઝઘડામાં તો અંગ્રેજ. અરે, કાશ્મિરમાં થતાં યુધ્ધમાં પણ અંગ્રેજનો હાથ છે એમ જગત માને છે. ખુદ મહાત્મા ગાંધીજીના ખૂનમાં પણ અંગ્રેજનો હાથ હોવાનું કોઈ કહે, તો તમારે શંકા નહિ કરવી, કારણ કે એ વાત સત્ય હોવા માટે ઇતિહાસ મક્કમપણે સાક્ષી આપશે! ટુંકમાં અંગ્રેજો મધે હોય છે એમ નિર્વિવાદ પણે સાબીત થયું છે યુરોપની લડાઈમાં અંગ્રેજોને શું કામ પડે એમ જર્મની હવે માની શકે નહિ. એ લોકોને તેમાં સંડોવાવા મજબૂત કારણ હોય છે, તેમ નહી હોય તો પણ સત્તાનું સમતોલપણું જેવું અમર કંઈ બીજુ સબળ કારણ તમને તેઓ દર્શાવી શકે છે. આજે અંગ્રેજોના યુનોમાં કેવાં કરતુકો છે તે તમારે જાણવુ હોય તો કોઇ કમ્યુનિસ્ટને પૂછો. કાશ્મિરનો પ્રશ્ન યુનોમાં ઉપાડવામાં આવે તે પહેલાં આતતાયિયા અમારૂ અંગ્રેજ પ્રતિનિધિ ત્યાં શા માટે ગયો હતો? અને તે પ્રશ્ન પરની ચર્ચા પર મુલતવી ત્યારે તેઓનો પ્રતિનિધિ દીલ્હી-કરાચી અહીંના નેતાઓને શા માટે મળવા આવ્યો? અંગ્રેજો તમને માર્શલ ટીટોને આગળ લાવવામાં અને તેનો હવે પ્રતિકાર કરવામાં મધે જ ખટપટ કરતા દેખાશે. સામ્રાજ્ય સ્થાપવામાં અને તોડવામાં, ગુલામી પ્રથા શરૂ કરવામાં અને નાબૂદ કરવામાં લીગ ઓફ નેશન્સ સ્થાપવામાં અને તેની ઠાઠડી કાઢવામાં તમને તમને સર્વત્ર અંગ્રેજોનો હાથ, સ્હેજ તપાસ કરશો, તો તરત દેખાશે. મહાન નેપોલિયને યથાર્થ જ કહ્યું હતું કે "દુનિયાના સર્વે દુઃખો અને પાપો લંડનથી વહે છે"

*

**

---

દુનિયા બનાવતાં માત્ર ૬ દિવસ ગયા, પણ તે સમજતાં ૭ હજાર વરસ જશે.—થોમસ બ્રાઉન.

* * *

સ્ત્રીઓ પુરૂષ કરતાં ડાહી છે કારણ કે તેઓ થોડું જાણે અને વધારે સમજે છે—જેમ્સ સ્ટીફન

* * *

તારૂં ભગ્ન હૃદય ઇશ્વરને સમર્પણ કર, તે તને પાછું સારૂં કરી આપશે, તારૂં સારૂં હૃદય કોઇ સ્ત્રીને અર્પણ કર, તે તે ભાંગી આપશે—પ્રેસ્ટવીચ.

* * *

ઇશ્વરે સ્ત્રી ઉત્પન્ન કરી ત્યારથી જીવનમાંથી નીરસતા અદ્રશ્ય થઇ ગઇ છે, પરંતુ સાથે બીજી ઘણી વસ્તુઓ પણ અદ્રશ્ય થઇ ગઇ છે—સ્ત્રી એ ઇશ્વરની બીજી ભૂલ—નીત્સે.

* * *

સ્ત્રી આદમના મસ્તકમાંથી ઇશ્વરે ઉત્પન્ન ન કરી હતી કારણ કે તેને પુરૂષ પર રાજ કરવા અર્થે નથી, પણ આદમના પડખામાંથી તેનું સર્જન થયું છે—એટલા માટે કે ઉપાધિ અને દુઃખો માંથી તેનું રક્ષણ થવું જોઇએ—અબ્રાહમ લીંકન.

* * *

બે ભાઈઓ હતા એક નાસી ગયો અને ખલાસી થઇ દરિયે ગયો, બીજો રહ્યો તે વાઇસ પ્રેસિડંટ થયો. અને ભૂલાઈ ગયા. ત્યાર બાદ તેમાંથી એકને કોઇએ યાદ કર્યા નથી.

—થોમસ આર માર્શલ

પંડિત જવાહરલાલ નહેરૂની માન્યતા અનુસાર

# જિંદગીનો શું અર્થ?

રમણલાલ ના. મહેતા

વિલ ડ્યુરન્ટે ૧૯૩૧ માં જગતના અગ્રગણ્ય મહાપુરુષોને પત્ર લખી પ્રશ્ન પૂછ્યા. "જિંદગીનો શું અર્થ? ક્યા પ્રેરક બળથી જીવન જીવી રહ્યા છો? એમાં તમને ધર્મ સહાય રૂપ છે? કેવી રીતે? તમને શેમાંથી પ્રેરણા અને શક્તિ મળે છે? તમારા પરિશ્રમનું ધ્યેય શું? તમને શેમાં આશ્વાસન અને સુખ મળે છે? તમારો પારસમણિ કયો છે? ટૂંકમાં લખવું હોય તો તેના જવાબ મોકલશો અને મને તો વિસ્તાર-પૂર્વક આવકારી ઉત્તર મોકલશો, કારણકે તમારો પ્રત્યેક શબ્દ મારે મન અતિ કીમતી છે."

આજના હિંદીસંઘના વડાપ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂએ તેનો નીચે મુજબ જવાબ લખ્યો હતો.

આનંદ ભવન
અલ્હાબાદ
હિંદ
૨૦, ઓગષ્ટ. ૧૯૩૧.

પ્રિય ભાઈ ડ્યુરન્ટ,

આપનો પત્ર આકર્ષક, અને ગભરાવી મૂકે એવા ગંભીર પ્રશ્નો ઉભા કરે છે. ઘણુંખરું તમારી દલીલો જિંદગી નકામી છે અને પુરુષ પ્રયત્ન વ્યર્થ છે એમ સ્પષ્ટ પ્રતિપાદન કરે છે. તમે આ પ્રશ્નો મારી તરફ મોકલીને મને ઘણું માન આપ્યુ છે પરંતુ મને લાગે છે કે આ પ્રશ્નોનો જવાબ આપવાની મારી શક્તિ નથી. જો મારી પાસે સમય અને નવરાશ હોત, જે મારી પાસે કમનસીબે નથી, તો પણ તમારા પ્રશ્નોનો જવાબ આપવો એ મુશ્કેલ કામ લાગત.

હિંદીઓને તત્ત્વજ્ઞાનની ચર્ચામાં ખુબ રસ પડે છે એવી માન્યતા પ્રવર્તે છે. પરંતુ હું ઇરાદા પૂર્વક એનાથી દૂર રહું છું, કારણકે મને કબારનુંય સમજાય ગયું હતું કે તેનાથી મને આવિષ્કાર માટે દોરવણી કે શાંતિ મળવાને બદલે તે ગુંચવણોજ ઉભી કરે છે. સંકુચિત અર્થમાં ધર્મ મારી પર કંઈ અસર ઉપજાવતો નથી. જમાના જૂનાઓની માફક મેં કેટલાક વિજ્ઞાનોમાં સંચૂપાત કર્યો હતો અને તેમાં મને આનંદ મળ્યો અને મારા જ્ઞાનની સીમા વિસ્તાર પામતી લાગતી જણાઈ પરંતુ હું શકાઓ ઉઠાવનાર નિશ્ચિત ધ્યેય વિનાનો મનુષ્ય રહ્યો. મારા મનમાં સમાજવાદ અને રાષ્ટ્રીયતાના અસ્પષ્ટ આદર્શો ઘડાતા હતા. ધીરે ધીરે આ બને આદર્શો એકત્ર થતા ગયા અને હું ક્રમપૂર્વક હિંદની સ્વતંત્રતાની કલ્પના કરવા લાગ્યો. હિંદના સ્વાતંત્રનો અર્થ મારે મન માત્ર રાષ્ટ્રીય મુક્તિ નહીં પરંતુ હિંદનાં કરોડો પીડિતો અને ભૂખાળવાં સ્ત્રીપુરુષોને યાતનમાંથી મુક્તિ મળે એ છે. હિંદ મારા માટે જગતનાં પીડિતોનું પ્રતીક બન્યું અને મારા ઉગ્ર સ્વદેશપ્રેમને મેં જગતના તમામ પીડિત રાષ્ટ્રો અને કચરાયલાં લોકોને સમાવી દેતા આંતર રાષ્ટ્રીયત્વમાં રૂપાન્તર કરવા પ્રયત્ન કર્યો.

આ લાગણીઓની પીડાથી મે નિરાધારતા અનુભવી. મારાં હૃદયની આકાંક્ષા પૂર્ણ કરવા માટે મને રસ્તો મળતો ન હતો. ત્યારે મહાત્મા ગાંધીજી આવ્યા અને મને તેમણે રૂપ આપી શકે એવો અથવા મારી ઉછેરાયેલી લાગણી કંઈકમાં વહી શકે એવો પ્રયત્ન કરી જોવા

જેવો રસ્તો બતાવ્યો. મેં આ રસ્તે કૂચ કરી અને મને લાગ્યું કે જે વસ્તુની હું શોધ કરતો હતો તે મને મળી છે. મહાન આદર્શ માટેના કાર્યમાં મને મારું ધ્યેય મળ્યું. ત્યારથી મેં મારી તમામ શક્તિઓ આ ધ્યેય માટેના પ્રયત્નો પાછળ ખર્ચી છે અને એમાંથી મને વિશાળ, નવીન અર્થ અને હેતુવાળી જિંદગીનો ખ્યાલ મળ્યો છે. આથી મારા પ્રયાસો બળવત્તર બન્યા છે.

આ તમારા પ્રશ્નોનો જવાબ ભાગ્યે જ કહી શકાય. પરંતુ હું તત્ત્વજ્ઞ નથી પરંતુ પ્રવૃત્તિમાં જ આનંદ મેળવનાર હોવાથી હું તમને સ્પષ્ટ જવાબ આપી શકું એમ નથી. હું વિજ્ઞાન, તર્ક અને દલીલમાં માનું છું પરંતુ તેઓ કેટલીક વખત પાછાં પડતાં હોય અને જીવન બીજી વધારે બળવાન શક્તિઓથી આગળ વધતું હોય એમ લાગે છે. આ શક્તિ તે કંઈ કાર્ય કરવાની પ્રબળ વૃત્તિ છે, જે વિજ્ઞાન કે તર્ક સાથે સંબંધ નથી ધરાવતી એમ હવે મને લાગે છે. પરાક્રમોની પરંપરા દર્શાવતો ઇતિહાસ, મહાપુરુષો અને મહાકાર્યોની હારમાળા હોવા છતાં દુષ્કર્મોનું સાતત્ય, હાલની સંસ્કૃતિ અને તેનાં જુનાં ધ્યેયોને લાગેલો ફટકો તથા તેનાં ભાવિનાં ભયસ્થાનો મને ઘણીવાર નિરાશ કરે છે પણ આમ છતાં મને લાગે છે કે માનવનું અને મારા દેશનું ભાવિ ઉજ્જ્વળ છે અને અમે હિન્દના સ્વાતંત્ર્યનો જે સંગ્રામ ખેલીએ છીએ તે અમને ધ્યેય પ્રાપ્તિ સમીપ લઈ જશે. આ આશાના સત્યાસત્ય વિષે હું પૂરતાં કારણો આપી શકું એમ નથી. હું મહાન કાર્યને માટે મહેનત કરું છું અને તે વૃથા નહિ જાય એ વિચાર, મને માનસિક સમતોલપણું, શક્તિ અને પ્રેરણા આપે છે એટલું જ હું કહી શકું છું. અલબત્ત હું પરિણામને માટે કાર્ય કરું છું. મારા ધ્યેય તરફ મારે જલદી પહોંચવું છે પણ મૂળ મુદ્દે મને આ પરિણામો ચિંતા ઉપજાવતાં નથી. જ્યાં સુધી મને ખાત્રી હોય છે કે મારાં કાર્યો સાચાં છે ત્યાં સુધી મને સંતોષ ઉપજે છે

જીવન પ્રત્યેનો મારો સામાન્ય દ્રષ્ટિકોણ સમાજવાદી છે અને હિંદમાં તથા જગતમાં સમાજવાદ સ્થપાયેલો જોવા મને ગમશે. જગત પૂર્ણ સ્વરૂપ ધારણ કરશે ત્યારે શું થશે તે હું જાણતો નથી અને તેની હું બહુ પરવા પણ કરતો નથી. આ પ્રશ્ન આજે ઉત્પન્ન થતો નથી. આજે ઘણું કરવાનું છે અને તેટલું મારા માટે પૂરતું છે. જગત પૂર્ણ થશે કે વધારે ખરાબ થશે તેનો જવાબ આપવાની હું હિંમત કરતો નથી. પણ મને લાગે છે કે એને સારું બનાવવા કંઈ કરી શકાય છે માટે હું કાર્ય કર્યા કરું છું.

મને ચિંતા થાય છે કે મેં તમારા મુખ્ય સવાલ—"જિંદગીનો અર્થ અથવા ઉપયોગિતા શું ?"—નો જવાબ આપ્યો નથી. મારી જીવન તરફની દ્રષ્ટિ અને જે ધ્યેયોએ મને કાર્ય તરફ પ્રેર્યો તે કહ્યા સિવાય બીજી કોઈ રીતે હું તેનો જવાબ આપી શકું એમ નથી.

આપનો સહૃદ
જવાહરલાલ નહેરુ

*
**

બીજાઓને જે કાર્યો કરવા મુશ્કેલ લાગે તે સરળતાથી કરવામાં બુદ્ધિ રહી છે પણ બીજાઓ માટે અશક્ય—તે કાર્યો કરવામાં પ્રતિભા રહી છે. —એમીલ

દક્ષિણ ગુજરાત પર

# મહારાષ્ટ્રની અસર

મનુભાઈ કલ્યાણજી દેસાઈ

ભાષા અને સંસ્કારની દ્રષ્ટિએ જો કે ગુજરાતનું વ્યક્તિત્વ બીજા પ્રાંતોથી નિરાળું છે, છતાં ખુદ ગુજરાતની અંદર પણ જુદી જુદી જગ્યાએ આપણને પેટા-ભેદો માલૂમ પડી આવે છે દાખલા તરીકે અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ અને સુરત—આ દરેક જિલ્લાના વતનીઓમાં કંઈ ને કંઈ વિશેષતા દ્રષ્ટિગોચર થાય છે જ

આ વસ્તુસ્થિતિ કંઈ છેક આકસ્મિક નથી. દરેક વિભાગની ખાસિયતો પોત પોતાના ખાસ શાસ્ત્રીય કારણો પર આધાર રાખે છે. વિશેષ કરીને ભૌગોલિક અને ઐતિહાસિક પરિસ્થિતિને, એ ખાસિયતો ઘડવામાં ઘણો મોટો હિસ્સો હોય છે

ઈંગ્લંડમાં જુદા જુદા પરગણાંઓની ભાષાદિક વિશેષતાઓનો અભ્યાસ કરી તેના શાસ્ત્રીય કારણોની શોધ ત્યાંના વિદ્વાનોએ કરી છે. જુદા જુદા વિભાગોમાં ફ્રેંચ. કેલ્ટિક. સેક્સન, નોર્સ વિગેરે જાતોની અસર કેમ, ક્યારે અને કેટલી થઈ એ તેમણે સ્પષ્ટ બતાવી આપ્યું છે.

પરંતુ આપણા પેટા-વિભાગોમાં જણાતી રહેણી કરણી, રીત રિવાજ, ભાષા-બોલી વિગેરેના ભેદોની શાસ્ત્રીય દ્રષ્ટિએ હજી સુધી તપાસ થઈ નથી એ શોચનીય છે. આપણા ભાષાપંડિતોને મન જુનાગઢમાં રહેતા નરસિંહ મહેતા, અમદાવાદમાં વાસ કરતા અખા ભગત, કે નડિયાદ—કરનાળીમાં વસતા દયારામ એકધારી જ ગુજરાતી ભાષા બોલતા ! આજે મોટર, રેલ્વે વિમાન વિગેરે ઝડપી વહનનાં સાધનો વધ્યા છે, છાપખાનામાંથી એક જ લખાણની હજારો પ્રતો છપાઈ ગુજરાતને ખૂણેખાંચરે ફેલાય છે અને કેટલાં યે વર્ષો થયાં એક જ સરખી વાચનમાળા સમસ્ત ગુજરાતનાં બાળકો નિશાળોમાં શીખે છે, છતાં આપણામાં કાઠિયાવાડી, અમદાવાદી, ચરોતરી અને સુરતી બોલીઓના પ્રાંતિક ભેદો નજરે પડે છે તો પછી પ્રાચીન અને મધ્યયુગોમાં જ્યારે અર્વાચીન કાળના એકતા સ્થાપે એવા બળો—Unifying influences જ્યારે ન્હોતાં ત્યારે એ ભેદો આજથી અનેક ઘણાં વધુ પ્રમાણમાં અસ્તિત્વ ધરાવતા હોવા જોઈએ. આ હકીકત તરફ દુર્લક્ષ ન જ થઈ શકે. આપણા વિદ્વાનોએ ગુજરાતી ભાષાનો ઐતિહાસિક દ્રષ્ટિએ અભ્યાસ કર્યો છે ખરો, પરંતુ ભૌગોલિક દ્રષ્ટિએ તેનું અન્વેષણ કરવું હજી કોઈને સૂઝ્યું જ લાગતું નથી.

સુરત જીલ્લો ભૌગોલિક દ્રષ્ટિએ ગુજરાતના છેક દક્ષિણ છેડે આવેલો હોવાથી અને પેશ્વાઓને સુરત જીલ્લાના દેસાઈઓએ મહેસુલ, ચોથ આદિ ઉઘરાવવામાં ઘણી મોટી મદદ કરેલી હોવાથી ગુજરાતના બીજા જીલ્લાઓ કરતાં સુરત જીલ્લો મહારાષ્ટ્રના વધુ સંપર્કમાં આવ્યો હતો. અને જ્યારે જ્યારે કોઈપણ બે પ્રજાઓ સમાગમમાં આવે છે ત્યારે ત્યારે તેમની એક બીજા પર અસર થયા વિના રહેતી નથી. આ દ્રષ્ટિએ મહારાષ્ટ્રની દક્ષિણ ગુજરાત પર અને ખાસ કરીને સુરત જીલ્લા પર શી શી અસર થઈ તેની શોધ કરવી ઘણી અગત્યની છે. એનો અભ્યાસ જેટલો રસિક થઈ પડે એમ છે તેટલો જ સમય અને શ્રમ પણ માગી લે એવો છે. એ બન્નેના અભાવે એનો

સૂક્ષ્મ ને સંપૂર્ણ અભ્યાસ યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષા માટે તૈયારી કરતા કોઈક ઇતિહાસ અને સમાજશાસ્ત્રના વિદ્યાર્થી માટે રહેવા દઈ અહીં મહારાષ્ટ્રની દક્ષિણ ગુજરાત પર જે થોડીક અસરો પહેલી નજરે પણ માલુમ પડી આવે છે તેની માત્ર ટુંક નોંધ કરીને જ સંતોષ માનીશ.

ભાષા.—

બે ભિન્ન ભાષા બોલનારા લોકો જ્યારે એક બીજાના સંસર્ગમાં આવે છે ત્યારે થોડી વધુ અસર તેમની ભાષાઓ પર થાય છે. તેઓ એક બીજાની ભાષામાંથી આપ લે કરે છે. આમ મરાઠી અને દક્ષિણ ગુજરાતી ભાષા વચ્ચે શબ્દોની પણ મોટી લેવડ દેવડ થઇ હોવી જોઇએ. સુરત જીલ્લાના ગામડાંઓની બોલીમાં કેટલાક મરાઠી શબ્દો ઉપલક નજરે જોનારને પણ પણ માલુમ પડી આવે છે. આ શબ્દો પણ આ તાપી નદીની ઉત્તરે વપરાતા જણાતા નથી. ઉદાહરણ તરીકે—

| દ.–ગુજરાતી | मराठी | ઉ.–ગુજરાતી |
|---|---|---|
| દગડો | दगड | પત્થર |
| આજો | आजा | દાદો |
| આજી | आजी | દાદી |
| પોયરો | पोर | છોકરો |
| પોરી | पोरी | છોકરી |
| પરોણો | पाहुणा | મહેમાન |
| મુળીજ નહિ | मुळीच नाही | મુદ્દલ નહી |
| કેથે | कुठें | ક્યાંક |
| આવેલો છે | आलेला आहे | આવ્યો છે |
| હું વાંચતો છું | मी वाचित आहे | હું વાંચું છું |
| ઘરે | घरीं | ઘેર વિગેરે |

સુરત જીલ્લાની બોલીનો શાસ્ત્રીય અભ્યાસ કરવાં પહેલાં એ બોલીની વિશિષ્ટતાઓનો સંગ્રહ કરવો જરૂરી છે. માટે આ વિષયમાં રસ લેતા વાંચકોને મારી વિનંતિ છે કે સુરત જીલ્લાની બોલીમાંથી જે શબ્દો, વાક્યપ્રયોગો કહેવતો વિગેરે તેમને ગ્રામ્ય અથવા ઉત્તર ગુજરાતના પ્રયોગોથી ભિન્ન લાગે તેની યાદી કરી પ્રસિદ્ધ કરવી કે જેથી આજે નહી તો ભવિષ્યમાં પણ કોઈક વખત કોઈક ભાષાશાસ્ત્રીઓને તે ઉપયોગી નીવડે.

પુરૂષોનાં નામો—

ખંડુભાઇ मराठी खंडोजी, खंडेराव
રઘુજી " रघुजी राघोजी વિગેરે

પુરૂષોનાં નામને છેડેના માનવાચક 'જી' પ્રત્યયનો પણ મહારાષ્ટ્રમાં ઘણો પ્રચાર છે. પરંતુ એ જ 'જી' પ્રત્યય ઉત્તરમાં અમદાવાદ સુધી ન દેખાતાં પાછો કાઠિયાવાડમાં ક્યાંથી આવ્યો એ એક કોયડો જ છે! (ઉ. ત. ગોવિંદજી, વસનજી, મોરારજી, વિગેરે) બીજું ગામના નામને છેડે 'કર' પ્રત્યય લગાડી અટક બનાવવાનો મરાઠી રિવાજ (ઉ. ત. जोगळेकर, पुणतांबेकर, वाईकर, इत्यादि) અનાવિલોમાં પણ એક કાળે ઘણો પ્રચલિત હતો. (ઉ. ત 'વાવકર,' 'કાલિયાવાડીકર,' 'આટકર' વિગેરે.) આપણી બીજી એક અટક 'નાયક' મહારાષ્ટ્રમા પણ માલુમ પડે છે.

સુરત જીલ્લાના ગામનાં નામોમાંથી એક તો આપણે ખુદ પુનાથી જ ઉપાડી લાવ્યા (જીઓ 'પુણી') બીજું મરાઠી 'નામ ગીખલી' છે (मराठी चीखल=કાદવકીચડ) આ નામનાં ગામો નિરાર અને ખાનદેશમાં પણ છે.

પહેરવેશ—

આપણી સુરત જીલ્લાની પાઘડી પુરેપુરી દક્ષિણી જ પાઘડી છે. એ પાઘડીએ તાપી નદી ઓળંગી ઉત્તર તરફ પ્રવાસ કર્યો નથી. વળી સ્ત્રીઓનાં ગળાં કે ચોટીવાળાં કાળાં પુરાં કે લીલા રંગનાં લુગડાં કે જે એક વખત અનાવિલ જ્ઞાતિમાં સર્વવ્યાપી હતાં તે મહારાષ્ટ્રીય સ્ત્રીઓનાં જ લુગડાં છે, માત્ર તેની લબાઇ-

આપણે કમી કરી છે. તેમજ અનાવિલ વિધવાઓના સળી કે ચોકડીવાળાં લાલ લુગડાં જે હજુ પણ સુરત ભાગમાં લગભગ સર્વવ્યાપી છે, તે પણ મહારાષ્ટ્રીય વિધવાઓનાં જ લુગડાં છે. આ ઉપરાંત સુરત જીલ્લામાં કેટલાક વર્ગની સ્ત્રી કાછડો વાળે છે. જ્યારે ઉત્તર ગુજરાતની સ્ત્રીઓ તેમ કરતી નથી. આ રિવાજ પણ મરાઠી કાછાનું જ અનુકરણ હશે.

હાલ તો આ વિષય પર ઉતાવળી અને ઉપલક દૃષ્ટિએ આટલું જ લખી વિરમું છું. એમ કરવામાં મારો મુખ્ય ઉદ્દેશ ખાસ કરીને મહારાષ્ટ્ર અને મહારાષ્ટ્રીયોનાં સંસર્ગમાં આવેલા-લેખકોના વિચાર અને કલમને ઉત્તેજી તેમના જ્ઞાન, અનુભવ અને અવલોકનનો લાભ જાહેર જનતાને અપાવવો એ જ છે.

★
★★

# ગુલામોનું બજાર

કમળાબાઈ ટિળક

ગુલામ બજાર ? અને વીસમી સદીમાં ? ખોટી વાત ! ઠીક, તો પછી "સ્ત્રીઓની ખરીદી વિક્રી" કહીએ તો ? અને આ ક્યાંની વાત જાણો છો ? બીજા કોઈ દેશની નહીં, પરંતુ ખુદ ઇંગ્લૅન્ડની, હો કે ! આ વાતમાં તમને વિશ્વાસ નથી ? ઇંગ્લૅન્ડ એ સ્ત્રીદાક્ષિણ્યની જન્મભૂમિ–ત્યાં સ્ત્રીના ક્રય વિક્રયની એવી વિચિત્ર વાત બનેજ કેમ ?

પરંતુ એ સત્ય ઘટના છે. અને સ્ત્રીના એ ખરીદી વેચાણ વિરુદ્ધ ત્યાંના ઉદ્દામ સ્વાતંત્ર્યવાદી પરણિત સ્ત્રી મંડળે [ The Ultra Feminist Married Women's Association ] બંડનો વાવટો ફરકાવ્યો છે, તે તો સર્વે જાણે છે કોઈ પરણેલી સ્ત્રી ગૃહ ત્યાગ કરી તેના આશક જોડે રહે, તો તેનો પતિ તે આશક પર નુકસાનીનો દાવો માંડે છે કોર્ટ મુકરર કરેલી રકમ આશક પતિને આપે છે, એટલે તે સ્ત્રી ને ફરીથી લગ્ન કરવા માટે છૂટી મળે છે

આ નુકસાનીની રકમ તે સ્ત્રીનું મૂલ્ય. સ્ત્રી એ જાણે પતિની માલમતા–તેનો કોઈ બીજો કબજો મેળવે, તો તેણે મૂળ માલીકને કિંમત આપવી રહે તે આપ્યા પછીજ આ 'મિલ્કત' નો તે કાયદેસરનો માલીક થઈ શકે

સ્ત્રીઓની દૃષ્ટિથી આ કેવો અપમાનકારક કાયદો ! વિશ્વયુદ્ધમાં અને વિશ્વયુદ્ધ દરમ્યાન સ્ત્રીઓએ પુરુષોની સાથે રહી પરસેવો ઉતાર્યો, ખૂબ સાચું અને લોહી રેડ્યું. છતાં હજી સ્ત્રી એ પુરુષના સંસારમાંની–તેની માલીકીની એક ચીજ ! કાયદામાં તો હજી એ માન્યતા જળવાય રહી છે

ઉપર્યુક્ત મંડળના અધ્યક્ષ મિસ્ ફ્રાન્સિસે [ આ સ્ત્રી પરણિતા છે, પરંતુ લગ્નથી સ્ત્રીનું વ્યક્તિત્વ નષ્ટ થાય, એ કલ્પના તેને માન્ય ન હોવાથી, તેણે કુમારી અવસ્થાનુંજ પોતાનું નામ ચાલુ રાખ્યું છે ] એટર્નિ જનરલ સર હાર્ટલિ શૉ ક્રોસને એક સનસનાટી ભર્યો પત્ર લખી કાયદાની હાસ્યાસ્પદતા દર્શાવી "તારા પડોશીના વાસણકુસણ પર નજર નાખીશ નહીં ગાય ઢોર પર નજર નાખીશ નહીં,' બાયડી પર નજર નાખીશ નહીં." એમ કહી સ્ત્રીને પુરુષની સ્થાવરજંગમ મિલ્કતમાં મૂકનાર બાઇબલના જમાનામાં આ કાયદો કદાચ ચલાવી લેવાય. પરંતુ આજે સ્ત્રીઓ પુરુષોની સાથે રાજકારભારમાં કામ કરે છે, કેળવણીનાં અને સામાજિક કર્તવ્યોમાં પણ તેની ભેગી રહી પ્રવૃત્તિ કરે છે, ત્યારે સ્ત્રીના વ્યક્તિત્વની અવગણના કરનાર આવો કાયદો અસ્તિત્વમાં રહે, એ પ્રગતિપ્રિય, ઉદારમતવાદી સરકારને શોભાસ્પદ નથી."

સ્ત્રીની કિંમત નિર્માણ કરતી વેળા જે દૃષ્ટિ અને મનોવૃત્તિ રાખવામાં આવે તેથી ખરેખર ચીડ ચડે છે કોઈ એક ન્યાયાધીશે તેના ફેંસલામાં લખ્યું છે કે, "સૌ. ××× અત્યંત સુંદર તો છેજ. ઉપરાંત તે રસોઈ સારી બનાવે છે અને નમૂનેદાર ગૃહ વ્યવસ્થા રાખે છે. પત્નીના સ્વભાવમાં આવા સદ્ગુણો હોવાથી, તેના પતિરાજનું સવિશેષ નુકસાન થયું છે તેથી એ શ્રીમતીના આશકે શ્રીમતીના પતિને નુકસાની પેટે એક હજાર પૌંડ આપવા"

એક કડિયાની પત્ની સુવ્યવસ્થિતપણે અને કરકસરપૂર્વક સંસાર ચલાવતી હતી. ઉપરાંત તે પ્રેમળ સખી પણ હતી " તેથી

તે કવિયાને નુકસાની પેટે બે હજાર પૌંડ મળ્યા.

સ્ત્રીમાં કંઈક વિશેષ કળા અગર તો અર્થોપાર્જનશક્તિ હોય તો, તે બાબત તેના પતિના ફાયદાની દૃષ્ટિથી વિચારી કોર્ટ સ્ત્રીનું મૂલ્ય આંકે છે. પોતાના પતિને છોડી, એક રટી લિમિટેડના મેનેજર પર આસક્ત થઈ તેની સાથે રહેવા લાગી, આવી કળાવંત અને કમાણી કરનાર સ્ત્રી ચાલી ગઈ તેથી કોર્ટે તેના બદલામાં તેના આશક પાસેથી તેના ધણીને ૨,૫૦૦ પૌંડ નુકસાની પેટે અપાવ્યા.

• બ્રિટનના એક મોટા કારખાનાના એક એંજિનેરે તો નુકસાની માટે એક મનોરંજક પ્રશ્ન ઉપસ્થિત કર્યો. તેણે કહ્યું, "પત્ની ઘરમાં રહેતી, ત્યારે તેનો સંસાર કરકસરથી ચાલતો, તે ચોક્કસ હિસાબ રાખતી, અને વધારાનો ખરચ કરવા ના પાડતી. તેથી મારે કંઈ દેવું કરવું પડતું નહતું. પત્ની ચાલી ગઈ તેથી મારા ઉપરનો અંકુશ ખસી ગયો અને મને વધારે નુકસાન થયું છે." કોર્ટે તેની તકરાર સ્વીકારી મોટી રકમ તેને નુકસાની પેટે અપાવી. આ સ્થિતિ જાણી, કહો-હસવું કે રડવું?

★

---

મોતી કાઢનારને મગરો કરડ્યો હોય તેની ખબર મોતી પહેરનારને હોતી નથી

સ્ત્રી બે સ્થાને જ સારી, ઘરમાં કે કબરમાં.

# જાગતિક રાજકારણ

વાસુદેવ ભગવંત કોલ્હટકર

ગયા ત્રણ ચાર મહિનામાં જાગતિક રાજકારણમાં ઘણાં જ મહત્વના બનાવો બન્યા છે. કોરીઆ, ઝેકોસ્લોવાકીઆ, ફિનલેંડ વિગેરે દેશોમાં જુની અને નવી સમાજ વ્યવસ્થા અંગે મતભેદ શરૂ થઇ દુનિયામાંના આ બે ઘટકોમાં દિવસે દિવસે વિરોધના વાદળ વધારે ઘેરાતા ગયાં. ચીન દેશમાં તો માઓત્સે-તુંગનો વિજય નક્કી જ હતો, આ બધા બનાવોને લઇને પ્રતિગામી રાજ્યવહિવટના શિર ઉપર તો જાણે પથ્થર પડયો. અને તે હિસાબે કમ્યુનિઝમનો પ્રસાર ન થાય તેના પ્રયત્નો શરૂ થયા.

મહાયુદ્ધમાં મૂડીવાદી અને સમાજવાદી પક્ષોએ એક થઇ ફાસીવાદી સામે જેહાદ ઉઠાવી હતી. માન્યતા હતી કે યુદ્ધ પછી પણ તેઓ એક બીજાને સહકાર આપશે. અને તે થાય તો પણ ફાસીવાદીનો ઉદય ફરી ન થવા દેવો જોઇએ એવા બન્ને પક્ષમાં કરાર થયા હતા. મૂડીવાદી દેશોમાંના પુરોગામી પક્ષ પોતાના દેશમાંની ચાલુ સરકાર જોડે સહકાર્ય કરી લોકશાહીને પોષવા તૈયાર હતા, તે પ્રમાણે સહકાર્ય કરવાના તેમણે અવિરત પ્રયત્નો કર્યા. પણ કુતરાની પૂંછડી વાંકી તે વાંકી! મૂડીવાદી દેશોમાંના પ્રતિગામી પક્ષોએ પોતાની સત્તા કાયમ રાખવા ફરી પ્રયત્નો શરૂ કર્યા, પરિણામે મતભેદ વધતા ગયા. આ મતભેદ હવે બધા જ દેશોમાં દેખાય છે. તેથી યુદ્ધની જ્વાળા ક્યારે જ ફરી વળશે કે કેમ તેની બીક લાગે છે.

પહેલાં રૂમાનીયામાં પ્રતિગામી અને પુરોગામી પક્ષો વચ્ચે ઝમકલાં થયાં, ત્યાં લોકશાહી રાજ્યતંત્ર ચાલુ થતા પણ રાજાએ પોતાની સત્તા જમાવી રાખી હતી, છેવટે 'મહારાજા સાહેબને તો આસન છોડી પલાયન કરવું પડયું'. હંગેરીઆમાંના પ્રતિગામી પક્ષના કાવતરાં ઉઘાડાં પડતાં એમનો પણ હાર થઇ. આવા જ કિસ્સા બલગેરીયામાં પણ બન્યા. ઝેકોસ્લોવેકિયામાં ચૂંટણી દરમ્યાન પોતાનો વિજય થશે એવી પ્રતિગામી પક્ષની માન્યતા હતી. ગ્રેટબ્રિટન અને અમેરીકામાંના સામ્રાજ્યવાદીઓની પણ એજ ધારણા હતી. પણ તે ધૂળભેગી થતાં આખર કમ્યુનિસ્ટ પક્ષનો વિજય થયો. પ્રે. બેનેસની અધ્યક્ષતા હેઠળ સર્વપક્ષીય સરકાર સ્થાપવામાં આવી. કેટલાક દિવસ આ સરકારનો અમલ ચાલ્યો. પણ સામ્રાજ્યવાદીઓના કાવત્રાં ચાલુ જ હતાં, ગયા ૭ મહિના પહેલાં જ આ કાવત્રાં ખુલ્લાં પડયા હોત. એક ટકાવી રાખવા જનતા હિતના કાર્યની દિશા સહેજ બદલવામાં આવી પણ એટલાથી સંતોષ પામે એવો પ્રતિગામી પક્ષ ન હતો. ઝેકોસ્લોવાકીયામાંની લોકશાહી સરકાર ઉથલાવી પાડવાનું તેમણે કાવતરું રચ્યું અને તેમાં તેમને એંગ્લોઅમેરિકન સહાય મળી. પણ આ કાવતરૂ બહાર આવતાં પ્રતિગામીઓ તદન ઢીલા પડી ગયા. હવે તો ચોખ્ખી ખબર પડી છે કે આ કાવતરા પાછળ મુખ્ય હાથ તો સોશ્યલ ડેમોક્રેટીક પક્ષના નેતાઓનો હતો. ઝેકોસ્લોવેક લોકશાહીપક્ષ તો ચોખ્ખેચોખ્ખા આક્ષેપ કરે છે કે એંગ્લો-અમેરીકન સામ્રાજ્યવાદી આ કાવતરામાં સામેલ છે. હંગેરી બલગેરીયા વિગેરે દેશોમાંનાં કાવતરામાં પણ તેઓ સામેલ હતા એવો આક્ષેપ પહેલાં કરવામાં આવ્યો હતો. આ

આક્ષેપો ઉપર ઇંગ્લીશ અને અમેરીકન સામ્રાજ્યવાદીઓએ મૌન સેવ્યુ, તેના ઉપરથી જ ખરી વસ્તુસ્થિતિ સમજાય છે.

ગ્રીસમા લોકશાહી પક્ષના નેતાઓએ ઉત્તર ગ્રીસમાં લોકશાહી સરકારની સત્તાવાર જાહેરાત કરી, તે વખતે અમેરીકાની મદદથી ગ્રીસમા અસ્તિત્વ ધરાવતી સરકારે ઘણાં હાફાં માર્યાં પણ તે કામ ન આવ્યાં. હાલ લોકશાહીતંત્રના નેતા જનરલ મૅરકૉસની આગેવાની નીચે જે સરકાર પ્રસ્થાપિત થઈ છે તેના કબજામાં ગ્રીસમાં । અડધાથીયે વધારે ભાગ આવેલો છે, દિનપ્રતિદિન તેની સત્તા વધતી જાય છે. અમેરીકન ડૉલરની મદદથી પોતાનું આસન મજબૂત બનશે એવી આશા ઍથેન્સની પ્રતિગામી સરકારને હતી. પણ તે આશા ઝાંખી પડતા તેમને પણ અંધારી છૂટી છે. મૅરકૉન્સ સરકાર ૨-૪ વર્ષની મુદતમા આખુયે ગ્રીસ આઝાદ બનાવશે એવી આશા રખાય છે

ગયા યુદ્ધમાં કોરીયા દેશનો ઉત્તર ભાગ રશિયન ફોજોએ આપેલો હતો જ્યારે દક્ષિણ ભાગમાં અમેરીકન લશ્કર દેખાયું હતુ. દોસ્તરાષ્ટ્રોમાં નક્કી થયું હતુ કે યુદ્ધ પૂરૂ થતા દરેકે પોતપોતાનુ સૈન્ય હઠાવી લેવુ અને કોરીયામાં સ્વતંત્ર લોકશાહી સરકાર સ્થાપવી, પણ અમેરીકન સામ્રાજ્યવાદીઓને એ ક્યાંથી પસંદ આવે ? બે ત્રણ મહિના ઉપર રશિયન સરકારે એવી પણ સૂચના કરી હતી કે બને સરકારે પ્રથમ પોતપોતાનું લશ્કર ત્યાંથી હટાવી લેવુ અને સ્વતંત્ર ચૂંટણી બાદ જે સરકાર અસ્તિત્વમા આવે તેને બન્ને સરકારે માન્ય રાખવી. પણ અમેરીકાએ આનો સ્વીકાર ન કર્યો. લશ્કર હઠાવી લેવું એ તેમને ઇષ્ટ ન લાગ્યું કારણકે ચૂંટણી દરમ્યાન લશ્કરનો ઉપયોગ લોકશાહીપક્ષને તોડી પાડવામાં કરી કોરીયામાં ગ્રીસ માફક જ પ્રતિગામી સરકાર સ્થાપન કરવાનો તેમનો ઇરાદો હતો પણ ઉત્તરે રશિયન સરકારે પોતાના ભાગમાં ચૂંટણી કરી લોકશાહી સરકાર સ્થાપી. આથી અમેરીકાની મૂંઝવણ વધી છે

ચીનમાનાં યુદ્ધનું સ્વરૂપ એકદમ પલટાયેલું છે. મંચુરીયાનો ૯૯ ટકા પ્રદેશ કમ્યુનીસ્ટ લશ્કરના કબજામાં છે. ઉત્તરચીનમાંનો મોટો પ્રદેશ પણ કમ્યુનીસ્ટોએ કબજે કર્યો છે. હોઆંગહો અને યાંગત્સી આ બન્ને નદીઓ વચ્ચેનો પ્રદેશ કમ્યુનીસ્ટોના હાથમાં છે. ચૅંગ કે શેકની સત્તા તૂટી પડતાં હવે વધારે વાર થશે એમ લાગતું નથી. ચીની ડૉલરની કીમતને તો ૭ મહિના પૂર્વેજ ધક્કો પડ્યો હતો. એક અમેરીકન ડૉલરની કિંમત ૫૦૦૦૦ ચીની ડાલર થતી હતી બે ચાર દિવસ થયા તે ૩,૫૫,૦૦૦ ઉપર આવી છે. તેના ઉપરથીજ ચૅંગની આર્થિક પરિસ્થિતિ કેવી હશે તેની કલ્પના કરી શકાય.

આ બધા બનાવોથી અમેરીકાનાં પરરાષ્ટ્રીય ધોરણનું દેવાળું નીકળે છે પોતાની મદદથી ચૅંગની સત્તા વધારે દિવસ ટકવાની નથી તેની ખબર હોવાં છતાંયે તે ચીનમાં પોતાની મદદ લંબાવે છે. ચીની કમ્યુનીસ્ટ પક્ષના નેતા માઓત્સેતુંગે આ વાતનો બરાબર પરામર્શ લીધો છે અમેરિકા ભલે એટલી મદદ આપે તો પણ તે એળે જવાની છે તેનો તેમને પૂરો ખ્યાલ આવી ગયો છે ચીન માફક જ યુરોપીયન દેશને પણ મદદ આપવા અમેરિકાએ માર્શલ યોજના ઘડી કાઢી છે. આ યોજના પ્રમાણે પશ્ચિમ યુરોપિયન રાષ્ટ્રોને મદદ આપવાનું નક્કી થાય છે પણ આ મદદ આપતાં પહેલાં આ રાષ્ટ્રોનું આર્થિક એકીકરણ થવું જોઈએ એવી એમની હઠ છે ઇંગ્લૅંડ ફ્રાન્સ, બેલ્જિયમ હૉલેન્ડ લક્ઝેમ્બર્ગ, ઇટલી વિગેરે દેશો આમાં સંડોવાશે. તેથી પશ્ચિમ યુરોપમાં અમેરિકન સામ્રાજ્યવાદીનું વર્ચસ્વ સ્થપાશે એમાં જરાએ શક

નથી પણ લોકશાહી પક્ષ આ વાત ઉપાડે આમ થવા દેનાર નથી.

આવતા મહિનામાં ઇટલીમાં સાર્વત્રિક ચૂંટણી થવાની છે. કમ્યુનીસ્ટ અને સોસ્યલ-ડેમોક્રેટ આ બન્ને પક્ષોએ ત્યાં ઐક્ય સાધ્યુ છે, અને આ બન્ને પક્ષનો પ્રચાર જનતામાં પુર જોસથી ચાલી રહ્યો છે. આ સંયુક્ત પક્ષની જીત થશે એવી ઘણાઓની ધારણા છે. ફ્રાન્સમાં આવુ ઐક્ય સધાયુ નથી. સિધ્ધાન્ધામના પક્ષે એમ. આર. પી. પક્ષ જોડે સહકાર સાધો અમેરીકાના કહેવા-મુજબ સરકારમાથી કમ્યુનીસ્પક્ષને હાંકી કાઢ્યો છે. તે પછી આર્થિક નિયોજનને કોરે દઈ માલની કિંમત ખૂબજ વધારી. પરિણામે જનતાની રહેણીને આંચ આવતા સાર્વત્રિક વિરોધ શરૂ થયો સરકારે જનતાની માગણીઓ સ્વીકારતા વિરોધ પાછો ખેચી લીધો કે તરતજ ફ્રેંચ સરકારે પોતાના ચલણનો આંતરરાષ્ટ્રીય ભાવ ૮૦ ટકા ઓછો કર્યો તેથી ફરી ભાવ વધી સામાન્ય રહેણીનુ ધોરણ ફરી બગડયુ. તેથી અસંતોષની જ્વાળા ફરી ભભૂકી ઉઠશે એમ લાગે છે. વચમાં મ્યુનિસિપલ ચૂંટણી થઈ તેમાં એમ.આર.પી અને સોસ્યલ ડેમોક્રેટ પક્ષના લોકો આવી જનરલ ડગૉલના પક્ષને મળ્યા, છતાંએ કમ્યુનીસ્ટ પક્ષના મતો તો વધ્યાજ હતા. પણ જનરલડગૉલ ફરી પોતાની હુકમશાહી પ્રસ્થાપિત કરશે એમ લાગે છે. કોલેજ ડગૉલ અને બીજાને પ્રતિગામી પક્ષના નેતાઓ વચ્ચે મુલાકાત થઈ અમેરિકન મૂડીવાદી મુસદ્દી પણ વચમાં ડગૉલને મળી ગયા સરવાળે એજ કે ફ્રાન્સમા ફરી હુકમશાહી સ્થાપવાના પ્રયત્નો મોટા પાયા ઉપર થનાર છે

અર્થાત્ આ પ્રયત્ન શરૂ થતા ક્રાન્તિની જ્વાળા ભડકશે એ નક્કી જ છે. આ ઘટના આવતાં બે મહિનામાં જ બનવાનો સંભવ દેખાય છે. ભલે ગમે તે થાય પણ હુકમશાહી ફરી પ્રસ્થાપિત ન થવા દેવાનો કમ્યુનીસ્ટ પક્ષનો નિર્ણય છે. ક્રાન્તિકારક પ્રવૃત્તિ શરૂ થતાં જનતાની પ્રતિગામી પક્ષ સામેની ઝુંબેશ વધારે દિવસ ચાલશે અને તેમા અમેરિકા દખલ કરશે એ દેખીતી વાત છે

પેલેસ્ટાઇનમાં જ્યુ અને આરબો વચ્ચે ઝગડા ઉભા કરીને પોતાનું સ્થાન મજબૂત બનશે એવી સામ્રાજ્યવાદીઓની અટકળ હતી પણ પરિણામ ઉંધુ આવ્યુ જે રીતે જ્યુ અંગ્રેજો ઉપર ચિડાયા તેજ રીતે આરબો અમેરિકા ઉપર ચીડાયા. તેથી મધ્યપૂર્વમાંની પોતાની સત્તા આબાધિત રહેશે કે કેમ તે પ્રશ્ન બન્નેને મુઝવે છે. આ બન્નેમાં પણ કયાં નિખાલસ ઐક્ય છે! દક્ષિણ અમેરિકામાંની બ્રિટીશ વસાહતોમાં અમેરિકન કાવત્રાંની સુરંગ મુકાય છે એશિઆટીકમાનાં બ્રિટીશ થાણાઓ સલામત નથી

★

---

ખરા પુરુષો ઘણીવાર ખોટા જેવા દેખાય છે, પણ ખોટી સ્ત્રીઓ ઘણી વાર ખરી જેવી દેખાય છે

* * *

છાશનુ એક પ્યાલુ તમને એક વર્ષ વધારે જીવાડે.

* * *

વકી, પ્રતિવાદી હોડીમાં બેઠેલા હોય છે, માત્ર સાક્ષીઓને જ તરવું પડે છે.

# સમાલોચના

★

ગજરાબેન નાયક

**પશુરાજ્ય.** મૂ. લે. જ્યોર્જ ઓરવેલ. અનુ શ્રી જયંતી દલાલ. પ્ર. ગતિપ્રકાશન લિ. અમદાવાદ કિં. રૂ. ૧-૧૨-૦.

નાનાં મોટાં સર્વેને વાંચતાં આનંદ પડે અને સર્વેએ વાંચવા જેવી આ કટાક્ષ કથા છે. ક્રાન્તિ ચાહતાં પશુઓ મનુષ્યમાલીક સામે લડી સ્વાધીન તો થાય છે, પરંતુ પછી સરમુખત્યારીના સંકંજામાં સપડાય કેવી દીનદશા ભોગવે છે તે યથાર્થ રીતે બતાવવામાં આવ્યું છે. સરમુખત્યારો સામાન્ય રૈયતને પ્રપંચથી કેવીરીતે ગુલામી સત્તા ચલાવે છે તેની સચોટ માહિતી આ કથા સાદર કરે છે. સામાન્ય જનતા અને પ્રમજીવીઓએ તો આ કથા અવશ્ય વાંચવી જોઈશે. તેથી તેમને નવી દૃષ્ટિ મળશે. સુરેખ પાત્રો અને ગ્રસમય કથાશૈલી રજુ કરતું આ પુસ્તક દરેક પુસ્તકાલયે અવશ્ય ખરીદવું એવી અમારી ભલામણ છે.

**દીનાનાથ.** લે. શ્રી ર. ધી. શાહ પ્ર. આર. આર. શેઠની કું. મુંબઈ, ૨. કિં. રૂા. ૪-૮-૦

શ્રી કાલેલકર અને સ્વામી આનંદના આશીર્વાદ સાથે પ્રકટ થતાં આ પુસ્તકમાં ચાર લાંબી વાર્તાઓ છે. તેમાં કોઈ સામાજીક કે ઐતિહાસિક છે, તો બીજી પૌરાણિક છે. સિનેમામાં જે રોમાંચકારી બનાવોની કદર થાય છે, તેવા બનાવો પ્રસ્તુત કથામાં ગોઠવાયલા છે. ભિન્ન ભિન્ન રૂચિના લોકોને આ વાર્તાઓ ગમી જશે એવી આશા રાખીશું.

**સારોધ્ધાર ખંડ. ૨.** લે શ્રી. શિ કૃ. ત્રિવેદી પ્ર. આર આર શેઠની કું. મુંબઈ, ૨. કિં. ૦-૧૨-૦.

નવા સંશોધનોની અને વર્તમાન પ્રગતિની સારમારી નોંધો આ પુસ્તકમાં રજુ કરવામાં આવી છે. વિષયોની પસંદગી કરવામાં અને સારી રીતે રજૂ કરવા માટે ડૉ. શિવપ્રસાદ જાણીતા છે. આ પુસ્તક દૈનિક જીવનમાં ઉપયોગી નીવડે એવી માહિતી રજુ કરે છે, એટલુંજ નહિ પણ વાચકની જ્ઞાન પિપાસા ઉત્તેજે છે

**સાગરકથાઓ** લે. શ્રી કુમરચી પરમશી સંપટ. પ્ર. આર. આર. શેઠની કું. મુંબઈ, ૨. કિં. ૪-૦-૦

ગુજરાત વહાણવટાં માટે જાણીતું હતું, પણ છેલ્લી બે સદીના કાળમાં એ ધંધામાં ગુજરાતીઓ પાછા પડ્યા છે અને તે વિષેની પૂર્વજોની સાહસકથાઓ પણ ભૂલ્યા છે. હિંદ સ્વાધીન થયા પછી હિંદી નૌકા સૈન્ય અને હિંદી વેપારી વહાણોમાં હવે હિંદી યુવાનોને જોડાવું રહે છે તે સમયે યુવકોને આ વાર્તાઓ પ્રેરણા દાયક નીવડશે. સાગર સાહસો, વિરજનના બહાદુરી, ગુલામી, ચાંચિયાગીરી લેખકે જીવંત ભાષામાં રજુ કર્યાં છે અને તે વાંચતાં વાચકો રસમાં તરબોળ થાય છે. વહાણના ચિત્રો આપી પ્રત્યેક ભાગ માટે વપરાતા શબ્દોનો અર્થ તેમણે સમજાવ્યો છે. અને પ્રસ્તાવનામાં હિંદી વહાણવટાં સબંધી તેમણે સારી ઐતિહાસિક માહિતી આપી છે. શ્રી સંપટનું પુસ્તક એટલે માહિતી યુક્ત વાચન તો ખરુંજ, પણ તે ઉપરાંત તેમની કથાઓ સુંદર ભાષામાં સાદર થઈ છે એમ કહેવું રહે છે. આવી સુંદર કથાઓ આપવા માટે અમારા લેખક પ્રકાશને હાર્દિક અભિનંદન

**યુદ્ધાગ્નિની.** લે. પ્રો. પ્રમોદ મહેતા. પ્ર નવચેતન સાહિત્ય મંદિર. ૨૪૫૧, ભદ્ર, અમદાવાદ કિં ૨-૩-૦

શું યુધ્ધો અનિવાર્ય છે એવી ચર્ચા રજુ કરતું આ નવલ છે. નવલકથા યુદ્ધભૂમિ પરથી

જ થઈ જાય છે. શરૂઆતમાં તો વિપ્રદેવનો નાશ કરવાનો કિસ્સો મગરી એવું વાચકને લાગે છે, પણ પછી એ મારેના પ્રયાસો કેવા નિર્બળ છે તે સમજાય છે. સુવાસિની આજના યુવકોની યોગ્યતા પણ ઠીક ચર્ચે છે. પાત્રોનું જીવંત આલેખન નવલ કથાને સફળતા આપે છે. ઘટના, શૈલિ અને વર્તમાન વિચારસરણી 'સુવાસિની'ને વાસ્તવિકતા તરફ ખેંચે છે

સબળ ભૂમિ ગુજરાત લે. શ્રી જો. ગણપુલે પ્ર. પુસ્તકાલય સ. સ. મં. લિ. વડોદરા. કિં. રૂા. ૨-૦-૦ સ્વ. મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળાના છઠ્ઠા પુસ્તક તરીકે પ્રસિદ્ધ થતા આ ગ્રંથમાં સૌરાષ્ટ્રની વીર જાતિઓની હકીકત ગુજરાતના જાણીતા લેખકે તેની રસિક શૈલિમાં રજુ કરી છે. રબારી, કાઠી, ભીલ વિ. કોમોમાં શૌર્ય ઉપરાંત, ખાનદાની, ઉદારતા, ધર્મભાવના, સ્ત્રી સન્માનવૃત્તિ ઇ. રહેલા સદ્ગુણો વર્ણવી, બીજી હકીકતો રજુ કરી લેખકે તેના વિષયને સારો ન્યાય આપ્યો છે.

મોસમના પાણી લે. શ્રી. નંદકુમાર પાઠક પ્ર. મે. એન એમ. ત્રિપાઠી લિ. મુંબઈ, ૨.

મનુષ્ય જીવનનો અતિ અગત્યનો પ્રશ્ન લગ્ન, લેખકે આ નવલમાં ચર્ચ્યો છે. જુનવાણી માતપિતા સરસિજ જેવા શિક્ષિત યુવાનને અશિક્ષિત છતાં સંસ્કારી કસ્તુરી સાથે પરણાવે છે. કમળાશંકર અને સરસિજ નુતન સમાજ રચનામાં જે પક્ષો આપ મેળે વચ્ચે આવી રહ્યા છે, તેના સારા નમૂના છે. કસ્તુરી હિંદી સ્ત્રી સૃષ્ટિની ખરી કસ્તુરી છે. તેની પાસે અક્ષરજ્ઞાન નથી, છતાં હૃદય છે, શ્રદ્ધા છે, સંયમ છે, શીલ છે. આ આર્ય પત્ની સરસિજ વિરુદ્ધ એક અક્ષરે ઉચ્ચારતી નથી અને સધવા છતાં વિધવાનું જીવન ગાળી રહી છે હિંદુ સમાજમાં આવી અનેક લલનાઓનો પ્રશ્ન ગંભીર થતો જાય છે. 'પાશ્ચાત્ય કેળવણી પામેલી અબળાઓ કેટલાક સરસિજોને કેવી પ્રેમમાં સપડાવી અનેક કસ્તુરીઓના સંસારમાં દિવાસળી મૂકે છે, રસવૃત્તિને સતેજ રાખતી આ નવલકથા વાચક વર્ગમાં આદર પામશે.



# હિંદી રાજકારણ

★

વાસુદેવ યશવંત ગોલ્હટકર

મહાત્માજીના ખૂનથી કોમવાદનું ઘોર સ્વરૂપ લોકો આગળ સ્પષ્ટ થઈ ગયું અને આવા પ્રકારની સંસ્થાઓ ગેરકાયદે જાહેર કરવાની જનતાની ચારે તરફની માગણીને માન આપી હિંદી સરકારે રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ, મુસ્લીમ નેશનલ ગાર્ડ, અને ખાકસાર વગેરે સંસ્થાઓને ગેરકાયદે ઠરાવી અને ગાંધીજીના ખુનના કાવત્રામાં શામેલ થવાના શક ઉપરથી આખા દેશમાં ધરપકડો કરી પરંતુ નવાઈની વાતતો એ છે કે જે સંસ્થાની ઉશ્કેરણીથી આવો ઘોર પ્રસંગ ઉપસ્થિત થયો તેવી હિંદુમહાસભાને ગેરકાયદે ઠરાવવામાં આવી નહીં જનતાના ક્ષોભાગ્નિમાં હિંદુ-મહાસભા, મુસ્લીમલીગ, અકાલીપક્ષ વગેરે તમામ સંસ્થાઓની રાખ થઈ જવી જોઈતી હતી. પરંતુ તેમ થયું નહીં. ઊલટું આપણા મુખ્યમંત્રીએ જાહેર કર્યું કે બહુમતી હિંદુસભા, લોકશાહીના વિરોધી પક્ષ જેવી છે એટલે એનો નાશ કરવા જેવો નથી, કારણ કે લોકશાહીમાં વિરોધી પક્ષની જરૂર છે કોમવાદી સંસ્થાઓ લોકશાહીમાં વિરોધી પક્ષ તરીકે રહી શકે છે તે આશ્ચર્યકારક તત્વ આપણને આજે જ શીખવવામાં આવે છે જો હિંદુસભા લોકશાહી સ્વરૂપની હોય તો મુસ્લીમલીગ પણ એવીજ ઠરે તે પ્રમાણે અકાલીપક્ષ. આવી પરિસ્થિતિમાં બ્રિટિશોએ પોતાના ફાયદા માટે ઊભાં કરેલાં ભૂતો આપણા 'સ્વતંત્ર' ના રાજમાં લોકશાહીમાં કાયમ રહેશે એમ લાગે છે દેશનું કમનસીબ.

હિંદુવાદ રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ વગેરે સંસ્થાની મૂળ ભૂમિકા મુસ્લીમ વિરોધ પર છે મુસ્લીમ લીગ અને નેશનલ ગાર્ડ પણ કોમી દ્વેષ પર નિર્ભર છે માત્ર કોમવાદ ખરાબ છે એટલું કહેવાથી જ આ સંસ્થાઓનો નાશ થવાનો નથી. કોંગ્રેસે નમતું આપીને મુસલમાનોને ચઢાવ્યા અને તેથી જ દેશના ભાગલા પડ્યા એમ હિંદુસભાવાદીઓ કહે છે તેમના મત પ્રમાણે મુસલમાનોથી હારી જવાને બદલે આપણે તેનો સામનો કરવો જોઈએ. પરંતુ કોમીવાદનો દોરી સંચાર કરનાર બ્રિટીશ હતા અને મુસ્લિમ લીગને તેની મદદ હતી એ હિંદુ સભા ભૂલી જાય છે મુસ્લીમ વિરોધથી લીગનો પરાજય કદી જ થયો ન હોત. આપણું ધ્યેય બ્રિટીશ ભેદનિતીનો પરાજય કરવાનું હતું અને તે મુસ્લીમ આમ જનતાને બ્રિટીશોના પક્ષમાં ન જવા દઈને આપણા પક્ષમાં રાખવાથી સિદ્ધ થાત કોંગ્રેસ આવો પ્રયત્ન મુસ્લીમોની માગણી સ્વીકારીને કરતી હતી, આ માગણી યોગ્ય હતી કે કેમ તે પ્રશ્ન અહીં નથી. સામાન્યતઃ બ્રિટીશોએ મુસલમાનોને આર્થિક સહાય આપીને સ્વાતંત્ર્ય ચળવળમાંથી ફોડ્યા સરકારી નોકરીમાં જગાઓ આપી અને બીજી લાલચોથી મુસલમાનોને મુસલમાનો છે એટલા ખાતર સગવડો આપી. આ બધી સગવડોનું અંતિમ ફળ આર્થિક ફાયદો હતું એ સ્પષ્ટ છે કોંગ્રેસે આ લાલચોથી વિરૂદ્ધ કંઈ પ્રબળ હથિયાર હાથ ધર્યું જોઈતું હતું મુસલમાન સમાજમાં શ્રીમંત, મધ્યમ અને ગરીબ વર્ગ છે અને હિંદુ સમાજમાં પણ તે છે આ વર્ગોમાં હિંદુ અને મુસ્લીમ ગરીબ જનતાને શોષણ કરનાર વર્ગ વિરૂદ્ધ કોંગ્રેસે જાગૃત કરી હોત તો કોમવાદનો નાશ કરવામાં ઠીક થાત. ખેતી કરાવનાર જમીનદારોએ આપેલા વગાર માટે સંગઠિત થઈને જનતાએ યુદ્ધ પોકાર્યું હોત તો હિંદુ વિરૂદ્ધ મુસલમાન ઝઘડાને જગા

કરીને એકને સવલત આપી બીજાને હેરાન કરવાના કાવાદાવા જમીનદારો કરત. આવા કાવાદાવાથી થોડા હિંદુ અગર મુસલમાન ખેડૂતને થોડો સમય થોડો ફાયદો થાત પરંતુ તેથી કોઈ ચળવળ ઊભી થાત નહીં, અને બન્ને સમાજના લોકો તેમાં ફસાત. મિલ કામદારો, સરકારી અને બીન સરકારી નોકરોનું સમાન અને આર્થિક ઉન્નતિ માટેની સંગઠિત લડાઈ કોમવાદનો જોરદાર જવાબ છે અને આના વડેજ હિંદુ અને મુસલમાનોના કોમવાદનો સંપૂર્ણ નાશ થાત. કમનસીબે કોંગ્રેસ પાસે આવો કોઈ કાર્યક્રમ ન હતો. આંગળીને વેઢે ગણાય એટલા હિંદુ અથવા મુસલમાન લોકોને આર્થિક લાલચ આપીને બ્રિટિશોએ હિંદુ અને મુસલમાનોનો વિરોધ ફેલાવ્યો. ઉપરના કાર્યક્રમને કોંગ્રેસે દેશના સ્વાતંત્ર્ય સંગ્રામની ભાષાનો ઉપયોગ કર્યો. આ સંગ્રામમાં ધનિકો રાજસત્તાને જોરે ભાગે મદદ કરે છે એ વાત કોંગ્રેસ ભૂલી આવી રીતે અહર્નિશ ગરીબાઈમાં દિવસ કાઢનાર આમ જનતાને કોંગ્રેસના સ્વાતંત્ર્ય યુદ્ધમાં પોતાના દારિદ્રયનો નાશ ન દેખાયો તેથી તેમનામાં સંગ્રામ માટે જોઈતો ઉત્સાહ ઉત્પન્ન થયો નહી. કર નહી આપવાની ચળવળે જનતાનું ધ્યાન ખેંચ્યું પણ સરકાર કરતાં અત્યંત વધારે શોષણ કરનાર એવા જમીનદારો વિરુદ્ધ કોંગ્રેસે કરજબંધીની ચળવળ શરૂ કરી નહીં. આમ ઉત્પન્ન થયેલા ગોટાળામાં બ્રિટિશોએ કોમવાદનો ભસ્માસુર ઉત્પન્ન કર્યો. મુસલમાનોનો વિરોધ કરવો એ ભૂમિકા કોમવાદનો પ્રત્યુત્તર નથી પરંતુ તેનાથી ઊલટું એ વધે છે અને દેશનું હિત સધાતું નથી. વર્ગ સંગઠન એજ કોમવાદનો સચોટ જવાબ છે. જેટલા મદદ, યુદ્ધ પછી ઉત્પન્ન થયેલી આર્થિક હાડમારીને પરિણામે ઉત્પન્ન થયેલી ક્રાન્તિકારી જાગૃતિએ ઝપાટાબંધ આગળ વધી દેશમાં ઐક્ય સ્થાપ્યું. આ ક્રાન્તિ તોડવા માટે શ્રીમંતોએ પરદેશીઓની મદદથી દેશમાં ગુંડાગીરી કરી નિરપરાધી જનતાનો અમાનુષી ભોગ લઈ કોમવાદ વધારવાનો પ્રયાસ કર્યો. ક્રાન્તિ વિરોધી ઝપાટામાં રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ, મુસ્લીમલીગ અને અકાલીદળે મુખ્ય કામ કર્યું.

આ પરિસ્થિતિમાં આપણા ગૃહમંત્રી હિંદુસંસ્થાને લોકશાહી સંસ્થા કહે તે આશ્ચર્યકારક છે એટલું તો ઠીક પરંતુ પંજાબ હત્યાકાંડમાં પૂર્ણભાગ લેનાર અને અદ્યાપિ કાવત્રા કરનાર રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની મહાત્મા ગાંધીજીના ખુનના ત્રણ અઠવાડીઆં પહેલાં આપણા ગૃહમંત્રીએ દેશભક્ત કહીને પીઠ થાબડી હતી. ગાંધીજીના વધ પછી પણ ગાંધીજીનું ખુન કરનારને 'ક્ષમા કરો' એમ કહેવામાં આવ્યું અને જુદાજુદા કોંગ્રેસના નેતા અને મંત્રીઓ આવી ભાષા વાપરી. રાષ્ટ્રીય સંસ્થામાં પણ કોમવાદનું ઝેર કેટલું પ્રસર્યું છે તે આ પરથી સિદ્ધ થાય છે.

કાશ્મીરની લડાઈ માટે સંયુક્ત રાષ્ટ્ર સંઘમાં પ્રશ્ન લઈ જવાથી આપણા પગ આપણા ગળામાં આવશે એમ પુરોગામી પત્રોએ કહ્યું હતું અને આખરે ફજેત થઈને આપણે પાછું ફરવું પડ્યું. કાશ્મીરના પ્રશ્નનો નીવેડો કાશ્મીરમાંજ આવશે. આપમતલબી રાષ્ટ્રોની ટોળીમાં રાષ્ટ્ર સંઘમાં નહીં. આથી જુની રાજસત્તાને બદલે શેખઅબ્દુલ્લાને નવી સત્તા આપવામાં આવી છે એ સારું થયું છે હવે કાશ્મીરને અને જમ્મુની તમામ જનતાને પોતાના પક્ષમાં લેવાનું કામ શેરેકાશ્મીર અને તેના મદદગારોનું છે આ દૃષ્ટિએ તેઓ ઝડપી પગલાં ભરશે એમ આશા રાખવામાં હરકત જેવું નથી.

હૈદરાબાદ સાથે જૈસેથેના કરાર થયા પછી તા. ગ. ક. મુનશીને હિંદના પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યા છે. તેણે નિઝામને

ત્યાં દાઇનું કામ સ્વીકારીને જનતા વિરોધી કાર્યક્રમ શરૂ કર્યો. સ્ટેટ કોંગ્રેસ તેનો ભોગ થઇ પડી પરંતુ નિઝામ પોતેજ ઉન્મત્ત બન્યો અને સ્ટેટ કોંગ્રેસને માટે યુદ્ધ અનિવાર્ય થઇ પડ્યું. તો પણ હજુ નિઝામ પાકીસ્તાન સાથે સંબંધ બાંધે છે અને હિંદી સરકાર પાસે વરાડ પ્રાન્તની જોરદાર માગણી કરે છે. ખુદ સંસ્થાનમાં ઇત્તિહાદુલ મુસલમીનનાં અનેક કાવત્રાં ચાલ્યા કરે છે. આ બધાનો સામનો કરવાને આન્ધ્રમહાસભાના કેટલાક કાર્યકરોએ જનતાને જાગૃત કરી તેમના ભયથી હૈદરાબાદ પાસેથી દશ માઇલ સુધી નો મુલક એટલે બે હજાર ગામડાં એટલે કે સંસ્થાનનો છઠ્ઠો ભાગ નિઝામ પાસેથી છોડાવ્યો છે. આખો બહાદુર આન્ધ્ર સમાજ નિઝામના કોપનો ભોગ થઇ પડેલો છે. તે સહજ છે પણ મધ્યસ્થ સરકાર પણ તેને ધમકાવે એ ચરમ જનક છે સ્વતંત્રતા મરણ દ્વારા મળે છે. પરંતુ જનતા તે લીધા સિવાય જંપશે નહીં.

કાર્યમંત્રીએ પોતાના તાજા પત્રકમાં ધનિકોને પૈસાની થેલી અર્પણ કરી છે અને ગરીબો પર કરનો બોજો વધાર્યો છે. જેણે દેશનો સ્વાતંત્ર્ય સંગ્રામ વખતે પરદેશીઓને મદદ કરી હોવાથી મંત્રી મંડળમાં જેમને સામાન્ય જનતાનાં હિતના ઘાત સિવાય બીજું શું સિદ્ધ થાય? આની સાથે સામાન્ય લોકોની નજર એટલી જલદી ઉઘડી ગઇ છે કે તેનું પરીણામ તાજેતરમાં થનાર ચુંટણી પર આવ્યા સિવાય રહેશે નહિ.*

*હિંદુ મહાસભા લોકશાહી સંસ્થા છે કે નથી—તે સંબંધી સ. પટેલે કશું કહ્યું નથી. પણ આપણા પ્રજાકીય સ્વતંત્ર વાતાવરણમાં વિરોધી રાજકીય પક્ષને નાબૂદ કરવો તે ખોટું એવી ફેસિસ્ટ નીતિ અખત્યાર ન કરવા માટે

તેમની સૂચના હતી. એમ છતાં આજે હિં. મ. સ. એ તેની રાજકીય પ્રવૃત્તિ સંકેલી લીધી છે માટે તેની ચર્ચા અસ્થાને છે વળી રાષ્ટ્રીય સેવક સંઘની પ્રશંસા માત્ર પટેલેજ કરી ન હતી પણ હિંદુસ્તાન ટાઇમ્સ જેવાં બીજાં અનેક બ્રાન કોંગ્રેસવાદી વૃત્તપત્રોએ પણ તેમના વખાણ યોગ્ય રીતે કર્યાં હતાં. એટલું જ નહિ. પણ મહાત્માજીના અવસાન પછી પણ દેવીદાસ ગાંધીએ તેમના વાસુમતમનમાં જણાવ્યું હતું કે "અનેક મહાસભાવાદીઓ અને રા. સ્વ. સેવકો મહાત્મા માટે જરૂર પડયે પ્રાણ આપત." "હિંદુમહાસભાનું એ કાવતરું ન હતું પરંતુ એ કાવતરાખોરો કમનસીબે થોડા હિંદુ મહાસભાવાદી હતા, તેથી સમગ્ર હિંદુમહાસભા પર દોષારોપણ ન થઇ શકે એમ તો કોંગ્રેસમાં થોડા કોંગ્રેસીઓ દ્રોહી નીકળે, તેથી સમગ્ર કોંગ્રેસને દોષિત ન ઠેરવાય.

ખુદ પ. નહેરૂએ વર્ષો ઉપર મુસ્લિમ જનતાનો સંપર્ક સાધવા માટે પ્રવૃત્તિ આદરી જોઈ હતી પણ તેના પરિણામે મુસ્લિમોના કોમીવાદે ઉગ્રતર સ્વરૂપ પકડ્યું હતું અને એવા પ્રયાસો બંધ કરવા પડ્યા હતા. સાફ-કારો કરતાં પરદેશી શાસકો મોટા દુશ્મનો તેમનો પ્રતિકાર કરવામા મુસ્લિમોએ સહકાર ન આપ્યો, તો, વર્ગવિગ્રહમાં તેઓ સાથ આપત એ તો માત્ર કોંગ્રેસી ભાવનાજ કહેવાય. દેશના દુશ્મનો જોડે લડવું અને ખુદ દેશમાં પણ આંતરિક વિગ્રહો ખડા કરવા એવી નીતિ અખત્યાર ન થાય મહાત્માજી ઉગ્ર તપ તપી મહાસભા સતત ઉદાર રહી મુસ્લિમોનાં હૃદયનું પરિવર્તન ન કરી શકી, તે સાધવા હવે હિંદી સરકારે કમર કસી છે એ સત્કાર્યના પરિણામો ટૂંક સમયમાં જ સર્વને સમજાશે એવી અમારી ખાતરી છે ઉદ્દામવાદીઓને તો અમારી એક જ વિનંતિ

છે કે તમારી સેવાનો થોડો લાભ પાકિસ્તાનની પ્રજાને પણ આપતા રહો. એ પક્ષોની ત્યાંની કશી પ્રવૃત્તિ વિષે આપણે કશું કંઈ સાંભળતા નથી એ અજાયબ જેવી વાત છે

સ્વતંત્રતાના યુદ્ધમાં જે જોડાયા ન હોય તેમના સર્વે કાર્યો શંકાની નજરે જોવાં એ ઠીક ન કહેવાય. સંજોગો દરમ્યાન ઉત્તમ એવું બજેટ હિંદી સરકારે રજુ કર્યું છે. હિંદી સરકારના વડા પ્રધાન સમાજવાદી વિચારો માટે જાણીતા છે. તેમણે આ બજેટથી સંતોષ માન્યો છે ક્રાંતિકારક પરિવર્તનો બહુ માફક આવી ન શકે.બ્રિટનની મજુર સરકાર પણ ક્રમસર ઉદ્યોગોનું રાષ્ટ્રીકરણ કરે છે, તો અહીંની છ માસની બાળ સરકાર જે અનેક જટીલ પ્રશ્નોમાં સંડોવાયેલી છે, તે આટલી મુદતમાં જે પ્રગતિ કરી શકી છે તે જ ખરે આશ્ચર્યજનક છે એશઆરામની ચીજો પર કર વધારવાથી ગરીબ વર્ગને સહન કરવુ પડે છે એમ માની ન શકાય.

મુસાફરીના દાખલામાં મુનસી નિઝામ માટે બે સારા શબ્દો બોલ્યા હોય, તેથી તેમણે લોકશાહી વિરૂદ્ધ કાર્ય કર્યું એમ માની લેવાની ઉતાવળ ન કરવી જોઈએ. હજી તેમની ત્યાંની કારકિર્દીની શરૂઆત માત્ર છે,

પ્રિ. કોલ્હાટકરના બહુશ્રુતપણા માટે અમને અતિ ઘણું માન છે તેમની રચનામાં પ્રખર વિચારસરણી આપણને પણ વિચાર કરતા કરી મૂકે છે તેમણે સૂચવેલી રીતે કોમી કડવાશ દૂર થઈ શકતો હોય તો અમને જરાય વિરોધ નથી પણ તેમ થઈ શકે એવું હાલ તો દેખાતુ નથી. આ ખુલાસા સંબંધી પ્રિન્સિપાલનું કંઈ વક્તવ્ય હશે તો તે આવતા અંકે પ્રત્યુત્તર સહ જાહેર કરશું.

ત. પુ.

# અમે

અમારા ગોત્રવેલાનાં મૂળ છે ઋષિકુલમાં
અમારો કુળનો પાયો પૂરાયો વેદ કાળમાં
ધીમે ધીમે એ વડવંશ કેરો
મોટો થયો છે દઈ ગોળ ઘેરો
થંભા નવા ના વડવાઈ રૂપી
રોપેલ, મ્હોલાત મહાન વ્યાપી

ઘડે ઘડે દટાએલા જૂનાં એ મુળમા સડો,
નવા ટેકા વિનાનો આ નમે છે વડ બાપડો,
અમારા બાપદાદાએ ઋચાઓ વેદની લખી,
રખે ભૂલાય એ ધારે તાડના પાદડે લખી.
રખે ટકે કાયમ તાડપત્ર ના
એવા ભયે સુંદર તામ્રપત્રમા
ખોદાવી એ મંત્ર અમે દટાવ્યા,
ચબૂતરા એ પર છે ચણાવ્યા
પૂજા એ સ્તૂપની કીધી ચઢાવ્યા ફુલ ચંદન,
જાણ્યા એ મંત્ર ના કોઈ કર્યો ના અર્થમંથન
અમારા બાપદાદાએ પાતળી કૂપ ખોદીઓ,
"મમતો"-પુત્ર જ ગાનો મોટા નામે વખાણીઓ.
મહીં ડુબી છે વહુ દીકરી ઘણી
ડુબી મરી છે વિધવા અભાગણી,
ગંદા કર્યો કાબર ને કબુતરે,
મડુક મોટા દિનરાત મૂતરે.
એથી તો આજ એનાં ના, નળેના પાણી પીઈએ
પરંતુ દેવ પૂજામા પાણી એનાજ લાવીએ,
અમારા બાપદાદાએ ભાવિના ભેદ ભાખીયા,
"છેલ્લે જુગે-કળિજુગે થાશે માનવ પાપિયાં."
(તેથી) સન્માર્ગ જેવા પણ ત્યાં ન ચાલીએ,
"કુમાર્ગ આ" જ્ઞાન છતા ન છોડીએ,
રાખી મુખે રામ છરી ચલાવીએ,
પાપી પ્રવાહે અવશે તણાઈએ,
મૂકયુ પોરૂષને વ્હેતું દૈવનો આશરો લીધો,
પાપિયા જુગને માથે દોષનો ટોપલો જપો

# પૂનમે

એકવાર સાગર ઢંઢોળ્યો' તો પૂનમે,
મૂંગો, અબોલ આભ બોલ્યો' તો પૂનમે.

તે દિ' વ્યોમબંસીના કોટિક ક ખૂલ્યા' તા
ચાંદરણાં નિજનિજનું તે દિ' ભાન ભૂલ્યા' તા.

અકેલો અડોલ થથી ડોલ્યો' તો પૂનમે,
એકવાર સાગર ઢંઢોળ્યો તો પૂનમે.

તે દિ' રાત રંભાનું રૂપ લઈ આવી' તી,
એક એક શેરીને ગીતથી ગજાવી' તી.

ઘૂંઘટ વાદળીઓનો ખોલ્યો' તો પૂનમે,
એકવાર સાગર ઢંઢોળ્યો' તો પૂનમે.

તે દિ' પંખી માળે ના ઊંઘ્યાં કે જંપ્યાં'તાં,
અંધારું બાળી, ના વ્હીનાં કે કંપ્યાં' તાં,

એવો ઉમંગ-અંગ રેલ્યો' તો પૂનમે,
એકવાર સાગર ઢંઢોળ્યો' તો પૂનમે.

ઇન્દુલાલ ગાંધી

★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૨ ] મે, ૧૯૪૮ [ અંક, ૧૦

# સાત વાર ધિક્કાર

લે. ખલિલ જિબ્રાન અનુ ગજરાબેન નાયક

મેં મારી જાતને સાત વાર ધિક્કારી

'મોટામાં ખપી શકું' એવા આશયથી હું નમ્ર બન્યો, ત્યારે પ્રથમ વાર મને મારી જાત પર ધિક્કાર વછૂટયો.

અપંગ સમક્ષ અપંગ દેખાઇ હું ઓઠાતો ચાલ્યો, ત્યારે મેં બીજી વાર મારી જાતને ધિક્કારી.

કઠણ અને સરળ કાર્યમાંથી મને એક પસંદ કરવાનું કહેવામાં આવ્યું અને મેં સરળ કામ પસંદ કર્યું, ત્યારે ત્રીજી વાર મને મારા પર ક્રોધ છૂટયો.

મેં પાપ કર્યું અને મારી જાતને આશ્વાસન આપ્યુ, 'એવાં પાપ તો ઘણા કરે છે!' ત્યારે ચોથી વાર મે મારી જાતને ધિક્કારી.

મારી અશક્તિ નબાવી લઇ, હું ક્ષમાશીલ છું એમ મેં માની લીધુ, ત્યારે પાંચમી વાર મને મારા પ્રત્યે ક્રોધ વછૂટયો.

કદરૂપ ચ્હેરો જોઇ મને તિરસ્કાર નિપજ્યો. કદરૂપતા એ માત્ર બુરખો છે એમ હું સમજ્યો નહીં, તે માટે મને મારા પર છઠ્ઠી વાર ધિક્કાર છૂટયો.

ખુશામત ભરેલુ મેં કાવ્ય ગાયું અને તે સદ્ગુણ છે એમ મેં માન્યું, ત્યારે મને સાતમી વાર મારા પ્રત્યે ક્રોધ છૂટયો.

# એક પ્રણયીને

દેવું તને અર્પી બની :ગ્રહેતે
તારી જ નિત્યે !—પણ દેવું મારું
વિચિત્ર કૈં એવું બન્યું કે
તારી મીઠી માગણીને નકારવા
વિના નહીં માર્ગ બીજો સૂઝ્યો મને!
ને એ નકારે ઉરમાંહી મારે
પડેલ ઘા કેવળ હું જ જાણું!
લેખી ગણાવા જશી મૌક્ષ્મે મને
એ જાણતાં શે ઉરમાં કદી યે
ખોટું લગાડે! ખટકે ન શે તે

હા! તે ન કેમે ય હતું જ શક્ય!
ને તે મને આતુર, 'આર્દ્ર', કંપતે
હૈયે જણાવ્યો તુજ પ્રેમ જ્યારે
ત્યારે અરે, હા! મૃદુ સ્નિગ્ધ તે કરે
જેનું હતું મૂલ્ય મને ઘણું યે,
ને આજ યે છે સ્મૃતિ જે તણી ઉરે
અપ્રાપ્ય કોઇ મધુ મધુમૂલ્ય રત્ન શી,
સ્વીકારી તેને ન શકી હું અર્પી
દેય હૃદયાણુ મૃદુ રે અવેજમાં!
જો શક્ય એ હોત જરૂર તો હું

ચ્હાનારને કાજ સદા ભરેલું
કૃતજ્ઞતા ને કુરેવી લાગણીએ?
દેવું હું રાખું? તુજ કાજ યે સખા
રે'શે સદા તેવું ભર્યું ભર્યું એ!
ને 'ચાહું છું હું તુજને' ફરીથી
તે બોલ તારા સૂણવા ય ઝંખું!
સદ્ભાવ એ કાજ સદાની તારી
ઋણી હું તો, કિન્તુ ન હું બની શકું
તારી જ, તેથી ઉર-અગ્ન તુ મને
તે ના શકું હું સહી, કે મનાવી

અન્યોન્યને જોઇ રહી જ દૂરથી
અન્યોન્યને કે કુ શુભ વાચ્છી નિત્યે
સૌ વેદનાઓ બની મૂક સેવવી!
ને એવું એ કેમ બને સખા, ન કે
અપ્રાપ્ય કેરી અવિરામ ઝંખના
પ્રાપ્તિ તણા યે મૂળથી હશે વધુ
મીઠી અને મધુર કોઇક વેળા!
તો જે ન કેમે ય હતું જ શક્ય
સ્વીકારી તેને યદિ તું શકે લઇ
કો ભેટ તો હું પ્રિય, યાચું તું કને
ક્ષમા તણું એક જ દાન નિત્યે.

સ્નેહરશ્મિ

(ટૂંક સમયમાં બહાર પડનાર "પનઘટ" માંથી)

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો

રમણલાલ વ. દેસાઈ

## ખંડ ૨

### વડપદની છાયામાં

* ૧

કૉલેજ ભણતરે મ્હને નર્મદા કિનારો છોડાવ્યો, અને હું વડોદરે વિશ્વામિત્રી તટે આવ્યો. વડોદરા આમ તો મ્હને અજાણ્યું ન હતું. સીનોરથી માતા પિતાને મળવા માટે મ્હારે વડોદરે આવવા જવાનું થતું. સુલતાનપુરામાં મહાદેવના ખાંચાને નામે ઓળખાતા લત્તાના જે ઘરમાં હું રહેતો એ ઘર તો આજે અદૃશ્ય થઈ ગયું છે. વડોદરાની શહેર સુધારણાએ—અને શ્રીમંત સયાજીરાવ મહારાજની અનેકવિધ દૃષ્ટિએ વડોદરાનાં કેંક જૂનાં સ્મરણસ્થાનો અલોપ કર્યાં છે—અને તેમાં કાંઈ ખોટું થયું નથી આજ તો એ શેરીની આરપાર જઈ શકાય છે. પરંતુ ત્યારે મહાદેવનો ખાંચો એક અંધીઆર—blind lane—શેરી હતી. ઘોડા ગાડી પણ એ ખાંચામાં આવી શકતી નહિ, એટલે શેરીને નાકે મહાદેવના દેવાલય પાસે ઊભી રાખવી પડતી, એટલી એ સાંકડી શેરીના મકાનના માળ ઉપર અમે રહેતા. નીચે ઘરધણી—એક વિધવા સોનારણ બાઈ રહેતી. ન્હાની મ્હોટી, વાંકી ચુંકી પંચેક ઓરડીઓ અને એક અગાસીવાળું ઘર આજની સગવડોનો વિચાર કરતાં ઠીક ઠીક ખાંચે એવું, અલબત્ત. પરંતુ સગાં વહાલાં અને મહેમાનોની અવર જવર ત્યારે પણ એ મકાનને સાંકડું બનાવતી હતી. મ્હારાં મા કહે છે કે એ ઘરનું ભાડું બાર મહિને ચોત્રીસ રૂપીઆ હતું—લગભગ ત્રણ રૂપીઆ માસિક ભાડું! આજના વડોદરામાં આટલે ભાડે આવી જગા ન જ મળે!

શેરીને નાકે આવેલું મહાદેવનું દેવાલય અને એનો ઓટલો એ રમત ગમતનું સાર્વજનિક સ્થાન. છોકરીઓ ફેરફુદડી રમતી એવો આછો ખ્યાલ રહ્યો છે; મ્હારાં મ્હોટાં બ્હેન મારફત બ્હેન મ્હને સાથે લેઈ જતાં અને ન્હાનાં મ્હોટાં બાળકોના ઝુમખામાં હું પણ જરૂર આવતો હોઈશ. બ્હેનનો મારે માટેનો સદ્ભાવ અનંત ઊંડો હતો. મારો વાંક હોઈ શકે જ નહીં, હું તોફાન કદી કરું જ નહી, હું પડી જાઉં કે મ્હને વાગે તો એ દોષ મ્હારો નહીં પણ મ્હને પાડી નાખનાર કે વગાડનાર વ્યક્તિ કે વસ્તુનો જ દોષ હોય, આવી માન્યતાવાળાં બ્હેનની મ્હારે માટેની સંભાળ અને કાળજી તેમના જીવન પર્યંત રહી હતી.

એ સાંકડી શેરીમાં ગીલીદંડા તથા લખોટીઓ રમી શકાતી હતી. બાળકોને રમત માટે વિશિષ્ટ સ્થાન ન મળે તો એ ફાવે તે સ્થળને રમત સ્થાનમાં ફેરવી શકે છે એ આરસની કુંડીમાં ગડ્ડી ખોદી શકે, કુંભારના દીવાની ગીલ્લી બનાવી શકે, તકીઆની ગદાઓ બનાવી ખાટલા પથારીમાં રણભૂમિ ઉપજાવી શકે, કીમતી સાડી કાપી નાટકના પડદા પણ ઊભા કરી શકે, છાપરે ચઢી કૂદી લક્ષ્મણ જતિનો ખેલ પણ ભજવી શકે, અને પિતાની પાઘડીમાં પીછું ખોસી તે પહેરી રાજપણાનો અનુભવ પણ લેઈ શકે! લાકડીનો ઘોડો, ડીબ્બાની રેલગાડી કે વહાણ, બારીના કઠેરાનો હાથી અને શીશાનું અગબોટ બનાવતાં બાળક ઝુંપડીથી રાજમહેલ સુધી મળી આવશે જ. એટલે ન્હાની શેરી હોય કે મ્હોટી બાળકો રમવાનાં જ

શ્રી. સર સયાજીરાવની રાજનીતિ અનેક અનેક આદર્શો પૂરા પાડે છે તેમની બારખળી—એટલે વતનદાર, ઈનામદાર, જાગીરદારની જમીનો તથા નિમણુંક પાળવાની કે ખાલસા કરવાની—રાજનીતિ બહુ વિચાર-

પૂર્વક મોજાઈ હતી એ ખરું પરંતુ જૂની સમાજ વ્યવસ્થામાં મહત્ત્વનો ભાગ ભજવનાર એ વર્ગો નવી સમાજ વ્યવસ્થામાં કંઈ પણ વિશિષ્ટ ભાગ ભજવ્યા વગર માત્ર ચાલતી આવેલી નિમણૂક અને જમીનોનો ઉપભોગ કરનાર parasitical—પારકા ઉપર જીવન ગુજારનાર નિરૂપયોગી વર્ગ બની ગયો હતો એવી માન્યતા ઉપર રચાયેલી આ રાજનીતિએ પરંપરાગત જાગીરો ભોગવતા વર્ગમાં ઉગ્ર અસંતોષ ફેલાવ્યો હતો, અને વતનદાર મંડળને નામે ઓળખાતું એક રાજ્યવ્યાપી સંગઠન ઊભું થયું હતું, જેમાં મ્હારા પિતાએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો એ પ્રસંગે તેમણે વાહન વ્યવહારના ખામીભર્યા યુગમાં વતનદારોની જાગૃતિ અર્થે રાજ્યભરની મુસાફરી કરી હતી. એ મંડળની સભાઓ કંઈ કંઈ આ મહાદેવના ખાંચાવાળા ઘરમાં ભરાતી હતી એવો આછો ભાસ મ્હને રહ્યો છે—જો કે વતનદાર એટલે કોણ, સભા એટલે શું, અને બારખળી જમીન એ કયું પ્રાણી એનો કશોજ ખ્યાલ મને ત્યારે હતો નહી.

પરંતુ તે સમયનું એક ગીત આજસુધી યાદ રહી ગયું છે અલબત, એ ગીતને અને વતનદાર મંડળને સીધો સંબંધ નથી. પરંતુ તે સમયના વાતાવરણને ઉગ્ર બનાવી રહેલો બાપટ કેસ એ કાવ્યનું મૂળ હતો. શ્રીમંત સયાજીરાવના બાળપણના શિક્ષક મી. બાપટ બારખળી ખાતાના એક મહત્ત્વના અમલદાર હતા, અને તેઓ મી. ઇલિયટ નામના એક બ્રિટીશ નોકરીમાંથી આમ આવેલા ખાતાધિકારી સાથે શ્રીમંત સયાજીરાવની વતનદારી રાજનીતિનો અમલ કરતા હતા. રાજકીય કે સામાજીક દૃષ્ટિએ આવી વતનદારી ઇનામદારી વ્યવસ્થા સંકોચાતી જાય કે નાબુદ થાય એ ઇચ્છવા યોગ્ય હોઈ શકે. પરંતુ વ્યક્તિગત રીતે, જેમની વતનદારી કે ઇનામદારીની રકમ અને તેનું મહત્ત્વ જતાં રહેતાં હોય તેમને એ વ્યવસ્થાનો સંકોચ અનુકૂળ ન જ પડે. રાજકારણ, અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રના અભ્યાસ ત્યારે એવા વિપુલ ન હતા કે જેથી નિરૂપયોગી સંસ્થા કાઢી નાખવા માટેની સિદ્ધાન્તિક તૈયારીવાળું માનસ વિકસ્યું હોય. સ્થાપિત હકો જતા કરવા સર્વકાળમાં મુશ્કેલ છે, આજ અને ત્યારે.

વતનદારોનો વિરોધ તો હતો જ. તેમાં એ ખાતાના અમલદાર બાપટ વિરુદ્ધ લાંચ-રૂશ્વતનો આરોપ મુકાયો અને સરકાર તરફે જ એ કેસ ચલાવવામાં આવ્યો—જો કે શ્રીમંત મહારાજા સાહેબની તેમ કરવાની ઇચ્છા નહીં હોય. એ કેસથી આખા વડોદરાનું વાતાવરણ ડહોળાઈ ગયું અને ગુજરાતી દક્ષિણી વિરોધે ખુલ્લું સ્વરૂપ પકડ્યું. વતનદારો મ્હોટે ભાગે ગુજરાતી હતા દી. બ. મણિભાઈ જશભાઈ દીવાન ગુજરાતી હતા આમ વતનદાર મંડળની ફરિયાદ ચાલે બીજી પાસ બાપટ કેસ ચાલે. આ વિગતોમાં ઉતરવાની જરૂર નથી. પરંતુ અંતે શ્રીમંતે પોતાના અધિકારમાં બાપટને નિર્દોષ જાહેર કર્યા. તે ઉપરથી એક જૂની ઢબના—કહો કે દલપત શૈલીના વતનદાર કવિ જેઠાલાલ લાલાજીએ એક મ્હાડ રચ્યો જે તે વખતે બહુ જ વ્યાપક બની ગયો મ્હને પણ એની થોડી કડીઓ યાદ રહી ગઈ છે એ જેઠાલાલ-જેઠમ કવિને કવિ ન્હાનાલાલ જેવા નવીનતાના અર્ક પણ માનાંજલિ આપી છે. પ્રસંગના જગ જોટાપણાને બાજુએ રાખી માત્ર સાહિત્ય દૃષ્ટિએ જૂની શૈલીના લેખકો—કવિઓ વાણીમાં કેવો કટાક્ષ લાવી શકતા અને કેવા પ્રહારો કરી શકતા તેનું એ સરસ ઉદાહરણ છે એમ કહી શકાય. સરકાર સ્હામે કાંઈ ન કહી શકાય એવા બીરૂ અગર મર્યાદાશીલ યુગમાં રચાયલી એ કવિતા છે

કરી લાપટ ઝપટ, છોડ્યો બાપટ
બાવકવાદી ન્યાય,
બાવકવાદી ન્યાય;

તેને હાથ નહીં, નહીં પાય રે
કરી લાપટ ઝાપટ–
મુખ વિનાની કીધી બલાય,
મોર મૂક્યા બે લક્ષ,
ખાતર પાછળ દીવેલ બાળ્યું
મોર તણા કરી પક્ષ રે–
કરી લાપટ ઝાપટ.

આટલી જ કડીઓ મ્હને યાદ રહી છે. એ કેસ સરકાર તર્ફે ચલાવ્યો, ફીરોજશાહ મ્હેતા અને બ્રેન્સન જેવા બેરિસ્ટરોને કેસ ચલાવવા રોક્યા અને અંતે આટલો ખર્ચ કર્યો પછી શ્રીમંતે બાપટને છોડી દીધા એ પરિસ્થિતિ ઉપર આ પ્રહાર છે લોકમાન્ય તિલક પણ આ કેસમાં બાપટ તર્ફે સારો રસ લેતા, અને કેસરી સુધી તેના પડઘા પડતા

આ ગીત એટલું વ્યાપક બન્યું હતું કે વડોદરા રાજ્યના તે સમયના કોઈ સૂબા કે સરસૂબાએ એક શાળાની મુલાકાત લીધી ત્યારે સાહેબે બાળકોની સંગીતકસોટીનો પ્રયોગ કર્યો અને શિક્ષકે ચાર સારા વિદ્યાર્થીઓને બોલાવી કોઈ પણ ગીત ગાવા આજ્ઞા કરી. અધિકારીની અંગત મુંઝવણ વચ્ચે વિદ્યાર્થીઓએ મ્હાદ કે શાબાશ હમે કહીએ તો મોટે રાગ લલકાર્યો·

કરી લાપટ ઝાપટ, છોડ્યો બાપટ
ગાયકવાડી ન્યાય.

અમલદાર આ રાજ્યની ન્યાય વ્યવસ્થા વિરુદ્ધનું ગીત જાહેરમાં સાંભળી શકે એમ હતું જ નહીં. તેમણે એ ગીત ગવાતું અટકાવ્યું અને શિક્ષકે રાજભક્તિ શીખવવામાં ભારે દીરખાંઈ કરી છે એવી મુલાકાત નોંધ લખી કે નહીં તેની ખબર શિક્ષક સિવાય કોઈને ન જ હોય !

રાજા કે રાજ્ય વિરુદ્ધ કંઈ પણ બોલી શકાય નહીં એવા તે સમયમાં આટલી કડક ટીકા થઈ શકી ! હવે તો આખી ફિલસૂફી બદલાઈ ગઈ છે. રાજા કે રાજ્યકર્તાઓની વિરુદ્ધ ટીકા થઈ શકે છે, કારણ હવે મ્હોટે ભાગે રાજ્યકર્તાઓ લોકપસંદગીથી પોતાના સ્થાન પામે છે. અને વંશ પરંપરાથી રાજ્ય ભોગવતા હિંદના રાજવીઓ પણ હવે પોતાની સત્તા સમેટી પોતાનાં વર્ષાસન કાયમ રાખવાના કાર્યમાં પડ્યા છે જમીનદારો, વતનદારો સરખી સંસ્થા નિરુપયોગી નીવડે તો તેણે જવું જ જોઈએ, પરંતુ એ સિદ્ધાન્ત સર્વ સંસ્થાઓને લાગુ પડે છે, રાજાઓને તેમ જ કેમિસી રાજ્યકર્તાઓને. ઉપયોગી કાર્ય ન કરનાર જરૂર અલોપ જ થાય. રાજભક્તિ કે બાપીકનું નામ લાંબા સમય સુધી વટાવી ખવાય નહી જ.

અમારા આખા કુટુંબને બહુ પવનની ઘેલછા છે એથી ખુલ્લામાં જ સુવાની ભારે ટેવ પડી ગઈ છે. અગાશીમાં સૂતાં સૂતાં આકાશમાં દોડતાં વાદળાં અગર પ્રભાતમાં સસલાંની હારકતાર લાગી હોય એવા ધોળા વાદળખંડ જોવાની ઠીક મોજ આવતી હતી એનો પણ કંઈ લાભ મ્હને રહી ગયો છે. અલબત્ત, મ્હારી લેખનપ્રવૃત્તિ સાથે એને હું જોડવા જરા ય માગતો નથી.

વડોદરા શહેરના સુશોભનમાં મહત્વનું બની રહેલું ન્યાયમંદિર ત્યારે 'માર્કેટ' તરીકે જાણીતું હતું. એમ યાદ આવે છે. પરંતુ મ્હારો મુખ્ય વસવાટ આ વખતે શિનોરમાં હતો એટલે મહાદેવનો ખાંચો સ્વપ્ન સરખો લાગે છે.

વહોરા કોમની બાઈઓ હિંદુ કુટુંબોમાં દૂધ આપવા આવતી હતી એ હકીકત હિંદુ-મુસ્લીમ દુશ્મનાવટના આ યુગમાં મહત્વની ગણાય. રાજબાઈ નામની વહોરા કોમની એક વાચાળ અને મ્હાવસોદી સ્ત્રી ત્યારે અમારે ઘેર દૂધ આપી જતી હતી. દૂધ આપતી વખતે ઘરનાં બાળકો તેની આસપાસ ફરી વળતાં અને એ હસમુખી બાઈ સહુનાં ચાંગળામાં દૂધ ચાખવા આપતી હતી. અત્યંત વૃદ્ધ થયેલી એ બાઈ હજી જીવે છે અને જ્યારે જ્યારે હું એને મળું છું ત્યારે ત્યારે તે મ

માથે હાથ ફેરવી આશીર્વાદ આપે છેઃ 'અલ્લા, રહમ ત્હારૂં ભલું કરો.' એ મુસલમાન બાઈએ કંઈક હિંદુ સ્ત્રી પુરુષને આમ આશીર્વાદ આપ્યા હશે !

પરંતુ હું ધીનોરથી અંગ્રેજી અભ્યાસ માટે વડોદરે આવ્યો ત્યારે મહાદેવના ખાંચાવાળું ઘર બદલી અમે બાજવાડામાં પીળીકુંઈ નામના મહોલ્લામાં રહેવા આવ્યા હતા. સુલતાનપુરાની માફક એ પણ મ્હોટો, શેરીઓ, પોળ અને ગલીઓથી ભરચક વસ્તી હતો ત્રણ માળ અને મ્હોટી અગાશીવાળું એ ઘર ઠીક સગવડવાળું કહી શકાય. શેરી મ્હોટી હતી. શેરીને નાકે વળી પણ એક શિવાલય હતું–જે ન્હાનું અને રમતના સ્થાન તરીકે વપરાય એવું ન હતું.

શ્રીમંત સયાજીરાવની રાજનીતિ સંબંધી કેટલીક વિગતો માટે ભલે મતભેદ હોય. પરંતુ એ દીર્ઘદર્શી રાજવીએ પોતાના રાજ્યમાં જે સાઠ વર્ષ ઉપર કર્યું તે મહાસભાવાદી નેતાઓ લાંબામાં લાંબાં ભાષણો કરવા છતાં હજી કરી શક્યા નથી સત્તાનો પ્રજાના જીવનપલટા માટે આવો સુંદર ઉપયોગ કરનાર શ્રી. સયાજીરાવ સરખો બીજો રાજવી કે રાજકર્મચારી હજી જડ્યો બાકી છે વડોદરાનો ઉછેર પામનાર, વડોદરા સાથે સંબંધ રાખનાર, વડોદરામાં જ જીવન ગાળનાર મ્હારા જેવાને તો એ મહાન દેશભક્ત અને પ્રગતસર્જકના વારંવાર ઉલ્લેખો કરવા પડે જ. પ્રજા ઘડતરનાં સિદ્ધાંતતત્ત્વોને અત્યંત ચીવટાઈથી અમલમાં મૂકી તેમનો લાભ પ્રજાને આપવાની શ્રી. સયાજીરાવની પદ્ધતિ સહુ કાર્યકર્તાઓને અનુસરણપાત્ર છે. એ વહીવટ સર્જન તેમણે એવા સમયમાં કર્યું કે જ્યારે પ્રગતિશીલ પગલાં પ્રત્યે બ્રિટિશ સલ્તનત શંકાની નજરે જોતી હતી. ગામડાંમાં પ્રાથમિક શાળાઓ, તાલુકામાં પૂરું ગુજરાતી જ્ઞાન આપનારી શાળાઓ, શહેરોમાં માધ્યમિક કેળવણી માટેની સંસ્થાઓ અને રાજધાનીમાં ઉચ્ચ કેળવણી માટેની કૉલેજ સ્થાપી પ્રજા માટે શ્રી સયાજીરાવે એક સરસ શિક્ષણ ચોકઠું રચ્યું હતું, જેનો લાભ સારા પ્રમાણમાં લેવાયો છે

વડોદરે હવે મ્હારે માધ્યમિક કેળવણી લેવાની હતી. એટલે કે અંગ્રેજી વર્ગોમાં મ્હારે શિક્ષણ લેવાનું હતું પ્રાથમિક કેળવણી કઈ, માધ્યમિક કેળવણી કઈ અને ઉચ્ચ કેળવણી કઈ એ વિશે નિષ્ણાતો પોતપોતાના મત બદલે છે, હદ કરે છે, વિતંડાઓ ઊભી કરે છે અને વર્ગીકરણને બદલ્યા કરે છે પ્રાથમિક શિક્ષણ ગુજરાતી ત્રીજી ચોથી ચોપડી સુધીનું ગણાય તો છઠ્ઠા ધોરણ સુધીના અભ્યાસને શું નામ આપવું ? અંગ્રેજી પહેલા ધોરણથી ત્રીજા ચોથા ધોરણને પ્રાથમિક શિક્ષણની છાપ અપાતી હોય તો અંગ્રેજી અને ગુજરાતી પ્રાથમિક શિક્ષણના ભેદ પાડવા કે કેમ ? માધ્યમિક શિક્ષણ મેટ્રીકથી અટકાવવું કે કૉલેજનાં એક બે વર્ષ એમાં ઉમેરી કૉલેજના શિક્ષણની પેરાઈ એકાદ બે વર્ષ જેટલી વધારવી કે કેમ ? આ બધી નિષ્ણાતોની બાજીગરી સાથે ભણનારને સંબંધ ઓછો જ હોય છે. જે જે ભાર નિષ્ણાતો વિદ્યાર્થી વર્ગ ઉપર નાખ્યે જાય છે તે તે ભાર પશુની માફક વિદ્યાર્થીઓ ઉપાડ્યે જાય છે આવાં નામ અને ક્રમ બદલવાથી, કેળવણીની અતિશાસ્ત્રીયતાને વધાર્યા કરવાથી કોઈ ક્રાન્તિકારી પરિણામો આવ્યાં હોય અને નૂતન કેળવણીએ ખાસ બુદ્ધિગર્ભક પલટો લાવી દીધો હોય એમ એકાએક જણાઈ આવતું નથી. નિષ્ણાતોએ એ પરિણામો અને પલટાઓની નોંધ રાખી હોય તો તેઓ જાણે! મ્હારા યુગના વિદ્યાર્થીઓ કરતાં આજના યુગનો વિદ્યાર્થી વધારે બુદ્ધિજન્ય સમૃદ્ધિ પામ્યો હોય તો હું ખરેખર રાજી થઉં. પરંતુ જૂના નવાની સરખામણીમાં મ્હારા જુનવાણીપક્ષપાતને એ બન્નેમાં કોઈ ખાસ ફેર લાગતો નથી.

હું વડોદરે આવ્યો તે લગભગ સને ૧૯૦૨ કે ૧૯૦૩ માં. ૭ માસમાં પહેલું ધોરણ અંગ્રેજી પસાર થયું સુરસાગર ઉપર આવેલાં બે'

શાળાના મકાનો હજી ઊભાં છે, જેમાં એક છોકરીઓની મુખ્ય શાળા તરીકે વપરાય; અને આજ કોમર્સ કોલેજ તરીકે ઓળખાતુ મકાન અંગ્રેજી ત્રણ પ્રાથમિક વર્ગો માટે વપરાતુ. એ ફ્રેન્ચ સ્કૂલને નામે ત્યારે ઉલ્લેખ પામતુ—હાઈસ્કૂલની એક શાખા તરીકે.

એ મકાને પણ અનેક વારફેરા અનુભવ્યા. મ્હારા સમયમાં ઇંગ્રેજી પ્રાથમિક વર્ગો માટે વપરાતા એ મકાનમાં પણ ફરીને શિક્ષણશાસ્ત્ર શીખવતી કૉલેજ બેસવી થઈ અને સ્હાંજે ભારતીય સંગીત પાઠશાળા પણ તેનો ઉપયોગ કરતી. હવે સ્વતંત્ર વ્યાપારી શિક્ષણની પ્રતિષ્ઠા એ મકાનને મળી છે વ્યાપારી શિક્ષણનો પહેલો સિદ્ધાન્ત કદાચ એમ હોય કે સંપાદિત હકમાં કોઈને ભાગ આપવો નહી ! એટલે હવે સંગીત શાળા અહીં બેસતી નથી. વ્યાપારી ઉદારતા કદી કદી એના મુખ્ય ખંડમાં સભાઓ ભરવા દે છે ખરી।

એ ફ્રેન્ચ સ્કુલમાં મ્હને દાખલ કરવામાં આવ્યો. આજ જેટલી વિદ્યાર્થીઓની સંખ્યા ત્યારે નહતી, છતાં પહેલા બીજા અને ત્રીજા ધોરણ પ્રત્યેકમાં ક અને ખ વર્ગ કરી નાખવા પડ્યા હતા. ક માં ભરૂચના દુર્લભરામ નામના શિક્ષક કામ કરતા અને ખ માં પછીથી ગુજરાતના એક ક્રાન્તિકારી તરીકે સુપ્રસિદ્ધ થયેલા નરસીંહભાઈ ઈશ્વરભાઈ પટેલ કામ કરતા હતા. હરીશંકર હેડમાસ્તરની પાસે મ્હારા પિતા મ્હને લેઈ ગયા મ્હારા પિતા તે વખતે એક નૂતન વિલાસ નામનું પ્રેસ અને 'દેશભક્ત' નામનુ અઠવાડિક પત્ર ચલાવતા હતા એટલે વડોદરામાં તેઓ ઠીક ઠીક જાણીતા હતા. હેડમાસ્ટરે કહ્યું

'નરસીંહભાઈ જરા કડક શિક્ષક છે દુર્લભરામ એવા કડક નથી તમારા છોકરાને ગોઠતા વર્ગમાં હું દાખલ કરી આપુ.'

કડક જણાતા શિક્ષકને કોણ પસંદ કરે ? ન વિદ્યાર્થી કે ન વિદ્યાર્થીનાં મા બાપ। શીનોરની શાળામાં પણ હું કડકાઈથી ટેવાયલો નહી. મ્હારા પિતાનું બાળકો પ્રત્યેનું વલણ અદ્ભુત કુમળાશભર્યું હતુ, અને ઘરમાં તેમજ બહાર મ્હારૂં વર્તન એવુ તો નહી જ હોય કે જેથી મ્હને પાંશરો કરવાની ઇચ્છાએ કડક શિક્ષકના હાથ નીચે મૂકવાનું મ્હારાં માતાપિતાને યોગ્ય લાગે ! શિક્ષકોની પાસેથી અનેકાનેક આશાઓ રાખવામાં આવે છે—જેમાંની એક આશા એ પણ ખરી કે તોફાની, અટકચાળરો, રખડેલ છોકરા ઠેકાણે આવે ! હવે સોટી વાપરનાર શિક્ષકો અદૃશ્ય થતા જાય છે. છતાં સોટી વાપરનાર શિક્ષક અને સોટી ખાનાર શિષ્ય કોઈ હોય તો તેમની આ વિષયમાં સંમતિ લેવા સરખી છે કદાચ શિક્ષકો તોફાની છોકરાને સીધા કરવાનું બીક આપતા પણ ખરા, અને કદાપિ માબાપ બોજારૂપ બનતાં બાળકો શિક્ષકોનો માર ખાઈને સુધરે એમ ઇચ્છતાં ખરાં ! હવે તો શિક્ષણમાંથી સજા અદૃશ્ય થઈ ગઈ છે—જો કે જર્મન, ઇટાલિયન અને રશિયન ડિક્ટેટરો—સરમુખત્યારો રાજકીય વિષયમાં કડકમાં કડક સજાઓનો આશ્રય લે છે આજની રાજકીય સજાઓ કોને કેવી યાતના આપે છે એનું વાંચન ઘણુંયે કંપારી ઉપજાવી શકતુ હશે.

અમુક પ્રકારના વિચારો ધરાવવા માટે નાગરિકને સજા કરવાનો ક્રમ રાજ્યો લેય તો સજાની ટેવ શાળામાંથી જ પાડવી શી ખોટી ? શાળામાંથી સજા અદૃશ્ય થઈ ત્યારે જ સમજાય કે જ્યારે આખા સમાજમાંથી શિક્ષા અદૃશ્ય થાય.

આમ કડક શિક્ષકની પાત્રતા ન ધરાવતો હું દુર્લભરામના વર્ગમાં અંગ્રેજી પહેલી ચોપડીમાં દાખલ થયો. શીનોરથી મ્હારૂં વડોદરે આવવું અને મ્હારૂ અંગ્રેજી પહેલી ચોપડીમાં દાખલ થવું મ્હારે માટે મ્હોટો બનાવ હતો, પરંતુ દુનિયાને એ વાતની નોંધ લેવા જેવુ મહત્ત્વ લાગ્યુ ન હતુ। વર્ગમાં દાખલ થતા અનેક વિદ્યાર્થીઓ સરખો હું એક વિદ્યાર્થી વર્ગની સંખ્યામાં ઉમેરાયો. અંગ્રેજી શિક્ષણ પદ્ધતિમાં રહેલી નવીનતાથી આશ્ચર્ય પામતો હું જ્યારે વડોદરા ફ્રેન્ચ સ્કૂલમાં દાખલ થયો ત્યારે નળાખ્યાનમાં વર્ણવાયલી

'વાગી સ્વયંવરમાં હાકે ગોપ નળ આવ્યો રે'

એવી સ્થિતિ ઉપજતી મ્હેં જોઈ નહી. ઉલટ મ્હારી પહેલાં દાખલ થયેલા સ્વસ્થ વિદ્યાર્થીઓ આગળ કૃષ્ણ સુદામાના મેળાપ સમયનો સુદામાનો સંકોચ મ્હેં અનુભવ્યો હશે.

# સ મા લો ચ ના

**કર્મયોગી રાજેશ્વર** લે. ચુનીલાલ વર્ધમાન શાહ. ગાંડીવ સાહિત્ય મંદિર સુરત.
કિં. ૪-૮-૦ બીજી આવૃત્તિ.

કર્મયોગી રાજેશ્વર મધ્યકાલિન ગુજરાતના કેટલાક ઐતિહાસિક બનાવો સાદર કરતી નવલ છે. લેખકે તે સમયનું રાજકારણ, રાજખટપટો અને કાવતરાં રસિક રીતે વસ્તુમાં સાંકળી લીધાં છે. નવલકથામાં એકંદર વીસ પાત્રો છે. તેમાંનાં સોળ ઐતિહાસિક છે. પાત્રોનું સર્જન અતિ સફળ બન્યું છે.

મૂળરાજની ભક્તિ પરાયણતા અને જુવાનીમાં કરેલાં કર્મોનું પ્રાયશ્ચિત, મંત્રીશ્વર જાંબદેવની યુધ્ધ પિપાસા, પ્રભાવશીલ ચૌલા, વીર ચામુંડ, સ્વદેશ હિત માટે બલિદાન આપવા પ્રેરાયેલી પદ્મશ્રી, સર્વ ત્યાગી કપર્દી, રાષ્ટ્રપ્રેમી વિષ્ણુપદ્મ કથાને રસપ્રદ બનાવે છે. લલ્લ શેતકી, મગન વાણિયો, વિલાસપ્રિય અને યોગી વયજલ્લદેવ વાચકની હાસ્યવૃત્તિને સંતોષે છે.

પાત્રોનું રેખાંકન, તે સમયની સમાજ રચના, ધર્મ, આચારવિચાર અને વાતાવરણને અનુસરતું હોઈ શ્રી શાહ તત્કાલિન ગુજરાતનું ચિત્ર આપણ સમક્ષ ખડું કરે છે. ઇતિહાસ પ્રત્યેની વફાદારી પણ સારી રીતે જાળવવામાં આવી છે

વાંચવાની શરૂઆત કર્યા બાદ પૂરી કર્યા વિના ચેન ન પડે એવી આ નવલકથા સર્વેએ વાંચવી એવી અમારી ભલામણ છે.

ગજરાબેન નાયક

**ભાલણનાં પદ**—સંપાદક શ્રી. જેઠાલાલ ત્રિવેદી, પ્રકાશક જીવનલાલ અમરશી મહેતા પીરમશાહ રોડ, અમદાવાદ, પાકું પૂંઠું, પૃષ્ઠ ૧૭૦. કિં. ૩-૩-૦. આપણા પ્રાચીન કવિઓમાં અગ્રસ્થાન ભોગવતા ભાલણ કવિના વિપુલ સાહિત્યમાંથી શ્રીરામબાલચરિતમાંના અને બાળકૃષ્ણની લીલાનાં પદ ચૂંટી કાઢીને આ ગ્રંથમાં સંગ્રહીત કર્યાં છે એ આવકારપાત્ર છે, અને ગ્રંથમાં આપેલા ટિપ્પણની મદદથી એ પદો સમજવામાં સંપાદકે સરળતા કરી આપી છે એ પ્રશંસાપાત્ર છે. શરૂઆતમાં ભાલણના જીવન અને કવન વિષે અભ્યાસપૂર્ણ અભિનિબંધ આપેલો છે તે સંપાદકને શોભા આપાવે તેવો છે. અભ્યાસીને તેમજ સામાન્ય વાચકને ઉપયોગી થઈ પડે એ પ્રકારની ગ્રંથરચના કોઈ ધાર્મિક અને સાહિત્યિક મનોવૃત્તિવાળા સૌને આ સંગ્રહ ઉપયોગી થઈ પડે તેવો નીવડ્યો છે.

ભરતરામ મહેતા

**Selections from Shastri Daftar.** Edited by Prof C. V. Joshi. Published by the State Records Dept Baroda. Price : Rs. 3-0-0.

ગોવિંદરાવને વડોદરાની ગાદી અપાવવામાં રાવજી આપાજીને યુક્તિ પ્રયુક્તિથી સહાય કરનાર ગંગાધર પટવર્ધન શાસ્ત્રી સંબંધીના પત્રો વિષયવાર ચૂંટી આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે મૂળ મરાઠી પત્રોનો પ્રો. જોષીએ અંગ્રેજીમાં ટુંકસાર આપ્યો છે, તેથી ગ્રંથની ઉપયોગિતા વિસ્તૃત બની છે આ પત્રો ઐતિહાસિક બનાવો સંબંધી વધારાના પુરાવા આપે છે અને ક્યાંક ક્યાંક નવો પ્રકાશ પાડે છે. પેશ્વા જોડેની મુલાકાત, રેસિડંટ સાથેનો વ્યવહાર વિષે આ પુસ્તકમાં રસિક વિગતો છે અને ખુશાબાની નોંધપોથીમાંના ઉતારા તત્કાલિન સામાજિક પરિસ્થિતિનો સારો ખ્યાલ આપે છે સંપાદકે કેટલાંક ઐતિહાસિક ચિત્રો આપી ગ્રંથની ઉપયુક્તતામાં વધારો કર્યો છે. ૧૭૯૯ થી ૧૮૩૮ માં બનેલા કેટલાક બનાવો વિષે નાની માહિતી આપતો આ ગ્રંથ ઇતિહાસવિદો માટે અત્યુપયોગી છે,

# " પુન્ય પરવાર્યું ! "

★
મણિલાલ દ્વિવેદી

કાળની પાંખે વખતને વીતી જતાં વાર લાગતી નથી. મારા જંગલ-ભ્રમણોના જે એક પ્રસંગની હકીકત રજુ કરવા ધારો રાખું છું એ પ્રસંગને જોત જોતાંમાં વીસ વરસ વીતી ગયાં. મહાકાળના અમાપ ગર્ભમાં કેટલાયે વિરલ પ્રસંગો ઢંકાઈ જતા હશે, વિસરાઈ જતા હશે. આ એક અતિ સાધારણ જણાતો પ્રસંગ છે.

સોનગઢ તાલુકામાં જંગલો ભેદી, કાળમીંઢ પત્થરોને ભંજન કાળનાં સત્રોમાં ગૂઢ ગાન સુણાવતી વ્હેતી તાપીના કરાઓ ઓળંગી હું પહોંચ્યો હતો સાગબારા. મારી સાથે બીજા સાથીઓ હતા. પણ તે, સમાજ જેને સાથી તરીકે ઓળખે છે તે નહીં. એ હતા જંગલના બે મુદ્દા નિશાનબાજ શિકારી અને બે વસાવા. રસ્તો કાપીએ તેમ આગળ ને આગળ વધતી જતી જંગલવાટો અને અમને પેરી વધતી વનસ્પતિઓની મખમલની નિષ્ઠુર કઠોરતા, સંધ્યાની નીરવ ગંભીરતા, જંગલ વસતી રહેલાં જીવ-જંતુઓની સૃષ્ટિના નીતરી રહતાં એકતારાનો તાર ઝણઝણતો હોય એવાં એકધારા અગમ આનન્દગીતો અનુભવતો આવ્યો અને જાણે એ જંગલવાટોએ અને સંસારની કહેવાતી સંસ્કારિતાઓથી દૂર, દૂર માનવ બુદ્ધિએ કલહ અને સ્પર્ધાના ઝંઝાવાતો જમાવ્યા ન હતા એવા ધામમાં ઘૂમતો હતો.

ઉનાળાની નિર્મળ ચાંદનીનો વાદળાંઓ પાછળ સંતાકૂકડી રમતો પ્રકાશ જોતાં જોતાં અમારી બે માસ્તીઓ સાગબારાની સરહદે, કોઈ સંસ્થાનની સાતપુડાની પહાડીઓ પર પૂર્વમાં વંકાતી હદોને અટકળે નિહાળતી ધીમી ગતિએ આગળ વધતી હતી. મધ્યરાતના અરસામાં અમે ત્યાંના ગોઠીથી એક નાનકડા મેદાનમાં આવી પહોંચ્યા. નભોમંડપે ચમકતો વિહસતા ચન્દ્ર અને તેની સુધા, જગતની એ અમાપ શાન્તિ, વાયુની હળવી ગતિ જેમ સરોવરના જળમાં નાની નાની લહરીઓ સર્જે અને સમાવે તેમ મારા માનસસરમાં પણ અનેક વિચારોની નાની મોટી લહેરો ઉઠાવતી અને સમાવતી.

" જંગલ વસાવ્યું રે જોગીએ
તજી તનડાની આશજી "

એ કવિનું સ્મરણ થતાં સંસારમાં કોઈ સથવારો ન રહ્યો ત્યારે કોઈ હત ભાગીએ આખરે એ પેલા પોતાના તાનમાં અનંતની પરવા કર્યા વગર વહે જતાં માનવમહેરામણને છોડી જંગલને ખોળે જીવવા મનને શાન્તિ માટે વિસામો શોધ્યો કે શું એ વિચાર આવતો. તો ઘડીકમાં

" તારા મન મંદિરમાં ઉપાય, હે મુસાફર !
જ્યોતિવિણ છવાયાં અંધાર. "

એ પંક્તિઓ યાદ આવતી તો વળી બીજી જ પળે વિચાર આવતો કે સંસારની માનવીની સભ્યતાના સર્જન પ્રકૃતિના નિર્મળ એકાંતમાં મંડાયલા અનુષ્ઠાન, તપશ્ચર્યાએ કર્યાં કે સહેરની ઝળહળતી હવેલીઓમાં મંડાયલાં હાટબજાર સરખા શાળાગૃહોએ !

સપ્ત સિન્ધુના પ્રશાન્ત કાંઠાઓએ ધ્યાનમગ્ન પ્રકૃતિ આરાધનાના વૈદિક ગાન આપ્યાં, નૈમિષારણ્યનાં તપોવનોએ સંસાર અને સમાજથી પર જ્યાં વાણી કે દૃષ્ટિ જઈ શકતી નથી ત્યાંના અમર તત્ત્વનાં સંધાનના ઉપનિષદ બોધ્યા. સાધના મંત્ર સર્જ્યો. " તારી વીણાના તાર એટલા ઢીલા ન કર કે એ વાગતી બંધ થાય તેમ એ તારોને એટલા કસ નહીં કે તૂટી જાય. " આ જીવન મંત્ર ભગવાન બુદ્ધને

કપિલવસ્તુના રાજઉદ્યાનમાં નહીં પણ તપોવનમાં ગાળ્યો અને મહાવીરસ્વામીની મંત્રસાધના વૈશાલી નગરીના કુંડગ્રામે ન થઈ એ સિદ્ધિનાં સૂત્રો જંગલનાં એકાંતવાસે આપ્યાં ગુરુ ગોવિન્દનું અતીવ સર્જન હિમાળના સરિતા તટે બાર બાર વરસની તપશ્ચર્યાનું પરિણામ હતુ આવા આવા અનેક વિચારો મનમાં ઉઠતા અને શમતા હતા. ગાડીની ગતિની સાથે આવા આવા વિચારોને ઝોલે ટૂંક મળ્યો હતો. ત્યાં એકાએક આવેલા આંચકાએ માગ વિચારો થંભ્યા. મારી સાથે ગાડીમાં બેઠેલા મારા અંગરક્ષક સરખા બન્ને શિકારીઓ અત્યાર સુધી ખુદ પોતાની જ જાતનું રક્ષણ ન કરી શકે એટલી હદે ઝોકા ખાતા હતા તેઓ એકાએક ખોંખારો કરી જરા સાવધ બની ગયા. અમે મેદાનમાં થોડુંક આગળ આવ્યા એટલે એક નાની નદી આવી. ગરમીના એ દિવસોમાં જ ગામનાં વ્હેળા-વોકળા અને નાની નદીઓ સુકી બની જાય છે. પણ આમાં તો પાણીનો એક નાનો પ્રવાહ કલનાદ કરતો વહે જતો હતો. થોડા વિસામા તથા બળદની તરસ છીપાવવા માટે અમારી ગાડીઓ ત્યાં થોભાવી. રાત્રીની નીરવતા, ચાંદનીની શીતળતા અને અરણ્યનું એકાંત એ કોઈ અજનવી વસ્તુ હોય છે બુદ્ધિ કરતા ઉપનિષદ જેને "અવાઙ્ મનસોગોચર" તરીકે કહે છે એવી એવી એ અપૂર્વ સૃષ્ટિનો આનંદ પીતા મન ધરાતું નથી શબ્દો એ વર્ણવી શકતા નથી. જાણે આખી રાત અમે અહીં જ પસાર કરી દઈએ તો કેવું મઝાનું એમ મને લાગ્યુ

અમે ગાડીઓ છોડી બેઠા, સાથીદારો તમાકુ મસળી ચલમની દમ ખેંચી ખોંખારા કરવા લાગ્યા. અમે બેઠા હતા ત્યાંથી સોએક દસ ડગ એક ટેકરા પર સામી દિવાલ જેવું જણાયું એટલે સાથીદારને પૂછ્યું, "આ ખંડિયેર જેવું શું છે?" તેણે કહ્યું "સાહેબ એ તો મઢી છે. હવે એ ઉજાડ (ઉજ્જડ) પડી છે." તરત હું એક જણને લઈ ત્યાં જોવા ગયો. માટી થાપી બનાવેલી આ મઢી જોઈ મને થયું કે ભરત-પુરના કિલ્લાની નાની આવૃત્તિ સરખી આ ફક્ત માટીની મઢીઓ જુના કાળમા સંરક્ષણનો કેટલો સહારો આપતી હશે! પાસે જઈ એના તૂટી ગએલા દરવાજાઓની અંદર નજર નાખી તો ભૂતાવળના ભવન જેવી બની ગએલી એ મઢીમાં ઠેરઠેર ઠેકાણે તુટેલી દિવાલના ભંગારથી જામેલા અને રાત્રીના પડછાયામાં બિહામણા દેખાતા ઢગલાઓ સિવાય અંદર કાંઈ ન જણાયું. જંગલના થોડા વૃક્ષોએ એ નિર્જનસ્થળનો કબજો લીધો હતો અને એની છાયાઓ પણ રાત્રીના એ ભેંકારને વધારવામાં ફાળો આપતી હતી.

એ મઢીના ભગ્નાવશેષ જોઈ પાછો આવ્યો એટલે મારા બુઢા શિકારીએ કહ્યું "સાહેબ, આપણે આ મેદાન જોયુ. ત્યાં દશેરાને દિવસે "એ"* ઘોડા ખેલવવા આવતા અને આ કોતરડી ઘોડા કૂદી જતો તો વરસભર પોતાના સાહસોમાં સફળતા જ મળતી રહેશે એમ માનતા."

જેમનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો તેમનો વ્યવસાય હતો ગામો ભાંગવાં, ધાડો પાડવી અને માલ ઉઠાવી જવાનો. આ કાર્ય માટે એમણે એક નાનકડી ટોળકી જમાવી હતી. આ લેખમાં એમની એ [illegible] કર્તબગીરીઓનાં ગુણગાન કરવાનો હેતુ જરાય નથી. ગામોને કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ કર્યા સિવાય પોતપોતાના વ્યવસાયી જીવન ગુજારી દાળ-રોટલે કલ્લોલતા માનવીઓ પર અંગત લાભ ઉઠાવવા ટોળાં બાંધી તૂટી પડતા માણસો માટે મારામાં

* "એ" શબ્દથી સંબોધાયેલી વ્યક્તિઓ હજી હયાત છે અને એથી એમનાં નામ ખુલ્લાં પાડવાનું મને ઉચિત લાગતું નથી

હતી ! પાછળ રહેલા અમારા માણસે એની આબરૂ લુંટી. અમે પાછા આવ્યા ત્યાં અમને આ વાતની ખબર પડી અને તરત જ અમને અરેરાટી લાગી. અમને થયું કે બસ, ખૂન થઇ ગયું અને હવે આપણું પુન્ય પરવારી ગયું. મારી તલવારને ભાંગી નાખી, બંદુકની નળી ફોડી નાખી સાહેબ, ભારે અનર્થ થઇ ગયો. આપણે દીકરીઓ, બ્હેનોની આબરૂ લુંટીશું તો કયે ભવ તરવાના ! તે દિવસથી હથિયાર હાથમાં ન પકડવાની પ્રતિજ્ઞા લીધી છે તે ટેક આજ સુધી તો રહ્યો છે ભગવાન તે આખર સુધી રાખે ! સાહેબ, પુન્ય પરવારી ગયું " આ બોલતી વખતનો એમનો ચહેરો હું તો ટગર ટગર જોયા જ કરતો હતો. જંગલના ખૂણાના એક ગામડામાં પડેલા આ માણસોમાં સદ્‌ચારિત્રની આવી ઉદાત્ત ભાવના કોણે પ્રેરી હશે !

આજે શિક્ષણની અને શાળાઓની પુષ્કળ વાતો થાય છે. કામિની કોશલ્યાની સમાપ્તી થયાઓ. પાછળ બગલમાં પુસ્તકના બોજ લાદી કીડીઆરાની જેમ ઉભરાઇ શાળા તરફ ડગલાં માંડતા વિદ્યાર્થી સમૂહને જોઇએ છીએ ત્યારે વિચાર આવે છે કે આ શાળાઓ અને આ વિદ્યાર્થીજીવન આવી ઉદાત્ત ભાવના ઘડશે ખરું ? કે શિક્ષણ અને આન્તરજીવનની સંસ્કારિતા બે ભિન્ન વસ્તુઓ છે ? વિદ્યા તો વંઠેલી જાણી છે. સંસ્કારે માનવી ઘડવા છે.

પણ આ તો દેશ અને સમાજના ઘડવૈયાઓએ વિચારવાનો પ્રશ્ન છે. આ પ્રસંગ બન્યાને આજે વીસ વીસ વરસો વીતી ગયાં તોય "સાહેબ ! પુન્ય પરવાર્યું" એ જ વાક્ય યાદ આવે છે. ભારતની યુગયુગાંતરવ્યાપી અને નવા પવનોમાં ભુંસાતી જતી સંસ્કારિતાનો એ નમૂનો ! ધન્ય એ પ્રતિજ્ઞા !



માર્ક ટ્વેઇનને ધારાસભાના સભ્યો વિષે સારો અભિપ્રાય ન હતો, તે તેના આ લખાણથી સમજી શકાશે. "વાંચક ! ધાર કે તું મુર્ખ છે, અને માન કે તું ધારાસભાનો સભ્ય છે— પણ અરે ! આનો મારાથી પુનરુક્તિ થાય છે."

* * *

સ્વ. જેમ્સ. એચ. લુઇ.—અમેરીકન સેનેટર એક મહોલ્લામાંથી તેના મિત્ર સાથે પસાર થતો હતો, ત્યારે વોશિંગ્ટન મહોલ્લાની એક મોટર મળી. તેમાં બેઠેલ વ્યક્તિને તેણે ટોપી ઉતારી ત્યારે તેના મિત્રે પૂછ્યું. "જેમ ! આ અસાધારણ સભ્યતા ! !"

"કોણ જાણે વખતે અમારા વિશ્વાસનો એ મતદાર પે હોય" જેમ્સે કહ્યું.

* * *

ફ્રેન્ચ લશ્કરના વડા સેનાપતિ ગેમેલીન સાથે ખાણું ખાતા વેપારીએ એક વખત કહ્યું '' જનરલ ! તમને ખબર છે ને કે દુનીઆનાં દુઃખો માટે ક્રૂરો જવાબદાર નથીઃ પણ ભોળા લોકોને લીધે જ દુઃખ આવી પડે છે ભોળા લોકો ન હોય તો ક્રૂરો શું કરે ? ''

* * *

લો. તિલક ઉપર એક મુકદમો ચાલતો હતો એ ખટલો ઘણો લાંબો વખત ચાલવા છતાં કાંઇ નિકાલ આવતો નહતો. એ દરમીઆન તેમના એક પગે સોજો આવ્યો હતો. અને તે અનેક ઉપચારો કરવા છતાં મટતો નહતો. એ અરસામાં એક જાહેર વ્યાખ્યાન આપવાનું એમને નિમંત્રણ આવ્યું એ વ્યાખ્યાનમાં લોકમાન્યે કહ્યુંઃ '' મારે અનેક વકીલ મિત્રો છે, પણ તેઓ મારા કેસનો અંત લાવી શકતા નથી, અને મારે અનેક ડાક્ટર મિત્રો છે. પણ મારો પગ સારો કરી શકતા નથી,''

# દળતાં દળતાં

ભારતવર્ષમાં અટકથી બંગાળાના ઉપસાગર સુધી અને હિમાલયથી કન્યાકુમારી સુધી ઘંટી ગૃહસ્થ જીવનનું ૨૪ કલાક સુધી મુખ્ય અંગ મનાતું. ઘંટીએ દળતી આર્ય સ્ત્રીઓ અત્યંત સશક્ત અને સુંદર શરીર ખીલવી શકતી હતી. એ ઘંટીએ દળતી વખતે મનુષ્ય સ્વભાવવશ મૌન દૂર રાખવા માટે ગીતો પણ જોડાયાં હતાં. ત્યારે ભારત મુક્ત હતું, ઉન્નત હતું. સ્ત્રીઓ આનંદપૂર્વક ગાતી હતી. આજે ભારત દરિદ્ર છે. પશ્ચાત્ય કેળવણી પામેલાં બાલિકાઓમાં ઘંટી ફેરવવાનું સામર્થ્ય રહ્યું નથી. જુના ગીતો ગાવાનો ઉત્સાહ નથી. હા, દરિદ્ર ગામવાસી સ્ત્રીઓમા કોઈક વખતે સ્ત્રીઓ સવારે ઉઠી ઘંટીએ દળતી અને ગાતી સંભળાય છે.

પ્રાતઃકાળે ફરવા જતાં એક ભાંગી તૂટી ઝુંપડી પાસેથી પસાર થતાં ઘંટીના અવાજની સાથે મે એક ગીત ગવાતું સાંભળ્યું, ભાવ જેવા ને તેવા ગુજરાતીમાં આપુ છું

ઝીને ઝીને ગોહુવા પીસિ કે ઉલરિયા,
નનદી ભીજેલા ગોહુંવાં પીસિ મોરે રામ!
રોજે તો આઓ દેવરા દુઇ રે સિપહિયાં,
આજ કાહેસે આયલ અકેલવા મોરે રામ!

વાંસની ટોપલીમાં ઝીણા ઝીણા ઘઉં છે નણંદ અને ભાભી પણ દળે છે. દિયરને ઘેર એકલો આવેલો જોઈ ભોજાઈ બોલી "દિયરજી! રોજ તો તમે બે ભાઈ સાથે આવતા હતા, આજે તમે એકલા કેમ?"

કૈસેન ભીજી દેવરા! તોરી રે પનહિયા,
કૈસેન લેગવા તોરી ભીજી મોરે રામ!
ખિતિવન ભીજી ભીજી! મોરી રે પનહિયા

★

પંકજ

હરિની શિકરવા લેગવા ભીજ મોરે રામ!

હે દિયરજી! તમારા જોડા ક્યાં ભીંજાયા? તમારી તલવારમાં રક્ત ક્યાંથી લાગ્યું?" દિયર બોલ્યોઃ 'ભાભી,' ઝાકળથી મારા જોડા ભીંજાયા ને હરણનો શિકાર ખેલતાં મારી તલવાર રંગાઈ."

કેહું ન બતાઈ દેવરા ઓસઈમાં
ઘુટે ઊંચી કહુ ન જાને મોરે રામ!
કહવે માપી કહવે બહાવણ
કહાંકે ચિલ્હરિયા મડરાય મોરે રામ!

સ્ત્રી રહસ્ય સમજી ગઈ. તે બોલી. "હે દિયર! ખરું કહી દે. હું તમને ઊંચી ક્યાંય ન જાઉં. તમારા મોટાભાઈને ક્યાં માર્યા! ક્યાં ફેંકી દીધા? આ સ્થાનની સમડી તેમના મૃતદેહ પર ઉડે છે?"

ઊંચવે મરિઉ બચવે બહાવણ
સરગે ચિલ્હરિયા મડરની મોરે રામ
બનમેં ચંદન કે લકડી જોયેવેં
ચિતવે કિહીં તૈયાર મોરે રામ!

દિયરે બધું બતાવ્યું: તે બોલ્યો 'ઊંચા સ્થાન પર માર્યો, નીચે ખસડી લીધા અને ત્યાં આકાશમાં સમડી તેના શબ પાસે ઉડી રહી છે વનમાં ચંદનના લાકડાં વીણી મેં ચિતા તૈયાર કીધી"

જાહુ જાહુ દેવરા! અગિયા લૈ આવો,
સ્વામી કે સાથ હમ દેબે મોરે રામ!
જૌ તુમ હોતે સ્વામી! સત કે ચિતાઈ
જરા અગિનિયા લાઈ ઉઠી મોરે રામ!

ભાભીએ કહ્યું: " હે દિયર ! જાઓ અગ્નિ લઈ આવો. હું સ્વહસ્તે પતિને અગ્નિદાહ દઈશ." દિયર ગયો અને પતિની લાશને કહે છે. " હે સ્વામી ! હે પ્રાણનાથ ! જો તમે મારા ખરા વિવાહિત પતિ હો, અને હું પતિવ્રતા હોઉં તો મારા આંચલ ( સોના વસ્ત્રનો છેડો ) થી અગ્નિ પ્રગટો !"

આંચરા ભભકી ઉઠા સતિના ભસમ ભઈ

દેવરા મીજે કુની હાથ મોરે રામ !

તે દમ જનતેઉ બૌઠા ! દગ્ધા હમાબિઉ

કાહેક મરતેઉ સબ જૈસા મોરે રામ !

આંચલમાંથી અગ્નિ ભભૂકી ઉઠ્યો અને નારી ભસ્મ થઈ ગઈ. દિયર બન્ને હાથ ઘસવા લાગ્યો. તે બોલ્યો: " હે ભાભી ! જો હું જાણતો હોત કે તું આવું છળ કરશે તો મારા સગા ભાઈને હું શું મારત !"

ગીતમાં સતિના ધર્મની કસોટી બતાવી છે પતિવ્રતાના સુંદર આદર્શને ખડી પર ગાઈ પ્રત્યેક આર્ય સ્ત્રી પોતાના સંતાનોને એના મહીમા બતાવતી હતી. એજ હિંદુધર્મનો પ્રતાપ છે કે આપણે ત્યાં ગૌરવભરી સતીઓની હારમાળા જગતમાં અદ્વિતીય જેવી ઉજળી છે.

---

એક મારવાડી લગ્ન કરી પત્નીને દેશમાં રાખી મુંબઈ આવ્યો. મુંબઈથી ત્રણ ચાર વર્ષ રહી પાછો દેશ ગયો, ત્યારે તેના મોઢાં પર દિલગીરી છવાઈ રહેલી જોઈ તેની પત્નિએ પૂછ્યું:

કા કછુ રસ્તે ચીર પર્યો, કા કહીં કછુ દીન,

સાયોની પૂછે કંથને, કાહે વદન મલીન ! !

એટલે તમારાથી રસ્તે કાંઈ ખોવાઈ ગયું ? કે કોઈને કાંઈ અપાઈ ગયું ? તમે કેમ દિલગીર, દેખાઓ છો ?

મારવાડીએ કહ્યું

ન કછુ રસ્તે ચીર પર્યો, ના કાહૈ કછુ દીન,

દેતો દેખ્યો ઓરકો, તાહે વદન મલીન

એટલે રસ્તે તો કંઈ પડી ગયું નથી, તેમ મેં કોઈને કાંઈ આપ્યું પણ નથી. પણ બીજા એક માણસને દાન કરતો જોયો ત્યારથી દિલગીરી મારા મોઢા ઉપર સ્વાર થઈ છે !

* * *

મીસીસ એની બીસાંટ જેલમાં હતાં ત્યારે ' ન્યુ ઈંડીઆ ' પત્ર આવતના તંત્રીપદે ચાલતું એકવાર એક જીવતા માણસના મૃત્યુ સમાચાર એમાં પ્રગટ થયા, એટલે તે માણસ ' ન્યુ ઈંડીઆ' ની ઓફિસમાં આવ્યો અને કહ્યું કે આપે હું જીવતો છતાં મારા મૃત્યુના ખબર પ્રગટ કર્યા છે તેથી હું નારાજ થયો છું."

બીજે દિવસે ' ન્યુ ઈંડીઆ ' માં આ બાબત ખુલાસો પ્રગટ થયો. એમાં એમ પ્રગટ કર્યું કે " અમુક માણસના મૃત્યુના સમાચાર અમે પ્રગટ કર્યા હતા તે ખોટા છે એમ જણાવતા અમને દિલગીરી ઉપજે છે."

* * *

[ રશિયન નવલિકા ] **ઇલેક્ટ્રીક લાઈટ** શશિકાંત ★ ચતુર્વેદી

સિગારેટ, ફેશનનો મુખ્ય શબ્દ કયો 'થઈ પડયો છે, તે જાણો છો ને ? ઇલેક્ટ્રીક લાઇટ !'

સોવિયેટ રશિયામાં બધે વીજળી પુરી પાડવામા આવે તે અગત્યની વાત છે કે નહિ તે વિષે હું કશી દલીલ કરવા માગતો નથી પણ વર્તમાન સંજોગોમા એમા કંઈ કંઈ ઉણપો દેખાશે એ ખગ્યાગ છે એમ હું કહેવા માગતો નથી.

હું જે કહેવા માગું છું તે આમ છે.

હું મોટા માળામાં રહું છું અને તેમા કેરોસીનનુ ફાનસ વાપરતો. કેટલાક કેરોસીનના ડબ્બા નો સ્ટવ વાપરતા ત્યા પણ અગવડ ઉઠાવતા !

અને પછી માળામા વીજળીઓની શરૂઆત થઈ.

માળામા પહેલી વીજળીની બત્તી લેનાર માળાના માલીકનો મુનીમ હતો. તેણે આ ચુપચુપ કર્યું તે શાન્ત હતો અને પોતાના કામો વિષે બડબડ વાતો ન કરતો. પણ વીજળી લીધા પછી જાણે એના સ્વભાવમાં પણ ફેર પડી ગયો.

પણ દેખાવમાં હજી તે કાંઈ તફાવત જણાતા ન હોતા.

માળાની માલીક બાઈએ એક દિવસે અમારી મુલાકાત લીધી અને બધાને વીજળીની બત્તી લઈ આપવા કહ્યું

" હવે તો બધા જ વીજળી વાપરે છે " તે બોલી અમે પણ તે લેવા ઠરાવ કર્યો.

અમે જોડાણ લીધુ. વીજળી આવી, લાઇટો લાગી અને તમે માનશો નહિ પણ અમે રૂમમા શું જોયુ ' જ્યાં જોયું ત્યા અમારી નજરે કચરો, ધૂળ, જાળા

વીજળી લેવા પહેલાં બધું બરાબર હતું. સવારે કામે જાવ, રાત્રે આવી વાળુ કરી, સૂઈ જાવ અને કેરોસીનના ફાનસમાં કંઈ દેખાતું નહિ અને હવે તો લાઇટ પાડતાં કંઈ, કંઈ નજરે ચડવા લાગ્યું. અંધારે અંદર પડેલુ તો જોયો ત્યાં–દિવાલ પરથી ચૂનો ઉખડેલો દેખાતો તો પથારીમાં માંકડની હાર ચાલતી જણાય અને ચાંચડો કાણામાંથી અહીં તહીંથી મળવા લાગ્યા.

અરે પ્રભુ, આ બધુ કેમ દેખી ખમાય ' આ દેખાવ તો હૃદય-ભેદક બન્યો.

મારા રૂમમાં એક આરામખુરસી હતી. મને તે ઘણી અનુકૂળ લાગતી. હું તેમાં ઘણીવાર સુખચેનપૂર્વક બેસતો. પણ હવે તો બટન દબાવી વીજળીબત્તી કરું ત્યા તો – તેની ગાદી ઉખડેલી દેખાતી, અહીં તહીં કાણાં પડેલા જણાતાં, હવે હું તેમાં આરામથી બેસી શકતો નથી. તેમા બેસતા ધૃણા થાય છે.

" વારૂ " મે વિચાર કર્યો. " મારુ ઘરનું જીવન અનાકર્ષક છે. મારે તેમાં ફેરફાર કરવો જોઈએ. ઘરના આવા વાતાવરણમાં તો કંઈપણ કામ થતું નથી. "

માળાની માલીકબાઈને જોઈ – તે પણ કંઈ બડબડ કરતી જણાઈ – અને અહીં તહીં તેના રૂમમાં ફરી ઝાપટઝુપટ કરતી હતી.

" શું થયું છે ! " મે તેને પૂછ્યું.

તેણે મારા તરફ હાથ હલાવી મૂક્યો.

" હું કેવા ગંદા રૂમોમાં રહેતી હતી તેનો મને અત્યાર સુધી ખ્યાલ ન હતો. " તેણે કહ્યું.

મે તેનુ રાચરચીલું નિહાળ્યું, જૂનું, પુરાણું, ભાંગેલુ ફર્નિચર અને રૂમમાં ધૂળ અને જાળાં ! વીજળીની બત્તીથી આ સર્વ સ્પષ્ટ દેખાતુ હતુ.

ક્રમેથી ઘરે આવી વીજળીની બત્તી દબાવી આવી વસ્તુઓ જોઈ, બત્તી બુઝાવી રજાઈ ઓઢી પથારીમાં હું સૂઈ જતો.

છેવટે મેં એક યુક્તિ શોધી કાઢી. મારો આડવાડિક પગાર મળતાં ચૂનો વેચાતો લીધો અને ઓરડાઓની દિવાલો ધોળી નાંખી. ધૂળ કચરો ઝાપટ ઝુપટ કરી દૂર કર્યો. માંકડ માર્યા, જૂની આરામખુરશી ફેંકી દીધી અને પછી લાખન બાવો આનંદમાં રૂમમાં ફરવા લાગ્યો.

આમ સર્વ ઠીક થઈ ગયું, પણ કહેતાં દિલગીરી થાય છે કે સર્વ ઠીક રહ્યું નહિ. મેં તો નકામા પૈસા ખરચી નાખ્યા. કારણ કે માલીકભાઈએ, વીજળીનું જોડાણ તોડી નાખ્યું.

"વીજળીની બત્તીમાં સર્વ કંઈ દેખાય છે." તેણે કહ્યું. "આપણી કરુણ સ્થિતિ માંકડોને શા માટે દેખાય તેમ કરવું ?"

તેનો નિર્ણય ફેરવવા મેં પ્રયત્ન કરી જોયું. જોડાણ ચાલુ કરવા આજીજી કરી પણ તે તેના નિશ્ચયમાં જરાપણ ડગી નહિ.

"તમે ખાલી કરી બીજે રહેવા જાઓ" તેણે જવાબ આપ્યો, "મારે વીજળીવાળા ઘરમાં રહેવું નથી. મારી પાસે ઘરને ફરીથી રાખવા વાના ખર્ચ કરવા પૈસા નથી"

મિત્રો, જ્યારે ઘરને શણગારવામાં ઠીક ઠીક ખર્ચ કર્યો છે ત્યારે હવે હું ક્યાં પગ ખાલી કરી જાઉં ? તેથી મારે આ વસ્તુ નભાવી લેવી પડી.

ખરું છે, ઇલેક્ટ્રીક લાઇટ સારી વસ્તુ છે પણ નહિ ઇલેક્ટ્રીક લાઇટ કેટલીક વાર વધારે સારી છે.

---

જાપાનીઓ ઘણા સભ્ય અને હસમુખા કહેવાય છે તેઓ ભૂલ કરતાં હમેશાં 'કૃપા કરીને માફ કરજો," એમ બોલે છે: તે બીજાના બગીચામાં વાડ કૂદી ઘૂસે છે. અને તેમ કરતાં પકડાઈ જાય તો નમન કરી હસતાં હસતા કહે છે "હું આપની માફી માગું છું" પણ તે આમ કંઈ બગીચામાંથી ચાલ્યો જતો નથી, તે તો તેના કુટુંબમાં કુટુંબને હસતો હસતો અંદર લાવે છે, અને બગીચાના મૂળ માલીકને મિત્રભાવે નમન કરતાં કહે છે કે: "મહેરબાની કરી મને માફ કરજો, પણ આ બગીચો હવે મારો છે."

* * *

મહાત્મા ગાંધી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં જતા હતા ત્યારે એ જ સ્ટીમર ઉપર એક ગોરાએ એમની ઠેકડી કરતું કાવ્ય લખી ટાંકણી મારી ગાંધીજીને આપ્યું: ગાંધીજીએ એમાંની ટાંકણી કાઢી લઈ પોતાની ટાંકણીની ડબ્બીમાં મુકી દીધી અને કાવ્ય ફાડીને ફેંકી દીધું: આ જોઈ પેલા ગોરાએ કહ્યું. "એ વાંચવું તો હતું ! એમાં પણ કંઈ સાર હતો."

"એમાં જે કંઈ સાર હતો તે ખેંચી લઈ આ ડબ્બીમાં મેં મૂકી દીધો છે." ગાંધીજીએ હસતાં હસતાં કહ્યું.

* * *

મોપલાઓના આગેવાન મહમદ સેતાને, મુરાદાબાદના અદાલતની અને ગોરાઓની ફોજના સરદારે પૂછ્યું: "મહમદ સેતા ! તમારો રાજ ભાગ્યો, તમારા સરદાર મરાયા, તમારા લશ્કર નાઠાં, અને હવે તમે શા માટે મરવા ઉભા છો ?"

"પ્યારે વતન -મારો દેશ તો હજી ઉભો છે ને !" મહમદ સેતાએ જવાબ આપ્યો.

* * *

# રશિયન કેળવણી

★

રમણલાલ નાગરજી મહેતા

સોવિયેટ રશિયાની કેળવણીનો સંપૂર્ણ વિગતવાર પરિચય આપવો મુશ્કેલ છે, કારણ કે રશિયાની દરેક વસ્તુની માફક ત્યાંની કેળવણીમાં પણ ઝડપી ફેરફારો થાય છે. પરંતુ તેનો ખ્યાલ નીચે મુજબ આપી શકાય એમ છે.

સોવિયેટ રશિયામાં માત્ર એક જ પ્રકારની શાળાઓ છે. સંપૂર્ણ માધ્યમિક શાળાઓ અને અપૂર્ણ માધ્યમિક શાળાઓ. પહેલા વર્ગની શાળાઓનો અભ્યાસક્રમ દસ વર્ષનો અને બીજા વર્ગનો અભ્યાસ સાત વર્ષનો છે. આ સમય દરમિયાન દરેક વર્ગમાં સહશિક્ષણ આપવામાં આવે છે.

રશિયન બાળકો આઠ વર્ષની ઉંમરે શાળામાં દાખલ થાય છે. પરંતુ તે પહેલાં તેમને કિંડરગાર્ટન સાથે અથવા ઘેર પ્રાથમિક લખવા અને વાંચવાનું શિક્ષણ આપવામાં આવે છે. રશિયન ભાષા ઉચ્ચાર પ્રમાણે લખાતી હોવાથી બાળકો ઘણી ઝડપથી આ ભાષા શીખી શકે છે.

રશિયામાં આજથી પંદર વર્ષ સુધીના બાળકોને ફરજિયાત કેળવણી આપવામાં આવે છે. અને શાળા છોડતાં પહેલાં દરેક બાળકને પહેલાં સાત વર્ગોમાંથી પસાર થવું પડે છે શાળાનો સાત વર્ષનો અભ્યાસ પૂરો ન કરનારને કામ ધંધો મેળવતાં મોટી મુશ્કેલી પડે છે.

જ્યારે રશિયામાં શાળાના મકાનો અને શિક્ષકો પૂરતા પ્રમાણમાં મળશે ત્યારે અઢાર વર્ષ સુધીનાં બાળકો માટે ફરજિયાત કેળવણી દાખલ થશે. આજે કોઈ વિદ્યાર્થીને દસમા વર્ગ સુધી કેળવણી લેવાની ઇચ્છા થાય તો તે પોતાનો અભ્યાસ લંબાવી શકે છે, કારણ કે ઘણી શાળાઓને દસ વર્ષ સુધીની શાળાઓ તરીકે ફેરવી નાખવામાં આવી છે.

છેલ્લાં થોડાં વર્ષ દરમિયાન હજાર વિદ્યાર્થીઓનો સમાવેશ થઈ શકે એવી પંદરસો ઉપરાંત શાળાઓ માત્ર મોસ્કોમાં જ બાંધવામાં આવી છે આ શાળાઓમાં દરેક વિષય શીખવવાને જરૂરી દરેક સાધન હોય છે દરેક શાળામાં સિનેમા અને મેડિકલ સેન્ટર, જાતજાતની રસાયણ સાથે રાખવામાં આવે છે. તાલુકાઓમાં કેળવણીનાં લોકલ બોર્ડોએ ફિલ્મોના આલયો ગોઠવ્યાં છે અને તેમાં દરેક વિષયના અભ્યાસક્રમ પ્રમાણે તૈયાર કરેલી ફિલ્મો હોય છે. કોઈ પણ શિક્ષક ઇતિહાસ, ભૂગોળ કે બીજો કોઈ પણ વિષય સચિત્ર કરવા માટે તે મેળવી શકે છે. દુનિયાના દરેક ભાગમાંથી આવેલા શિક્ષકોએ એ રશિયન શાળાઓની સુસજ્જતા માટે મુક્ત કંઠે વખાણ કર્યાં છે

દરેક શાળામાં પુસ્તકાલય હોય છે અને ઉપરાંત થોડાં વર્ષોથી દરેક શાળાને તેનું પુસ્તકાલય વિકસાવવા વાચન રૂમ તૈયાર કરવા અને દરેક જાતનાં કેળવણી વિષયક અને ઔદ્યોગિક માસિકો તથા તમામ વર્તમાન પત્રો મેળવવા ખાસ મદદ આપવામાં આવે છે. શાળાના પુસ્તકાલયના વ્યવસ્થાપકો બાળકોને સાહિત્યમાં રસ લેતાં કરવાની ફરજ છે અને તે શાળાના ભાષા અને સાહિત્યના શિક્ષકના સહકારથી કામ કરે છે.

જીવતાં પ્રાણીઓ રશિયન શાળાનું ખાસ અંગ છે આ પ્રાણીઓને જીવશાસ્ત્રના અભ્યાસના આનુષંગિક અંગ તરીકે પાળવામાં આવે છે. આ પ્રાણીઓ, પંખીઓ, માછલાં અને વનસ્પતિનો પાઠને સચિત્ર બનાવવાના ઉપયોગમાં લેવામા

આવે છે અને બાળકો તેમનું વ્યવસ્થિત નિરીક્ષણ કરી તેના વિકાસની નોંધ રાખે છે અને તેમની પેશા તથા સફરની સંભાવનાનો અભ્યાસ કરે છે.

નીચલા વર્ગોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૪૨ અને ઉપલા વર્ગો ( ૮, ૯, ૧૦ ) માં ૩૮ ની હોય છે. કેટલીક જગ્યાએ શાળાના મકાનો અથવા શિક્ષકોની ઉણપને લીધે વર્ગમાં ૪૬ થી ૪૭ બાળકો હોય છે. પરંતુ ઉત્તમાંક કરતાં વધારે બાળકોને માટે દરેક બાળક દીઠ શિક્ષકને વધુ વેતન મળે છે. જ્યારે રશિયામાં શાળાઓ અને શિક્ષકો પૂરતા પ્રમાણમાં મળી રહેશે ત્યારે બધા વર્ગોના વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘટાડો કરવામાં આવશે.

શિક્ષકોને દર માસે દર સો પિરીયડ પ્રમાણે નીચલા ચાર વર્ગોમાં વેતન આપવામાં આવેછે. આ વર્ગોમાં એકજ શિક્ષક બધાજ વિષયો શીખવે છે. ઉપલા વર્ગોમાં જ્યાં દરેક વિષય માટે તે વિષયના નિષ્ણાત શિક્ષકો હોય છે, ત્યાં ૭૫ પિરીયડો પ્રમાણે વેતન આપવામાં આવેછે. ગણિત અને ભાષાના શિક્ષકોને ઘણું તપાસવાનું હોવાથી તેમને દર માસે ૧૦ રૂબલ વધારે આપવામાં આવેછે. વિદ્યાર્થીઓ તરફ વિશિષ્ટ ફરજો બજાવનાર વર્ગના સલાહકારોને ૫૦ રૂબલ વધારાના આપવામાં આવેછે. નક્કી કરેલા પિરીયડ ઉપરાંત વધારે પિરીયડ લેનારને જુદું વેતન આપવામાં આવેછે. આથી કોઇ વિષયના નિષ્ણાત શિક્ષકને સારો પગાર મળી શકે છે. ૧૯૩૬ માં શિક્ષકોના પગારમાં સો ટકા ઉપરાંત વધારો થવાથી ત્યાં શિક્ષકોનો પગાર દર માસે ૪૦૦ થી હજાર રૂબલ થયો છે.

રશિયન કેળવણીનું ધ્યેય સુસંસ્કૃત સ્ત્રી પુરુષો ઉત્પન્ન કરવાનું છે. સંસ્કૃતિનો અર્થ જગતની કલાના વિકાસની સમીક્ષા, રસ દર્શન અને ઉન્નત ગુણોનો વિકાસ, કરવામાં આવેછે. રશિયાના ઉદ્યોગ અને ખેતીની ઝડપી પ્રગતિને પરિણામે દરેક ક્ષેત્રમાં ઉચ્ચ તાલીમ પામેલા કાર્યકરો માટેની માગણી વધતી જાય છે. તદુપરાંત આ વિકાસ યંત્રોને મનુષ્યના નોકર બનાવી મનુષ્યને વધારે ને વધારે આરામ મળે એ ધ્યેયથી થાય છે. આથી કેળવણી આરામ અને કાર્યની ઉત્તમતા માટે આપવામાં આવેછે

શાળાનો અભ્યાસક્રમ સમાજની જરૂરીઆતો પુરી પાડે એવો હોવો જોઇએ, અને દરેક વિદ્યાર્થીને પ્રાવીણ્ય મેળવવા જોઇતુ જરૂરી જ્ઞાન આપવાની સાથે વિદ્યાર્થીને આરામના સમયનો સદુપયોગ કરવા માટે જરૂરી સંસ્કૃતિનું જ્ઞાન આપવામાં આવે છે. શીખવવામાં આવતા દરેક વિષયો માર્કસવાદના તત્ત્વજ્ઞાન સાથે સુમેળ સાધતા અને વિજ્ઞાનના મજબૂત પાયા પર રચાયેલા હોય છે

કુદરતના બનાવો સમજવા માટે વિજ્ઞાનો પર પ્રભુત્વ મેળવવું જરૂરી છે અને ઇતિહાસનાં જ્ઞાન વિના કોઇ પણ મનુષ્ય આજે બનતા બનાવો તથા આજના સમાજનું બંધારણ કેમ ઘડાયું તે સમજી શકે નહિ ભૂગોળ ભૌગોલિક પરિસ્થિતિનું જ્ઞાન આપે છે અને ઇતિહાસ સાથેના અનુસંધાનથી ભૌગોલિક પરિસ્થિતિએ રાજકીય વિકાસ પર શી અસર કરી અને આજની દુનિયા કેમ અસ્તિત્વમાં આવી તે સમજાવે છે વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, શરીરશાસ્ત્ર ભુસ્તરશાસ્ત્ર અને વિકાસવાદ સાથે કુદરતી વિજ્ઞાનનો અભ્યાસ જગતપરના જીવનના વિકાસનું સંપૂર્ણ ચિત્ર રજુ કરે છે અને શરીરના કાર્યો અને, પ્રક્રિયાનો સાચો ખ્યાલ આપે છે અને લીધે સમતોલ મન અને જાતીય પ્રશ્નો તરફનું યોગ્ય વલણ મનુષ્યમાં આવે છે. દરેક બાળકને પોતાની માતૃભાષા

સારી રીતે આવડવી જોઈએ અને તેનું સાહિત્ય સમજવું જોઈએ. આ ઉપરાંત સારા આંતરરાષ્ટ્રીય મનુષ્ય બનવા માટે તેને પરદેશી ભાષા અને તેનાં સાહિત્યનું સારું જ્ઞાન હોવું જોઈએજ. રમતો અને વ્યાયામ શારીરિક તાકાત માટે અને સંગીત તથા કલા કલાના વિકાસનો ખ્યાલ આપવા તથા ફુરસદના સમયમાં જે રશિયન મજૂરને વધારેને વધારે મળતો જાય છે તે આનંદ મેળવવાનાં સાધન તરીકે જરૂરી છે.

આ બધા વિષયો દસ વર્ષના અભ્યાસક્રમમાં રાખવામાં આવેલા છે. દરવર્ષે આ વિષયો શીખવવાની તથા રજુ કરવાની પદ્ધતિમાં અને તેના અભ્યાસક્રમમાં ફેર હોય છે. દરેક શાળાનું ટાઈમટેબલ મુખ્યશિક્ષક અને શાળાની દેખરેખ રાખનાર સુપરવાઈઝર ગોઠવે છે વર્ગના સામાન્ય વિદ્યાર્થીઓને અનુલક્ષીને અભ્યાસક્રમ ગોઠવવામાં આવેછે અને તેથી એમ આશા રાખવામાં આવેછે કે તદ્દન ધીમા વિદ્યાર્થીઓને બાદ કરતાં બીજા બધા વિદ્યાર્થીઓ સારા ગુણ મેળવવા શક્તિમાન હોવા જોઈએ.

દરેક વર્ગમાં નક્કી કરવામાં આવતો અભ્યાસક્રમ વિગતવાર તપાસી શકાય એમ નથી. કારણ કે તેમાં ઘણા ઝડપી ફેરફારો થાય છે આવા ફેરફારો થતા હોવા છતાં વિદ્યાર્થીને દરેક વિષયનો સમગ્ર ખ્યાલ આવે છે. દાખલા તરીકે ઇતિહાસ. ત્રીજા અને ચોથા વર્ગના વિદ્યાર્થીઓ રશિયાનો ઇતિહાસ શીખે છે. આમાં પ્રાગૈતિહાસિક, અને પછાત અસુધરેલા મનુષ્યો, તેમનું જીવન, પ્રાચીન ટોળીઓ અને સમાજ રચના તથા રશિયાનાં પુરાતન રાજ્યોથી શરૂ કરી રશિયન સામાન્ય અને ત્રિપત્રની શરૂઆત સુધી અભ્યાસ કરાવવામાં આવે છે.

પાંચમાં વર્ગથી વિશ્વઇતિહાસ શરૂ કરવામાં આવે છે અને તે છેક દસમા વર્ગ સુધી ચાલુ રાખવામાં આવે છે આ અભ્યાસ ક્રમમાં પ્રાચીન, એસેરિયા, બેબીલોન, હિંદ, ઇજીપ્ત, ચીન, ગ્રીસ અને રોમની સંસ્કૃતિથી શરૂ કરી યુરોપમાં ફ્યુડલ પદ્ધતિનો વિકાસ અને પ્રગતિનો સમાવેશ થાય છે. આમાં જગતના આગેવાન દેશનો વિકાસ અને તેના પરદેશો સાથેના સબંધનો વિગતવાર અભ્યાસ થાય છે અને જ્યારે વિદ્યાર્થી શાળામાંથી બહાર આવેછે, ત્યારે તેને જગતના ઇતિહાસનો સારો ખ્યાલ હોય છે અને જગતમાં બનતા બનાવો તે સારી રીતે સમજી શકે છે.

શહેર અને ગ્રામવિસ્તાર માટે સહેજ ફેરફાર બાદ કરતા દરેક શાળાઓમાં એકજ પ્રકારનો અભ્યાસક્રમ હોય છે અને તેમાં ફેરફાર કરવાનો કોઈ પ્રિન્સિપાલને અધિકાર હોતો-નથી. દરેક અઠવાડિયે દરેક વિષય કેટલો સમય શીખવવો એ નક્કી કરેલું હોય છે અને તે પ્રમાણે દરેક શાળા પોતાનું ટાઈમ ટેબલ નક્કી કરે છે, પરંતુ અઘરા વિષયો પહેલા પિરિઅડમાં લેવાની ભલામણ કરવામાં આવે છે.

જિનીવડ મારેની શિક્ષકોની સલાહનો વિદ્યાર્થીના હિત સાથે અથડામણમાં ન આવે તેટલો ખ્યાલ કરવામાં આવેછે. જો કોઈ શિક્ષક અથવા પ્રિન્સિપાલને અભ્યાસક્રમ માટે વિચારો દર્શાવવા હોય અથવા સૂચના કરવી હોય તો તેની ચર્ચા માટે જુદે જુદે સમયે ભરાતી સભાઓમાં પૂરતી તક મળે છે. જો તેને સભાની અનુમતિ મળે તો તેને મુખ્ય વિદ્યાધિકારી તરફ મોકલી આપવામાં આવેછે. પ્રશ્નોની ચર્ચા કરવા માટે અત્રે એક કમિટિની નીમણુંક કરેલી હોય છે. આ કમિટી આવા પ્રશ્નોની ચર્ચા કરી નવાં વાર્ષિક સત્રથી સૂચવેલા ફેરફારો અમલમાં મૂકવાની સત્તા ધરાવે છે. આ પદ્ધતિથી રશિયામાં કેળવણીનો વિકાસ થાય છે. કેન્દ્રિત અને એકજ પ્રકારની પદ્ધતિ હોવાથી તેમાં કાર્ય કરતી દરેક વ્યક્તિ તેના વિકાસમાં સક્રિય ભાગ લઈ શકે છે.

રશિયન કેળવણીકારો દરેક વિદ્યાર્થીએ સાત અથવા દશ વર્ષનો અભ્યાસક્રમ પુરો કરવો જોઈએ એવો આગ્રહ રાખે છે. કોઈ અસામાન્ય વિદ્યાર્થી સિવાય બીજા કોઈને વર્ગ કુદાવવામાં આવતો જ નથી. એક વર્ગમાં પ્રાપ્ત કરેલું જ્ઞાન બીજા વર્ગના અભ્યાસ માટે આવશ્યક હોય છે. બાળકોને કોઈ વિષય પોઠી દેવો કે ઐચ્છિક તરીકે આપવામાં આવતો નથી. દરેક વિદ્યાર્થીએ નક્કી કરેલો અભ્યાસ ક્રમ પૂરો કરવોજ પડે છે રશિયન કેળવણીકારો માને છે કે બાળકો પોતાને જરૂરી વિષયો ક્યા છે એ નક્કી કરવા માટે ઘણાજ નાના હોય છે. માટે તેમણે વૈજ્ઞાનિક પદ્ધતિએ સંશોધન કર્યા બાદ અભ્યાસક્રમ દરેક બાળકે પૂરો કરવો જોઈએ. રશિયાના દરેક શિક્ષકની ફરજ છે કે તેણે દરેક વિષય રસપ્રદ બનાવવો, જેથી બાળકો તેનો વધારે અભ્યાસ કરવા ઉત્સાહ રહે.

રશિયન કેળવણીકારો બાળકોને સંપૂર્ણ માનસિક કેળવણી આપવામાં માને છે. પરંતુ આ કેળવણી જો બાળકોનો સર્વાંગી વિકાસ—નૈતિક ચારિત્ર્ય, મજબુત ઈચ્છાશક્તિ, હિંમત વિવેક અને મનુષ્યને સંપૂર્ણ માનવી બનાવવા જોઈતા ગુણોનો વિકાસ, દેશપ્રેમ, જગતનાં બાળકો સાથે ઐક્ય, અને કાર્યક્રમ તરફ તિરસ્કાર– ન પેદા કરી શકે તો તે નકામી છે. ટૂંકમાં તેને તેણે સારો રશિયન નાગરિક બનાવવો જોઈએ. દરેક શિક્ષક સારું શિક્ષણ આપનાર હોવો જોઈએ અને તેણે તેના પાઠનો ઉપયોગ માત્ર જ્ઞાન ખાતર નહીં, પરંતુ ઉપર વર્ણવેલા ગુણોના વિકાસ માટે પણ કરવો જોઈએ.

દરેક શાળામાં આ સર્વાંગી વિકાસની વ્યવસ્થા હોવીજ જોઈએ. આ વ્યવસ્થામાં, જુદીજુદી પ્રવૃત્તિઓ આપવી, ચર્ચાઓ અને પોતાના પાઠમાંથી પોતાનું ધ્યેય કેમ પ્રાપ્ત કરવું તેની શિક્ષકોને સૂચનાઓનો સમાવેશ થાય છે. દરેક પાઠનાં બે ધ્યેય હોય છે. પ્રથમ જ્ઞાન અને બીજુ કેળવણી વિષયક. એટલે કે દરેક પાઠમાં શીખવવામાં આવેલી વસ્તુ જીવન સાથે જોડાયેલી હોવી જોઈએ

શાળાના શિક્ષકોને તેમનાં સામાન્ય કેળવણીનાં કામમાં અગ્રેસર મંડળ. ( Pioneer organization ) ની ઘણી મદદ મળે છે. આ મંડળ દરેક શાળામાં જીવંત તત્ત્વ છે, અને વિદ્યાર્થીઓના અભ્યાસનું ધોરણ ઊંચું લાવવાનું. તથા બાળકોની શિસ્તમય અને બળવાન બનાવવાની તેની ફરજ હોય છે. આ અગ્રેસર મંડળનું સભાસદપદ મરજીઆત હોય છે, પરંતુ દરેક વિદ્યાર્થી આ મંડળનો સભાસદ થવા પ્રયત્ન કરે છે. માત્ર હોશિયાર વિદ્યાર્થીઓને જ આ મંડળમાં દાખલ કરવામાં આવે છે. એટલે દરેક વિદ્યાર્થીને કામ કરવાનું ઉત્તેજન મળે છે. અગ્રેસર મંડળના સભાસદો શિક્ષકો સાથે સંપર્ક સાધીને અને વિદ્યાર્થીઓને નવરાશનો વખત અને તેટલો ઉપયોગમાં આણીને તેમના ચારિત્ર્યના વિકાસમાં સારો ફાળો આપે છે

—o—

આનંદરાવ ગાયકવાડ પોતાની તાજપોશીની ક્રિયા વખતે પોતાના અસભ્ય કપડાંમાંથી ઘર્ષાં મુગટાં પહેરવાં તેનો નિર્ણય ન કરી શક્તાં દરબારમાં એમનાથી વખતસર આવવાનું બની શક્યું નહિ,'અને તાજપોશીનું મુહૂર્ત પસાર થઈ જતું હતું' આથી કાનોજીગાર પુરોહિતની સામે બેસી બધા સાંભળે તેમ બોલ્યા: " જે માણસ સાધારણ વાતમાં પણ આટલી બધી ઢીલ કરે છે તે વડોદરાની ગાદીનો કારભાર કેમ ચલાવી શકશે ! રાજ પુરોહિત ! તમે હવે મને તિલક કરો !"

* * *

# જીવન, જીવનો

★

લીલાબેન મહેતા.

સુમને તેની જિંદગીનાં પચ્ચીસ વરસો કેવી રીતે વીતાવ્યાં તે જાણો છો ? પહેલાં પાંચ વરસ બાલ્યાવસ્થામાં ઘરમાં અને આંગણામાં રમવામાં, પછીનાં પંદર વરસ તેણે સ્કૂલમાં અને કૉલેજમાં વેડફી દીધા અને છેલ્લાં પાંચ વરસથી તે બેંકમાં આંકડાઓ જોડે રમત કરતો રહ્યો છે ! અને છતાં આ યુવાન જીવનના ગૂઢ પ્રશ્નો સંબંધી કેવી વાતો કરી શકે છે ! "કલ્પનાતીતવાદ" અને "આત્મવાદ" અને "અવિનમ્રતા" અને "નિગૂઢ ઊંડી ઊર્મિઓની અસહ્ય પીડા" અને ઈશ્વર જાણે કે એ કેટલા વાદો ચર્ચી શકે છે !

એક સાંજે તેના પ્રેમની અંત નહિ આવે એવી કહાણી તે મને સુણાવી રહ્યો હતો. હું ધારું છું કે કોઈ વસુ નામની યુવતી માટેના પ્રેમથી તે પીડાતો હતો. અને એ એનાં દુઃખની કથની ગાતો હતો, ત્યારે મને એ ૯૪ વરસની ડોશીનો ચહેરો યાદ આવ્યો. એ મારવાડણ ડોશી છે તેના બંગાળુમા વરસમાં પણ તે સશક્ત અને ઉત્સાહયુક્ત છે.

મે તેને કહ્યું હતું. "શું પચાણું ! એટલાં મોટાં તમે લાગતાં નથી !"

અને ખરેખર એટલી મોટી ઉમરની તે જણાતી ન હતી. કાળે તેના મુખ પર થોડી કરચલીઓ પાડી હતી; અને તે જમાનાના જેવી ત્વરિત ગતિથી ચાલી ન શકતી એ ખરું; છતાં તેની ચળકતી આંખો, તેનો ઉત્સાહ અને જિજિવિષાથી તેનું સામર્થ્ય સાબિત થતું હતું.

તેણે પ્રત્યુત્તર આપ્યો, "હું ઈશ્વરનો પાડ માનું કે હું તંદુરસ્ત જીવન ગાળી શકી છું" અને મેં તેને, તેનાં જીવનની વાત કહેવા વિનંતિ કરી, ત્યારે તે હસી, "મારા જીવનની વાત ! એમાં વાત જેવું શું છે !"

"પ્રત્યેક સ્ત્રીના જીવનમાં કથા હોય છે," મેં કહ્યું. "અને તમે આટલું જીવ્યાં છો અને આટલું સહન કર્યું છે—" વૃદ્ધા વચ્ચે બોલી ઊઠી, "સહન કર્યું ! અમે મુસીબતો અને દુઃખો વેઠ્યાં જ છે. પણ એવું શું છે કે બીજાં બધાએ જોયું ન હોય, તે મેં જોયું છે ? એવું કશું નથી. મારું ગામ મારવાડમાં છે. મારા પતિનું પણ તેજ ગામ. બિચારો ભરજુવાનીમાં તે ગુજરી ગયો તેના ચિતેરમા વર્ષે તેણે દેહ છોડ્યો. અમે પચાસ વરસનું પરિણિત જીવન ગાળ્યું. હું મારા પંદરમા વરસે પરણેલી. પ્રેમ ! મેં તો તેને લગ્ન પહેલાં માત્ર એક વાર જોયા હતા. મારા પિતાએ તેને દૂરથી બતાવી મને કહ્યું હતું, આ બેઠા જોડે તારું લગ્ન કરીશું. એ ઠીક છે એમ મને વિચાર આવ્યો હતો. એમ ચૂપ રહી દર્શાવેલી સમ્મતિ માટેમાટે કદી દિલગીર થવું પડ્યું ન હતું. પચાસ વરસમાં અમારે કદી કજીયો થયો ન હતો. હવે તો હું જુવાનિયાઓને 'પ્રેમ' 'પ્રેમ' અને પ્રેમની વાતો કરતાં સાંભળું છું એ પ્રેમ બ્રેમ કંઈ નથી, પણ માત્ર નવરાશની વાતો છે. શું હું મારા પતિને ચાહતી નહિ ? જરૂર ચાહતી જ. તે મને ચાહતા ? અવશ્ય, ચાહતા જ. પરંતુ એ વિષે કવિતાઓ રચવા અમને સમય ન હતો.

અમારા લગ્ન થયાં ને થોડા માસો વીત્યા અને અમારે મારવાડથી વિદાય લેવી પડી. એક પેટીમાં થોડી વસ્તુઓ મૂકી અમે ત્યાંથી નીકળ્યા અને મુંબઈ આવ્યાં. અમારી પાસે એક પિત્તળનો બે થાળી વાટકા અને 'એક લોટો સામાનમાં હતાં મારા પતિ પાસે ખિસ્સામાં એક આના પણ રહ્યા હતા.

મુંબઈમાં ચિંચપોકલીની ટેકરીમા અમે મૂકાયાં હતાં. અમને ગુજરાતી કે મરાઠી પણ આવડતી નહિ. અમે મુંબઈ આવ્યાં તેજ

રાત્રે મારા પ્રથમ બાળકનો જન્મ થયો. મને હજી સોળ વરસ પૂરાં થવા ન હતાં અમે મુંબઈના મહોલ્લામાં રહેતાં હતાં. બાળક મહોલ્લામાં જન્મને, પણ એક ભલી બાઇ મને તેની રૂમમાં લઈ ગઈ અને પાંચ મિનિટ પછી બાળક અવતર્યું. ઈશ્વરની દયા કે બાળક ઘણું તંદુરસ્ત હતું. એકંદરે મને ચૌદ સંતાન થયાં, પ્રભુની મહેરબાની કે બધાં ઉછરી મોટાં થયાં. બધાંજ માતાનું દૂધ પી મોટાં થયાં. મારા ધણીને રસોઇ બનાવતાં આવડતી અને તે અઢાર રૂપિયાના પગારે રસોયા તરીકે રહ્યા.

આ આમદાની પર મેં નવ છોકરા અને પાંચ છોકરીનું પોષણ કર્યું. અમારાં લુગડાં હું જાતે જ સીવતી અને તે અમને લાંબો વખત ચાલતાં. વળી અમે થોડા પૈસા પણ બચાવ્યા અને પછી મારા ધણીએ શાકભાજીની દુકાન કાઢી. પણ મારા ધણીના પગે સ્હેજ વાગ્યું, તે ધનુર્ થયું અને તે ઘણા બિમાર પડયા, અને અમારી બચત ડાક્તરના ખિસ્સામાં ચાલી ગઈ.

તે ત્રણ માસ માંદા રહ્યા. પ્રભુની કૃપા કે તેમનો પગ કાપી નાખવો ન પડયો. તે માંદા હતા, ત્યારે હુ રોજ સવારે ચાર વાગે ઉઠતી, શાકભાજી લેવા જતી, બજારમાં શાકભાજી લાવી દુકાનમાં ગોઠવતી, છોકરાંઓને નવડાવતી, દુકાન સાફ કરતી, ખાવાનું બનાવતી, મારા ધણીનો પગ ધોઇ પાટો બાંધતી, છોકરાંને કપડાં પહેરાવી નિશાળે મોકલતી અને નાનાં બચ્ચાંને પાસે ટોપલીમાં મૂકી ઘરાકોને શાકભાજી વેચતી. આમ કામકાજમાં રાત્રે એક વાગી જતો, ત્યારે હું સૂતી પણ અંગ એવાં અકડ થઈ જતાં કે જરા હાલવા શક્તિ ન રહેતી. ત્યારે કદીક નાનું બચ્ચું રડે, તો ધવડાવતી અગર ઝોળીમાં હીંચાવતી. પ્રભુનો ઉપકાર તે સહિસલામત ઉછરી મોટું થયું છે.

પણ હમાલો એક દિવસ આવી અમારી દુકાન ઉઠાવી ગયા. પડોસીઓ એવા ભલા હતા કે તેઓ અમને મદદ કરવા તત્પર થયા. પણ અમારા પર ઇશ્વરની મોટી કૃપા કે અમારે કદી કોઈના દાનની સહાય લેવી ન પડી. અમારા પગ પર જ અમે ઉભાં પછી મારા ધણીએ સિગરેટની દુકાન કાઢી.

પણ તેમાં ખોટ આવી. જાણીએ તેજ ધંધા કરવા અને જાણતા નહિ કોઇએ તેમાં માથું ન મારવું. અમને ઠીક બોધપાઠ મળ્યો. 'તમારા જાતના ધંધાનેજ વળગી રહો' પણ અમારા છોકરાઓ હવે મજૂરી કરતા થયા હતા અને તે થોડું થોડું કમાઇ લાવી મને આપતા. સર્વે છોકરા મમતાળુ એ ઇશ્વરનો ઉપકાર.

અમારા લગ્નને વીસ કે પચ્ચીસેક વરસો વીત્યાં અને અમારી સ્થિતિ સ્હેજ સુધરવા લાગી. પછી મને બહારું આવ્યું અને અમે અમદાવાદ ગયાં અને ત્યાં કાપડની દુકાન ઉઘાડી અને અમે બચાવેલી બધી રકમ એ ધંધામાં ડૂબી ગઇ. અમે ખમખાળાં થાકી નવસારી આવ્યા. મારી કંકુ દીકરીનો ત્યાંજ જન્મ થયો. આજે તો કંકુને પણ પૌત્ર છે. મારે ચાલીસ પૌત્રો છે અને ત્રણ પ્રપૌત્રો છે. બધાં સિંહ જેવા સશક્ત અને ચિત્ર જેવાં શોભમણાં. મારે હવે બીજું શું જોઈએ!

અમે નવસારીમાં કરિયાણાં અને શાકભાજીની દુકાન ઉઘાડી. વળી પાછો ધંધો બદલ્યો. મારા મોટા દીકરાએ લગ્ન કર્યું અને તેણે પોતાની દુકાન નોખી કરી. અમે આ તે પણ કરી જોયું પછી અમે એક સારી દુકાન જમાવી અને સારું કમાયા. મારા ધણી ભલા આદમી હતા અને ભિખારીને પાઈ પૈસો આપવાનું ચૂકતા નહિ. પછી તેણે મારા માટે કીમતી ઘરેણાં ઘડાવ્યાં. અને સુંદર વસ્ત્રો ખરીદ્યાં.

મુંબઈ ગયેલો મારો એક દીકરો ફુલ્લાડમાં બગડતમાં આવી મરી ગયો. શું સુંદર છોકરો હતો! પછી અમારી દુકાનમાં પાછી ખોટ આવી અને અમે બધું ગુમાવ્યું અને મારા પતિ ગુજરી ગયા. પ્રભુએ આપેલું, પ્રભુએ લઈ લીધું તેને ગમ્યું, તે ખરું. પૈસો એ તુચ્છ વસ્તુ છે. મહિને દશ રુપિયામાં પણ તમે જીવન નીભાવી શકો છો, પણ સાચા પતિ ક્યાંથી પાછો લાવી શકો?

પૈસો– પૈસો એ શુ છે? પૈસો એ શુ તમારો પગ છે? પૈસો એ શું તમારી આંખ છે? તમે દુનિયા છોડી જાઓ, ત્યારે શુ પૈસા સાથે બાંધી લઈ જઈ શકો છો? બાંધત નહિ ખાવાને ટુકડો રોટલો, સુવાને ક્યાંક જગ્યા અને તકુરસ્ત સંતાનો–પછી બીજું શું તમારે જોઈએ?

ગઈ સાલ મારો એક દીકરો અને એક દીકરી ગુજરી ગયાં તેથી મને સખત આઘાત લાગ્યો. આટલાં વરસો જીવી મારે આ જોવાનું? પણ ઇશ્વર ઇશ્વર સારું કરતો હશે! કોણ જાણે! પ્રભુજ માત્ર એ જાણી શકે મને પંચાવ્યું વરસ થયાં છે અને હું માંદી પડી નથી, નહિ, નહિ, મારા આખા જીવનમાં ગયા આઠવાડિયે મારા માટે ડાક્તર બોલાવવો પડ્યો."

મે પૂછ્યું, "શા માટે?"

"અરે, ખાસ કંઈ નહિ. સ્હેજ સખીવા."

"પછી ડાક્તરે શું કહ્યું?"

ડાક્તરે કહ્યું, 'તમારે વધારે ખાવું જોઈએ, પાકી મા, તમારું શરીર દુબળું થઈ ગયું છે,'

"અને તમે શું કહ્યું?"

છાતી પર હાથ મૂકી આંગળીથી દાખવતાં તેના બનાવટી સફેદ દાંત બતાવતી બોલ્યાં, "આ પેટમાં કરમોને ખાવા કંઈ જોઈતું હશે?"

મે કશો જવાબ ન આપ્યો. તેનું કથન પૂરું કરતાં તેણે કહ્યું "આ મારો જીવન કથા. એ જાણવામાં તમને શું રસ પડે! એમાંથી તમે પુસ્તક કે કંઈ લખો શકો એમ છે!"

સુમને મારા હાથ પર તેનો હાથ મૂકી ગંભીર સ્વરે કહ્યું, "અને જ્યારે તેણે મારો પ્રેમ તરછોડ્યો, ત્યારે દોસ્ત મને એવું થયું–એવું થયું– જાણે જીવન ખાલીખમ થઈ ગયું. મને એવી લાગણીઓ થઈ– હું મારા વિચારો ગોઠવી શક્યો નથી, પણ આ સૃષ્ટીમાં જાણે વિશાળ શૂન્ય પડ્યું અને દુનિયા..."

મેં કહ્યું, "બરાબર છે. તો તું એ વિષે કવિતા કે બીજો કંઈ ગદ્ય કેમ લખતો નથી!"

સુમને જવાબ આપ્યો, "ખરું કહું તો મારા મનમાં એજ વિચાર છે."

—

વડોદરાના મહાઅમાત્ય સર વી. ટી. કૃષ્ણમાચારીજીની મુલાકાતે એક ગૃહસ્થ આવ્યા. આ ગૃહસ્થ બ્હેરા હતા. દિવાનસાહેબ અને આ બ્હેરા ગૃહસ્થની વાતચિત વખતે દિવાન સાહેબના સેક્રેટરી હાજર હતા. આ ગૃહસ્થના બ્હેરાપણાને લીધે વાતચિત કરવામાં દિવાન સાહેબને તકલીફ પડી હશે એવું અનુમાન કરી તે ગૃહસ્થના ગયા પછી દિવાન સાહેબને સેક્રેટરીએ કહ્યું. "The genteman is a little deaf" [એ બહેરા છે]

"Don't be partial to him. He is totally deaf." [પક્ષપાત ન કરો એ તદ્દન બહેરા છે] દિવાન સાહેબે હસતાં હસતાં જવાબ આપ્યો.

* * *

# મનુષ્યેતર સંસાર

ગજરાબેન નાયક.

આખા સમાજની પ્રત્યેક વ્યક્તિને અની-તિનો વિચારેય ન આવે—અનીતિએ વર્તે પણ નહી, એવો સમાજ હોઈ શકે ખરો? સમગ્ર સમાજમાં અપ્રમાણિકતા ન હોય, અપવિત્રતા ન હોય, ખૂની, ઉચ્ચક અને ક્રોધ પણ નહીં હોય, ઊર્મિમય થઈને કોઈ અવિચારી કૃત્ય પણ ન કરે, છતાં સમાજની દરેક વ્યક્તિઓ પોતપોતાનું કર્તવ્ય અચૂકપણે પૂર્ણ કરે, એવો સમાજ હોઈ શકે!

આનો ઉત્તર આપતાં લેફકેડીયો હર્ન કહે છે કે એવો સમાજ અસ્તિત્વમાં છે જ. ઉપરાંત મહાન વૈજ્ઞાનિકોનો પણ એવો અભિપ્રાય છે કે લાખો વરસ પછી મનુષ્ય સમાજની એવી પરિસ્થિતિ થઈ શકશે. આજે તો ઉપર જણાવેલો આદર્શ સમાજ માત્ર કીડીઓમાં પ્રવર્તે છે. કીડીઓ વિષે ઊંડો અભ્યાસ કરી, બારીક અવલોકન કરી વૈજ્ઞાનિકોએ તેમના નૈતિક જીવનની ઉચ્ચ કક્ષાની હકીકતો રજૂ કરી મનુષ્યોને આશ્ચર્યચકિત કર્યાં છે

સેંકડો વૈજ્ઞાનિકોએ સેંકડો કીડીઓની જાતો વિષે અભ્યાસ કરી આ માહિતી મેળવી છે. આ આદર્શ સમાજ રચના દરેક કીડીઓની જાતમાં હોતી નથી, પણ માત્ર કીડીઓની ઉચ્ચ જાતમાં—અનેક ઉચ્ચ જાતોમાં જોવામાં આવે છે. વળી એક બીજી વાત યાદ રાખવી જોઈએ કે આ ઉચ્ચ નૈતિક જીવન કીડીઓ પોતાની જાત પુરતું જ મર્યાદિત રાખે છે. છે, બ્હારની બીજી જાતો જોડે તે યુદ્ધો પણ આદરે છે. એ ભાગ ન હોત તો તેઓને સંપૂર્ણ પણે આદર્શ લેખી શકાત.

કીડી એવું બુદ્ધિશાળી પ્રાણી છે કે તેની અને મનુષ્યોની ટેવો સરખાવી જોવામાં રસ પડે છે. રાતદિવસ કામ કરી, પુલો બાંધતી, ટનલો ખોદતી, ખેતીવાડી અને બગીચાનું કામ કરતી, બીજા પ્રાણીઓને પશુઓ માફક કેળવી પોતાના માટે વેતર કરવા રાખતી અનેક આઓ કર્યો. આવી અસંખ્ય કીડી માદાઓ છે. મનુષ્યો પશુઓને કેળવીને રાખે છે, તે પ્રમાણે કીડીઓએ ૬૫૮૪. જાતનાં પ્રાણીઓ પોતાના ઉપયોગ માટે કેળવ્યાં છે! આ કીડી માદાઓ કાળજીપૂર્વક સ્વચ્છ રહે છે, તેમની મંસકી–બ્રશ તેમની જોડેજ હોય છે તેઓ હમેશા વ્યવસાયમાં પ્રવૃત્ત રહે છે, અને તેમના બચ્ચાંની સંભાળ રાખે છે. હવામાનમાં ફેરફારો-નો અસર કીડીના બચ્ચાં પર ઘણીજ જલદી થાય છે, તેથી કીડીઓને તેમનાં બચ્ચાં માટેનું રહેઠાણ અનેક વાર ફેરવવું પડે છે.

આ અસંખ્ય કીડીઓ હંમેશા ખોરાક એકઠો કરતી હોય છે, પણ કોઈ પણ કીડી જરૂર કરતાં એક પણ કોળિયો વધારે ખાતી નથી, જરૂર કરતાં એક પણ મિનિટ વધારે ઊંઘતી નથી, સૌથી નવાઈભરી વાત તો એ છે કે આ કીડી માદાઓને જાતિયત્વ હોતું નથી. તેઓ માદા છે એ ખરું, કોઈક વાર તેઓ બચ્ચાંને જન્મ પણ આપે છે એમ ખરું, પણ તેઓ જાતિય ભાવનાથી મુક્ત હોય છે, એ ભાવના તેઓ અંકુશમાં રાખે છે. તેઓ કદી સમ કરી શકતી નથી.

આ કીડી કાર્યકરો સંરક્ષણાર્થે કીડી લશ્કરે રાખવામાં આવે છે. સૈનિકો ઘણા મોટા અને કદાવર હોય છે અને નિરીક્ષણ કરનારને પહીલ્હર એમ લાગે કે એ જાત જુદી હશે, પણ તેઓ એજ જાતના હોય છે. અને હવે બીજી નવાઈની વાત—આ સર્વે સૈનિકો કીડીમાદાઓ હોય છે. તેઓ જાતિય ભાવનાથી મુક્ત રહે છે. એ વૃત્તિ પર તેમણે અંકુશ કેળવ્યો હોય છે.

મોટા ભાગનાં બાળકો ખાસ જન્મ આપવા માટે રાખેલી માદાઓનાં જણ્યાં હોય છે આ માદાઓને બીજું કશું કામ કરવા દેવામાં આવતું નથી. મહારાણીઓ માફક તેમને એશઆરામમાં રાખવામાં આવે છે અને તેમની તહેનાતમાં સેવકો કાયમ હાજર રહે છે. આ માદાઓને રહેવાને ઉત્તમ સ્થળ આપવામાં આવે છે. આ કીડીઓ જ સંતાનના હિતાર્થે હંમેશ સારો ખોરાક અને તેટલી વાર ખાઈ શકે છે. તેઓને સેવકો વિના કદી બહાર જવાની છૂટ નથી, અને તેમનું ઉત્તમ રીતે રક્ષણ કરવામાં આવે છે.

છેલ્લા આવ્યા કીડીનરો. નરો ને બદલે માદાઓનું સૈન્ય શા માટે ઊભું કરવામાં આવે, એમ સાહજિક પ્રશ્ન ઉદ્ભવે. માદાઓ વધારે શક્તિમાન માલુમ પડી છે અને વધારામાં સંતાન જન્મ આપવામાં તેમની શક્તિ વેડફી ન દેવામાં આવેલી હોવાથી, તેનો સંચય થઈ તેઓ સુદૃઢ અને સશક્ત શરીર પ્રાપ્ત કરે છે. જ્યારે નરો સરખામણીમાં નિર્બળ અને માયકાંગલા હોય છે તેમની કીડી સમાજમાં અવગણના થાય છે, અને કોઈને તેમના માટે માન હોતું નથી. તેઓ માત્ર એક રાત્રિ વર તરીકે રહી પછી મરણને શરણ થાય છે તેમનું આયુષ્ય પણ ઘણું ટૂંકું હોય છે. બીજી કીડીઓ ત્રણ ચાર વરસ જીવે છે, પણ નરો તેનું આયુષ્ય એક માત્ર કર્તવ્ય પૂરું કરી મૃત્યુવશ થાય છે.

સૌથી આશ્ચર્યકારક ઘટના તો એ છે કે આ જાતિય ઊર્મિ પરનો અંકુશ સ્વાભાવિક નથી; પરંતુ પ્રયત્ન પૂર્વક તે સાધવામાં આવ્યો હોય છે. વૈજ્ઞાનિકોએ શોધખોળ કરી સાબિત કર્યું છે કે કીડીઓ જાતિય ભાવના જુદો જુદો ખોરાક ખાઈને ઇચ્છાપૂર્વક વૃદ્ધિગંત કરે છે કે નિયમનમાં રાખે છે. સમાજના સામાન્ય હિતના અર્થે સૌથી પ્રબળ ઇચ્છાને અંકુશમાં રાખવાનું આ ઉત્તમ ઉદાહરણ છે.

કીડીઓએ આ જ વૃત્તિનું નિયમન કર્યું છે, એટલું જ નહિ પણ ટૂંકમાં અને સાદી ભાષામાં કહીએ તો આપણે જેને સ્વાર્થવૃત્તિ કહીએ તેને તેમણે નિર્મૂળ કરી છે અરે ભૂખ અને તરસ જેવી ઇચ્છાઓ સંતોષવામાં પણ કીડીઓ સ્વાર્થી બનતી નથી. તેમની જાતના ભલા માટે, સમાજના સામાન્ય હિતના અર્થે અને તેમના સંતાનોના ઉત્કર્ષ માટે તેઓ તેમનું સઘળું જીવન સમર્પણ કરે છે. કોઈકવાર સમાજના હિત માટે વ્યક્તિનો ભોગ આપવામાં આવે છે; એ ખરેખર ઉચ્ચતમ આદર્શ છે કોઈ ખ્રિસ્તિ ધર્મકારે આળસુને ઉપદેશ આપવાની ઇચ્છાથી કહ્યું, "એદી, જા અને કીડીને જો," ત્યારે તેને ખ્યાલ પણ ન હશે કે કીડીઓનું નૈતિક જીવન આવા ઉચ્ચ પ્રકારનું હશે. આ માહિતી વીસમી સદીની શોધખોળોને આભારી છે

મનુષ્યો આ આદર્શો ધારવી તેમનું જીવન ધોરણ કદી કેળવી શકશે ખરા?



પંચાવન વરસનો એક ધનાઢ્ય કોઈ અઢાર વરસની યુવતિ સાથે લગ્ન કરવા માગતો હતો. યુવતિનાં સગાં વહાલાંઓએ પૈસાની લાલચથી આ વિષે સમ્મતિ આપી હતી પણ યુવતિ હા પાડશે કે કેમ તે વિષે શંકા હતી. તે ધનિકે તેના એક મિત્રને પૂછ્યું, "જો હું એમ કહું કે હું ૪૫ વરસનો છું, તો યુવતિ હા પાડશે?" તેના મિત્રે સલાહ આપી, "એ કરતાં તમે ૬૫ વરસના છો, એમ કહો તો યુવતિ કદાચ હા પાડશે!"

# હાથછડના ચોખા

★

'કટારસ'

"હું જો રાજા હોઉં તો લોટ દળવાની અને ચોખા છડવાની ચક્કીઓ પર પ્રતિબંધ મૂકું." ખોરાકને નિ:સત્વ બનાવનારા આ યંત્રો પર પ્રહાર કરતાં ઉપરોક્ત અમારા મિત્ર 'ઓ દિન કબ કે મિંયાના પાઉમેં જૂતી' જેવી અભિલાષા વ્યક્ત કરી. ચોખા અને લોટને નિઃસત્વ કરી લોકો ખાય છે. સર્વે એ સમજે છે, છતાં આ કુટેવને દઢ બનાવી વળગી રહ્યા છે એ નવાઈ જેવી વાત છે. એકજ છડના ચોખા બજારમાં વેચાતા મળતા, ત્યારે લોકો તે ઘરે લાવી ફરી ફરી છડી તેને 'પોલીશ' કરી ખાતા. કાંઈક ધારાવિશેષ કરી, તેનું ચુસ્તપણે પાલન થાય એવી વ્યવસ્થા કરવાની પ્રાંતિક સરકારોની પ્રાથમિક ફરજ છે, છતાં એ વિષે સરકાર પૂરતું લક્ષ આપતી નથી એ દિલગીરીની વાત છે ઇંગ્લેન્ડમાં પણ હવે ઘઉંનો લોટ તદ્દન બારીક ન દળવામાં આવે એવો કાયદો પસાર કરવામાં આવ્યો છે.

મદ્રાસ, બંગાળા, અને મધ્યપ્રાંતમાં ચોખા પુષ્કળ પ્રમાણમાં પાકે છે અને લોકોનો તે મુખ્ય ખોરાક છે એ અનાજને નિઃસત્વ બનાવી લોકો ખાય છે અને પરિણામે તેમને પૂરતું પોષણ મળતું નથી અને બેરી બેરી ઈ. રોગોના તેઓ ભોગ થાય છે પોલીશ કરેલા ચોખામાં ખનીજ દ્રવ્યો અને બી વિટામીન રહેતા નથી. આ તત્વો જાળવી રાખવાં હોય, તો માત્ર એકજ હાથ છડના ચોખા ખાવા જોઈએ ટૂંકમાં ડાંગર પરથી ફોતાં ઉખેડી આખા ને આખા દાણા રાખવા જોઈએ.

બે ત્રણ વાર છડવામાં આવતા ચોખામા તેનું ઉપરનું પડ નાશ પામે છે. ઉપરનું પડ ચોખાનો ૬ ભાગ હોય છે અને તેમાં તેનાં ખનીજ દ્રવ્યો. અને પ્રોટિનનો ૬ ભાગ રહેલો હોય છે. એક વખત પોલીશ કરેલા ચોખામાંથી તેનો ૫૫ ટકા ઉપયોગી ભાગ નાશ પામે છે, બે વખત પોલીશ કરેલા ચોખામાથી ૭૫ ટકા પોષક તત્વો નાશ પામે છે. અને ત્રણ વાર પોલીશ કરેલા ચોખામાં તો એ ખોટ ૮૩ ટકા સુધી વધી જાય છે. પોલીસ કરવાથી તેના અત્યુપયોગી તત્વો ફોસ્ફરસ, કેલ્શિયમ, અને લોખંડનો મોટો ભાગ નાશ પામે છે. એવા ચોખા વાપરી લોકો કેલ્શિયમની ટીકડી ખરીદતા દવાવાળાને ત્યાં ફરે છે અને વિટામિન્સની ટીકડી વાપરે છે, વળી પોલીશ કરવાથી ચોખામાંથી અતિઉપયોગી વિટામિન બી ૧ પણ ઓછું થઇ જાય છે આમ હાડકાં, મોઢી જ્ઞાનતંતુ અને હૃદયને પોષક તત્વોનો અપવ્યય થાય છે.

લગભગ અત્યાર સુધી હિંદ તેને જોઇતા ચોખાનો સાડાચાર ટકા ભાગ પરદેશથી આયાત કરતું હવે આ આયાત અટકી જવાથી દેશમાં ચોખાની તંગી રહે છે, વધારે અનાજ ઉગાડવાની પ્રવૃત્તિ માટે દેશમાં ઘણો શોરબકોર કરવામાં આવે છે. પરંતુ દેશમાં વેડફાઈ જતું અનાજ બચાવી લેવા માટે પ્રયત્નો કરવામાં આવતા નથી. મીલમા ચોખાઓ છડવામા ચોખાનો ૬. ભાગ નાશ પામે છે. આપણે ઉપર જોયું તેમ તેનું ઉપરનું પડ સદંતર નાશ પામે છે. આ નાશ જો ટાળી શકાય, તો દેશમાં લોકોને ખાવા માટે દશ ટકા વધારો મળે. બહારથી માત્ર સાડાચાર ટકા લાવવામાં આવતા ચોખાની દેશને જરૂર ન રહે અને અને આપણા ચોખામાં ટકાનો વધારો રહે લોકોને પથ્ય અને પોષક અનાજ ખાવાને મળે.

હાથ છડના ચોખાનો લોકો ઉપયોગ કરતા થાય, તો આ દેશમાં ભૂખે મરતા ઘણા

બેકારોને ધંધો મળે. યંત્રોથી કંટાળેલા જગતમાં ગામડેગામ ચોખા ખાંડવા બેસારોને આવકાર મળે, ગામડાંઓને ઉત્તેજન મળે. આ મજૂરી મોંઘી પડતી નથી, કિંમતમાં માત્ર નજીવો વધારો થાય. પણ ખરો પ્રશ્ન ચોકીદાર કરેલા ચોખા ખાવા ટેવાયલા લોકોને સ્વાદ કેવી રીતે કેળવવો એ છે. એમાં લોકોના નિર્મળ ભાગની આવશ્યકતા. લોકો કાળજી કરી જોશે તો તેમને અનુભવે સમજાશે કે હાથ છડના ચોખા વધારે સ્વાદિષ્ટ છે. વળી ચક્કી અને ખાંડણીઓ મેળવતાં કંઈ ખાસ તકલીફ ન પડે. યુદ્ધમાં યંત્રો નાશ પામ્યાં, તે નવાં બનાવવાં શકે છે અને યંત્રોની માગણી એટલી વધી પડી છે કે તે જોઈતાં મળી શકતાં નથી અને આપણા દેશને તો યંત્રો માટે પરદેશ પર આધાર રાખવો પડે છે. વળી આપવા માટે પુરતા ડૉલર પણ આપણી પાસે નથી. તેવા સમયે પરદેશથી મોટર લેવાના અને ચોખા છડવાના યંત્રો પરદેશથી મંગાવવા ન રહે. એવી ગણતરી કરવામાં આવી છે કે એક લાખ માણસની વસ્તીના શહેરમાં જો હાથ છડના ચોખા લોકો વાપરે તો બે હજાર માણસોને મજૂરી મળે. વળી આ મજૂરી લોકો પોતાના ઘેર કરી શકે અને તેને બીજામાં ભળીને [illegible] હવામાં પેસાઈ શ્રમ ન કરવું પડે આમ ગૃહઉદ્યોગનો સારો વિકાસ સાધી શકાય. રેશનિંગ છૂટે લોકોને જે પવિત્ર ભાવના છે, તેઓએ પવિત્ર ભાવના હાથ છડના ચોખા માટે રહે તો અતિ જરૂરી છે.

---

મુત્સદ્દી કોણ? મૂડીવાળાઓને મજૂરોનો અને મજૂરોને મૂડીવાળાનો ભય બતાવી બન્ને પાસેથી મતો મેળવી રાજ કરતા પુરુષો.

* * *

રાત્રે ધારાસભાના એક સભ્યના ઘરમાં ચોર ભરાયા છે, એવો તેની પત્નીને વહેમ પડતાં તેણે પતિને જગાડીને કહ્યું, "ઊઠો, ઊઠો, જુઓને ઘરમાં ચોર ભરાયા છે" પતિએ પડખું ફેરવી સૂઈ જતાં જવાબ આપ્યો, "તું તારે નિરાંતે સૂઈ જા. આપણું ઘર કંઈ ધારાસભા છે શું કે અહીં ચોરો ભરાય!"

* * *

અમેરિકાના મિશિગન સ્ટેટમાં આવેલા એક મોટરના કારખાનામાં કામ કરતા મજૂરોએ કામ પર બેસી રહી—Sit down strike હડતાળ પાડી. કારખાનાનો માલીક ત્યાં આવ્યો અને તેમને કહ્યું: "ભાઈઓ, તમે આમ બેસી રહો, ત્યારે તમારો સમય આનંદમાં વ્યતીત થાય તો સારું." એમ કહી તેણે તેમને બેસવા માટે શેતરંજીઓ, પીવા માટે દારૂ અને રમવા માટે પાનાં મોકલી આપ્યાં. તે ઉપરાંત ગાન તાન કરનારી સોળ નર્તકીઓ પણ મોકલી. મજૂરો દારૂ અને સૌંદર્યના નશામાં ખૂબ આનંદમાં આવી લહેર માણતા હતા, તેજ વખતે કારખાનાનો માલીક મજૂરોના ઘરે ઘરે ફરી તેમની પત્નીઓને મોટરમાં લઈ આવ્યો. આ સ્ત્રીઓ તેમના પતિઓની સર્વ સ્થિતિ જોઈ શરમાઈ ગઈ. કહેવું બીન જરૂરી છે કે હડતાલનો અંત આવી ગયો.

* * *

# અશેષ શ્રેષ્ઠતા

૧

પડ્યાં હતાં સૌ ભર ઊંઘમાં છતાં, યશોધરા, રાહુલ, રાજ્યલક્ષ્મી
'પાછા વળો' એમ કહી રહ્યાં'તાં ને ઊંઘતી ધૂળ ધરિત્રી કેરી,
જાગી અને પાછળ દોડતી'તી.
શશી વિનાનું નભ શૂન્ય ત્યારે અનાથની જેમ રહેલ ઝૂકી;
સુરેન્દ્ર વાંસે ફરતો શિકારી ઊભો હતો સૌ શરબાણ મૂકી.

૨

એથી યે અદકા ત્યાગે મૂકી અંધસંસાર,
જ્ઞાનની સમૃદ્ધિ અર્થે જતો'તો એકલો વને:
સિદ્ધાર્થ ધર્મસર્જક.

૩

અણુકણ્યું દુઃખ અંતર વીંધતું, અલખ આપની ઈંખિત હાથથી;
નિકટ ના તદપિ કંઈ કલ્પના જીવિત યે ઉરને જ ડગાવતી.
હતું અમંગલ દર્શન આંખમાં; સ્મિત વિનાશનું લૈ સ્વરફૂરતી
તિમિરચાદરથી મુખ આવરી અદીઠ મારગ કાળ રહ્યો ભરી.

૪

અંધારીયું આડ થતું હતું વધુ જે શોધતો તેજ નવાં ઉમંગનાં
સ્વપ્નોદધિના ઘમસાણ વચ્ચે ઊભો હતો અર્પણ કાજ અંગના
'મળ્યાં નથી શા ફળ કે' શહીદને' ઘૂમી અને સાંભળી વેણુવાયુનાં
'કણે કણે એરવી આયુ, કાયા, ઓછાં કરે અમૃત શીદ આયુનાં!
કર્તવ્યનાં સંરજને કર પ્રાણદાન, ને દૃષ્ટિનાં કિરણ આઠ પ્રકાશવાન.'

૫

આકાશની વેલ અનેકરંગી ભેદ રહ્યો સાગરની પછીતે
સમષ્ટિની શાશ્વત પ્રાણરૂપી પહેલી કળી ત્યાં પ્રગટી પ્રભાતની,
સંહાર ને સર્જન કેરી મૈત્રી ગૂંથે છ જ્યાં કાલકૃપાવિધાત્રી.

૬

સમત્વની નિર્મલ ઝંખનામાં, ગતિ ધર્મ એ પગલાં રહ્યો ભરી
હૈયું મનતે જઈ બાંધ ભીરુતું વીરશ્રી આવી વીજપાંખ પહેરી.

જહોય થાકે, ન વીરત્વ થાકશે ડગે ડગે એ જ વિરાટ માપશે.
અંધાર જો પશ્ચિમમાં ઢળે છે ને પૂર્વમાં કિરણ નીકળે છે,
મહાતણી જીવનદોર ઢીલી વણાય છે આજ અહીં વધુ વધુ.
કર કૂચ આગે બઢ ભાઈ, આગે આમંત્રણોની શરણાઈ વાગે.
વાયુને વીંઝણે જેમ ચઢાવો હોતી વીજળી
તેમ સિદ્ધાર્થદેહમાં જાગી ઊઠયો મહાબલિ.
‘હજી પણ તું અન્ય–અનુચરેથી રક્ષી રહ્યો કેમ શરીર તારું ?
ઉપયોગીએ નીર પીવાય તો પછી તમા તને પાત્ર તણી જ શાને !’
વાસે ઊડત રજ આટલું બોલી ઊઠી,
કલ્પરાશિ નવ સહી શકયો કહેતી તે પૂળ હોઠી.

૭

અંગુલિસ્પર્શથી જેમ અસ્પર્શિત પાંદડું
કંપે તેમ રહ્યુ કંપી ફૂલું હૈયું કુમારનું.
અનુચર કને જેને કીધી ફરી ફરી વદના
શ્રમ અધિક જે આપ્યો તેની લીધેલ ક્ષમાપના;
મિષતુરગને પાછો વાળ્યો ફરી પગદંડીએ
તન અલંકારોને સોંપ્યો અકિંચનના કરે.
પીયુષને પગલે પગલે પછી સળગતી ધરતી પર એ ભમ્યો,
અવનવાં સ્મિત શર્વરીને દઇ પૂનમની કરી મ્હેકિલ વ્યોમમા
તરુવરે નતં ડોલન માણ્યું. ફૂલતણી સુરભિ નં'તી સ્પર્શતી,
પવનનું મૂક ચંક્રમણે જરી, ધરી શક્યું ગતિ ના ભમણી ફરી,

૮

ત્યાં કાનને કોકિલ ગીતમંડળી ભરી રહી ગીતસુધા શ્રવિમાં,
પળે પળે ચિંતનથી ભરેલી. સૃષ્ટિ ઊભી આજ નવીન વેષમા.
અજ્ઞાનના શબ પરે અતિજ્ઞાન બેસી બોધી રહ્યું પરમ મોક્ષની શ્રેષ્ઠ દીક્ષા.
જગતને નીરખ્યું હતું સ્વપ્નમાં જીવન સ્વપ્ન વિશે સરતું હતું;
નૂતન દૃષ્ટિઉઘાડની પેલછા ઉપર વિશ્વ જનુ હસતું હતું.
સકલ માનવઅંતરમાં ભમી જીવન જંતુ સમાં નીરખ્યાં હવે
શરીર પ્રાણ થકી અળગાં કરી મરણને મળવા જંઈ જીવતાં.
શિથિલ સ્વપ્નતણી પગદંડીએ જીવનમાર્ગ કદી ન ભળી જશે;
વિપુલ વિશ્વમનોરથ ના થશે હૃદયથી અળગા કૃતનિશ્ચયી

એના ઉર્જિત મનોભુવનમાં ક્યાંક હતી લીલી ક્યારી
એ જ રહ્યું ઉર શોધી એનું આત્મની સાધી યારી.
આંખો બંધ હતી તો પે થંભાવી ના ગતિ જરા
પાદસ્પર્શે થતી ધન્ય પુણ્યપ્રજ્ઞા વસુન્ધરા
નીચી કરી શરીરવેલ દિગંતમાંથી સૂર્યે નમાવી કિરણોની અનંત ડાળી,
પેપૂરગીન ધનમંદિરનું વિરાટે માંગલ્યની પુનિત ભેટરૂપે પ્રસાર્યું.

૧૦

સઘન વૃક્ષની શીતલ છાયમાં પ્રકૃતિના પયરંજિત પાલવે,
પથિકનો વનમાર્ગ નટાવીને, ધરતીપે તપઆસન પાથર્યું
અતિ મૃદુ બની અંતર મલૂપા નયનમાં ભર્યું દર્દ દરિદ્રનું:
પ્રગટવા પંથ ભાવિ પ્રભાતનો કટક કાલજમાતનું નોતર્યું.

૧૧

દિનો ગયા, દર્શકની ક્ષમાશથી ઊંચે ધરી માનવતા અપૂર્વ:
જળી રહેલાં ઉર ઠારવાને થયું વાદળીરૂપ જ વાણીપર્વ.
જે વસ્તુને શોધી રહ્યો હતો એ તે વસ્તુ પોતે જ બની ગયો સ્વયં
એની મહેચ્છાની પ્રચ્છન્ન ભાવના ફોરી રહી કાર્યરૂપે ખૂણેખૂણે.
ઘવું ઘટે વીર વીરત્વો કાજે, ના રૂદ્રનું રૂપ હજો પસંદ;
કરુણાવને સંકટગ્રહિતોનું બનાવજો ભોજન સર્વભોગ્ય.
ફૂંકી સૌંદર્યદૃષ્ટિને શોભાવી સંયમે પિતા !
રોપી તેં માનવીહૈયે અશેષ ત્યાગમેઘતા. !

ઇન્દુલાલ ગાંધી

૧ પ્રગટ થનાર 'ઉન્મેષ' માંથી.

# મધ્ય એશિયામાં રાજકીય પ્રપંચો

ર. પ. મ.

અમેરિકા પાકિસ્તાનને શા માટે પંપાળી રહ્યા છે? રશિયા સામેના મોરચામાં તેમને પાકિસ્તાનની કેવી જરૂર છે? મધ્ય એશિયાના દેશોમાં પાકિસ્તાનનું વર્ચસ્વ રહે એવી તેમને અગત્ય લાગે છે? આ સર્વ ઠીક રીતે સમજવા માટે આપણે રશિયન, ઈંગ્લિશ અને અમેરિકન રાજનીતિની આ પ્રદેશમાં થતી અથડામણની વિગતો જાણવી જરૂરી છે.

યુનોએ પેલેસ્ટાઈનનું વિભાજીકરણ કરવાનો નિર્ણય જાહેર કર્યો, ત્યારે ઘણાઓએ ભય દર્શાવી કહ્યું, "હવે આંતરિક વિગ્રહના બહાના હેઠળ રશિયા પેલેસ્ટાઈનમાં પોતાનું સૈન્ય દાખલ કરશે. અને આમ કરી તે મધ્ય એશિયામાં લશ્કરી દૃષ્ટિએ ઉપયોગી સ્થાનક પ્રાપ્ત કરશે." રશિયાએ ૧૯૪૫ માં આઝરબૈજાનને સહાય આપી ત્યારે પણ આવો ભય નિષ્કારણ પ્રવર્ત્યો હતો. મધ્ય એશિયાના દેશોને વળગીને રશિયાનો પ્રદેશ ઉપર આવ્યો છે એ ખરું, પરંતુ મોસ્કોથી એ રસ્તો ૨૫૦૦ માઈલ દૂર છે અને એ પ્રદેશ ઉજ્જડ અને ડુંગરાળ છે, એ વિકટ વાટે લશ્કર મોકલવામાં મોટો ખર્ચ થાય અને ખર્ચના પ્રમાણમાં વળતર મળે એમ નથી. કાળા સમુદ્રના માર્ગે રશિયા પેલેસ્ટાઈનમાં આવી શકે એમ નથી, કારણ કે એ માર્ગ પર તુર્કી નિયંત્રણ રાખે છે, ઉપરાંત ભૂમધ્ય સમુદ્રમાં અમેરિકન કાફલો ફરતો રહે છે અને નૌકા સૈન્યની દૃષ્ટિએ રશિયા સંગીન નથી.

મધ્ય પ્રદેશમાં રશિયા શું કરવા માગે છે તે સંબંધી મુત્સદ્દીઓ અનેક ખરી ખોટી કલ્પના કરે છે. પરંતુ તેના ત્રણ હેતુ તો સ્પષ્ટ રીતે જોઈ શકાય એમ છે. રશિયાની દૃષ્ટિએ આપણે જોઈએ તો સમગ્ર ઉત્તરી ઈરાન કે તુર્કસ્તાનમાં અમેરિકન કે અંગ્રેજ વર્ચસ્વ રહે તો રશિયાને માટે ભયરૂપ છે. વિમાન વેગે તેઓ અહીંથી રશિયા પર આક્રમણ કરી શકે. ૧૯૪૫ માં ઈરાનમાં, ૧૯૪૬ માં મધ્યપૂર્વમાં અને ૧૯૪૭માં તુર્કસ્તાનમાં રશિયાએ જે કરારો કર્યા તે ઉપરથી તેનો આ આશય સ્પષ્ટ કળી શકાય છે.

બીજો હેતુ તેલ પરત્વે છે. ૧૯૪૩ માં તેહરાનની મુલાકાત પ્રસંગે સ્ટેલિને રૂઝવેલ્ટને કહ્યું કે "મધ્ય એશિયાના તેલ પર અમેરિકા ઈંગ્લેંડ અને રશિયા ત્રણેનું નિયંત્રણ રહેવું જોઈએ." પણ રૂઝવેલ્ટે એ વાતનો અસ્વીકાર કર્યો. રશિયાને એ વાત ડંખે છે. કોઈપણ રીતે એ તેલમાં તેને ભાગ પડાવવો છે—તેમ કરવું તેને જરૂરી પણ છે. લશ્કરી દૃષ્ટિએ નહિ, પરંતુ સામાન્ય ઉપયોગ માટે પણ રશિયા પાસે આજે જોઈતું તેલ નથી. ગયા મહાયુદ્ધ વખતે જર્મન આક્રમણમાં તેના તેલ ઉદ્યોગનો મોટા પ્રમાણમાં નાશ થયો છે. ૧૯૪૫ માં રશિયા પોતાના પ્રદેશમાં માત્ર બે કરોડ ટન તેલ ઉત્પાદન કરી શક્યું. યુનાઈટેડ સ્ટેટ્સ તેના દેશમાં આનાથી દશ ગણું તેલ મેળવી શકે છે. રશિયાની પંચવર્ષીય યોજના સફળ નીવડે તો ૧૯૫૧ માં તે આનાથી દોઢું તેલ ઉત્પન્ન કરી શકે અને ૧૯૬૬ માં આજના કરતાં અઢી ગણું તેલ ઉત્પન્ન કરી શકે, ત્યારે આજે રશિયાને તેના ઉત્પાદન કરતાં ત્રણ ઘણા તેલની સામાન્ય જરૂર રહે છે. એટલે ૧૯૬૬ માં માં પણ રશિયાની જરૂર આજના કરતાં વધે નહિ તો પણ તે જોઈતું તેલ દેશમાંથી મેળવી શકે એમ નથી. એટલે પ્રતિસ્પર્ધીઓને ગુંચવણમાં મૂકવા માટે નહિ, પરંતુ પોતાની દૈનિક જરૂરિયાત માટે રશિયાવાને મધ્ય એશિયામાંથી તેલ મેળવવું જોઈએ. આ પ્રદેશની રશિયન રાજનીતિમાં આ પ્રશ્ન ઘણો મહત્વનો છે

દરિયાઈ માર્ગની અગાઉ થયેલી શરતો રશિયાને હવે અનુકૂળ નથી અને એ શરતો તે ફેરવવા માગે છે એમ તુર્કી આરોપ મૂકે છે.

પહેલા વિશ્વયુદ્ધના અંતે મિત્ર રાજ્યોએ મધ્ય પ્રદેશમાં તુર્કી ઊભું રાખ્યું અને તેના પાયા પર બીજાં આરબ રાજ્યો સ્થપાયાં. તુર્કી એ રશિયાના વર્ચસ્વ હેઠળ જાય, તો મધ્ય એશિયાના બીજા રાજ્યોમાં રશિયાની દખલગીરી તરત શરૂ થાય. ઇરાક અને ટ્રાન્સજોર્ડને રશિયા વિરુદ્ધ સહકાર આપવાને તુર્કીને ખાતરી આપી છે, પણ આ આરબ રાજ્યો લશ્કરી દૃષ્ટિએ ખાસ ઉપયોગી નીવડે નહિ એમ તુર્કી સમજે છે. તેથી તેને રશિયા કે અમેરિકાના બે માંથી એક પક્ષે જવું રહ્યું અને તુર્કીએ અમેરિકન સહાય પસંદ કરી છે. આજે તુર્કીના બન્ને પક્ષો પીપલ્સ પાર્ટી અને ડેમોક્રેટિક પાર્ટી રશિયન નીતિનો વિરોધ કરે છે.

આરબ લીગના દેશોને ઉશ્કેરી, તેમનો સહકાર સાધી તુર્કીને દબાણમાંથી મૂકવાના રશિયન પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા છે અને રશિયાએ એવા પ્રયાસો હવે બંધ કર્યા છે. રશિયાના અણને સીધે હજી તુર્કો દસ લાખનું સૈન્ય કાયમ મુસલ્લા ખડું રાખે છે પણ રશિયન રાજનીતિમાં હવે ફેરો આવ્યો છે. મોરક્કોમાં મુસ્લિમોની મોટી પરિષદ બોલાવવાનો કાર્યક્રમ પડતો મૂકવામાં આવ્યો છે અને રશિયન મુસ્લિમોને હવે મક્કે હજ કરવા જવાને ઉત્તેજન મળતું અટક્યું છે. રશિયનો પોતાની ભૂલ સમજ્યા છે કે બ્રિટિશ તેમના મોટા દુશ્મનો નથી, પણ તેમના હિતની આડે અમેરિકા આવે છે.

ગયા વરસે માર્ચમાં મોસ્કોમાં પરદેશી મંત્રીઓની પરિષદ મળી, ત્યારે સ્ટેલિને બ્રિટિશ પ્રધાન બેવિનને કહ્યું, "મધ્ય એશિયાના પ્રદેશમાં બ્રિટિશ ફોજ રહે તે સામે રશિયા વિરોધ ન કરશે. માત્ર અમેરિકાની વચ્ચે ડખલ ન કરવી."

આ આબુઆબ્બા કરારો બન્ને દેશો વચ્ચે ફેરલોક સમય નવા અમેરિકાએ ઇજિપ્ત માટેની સુએઝ સંબંધી વાટાઘાટમાં સલાહ બનવા તત્પરતા બતાવી. પણ ઇંગ્લેન્ડે એ મદદનો સ્વીકાર ન કર્યો. તેજ પ્રમાણે ઇજીપ્તને રશિયનો તેની માગણીમાં ઉત્તેજન આપતા અટક્યા અને પેલેસ્ટાઇનના પ્રશ્ન પર તદ્દન તટસ્થતા દર્શાવી. પણ આ સ્થિતિ વધારે વખત નભી નહિ. બ્રિટિશોએ આ કરાર છતાં અમેરિકા સાથે ભાગીદારીમાં મધ્ય એશિયાના દેશોમાં વર્ચસ્વ સ્થાપ્યું અને માર્શલ યોજનાની પૂર્વ તૈયારીની પ્રથમ સભામાં મોલોટોવ મિટિંગમાંથી નીકળી ગયો. ત્યાર પછી રશિયાએ ઇંગ્લેન્ડ વિરુદ્ધ આ ભાગમાં સખત પ્રચાર શરૂ કર્યો. ઇજીપ્ત, ઇરાક વિ. દેશો જોડે નવા કરારો કરવામાં આ પ્રચાર આડે આવ્યો તે સર્વેને વિદિત છે. અમેરિકન સાહીવાદ સામે મોકરદીના વિચારો રશિયાએ આ દેશમાં ફેલાવ્યા.

આ અનુસંધાનમાં ઇંગ્લેન્ડે ઇજીપ્ત જોડેના કરવાના કરારો માટે અમેરિકાની છૂટેછોક સલાહ માગી. અને ઇંગ્લેન્ડ આમ ખુલ્લી રીતે અમેરિકાના પડખામાં ભરાયું. ઇરાકને લશ્કર માટે સર્વ સાધનો આપવા ઇંગ્લેન્ડે સ્વીકાર્યું, છતાં ઇરાકે આ તહનામું ફેંકી દીધું. ઘણી ઉદાર શરતો આપવામાં ઇંગ્લેન્ડના બે હેતુ હતા. આ શરતોથી બીજા દેશો પણ ઇંગ્લેન્ડ પ્રત્યે આકર્ષાય અને ઇરાકને આમ બંધાવાથી ઇજીપ્તને બીક રહે કે આરબ પ્રદેશના આગેવાન તરીકે ઇરાકને અંગ્રેજો ઠોકી બેસાડશે. આ બીકથી ઇજીપ્ત ફરી અંગ્રેજો જોડે સુલેહ કરે એવી અંગ્રેજોની આશા હતી. આમ અંગ્રેજ નીતિમાં ફેરો આવ્યો. આજ પર્યંત અંગ્રેજો શા. અબ્દુલ્લાને ગ્રેટર સિરિયા બનાવવા માટે યત્નો આપતા હતા. તે હવે ફરી ગયા. ગ્રેટર ટ્રાન્સજોર્ડન બનાવવામાં પણ હવે અંગ્રેજોને રસ નથી

એમ બેવિને ઇંગ્લેંડના પ્રતિનિધિઓને કહ્યું. આ નીતિથી આજ સુધી અમર રહેલું 'સિરિયા અંગ્રેજ' પક્ષે વળશે એવી આશા રાખવામાં આવે છે. કારણકે યા. અમદુલ્લાની 'મહત્વ તેને ગમતી ન હતી. આ વસણાથી ઇબ્ન સૌદ પણ રાજી થશે એવી અંગ્રેજોની માન્યતા છે.

પણ મધ્ય પ્રદેશના આ દેશોમાંનો કોઇ આગેવાન તરીકે સારી રીતે કામ કરી શકે એમ નથી. એ આગેવાની અંગ્રેજો પાકિસ્તાનને આપવા માગે છે. અંગ્રેજોએ લશ્કરી દૃષ્ટિએ કેળવેલા પુરુષો આ દેશમાં છે. વળી અંગ્રેજોનું અહીં વર્ચસ્વ છે. આ યોજનામાં તેઓ તુર્કી, ઇરાન અને અફઘાનિસ્તાનને પણ રાખશે, પણ પાકીસ્તાન પાસે તેઓ ધાર્યું કરાવી શકે એમ છે. એટલે મધ્ય એશિયાના આગેવાન તરીકે પાકીસ્તાનને રાખવું સારું છે, એમ બ્રિટીશ મુત્સદીઓ માને છે.

હાલ તરત તો રશિયન રાજનીતિ અહીં વિજયવંત થઇ નથી, પણ હવે તે પ્રદેશને અંગ્રેજો વિરુદ્ધ ઉશ્કેરવામાં કચાશ ન રાખશે, ઇરાકનો અસંતોષ જાગૃત રાખશે, અને સિરિયા જો આ જૂથમાં દાખલ થયું તો ત્યાંની બહુમતીઓને તે ઉશ્કેરશે. વળી યહુદીઓને મદદ કરવાના બહાના હેઠળ રશિયા પેલેસ્ટાઇનમાં ક્યારેક દાખલ પણ થઇ જાય એવો અંગ્રેજ અમેરિકનોને ધાક રહે છે. આજ સુધી આરબોને પંપાળતા રશિયનો માટે યહુદીઓને કંઇ પ્રેમ નથી, પરંતુ અમેરિકનો—અંગ્રેજો યહુદીઓને મદદ ન કરે, તો દેખીતું છે કે તે રશિયાની સહાય માગે. આ સર્વ અંગ્રેજ મુત્સદીઓની ગણતરી બહાર નથી અમેરિકાની મદદથી તેઓ રશિયાને પહોંચી વળશે, એમ તેઓ માને છે

★
★★

# ફ્રેન્કલિન રૂઝવેલ્ટ

## આદર્શવાદી અને વાસ્તવદર્શી જગતનેતા

૨. ૫. મ

[ ઇલિયટ રૂઝવેલ્ટ કૃત As He Saw It પર એક દૃષ્ટિપાત ]

"ખરો નક્કર ઠરિ છે"

"એકાદ મિનિટમાં તેનું મગજ ફરી જશે એવું મને એકવાર તો લાગ્યું."

"મારી ખાતરી છે કે તમને ઠીક ખમશે"

"ઇન્ડિયાનો ઉલ્લેખ ન કરો તો."

એટલાંટિક ચાર્ટરની મુલાકાત પ્રસંગે પ્રાઇમ મિનિસ્ટર વિંસ્ટન ચર્ચિલ સંબંધી ઇલિયટ રૂઝવેલ્ટે પોતાના પિતાને ઉપરના શબ્દો કહ્યા, ત્યારે પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટે જવાબ આપ્યો, "કબૂલ 'નક્કી', પણ હજી અમે હિંદુસ્તાન વિષે વધારે વાતો કરીશું. અમારી વાતચીતમાં બર્મા આવશે, ઇન્ડોચાઇના અને ઇન્ડોનેશિયા પણ આવશે અને આફ્રિકાનાં સંસ્થાનો પણ ચર્ચા બહાર ન રહેશે. ઇજિપ્ત અને પેલેસ્ટાઇન વિષે પણ અમારે વાટાઘાટ કરવી પડશે."

"પણ તમે યુદ્ધોત્તર કાળની વાત કરો ત્યારે તે કેવું વિષયાંતર કરે છે!"

પ્રેસિડેન્ટે જવાબ આપ્યો, "એનું કારણ છે. ચર્ચિલ એ યુદ્ધકાળનો વડો પ્રધાન છે. યુદ્ધોત્તર ઇંગ્લંડમાં જો તે આગેવાન રહે તો વાજબી પરિસ્થિતિ કથળી જાય."

ભવિષ્યના બનાવો જાણે સ્પષ્ટપણે જોઈ શકતો હોય તેમ રૂઝવેલ્ટે આગાહી કરી. પ્રેસિડેન્ટના મત સાથે ઇંગ્લન્ડ સમ્મત થયું અને યુદ્ધ પૂરું થતાં જ ચર્ચિલને વડાપ્રધાનપદેથી ફેંકી દીધા.

પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટની, ચર્ચિલ, ચ્યાંગ કાઇ શેક, સ્ટેલિન વિ. સાથેની મુલાકાતોનાં આ પુસ્તકમાં રસમય વિગતો સાથે વર્ણનો આપવામાં આવ્યાં છે. પ્રે. રૂઝવેલ્ટના 'ઉન્નત આદર્શો, ચર્ચિલની સામ્રાજ્ય સાચવવાની લગની, સ્ટેલિનની નિખાલસતા, બ્રિટિશરોનો રશિયા પ્રત્યેનો તિરસ્કાર, તુચ્છ ભાવ એવું પણ સ્પષ્ટપણે જાણવા મળે કે રશિયાનો પ્રમાણિકપણે આંતરરાષ્ટ્રીય શાંતિ સ્થાપવા રૂઝવેલ્ટને સંપૂર્ણ સહકાર આપે છે જ્યાં અંગ્રેજોની કુટિલ નીતિ અંતરાયરૂપ નીવડે છે એવી સત્ય હકીકતો જાણી રશિયા વિષે પૂર્વગ્રહથી ખરાબ અભિપ્રાય બાંધી બેઠેલાઓનો મત પણ આ પુસ્તક વાંચી પરિવર્તન પામશે.

'યુદ્ધ હારી જઈએ ત્યાં સુધી યુનાઈટેડ સ્ટેટ્સ જાપાનને લોખંડનો કાટમાળ આપે છે. તે આપવો બંધ કરી રૂઝવેલ્ટ જાપાનને ચીડવવા માગતો નથી. તેની આવી કાળજીથી પણ તે અમેરિકાને યુદ્ધમાંથી ઉગારી શકતો નથી. રૂઝવેલ્ટનો પુત્ર યુદ્ધખાતાની ઓફિસમાં જોડાય છે, પણ ઠુમાર પર ઠુમાર કરી તે વિમાનદળમાં સક્રિય ભાગ લેવા જોડાય છે, સામાન્ય જનતાને એ વિષે પૂરી ખબર નથી. તેઓ જાણે છે કે ઇલિયટ ઓફિસમાં કામમાં જોડાએલ છે, તેથી રોજના હજાર લેખે પાંત્રીસેક હજાર કામ્યા સૈનિક તરીકે જોડાયા સિવાય આપવા મળે છે! સામાન્ય અમેરિકન જે જોખમ વેઠે છે, તે જોખમ પ્રેસિડેન્ટના પુત્રે પણ ઉઠાવવા જોઈએ. 'છોકરાઓ અમારા કબજામાં નથી' એમનો હિંદના સાધુ નેતાઓ જ કહી શકે. ઇલિયટ દુશ્મન પ્રદેશના ભાગોના ફોટા લેવામાં રોકાય છે, એ કાર્યમાં રોકાએલામાંના ૯૦ ટકા જુવાનો મરણ પામ્યા એવું તે જોખમભરેલું હતું.

આર્જેન્શિયાની મુલાકાત પ્રસંગે યુદ્ધોત્તર કાળ વિષે ચર્ચિલ જરા પણ રસ દાખવતો નથી. રૂઝવેલ્ટને પ્રેસ રીપોર્ટરો લાવવા ના કહી

કેસાબ્લાંકાની મિટિંગ વખતે રૂઝવેલ્ટ દુશ્મનો માટે બીનશરતી શરણાગતિ, unconditional surrender શબ્દ પ્રથમવાર યોજે છે

૧૯૪૨ થી જનરલ આઈઝનહોવર પશ્ચિમ યુરોપમાં બીજી ફ્રન્ટ ઉઘાડવા માટે કહે છે સ્ટેલિનની પણ એવીજ માગણી છે, છતાં ઈંગ્લેંડ મોટા ભયો દર્શાવી એ યોજના ફરી ફરીથી મુલતવી રખાવે છે ખરૂં કારણ એ છે કે ચર્ચિલને એ પસંદ નથી. શરૂઆતમાં તો રશિયનો જર્મન સામે ટકી શકે એમ તે માનતો નથી. તેથી તેમને વધારે શસ્ત્રાસ્ત્રો ન આપવા રૂઝવેલ્ટને આગ્રહ કરે છે! અને વધારે સામગ્રી ઈંગ્લેન્ડને આપો એવી તે માગણી કરે છે. ઈંગ્લેન્ડને આપેલો સરંજામ માત્ર સંગ્રહ કરી બગાડયા કરે છે, પરંતુ રશિયાને આપેલી મદદ તાત્કાલિક દુશ્મનોના સામે વપરાય છે એમ રૂઝવેલ્ટ સમજે છે. રશિયનો ટકી રહે છે. તે જોઈ ચર્ચિલ ગભરાય છે રશિયન બાલ્કનમાં દાખલ થાય તે પહેલા અંગ્રેજ અમેરિકનો ત્યાં જાય એવી ચર્ચિલની ઉત્કટ ઇચ્છા છે તેથી તે પશ્ચિમ રણાંગણે લડાઈ જેવી કરવા રાજી નથી પણ દક્ષિણ અને મધ્ય યુરોપમાં હુમલો શરૂ કરવા માગે છે, ચર્ચિલની આ ચાલ અમેરિકનોની નજર બહાર નથી અને પ્રેસિડન્ટના મક્કમ નિર્ણયને છેવટે ચર્ચિલને સ્વીકારવો રહે છે પણ એ વિના જણાવ્યે ગ્રીસમાં હુમલો કરે છે, એન્ટીફેસીસ્ટો જે જર્મનો સામે લડતા હતા તેની સામે મોરચો માંડે છે એ રૂઝવેલ્ટને ગમ્યું ન હતું. આ બનાવો સામ્રાજ્યવાદીઓ કેવા પ્રપંચી હોય તેનો સારો ખ્યાલ આપે છે.

તેહરાનની મુલાકાત વખતે પ્રે. રૂઝવેલ્ટ સ્ટેલિનના અતિથિ તરીકે રહે છે. યુદ્ધ વિરામ પછી સ્ટેલિને મંચુરિયામાં દખલ ન કરવી એવી માગણી કરે છે. સ્ટેલિન કહે છે કે અંગ્રેજોએ તેમ ચીનના ભાગ્યાં છોડી દેવા અને ત્યાં સર્વપક્ષી સરકાર સ્થાપવી અને સોવિયેટ સરકાર દુનિયાના રાષ્ટ્રોએ સ્વીકારવી. આમ સ્ટેલિન ન્યાયી માગણીઓ કબૂલે છે ચર્ચિલ તુર્કીને વિગ્રહમાં મિત્ર પક્ષે જોડાવા માટે આગ્રહ કરે છે—તુર્કી જેટલો કબજે કરે, તેટલો ભાગ રશિયન કબજામાં ઓછો થાય એવો તેનો હેતુ છે. પણ તુર્કી વધારે શસ્ત્ર સરંજામ માગે છે તુર્કી પાસે પુષ્કળ સામગ્રી છે. અને વધારાની માગણી એટલા માટે તે આગળ ધરે છે કે યુધ્ધોત્તર કાળમાં તેને તે ઉપયોગી નીવડે રૂઝવેલ્ટ તેની રમત સમજે છે અને તુર્કીને વિગ્રહમાં જોડાવા બીલકુલ આગ્રહ કરતો નથી ચર્ચિલની ઇચ્છા એવી છે કે એશિયામાં જપાન સામે મજબૂત લડાઈ આપવી પણ રૂઝવેલ્ટ કહે છે કે પહેલાં હિટલરને હરાવો પછી જપાનનું થઈ રહેશે. લશ્કરી નિષ્ણાતોનો પણ એવોજ અભિપ્રાય છે. બર્મા અને હિન્દના સામ્રાજ્યની સુરક્ષિતતાની ફીકર છે એમ અમેરીકના જાણે છે. વળી અમેરિકનો ટાપુ પછી ટાપુ પર આક્રમણ કરી આગળ વધે તે ચર્ચિલને પસંદ નથી. ટાપુઓની પ્રજાઓની વિરોધનો ચર્ચિલને ડર છે. પણ તે અંગ્રેજો માફક અમેરિકનોએ તેની વસ્તીઓને પ્રજાને રંજાડી નહતી એટલે તેમનો ઉને સરકાર મળશે એવી અમેરિકનોને ખાતરી છે બર્મામાં પ્રજા અંગ્રેજ વિરોધી બની હતી, તેથી સ્વાભાવિકરીતે ચર્ચિલને આની દહેશત રહે! અપમાનનો બદલો લેવા માટે ચર્ચિલનો આગ્રહ તદ્દન નિરર્થક છે એમ રૂઝવેલ્ટ માનતો,

સ્ટેલિનગ્રાડ માટે બ્રિટિશ શહેનશાહે મોકલેલી તલવાર તેની સમર્પણ વિધિ, આ ત્રણ આગેવાનોએ એક બીજાને આપેલા ખાણા તે વખતના કંઈ રમુજી ગપસપો, નિષ્ણાતોની મીટીંગ વગેરે ઠીક માહિતી આ પુસ્તકમાં આપવામાં આવી છે.

# અનુક્રમ




વાર્ષિક લવાજમ રૂા ૫–૦–૦

ર. પ. મહેતા [ જુન, ૧૯૪૮ ] છુટક પ્રતના રૂા ૦–૮–૦

આનંદપુરા–વડોદરા. પરદેશ માટે શિ. ૮

# ★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रमहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૨ ] જૂન ૧૯૪૮ [ અંક, ૧૧


## સોનાનો કમરબંદ

[ ખલિલ જિબ્રાનની રૂપકકથા ] ગજરાબેન મ. નાયક

મિનારાવાળા શાલમીસ શહેર તરફ જતા બે માણસો ભેગા થયા પાછલા પહોરે તેઓ એક વિશાળ નદી આગળ આવ્યા નદી ઓળંગવાને પુલ ન હતો તેઓએ તે તરીને પાર ઉતરવુ જોઇએ અગર બીજો કોઈ રસ્તો શોધી કાઢવો જોઇએ પણ કોઇ બીજો રસ્તો હોવાની તેમને ખબર ન હતી

તેઓએ એક બીજાને કહ્યું, " આપણે તરી પાર જઇશું. નદી ખાસ કાંઈ મોટી નથી. " અને તેઓ નદીમાં પડ્યા અને તરવા લાગ્યા.

નદી, તેનાં પાણી અને પ્રવાહોથી પરિચિત માણસ અર્ધે જઇ પાણીમા ખેંચાવા લાગ્યો, પણ બીજો જે અગાઉ કદી ક્યાંય તર્યો ન હતો, તે સીધો નદી ઓળંગી ગયો અને સામા કિનારે જઇ બેસો પોતાના સાથીને પાણીમા ખેંચાઈ જતો જોઇ, તે નદીમાં પડયો અને તેને તે સહિસલામત પાર લઇ આવ્યો

પ્રવાહમાં ખેંચાઈ જતો હતો તે માણસે પૂછ્યુ, " પણ તમને તરતા નથી આવડતુ એમ તમે મને કહ્યુ હતુ તો તમે વિશ્વાસપૂર્વક નદી કેવી રીતે તરી શક્યા ? "

અને બીજાએ જવાબ આપ્યો, " આ મારી કેડે બાંધેલો કમરબંદ જોયો ! મારી પત્ની અને સંતાન માટે આખુ વરસ રળી ભેગી કરેલી સોના મ્હોરો એમાં છે આ પટામા રહેલા સોનાના ભારના આધારે હું મારી પત્ની અને સંતાનોને જઇ મળવા નહી તરી શક્યો હુ તરતો હતો, ત્યારે મારી પીઠ ઉપર મારી પત્ની અને સંતાનો હતા. "

અને બન્ને માણસો શાલમીસ તરફ સાથે આગળ ચાલ્યા.

# મ્હારાં સાહિત્ય સંસ્મરણો

રમણલાલ વ. દેસાઈ

## વટપદની છાયામાં

### ૨

ઇંગ્રેજી ભાષાના હિંદ ઉપર ઉપકાર ઘણા ઘણા છે એની શક નથી. રાજભાષાઓએ ચિરસ્થાયી અસરો કરી છે, અને ઇંગ્રેજી ભાષાએ પણ પોતાની અસરો અંકિત કરી છે એમ કહેવામાં આપણા દેશાભિમાનને ખાસ લાંછન લાગે એમ દેખાતું નથી. ફારસી ભાષાએ બાદશાહી સમયમાં રાષ્ટ્ર ભાષાનું મહત્ત્વ લેવા માંડ્યું હતું, પરંતુ પ્રાન્તિક ભાષાઓએ ફારસીના રાજ મહત્ત્વને રાખી તેને પ્રજાજીવનમાં બહુ ઊંડે ઊતરવા દીધી નહીં. એટલું જ નહીં, હિંદી ભાષાને ફારસી લિપિ આપી કેટલાંક ભાષા લક્ષણો અને શબ્દો ફારસીમાંથી ઉછીનાં લઈ એક નવી ઉર્દૂ નામની ભાષા ફારસી સ્હામે ઊભી કરી હિંદના ભાષા સ્વાતંત્ર્યને સાચવી લીધું.

ઇંગ્રેજી ભાષાએ રાજભાષા બની હિંદની કેટલીક મહત્ત્વની સેવાઓ કરી. એ પણ પ્રજા ભાષા નથી બની એ સાચું. એમ તો સંસ્કૃત પણ પ્રજા ભાષા ખરેખર હતી કે કેમ એ સંબંધમાં મતભેદ છે જ. સંસ્કૃતની માફક ઇંગ્રેજી ભાષાએ પણ વ્યાપક બની કાશ્મીરના હિંદીને કન્યાકુમારીમાં ઓળખાવ્યો, અને કલકત્તાના બંગાળીબાબુની ઓળખાણ ગુજરાતમાં પણ આપી—જે ઇંગ્રેજી ભાષાનું અસ્તિત્વ ન હોત તો સંસ્કૃત સિવાય શક્ય ગણાત નહીં. આખા હિંદને સમજવાનું સાચું ભાન ઇંગ્રેજી ભાષાએ ટકાવ્યું એ પરિસ્થિતિ ખરેખર સૂચક છે.

ઇંગ્રેજી ભાષા હિંદુસ્તાનમાં દાખલ કરનાર મેકોલેનો ઉદ્દેશ ભલે રાજ્યને જરૂરી કારકૂનો કે ન્હાના અમલદારો ઉપજાવવાનો હોય—જો કે પશ્ચિમના વિચારો, આચારો, વિજ્ઞાન અને અંતે ધર્મ પણ એ ભાષાદ્વારા હિંદુસ્તાનમાં દાખલ કરી શકાશે એવો ધ્વનિ પણ એ પ્રવૃત્તિમાં રહેલો છે ખરો. છતાં ભાષા દાખલ કરવાથી એકલા કારકૂનો જ પાકે અને નેતાઓ નહીં, એમ બનવું અસંભવિત હતું. વર્તમાન હિંદના ઘડવૈયાઓ ઇંગ્રેજી ભાષાના સારા જાણકાર હતા એ પરિસ્થિતિ તરફ આંખમીંચામણાં થઈ શકે એમ નથી. સ્વામી દયાનંદ કે કવિ દલપતરામ જેવા ઇંગ્રેજી ન જાણનાર સંસ્કાર સ્વામીઓના અપવાદો અત્યંત જૂજ છે. આપણી સર્વ પ્રકારની નેતાગીરી ઇંગ્રેજી ભાષાદ્વારા ઘડાઈ છે એ સમજવા વગર ચાલે એમ નથી.

આપણું દેશાભિમાન હવે ઇંગ્રેજી ભાષાને રૂખસદ આપવા ઉતાવળું બની ગયું છે એ ઉતાવળ સ્હામે આપણા શિક્ષણપ્રધાન મૌલાના અબુલકલામ આઝાદે હમણાં જ ધરેલી લાલબત્તીની યાદ રાખવા સરખી છે. રાજ્ય કરતાં પણ ભાષા વધારે લાંબી જીવે છે, અને તેની કેટલીક અસરો કાયમની રહી જાય છે—ભાષા વિદાય લે તો પણ. ટૂંકમાં કહીએ તો ઇંગ્રેજી ભાષાએ

૧ એકતા અર્પી—જેને લીધે પ્રાન્તિક ભિન્નતાઓને ઓળંગી જવાનો એક સરસ દ્વાર આપણે હાથ લાગી ગયો,

૨ ઇંગ્રેજી ભાષાનાં સાહિત્ય, ફિલસુફી, અર્થશાસ્ત્ર અને વિજ્ઞાનનાં દ્વાર આપણી પાસે ખુલ્લાં મુક્યાં,

૩ આખી દુનિયાનો લગભગ પરિચય કરાવ્યો, આપણી દૃષ્ટિ અટકી અટકી જતી હતી તે હિંદમાં બેઠે બેઠે વિશ્વવ્યાપી બનવા લાગી,

૪ આપણી રાષ્ટ્રભાવનાને ઉત્તેજિત કરી નવી દુનિયાને અનુકૂળ સ્વરૂપ અપાવ્યું.

૫ સર્વને ભેદભાવરહિત આમંત્રણ આપ્યું બ્રાહ્મણ જ ભણે અને અંત્યજ નહીં

એવું વલણ અત્યારે પણ ધર્મ છાપ ભણતરમાં ગઈ નથી—જે સંસ્કૃત શિક્ષણમાં હતી

૬ એક નવો વર્ગ ઉત્પન્ન કર્યો જેને ઇંગ્રેજી ઢબના રાજ્યવહીવટની માહિતી મળી, અને જેમનામાં ઇંગ્રેજ અધિકારીઓની સરસાઈ કરવાની અભિલાષા જાગી

૭ પ્રાન્તિક ભાષાઓએ ઇંગ્રેજી સાહિત્યનો પૂરો આકાર ધારણ કરી લીધો.

આ અસરો જલદી ભુંસાય એમ નથી, ભુંસાવાને પાત્ર પણ નથી આપણી તકરાર ઇંગ્રેજી શિક્ષણની પદ્ધતિ સામે હોય, ઇંગ્રેજી ભાષા સામે નહીં એના તો આપણે ઉપકાર જ માનવા પડશે. હિંદનું, હિંદના પ્રાચીન ગૌરવનું પણ ભાન અને જ્ઞાન ઇંગ્રેજી ભાષાએ ઉપજાવ્યું કહીએ તો તેમાં હરકત ન કહેવાય.

પરંતુ ઇંગ્રેજી ભણવાની મ્હારે શરૂઆત કરવી પડી ત્યારે આવા ઇંગ્રેજી ભાષાની મહત્તાના ખ્યાલ મ્હને તલપૂર પણ આવેલા નહીં એવા વિચારો એ ઉમરે આવવાનો સંભવ પણ હું સ્વીકારતો નથી—નિદાન મ્હારા જેવા સામાન્ય ઘડતરના પ્રાણી માટે! સાત વર્ષે સન્યસ્ત લે એ શંકરાચાર્ય બને હું સીત્તેર વર્ષે પણ સન્યાસી બનીશ કે કેમ તે હું જાણતો નથી—જો એટલું લાંબું જીવન હશે તો. એટલે ઇંગ્રેજી ભણતી વખતે હું I. C. S થવાનો છું, હાઈકોર્ટ જજ બનવાનો છું, મહાન અમલદારી કરવાનો છું, દેશનેતા થવાનો છું, અગર ત્રીજા દરજ્જાનો પણ લેખક થવાનો છું એવો કોઈ જ ખ્યાલ ભણતરની શરૂઆતમાં આવ્યો ન હતો.

એક તો નાગર કોમમાં મારો જન્મ, એટલે ભણવું જોઈએ એવી માન્યતા કેળવવામાં આવતી ખરી. નાગરે ભણવું જોઈએ અને બીજાએ નહીં એવી કોઈ ભાવના એમાં ન હતી. પરંતુ અમુક કોમ—નાગર, બ્રહ્મક્ષત્રિય, કાયસ્થ જેવી—ને નોકરી સિવાય બીજો ધર્મ જ ન હોય એવી માન્યતા વ્યાપક હતી, અને તે હજી સુધી સાચી પણ પડી છે એવો ભય મને રહે છે ખરો. વ્યાપારમાં કોઈ નાગર થયા, મફત મળ્યા કે બીગડ્યા હજી બન્યો જાણ્યો નથી

નાનપણમાં મ્હારૂં શરીર એકવડું હતું એકવડીયા શરીરવાળાને ઘરમાં સહુની સહાનુભૂતિ મળે છે એટલે સાધારણ રીતે હું ભણ્યા કરું તો બસ એવી સામાન્ય વૃત્તિ સહુની સાહજિક મારા જેવાને અનુકૂળ જ થઈ પડે.

આમ અમારી કોમમાં જન્મ પામ્યાની શિક્ષા તરીકે ભણવું તો રહ્યું જ! હજાર વર્ષોથી નિરૂપયોગી જીવન ગાળવાને બદલે કેળવણી લેવામાં સમય ગાળવો એ પણ ખોટું નથી. પોતાનું ગુજરાન ચલાવવા જેવી શક્તિ આવે એવો કેળવણીનો ઉદ્દેશ ગણી શકાય. ઘસાતી દેસાઈગીરી જીવનખર્ચ પૂરો પાડે એમ હતી નહીં. એટલે 'નોકરીનો આદર્શ' પણ એમાં રહ્યો હોય ખરો ઉપરાંત ઇંગ્રેજી ભણેલાઓ રોફબંધ બોલે છે, રોફબંધ કપડાં પહેરે છે, અને રોફબંધ ચાલે છે એ સ્થિતિનું ભાન પણ આકર્ષક બન્યું સહુ ભણે છે એટલે મારે ભણવું જ જોઈએ એવો દેખાદેખીનો ખ્યાલ પણ એમાં રહેલો હોય એ સંભવિત છે માબાપ બહુ ધમકી આપીને ભણાવે એવાં ન હતાં, જો કે કદી કદી ભણકાર સરખી મ્હારા કે પડોશીના ઘરમાં અપાતી નિરક્ષરતાના ઘેરા ભવિષ્યની આગાહી પણ એ ઉમરમાં અસર કરે કે કેમ એ શંકાનો વિષય છે. 'નહિ ભણે તો ભીખ માગવી પડશે!' અથવા 'નહિ ભણે તો ચારજે ઢોર, ગોવાળીયા!' એવાં ભાવિ સૂચનોથી કોઈ ભણ્યું હોય એમ લાગતું નથી. એકંદરે આમ તો ભિખારીઓ આકર્ષક હોય છે. કાળા બજારમાં કરોડપતિ બનતા શાહુકારોને ભિખારીઓનો એક મહા અસરકારક વર્ગ કહેવાય કે નહીં એની ચર્ચામાં આપણે

ભલે ન ઉતરીએ પાંચ મળતો અને લેનો અમલદાર ભિખારીની કોટીએ આવે કે કેમ એ વિષયમાં વાદવિવાદ ભલે ન કરીએ. પરંતુ ભિખારીની સાચી છાપ લેઈ ફરતા ભિખારીઓ સહુને આકર્ષક જરૂર લાગશે–બાળપણમાં તો ખાસ ચિત્ર વિચિત્ર કપડાં પીટી, ત્રિશૂળ ખપ્પર ધારણ કરી ઘુઘરા ખણખણાવી 'આલેક' પુકારતો બાવો અગર કઠીઓ ભરેલા સોયા કે સર્પાકારની લાકડી ઉગામી 'એક પૈસા લઉંગા—સો ગાલી દઉંગા' ની સીનજોરી કરતો ફકીર મને આજ પણ આકર્ષક લાગે છે, અને એવો વેશ ધારણ કરવાની છુપી છુપી અંતરેચ્છા બીજે કાંઈ નહી તો નાટકમાં પણ વેશ લઈને પૂરી કરી હશે ખરી!

સ્વરાજ્યમાં પ્રાન્તે પ્રાન્તે પ્રધાનો ઠીક પ્રમાણમાં વધ્યા છે. અને લોકસંપર્કને કારણે, કાંઈ ઉદ્‌ઘાટન ખાતર, ખાતમુહૂર્ત અર્થે, કોઈની છબી ઉપરનો પડદો ખસેડવા અગર કાંઈ નહી તો નમ્રતાપૂર્વક માનપત્ર સ્વીકારવા તેઓ ફરે છે પણ ઠીક પ્રમાણમાં. તેઓ ફૂલહારના શોખીન નથી એમ આપણે જરૂર કબૂલ કરીશું. કારણ ગવર્નરો, કાઉન્સીલરો કે અમલદારોને અપાતાં ફૂલહાર સામેનાં તેમનાં વાગ્બાણમાંથી એક વખત અગ્નિ ઝરતો હતો અમલદારોની પણ આંખ અંજાઈ જાય એટલાં ફૂલહાર ઉભરાવતા આ પ્રધાનોને નિહાળી મને વારંવાર વિચાર આવ્યા કરે છે કે મજબૂત અગર ચંદ લોકના અગ્રણ્ય સમૂહ આગળ એક પ્રધાન અને એક ખાખી કે ફકીરને ઊભા રાખી તેમને કહેવામાં આવે

'આમાંથી તમારી દૃષ્ટિને વધારે ગોગ્ય લાગે એવી વ્યક્તિને ફૂલહાર સમર્પો!'

તો તેઓ કોને પહેલાં ફૂલહાર આપશે? મને ડર છે કે તેમની પસંદગી ભિખારી વર્ગમાં ગણાતા ઓલીઆ કે સાધુ ઉપર જ ઉતરશે. બુદ્ધિની સરખામણીનો આ પ્રશ્ન નથી. ભિખારીઓની ભવ્ય રંગીનતાનો પ્રશ્ન છે.

વળી કયા કારણે ભિખારીઓના અનુકરણમાં 'રામલીલા, પરંતુ ગમલીલા!' અથવા

'હું તો તારી સેવા કરેશ સૈયા વાલ.'

જાણું નહી હોય?

એટલે ન ભણવાથી ભીખ માગવાની સ્થિતિ ઉત્પન્ન થવાનો ડર વિદ્યાર્થીને લાગતો નથી ઊલટ એના જીવનમાં એ દૃશ્યથી એક ગમ્મત વધારવાની તક મળે છે

વળી છાપામાં અનેક અહેવાલો વાંચવામાં આવે છે કે ભણેલાઓ કરતા ભિખારીઓ વધારે ધનિક હોય છે!

અને ભણવા છતાં ભિખારીની સ્થિતિએ પહોંચતાં કેટલાક કમનસીબ માનવીઓ નજરે પડે છે!

માનવજનતમાંથી ભીખ જ સમૂળી અદૃશ્ય થાય એવું ભણતર હજી ભણાવાયું નથી—ભિખારીઓ વિરુદ્ધ ભયંકર જેહાદો ઉપાડવા છતાં! શોષણ અને નફાખોરી જ્યારે ફાંસીને લાયક ગુન્હા ગણાશે ત્યારે ભીખ અદૃશ્ય થવાનો સંભવ ખરો!

અને ન ભણનાર ઢોર ચારનાર ગોવાળો ઉપર તો હવે કવિઓએ કવિતા લખવા માંડી છે! ન્હાનાલાલે વર્ષો પહેલાં ગાયું હતું કે

'ધણ લઈને ચાલ્યા વન બાળ ગોવાળો રે,
ગાયો લેઈ જાશે એ આથી સીમમાં.'

નવીન ચિત્રકળા પણ ગોવાળોનું ભવ્ય સન્માન કરે છે. કવિતા અને ચિત્રના નાયક બનનાર ગોવાળીયાને પછી ભય શાનો!

અને હવે તો ખેડૂત કે ગોવાળ થવા માટે પણ શિક્ષણની ભારે જરૂરિયાત ઊભી થઈ છે. કૃષિ ગોરક્ષા હવે મેન્ટુગોટના શિક્ષણ વિષયો બની રહ્યા છે એટલે નવા હિંદમાં ભણ્યા વગર ખેડૂત કે ગોવાળ બની શકાય એમ રહ્યું નથી. હવેની દુનિયામાં અભણને ભીખ માગવી પડશે અગર ઢોર ચારવા પડશે એવો ભય બતાવવાની

જરૂર રહી નથી ભીખનુ પણ શિક્ષણ આપનારી સંસ્થાઓ નથી એમ ન માનવુ !

સહુ ભણે છે માટે આપણે ભણવું એ જ તત્ત્વના બળે હું ઈંગ્લીશ શીખવા પ્રેરાયો હોઈશ. અનિવાર્ય અભાવના માટે ભણતર ઉપયોગી નીવડે છે એ માતા પિતા જરૂર જાણતાં હતાં. મારૂ પોષણ મારા માતા પિતા કરતાં હતાં અને ભાવિ પોષણમાં કેટલા પૈસાની શા માટે જરૂર પડશે એનો ક્રમો જ ખ્યાલ મ્હને ન હતો. કેટલાક મહાપુરૂષો આદર્શો સાથે જન્મે છે અને તે સિદ્ધ કરવા પાછળ તેમની બધી જ જીવન પ્રવૃત્તિઓ સંક્રાન્ત થાય છે. કેટલાક મહાન થવા સર્જાયેલા પુરૂષો જીવનનો કાર્યક્રમ નક્કી કરીને જ ન્હાનપણથી આગળ વધે છે, અને કેળવણીના શિખરો સર કરતા કરતા જીવનનાં શૃંગો ઉપર વિજય મેળવવાની તાકાત કેળવે છે. ઇંગ્લીશ પહેલી ચોપડી ભણતી વખતે મ્હારે કોઈ આદર્શ ન હતો તેમ જ મ્હેં કોઈ કાર્યક્રમ ઘડી રાખ્યો ન હતો. પહેલા વર્ગમાં આવવુ છે, કે લાખોની કમાણી કરી મોજ ઉડાવવી છે એવો કોઈ પણ પ્રકારનો આદર્શ, ધ્યેય, કલ્પના ત્યારે હોય એમ લાગતુ નથી. મ્હારાં માતાપિતાએ પણ એવુ કશુ ધ્યેય મ્હારામાં ઉપજાવેલું નહી. મારા પિતા ભારે Democrat–સ્વયંસ્ફુર્તિના હિમાયતી હતા અને એક સરસ Rationalist–બુદ્ધિવાદી હોવાથી સમય સમયનુ કામ કરી લેશે એમ માની મારા અભ્યાસમાં બહુ રસ લેતા નહીં– જો વડીલોનો રસ ઘણીવાર કપરા દુઃખરૂપ થઇ પડે છે. એટલે અનેક સામાન્ય વિદ્યાર્થીઓ માફક વગર આદર્શે ભણવાનુ મ્હેં શરૂ કર્યું.

ઇંગ્લીશ ન હોતુ આવડતું ત્યારે મને એમ લાગતુ કે ઇંગ્લીશ લખાણ લીટા કહાડવામાં જ આવી જાય. એક દિવસ સ્લેટ ઉપર મે ફાવે તેવા લીટા કહાડી પિતાને બતાવ્યા મને ખાતરી હતી કે આમાં ભૂલેચૂકે પણ કોઈ ઇંગ્લીશ અક્ષરો આવી જવા જ જોઈએ. પિતાની ઉદારતા અદ્ભુત હતી એ ખરૂ. પરંતુ તેમના સૌજન્ય સાથે તેમનુ સ્વમાન એટલુ નાજુક હતુ કે હાસ્ય અગર વાદવિવાદ પણ નાજુકીભર્યાં અને મર્યાદાશીલ જ હોવાં જોઈએ એમ આપો આપ બની જતુ. તેઓ ખૂબ હસી હસાવી શકતા, સહુના આનંદમાં ભાગ લેઈ શકતા પરંતુ સ્વમાન ભંગની આછી છાયા કે શંકા પણ તેમને અસહ્ય થઈ પડતી અને તેમનો ક્રોધ જો કે ભાગ્યેજ પ્રજ્વલિત થતો, છતાં જ્યારે તે થતો, ત્યારે તે સામાને પણ અસહ્ય થઈ પડે એવુ સ્વરૂપ ધારણ કરતો વળી તેમના ક્રોધનો ભય હોવા કરતાં પણ તેમનું મન દુખાવાનો ભય સહુને સતત રહેતો એટલુ બધુ વાત્સલ્ય અમે નિરંતર અનુભવતા હઈ તેમના અવસાનને વર્ષ પણ થયુ નથી તેમનુ અપૂર્વ વાત્સલ્ય પામનાર કોઈ પણ ન્હાનું મોટુ કુટુમ્બીજન તેમના પ્રત્યે અવિનય કે બેદરકાર થઈ શકતુ નહીં, અને ભૂલેચૂકે પણ તેમ થયુ હોય એવુ તેમને લાગે તો તેમ કરનારની બુદ્ધિ બરાબર ઠેકાણે લાવી દેવાનુ પણ તેઓ ચૂકતા નહીં. મ્હારા કુટુંબમાં તેમનુ સર્વપ્રિય અને સર્વોચ્ચ સ્થાન કાયમને માટે હતુ. તેમનુ સ્મરણ પણ એજ ભાવ પ્રેરી રહ્યું છે

લીટા કહાડેલી સ્લેટ તેમની પાસે ધરતાં તેમને કહી લાગ્યુ નહી કે હુ આછકલાપણું કરી રહ્યો છુ. જો કે તેમ ધારવા માટે કારણ હતુ એમ કોઈને લાગે પણ ખરૂ. તેમણે હસી મને પૂછ્યુ.

'શું છે આ બધુ ?'

'એ ઇંગ્લીશ લખાણ ન કહેવાય ?' મે પૂછ્યુ.

'ના' તેમણે વધારે હસીને કહ્યુ.

'થોડા અક્ષરો પણ ઇંગ્લીશના નથી ?'

'એમાં એકે અક્ષર ઇંગ્લીશ ભાષાનો નથી'

મને ભારે નિરાશા પ્રાપ્ત થઈ. ઇંગ્લીશ જેવા લાગતા આટલા બધા આકારો કહાડવા

તેમાં એ અપૂર્ણ સાચો ન પડ્યો ! ઈંગ્લિશ શીખતાં પહેલાં ઈંગ્લિશ આવડે છે એવા ઉત્સાહનું બીજું પરિણામ પણ શું હોય ?

મ્હારી નિરાશા નિહાળી તેમણે કહ્યું 'એ. બી. સી. ડી. પહેલાં શીખ પછી લખતાં આપોઆપ આવડી જશે '

અને મ્હેં એ. બી. સી ડી. શીખવા માંડી ઈંગ્લિશ આવડવાનાં મેં વખાણ બંધ કર્યાં, નહિ ? અને પણ એની અજાયબ ટાઈનો પણ પાર નથી ચાર તો એની એ બી. સી. ડી.–અક્ષરમાળા ! એક વાંચવાની અક્ષરમાળા અને બીજી લખવાની અક્ષરમાળા ! પાછી એ દરેકમાં એક અક્ષરમાળા મોટી અને એક ન્હાની ! મોટી અક્ષરમાળાના અક્ષરો પાછા વાક્યની શરૂઆતમાં જ કે કવિતાની લીટીના પહેલા અક્ષરમાં જ કામના. ઉપરાંત વિશેષ નામનો પહેલો અક્ષર પાછો મોટી બારાખડીમાં લખવાનો– અને તે વાક્યમાં જ્યાં હોય ત્યાં મોટા અક્ષર માગે !

આ ગોટાળાનું શું કારણ ? છાપવાની અને વાંચવાની બારાખડી એક હોય તો શી હરકત આવે ? એમાં પાછી મોટી નાનીના ભેદ શા ? વધારે લેખન-ભાર તો નાની બારાખડીને વહેવાનો. પછી એને નાની કહી અપમાન આપવામાં કેટલો ભારે અન્યાય જણાય !

દેશાભિમાનની ભાવના ત્યારે ખીલેલી નહીં. તે ખીલેલી હોત તો હું જરૂર દલીલ કરત કે આ એ. બી સી ડી. ની ભયાનક ગુંચવણ ભોળા હિંદવાસીને ભ્રમણામાં નાખી તેના મનને ચગડોળે ચઢાવવા માટે જ જાણી જોઈને કુટિલ ઈંગ્લિશોએ માથે મારી છે ! એ દલીલમાં તથ્ય નહોત એ જુદી વાત ! દેશાભિમાનની પ્રેરણાદાયક દેવાતી અનેક વાતોમાં તથ્ય નથી જ હોતું ! હવે એ દલીલ કરી શકાય એવી સ્થિતિ રહી નથી સ્વરાજ્ય મળતાં ઈંગ્લિશને સ્થાને વપરાતા અપશબ્દો નિરર્થક બની રહ્યા છે. અને વધારામાં આ ચારે એ. બી. સી ડી ઈંગ્લિશ જાતિનાં બાળકોને પણ શીખવી જ પડે છે ! એ ચાર અક્ષરમાળા હિંદવાસીઓના જ ભાગ્યમાં યોજાઈ નથી !

એટલે માનસિક તકરારો કરીને પણ ચારે બારાખડીઓ શીખવી તો પડી જ–એમાં ખાસ મુશ્કેલી પણ આવી નહીં છતાં હજી આ ચાર બારાખડીઓની સમૃદ્ધિ શા માટે જરૂરની છે એની સમજ કોઈ ગુરુએ પાડી નથી. ભૂતકાળ એક વળગેલ ભૂત છે પેઢી દર પેઢી ચાલ્યું આવતું અનિષ્ટ ઓળખાય છતાં તેને દૂર કરવું મુશ્કેલ છે.

બારાખડી શીખ્યા પછી પણ ઈંગ્લિશ આવડવાનાં વીંછીયું ડંખ વાગ્યા વગર રહેતા નથી લખવાની, વાંચવાની, મોટી, નાની એ. બી. સી. ડી. આવડ્યા છતાં ઉચ્ચારણની વિટંબણા ઊભી જ રહે છે A નો ઉચ્ચાર અ પણ થાય, આ પણ થાય, એ પણ થાય, ઍ પણ થાય, ઑ પણ થાય ! ક્યારે શા કારણે આવા ઉચ્ચાર થાય તેની ખબર પહેલેથી આપણને પડે જ નહીં ! દુશ્મન દળમાં આપણે ઘેરાઈ ગયા હોઈએ, પૂરી સાવચેતી રાખી ચારે પાસ રક્ષણ માટે તૈયાર રહીએ, અને આગળ ડગલું ભરીએ ત્યાં અણધારી સ્થિતિ ઊભી થઈ જાય એવી મુશ્કેલી ઈંગ્લિશ આવડવાની શરૂઆત કરનારને થાય છે MAN નો ઉચ્ચાર મૅન થાય, પણ એજ MAN દુનિયામાં સર્વત્ર બને છે તેમ ઉંચા ઈને WO ને આશ્રયે જઈ WOMAN થાય ત્યારે તેનો ઉચ્ચાર વુમૅન નહીં પણ વુમન થવો જોઈએ ! આખું ઉચ્ચારણ જ બદલાઈ જાય !

CAT કૅટ થાય, FAT ફૅટ થાય, RAT રૅટ થાય, અને આપણે સમજી શકીએ કે બિલાડી, ઉંદર અને જાડાશને ઓળખાવતો ઉચ્ચાર ભલે પહોળો થાય ! પારકાનું ચોરીને કે ફૂંકીને ખાઈ જનારને ઓળખાવી દેતો ઉચ્ચાર પણ ભલે પહોળો હોય ! પરંતુ કાળા

માનગરમાં કમાયલા પૈસા ટોપી મારી સભ્ય શેઠીયાઓ પોતાના પ્રત્યેક અભણ કે ભણેલા દીકરા અગર જમાઈ માટે કંપનીમાં ખર્ચ પાડી જુદી જુદી CAR ખરીદે અને એ દીકરા કે જમાઈ વિલાયત જઈ આવી, સરસમાં સરસ ઇન્ગ્લિશ ઢબના વસ્ત્રો પહેરી ઇન્ગ્લિશ ઢબની ચાલો શીખી આવી પોતે આપાર વીર બની ગયા છે એમ માની નિત્ય BAR માં જાય ત્યારે એ બન્નેનો ઉચ્ચાર કાર અને બાર કેમ થાય એની સમજ હજી કોઈએ પાડી નથી. એને કૅર અને બૅર કહેવામાં શું પાપ થાય છે એની હજી ખબર પડી નથી. શિષ્ટ કૅર અને બૅર કહેવું હોય તો પાછળ E લગાડવી જ પડે—જેનો અર્થ પણ એકાએક ફરી જાય!

રખે A અક્ષર એમ માનતો હોય કે અમુક ઉચ્ચારણનો એણે કબજો કર્યો એટલે એને એ ઉચ્ચારનો ઇજારો મળી ચૂક્યો! CERTIFICATE સર્ટીફીકેટમાં અનુ ઉચ્ચારણ E હાથ થાય છે, જ્યારે UP અને CUP અપ અને કપ માં એજ ઉચ્ચારણનો કબજો U લેઈ લે છે, અને વધારે નવાઈ તો ત્યારે લાગે છે કે જ્યારે I અક્ષર ને કંઇ લાગે વળગે નહીં છતાં તે કોઈ SIR સર સાહેબ, CIRCUS—સર્કસ કે BIRD બર્ડ—પક્ષી જેવા શબ્દોમાં ઘુસી જઇ A નો ઉચ્ચારણ અધિકાર ઝૂંટવી લે છે!

આમ ઉચ્ચારણની વ્યૂહ રચનામાં ફસાતાં એમ બને છે કે જ્યાં આપણે તલવારનો પ્રહાર ધારતા હોઈએ ત્યાં બંદુકની ગોળી છૂટે છે, અને જ્યાં ગોળીના સ્વાગત માટે ગોઠવણ કરી હોય ત્યાં ફીરપાણ ઝબકી ઊઠે છે કે ઉચ્ચારણનો સ્વામી F હોય એ સીધી સાદી વાત છે, પરંતુ વાક્—દસનુ—શબ્દ વાપરવો હોય તો F ઉચ્ચારણને બાદીએથી ઉડાડી મૂકી U G H એમ સંબંધ રહિત ત્રાહિત ત્રણ અક્ષરો જોર તલબીથી ઘુસી જાય છે અને લાફ ને માટે ચાની LAUGH જેવી જોડણી આપણે માથે પટકાય છે

વ્યૂહ રચનામાં આગળ વધીએ તો LAUGH ના જોડીદાર ROUGH—રફ અને TOUGH—ટફ જેવા મળી આવતાં આપણને ઇન્ગ્લિશ ભાષાના ઉચ્ચારણની પ્રમાણિકતા વિષે સહજ શ્રદ્ધા બેસે છે અને PLOUGH નો ભેટો થતાં આપણે તેને 'પ્લફ' નું સંબોધન કરી ભેટવા જઈએ ત્યાં શિક્ષકની કડક નજર આપણા ઉપર પડે છે! શિક્ષક ધમકાવે છે

'બેવકૂફ, PLOUGH નો ઉચ્ચાર 'પ્લફ' નહીં પણ પ્લાઉ એટલે હળ, થાય.'

'પણ સાહેબ, કંઈ કારણ? F ને અન્યાય કેમ કરો છો?'

'ન્યાય અન્યાયની વાતને ભાષા સાથે સબંધ નથી. એવોનો એવો BOUGH બફ નહીં પણ 'બાઉ' એટલે ડાળી—શાખા થાય'

'Sir, અમને તો ગુજરાતી જોડણી વાળો 'બાઉ' ફાવે અને 'નાઉ'—એટલે દગાબાજ એ ભણે તો ઠીક પણ એ 'નાઉની જોડણી પણ NOUGH જ થાય ને?'

'તું બેવડો બેવકૂફ છે! એની જોડણી NOW થાય છે'

'સમજ્યો, સાહેબ BOW VOW—બાઉ વાઉ એટલે કૂતરાંનો ભસ્યા ભસ માફક, નહીં? મારી બેવકૂફી ઘટી! આ નવો શબ્દ પણ મને આવડી ગયો KNOW—ક્નાઉ! નહીં?'

'છોકરાઓ, હું ને તમારા કાન પકડું? કે મારૂં માથું કૂટું?'

'બન્ને ઠીક છે, સાહેબ.'

'સુઓ, એનો ઉચ્ચારનો 'ક્નાઉ' પણ નહીં 'ક્નફ' પણ નહીં એનો ઉચ્ચાર 'નો' એટલે જાણવું થાય!'

'પણ સાહેબ, આવડો મોટો ભડકા જેવો K પહેલો જ અથડાય છે, છતાં એનો ઉચ્ચાર જ નહીં?'

'નહીં એ Silent–શાંત–ઉચ્ચારહીન છે'

'શાન્ત રહેવું હોય તો એ અંદર ઘુસે છે શા માટે ? મુઆ મરવું હોય તો બાજુએ રહે ! નાહક જોડણીનો ખટાટોપ વધારી દે છે !'

'હું તમને વારંવાર કહું છું Don't talk ! એ 'ટૉક' માં L અક્ષર Silent છે સમજ્યા ?'

'Talk જેવા વાતચીત સૂચક શબ્દમાં આવીને અક્ષરે શાન્ત કેમ રહેવું તેની સમજ પડી છે એમ સાચે સાચું તો નજ કહેવાય, સર !

અને ઇંગ્લીશ ભાષાની આવી અનિયમિતતાથી ભરેલી જોડણી કે તેનાં અનિયમિત ઉચ્ચારણની સમજ નથી પડતી શિષ્યને, શિક્ષકને, પરીક્ષકને કે ઇશ્વરને ! કોઇ સજ્જન ભાષાશાસ્ત્રી શબ્દોના મૂળ શોધતો શોધતો ભાષાઓનાં પ્રાચીન પડમાં પેસે અને કોઇ ગ્રીક, લેટિન કે હિબ્રુ ભાષાનો સબંધ આવી અનિયમિતતાના બચાવ અર્થે શોધી લાવે ખરો ! મને યાદ છે કે કોઇ ઉપલા વર્ગમાં કમનસીબ વિદ્યાર્થીઓને Latin Roots પણ શીખવા પડતા–જે સહેલાઇથી ઝડપથી ભૂલાઇ જતા અને ફાવે તે શબ્દનાં મશ્કરી ભરેલાં ખોટાં મૂળ ઉપજાવવા કામ લાગતાં !

હિંદવાસીઓને ભાષા ઝડપથી આવડી જાય છે એમ કહેવાય છે એ સાચું હોય કે જૂઠું એનો નિર્ણય આપણાથી થાય એમ નથી. હિંદુસ્તાને ઇંગ્લીશ ભાષાના પણ સુંદર લેખકો અને વક્તાઓ આપણને આપ્યા છે–જેમની લેખીનિ અને વક્તૃત્વનાં ખુદ ઇંગ્લીશ સાહિત્ય વિવેચકોને પણ વખાણ કરવાં પડયાં છે. અનિયમિત જોડણી અને અનિયમિત ઉચ્ચારણવાળી એ ઇંગ્લીશ ભાષા વળી હિંદના પ્રાન્તે પ્રાન્તે ઉચ્ચારણ બદલે છે અને દરેક પ્રાન્તવાળા પાછા એમજ માને છે કે તેમના સરખા શુદ્ધ ઉચ્ચાર બીજા પ્રાન્તવાળા કરીજ શકતા નથી.

અમારા એક દક્ષિણી શિક્ષક Horse નો ઉચ્ચાર 'હાર્સ' અને Weep નો ઉચ્ચાર 'વ્હીપ' કરતા હતા, અને Week નો ઉચ્ચાર 'વ્હીક' કરતા. 'હ' કારનો મોહ ધ્યાનમાં રાખવા સરખો હોય છે

મદ્રાસીઓ 'ટ' કારને મુખમાં એવો રમાડે છે કે આખો શબ્દ આપણે ભૂલી એ 'ટ' કારને જ યાદ કર્યા કરીએ કોઇ મદ્રાસી But બોલે તો આપણને એમજ લાગે છે કે એ બટ્ટ્ય જ બોલ્યો

ઉત્તર હિંદુસ્તાની ગૃહસ્થોને S થી શરૂ થતા શબ્દો પહેલાં ઇકાર ઓઢી દીધા વગર ચેનજ પડતું નથી. ઇસ્કૂલ, ઇસ્ટેશન જેવાં દૃષ્ટાંતો ઘણાં મળી આવશે.

અમારા એક શિક્ષક શુદ્ધ ઉચ્ચારની બહુજ ચીવટ રાખતા હતા. ખાસ કરીને W ના ઉચ્ચાર માટે તો તેઓ દૈવી ગ્રહ નીમાયા હોય એમ તેઓ માનતા. સામાન્યત આપણા 'વ' માં મળી જતો W નો ઉચ્ચાર વધારે શુદ્ધ બનાવીએ તો 'ઉવ'–ઉ માંઝડપથી વિકસતા વ–તરીકે ઉચ્ચારી શકીએ. પરંતુ આ શિક્ષકને એટલેથી સંતોષ થતો નહી. તેઓ અમને આજ્ઞા કરતા કે અમારે W ના ઉચ્ચારણ વખતે તેમના મુખ સ્હામે ધ્યાનથી જોવું, હોઠના કઇ ખૂણાથી ઉચ્ચારણ ઉપડી, હોઠના કયા કયા વિભાગ ઉપર કેવી રીતે રમી, એ ઉચ્ચારણ હોઠને ક્યે ખૂણે સમાઇ જાય છે તેની બરાબર માનસિક નોંધ રાખવી, અને એનું અનુકરણ કરવા સતત પ્રયત્નશીલ રહેવું તે સિવાય W નો સાચો ઉચ્ચાર આવડી શકે જ નહીં'

W ના આવા માહાત્મ્યની અમને ત્યારે કીમ્મત નહતી–જોકે Woman અને War નો પ્રવેશ કરાવતો અક્ષર નમસ્કારને પાત્ર તો છે જ ! પરંતુ શિક્ષકના હોઠ ઉપર આટલું બધું સૂક્ષ્મ મન્થન કરી સાચો ઉચ્ચાર–એટલે શિક્ષકે માનેલો સાચો ઉચ્ચાર–ઉપજાવવા જેટલું તેનું મહત્વ અમને સમજાયું નહીં !

છતાં શિક્ષકની આજ્ઞા અમને વધી ખરી આમતો શિક્ષકનાં મુખ સ્હામે તાકીને જોવું એ અમર્યાદ વર્તન ગણાય. પરંતુ અહીં તો શિક્ષકની આજ્ઞા જ હતી ! ઉચ્ચારણ પ્રસંગે તેમના હોઠ ઉપર ઉછળતાં મોજાં નિહાળવા–મા અમને મોજ આવતી અને વધારે મોજ તો ત્યારે આવતી કે જ્યારે આજ્ઞાધારી શિષ્યો વર્ગની બહાર નીકળી W થી શરૂ થતા શબ્દો બોલી તેમનું ઉચ્ચારણ વખોડી નાખી ગુરૂએ માનેલા ઉચ્ચારની હરિફાઇમાં ઉતરતા હતા'

(ઊઘડતો પડદો લાલચંદ શેઠની બેઠી પરની પેઢી બતાવે છે. પેઢી હોય ત્યાં શેઠજી તો હોય જ તથા મુનીમો પણ હોય તે ઉપરાંત રંગમંચ ઉપર ગાદી છે, તકિયા છે, ચોપડા છે, શાહી, કલમ ને ખેતીદાન છે ઓરડાની દક્ષિણ દીવાલે દાદરનું બારણું છે ઉત્તરે નીચે ગાદી તકીઆ, પશ્ચિમ નીચે રસ્તા પર પડતી બારી ને પૂર્વે નીચે બે બારણાં છે. તેમાંનું એક તીજોરીની ઓરડીનું ને બીજું જનાનખાનાનું છે. તે બન્ને બંધ છે પડદો ખુલતાંજ એક વ્યક્તિ દાદર ચડી અંદર આવે છે.

આ રામલાલ વકીલ દુબળા છે ને શેઠ છે દુંદાળા લાલચંદ લાંબા છે ને રામલાલ બેઠા બાંધાનો. લખુશની આંખમાં લાપરવાહ છે જ્યારે દીમુસની આંખમાં ડાકડાઇ )

લા.—આવો રામલાલભાઈ, ભલે પધાર્યા. (ગાદીએથી ઊઠી સામે મળવા જાય છે )

રા — જયશ્રીકૃષ્ણ લાલચંદભાઇ, જયશ્રીકૃષ્ણ. (બન્નેના ચારે હાથ ભેળા થાય છે )

લા.—બહુ દિવસે દેખાયા વકીલસાહેબ. (મહેમાનને ગાદી પર બેસાડે છે ) શરીર બગડયું હતું કે શું ? (પોતે મહેમાનની પડખે બેસે છે )

રા.—શરીર તો જો છે ને આ જોઇ લો. એ થોડુંજ જુવાનીના જેવું રહેવાનું છે !

લા —તો શું અત્યારમાંજ ઘરડા થઇ ગયા ?

રા.—થયા નથી તો બધાશું હવે ફરીથી થોડાજ જુવાન થવાના છીએ !

લા —ધારીએ તો કેમ ન થઇએ આ દુનિયામાં કાળા માથાનો માનવી શું નથી કરી શકતો ?

રા —બધુય કરી શકે છે પણ નથી છેતરી શકતો પોતાના આત્માને અને પરમાત્માને.

લા —(વકીલના ખભે હાથ મૂકી, આંખમાં રમૂજ ને હોઠે સ્મિત ચમકાવી.) શરીરની ખબર અંતરની સાધારણ વાતચીતમાં આત્મા, પરમાત્માને વચ્ચે લાવતાં ક્યારથી શીખ્યા રામ ભાઇ.

રા.—(ગંભીર ભાવે) શું હું પહેલાં આવો ન હતો ?

લા.—જરૂર નહિ. પહેલાં તો પૈસો એજ મારો ને તમારો પરમેશ્વર હતો

રા.—હશે એમ પણ હોય. તમારી સોબતમાં મેં શું શું નથી કર્યું ?

લા.—(ખંધુ હસી) ઘણુંય નથી કર્યું પણ શું શું કર્યું છે તે તો જણાવો, જોઉં.

ગ —(શેઠની નજર પર નજર ફેરવી ) કહું ? ખોટું તો નહિ લાગે ને ?

લા —ના નહિ લાગે (મુનીમો તરફ જોઇ) અમથા જાઓ, જમી કરી આવો. (તેઓ જાય છે.) હો હવે કહો જે કહેવું હોય તે

રા.—તમારી શાખવણીથી હું ખરાને ખોટું ઠરાવતા શીખ્યો

લા —પરાણુંજ પૂછ્યું ધાકીબેસી રહ્યા હોત તો વકીલાતની ગાંસડી હોળી કરવી પડત.

ગ.—(શેઠની ટીકા નહિ સાંભળી હોય તેમ ધુનમાં ને ધુનમાં) અધર્મને ધર્મ માનતા ને ધર્મને અધર્મ સમજતાં શીખ્યો—

લા —જ્યારે પાઇ પૈસાની જરૂર પડે છે ત્યારે ધર્મ આડો પડવા આવતો નથી.

ગ —(આવેશ જેમજ) દુષ્ટોને, દ્રોહિતોને અને દોષપાત્રોને નિર્દોષ ઠેરવતાં અને નિર્દોષોને ફાંસી અપાવતાં શીખ્યો—

લા —એવું ના કરત તો આજે પણ નવરા બેસી માખી મારતા હોત અને અન્ન ને બદલે ધૂળ ફાકતા હોત.

રા.—(આગળ જેમ જ) તથા ખાનદાનોનું ફરજંદ એવો હું ખાનદાની મૂકી તમારા જેવા આજખાઉ માણસખાઉની ખવાસગીરી કરતાં શીખ્યો.

વા.—(વકીલના ખભાં ઉછાળી જરાક ઉત્તેજિત સ્વરે) રામલાલભાઈ! તમે તો બોલતાં બોલતાં ચગી આવ્યા. તમે તે ઘેનમાં બોલો છો કે ભાનમાં?

ગ.—ભાનમાં બોલું છું ભાઈ ભાનમાં, પૂરેપૂરા ભાનમાં બોલું છું. ઘેનમાં તો હું હતો તમારી સોબતમાં હતો ત્યારે.

વા.—(કટાક્ષ અને કટુતા ભર્યા સ્વરે ઊભા થઈ આંટા મારતો) વાહ! શો ગુણ જાણ્યો તમે? અમે તમને ખૂબ લડાવ્યા, ઊંચી પાયરીએ ચડાવ્યા ને સુખનો રોટલો રળતા કર્યા તેનો આ બદલો! ઉપકાર માનવો બાજુએ રહ્યો તો પણ આપો છો અપજશનો ટપલો ભલે ભાઈ ભલે. દુનિયા અભારની નગરી. (ઊભા રહી) અમે તો જાણ્યું તમને ઘેનમાં ગણ્યા હતા પણ મારા ભાઈ! કહેશો કે ક્યા ગુરુએ તમને ભાનમાં આણ્યા? કોણે તમારું ઘેન ઉડાડ્યું?

રા.—કુદરતના કોપે. એમના એક જ ફટકે મારી સાન ઠેકાણે આણી.

વા.—એટલે? એ ફટકો વળી કયો? ફટકો તો હોય લાઠીનો કે કોરડાનો પણ તમે તો વળી આ કોઈ નવો ફટકો શોધી લાવ્યા. રામલાલભાઈ તમે ગાંડા તો નથી થયા ને? (રામલાલ સામે બેસી તેના બન્ને ખભે હાથ મૂકી આંખમાં ગાંડપણ વાંચવા જોતા હોય તેમ જુએ છે)

રા.—ગાંડો કહો કે ડાહ્યો. પણ મનુની મા મરી ગયા પછી મારામાં સદ્બુદ્ધિ જન્મી છે.

વા.—એ સદ્બુદ્ધિ જ તમને આવું બોલાવે છે, એમ ને?

ગ.—હા, એમ જ.

વા.—તો વકીલ સાહેબ! મારી અનુભવીની સલાહ સાંભળો. એ એક રોગ છે. એને લાળપંપાળ કરી પોષવી ન ઘટે; એની તો દવા કરાવવી ઘટે નહિ તો સદ્બુદ્ધિનો નકલી વેશ પહેરી તમારા ઘરમાં પેઠેલી એ અવળબુદ્ધિ તમારો ભોગ લેશે, તમને કોઈ સતડીની પેઠે કાચા ને કાચા ભરખી જશે.

રા.—દવા! શાની દવા? દાક્તરો તો કહે મારા નખમાંય રોગ નથી અને કોઈ છૂપો રોગ હશે તો તેની દવા નથી.

વા.—દાક્તરો સાચું જ કહે છે. એમના ચોપડાઓમાં એ રોગ નથી લખ્યો. પછી એની દવા તો હોય જ ક્યાંથી?

ગ.—વાહ! તમે વકીલના પણ વકીલ છો તેનો મને ખ્યાલ હતો પરંતુ આ તો તમે દાક્તરના પણ દાક્તર છો એ તો આજે જાણ્યું. (હસે છે)

વા.—હસવાથી કે મશ્કરી કરવાથી શુક્ર વાર નહિ વળે.

રા.—(ગંભીર થઈ) તો શું કરું દાક્તર સાહેબ?

વા.—હું બતાવું તે દવાનું સેવન કરો.

રા.—કઈ છે એ દવા? નામ તો બોલો.

વા.—એ દવાને દુનિયા લગ્ન નામે ઓળખે છે.

રા.—(મનમાં) વિધુરનાં તે લગ્ન હોય કે પુનર્લગ્ન?

વા.—(ભાર સ્વરે) લગ્ન, લગ્ન, લગ્ન. પુનર્લગ્ન કરે નાતરિયા લોકો, ખાનદાનો નહિ.

ગ.—(હસી) ખરી વાત. વિધુર શબ્દ ખાનદાનો માટે નથી. એ લોકો તો મરતે લગી કુંવારા, ને એમની તો પત્ની મરે તોય કુંવારા. ગોપીવલ્લભ કૃષ્ણને બાળબ્રહ્મચારી માનનાર સમાજમાં કુળવાનો લગ્ને લગ્ને કુંવારા હોય જ. નહિ?

વા.—રામલાલ! હું મશ્કરી કરતો નથી પણ બહુ વિચાર કરીને કહું છું. પત્ની વિનાનો

સસરા તમને સનો લાગે છે, અને સંસાર સનો થતાં તમારી સુખદુઃખ સૌ મારી જાય છે

રા.—શેઠ! આ ઉમર તે વરઘોડે ચડવાની છે? હવે તો શિવે કોઈની ગ્રહશાંતિ ના પાટે બેસવુ, જમાઈને કન્યાદાન આપવા પાટલે બેસવુ.

લા.—પણ તે માટેય એકલા નહિ બેસાય સમજ્યા? પત્ની વિનાના તે પાંગળા બરાબર

ગ.—તમારા મને એમ હોય પણ ખરુ?

લા.—હોય પણ ખરૂ શું? છે જ. (પૂર્વની દીવાલનુ બારણુ અર્ધું ઉઘડે છે અને ત્યાંથી એક કિશોર વયના હોયની એવી સ્ત્રીનો સાદ ચાલો જમવા આવો છો ને? તે તરફ ફરી) હા આવુ છું અડધા કલાક પછી (બારણુ બંધ થાય છે રમણલાલ તરફ ફરી) જોયુ ને છબવત જમતુ દૃષ્ટાંત! સુધારાવાળા બુમબરાડા પાડતા રહ્યા છતાં હું ચોથી વારનો વરઘોડે ચડી આવ્યો છુ કે નહિ?

રા.—હા ચડી આવ્યા છો ખરા પણ મારાથી એવા નફ્ફટ નહિ થવાય

લા.—(ચોટ વાગવાથી રોષભર્યા સ્વરે) અમે નફ્ફટ તો નફ્ફટ. પણ કીર્તિ આબરૂના દરિયા જેવા આપસાહેબ શીદને તસદી લાવ્યા છો તે હવે ફરમાવો.

ગ.—ફરમાવવાનુ તે કઈ નથી. માત્ર મારે તમને એક વાતની જાણ કરવી છે

લા.—શી વાતની?

ગ.—તમે રવિવારનુ અખબાર વાચ્યુ?

લા.—છાપાં વાચે તમારા જેવા. અમારા તો એમાં નામ છપાય, છબીઓ છપાય. એવુ કઇ એમાં છપાયુ છે?

રા.—નામ! હા નામ જ છપાયુ છે પણ તે મારૂ ને તમારૂ નહિ!

લા.—તો, કોનું?

ગ.—મારા તમારા મળતુ, મળિયા નાથમલુ.

લા.—(કુતૂહલપૂર્વક) એ મળાયુ ભાએ વળી શુ પરાક્રમ કર્યું કે છાપે ચડ્યો? એ તો કાળાપાણીમાં છે

ગ.—પણ હવે છૂટી ગયો.

લા.—(અચરજથી) કેટલી વારમાં? જન્મટીપની સજા પૂરી થઈ ગઈ? હજુ તો માડ દશ વર્ષ થયાં.

ગ.—ખરી વાત. પણ નવા રાજાના ગાદીએ રોહણની ખુશાલીમાં તેની સજા માફ થઈ

લા.—અમે.

રા.—વાહ! તમે તો બેપરવાથી એમ કહો છો, જાણે કઈ બન્યુ નથી તેમ.

લા.—તો શુ કરૂ? શું એના માનમાં મિજબાની ગોઠવુ? એને આવકારવા ગામમાં દાંડી પીટાવુ! (મશ્કરીના સ્વરે) "નેક નામદાર ખૂનીના સરદાર, ખાનદાનોના ખાવિંદ મળિયા મહારાજની પધરામણી થઈ છે. એના સામૈયામાં સર્વેને હાજર રહેવા ફરમાન છે."

રા.—શેઠ! આ મશ્કરીનો વખત છે?

લા.—તો શુ છે મરશિયા ગાવાનો!

રા.—મરશિયા! ગાવા ને ગાવા રહેશો તો ગવાવાનો અવસર આવે નથી ને જાણી લો.

લા.—એટલે!

રા.— મળીયો કાળાપાણી જતાં જતાં શુ કહી ગયેલો તે યાદ નથી!

લા.—એવા તો બધુયે બદમાશો કર્યે પાતકનાં પ્રાયશ્ચિત કરવા પડે છે ત્યારે બકી જાય છે. એવા બકવાટો યાદ રાખ્યા કરૂ તો તો મારા લેણદેણના બાજવ્યવહાર ભૂલી જાઉં.

ગ.—તો સાંભળો હુ જ એ કહુ છુ "જીવતો પાછો આવીશ તો મને કાળાપાણી કરાવનારના રોટા પકડી લોહી પીશ."

લા.—પીવાં પીવાં લોહી લાલચંદનું લોહી ગરતાની ખમ્ભોમાં વહેવાતુ નથી કે મામે તેને મળી જાય

રા.—તો શુ કરશો?

રા.—(પ્રેક્ષકો ભણી) મૃત્યુ બારણે આવ્યું છે ત્યાં છૂટે છે માયા! એને અત્યારે એની સ્ત્રી યાદ આવતી નથી. પુત્રપરિવાર યાદ આવતો નથી પણ યાદ આવે છે કબજાના મીંડા ને હવાલાની કોથળી.

(શેઠ બારણે આવે છે ખભા પર ચોપડા છે અને બગલમાં ને હાથમાં થેલા છે રામલાલ ઉંબર પર ઊભો રહી તેનો માર્ગ રોકે છે)

શા.—(ઉચાટ ને અકળામણ સાથે) ખસો વકીલ ખસો, તમારે તો મરવું છે પણ સાથે મનેય ભેગો કરાવવો છે કે શું?

રા.—(ગંભીર ભાવે) નહિ ખસુ
(દાદર પર પગલાંનો અવાજ)

શા.—(ઉશ્કેરાઇ) અલ્યા વકીલડા! જોતો નથી પળે પળે મરણ પાસે આવે છે તે?

રા.—શાંતિથી જોઉં છું.

શા.—(હાથે તો છૂટા નથી એટલે ખભાનો ધક્કો મારી) તો ખસ જવા દે મને.

રા.—(પૂર્વવત્) નહિ જવા દઉં.

શા.—(કરુણ સ્વરે) કેમ? બાપા તારે પગે પડું. મને ભાગી જવા દે

રા.—(નિશ્ચયના ભારપૂર્વક) તે નહિ બને. આપણે સાથે પાપ કર્યાં છે, ખરા ના ખોટાં કર્યાં છે તેથી હવે સાથેજ, ભેગાભેગાજ તેનું પ્રાયશ્ચિત કરીશું

શા.—(કાલાવાલા કરતો હોય તેમ) એક બાપલિયા છોડ, ભાગ જેવા ગરીબડી ગાય જેવા વાણિયાને મરાવવામાં તને શું મળશે?

રા.—શું મળશે! મને મળશે પાપી પાસે પ્રાયશ્ચિત કરાવવાનો સંતોષ. તમારી નાગચૂડમાંથી છૂટેલાં ગરીબગુરબાંના આશીર્વાદ. ભૂખે મરતાંની આંતરડી ઠારવાનું પુણ્ય. વ્યાજની ઘાણીમાં પીલાતા જીવોને મુક્તિ અપાવવાનો આનંદ.

(દાદરના છેલ્લા પગથિયા પર પગલાંનો અવાજ. "ઓ રામ!" કરી શેઠ ઓરડીમાં પેસી તેને બંધ કરી દે છે. ભાગના નાયક પ્રવેશે છે. ઉંમર ચાળીસની, દેહ પડછંદ. કંડારાયેલું શરીર, આંખો તારા જેવી તેજ દાંત સાકરીઆ ચણા જેવા ધોળા.)

રા.—(સસ્મિત) આવ ભાઈ કાળિયા ભલે પધાર્યો. (સ્વગત સાશ્ચર્ય) ક્યાં છે એનું ચારિત્ર્ય ને કાળ જેવી ભયંકરતા! આ એના આંખમાંતો કોઈ ત્યાગમૂર્તિની સૌમ્યતા ને મીઠાશ છે)

ક.—(મલકાતા મુખે) ઓ હો હો. રામલાલભાઈ કે 'બહુ થયું કે તમે શેઠના ભેગ જ મળી ગયા મારો ફેરો ટળ્યો. શેઠ ક્યાં છે?

રા.—(આંખથી ચીંધી) આ ઓરડીમાં

ક.—(નમ્ર સ્વરે) પૂજામાં બેઠા છે? ભગવાનની માળા કરે છે?

રા.—હા.

ક.—(નવાઈ પામી) અત્યારે અટાણે?

રા.—એ અટાણે નથી. અત્યારેજ એના માટે ખરું ટાણું છે (પ્રેક્ષક પ્રતિ) છેલ્લી ઘડીએ ભગવાનને કોણ યાદ ન કરે? તેમાં વળી શેઠનો તો અપરાધી આત્મા અહમ્‌ના અંધારના ઓળાનેજ ઘનશ્યામ કૃષ્ણની મૂર્તિ સમજી એનો પાપી જીવ અત્યારે ક્યાં કયોનો એકાગ્ર કરતો હશે.

ક.—તે એમને પૂજા કરતાં કેટલીક વાર લાગશે?

રા.—વાર તમારી વારની જ વાર.

ક.—તો જરા એમને બોલાવો ને કહો કે કાળિયો નાયક આપણા બંનેનો પાઠ માનવા આવ્યો છે

રા.—(સાશ્ચર્ય) પાઠ માનવા અને તે અમારા બંનેનો, અમે તમારા અપરાધી છીએ અને અપરાધીઓનો તો પાઠ માનવાનો હોય કે સજા કરવાની.

ક.—(સસ્મિત) રામલાલભાઈ! કોઈ કોઈનો અપરાધ કરતું નથી માણસ

અણુઅણુ કામ કરે છે ત્યારે તે પારકાનો અપરાધ નથી કરતો પણ કરે છે પોતાનો જ તેનાં પાપ પારકાને પીડતાં નથી પણ પીડે છે પોતાના જ જીવને. ત્યારે બીજાનું પતન નથી થતું પણ થાય છે પોતાના જ જીવનનું માટે તમે મારા અપરાધી છો જ નહિ.

રા —(વિસ્મિત બની) પણ અમે બનેએ પ્રપંચ કરી તમને કાળાપાણી કાઢયા હતા તે અપરાધ નથી !

ક —ના જી. બલ્કે એ તો તમારો મારા ઉપર મોટામાં મોટો ઉપકાર હતો. અને એ માટે આભાર દર્શાવવાને જ હું સ્ટેશનથી સીધો અહીં આવ્યો છું

ગ —(પૂર્વવત્)કોઈને કાળાપાણી મોકલવા તે ઉપકાર !

ક —હા ઉપકાર, કરુણા, કૃપા, રહેમ, મિત્રાચાર જે કહું તે બધું.

ગુ —( સ્તબ્ધ મૌન પછી ) નવી સમજવું હતું.

ક.—વકીલ સાહેબ ! તમે મને કાળાપાણી ન હતો મોકલ્યો !

રા —(વધુ આશ્ચર્ય સાથે) તો ક્યાં !

ક.—તમે મને કેળવણીની શાળાશાળામાં મોકલાવ્યો હતો અદાલતના બેટામાં મારી અધોગતિ થઈ છે મારો ભવ સુધરી ગયો છે એટલે એ કાળાપાણી મારા માટે તો અમરાવતી છે

રા.—( પૂર્વવત્ ) કાળાપાણી ને જમપુરી બરાબર એમ તો સાંભળ્યું છે પણ તમે તો નવી વાત લાવ્યા અને તે અમરાપુરીની

ક.—એ નવી વાત નથી મારા સાહેબ! સંત ઓલિયાઓનાં જો પગલાં પડે તો દોઝખ પણ ગુલીસ્તાન બની જાય !

રા —કાળાપાણીમાં સંત ઓલિયાનાં પગલાં ! તમે તો કાલિકાબાઈ જોકજોકી ગાતી નવાઈની વાતો કરો છો.

ક.—( શ્રદ્ધાપૂર્વક ) મારા ગુરુ પ્રેમસિંહ સંત ઓલિયાઓથી પણ ચઢે.

ગ — કોણ છે એ પ્રેમસિંહ ?

ક —( પૂર્વવત્ ) દેશના કાજે દેશનિકાલ થયેલા દેશપુત્ર, દેશના પ્રાણ, દેશના દેવતા. છ વર્ષમાં તો એમણે મારા દશ દશ ભવના મેલ ધોઈ નાખ્યા છે કથીર જેવા મને તેણે કંચન બનાવ્યો છે પથ્થર જેવા મારા કાળજામાં તેમણે પ્રેમનો દીવો પ્રગટાવ્યો છે. એ દીવામાં મારાં વેર બળી ગયાં છે.

ગ —વાહ, ભાઈ વાહ, તો તો હવે તમે થયા કાળાભગત.

ક.—ખરી વાત. અને તે તમારા પરતાપે એટલેજ આવતાં વેંત પહેલું કામ તમારો પાડ માનવાનું કરું છું

( લાલચંદ બહાર આવે છે પૂર્વવત્ ગોપકા ને કાછીયાણીઓ સાથે જ છે )

લા.—( હસીને ) જય જય કાળાભગત ! (હાથ જોડેલા છે. માથું નમે છે.)

ક —રામ રામ શેઠ, રામ રામ.
બેસો તો ખરા ભગતજી.

લા.—( રામલાલ પ્રતિ ) તમેય મારા ભાઈ વિવેક વિસરી ગયા કે શું ? કાળાભગતને બેસાર્યા પણ નથી.

ક.—શેઠજી ! એ આવકાર માટે આભાર. પણ હવે તો હું જલ્દી મારું પહેલું કામ પૂરું થયું પણ હજી બીજાં બહુ બાકી છે

લા —ના, ના બહુ વર્ષે મળ્યા તે એમને એમ ન જવાય વળી તમે જરૂર ક્યાં ?

ક.—હવે

રા.—પણ તમારું ઘર મકાન તો વેચાઈ ગયું છે

ક —(શાંતિથી) જાણું છું.

રા.—( પ્રેક્ષકો પ્રતિ ) વેચાઈ ગયું નથી પણ વાણિયે વેચાવી દીધું છે

લા.—અને તમારાં બૈરી છોકરી પણ મરી પરવાર્યાં છે.

ગ.—(પૂર્વવત) શેઠના પ્રતાપે રસ્તે રખડતાં બનેલો છવો ક્યાં લગી જીવે?

ક.—(પૂર્વવત) તે પણ જાણું છું. બહુ થયું કે બાગી જંજાળ. આખી વસ્તી હવે મારૂં કુટુંબ છે. આખું ગામ હવે મારૂં ઘર છે સૌના સુખે હું સુખી ને દુઃખે દુઃખી. જે વિદ્યા મને મારા ગુરુએ ભણાવી છે તે હું બધાને સરખા ભાગે વહેંચી આપીશ.

ગ.—કઈ વિદ્યા?

ક.—એ વિદ્યા છે સ્વાશ્રયની, સાદાઈની, સ્વમાનની, સત્કારની. એમાં વેર નથી, ઝેર નથી, મારામારી નથી, શિરજોરી નથી પણ છે પ્રેમ, શાંતિ, સદાચાર ને સમવેદના.

રા.—તમારી વાત ને આશ્રમવાળાઓની વાત મળતી આવે છે.

ક.—ખરી વાત. હવે હું પણ એક આશ્રમ કાઢવાનો છું મારા ગુરુદેવ છૂટશે એટલે ત્યાં પધારશે.

રા.—કાળાભગત! મારી એક વિનંતિ છે.

ક.—ફરમાવો સાહેબ!

રા.—મને પણ તમારા આશ્રમમાં એક ખૂણો કાઢી આપજો.

ક.—વકીલ સાહેબ! એ આશ્રમનાં બારણાં બધા માટે ઉઘાડાં રહેશે. પરંતુ તમે ત્યાં જવામાં વકીલાતની સનંદ લઈ આવશો ને હવેલી શોધશો તો તે નહિ મળે.

રા.—ભલે નહિ મળે, અને તે નજ મળવી જોઈએ. હું આવીશ તે એ સનદની હોળી અને મારી હવેલીની ખેરાત કરીનેજ આવીશ.

ક.—તો પધારજો માગ ભાઈ, સેવા ને સાદાઈ તમારી સેવામાં હાજર રહેશે.

શા.—ને મારા માટે કાળાભગત?

ગ.—તમારા માટે ત્યાં તિરસ્કાર ને બહિષ્કાર હશે.

દા.—ના, ના એમ તો હોય! એ આશ્રમમાં તિરસ્કાર હશે તિરસ્કારનો, નહિ કે જગતના તિરસ્કારપાત્રોનો

રા.—તો શું આપણે લાલચંદ શેઠનો આદરસત્કાર કરીશું?

ક.—આદર! જરૂર આદર કરીશું. પણ તે એમની શેઠાઈનો, મોટાઈનો, વ્યાજખોરીનો, વટાવખોરીનો ને તિજોરીનો નહિ હોય. પણ હશે સામાન્ય લોકાઈનો. એ આશ્રમમાં માણસ જેવા માણસનો ને તેની માણસાઈનો કદિયે અનાદર નહિ થાય.

ગ.—પણ શેઠને માણસ થતાં આવડશે?

શા.—(ગંભીરભાવે) ભાઈઓ! તમને બધાને માણસ થતાં આવડે છે, સાધુ બને નવો ભવ જીવતાં આવડે છે તો તે મને નહિ આવડે? શું હું એટલો બધો નપાવટ છું, નાલાયક છું?

દા.—શેઠજી! માણસ માત્રને લાયક હોવાની લાયકાત જન્મથીજ મળેલી છે માત્ર તે મેળવવાની ઇચ્છા કરો એટલીજ વાર છે ભાઈઓ! માણસ ચીતવે છે ત્યારે હેવાનમાંથી ભીમાન બને છે ને શૈતાનમાંથી દેવ.

શા.—દેવ થવાની લાયકાત તો મારા જેવા અલ્પ પ્રાણીમાં નથી. પણ હા, હું દેવોનો દાસ માણસ તો જરૂર બનીશ.

રા.—તે દિવસે દુનિયા પોતાની ધરી પર અવળે મુખે ફરશે.

શા.—નહિ ફરે ગમલાલભાઈ નહિ ફરે. કારણ (આંખ્યો લોધી) આ ઓરડીમાં ગોંધાઈ રહેતાં મારૂં જીવન પોતેજ ફરી ગયું છે મારી આંખનાં પડળ ઉતરી ગયાં છે મૃત્યુને પાસે આવેલું સમજી મારી આખા આયખાની ભૂખ ભાગી ગઈ છે (કાળાભગત પ્રતિ) ભગતજી! લો આ ચોપડા (ચોપડા કાળાભગતના પગ પાસે ફેંકે છે) એની હોળી કરજો. તથા લો આ દસ્તાવેજની કોથળીઓ.

(ઉપર મુજબ ભભકે છે) આપણુ આશ્રમમાં એ ખપ લાગશે.

ડા.—વાહ, ગુરુજી ફતેહ. કેવો મારા ગુરુના નામનો ચમત્કાર! હજાર હજાર કોશના અંતરે બેઠા છે છતાં શાં એમની તપસ્યાનાં તેજ! જાણે કે સૂર્યદેવતાના અજવાળાં! અંતરનાં અંતરાયો એને અટકાવતા નથી, અવરોધતા નથી.

(જનાનામાંથી અવાજ) તે જમવા આવો છો કે નહિ?

ડા.—હા, આવું છું ના. ના આવીએ છીએ. ત્રણ પાટલા માંડજે.

(મને તરફ અર્થસૂચક નજરે જુએ છે. એમાં ભોજનનું નિમંત્રણ છે.)

(પડદો પડે છે.)

---

# હોયસળોનું હળેબિડ

ભરતરામ ભાનુસુખરામ મહેતા

કર્ણાટકમાંના નદીદુર્ગની પશ્ચિમે વીસેક માઈલ દૂર હળેબિડનાં ખંડેરો આપણે જોઈએ છીએ ત્યારે 'કુંભારની શેરી' નામક એક શેરી સિવાયનું આખું પ્રાચીન રાજધાનીનું શહેર જમીનદોસ્ત થઈ ગયેલું જોઈને આપણો જીવ બળે છે એ શેરી બચી, કઈ, એને લગતી ચમત્કારક વાત જાણવા જેવી છે એ સમયના રાજાની બહેનને બે છોકરા હતા એક પ્રસંગે એ બેઉ છોકરાઓએ રાણીનું કાંઈક અપમાન કર્યું હશે તે ઉપરથી રાજાએ તેમને દેહાંતદંડ ફરમાવ્યો એ પ્રમાણે ન કરવાને બહેને ભાઈને બહુ સમજાવ્યો તે વિનવ્યો, પણ તેનું કાંઈ વળ્યું નહિ ત્યારે તે બાવરી બનીને શેરીએશેરીએ ફરતીફરતી મોટા અવાજે શાપ દેવા લાગી કે, "આ રાજાનું સત્યાનાશ હજો! આ શહેરનાં કુળકાંતિયાં બળજો!" વગેરે. એમ ફરતીફરતી ને શાપ દેતી તે ત્યાંની કુંભાર શેરીમાં દાખલ થઈ ત્યારપહેલાંથી તેને ખૂબ તરસ લાગેલી બીજી શેરીઓમાંના કોઈએ એને પાણી પાયેલું નહિ, પણ કુંભારશેરીમાંના કોઈ દયાળુ રહીશે તેને પાણી પાયું, તેથી તેણે પોતાના શાપમાં થોડોક ફેરફાર કર્યો, ને તે કહેવા લાગી, "આ શહેરની કુંભારશેરી સિવાયના તમામ ભાગનાં કુળકાંતિયાં બળજો!" આખર જતાં એ શાપ બરાબર ફળ્યો, અને હોયસળ રાજાનો નાશ થયો. તેમ પેલી કુંભારશેરી સિવાયનો હળેબિડનો બાકીનો ભાગ પણ નષ્ટ થયો

એ હોયસળ રાજકુટુંબ સોમવંશી યદુકુળનું હતું. તે 'પોયસળ' અને 'ગોયસળ' તથા 'હોયસણ' તરીકે પણ ઓળખાતું તેનું રાજ્ય ઉત્તરે બેલારીથી અને ધારવાડથી દક્ષિણે સાલેમ તથા કોઈમ્બતુર સુધી પ્રસરેલું હતું. સન ૧૧૧૭ નો એક તામ્રપત્ર મળી આવેલો છે તેમાંથી એ રાજકુટુંબની વંશાવળી જાણવા મળેલી છે એ ઐતિહાસિક વંશાવળી વિનયાદિત્ય (સન ૧૦૪૮ થી સન ૧૧૦૫) થી શરૂ થાય છે એ ત્રિભુવનમલ્લ પણ કહેવાતો. તેના પછી એરેયંગ અથવા એરેયગ થયો, અને તેના પછી પહેલો બલ્લાળ થયો તેના પછી વિષ્ણુવર્ધન થયો તે ઉદયાદિત્ય અથવા બિટ્ટિદેવ અથવા બિટ્ટિગ અથવા બીજો ત્રિભુવનમલ્લ અથવા ભુજબલગંગ અથવા વીરગંગ અથવા વિક્રમગંગ પણ કહેવાતો. એણે સદરહુ 'હળેબિડ' શહેરની સ્થાપના કરી હતી એ વખતે તેનું નામ 'દ્વારસમુદ્ર' કે 'દ્વારાવતી' હતું એણે સન ૧૧૧૧ થી સન ૧૧૪૧ સુધી રાજ્ય કર્યું હતું એ રાજા શરૂઆતમાં જૈન સંપ્રદાયનો અનુયાયી હતો, અને તેના પ્રધાન ગંગરાજે અનેક જૈનમંદિરો બંધાવ્યાં હતાં. પરંતુ સન ૧૦૧૬ થી સન ૧૧૩૭ સુધીમાં થઈ ગયેલા રામાનુજે તે કાળે ભક્તિમાર્ગ શરૂ કર્યો તેની અસર બિટ્ટિદેવના મન ઉપર થઈ.

"જૈન સાધુઓ મારા હાથે ભિક્ષા લેવાને પણ તૈયાર નથી હોતા. તેઓ આટલા બધા અભિમાની છે તો પછી મારે એમના સંપ્રદાયને શા માટે વળગી રહેવું?" એવો વિચાર તેના મનમાં આવ્યો, ને છેવટે તેણે વૈષ્ણવ સંપ્રદાયને અપનાવ્યો. તેના હુકમથી ૭૨૦ જૈનમંદિરોને જમીનદોસ્ત કરવામાં આવ્યાં, અને તેમાંના પથરાઓનો ઉપયોગ તળાવની પાળ બાંધવામાં કરવામાં આવ્યો. એ તળાવમાંનું પાણી આજે પણ ત્યાંના લોકો વાપરે છે, અને એની પાળ જોતાં ઉક્ત પ્રસંગ મનશ્ચક્ષુ સમક્ષ ખડો થાય છે.

એની પહેલાં વિનયાદિત્યે હળેબિડની નવરચના કરવાના હેતુથી કેટલા મોટા પાયા ઉપર યોજના કરી હશે, એનો ખ્યાલ ચીનેના વર્ણનથી આવે છે — "એણે જે મંદિરો બંધાવ્યાં તે એટલાં બધાં મોટાં હતાં કે તેમના માટે માટી વગેરે મેળવવા જે ખાડા ખોદાયેલા તે જબરાં સરોવરો રૂપ બની ગયેલાં,

અને તેમના માટે પથ્થર મેળવવા જે ડુંગરા તોડાવેલા તે સપાટ જમીનનું સ્વરૂપ ધરી રહેલા, અને બાંધકામ માટેના મસાલાથી ભરેલાં ગાડાં જે રસ્તે થઈને ત્યાં જતાંઆવતાં તે ખાઈઓ રૂપ બની ગયેલા."

વિષ્ણુવર્ધનની પછી ઉદયાદિત્ય અને પહેલો નરસિંહ અથવા વીરનરસિંહ અથવા વિજય-નરસિંહ તથા બીજો બલ્લાળ અથવા વીર બલ્લાળ તેમ જ બીજો નરસિંહ અથવા વીર નરસિંહ અને સોમેશ્વર તથા ત્રીજો નરસિંહ અને ત્રીજો બલ્લાળ અથવા વીરબલ્લાળદેવ નામક રાજાઓ એ વંશમાં વારાફરતી થઈ ગયા.

વીરબલ્લાળદેવના અમલ દરમિયાન સન ૧૩૧૦ માં દિલ્હીના પાદશાહ અલ્લાઉદ્દીને મલીક કાફરની સરદારી નીચે એક લશ્કર હળેબિડ મોકલ્યું એ વખતે લડાઈ થઈ તેમાં વીરબલ્લાળદેવ હારી ગયો અને કેદી બન્યો એ લશ્કરના માણસોએ હળેબિડની કળાકૃતિમાં લગભગ પૂરેપૂરી ઉડાવી દીધાં એટલું જ નહિ પણ લોકોની કતલ કરી.

ત્યારપછી ગામમાં લૂંટફાટ ચલાવી એ લોકો પુષ્કળ સોનું ને ઝવેરાત લઈ દિલ્હી પાછા ફર્યા. ત્યારપછી સન ૧૩૨૬ માં ત્રીજા મહમદ તઘલખના લશ્કરે હળેબિડ ઉપર ચડાઈ કરી તેના નાશનું જે કાંઈ કામ બાકી રહ્યું હતું તે પૂરું કર્યું. એ પ્રસંગે ત્યાંનાં રાજાપ્રજા તેને કાયમને માટે તજી દઈને ચાલ્યાં ગયાં. વીરબલ્લાળદેવ શ્રીરંગપટ્ટન પાસેના તોંડનૂરમાં ત્યાંથી ગઈ રાજ્ય ભોગવવા લાગ્યો. ત્યારથી આજ સુધી એ હળેબિડ શહેર ઉજ્જડ પડી રહ્યું છે. ત્યાં આજે તો જંગલ ઊગી નીકળ્યું છે

હળેબિડની આવી સ્થિતિમાં પણ બારીક નજરે જોનારને ત્યાંની ગઢની દિવાલોના અવશેષો કોઈકોઈક ઠેકાણે છૂટાછવાયા નજરે પડે છે ખરા. જે સ્થળે રાજાનો મહેલ હતો તે સ્થળ પણ હવે તો ઓળખી કાઢવામાં આવ્યું છે. વળી શહેરનું 'ડુંગરાની શેરી' ઉપરાંત ત્યાંના પાણીના પુરવઠા માટેના હોજના કેટલાક ભાગ પણ ત્યાં જોવા મળે છે

પરંતુ જે કાળે હળેબિડ કે દ્વારસમુદ્ર જાહોજલાલી ભોગવતું હતું તે કાળે ત્યાં 'હોયસળેશ્વરનું મંદિર' તેમ જ 'કેદારેશ્વરનું મંદિર' હયાતી ધરાવતાં હતાં તે એ શહેરના સાચા શણગારરૂપ હોવાં જોઈએ. આજે એમનાં જે ખંડેરો ત્યાં જોવા મળે છે તે મુસલમાન આક્રમણકારોના મૂર્તિપૂજા-વિરોધી સિદ્ધાંતના અમલની સાક્ષીરૂપે ખડાં રહેલાં છે. એ પૈકીનું હોયસળેશ્વરનું મંદિર પહેલાં બંધાવેલું, અને તે વિનયાદિત્યે બંધાવવા માંડેલું પણ તે પૂરું થઈ શકેલું નહિ અને બંધાતાં ચોરાશી વર્ષો લાગેલાં. એ મંદિર બાંધવામાં પાસેના પથ્થરો વપરાયા હતા. એ પથ્થરો ડુંગરમાંથી તોડવામાં આવતા ત્યારે નરમ જણાતા, પણ પાછળથી હવાની અસરને લીધે તેઓ કઠણ બની જતા, એમ જણાય છે આ કારણે એવા પથ્થરો ઉપર કોતરકામ કરવાનું સુતરું થઈ પડતું, અને તેથી જ એ મંદિરમાંનું અદ્ભુત કોતરકામ શક્ય બન્યું લાગે છે એક જ મંદિરમાં બે મંદિરોનો સમાવેશ થઈ જાય, એવી જાતની એની ગોઠવણ હોય એમ જણાઈ આવે છે ત્યાં ગભારો પવિત્ર નંદી હજી મોજૂદ છે, અને તેના ઉપર અનેક યાત્રાળુઓએ પોતાનાં નામ કોતરેલાં તે જણાઈ આવે છે. ત્યાંની વિશેષ ખૂબી એ છે કે ત્યાંના થાંભલાને સંગેમરમરના ચળકાટને મળતો ચળકાટ આપવામાં આવેલો છે તેથી આસપાસની જગ્યાઓ વગેરેનું એમાં પ્રતિબિંબ પડે છે, અને તે આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી નાખે છે એ આખા મંદિરમાંનું કોતરકામ એવું અદ્ભુત છે કે એનો જોટો અન્યત્ર જડવો મુશ્કેલ થઈ પડે તેમ છે. એના આધારે સાતસો ફીટના ઘેરા-વામાં બહારની બાજુએ એક ઉપર બીજી

એમ આઠ પટીઓ છે તેમાં હાથીઓ અને વાઘ તથા ઘોડેસવારો તેમ જ સ્વર્ગીય પશુ-પક્ષીઓ અને રામની સંપૂર્ણ કથાના પ્રસંગો વગેરે ખૂબ સુંદર રીતે કોતરેલાં છે એ ઉપરાંત જાતજાતનાં હિંદુ દેવદેવીઓની મૂર્તિઓ કોતરેલી છે તે પણ આપણને આંજી દે છે, અને આપણાથી કુદરતી રીતે 'વાહ! વાહ!' બોલી જવાય છે

આપણે એ મંદિર જેમને 'કેદારેશ્વરનું મંદિર' જોવા જઈએ છીએ ત્યારે આપણને થનાર ખેદનો ખ્યાલ પણ નથી હોતો એ મંદિર જોતાંની સાથે આપણને તે કાળના લોકોની બેદરકારીનો ખ્યાલ આવતાં ખૂબ ખેદ થાય છે એ મંદિર અસલ તો સાચે જ અદ્ભુત કોતરકામના નમૂનારૂપ હતું પરંતુ વર્ષો પૂર્વે એ મંદિરના વચલા ભાગમાં કોઈ ઝાડે મૂળ ઘાલ્યાં. લોકો વહેમી હશે એટલે કોઈએ એને જડમૂળથી દૂર કરવા તરફ લક્ષ આપ્યું નહિ. તેના પરિણામમાં એ ઝાડ ફૂલ્યુંફાલ્યું, અને છેવટે એ ઝાડે એ આખા મંદિરને તોડીફોડી બહાર ડોકિયું કરી આગળ વધવા માંડ્યું. તેમ છતાં પણ કોઈએ આ દિશામાં કશી પ્રવૃત્તિ કરી નહિ. ત્યારબાદ વર્ષો વીત્યે મહિસુર સરકારે મહિસુર શહેરમાં એ મંદિરને નવેસર ચણાવવાનો વિચાર કર્યો, પણ તે શક્ય લાગ્યું નહિ તેથી એ મંદિરનો પુનરુદ્ધાર હળેબિડમાંની એની મૂળ જગ્યાએ જ કરવાનો ઠરાવ મહિસુર સરકારે કર્યો આથી પેલા ઝાડને જડમૂળથી ઉખેડી નાખવામાં આવ્યું, અને ખંડેરરૂપ એ મંદિરની આસપાસ જે પથ્થર વગેરે પડ્યાં હતાં તેમને એકત્ર કરવામાં આવ્યાં, અને કોઈ નિષ્ણાત સ્થપતિએ મૂળ મંદિરની યોજનાનો નકશો પાછળથી તૈયાર કરેલો તેના આધારે એવા પથરાઓને તેમની મૂળ જગ્યાએ ગોઠવવામાં આવ્યા, અને એમ કરતાં જ્યાં જ્યાં જગ્યાઓ ખાલી રહી ત્યાં ત્યાં ચાલુ કાળના પથ્થર ગોઠવવામાં આવ્યા, અને એ રીતે એ આખા મંદિરને નવેસર ઊભું કરવામાં આવ્યું. આજે એ સ્થિતિમાં એ મંદિર આપણને જોવા મળે છે, અને તેને લગતો ઉક્ત ઇતિહાસ આપણે સાંભળીએ છીએ ત્યારે આપણો જીવ બળે છે પરંતુ એ મંદિરની બાબતમાં આપણું ખાસ ધ્યાન ખેંચે છે એ મંદિર તારાના આકારનું બંધાયેલું છે તેને સોળ ખૂણાઓ છે. તેનું છાપરું શંકુના આકારનું છે, અને તેના ઉપર સુંદર કોતરકામ કરેલું છે

એ બંને મંદિરોના અવશેષો જોઈને અને તેમનો ઇતિહાસ સાંભળીને એ એકાંત સ્થળે ઊભાઊભા આપણને જરૂર ખાતરી થાય છે કે જે કાળે હળેબિડ જાહોજલાલી ભોગવતું હશે તે કાળે મહિસુર રાજ્યમાંના જ નહિ પણ આખા દક્ષિણ હિંદમાંના જોવાલાયક સ્થળોમાં હળેબિડની ગણના જરૂર થતી હશે, અને હજારો લોકો એવા અદ્ભુત સ્થળની યાત્રા કરીને કૃતકૃત્ય થતા હશે. આજે આપણામાંના કેટલા જણ આવા અદ્ભુત સ્થળની હયાતી જાણ્યા પછી પણ તે જોવા જવાને તત્પર થશે? કોઈ તેમ કરે તો આ લેખ લખ્યો સાર્થક થાય. તથાસ્તુ!

# અનુધાર્યો અંત.

પંકજ

રાજગૃહમાં આજે અસાધારણ ઉત્તેજના હતી. લોકોને પ્રસન્ન ચિત્તે ફરતાં જોઈ આગંતુકને લાગતું કે આજે નગરમાં કંઈ ઉત્સવ હશે, પરંતુ ધારીધારીને લોકોની વાતચીત સાંભળતાં એમ જણાતું હતું કે નગરનો નગરશેઠ આજે પુષ્કળ દ્રવ્ય લઈને પ્રવાસ કરી પાછો ફરી રહ્યો હતો. શેઠ દાની અને સર્વપ્રિય હતો, એટલે જનતા તેના આગમનથી પ્રસન્ન હતી. રાજગૃહમાં માત્ર ઉદાસ હતી નગરશેઠની પત્ની ઉત્તરા. ઉત્તરાને એ મહાકામી અને વિલાસી પતિ તરફ પૂજ્યભાવ ન હતો. શેઠના વિલાસને સીમા ન હતી. ભગવાન બુદ્ધનો સુંદર ઉપદેશ શ્રવણ કરી તે વધારે વિરક્ત સ્વભાવની થઈ હતી, પણ પતિની અનુમતિ વગર બૌદ્ધ સંઘમાં જોડાઇ ન શકતી હોવાથી લાચાર હતી તે દુ:ખી ચિત્તે ફરી રહી હતી ફરતાં ફરતાં તેને કંઈક વિચાર આવ્યો, મુખ મલક્યું, તેણે દાસીને બોલાવી. દાસી આવતાં ઉત્તરા બોલી 'વિચક્ષણા! તું જા અને સિરિમાને અહીં બોલાવી લાવ.'

'બા! જો તે આવવા ના કહે તો?'

'દ્રવ્યલોલુપ વેશ્યા દ્રવ્યની પાછળ ઉન્મત્તની માફક ભમે છે માટે અવશ્ય આવશે.' ઉત્તરાએ કહ્યું

દાસી ગઈ. ઉત્તરા ફરી વિચારમાં ગુંથાઇ

સિરિમા હતી રાજગૃહની પ્રસિદ્ધ ગણિકા. તેના વસ્ત્રાવધાનમાં બીજી પચ્ચિસો વેશ્યાઓ રહેતી હતી. પોતાના સુંદર આવાસમાં એક ધનિક યુવક સાથે તે કંઈ વાર્તાલાપ કરી રહી હતી.

'સિરિમા! તારું આ અપાર રૂપ જોઈ રાજગૃહ ઘેલું થયું છે.'

'એ તમારી પ્રશંસાથી હું પણ આનંદિત થઈ છું, પરંતુ એકલી પ્રશંસાથી જ જગતનાં કાર્યો સિદ્ધ થતાં નથી હું પ્રશંસાથી પણ વધારે ઇચ્છું છું ધન અને વિલાસને. મને એવી કોઈ સુયોગ્ય વ્યક્તિ મળી નથી.' સિરિમાએ કહ્યું.

યુવક વ્યથિત થયો. તેની પાસે કંઈ અતુલ વૈભવ ન હતો જેથી સિરિમાને તે ખુશ કરે તે ચૂપ રહ્યો.

સિરિમાને દાસીએ આવી ખબર આપી કે નગરશેઠની દાસી તેને મળવા માંગતી હતી. સિરિમાની આંખો ચમકી તેણે તેને 'અંદર લાવવા કહ્યું'.

યુવક ત્યાંથી ચાલ્યો ગયો. દાસી આવી નમન કરી બોલી 'તમને મારાં શેઠાણીએ બોલાવ્યાં છે.'

સિરિમાએ ખડખડાટ હસીને પૂછ્યું: 'મૂર્ખ દાસી! મને શેઠાણી શા માટે બોલાવે?'

'કંઈ આવશ્યક કાર્ય છે.' દાસીએ કહ્યું.

સિરિમાએ ગંભીર થઈ પૂછ્યું: 'તું જાણે છે કે એક ઘડીમાં હું કેટલું દ્રવ્ય મેળવી શકું છું?'

'શેઠાણીએ તેથી બમણું આપવા કહ્યું છે' દાસી બોલી

'વારુ, તું જા. હું આવું છું.' સિરિમાએ કંઈક વિચાર કરીને કહ્યું

*

ઉત્તરા એક ઓરડામાં બેઠી હતી. સિરિમા આવી અને પૂછ્યું: 'આપે મને શા માટે બોલાવી?'

'મારા સર્વસ્વનું દાન કરવા,' ઉત્તરાએ હસીને કહ્યું

સિરિમા ચમકી; 'દેવી! તમે શું કહો છો!'

'હું સત્ય કહું છું. મે તને મારું સર્વસ્વ આપવાજ બોલાવી છે.'

'શા માટે!'

'મુક્તિ મેળવવા!'

'એ મુક્તિનો શો ઉપયોગ કરશો ?' સિરિમાએ અજાયબીથી પૂછ્યું.

'જગતનું કલ્યાણ કરીશ '

'પણ મને જ દાન કરવાનું શું પ્રયોજન ? જગતમાં બીજા પણ ઘણાં યે પાત્રો છે ?'

'કારણ કે તને જ જોતાં હું જ મને 'એ માટે વધારે પાત્ર લાગી છે ' ઉત્તરાએ હસતાંહસતાં જવાબ આપ્યો

એટલામાં દાસીએ આવીને ખબર આપી કે શેઠ આવી ગયા છે ઉત્તરાએ કહ્યું. સિરિમા તારે શેઠનું મન રંજન કરી એમને વશ કરવાના છે.'

સિરિમાની વ્યવસાયિક બુદ્ધિ સતેજ થઈ તે બોલી. 'વાહ.'

શેઠ આવ્યા. ઉત્તરાએ યથોચિત આદર કર્યો, પરંતુ વિલાસી શેઠની દૃષ્ટિ સિરિમા તરફ હતી. સિરિમાએ પણ કટાક્ષ કીધો. થોડીવાર પછી સિરિમાએ નૃત્યારંભ કીધો. શેઠ ખુશ થયા અને ઉત્તરાને કહ્યું. 'પ્રિયે ! આ સુંદર રત્ન ઓળખાવવા માટે તને ઇનામ આપવું જોઈએ.'

ઉત્તરા બોલી 'નાથ' ! મને અનુમતિ આપો કે હું ભગવાન બુદ્ધનાં ચરણમાં જ આશ્રય મેળવું. એ રત્ન તમારી પાસે જ રહેશે.'

શેઠ મદોન્મત્ત હોવાથી ઉત્તરાની માગણી સ્વીકારી.

ઉત્તરા ગઈ. સિરિમાએ ક્ષણિક વિષાદ અનુભવ્યો પોતાની સર્વ સંપત્તિ તથા પતિને આમ એક ગણિકાને આનંદથી સોંપવાવાળી સ્ત્રી તેને અદ્ભુત લાગી. પરંતુ આસવના આકર્ષણે તેને ફરી રંગરાગમાં પ્રેરિત કીધી

શેઠ સિરિમાના રૂપથી ઘેલા થયા ઉત્તરાને તે ભૂલી ગયા શેઠને અતુલ ધનરાશિમાં સિરિમા પોતાને ભૂલી ગઈ.

એક દિવસ પ્રાતઃકાળમાં શ્રમણોનું એક વૃંદ ભિક્ષા માગતું આવ્યું. શેઠના દ્વાર આગળ આવી એમાંના એક કહ્યું: 'ભિક્ષાં દેહિ'

પોતાની સુંદર નિદ્રામાં ખલેલ પડવાથી શેઠ અને સિરિમા ક્રુદ્ધ થઈ બારી આગળથી જોયું તો નીચે ભિક્ષુઓ ઊભા હતા સિરિમાએ ક્રુદ્ધ થઈને આસવ રાખવાનું વાસણ બારી વાટે તે વૃંદ પર ફેંક્યું પ્રથમ ભિક્ષુક ને તે તે બરાબર માથામાં જ વાગ્યું. રક્તની ધારા ચાલી ભિક્ષુક શાંત સ્વરે બોલ્યો 'માતા ! તો ફક્ત મુઠીભર અન્નની જ યાચના કરી હતી, અપરાધ થયો હોય તો ક્ષમા કરજો !' આટલું કહેતાં ભિક્ષુક મૂર્છિત થયો. બીજા ભિક્ષુઓ તેને લઈને ચાલી નીકળ્યા. સિરિમા ચૂપચાપ ઊભી રહી

સંધ્યા સમયે, સિરિમાએ એક શબ સ્મશાન તરફ જતું જોયું પાછળ શ્રમણોનું ટોળું હતું. ભગવાન બુદ્ધ સર્વેને ઉપદેશ દેતા હતા. લોકો કહેતા જતા હતા કે એક સાધુનું મૃત્યુ થયું હતું. કોઈ ગૃહસ્થના ઘરમાંથી ફેંકાયલા વાસણથી, અજાણતાં. સિરિમા કંઈ ન બોલી. એકાએક દાસીએ ખબર આપી કે એક સાધ્વી સિરિમાને મળવા ઇચ્છતી દ્વાર પર ઊભી હતી. સિરિમાએ તેને અંદર આવવા દેવાની રજા આપી. સાધ્વી આવી. સિરિમા સમજી. તે ઉત્તરા હતી.

'તમે, અહીં શા માટે પધાર્યાં ?' સિરિમાએ કટાક્ષમાં જ પૂછ્યું.

'તને જ્ઞાનનો ઉપદેશ કરવા !

મારે એ જ્ઞાનનું પ્રયોજન નથી. વિહારમાં એ જ્ઞાનનો પ્રચાર કરજો' સિરિમાએ હસીને તિરસ્કારી.

'જગતમાં જ્ઞાનનો પ્રચાર ફક્ત વિહાર સુધી જ નિમિત નથી. હું તો તને એક ભિક્ષુની હત્યાના પાપથી બચાવવા આવી છું ઉત્તરાએ શાંતિથી કહ્યું

'ભિક્ષુની હત્યા મેં કીધી નથી ' સિરિમા છૂટી પડી.

'એમ જુઠું' શા માટે બોલે છે? ભિક્ષુકે તારી ઈર્ષ્યા કીધી ન હતી. ધન દોલત માંગ્યાં ન હતાં. એણે તો ફક્ત એક મુઠી અન્ન જ માંગ્યું હતું, તેમાં આટલો કોપ!'

'મારી નિદ્રામાં વિક્ષેપ પાડનારને મેં તો ફક્ત સજા જ કીધી હતી' સિરિમાએ જવાબ કર્યો

'સજા? શું બોલી? સજા જો એ જ પ્રમાણે તારા પાપોની સજા તને કોઈ કરે તો?' ઉત્તરાએ પૂછ્યું

'મારે એ બધો વિવાદ કરવો નથી તમે કૃપા કરીને ચાલ્યા જાઓ!'

હું તો સ્વેચ્છાથી તને બધું આપીને જાઉં છું. તે કંઈ લેવા આવી નથી પરંતુ સિરિમા! યાદ રાખજે કે એક નિર્દોષ ભિક્ષુકનું રુદન તને સુખે સુવા નહિ દે.'

'ભલે ન સુવા દે: પણ તમે હવે સત્વર જાઓ નહિ તો અપમાન થશે.' સિરિમાએ કહ્યું

'મારૂં અપમાન જગતમાં સંભવતું નથી હતું પણ મર્યાદા મૂકી દે અન્યથા અનર્થ થશે.'

આમ કહિ ઉત્તરા ગઇ. સિરિમા નાગણની માફક ફુંફાડા મારવા લાગી. ઉત્તરાના શબ્દો તેને બહુ સાલતા હતા. તેણે દરવાનને બોલાવી તેને ધમકાવ્યો દાસીઓને ખખડાવી અને આવાસના બારણાં બંધ કરીને પોતાના શાન્તિહીન હૃદયને સાંત્વન આપવાની અસફળ ચેષ્ટા કરવા લાગી.

બીજે દિવસે પ્રાતઃકાળમાં તે જ સમયે શેઠના દ્વાર આગળ 'ભિક્ષાંદેહિ' ની બૂમ સંભળાઈ. નિદ્રામાં વિઘ્ન પડવાથી ગભરાયેલા શેઠ અને સિરિમા બારી આગળ આવ્યાં. જોયું તો ઉત્તરા સર્વે ભિક્ષુકોની આગળ ઊભી હતી અને ભિક્ષા માગતી હતી. શેઠને અતીતનું સ્મરણ થયું. શેઠ વિલાસી હતો, પરંતુ હૃદયશૂન્ય ન હતો. નોકરને બોલાવી કહ્યું 'જા! ભિક્ષુકોને એક હજાર સુવર્ણમુદ્રા આપી આવ!

સિરિમા આ સાંભળી ક્રુદ્ધ થઇ અને બોલી. તમે આ પ્રમાણે લક્ષ્મી લૂટાવવા માંગો છો, તેનું પરિણામ સારૂં ન આવે'.

શેઠ બોલ્યો 'જેણે પોતાનું સર્વસ્વ જગતના કલ્યાણ માટે લૂટાવ્યું છે, તેને માટે જગતના અખૂટ ભંડારો પણ ઓછા છે'

'તમારી પત્ની એ ભલે હોય પરંતુ એ ધનની ઉપર મારો અધિકાર છે હું આપવા દઇશ નહિ એનું વચન હતું કે એ ધનની ઉપર હવે એનો કોઇ પણ અધિકાર રહેશે નહિ સિરિમાએ કહ્યું.

સિરિમા! મેં તો હવે એ મુદ્રા આપી દીધી છે નોકર વહેંચવા પણ ચાલ્યો જો!'

સિરિમા દોડી: એકદમ નોકર પાસે આવી ને થેલી ઝૂંટવી લીધી અને બોલી. 'એ ધન એમ વેડફવાનું નથી'

ઉત્તરા ખડખડાટ હસી અને કહ્યું: સિરિમા! મેં એ ધનની યાચના કરી નહોતી જો એ જ યાચના કરી હોત તો પહેલાં હું તને શું કામ સર્વસ્વનું દાન કરત! મેં તો ફક્ત મુઠી અન્નની યાચના કરી હતી—એક ભિક્ષુક સ્રીની દૃષ્ટિએ ચાલો શ્રમણો! અહીં મુઠી-ભર અન્ન મળવું મુશ્કેલ છે

બુદ્ધં શરણં ગચ્છામિ!
ધમ્મં શરણં ગચ્છામિ!
સંઘં શરણં ગચ્છામિ!

ભિક્ષુકોએ મંત્ર ઝીલી લીધો. તેઓ આગળ વધ્યા. સિરિમા એક કાષ્ટના પુતળાની માફક ઊભી ઊભી જોઇ રહિ.

સિરિમાએ શેઠને કહ્યું, 'હું હવે આ આવાસમાં રહેવા માગતી નથી'

'કારણ?' શેઠે પૂછ્યું

'અહીં રોજની ખટપટ મારે ન જોઇએ.'

'તો આપણે નગર બહાર આપણા ઉદ્યાનમાં રહેવા જોઇએ' શેઠે કહ્યું. શેઠના વિલાસની વૃત્તિ હજી કોઇ સીમા ન હતી

'વારૂ' સિરિમાએ અનુમતિ દર્શાવી.

*

સિરિમાએ રાત્રે ઉદ્યાનમાં સૂતી ત્યારે લાગ્યું કે ઉત્તરા તેની સામે ઊભી રહી હસતી હતી–પોતાના વિજય પર સિરિમા વિચારવા લાગી કે ખરો વિજય કોનો હતો,–તેનો કે ઉત્તરાનો ! ઉત્તરાને તેણે સ્થાન છોડવાની ફરજ પાડી. એ શું વિજયનું ચિન્હ ન હતું ! તે મન મનાવીને સૂતીઃ રાત્રે તેણે સ્વપ્નમાં તે મૃત શ્રમણને જોયોઃ તેણે કહ્યું 'માતા! મેં તો ફક્ત એક મુઠી અન્નની જ યાચના કીધી હતી!' સિરિમા ચોંકી ઉઠી. ફરી સૂતી આ વખતે ઉત્તરા દેખાઇ તેણે કહ્યું. સિરિમા! એક નિર્દોષ ભિક્ષુનું રક્ત તને સુખે સુવા દેશે નહીં. તે ફરી ચમકી બેઠી થઇ, થોડી વાર આમ તેમ જોયા પછી તે ફરી સુતી આ વખતે ભિક્ષુઓની શ્રમણી થઇ ભિક્ષા માંગતી ઉત્તરા દેખાઇ. તેણે કહ્યું. 'સિરિમા ! મેં એ ધનની યાચના કીધી નહોતી, ને એ જ યાચના કરવી હોત તો પહેલાં હું તને શું કામ સર્વસ્વનું દાન કરત ? મેં તો ફક્ત મુઠીભર અન્નની જ યાચના કીધી હતી એક ભિક્ષુ સ્ત્રીની દૃષ્ટિએ. ચાલો શ્રમણો, અહીં મુઠી ભર અન્ન પણ મળવું મુશ્કેલ છે.

બુદ્ધં શરણં ગચ્છામિ !
ધમ્મં શરણં ગચ્છામિ !
સંઘં શરણં ગચ્છામિ !

પછી સિરિમાને દેદિપ્યમાન બુદ્ધની મૂર્તિ દેખાઇ. તે ચિત્કાર કરીને બેઠી થઈ ગઈ દૂરથી વિહારના શ્રમણોથી ઉચ્ચારિત થએલા 'બુદ્ધં શરણં ગચ્છામિ!' મંત્રનો ધીરો પણ સ્પષ્ટ ધ્વનિ આવતો હતો. તેણે ફરી સૂવાની ચેષ્ટા કરી પણ અસફળ થઇ.

'હું આવું છું' કહીને તેણે દ્વાર ખોલી નાંખ્યાં. આસવના પ્રભાવથી નિદ્રામગ્ન સેવકને કંઇ પણ ખબર પડી નહી

સિરિમા ચાલી–ધ્વનિને સંકેત કલ્પીને. કદી ન ચાલવાની ટેવ હોવાથી તેના પગે દુઃખવા લાગ્યા. પરંતુ ધ્વનિનું આકર્ષણ અદ્ભુત હતું. ચાલતાં ચાલતાં તેને લાગ્યું કે ધ્વનિ દૂર અને દૂર જતો હતો. તેના પગે ઉઝરડા પડ્યા, પરંતુ તેણે ચાલવાનું બંધ કીધું નહીં. થોડી વાર પછી તેને લાગ્યું કે ધ્વનિ વધારે સ્પષ્ટ થતો જતો હતો. તે ઝડપથી ચાલવા લાગી. પાછળથી બૂમ પડી. 'સિરિમા! ધીરે ચાલ! આ શું કરે છે?' બૂમ સેવકની હતી સિરિમાએ બૂમને ગણકારી નહીં થોડે દૂર જતા તેણે વિહાર જોયો. ભગવાન બુદ્ધને ઘેરીને ઉભેલા શ્રમણો જોયા. તેમનાથી થોડે દૂર એક નૂતન શ્રમણીવૃંદ શુદ્ધ મંત્ર ઉચ્ચારતું જોયું. તે પણ 'બુદ્ધં શરણં ગચ્છામિ !' યંત્રવત્ બોલવા લાગી. શ્રમણો આ સાંભળી ચમક્યા જોયું તો એક સ્ત્રી ઉભી હતી તેનો અવાજ ધીરો હતો. સર્વે દોડી આવ્યા ઉત્તરાએ સિરિમાને ઓળખી તેને ઉચકીને ભગવાન બુદ્ધ પાસે લઇ ગયા. સિરમા કંઇ બોલી શકતી ન હતી, ફક્ત ધીરેથી મંત્રોચ્ચાર કરતી હતી. તેનો અવાજ ક્રમશઃ ક્ષીણ થતો જતો હતો. સેવ પણ આવી પહોંચ્યા ક્રમશ થતો ક્ષીણ અવાજ થોડી-વારમાં બંધ થઈ ગયો શ્રમણોએ જોયું તો સિરિમાનું શરીર નિર્જીવ હતું. ઉત્તરા તેના આત્માની શાંતિ માટે મંત્રોચ્ચારણ કરવા લાગી. સર્વે યંત્રવત્ તે જ મંત્ર બોલવા લાગ્યા. ભગવાન બુદ્ધે સર્વેને સંસારની અસારતાનો ઉપદેશ આપ્યો

ભગવાન બુદ્ધની આજ્ઞાનુસાર સિરિમાનું શરીર એક સાર્વજનિક સ્થાનમાં જેમનું તેમ રાખી મૂકવામાં આવ્યું કે જેથી તેના સડતા અંગો જોઇ સ્ત્રીના નશ્વર રૂપની ઓપના સંબંધમાં ભિક્ષુઓ અને અન્ય પુરુષોને બોધ મળે. પરંતુ શું આ જોઇ વિલાસી પુરુષોએ કંઇ બોધ લીધો છે ? ઇતિહાસ એનો જવાબ નકારમાં જ આપે છે

# છોકરીઓએ શા માટે પવિત્ર રહેવું જોઇએ ?

‘ કટારસ ’

વર્તમાન યુવક યુવતીઓ જે છૂટછાટથી એક બીજા સાથે હવે હળે છે, તે વિષે કૉલેજમાં ભણતી ચારેક યુવતીઓ અને એક ઘરડાં ડોસી જોડે ચર્ચા કરતાં, મારે તેમને કહેવાનું બન્યું કે, " શાસ્ત્રોનો મે અભ્યાસ કર્યો નથી ધર્મ વિષેનું મારૂં જ્ઞાન અતિ અલ્પ છે યુવાનો પોતાને વધારે ડાહ્યા સમજે છે, એમાં પણ મને વાંધો નથી એટલે છોકરીઓ તમારે સાવિત્રિ જેવી સતી બનવું જોઇએ એમ કહું તો તેનો તમારે મન કશો અર્થ નથી. પણ એટલું તો હું ભારપૂર્વક જણાવું કે તમે કન્યાઓ ચારિત્ર્યમાં સ્ખલિત થાઓ તે તમારા હિતની વિરૂદ્ધ જશે. એવી છોકરીને કયો સારો યુવક પસંદ કરે ? એટલે તેને ઉત્તમ પંક્તિના વર નહિ જ મળે અને તેને ઉતરતા દરજ્જાના પતિ સાથે બળાપામાં જીવન ગુજારવું પડે." મારા આ બોલની યુવતીઓ પર શું અસર થઇ તે હું કહી ન શકું, પણ ડોસીએ મારી આ શિખામણ સદંતર વધાવી લીધી ધર્મને બાજુએ મૂકીએ તો પણ વ્યવહારિક દૃષ્ટિએ આ સૂચના ઉપયોગી નીવડે એમ કહીએ એક વાક્ય ઉચ્ચારી છોકરીઓને ચેતવી.

અપહૃત કરવામાં આવેલી સ્ત્રીઓને અને બળાત્કારે ધર્માન્તર કરવામાં આવેલા લોકોને શુદ્ધિ કર્યા વિના પણ પાછા હિન્દુ સમાજમાં લઇ શકાય છે એ માટે ઉત્તમ કામવિદ્‌ના પીઢ તજ્જ્ઞો લેખો પ્રગટ કરે, ત્યારે પ્રજાને શંકા થાય છે કે એમાં શાસ્ત્રોના વચનો શોધવાની શી જરૂર ? એવા સ્ત્રી-પુરુષોને કંઇ પણ સંસ્કાર વિના અપનાવી શકાય. તેજ પ્રમાણે અદ્યતન વિચારવાળા સ્ત્રી-પુરુષોને પવિત્રતા સંબંધી સ્વાભાવિક રીતે વિચાર થાય કે એમાં શાસ્ત્રના આધારની શી જરૂર ! મનને ઠીક લાગે તેમ કરવું તેમને માટે એટલો જ ખુલાસો કરવો રહે છે કે સમાજનો મોટો ભાગ હજી ધર્મની આજ્ઞા પર શ્રદ્ધા રાખે છે ધર્મની પ્રેરણાથી ઘણાનાં જીવન પવિત્ર રહે છે—અને છે. અનુભવી તજ્જ્ઞો એ જાણે છે અને માટે જ ઉપર્યુક્ત લેખો તેઓ પ્રસિદ્ધ કરે છે એમ છતાં ધર્મની આજ્ઞા બાજુએ મૂકી માણસોને પવિત્રતા ગુમાવવી પરવડે કે નહિ તેજ અહીં વિચારીશું.

છોકરીઓ ચેપી રોગોમાં સપડાય એ મોટો અને પ્રથમ ભય છે પશ્ચિમના સુધરેલા દેશોમાં ગરમીના રોગો સામે વરસોથી સખત ઝુંબેશ ચાલે છે; છતાં એ રોગોનું પ્રમાણ હજી ત્યાં પણ રહ્યું છે તો આપણા દેશમાં એ સંબંધમાં સરકાર કે સમાજ કશી કાળજી રાખતી નથી, ત્યાં એ રોગો કેવા મોટા પ્રમાણમાં હશે તેની કલ્પના કરી જુઓ અને સાદી કે પરમાનો ચેપ લાગ્યો, તો તેના કેવાં અનિષ્ટ પરિણામો આવે ! ભવિષ્યની સંતતિ કેવી નિર્બળ કે અધમ બને ! એગાવડે જાતિરોગોમાં પડતાં આવા રોગોમાં સપડાયેલી છોકરીઓ પોતાની વેદના કોઇને જણાવતાં ડરે છે. એટલે રોગોનું જોર પ્રબળ બને છે. અને ઉપાયો કરી તે રોગને અંકુશમાં લાવવામાં આવે, છતાં તેનું જોર થોડા વરસ પછી પાછું ઉભરે અને કાયાને શિથિલ બનાવે છે અને પીડા પામી અકાળ મરણ શરણ થાય છે વળી એ રોગોનું ઝેર શરીરમાં એક વાર પ્રવેશી ચૂકે તો તેમાંથી પાછળથી અનેક રોગો થાય છે એ રોગોના ભોગ બનેલા માબાપો નિર્બળ સંતાનોને જન્મ આપે છે આમ ચારિત્ર્ય હીન થતાં યુવતીઓ આત્માનું મંદિર દેહને અપવિત્ર કરે છે એટલું જ નહિ, પરંતુ ક્ષીણસત્વ બાળકો પેદા કરી સમાજ અને દેશ પ્રત્યેનું કર્તવ્ય પણ ચૂકે છે.

શરીરને રોગમાં હોમવા ઉપરાંત કર્તવ્ય-ભ્રષ્ટ થવાનો પણ ડર ન હોય, તે લોકો વિચારી જોશે તો લગ્ન વિનાના લોકોમાં બીજા લાભ દેખાશે. સંતતિ નિયમન માટે જે સાધનો મળે છે તે વિશ્વાસપાત્ર હોતાં નથી. એ માટેની દવા પણ નિષ્ફળ નીવડે છે અને શરીર રોગિષ્ટ બનાવે છે. અને ઘણીવાર તો એવી દવા જીવ લે છે ન્યુયોર્કના માર્ગારેટ સેન્ગરના સંતતિ નિયમનના દવાખાનાના ડાક્તર હેન્ના સ્ટોને ઝીણવટભરી તપાસ કરી જાહેર કર્યું છે કે ડાક્તરો શ્રદ્ધા રાખે છે એવી ઉત્તમ કંપનીનાં સંતતિનિયમનનાં સાધનો અને દવાઓ મે તપાસી જોઇ છે. તદ્દન ભરોસાપાત્ર ગણાતાં આ સાધનો અને દવાઓ તેવી નથી એમ મારે કહેવું પડે છે જેથી માત્ર ૧૦ ટકા જ સહિસલામત છે સપોઝીટરી માત્ર ૫૦ ટકા જ ઉપયોગી નીવડે છે કાકમાં કાંક ડુસ માત્ર ૧૦ ટકા જ કામ આપે છે” આ અખતરા પછી બીજા ડાક્તરોએ એ વિષે વધારે શોધખોળ કરી તેના પરિણામે ઉપરનો અભિપ્રાય સંગીન જણાયો અને આ વસ્તુઓ અવિશ્વાસપાત્ર છે એમ સાબિત થઇ ચૂક્યું છે.

આવા ઉપાયો છતાં યુવતીઓ ગેરકાયદે ભોગ ભોગવતાં સગર્ભા થાય ત્યારે છેવટે નિરુપાયે તેઓ ગર્ભપાતનો આશ્રય શોધે છે અને એ ઉપાય તદ્દન ભયંકર અને જીવલેણ છે પશ્ચિમના દેશોમાં એ માટે દવાખાના છે, છતાં ત્યાં પણ આ વસ્તુને કુદરતી જન્મ આપવા કરતાં દશ ઘણી વધારે ભયાવહ ગણી છે તો આ દેશમાં બીનશાસ્ત્રિય પદ્ધતિ કેવી જીવલેણ બને છે! આ ઉપાયનો આશરો લેતાં કેટલીય યુવતીઓ પ્રાણ ગુમાવે છે. અને પ્રાણ ન ગુમાવે તે રોગિષ્ટ કે કાયમની વંધ્યા બને છે. ધર્મની આસ્થા હોય કે નહિ હોય, છતાં શરીર, ભવિષ્ય, સંતાન અને સ્વાર્થ સારૂ પણ છોકરીઓએ પવિત્ર રહેવું આવશ્યક છે.

ગર્ભપાતથી માત્ર શરીરને જ હાનિ પહોંચે છે એટલું જ નહિ, પણ તેને મોટો માનસિક આઘાત થાય છે પ્રસવકાળે પત્નીઓ અતીવ ભોગને શાપ આપે છે એ ખરૂં, છતાં તે વેદનાનું શમન થતાં તેને લાલન પાલન માટે સુંદર, તદુરસ્ત બાળક મળે છે અને તેની સંભાળ રાખવા માટે તેને પ્રેમાળ પતિ હોય છે. અપરિણીત યુવતીઓને ગર્ભપાત પછી એવા સુખની આશા નથી પણ વધારામાં એ કમ-કમાટીભર્યો અનુભવ તેની સારી જિંદગી ચીતરી ઉત્પન્ન કરતો થાય રહે છે. આમ એક પછી એક સર્વે વાતોની તુલના કરી જોવામાં આવે તો લગ્ન બહાર ભ્રષ્ટ થવા માટે એક કે બીજું દુઃખ ચોક્કસ રહે છે.

આ બધા ભયો ન હોય છતાં પતિવ્રતા રહેવાની મોટી આવશ્યકતા છે એવો અભિપ્રાય ઉત્તમ માનસશાસ્ત્રીઓએ અને ડાક્તરે દર્શાવ્યો છે, તે વિસ્તારભયે અહીં ટાંકતો નથી. તેમજ પતિત થયેલી યુવતીએ પોતાના અનુભવને શાપ આપી લગ્નની પવિત્રતા જાળવવા શિખામણ આપી છે તેનો માત્ર ઉલ્લેખ કરી જ અટકું છું.

અપરિપક્વકાળે આવા અનુભવો સંપૂર્ણ વિકાસને અવરોધે છે. ચારિત્ર્ય ભ્રષ્ટ થતાં શરીર મન, અને જ્ઞાનતંતુઓને ક્ષોભ લાગે છે અને તે કપથી આવતી ખામી આખી જિંદગી બગાડે છે. વળી પ્રેમ, પતિ અને સંતાન વિષેના આદર્શો ભસ્મ થતાં, મહેચ્છા સેવતી, ઉજ્જ્વળ ભાવિ વિષે સ્વપ્નાં રચતી ઉર્મિલ યુવતીઓ અભાગણી બને છે વળી છોકરી એમ સમજે છે કે “મે પાપ કર્યું છે” એ ભાવના જ તેમનું જીવન બગાડી મૂકે છે, તેઓ લઘુતાભાવ અનુભવે છે અને તેમને માટે સફળ જીવનની આશા રહેતી નથી.

છતાં કેટલીક યુવતીઓ એવા અનાચારને પાપ લેખતી નથી, તેને વળી લઘુતાભાવ કેવો એવો પ્રશ્ન કરવામાં આવે, તો તે માટે

ખુલાસો કરવો રહે છે કે તેને સમાજથી અલગ રહેવુ પડે છે. તે એકાંત જીવનમાં સબડે છે. તેને પ્રમાણિક મિત્રો હોતા નથી. તે ભલે પોતાને બહાદુર માને, પણ તે એકલવાયી ઝૂરે છે એવો અનેકોનો અનુભવ છે. પ્રેમ કરી નિકટ સબંધમાં આવી યુવકો યુવતીઓને છોડી જાય છે ત્યારે ઘણી યુવતીઓને સખત આઘાત લાગે છે. તેમનુ જીવન ઝેરમય બને છે દુનિયાની ભલાઈમાંથી તેની શ્રદ્ધા ઉઠી જાય છે અને તેનું જીવન કડુ બને છે અને તેઓ બીજાઓને પણ કંઈક થઇ દુઃખી કરે છે. એવી સ્ત્રીઓ સમાજને ખરે ભયરૂપ છે.

ઉપરની હકીકત ધ્યાનમાં રાખીયે, તો છોકરીઓ "એમાં ધર્મ શુ અને નીતિ શું!" એવી વાતો કરે તો તે તદ્દન અર્થ-રહિત છે એમ સમજાશે. પવિત્રતા સમગ્ર જીવન સુધારે છે અને ચારિત્ર્ય ભ્રષ્ટતા જીવનના પ્રત્યેક અંગ પર માઠી અસર કરે છે. દરેક રીતે આ કથન તપાસી જોઇશુ તો તેમાં રહેલું સત્ય વધારે ને વધારે સ્પષ્ટપણે દેખાશે.

ચોરી છુપીથી અપરણિતો જાતીય ભોગ ભોગવે તો તે માનસશાસ્ત્રની દૃષ્ટિએ અતિ હાનિકારક છે એમ કારણો દર્શાવી નિષ્ણાતો અભિપ્રાય આપે છે. એ વિગતો અને કારણોના ઊંડાણમાં અહીં ન ઉતરતાં, એ અભિપ્રાય ઘણા વ્યવહારીક ડાહ્યાઓએ સ્વીકાર્યો છે એટલું જણાવવુ પૂરતું છે.

વૃત્તિઓનુ દમન કરવાથી મત્તાઘાત થાય, એમ કહી અનાચાર સેવવા તત્પર થનારાઓએ જાણવું જોઇએ કે ચારિત્ર્યભ્રષ્ટ થયા પછી ઘણી વૃત્તિઓને દબાવી પડે છે તો તેના મત્તાઘાતનો ખ્યાલ રાખો સ્વતંત્રતાથી પ્રેમીને મળી શકાતુ નથી, બીજાઓને મળતાં સંકોચ રહે છે, પૂરી છૂટથી લોકો સાથે વાતો થતી નથી, જેને વિષે વાતો કરવા મન થાય તેને વિષે એક પણ શબ્દ બોલી શકાતો નથી ચારિત્ર્યભ્રષ્ટ થતાં કેટલી વૃત્તિઓનું સખત અવરોધન કરવુ પડે! અપરણિત ભોગો ભોગવનાર યુવક કદાચ પાછળથી પરણે તોયે તેમણે જે અઘટતી છૂટ અગાઉ લીધી હતી, તેથી તેઓ એક બીજામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી શકતાં નથી.

પુરૂષ એક છોડી બીજી લલના પાછળ જાય છે. પરંતુ પ્રથમ લલનાને માનસિક આઘાત થાય, તેની વ્યથા તે જીવનભર ભોગવે છે. ભ્રષ્ટચારિત્ર્ય લઘુતાભાવ અનુભવે છે તેથી પોતાની આત્મશ્રદ્ધાની કસોટી કરવાની ઈચ્છાથી વધારે ને વધારે અધઃપતનમાં પડે છે પુરૂષો પણ આમજ વધારે અવનત થાય છે "વખત બદલાઈ ગયો છે હવે તમે સતીત્વની ડંફાશ ન હાંકો. યુવકો પણ આ બધું સમજે છે" એવુ કહેનારને ચેતવણીરૂપે કહેવુ રહે છે કે સમય પલટાયો છે એ ખરૂ છે પણ મનુષ્ય સ્વભાવ પલટાયો નથી. ભ્રષ્ટ થયેલી યુવતીઓ યુવકો પસંદ કરતા નથી. અદ્યતન યુવકો વાતો ભલે તેવી કરે છતાં પોતાના લગ્નનો પ્રશ્ન ખડો થાય ત્યારે કવિ કાળીદાસે ગાયેલુ "અનાઘ્રાત" પુષ્પ પસંદ કરે છે. આ સત્ય હકીકત છે. સામાજિક શોધખોળ કરનારાઓએ, પશ્ચિમના દેશોમાં અસંખ્ય ગ્રેજ્યુએટોની ખાનગીમાં તપાસ કરી માહિતી એકઠી કરી જાહેર કર્યું કે "છાનો અનુભવ કદાચ સહેજ ઓછો થયો હશે, છતાં તે હજી સર્વત્ર જોવામાં આવે છે અને યુવકો કુમારીઓને જ પસંદ કરે છે." પશ્ચિમના યુવકોની આ વાત તો આપણા દેશના વિચારો કેવા હશે તેની કલ્પના કરી જુઓ.

વળી કુમારિકાઓને પોતાનુ સારૂ નામ ગુમાવવું પરવડે નહિ. તેણે ચારિત્ર્યમાં શિથિલતા બતાવી હોય, તો યુવકવર્ગમાં તેનું નામ હલકું પડી જાય છે. તેને ગમતા ન ગમતા યુવકો પણ તેની એઠી મશ્કરી છૂટથી કરે છે અને જાણે તે જાહેર વસ્તુ હોય તેમ

તેની માગણી પણ થાય છે એ ઘણી યુવતીના અનુભવની વાત છે. હોશિયાર અને હિમ્મતવાળી છોકરીઓ પણ પવિત્રતા ગુમાવે તો તેની સ્થિતિ કફોડી થાય છે, અને અણુ-ગમતા યુવકોની પજવણીથી તેઓ બીકણ કાયર અને માનસભગ્ન થતાનું જાણ્યું છે.

ઓલ્ગા નૉર્ફે યથાર્થ જ કહ્યું છે કે "જાતિય સંબંધ એ માત્ર અંગત ખાનગી બાબત નથી. પરંતુ એ પ્રજાનો આખા સમાજ જોડે સંબંધ છે " રશિયામાં યુવતીઓ તરસ લાગે ને પાણી પી લઈએ એવી પધ્ધતિ જાતિય સંબંધ પરત્વે અખત્યાર કરી જોયા પછી તેમને કડવા અને દુ:ખદ અનુભવો થયા પુરુષો અતિ સ્વાર્થી જણાયા અને ખુદ લેનિનને એવી પ્રથા સામે સખત ચેતવણી આપતી જાહેરાત કરવી પડી, એ બીના હિંદી યુવતીઓએ ખાસ યાદ રાખવી ઘટે.

"કળિયુગ આવ્યો છે અને સર્વત્ર અનાચાર પ્રવર્તે છે એ માન્યતા ખોટી છે ઘણા અનુભવીઓ સાથે એ વિષે ચર્ચા કરી જોતાં, જાણવા મળે છે કે સમાજનો મોટો ભાગ હજી લગ્ન સંબંધોમાં પવિત્રતા જાળવી રહે છે. સમાજના માત્ર પંદરેક ટકા જ લોકો ચારિત્ર્યમાં સ્ખલિત થાય છે. અને તેમની વાતો જનતામાં અતિ છૂટથી ચર્ચાય છે તે ઉપરથી ઘણા લોકો ખરાબ છે એમ માની લેવાની કોઈએ ભૂલ ન કરવી. સામાજીક શોધખોળ કરવા માટે મને પ્રસંગ મળ્યો નથી, પણ પુખ્ત ઉમ્મરના પુરુષોનો વિશ્વાસ સંપાદન કરી હું જાણી શક્યો છું કે તેઓ આખા જીવનમાં ચુસ્તપણે એકપત્નીવ્રતધારી રહ્યા છે તો પવિત્ર સ્ત્રીના ટકા ઘણા વિશેષ હશે એમ સહજપણે આપણે માની શકીએ.

પુરુષ બગડે તો ઘર બહાર થૂંક્યા બરાબર અને સ્ત્રી બગડે તો બહારથી ઘરમાં લઈ થૂંકે તેના જેવું છે એ માન્યતા સાથે મારા વિચારને કંઈ લેવા દેવા નથી. કુમારો, યુવકો અને પુરુષોએ પણ પવિત્ર રહેવાની ફરજ છે પરંતુ સ્ત્રીની જવાબદારી વિશેષ છે તેનું સ્ખલન થાય તો તે મોટા ભયો અનુભવે છે તેથી જ અહીં મે યુવતીઓની પવિત્રતા વિષે ચર્ચા કરી છે. આથી કોઈ એમ ન માને કે પુરુષોની પવિત્રતા માટે જુદા નિયમો છે.

એક પિતાને કોઈએ પૂછ્યું કે "તમારા છોકરા છોકરીઓ પવિત્ર જીવન ગાળે તે માટે તમે શું કાળજી લો છો ?" તેણે વિસ્તારપૂર્વક આપેલા જવાબમાંથી અહીં હું માત્ર એકજ મુદ્દો છેવટે રજુ કરું છું. "ધાર્મિક કે વ્યવહાર-દષ્ટિએ જોઈએ તો કરીને પવિત્ર રહેવું જોઈએ એ ખરૂં છે. છતાં આટલી બાબતો યુવકોને જણાવ્યાથી તેમના પર જોઈતી અસર થાય કે ન પણ થાય, તેથી હું વિચાર કરી ચોક્કસ અભિપ્રાય ધરાવું છું કે યુવાનો સમક્ષ પ્રેમ, પતિ, પત્નિ, સંતાનના આદર્શો ધરવા. ઉર્મિલ યુવાનો આદર્શો માટે તન, મન, અને ધન અર્પણ કરે છે દેશભક્તિથી પ્રેરાઈ કેટલાય યુવાનો પ્રાણ આપે છે. તો આ આદર્શો તેમની નજર સમીપ રહે તો તેઓ જરૂર પવિત્ર જીવન ગાળતા થાય અને તેના સંસારને સુખી બનાવે " આ સૂચન આપણને માર્ગદર્શક બનો. અસ્તુ.



---

"તું કોણ છે ?" એવો પ્રશ્ન મને કોઈએ પૂછ્યો, ત્યારે માત્ર એક જ વાર મારી જિંદગીમાં હું મૂક થઈ ગયો. ખ. જીબ્રાન

* * * *

મારો આત્મા અને મારું શરીર અન્યોન્યને ચાહવા લાગ્યા અને તેમણે એક બીજા સાથે લગ્ન કર્યું, ત્યારે હું દ્વિજ બન્યો, ખ. જિબ્રાન

# આંતરરાષ્ટ્રીય રાજકારણ

□
પ્રફુલ્લચંદ્ર શાહ

પેલેસ્ટાઇનનું શું કરવું તેની કશી વ્યવસ્થા યુનો યોજી શકી નહિ, છતાં તે જહન્નમમાં જાય કે તેનું ગમે તે થાય એવી બેપરવા દર્શાવી અંગ્રેજો ૧૫ મેએ ત્યાંથી બીનજવાબદારપણે નીકળી ગયા. જ્યુઓને સ્વદેશ આપવાની બાલ્ફર જાહેરાત પ્રગટ કરનાર, આરબોનો નં. ૧ દુશ્મન ૭૩ વરસનો ડોસો ડૉ. વીઝમન આઇઝરેલ સરકારનો પ્રેસિડન્ટ નીમાયો અને રશિયા પ્રવેશ કરશે એવી બીતિથી ગભરાઇ ટ્રુમેને આ સરકાર માન્ય રાખી સ્વીડન, ન્યુઝીલેન્ડ, દ. આફ્રિકા, રશિયા, અને પૂર્વયુરોપના ઘણા દેશોએ આ સરકારને માન્ય રાખી. પણ જ્યુઓને વચનો આપનાર અંગ્રેજોએ આ સરકારને માન્ય ન રાખી એટલુંજ નહિ, પરંતુ આરબોને શસ્ત્ર સામગ્રી અને સૈન્ય માટે ઓફિસરો આપ્યા જેરૂસલમમાં મુસ્લિમોને હંફાવનાર સિંહહૃદયના રાજા રિચાર્ડના વંશજોનાં આવા કૃત્યોથી તેમના પૂર્વજો શરમિન્દા બન્યા હશે એ નિઃસંશય છે

આરબો સુસજ્જ બની રાહ જોતા હતા. અંગ્રેજો એક બાજુ નીકળતા હતા, ત્યારે તેઓ તરતજ જ્યુઓ પર હુમલા કરતા દામસ્ક થયા ઇજિપ્તના લશ્કરે જ્યુઓને બે સ્થળે ગાઝા અને બીરશેબા આગળ તરત જ હરાવ્યા પૂર્વમાંથી પા અબદુલ્લાના લશ્કરોએ બે સ્થળે હુમલા કરી જેરિચોએનો કબજો કર્યો ઉત્તરમાંથી ઇરાકી લશ્કર દોડી આવ્યું, જોર્ડન નદી ઓળંગી જ્યુઓ પર ફટકો માર્યો અને લીબાનીઝ અને સિરિયન લશ્કરે ઉત્તર અને ઇશાનમાંથી જ્યુઓ પર આક્રમણ કર્યું. અરબોને યહૂદીઓ બારૂપ છે માટે ઇજિપ્તે લશ્કર મોકલ્યું છે એવી ખબર યુનોને આપવામાં આવી! ટેલઅવિવ પર બોમ્બમારો ચલાવી જ્યુઓનો પ્રતિકાર શિથિલ કરવામાં આવ્યો આ બોંબમારામાં પોલિશ વહાણ પણ સપડાઇ ગયું ૧૫ મી શનિવારે વહેલી સવારે આ બધું બન્યું એવી આરબોની તૈયારી હતી. ઇજિપ્ત પણ ત્યારેજ બોમ્બમારો શરૂ કર્યો.

આરબી રાજ્યોની અંદર અંદર તીવ્ર હરિફાઇ છે, છતાં જ્યુનો સામનો કરવામાં આંતરિક ભેદો ભૂલી તેઓએ એકસંપી સામનો કર્યો. કામચલાઉ સુલેહની શરતો અમલમાં મૂકતાં ઢીલ થઇ તેમાં બંને પક્ષો એક બીજા પર આરોપ મૂકે છે. અંગ્રેજોએ આરબોને હથિયાર અને અફસરો પૂરા પાડયા યુનો કમીશન સુલેહની શરતો સબંધી દેખરેખ રાખશે, કાયમી સુલેહ માટે પ્રયત્ન કરશે. આ પ્રવૃત્તિમાં ટ્રાન્સજોર્ડનમાં રહેતો બ્રિટીશ એલચી સર એલેક કર્કબ્રાઇડ મુખ્ય ભાગ ભજવી રહ્યો છે

અંગ્રેજો અને અમેરિકનો સામે રશિયાએ બર્લિનમાં લીધેલાં પગલાંથી અમેરિકામાં ભારે ખળભળાટ જાગ્યો અને સામાન્યતઃ અમેરિકનો વિગ્રહની વાતો કરવા લાગ્યા, પણ અંગ્રેજો શાંતિથી આ બનાવો નિહાળી રહ્યા. યુ. એસ. એ એ હવાઇદળ વધારવા નક્કી કર્યું, તેનો કાફલો ડાર્ડનલ્સ આગળ આંટા મારવા લાગ્યો, અલાસ્કામાં તેણે સૈનિકો મોકલ્યા. લોખંડી પડદો રાખવાનો રશિયા પર આક્ષેપ મૂકનાર અમેરિકનો યુરોપની ખંડસ્થ ભૂમિ પર હવાઇદળની શું પ્રવૃત્તિ કરી રહ્યા છે તે ઉપર સખત ચોકપહેરો રાખી રહ્યા છે. સેનેટર લૉજે ટ્રેડ કમિશન સમક્ષ ભાષણ કરતાં કહ્યું. "હું ખરૂં કહું છું કે રશિયા એકલું આટલા કમ્યુનિસ્ટો જગતમાં ઉત્પન્ન કરી શક્યું ન હોત, ગરીબાઇ, ભૂખમરો, દોલતની અસમાન વહેંચણીને લીધે કમ્યુનિસ્ટો વધે છે આપણે એ સ્થિતિ ટાળવી જોઇએ."

જનરલ માર્શલ પણ એવુંજ કહી ઉમેરે છે કે, "શસ્ત્રોથી સામ્યવાદનો નાશ ન થાય, વિચારોનો વિરોધ કરવા પ્રબળ વિચારો જોઈએ. અમેરિકાએ તાત્વિક દૃષ્ટિ ચોખ્ખી રીતે જગત સમક્ષ ધરવી જોઈએ." લોર્ડ-બીવરબ્રૂક પણ એવું કહી જણાવે છે કે "યુદ્ધ ફાટી નીકળે તો તે માટે યુ. એસ. એ. જવાબદાર છે રશિયા અમેરિકા વિરુદ્ધ થશે, એમાં ઇંગ્લેન્ડને કંઈ નિસ્બત નથી રશિયાએ નહીં, પણ અમેરિકાએ આક્રમણકારક નીતિ અખત્યાર કરી છે" એમ તે કહે છે અને પશ્ચિમ યુરોપનું સંગઠન અનર્થકારક અને માર્શલ યોજનાની મદદ ઇંગ્લેન્ડને હાનિકારક છે એમ વર્તમાન પત્રોનો ટોરિ આગેવાન માને છે. ટ્રુમેન આર્થિક ફુગાવા સામે લોકોને સખત ચેતવણી આપે છે અને એ વિષે સ્થિતિ સુધરે નહીં તો અમેરિકાને ભારે પડશે. દ. અમેરિકા નજીક જોઈતા ટાપુઓ માટે અમેરિકન ચળવળ ચાલુ છે, પણ તેમને માત્ર અમેરિકનોના વિરોધનો જ ડર રહે છે ભાગોટા પરિષદમાં સમાધાન પડયા પછી, ત્યાં કમ્યુનિસ્ટ સામે કડક પગલાં લેવામાં આવ્યાં છે અને એસ સિવાએ રશિયા જોડેનો ગજદારી સંબંધ તોડી નાખ્યો છે

માર્શલ યોજનામાં ૨૫ ટકા કાપ મૂકવા માટે ઠરાવ થાય છે, પણ તે ઠરાવ પડતો મૂકવા માટે સરકારી પ્રતિનિધિ આગ્રહ સેવે છે રશિયાને લોખંડ કે સામાન ઇંગ્લેન્ડ હજી વેચે છે, તો તેને શા માટે આર્થિક મદદ અમેરિકનો આપે એવા સવાલો સેનેટરો ઉઠાવે છે પૂર્વ અને પશ્ચિમ યુરોપના દેશોના વેપાર પર અંકુશ માટે અમેરિકન આગ્રહ રાખશે, તો માર્શલ યોજનાની આબાદીખો થઈ જશે એ નિઃસંશય છે પણ દેશોને આ આર્થિક મદદના બોજે પણ પોતાની તટસ્થતા ગુમાવી પરવડે નહિ

અમેરિકા આર્થિક મદદ અનુભવશે અને યુરોપમાંથી તેનું વર્ચસ્વ ઓસરી જશે એવી રશિયન માન્યતાઓ ખોટી છે એમ મોલો-ટોવને સમજાવવા માટે ટ્રુમેન અને માર્શલે જનરલ બેડલ સ્મિથને રશિયા મોકલ્યો. સ્મિથ સાથે થયેલી વાતચીત મોલોટોવે તેની પાસે છપી મગાવી. પછી તે બાદ રશિયન જવાબ સાથે રશિયાએ પ્રગટ કરી. આથી ટ્રુમેન અને માર્શલને ખોટું લાગ્યું કે ખાનગીમાં થયેલી વાતો રશિયાએ બહાર પાડવી ન હતી. માટે રશિયા સાથે હવે અમેરિકા વાટાઘાટ કરવા પણ ઇચ્છા રાખતું નથી અને તે હો પણ રશિયન પ્રચાર માટે મોલોટોવે આ સુઅવસર તક સાધી લીધી.

ફ્રાન્સ, ઇંગ્લેન્ડ અને અમેરિકા વ્યાપ્ત જર્મન પ્રદેશોનું એકીકરણ કરવા માટે ફ્રાન્સની નીતિ આડે આવતી હતી તે માટે છૂટ છાટ મૂકી એ ભાગોનું એકીકરણ કરવા માટે લંડનમાં નિર્ણય કરવામાં આવ્યો છે રૂહર પ્રદેશ આંતરરાષ્ટ્રીય દેખરેખ હેઠળ રાખી ફેડરલ સરકાર સ્થાપવા માટે નક્કી કરવામાં આવ્યું છે પોતાના જર્મન પ્રદેશમાં રશિયાએ 'લોકશાહી' મધ્યસ્થ સરકાર સ્થાપી હતી. હવે પશ્ચિમના ગાળો સંબંધી વિગતો જાણતા હજી તે વધારે 'સુધારા' આપ્યાની જાહેરાત કરશે અને જર્મનનું વિભાગીકરણ કર્યાનો આરોપ ઇંગ્લેન્ડ અમેરિકા પર કરશે એ નક્કી છે.

યુરોપમાં પશ્ચિમના દેશોની કાયમી સમિતિએ સહકારી યોજના માટે એક સમિતિ નીમી છે. એ સોળ દેશોની હદોમાં યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ યુરોપ સ્થાપવાના હેતુ માટે એક કમિશન હેગ-લંડનમાં ભરવામાં આવી અને ફ્રાન્સમાં દ ગોલ અત્યારની સરકાર સામે જોરથી પ્રચાર કરે છે અને અમેરિકન આર્થિક સહાયથી ફ્રાન્સની પરિસ્થિતિ સુધરે તે પહેલાં તે ત્યાં પોતાની સરકાર સ્થાપન કરવા તૈયારી કરી રહ્યો છે માર્શલ યોજના પ્રમાણે ઇંગ્લેન્ડને સૌથી વધારે મદદ મળશે પહેલા વરસે તેને

૧, ૩૨૪, ૦૦૦,૦૦૦ ડોલર અમેરિકા આપશે પહેલા વરસે સ્વીટ્ઝર્લેન્ડ અને પોર્ટુગલને અમેરિકન આર્થિક મદદ મળશે નહિ. માર્શલ યોજના અનુસાર મળતા પૈસા રૂ. પેટ્રોલ, તમાકુ જે વસ્તુઓ માટે કેમ કેમ અને કેટલા વાપરવા એ વિગતો પણ નક્કી કરવામાં આવી છે.

ઇટલિની ચૂંટણીમાં સામ્યવાદીઓ જોઇતી બેઠકો મેળવી શક્યા નહિ અને ગેસ્પર બહુમતિથી હવે રાજ કરી શકશે. પણ અમેરિકન પ્રલોભનો જાણવા હોય તો સેનેટર લોજે કહ્યું તે આપણે ભૂલવું ન જોઇએ. તેણે કહ્યું કે યુદ્ધ વિરામ પછી, ૧૮,૦૦૦ લાખ ડોલર આપણે ઇટલિને આપ્યા છે, છતાં એજ મુદતમાં ઇટલિમાં કમ્યુનિસ્ટોની સંખ્યા ૬૦,૦૦૦ થી વધી ૨,૫૦૦,૦૦૦ થી ની થઇ છે. યુરોપમાં સૌથી ઓછા પગારવાળા વડા પ્રધાન ગેસ્પર છે તેને માત્ર ૭૦ પૌંડ માસિક વેતન મળે છે. તેનો પ્રતિસ્પર્ધી કમ્યુનિસ્ટ આગેવાન ટોગ્લી ભારે અતિ પ્રતિભાશાળી પ્રખર નેતા છે અને ઉર્મિ ઓ ઉશ્કેરીને નહિ પણ સરળ દલીલોથી તે જનતાને દોરી શકે છે. તે કહે છે કે "અમે ખંતપૂર્વક લડત લડીશું, તેમાં અમને સફળતા ન મળે તો અમે અમે તે પ્રકારે લડત ચલાવીશું." એટલે એ ઇટલિ સરકારને નિરાંતે રાજ કરવા દે એમ માની શકાય નહી. ખેતીમજુરોની હડતાળ શરૂ થઇ ચૂકી છે અને માર્શલ યોજનાની સહાય લેવા સામે પુકારો થાય છે.

રશિયા જેડે કરેલી સુલેહ ફીનલેન્ડ પાર્લમેન્ટે ઘણી મોટી બહુમતિથી સ્વીકારી છે. પણ પોસ્ટડેમના કરાર. પ્રમાણે રશિયાએ ઓસ્ટ્રિયા પાસે લેવાનું વળતર પણ હજી તેને મળતું નથી અને અમેરીકા તેમાં આડખીલી ઊભી કરે છે રશિયા લશ્કરી સરંજામ વિશાળ પાયા પર ઉત્પન્ન કરે છે અને તેની સેના

હજી વિશાળ છે એમ અમેરિકા તેના પર આરોપ મુકે છે એટમબોમ્બ નિમંત્રણ યોજના તૂટી પડી છે બહુમતિથી નિમંત્રણ કરવાની યોજના ખોટી છે. તેથી કોઇ રાષ્ટ્રને અન્યાય થવા સંભવ છે અને અસ્તિત્વમાં હોય તેટલા એટમ બોમ્બનો નાશ કરવો જોઇએ આથી રશિયન શરતો સ્વીકારવામાં આવી નહિ અને નિયંત્રણ યોજના પડતી મુકવામાં આવી છે અમેરિકન નિષ્ણાતો માને છે કે રશિયા એટમ બોમ્બનું રહસ્ય જાણે છે પણ તેનુ ઉત્પાદન કરવા તેની પાસે સામગ્રી નથી. જર્મનિ જોડે યુદ્ધ વિરામ્યાને ત્રણ વરસ પૂરાં થયાં છે, છતાં જર્મનિ માટે હજી સુલેહની શરતો ઘડી શકાય નથી, એટલું જ નહિ પણ ત્રીજા વિશ્વવિગ્રહની તૈયારી ચાલે છે.

હિન્દીઓ સામે ભીષણ ધારાઓ પસાર કર્યા છતાં, તેની સામે જોઇતાં સખત પગલાં જ. સ્મટસે લીધાં નથી. એવો પ્રચાર કરી ડૉ. માલનની નેશનાલિસ્ટ આફ્રિકાન્ગ પાર્ટિ દ. આફ્રિકાની ચૂંટણીમાં સ્હેજ જ બહુમતે મેળવી ગઇ છે, તેથી ત્યાં હિંદીઓની સ્થિતિ હદ વિષમતર થશે એ નિશ્ચક છે.

જપાનમાં એક હથ્થુ સત્તા ભોગવતા જ. મેક આર્થર હેઠળ જપાનીઓ વ્યવસ્થિતપણે ઉત્પાદન વધારવા મંડી પડયા છે અને નિષ્ણાતો ધારે છે કે ૧૯૫૧ માં જપાનની આર્થિક સ્થિતિ તદ્દન સુધરી જશે. આજે પણ જપાન નો વેપાર વધ્યો છે તે રશિયાને રેલ્વે એન્જીન, ઇગ્લેન્ડને ડીઝલ એન્જીન અને યુ. એસ. ને સ્ટીમરો આપે છે હિંદે પણ જપાનને રૂની ગાંસડી આપવી શરૂ કરી છે અને જપાન પાસેથી મીલ માટે તરાસક માટેઓર્ડર મૂક્યો છે પણ મહિનાઓ થયા છતાં તેની વિગત હજી હિન્દી સરકારે જપાનને આપી નથી એવી આપણી સરકાર શિથિલ છે.

૧૯૪૨ માં માર્શલ ચીન ગયો અને તેણે કોમીટાંગ સરકારનું મૂડીવાદપણું નગ્નસ્વરૂપમાં જોયું પછી અમેરિકન પ્રેરણાથી ત્યાં ડેમોક્રેટિક લીગ સ્થાપવામાં આવ્યું. તેમાં મધ્યમ વર્ગના નીચલા થરના લોકો બન્યા. પણ કોમીંટાંગ સરકારની મૂડીવાદી નીતિને આ પક્ષ અનુકૂળ ન આવ્યો તેથી તેની સામે સખત પગલાં લીધાં કોમિંટાંગ માત્ર સામ્યવાદનો જ વિરોધ કરે છે એમ નથી, પણ લોકશાહી સ્વરૂપનો કોઈ પણ પક્ષ તેને ગમે નહિ એવી એ મૂડીવાદી સરકાર છે અને તે જૂજ અપવાદ બાદ કરતાં પ્રપંચી લાંચીયાઓની બનેલી છે નિર્દય દમન કરનાર બે સેન ભાઈઓની આગેવાની હેઠળ રચાયેલી સી. સી. પાર્ટીનો જુલ્મો ત્રાસદાયક અને કંપારી ઉપજાવે એવા પાતકી છે.

---

મરણ એક પ્રકારની મુલાકાત છે. — ખ. જિબ્રાન

× × × ×

વિસ્મૃતિ એક પ્રકારની સ્વતંત્રતા છે — ખ. જિબ્રાન

× × × ×

મનુષ્યની કલ્પના અને સિદ્ધિ વચ્ચે અંતરાય છે. તીવ્ર અભિલાષાથી એ ઓળંગી શકાય છે. — ખ. જિબ્રાન

× × × ×

આપણું મન એ વાદળી અને હૃદય એ ઝરણું છે. વહેવાને બદલે ચૂસી લેવાનું આપણે પસંદ કરીએ એ નવાઈની વાત છે ને ! — ખ. જિબ્રાન

× × × ×

હૃદયના સંગીત માટે કોઈ ગાયક મળે નહિ, ત્યારે મનુષ્ય તેનું મગજ હાલવી વતવેલા બને છે — ખ. જિબ્રાન

× × × ×

ઘણાં સિદ્ધાંતો કાચની બારી જેવા છે। આપણે તેની આરપાર જોઈ શકીએ છીએ. પણ આપણી અને સત્ય વચ્ચે તે અંતરાયરૂપ છે. — ખ. જિબ્રાન

× × × ×

આ સ્મિતનો ઝરણો તેના ભાલ પર પરી શકે છે. — ખ. જિબ્રાન

# હિંદી રાજકરણ



પ્રફુલ્લચંદ્ર શાહ

ધોળે દિવસે મેલ ટ્રેન લૂંટાય, નિઝામના અને હિંદી પ્રદેશના ગામડામાં અત્યાચાર કરવામાં આવે, રઝાકારોનો આગેવાન ઉશ્કેરણી ભર્યો બેફામ બખાળા કરે, છતાં હિંદી સરકાર શાંત રહે અને ધીરજથી નવ માસ સુધી સુલેહ માટે વાટાઘાટ કરે, એથી લોકોને સ્વાભાવિક રીતે લાગે કે હિંદી નિઝામથી ડરે છે. એમ ભલે ન હોય, પરંતુ નિઝામ સામે લડાઈ કરવામાં, તેને પાકિસ્તાન અને બીજા મુસ્લિમ દેશોનો વિચાર કરવો રહે અને હિંદમાં રહેલા ચાર કરોડ મુસ્લિમોની સહિસલામતી કોઈ પણ રીતે જોખમમાં આવી ન પડે તેની સરકાર કાળજી રાખે છે. વાટાઘાટો તૂટી જાય અને કોઈ નવી માગણી નિઝામ તરફથી પાછી શરૂ થાય, એ ક્રમનો અંત ક્યારે આવશે? દરમ્યાન ત્યાંથી હિંદુઓ હિજરત કરે અને મુસ્લિમો ત્યાં જઈ ભરાય છે. માઉન્ટબેટન નિવૃત્તિ થતાં પહેલાં આ પ્રશ્નનો નિકાલ લાવવા ચાહે છે, પણ તેના પ્રયત્નો પણ સફળ થાય તો નિઝામને વધારે સમયની ગરદન મળે એટલું જ થશે. સમાજવાદીઓ નવી સરકાર સ્થાપી કે બીજી કોઈ રીતે લડાઈ આગ ભવા દાખલ કરે છે. મરાઠાઓના હાથે ફરી ફરીથી માર ખાનાર, અંગ્રેજોથી પણ ફરી ફરી હારી જનાર નિઝામનો વંશ જ આજ બહાદુર બની ગયો છે એવું કંઈ નથી. તે પ્રજાના પૈસે જબતનો કુબેર બન્યો છે, તેણે ભારે તૈયારી કરી છે, એ ખરૂં પરંતુ તેની જુલમ નીતિથી પોતાનો વિનાશ તે નોતરે છે. હિંદી સંઘ સાથે જૈસેથે ના કરાર કર્યા પછી તે વીસ કરોડની પાકિસ્તાનને લોન આપે, હવે પાકિસ્તાનને તે હિંદ જોડેનું કરાર વરસ પૂરૂં થાય નહિ ત્યાં સુધી તે વટાવવી નહીં એવી સૂચના કરે તેનો કંઈ અર્થ નથી. એ લોનની રકમને પાછી હમણાં લઈ શકે તો જ તેણે કરારભંગ કર્યો તે માફ કરી શકાય.

જે મુદ્દા માટે હિંદ યુનોમાં ગયું હતું. તે સિવાયના અનેક મુદ્દાઓ યુનોએ અઢાર માસ સુધી ચર્ચ્યા અને વાદી તરીકે ગયેલું હિંદ આરોપી જેવું ત્યાંથી બહાર નીકળ્યું! જે મુદ્દાઓ હિંદે સ્વીકાર્યા નથી, તે સંબંધી પણ યુનો સમિતિ તપાસ કરવા માગે છે. તે સામે નેહરૂએ સખત વિરોધ કર્યો છે. કાશ્મીરમાં હિંદી લશ્કર જીત પામે છે તે જોઈ પાકિસ્તાનનો વડા પ્રધાન ફરિયાદ કરે છે કે હિંદી સરકાર તેનું સઘળું બળ આક્રમણ કરનારાઓ સામે વાપરે છે! પાકિસ્તાનમાંથી આવતા ગુંડાઓને પા. સરકાર અટકાવતી નથી અને હિંદી સરકાર તેમનો સામનો કરે તે સામે ફરિયાદ અને આરોપ! પાકિસ્તાનની હડહડતી જૂઠી પ્રચાર નીતિ સામે, હિંદે સત્ય હકીકતો જગત સમક્ષ મૂકવી જોઈએ નહીં તો અમેરિકામાં વેસોદીને અનુભવ થયો હતો તેવી વસ્તુસ્થિતિ સર્વત્ર થશે. કોઈ એક અમેરિકન કસ્બામાં ભાષણ કરતાં વેસોદીને જાણવા મળ્યું કે સભાના શ્રોતાઓ એમ જ માનતા હતા કે હિંદુઓ જ મુસ્લિમોની કતલ ચલાવે છે. હિંદમાં ચાર કરોડ મુસ્લિમો સુરક્ષિત છે, જ્યારે પાકિસ્તાનમાં બીન મુસ્લિમો નહિવત રહ્યા છે. આવા સંજોગોમાં લઘુમતિ માટે આ બે સંસ્થાનોએ કરારો કર્યા, તે કોના હિત માટે? એ કરાર હિંદ ચુસ્તપણે પાળે છે જ્યારે હજી પણ રહ્યા સહ્યા હિંદુઓ પૂ. પાકિસ્તાનમાં જુલમોથી ત્રાસી હિજરત કરે છે. સર્વેએ વધાવી લીધેલા આ કરારો હિંદીઓને કેવા નિરૂપયોગી છે તે આ ઉપરથી સમજી શકાશે.

સ્ટર્લિંગ દેવું કેવી રીતે વસુલ કરવું તેની વાટાઘાટ માટે બન્ને સંસ્થાનોના પ્રતિનિધિઓનું ટોળું ઇંગ્લંડ ગયું છે. હિંદ સ્વતંત્ર હોત, તો ગયા યુદ્ધમાં તટસ્થ રહેત, તેના યંત્રો વધારે કપરાં કામ કરી ઘસાઈ આજે

નકામા થયા છે, તેમ ન થાત. આવા સંજોગોમાં પરદેશીઓને આપવા માટે તેને નાણું જોઈએ, તો તે સમયે એ હેતુની જોગવાઈ કરવા માટે કે તેમાં વધારો કરવા માટે તે કબૂલ ન થઈ શકે. ૧૯૪૦ જેટલું કરવું તેટલું તે હજી હિંદ ઉત્પાદન કરી શક્યું નથી. કાપડ વિ. અને અનાજની ઉત્પત્તિ વધવાને બદલે ઘટી છે. યુદ્ધ પૂરું થયાને ત્રણ વરસ થયાં છતાં હજુ હિંદને જોઈતી મશીનરી કે તેલ મળતું નથી. પુનર્ઘટના માટે કમિટિ પર કમિટિઓ સ્થપાઈ તેના રિપોર્ટો બહાર પડવા. મદ્રાસ સમિતિએ કંઈ યોજના ઘડી અને મુંબઈ સમિતિ વળી જુદી યોજના અખત્યાર કરવા ચાહે છે. પ્રાન્તો વચ્ચે ઉદ્યોગોની હરિફાઈ ન થાય તો ઠીક! અગર જુદા જુદા પ્રાંતો જુદા જુદા ઉદ્યોગો ખીલવવાને બદલે એકસરખા ઉદ્યોગો હાથ ન ધરે તે મધ્યસ્થ સરકારે જોવાનું રહેશે.

મુંબઈ પ્લાન કરતાં વધારે વ્યવહારુ યોજના બીરલાએ બહાર પાડી છે. મજૂરો માટે ઓછામાં ઓછા સો રૂપિયા માસિક વેતન અને શેરહોલ્ડરોને ૩ ટકા કરતાં વધારે વ્યાજ નહીં એવી કોઈ સૂચના કરે છે. તો બીજાઓ એક ટકો વધારે વ્યાજ આપતાં પહેલાં મજૂરોને અમુક મજૂરી વધારે આપવી એમ કહે છે. દરમ્યાન સામાજિક વીમા પદ્ધતિ દિલ્હી પ્રાન્તમાં અખત્યાર કરવામાં આવશે એવી જાહેરાત કરવામાં આવી છે.

પુખ્ત વયના નિરક્ષરોમાં કેળવણીના પ્રસ્તાર માટે મદ્રાસે ત્રણ વરસના અભ્યાસક્રમની યોજના ઘડી છે, ત્યારે સી. પી. માં એ કાર્યક્રમ ત્રણ માસમાં પૂરો કરવાની યોજના હાથ ધરવામાં આવશે. ત્રણ માસમાં જરાક કંઈ શીખવવામાં આવ્યું હોય તે ભૂલભેગું ન થઈ રહે તેની કાળજી રાખવી પડશે. દરમ્યાન દિલ્હી પ્રાંતમાં સામાજિક કેળવણીની શરૂઆત કરવા માટે નક્કી કરવામાં આવ્યું છે. આ કાર્યક્રમમાં રેડિયો, સિનેમા, નાટક અને ગીતોની સહાય લેવામાં આવશે. તેના અનુભવ પછી એ કાર્યક્રમ વિસ્તૃત પાયા પર અખત્યાર કરવામાં આવશે.

ઇંગ્લેન્ડ ગયેલા એક ગૃહસ્થે એક પત્રમાં લખી જણાવ્યું કે "અહીં કોઈ ખોરાક વિના ભૂખે મરતું નથી. અમુક જોઈતો જ ખોરાક કદાચ ન મળે, પણ જોઈતા પ્રમાણમાં સાત્ત્વિક ખોરાક મળે છે, બચ્ચાંઓ માટે દૂધ, વિદ્યાર્થીઓને માખણ એવો પોષક ખોરાક મળે તેની કાળજી રાખવામાં આવે છે. અને લોકોમાં સરકાર વિટામિનની ટિકડીઓ અમુક અનાજ સાથે મફત વહેંચે છે. અને આ સઘળું કંટ્રોલ ભાવે દરેકને મળી શકે એ વ્યવસ્થા અદ્ભુત છે. માત્ર લાંબી કતારોમાં ઊભું રહેવું પડે એટલી મુશ્કેલી વેઠવી પડે. મોટા ભાગના હિંદીઓ કરતાં અંગ્રેજોને સારો ખોરાક મળે છે" ત્યારે આપણે ત્યાં શી વ્યવસ્થા છે? કંટ્રોલ ઉઠાવી લેતાં ખાંડ, અનાજ અને કાપડના ભાવો અનેક ઘણા વધી ગયા છે. ઉત્પાદન પણ ઘટ્યું છે. કાપડ સંબંધની સરકારની નીતિ તો તદ્દન અનિશ્ચિત રહી છે. છેલ્લા નવમાસમાં નિયંત્રણ, નહીં નિયંત્રણ, ઉત્પાદન પર દેખરેખ, વહેંચણી પર અંકુશ, નિરંકુશ એમ સરકાર અનેક અખતરા કરે છે અને આપણે દુઃખદ સ્વીકારવું રહે છે કે એ સંબંધી સરકાર પાસે કોઈ નિશ્ચિત યોજના નથી. અને સરકારની આ શિથિલતાને લઈને જનતાને એ પરત્વે અનેક ત્રાસો અને હાડમારી વેઠવી પડે એ દેખીતું છે

# સમાલોચના

**સૂનાં મંદિર:— લેખક: વિ. સ. ખાંડેકર, ભાષાંતર કર્તા · ગોપાળ મ. વિદ્વાંસ**

મૂલ્ય રૂ. ૪–૮–૦ પૃષ્ઠ ૩૩૭ + ૩૪=૩૭૧

આર. આર. શેઠની સસ્કાર ગ્રંથાવલીના ભાવનમાં પુસ્તક તરીકે ખાંડેકરની નવલિકાઓનું આ ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ થયું છે. વાંચતી વખતે આ વાર્તાઓ ભાષાંતર છે એવો સહેજ પણ ખ્યાલ ન આવે તેવી સરળ અને સુંદર રીતે આ વાર્તાઓ ગુજરાતી ભાષામાં રજૂ કરવામાં આવી છે. "સૂનાં મંદિર" લાંબી નવલિકા છે અને તેમાં દરેક પાત્ર પોતાની કથા કહી જાય છે. આ વાર્તા ઘણી સુંદર છે. પોતાની ઉપર મા પ્રત્યેનો અશોકનો પૂજ્ય ભાવ, અને તેને અંગે થતી ગેરસમજૂતના પરિણામે પ્રોફેસરની નોકરીનો ભોગ, પુષ્પાનો ગુસ્સો અને પ્રેમની જૂઠી જાહનામીમાં છપાતો કિસ્સો, તાત્યાનું અંધશ્રદ્ધાળુ માનસ અને સુશીલાનો ગૃહત્યાગ એ બધા પ્રસંગોએ વાર્તાને ઘણી સુંદર બનાવી છે આ ઉપરાંત આઠ બીજી વાર્તાઓ પણ પુસ્તકમાં આપવામાં આવી છે એકે એક વાર્તા સુંદર છે. અને દરેકમાં નવો જ પ્રશ્ન, નવું જ દૃષ્ટિબિંદુ જણાય છે. ખાંડેકર ઉચ્ચ કક્ષાના નવલિકાકાર છે એની પ્રતીતિ આ પુસ્તક ઉપરથી થાય છે. તેમની બીજી સુંદર કૃતિઓનું ગુજરાતી ભાષામાં ભાષાંતર થાય તે આવકારદાયક છે.

સૂર્યકાંત મો. મજમુદાર.

**જૂનું અને નવું:—લેખક ગોવિંદભાઈ અમીન, પ્રકાશક · આર. આર. શેઠની કંપની,**

મુંબઈ, પૃષ્ઠ ૧૩૪ + ૮ કિંમત રૂ. ૨–૮–૦

શ્રી. ગોવિંદભાઈ અમીન ગુજરાતી સાહિત્યના આશાસ્પદ લેખક છે અને તેમની આ નવલકથામાં ગ્રામજીવનમાં હરરોજ બનતા બનાવોને કલાત્મક રીતે આલેખવામાં આવ્યા છે. જૂના અને નવા આપણા આચારો અને વિચારો વચ્ચેનું ઘર્ષણ એક કલાકારને શોભે તેવી રીતે રજૂ કરવામાં આવ્યું છે. ગામડામાં જોવા મળતા વાણિયા, મુખી, ધાડપાડુ, પાદરી વગેરેના પાત્રોની સૃષ્ટિ આ નવલકથામાં ઊભી કરવામાં આવી છે. પુનમચંદ વાણિયો અને ભગવાનદાસ મુખી, કેસર અને ચંચળ, બાબુ અને રમા, ઉમિયાશંકર અને મોતીચંદ આ બધાં પાત્રો નવલકથા વાંચતી વખતે સજીવ બને છે અને તેમાંજ નવલકથાકારની સફળતા છે. આ નાનકડી નવલકથા સુરમ્ય વાંચન પૂરું પાડે છે. ગ્રામજીવનને સમૃદ્ધ અને સુખી કરવા માટેના આવશ્યક પગલાંઓ તરફ પણ પુસ્તકમાં નિર્દેશ કરવામાં આવ્યો છે.

સૂર્યકાંત મો. મજમુદાર.

**જીવન સ્વપ્ન — ખંડ પહેલો, લેખક સુધીર, સંપાદક સનતભાઈ ચોકસી,**

મૂલ્ય રૂ. ૪–૮–૦, પૃષ્ઠ ૩૪૪

આર. આર. શેઠની વિરાટ ગ્રંથાવલિના, એકાવનમા પુસ્તક તરીકે આ નવલકથા પ્રસિદ્ધી પામે છે. લેખકના નિવેદન ઉપરથી આ સત્યઘટનાત્મક નવલકથા હોય એમ ભાસ થાય છે કથામાં જીવન પ્રસંગો કરતાં સ્વપ્નસૃષ્ટિનું પ્રમાણ વિશેષ છે. પરિણામે વાર્તા પ્રવાહ ઓછો અને ધીમો છે કોઈપણ નવલકથામાં કથા–વાર્તા–વસ્તુ એ પ્રાધાન્ય તત્વ છે. અને એ તત્વ જેટલું ઓછું કે નબળું હોય તેટલી એ નવલકથામાં ઊણપ જણાય. ગોરી સાથેના સુંદર સહજીવન પછી તેના મૃત્યુ પ્રસંગથી નવલકથાની શરૂઆત થાય છે આધેડ વયનો સુધીર ગૌરીના મૃત્યુ પછી પુત્ર સંતતિ હોવા છતાં સુધા સામે પરણ્યા પહેલા "ધણી ધણીયાણી" તરીકેનું જીવન બાર બાર માસ સુધી જીવે અને સુધા જેવી કેળવાયેલી સંસ્કારી છોકરી આવા જીવનને વધાવી લઈ "પ્રિય પ્રાણનાથ"ની "તમારી દાસી" બને એમાં અવાસ્તવિકતા લાગે છે. જો કે બહુરંગી દુનિયામાં કલ્પનામાં ન આવે તેવા બનાવો બને છે એટલે આ અસંભવિતતા શક્ય બની શકે. સુધા અને સુધીર બંને જૂદાં જૂદાં એકાકી રહેતાં નથી પણ બંને પોત પોતાનાં કુટુંબોમાં રહેતા હોય છે સુધા જેવી બુદ્ધિશાળી અને નિડર છોકરીને ઘરમાં કેદ કરી હોય છે તેને સુધીર કોર્ટની મદદ વડે છૂટી કરાવે છે અને પછી કોર્ટમાં મેજીસ્ટ્રેટ સમક્ષ સુધા તમામ હકીકત ખુલ્લી રીતે જાહેર કરે છે અને સુધીર સાથે પોતે બાર મહિનાથી ધણી ધણીયાણીનો સંબંધ રાખ્યો છે એવો એકરાર કરે છે આવી સુધા જ્યારે મેજીસ્ટ્રેટના સવાલના જવાબમાં "બાને ત્યાં રહીશ" એવો જવાબ આપે છે અને પછી તરત પોતાની ભૂલ સુધારે છે છતાં મેજીસ્ટ્રેટ તે માનતો નથી અને બીજા દિવસે આવવા કહે છે એ હકીકત વ્યવહારમાં ભાગ્યેજ બની શકે. સુધીરની મહેનત ઉપર પાણી ફરી જાય છે અને પછીનાં પાનામાં સુધીરની સ્વપ્નસૃષ્ટિ વાચકને વાંચવા મળે છે વાર્તા પ્રવાહ લગભગ અટકી જાય છે. સત્યઘટનાત્મક નવલકથાઓમાં "જિગર અને અમી" એક ઉત્તમ દૃષ્ટાંત પુરૂં પાડે છે અને તે ઢબે આ નવલકથા પુરેપુરી આલેખાયેલી હોત તો વાચકની રસવૃત્તિ સારી રીતે સંતોષી શકાત. આ નવલકથાનો બીજો ભાગ આવવાનો બાકી છે. અને તેમાં લેખક નવલકથા નામને સાર્થક કરવા સારૂ વાર્તાને વધુ વેગવાન બનાવશે એવી આશા રાખીએ છીએ.

સૂર્યકાંત મો. મજમુદાર

અલ્પાત્માનું આત્મપુરાણ :— લેખક: જ્યોતીન્દ્ર હ. દવે, પ્રકાશક ભારતી સાહિત્ય મંદિર, સુરત મૂલ્ય રૂ ૩–૦–૦ પૃ ૨૧૭

"અલ્પાત્માનું આત્મપુરાણ" ગુજરાત"માં કકડે કકડે પ્રસિદ્ધ થતું હતું ત્યારે દવેના અન્ય લખાણોની માફક આત્મપુરાણે પણ સારૂં આકર્ષણ ઊભું કર્યું હતું. ગુજરાતમાં હાસ્યરસ આલેખનારા લેખકોમાં દવેનું સ્થાન સૌથી ઊંચું છે અને બુદ્ધિગમ્ય માર્મિક વિનોદાત્મક સર્જનોમાં તેમની બરાબરી કોઇ લેખક કરી શકે તેમ નથી દવે જીવનના સામાન્ય પ્રસંગોમાંથી વિનોદ ઉત્પન્ન કરી શકે છે અને તે પણ ઉચ્ચ કક્ષાનો વીમા એજન્ટની દુનિયાની ક્ષણભંગુરતા વિષે વ્યાખ્યાનો આપી વીમો ઉતરાવવા લોકોને પ્રેરવાની ખાસિયત ઉપર સુંદર કટાક્ષ તરીકે અલ્પાત્માનું આત્મપુરાણ અસ્તિત્વમાં આવે છે અને બે અધ્યાય પછી "અચ્યુતમ કેશવમ" થાય છે પુસ્તકના શરૂઆતના ૧૨૩ પાનામાં આત્મપુરાણ આલેખવામાં

આવ્યું છે અને આદીના પાનાના લેખકની અન્ય કૃતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. ગુજરાતી સામાન્ય રીતે ગંભીર ગણાય છે—વેપારી પ્રજા મનાય છે અને કદાચ તેને પરિણામે આપણે જીવનમાં હાસ્યરસ તરફ બહુ આકર્ષણ નહી હોય. આ વસ્તુસ્થિતીનું પ્રતિબીંબ આપણા સાહિત્યમાં પણ પડ્યું છે અને હાસ્યરસના સફળ સર્જનો બહુ થોડાં છે. હવેનું આ પુસ્તક હાસ્યરસના અલ્પ સાહિત્યમાં મહત્વનો ઉમેરો કરે છે એ આનન્દની વાત છે.

સૂર્યકાંત મો. મજમુદાર.

कल्याण ( नारी अंक ) ગોરખપુર, ( યુ. પી. ) જ ખ ના. માસિક વિના દર માસે દળદાર અંકો આપી લગભગ નવસો પાન અને અનેક ત્રિરંગી ચિત્રોયુક્ત આવો અંક અલ્પ લવાજમમાં ગ્રાહકોને વિના મૂલ્યે ભેટ આપવો કેમ પરવડે તે તો તેના સંચાલકો જાણે, પણ આ પ્રમાણે વરસોથી આ માસિક આમ જનતાને પડતર કરતાં પણ ઓછી કિંમતે વિપુલ અને ઉપયુક્ત વાંચન પૂરૂં પાડે છે. સ્થિતિ ચુસ્તતાથી માંડી અદ્યતન વિચારવાળાઓને પણ ગમી જાય એવા લેખો આ અંકમાં આપવામાં આવ્યા છે. ભિન્ન ભિન્ન રૂચિના વાચકોને ઉપયુક્ત અને રસ પડે એવી સામગ્રી પીરસવા માટે સંપાદકે જે વિવેક બતાવ્યો છે, તે સર્વ કોઈની પ્રશંસા માગી લે છે.

સ્વીકાર —કથાનકો કિં. રૂ. ૧–૦–૦ યુગાન્તર કાર્યાલય, સુરત. પરકમ્માની પીઠી લે. મણિકુમાર, કિં. ૧–૪–૦ પ્ર. કુસુમાકર મંડળ, અમદાવાદ. ગીતાગુર્જરી કિં. ૧–૦–૦ પ્ર. રસશાળા ઔષધાશ્રમ, ગોંડલ. આરાધના લે. પૂજાલાલ, કિં. ૧–૦–૦ પ્ર. શ્રી અરવિંદ પ્રકાશ, ૩૨, રેમ્પાર્ટ રો, ફોર્ટ, મુંબઈ.



# પૂ
# ર્ણિ



બાળક અને જનની

મધ્યકાલિન ગુજરાતની કળાનો નમૂનો. ડૉ. મંજુલાલ ર. મજમુદારના સૌજન્યથી

# અનુક્રમ




વાર્ષિક લવાજમ રૂ. ૫–૦–૦

ર. પ. મહેતા [ જુલાઈ ૧૯૪૮ ] છુટક પ્રતના રૂ. ૦–૮–૦

આનંદપુરા–વડોદરા. પરદેશ માટે શિ. આઠ

★ પૂર્ણા ★

॥ पूर्णा पूर्णजला समुद्रसहिता कुर्यात् सदा मंगलम् ॥

પુસ્તક, ૨ ] જુલાઈ ૧૯૪૮ [ અંક, ૧૨

# યુદ્ધ અને શાંતિ

[ ખલિલ જિબ્રાનની કથાપરથી ]

નજમબેન મ. નાથા

તડકામાં ત્રણ કૂતરાઓ વાતચીત કરતા બેસતા હતા.

પહેલા કૂતરાએ કોઈક સ્વપ્નોની આશા સેવતા કહ્યું, "કૂતરાઓની સત્તાઓના જમાનામાં જીવવું એ આલ્હાદ છે સમુદ્ર પર, ધરતી પર અને આકાશમાં આપણે કેવી સરળતાથી મુસાફરી કરી શકીએ છીએ તે વિચારો અને કૂતરાઓના એશ આરામ માટે, અરે આપણી આંખો, કાનો અને નાકના આનંદ માટે કેવી શોધખોળો કરવામાં આવી છે તે વિચારો."

ત્યારે બીજા કૂતરાએ જણાવ્યું "આપણે કળાની વિશેષ કાળજી કરીએ છીએ. આપણા બાપદાદા કરતા વધારે સારા લય અને તાલ પૂર્વક આપણે ચંદ્ર પ્રત્યે ભસીયે છીએ. અને જ્યારે આપણે આપણી જાતને પાણીમાં જોઈએ છીએ ત્યારે આપણને સમજાય છે કે પહેલા કરતા આપણા મુખ વધારે સુંદર બન્યા છે"

પછી ત્રીજા કૂતરાએ કહ્યું, "પણ મને તો બીજી જ વસ્તુ સૌથી વિશેષ આનંદપ્રદ જણાય છે કૂતરા કૂતરા વચ્ચે હવે જે શાંત સમાધાન પ્રવર્તે છે તેથી મને ઘણો સંતોષ થાય છે"

આ જ ક્ષણે તેમણે કૂતરાઓના શિકારીને નજીક આવતો જોયો.

ત્રણે કૂતરા કૂદકા મારી ત્યાંથી નાસવા લાગ્યા. ત્રણે નાસી જતા હતા, ત્યારે બીજા કૂતરાએ કહ્યું, "ઇશ્વરના સોગન પૂર્વક કહું છું કે જીવ લઈને નાસો. સંસ્કૃતિ આપણી પાછળ પડી છે"

# એનું મૌન

ગીતો હજી ગુંજી રહ્યાં'તાં કાનમાં–
શ્યામરૂપ એકલો ઊભો હતો ઘર આંગણે
યાદ આંખોમાં હતી, હૈયે હતી ને અંગમાં
એ યાદથી તે કંઈ વધુ ઊંડી નિરાશા
ઘેલી બનીને ઘૂમતી.

સૌ હતા પણ એક જણ ગાયું બન્યું'તું એકલું
હોઠો પરે જેનું સુહાનું સ્મિત મેં જોયું ન'તું–
શબ્દ તો છાના રહીને હાસ્યને હરતા છતાં
એ બહેન ! વાતા પવન જેવી ગત–ચંચલ, મૃદુ
સ્વપ્ન–અમણી બાંધીને એ દૂર દૂર ગઈ'તી વધુ

ગીત ગુંજારવે પડઘો'તા એકલો
ને ખૂણિયાના બોલ બુઝાયા હતા.
હૈયું માધુર્યં પ્રેમ સાદમાં પલટ્યું હતું
પણ નેન ઢાળી બાગલ ઊભી બનેલી બેનડી .
બોલી ન'તી પણ મૌન એ સમજવા જ્યા'તું ન'તું.

ઇન્દુલાલ ગાંધી

# મ્હારાં સંસ્મરણો

રમણલાલ વ. દેસાઈ

## વરપકની છાયામાં

### ૩

ચાર એ. બી. સી. ડી., ગોખવાને પાત્ર જોડણી અને અગમ્ય ઉચ્ચાર સ્હામે બાથ ભીડતાં ભીડતાં 'પ્રાઇમર' અને 'રોયલ ઇંગ્લિશ રીડર'ની પહેલી ચોપડી બહાદુરી પૂર્વક વાંચી જવા માટે ગુજરાતી છ ચોપડીઓ તો હું ભણ્યો હતો, અને ઇંગ્રેજીમાં પણ ગુજરાતી છઠ્ઠી ચોપડી, એના એ હિસાબ, એની એ ભૂગોળ, એનો એ ઇતિહાસ પાછાં શીખવાનાં આવ્યાં! આવડતી વસ્તુ ફરી શીખવી ન પડે એ પૂરતો આનંદ પણ ત્યારે થયો. પરંતુ આપણા ભણતરના ગુજરાતી અને ઇંગ્રેજી જેવા વિભાગો પાડી ગુજરાતીમાં શીખવાતા વિષયો ફરી શીખવી સમય બગાડવામાં વિદ્યાર્થીને શો લાભ થવાનો હોય છે તે સમજાય નહીં એવી યોજના છે.

આમ કેળવણીમાં થતા અખતરાઓને મુદ્દતનો બાધ નડતો નથી. કેળવણીના કોઈ નિષ્ણાતનું મગજ સળવળી ઊઠે એટલે એ કોઈ અભ્યાસક્રમમાં, પાઠ્ય પુસ્તકમાં, શિક્ષણના સમયમાં, શિક્ષણની ઢબમાં એને ગમતો ફેરફાર સૂચવે જ! નિષ્ણાત પાસે સત્તા હોય તો તેનો અમલ ઝટ થઈ જાય. નિષ્ણાત પૂજન વર્તમાન યુગનો એક રોગ બની ગયો છે. અને તે પણ એકજ વિષયમાં નિષ્ણાત એક ન હોય!

વળી શિક્ષણ પણ શાસ્ત્રનો વિષય છે, કળાનો વિષય છે એમ લાંબા સમય સુધી મ્હને ખબર ન હતી—જેમ ઘણી માતાઓ અને પત્નીઓને નિત્ય રસોઈ કરવા છતાં ખબર હોતી નથી કે પાકશાસ્ત્ર નામનું એક શાસ્ત્ર હોય છે અને તેમાં અનેક પુસ્તકો લખાયે જાય છે! એ શાસ્ત્રની પરીક્ષા આપ્યા સિવાય કોઈથી રસોઈ થઈ શકે જ નહિ એવો કોઈ નિષ્ણાતનો મત થાય, અને અનેક અખતરા કરતી આપણી સ્વરાજ્ય સરકાર તેને કાયદો બનાવે તો અન્ન વહેંચણીની કૈંક મુશ્કેલીઓ ઓછી થાય—અને અસ્પૃશ્ય બનતી હિંદની વસતી સંખ્યા પણ ઓછી થઈ જાય!

શિક્ષણની કળાથી શિક્ષકો ત્યારે અજ્ઞાત જ હતા—એટલે કે કળાની સગમરી છાપથી! આજના છાપવાળા શિક્ષકો વધારે સારું શીખવતા હોય એવી કોઈ બાજુથી ખાતરી થતી ન હોવા છતાં શિક્ષણ વધારે રસમય અને એવું બધું જ કરવાની હું તરફેણ કરું છું. હું ભાર મૂકું છું કે શિક્ષણને રસમય કરવા ઉપર. નિષ્ણાતો અને શાસ્ત્રો શિક્ષણને રસમય બનાવવાને બદલે તેને ચૂંથી નાખતા હોય એવો મને ભય રહે છે. બાળકો શું શીખે છે એને બદલે શિક્ષકો શિક્ષણની કંઈ કંઈ સામગ્રી ઘેરથી ભરી લાવ્યા છે તેની ઢાલ વધારે તપાસ થતી જણાય છે. અનેક પ્રકારની નોંધ શિક્ષક ઘેરથી લખી લાવે, કાળાં પાટિયાં ઉપર 'ચૉક'ના ફાવે તેવા લીટા ઠપકારે, રંગીન પોઇન્ટર'થી નકશાઓને વધારે કડપથી ફાડી નાખે એ બધું શાસ્ત્રીય કહે ઠીક હશે. વિદ્યાર્થીઓ માગે છે શિક્ષણમાં રસ. એ રસ ઉપજાવતા શિક્ષકો ત્યારે અને આજ પણ ઘણા જ ઓછા હોય! શિક્ષકને પોતાને પોતાના શિષ્યોમાં અને શિક્ષણના વિષયમાં રસ ન હોય તો ગમે એટલી શાસ્ત્રીયતા પણ શાળા પાઠશાળાને જડ બનાવી દે છે.

ઘણાં વર્ષો બાદ વડોદરાની શિક્ષણ પદ્ધતિ તપાસી નિવેદન કરવા માટે એક ગોરા નિષ્ણાત પધાર્યા. નિષ્ણાતોની દેવપૂજન ખૂબ વધી ગઈ છે અને તેમાં ય ગોરી ચામડીવાળા નિષ્ણાત! પછી પૂછવું શું? સ્વરાજ્ય મળ્યા

લોકએ; આવી આવી ઇન્ગ્લીશ શબ્દોની ગુજરાતી વાક્યોમાં ભરતી કરી મ્હોટાં વાક્યો બોલવાની લાયકાત અમે વધાર્યે જતા હતા

સહુની શિખામણ એ કે જેમ બને તેમ ઇન્ગ્લીશમાં બોલવાનો મ્હાવરો ગખજો! શિક્ષકો પણ એમ કહે! વડીલો પણ એમ કહે! ગ્રેજ્યુએટો પણ એ જ માર્ગે આંગળી ચીંધે! અને છાપ્ય પણ એ જ પ્રેરણા કરી પ્રશ્ન એટલો જ રહેતો કે ઇન્ગ્લીશ એકડીયાં કે પહેલી ચોપડી અમારી વાતચીતની શક્તિને ખીલવે તોય કેટલે સુધી?

છતાં અમારો અકર અકર ઇન્ગ્લીશ બોલવાનો પ્રયત્ન મજબૂત હતો! He અને She, is અને was નાં મિશ્રણો કરતા કરતા અમે ઇન્ગ્લીશ ભાષાના મહાસાગરમાં છબછબાટ કરવા લાગ્યા.

ભાણુવે ભણુને મુશ્કેલી તો વધે જતી. બકરો એટલે He goat અને બકરી એટલે She goat નું જ્ઞાન પામે જતાં અમને ઘણી વે વાર દુ:ખ 'થતું' કે આ સાદીસીધી વ્યવસ્થા છોડી, રાજા એટલે He king અને રાણી એટલે She king કહવાને બદલે અમારે King અને Queen કરવાની આફત કેમ માથે આવતી!

ઇન્ગ્લીશ પ્રાથમિક શિક્ષણમા બારેમાં બારે સમસ્યા કોઈ શબ્દે ઉપજાવી હોય તો Sir શબ્દે! એ માનવાચક શબ્દથી અમે શિક્ષકને સંબોધતા. પરતુ એ માનભર્યો શબ્દ સંબોધનમાં જ વપરાય એમ શિક્ષકોને અમને કહેવામાં આવે છતાં અમે ઇન્ગ્લીશ ભાષાને પ્રવાહી બનાવવા ખાતર અમસ્તા જ વગર સંબોધને પણ એ શબ્દ વાપરતા! શબ્દ એવો તે કેવો સમજનો કુટેલો કે જેને સંબોધન સિવાય બીજે ક્યે વપરાય જ નહીં! એટલે અમે બહુ ખુશીથી, ખુલ્લેઆમ, જાહેરમાં પણ કહેતા કે 'અમારા ક્લાસ સર આજ આવ્યા ન હતા,' આજે 'ડ્રૉઇન્ગ સર બહુ ચીડાઈ ગયા.' 'રાઈડીંગ સરનો તો મિજાજ ચાલે નથી!' 'અમારા સરે' ઇન્ગ્લીશ સિવાય બીજી ભાષામાં બોલવાની ના પાડી છે!' 'બી ના સરે એક છોકરાને ક્લાસ આઉટ કર્યો!'

મના કર્યો છતાં અમે શિક્ષક અને 'સર' ને અરસપરસ બદલી શકાય એવા શબ્દો ગણતા, અને 'સર' નો અર્થ સાહેબ થાય એમ અમારી 'મીનીંગ બુક' કહેતી હોવાથી ગાનાર્થે શિક્ષકોને, 'સર' કહ્યા વગર ઉલ્લેખ કરતા જ નહીં. કદી કોઈ કહેતું કે 'સર' એવી રીતે વપરાય નહીં, ત્યારે અમને જરાય ગમતું નહીં! એમની પાછેથી સમજણ મનમાં ઉતરતી નહીં, અને નિદાન સેન્ય ગ્રુપ-એટલે ઇન્ગ્લીશ ત્રીજા ધોરણ સુધી તો અમારા શિક્ષકો 'સર' તરીકે જ ઉલ્લેખ પામતા રહ્યા! અમને અમારા 'દુર્ગારામ સર' બહુ ગમતા.

શિક્ષણની પદ્ધતિઓ અને શાસ્ત્રીયતા વધી છે છતાં હજી પણ-આજ પણ વિદ્યાર્થીઓ 'સર' શબ્દનો ઉપયોગ અમારી માફક જ કરે છે એ જોઈને મ્હને ઠીક ઠીક આનંદ થયો! એ આનંદ મ્હારી હલકાઈનું જ પ્રદર્શન કરે છે. છતાં શિક્ષિત શિક્ષકની તાલીમ પામતા મ્હારા ભત્રીજાએ કહ્યું કે.

'કાકાજી, રીસેસ 'સર' કોઈને બેસવા નહીં દે.' ત્યારે શિક્ષણમાં વધેલા રીસેસ મહત્વ કરતા વધુ મ્હારુ ધ્યાન ખેચ્યું તેટલું જ 'સર' શબ્દના અમારા સરખા જ થતા ઉપયોગે મ્હારું ધ્યાન ખેચ્યું! ત્રીસ ચાળીસ વર્ષના ગાળામાં 'સર' હજી બદલાયા નથી! આજનો વિદ્યાર્થી મ્હારા કરતાં બહુ આગળ વધ્યો નથી એવો દુષ્ટ સંતોષ મને ત્યારે થયો ખરો!

આજે ખાસ કરીને શાળાઓમા સમય-વિભાગીકરણને Period-પીરીયડ-કહેવામાં આવે છે અશિક્ષિત શિક્ષકોના મ્હોટા ભાગમાં

મ્હારા નામ સાથે ગમ્મત કરવાનું કારણ! મ્હને આ વાત યાદ રહી ગઈ વર્ષો પછી કોઈ પુસ્તક વાંચતાં રમણનો અર્થ મળી આવ્યો, કે પછી સંસ્કૃત જાણનાર કોઈ મિત્રે કહ્યું હોય! રમણ એટલે પ્રેમી!

બાપરે! પ્રેમ અને પ્રીત જેવા શબ્દો નાટકમાં જ વપરાય. શિષ્ટ કુટુંબમાં તેનું ઉચ્ચારણ થાય જ નહીં! અને હું તો એ અર્થથી ભરેલું આખું નામ લેઈને ફરું છું! શી આફત!

અભ્યાસ પૂરો કર્યો પછી માંડવી પાસેના એક ઘરમાં અમે રહેવા આવ્યા. અમારી ઘર ફેરફારી પણ અદ્ભુત હતી. એક દિવસ મ્હેં કોઈ સ્ત્રીની એક તીણી બૂમ સડક ઉપર સાંભળી

અલ્યા રમણિયા! ક્યાં ગયો!

છજામાં જઈ મ્હેં મારું મુખ સડક ઉપર રજુ કર્યું. એ સંબોધન મ્હને ન હતું! બાકરૂંભાનો ઘુંટણીએ ચાલતો એક બાળક એ સંબોધનનો અધિકારી નીકળ્યો! મ્હારી લોકભાવનાને સંતોષ થયો કે મ્હારૂં નામ એકલા Aristocratic—ઉચ્ચ કહેવાતા વર્ગમાં જ સંકોચાઈ ને રહેતાં 'જનતા' જનાર્દનનો સ્વીકાર પામતું જાય છે!

હમણાંની જ એક બે તાજી હકીકતો મારા નામ સાથે રમત કરી ગઈ સરકારી કામ અંગે દેહગામથી વડોદરા હું પાછો ફરતો હતો. રેલ્વેની મુસાફરીમાંથી હવે વર્ગ ભેદ નીકળી જવા લાગે છે. સરકારી રાહે ભાડું મળતું હોવાથી અને વર્ગ ઠરેલો હોવાથી પહેલા વર્ગનો ડબ્બો મ્હારે ભાગે આવ્યો હતો. મુસાફરી માણસને એકલસરો બનાવી દે છે. એને બીજો સુર ગમતો જ નથી હું એકલો એકો એકો કાંઈ પુસ્તક વાંચતો હતો મ્હારૂં ઘણું વાંચન મ્હેં આવી મુસાફરીઓમાં જ કર્યું છે બીજે સ્ટેશને ગાડી ઉભી રહી અને ચાર પાંચ યુવાનો મારા ડબ્બામાં ઘુસી આવ્યા. એ વર્ગની ટીકીટ એમની પાસે ન હતી એ તેમની જ મ્હારાભરી વાતચીતમાંથી સ્પષ્ટ થયું એ યુવાનો વ્યાપારી હતા, લાખોની વાતો કરતા હતા, સટ્ટાઓ કરવાં તેઓ કેવા આસક્ત વધી ગયા હતા તેની ખુશાલી પ્રદર્શિત કરતા હતા એ બધું બે ટુકડે ટુકડે સાંભળ્યું એ તરફ ખાસ ધ્યાન આપવાની મ્હારે જરૂર ન હતી પરંતુ મ્હારૂં ધ્યાન ત્યારે જરૂર દોરાયું કે જ્યારે તેમણે ચૂંટી કઢાવેલી ગાળો શરૂ કરી!

'પેલો બદમાશ! રમણલાલ!' એક જણે કહ્યું વગર ટીકીટે મ્હારા ડબ્બામાં મુસાફરી કરતા આ ધનિકો પ્રત્યે મ્હેં શી બદમાશી કરી હશે? ચોપડીમાંથી મ્હેં આંખ ખસેડી આ ધનિક સમૂહ પ્રત્યે ફેરવી એમાંના કેટલાક મ્હારા તરફ જોતા પણ હતા

'તારા હરામખોર નીકળ્યો! રમણલાલ નામજ એવું છે!'

'એ રમણલાલ તો મ્હારાયે પૈસા આપતો નથી!'

વાત સાચી! માગનારાઓને હું જલદી જલદી પૈસા આપી શકતો નથી એ મ્હારો ભારે દોષ હું સમજું છું પરંતુ હજી કોઈના પૈસા ખાધા નથી!

રમણલાલને ભલું ગાળો પડી. એ ગાળો સચોટ છે કે નહીં તેની ખાતરી કરવા એ સર્વ નવીન ધનાઢ્યો મ્હારી સ્હામે વાર-વાર જોયા કરતા હતા. હું વિચારમાં પડેલો જ હતો. ગાળો પછી કુમશો થાય એટલું જ બાકી હતું! પરંતુ ગુજરાતી યુવાનો હમણા-ખોર નથી હોતા એની ખાતરી હોવાથી હું એ સર્વ યુવાનો સ્હામે જોતો બેસી રહ્યો અને સાચારીપૂર્વક મ્હારે માટે વપરાતા નામ અને વિશેષણોનો સમૂહ કરતો ગયો.

ન્હાની રેલ્વેમાં સ્ટેશનો બહુ પાસે આવે છે. વાળુ કરીને અમદાવાદ સ્ટેશન આવ્યું લાગ્યું ધનિક, અજાણપણામાં સર્વ સેતા યુવાનોની રમકભરી વાતચીતને અટકાવી મ્હેં તેમને પૂછ્યું

'સાહેબો, તમે કાંઈ મારી પાસે માગો છો?'

'નાજી. આપની પાસે અમે કાંઈ માગતા નથી.' એક માણસે જવાબ આપ્યો.

'હું પણ એમ જ માનું છું છતાં મ્હારી ભૂલ થતી હોય. આપ યાદ કરી જુઓ.'

'નહીં નહીં સાહેબ. આપની સાથે અમારે કાંઈ જ લેવા દેવા નથી.'

'મ્હને લાગ્યું કે આટલી બધી ગાળો તમે મ્હને દેવા માંડી એટલે . ...'

'કયો સાલો આપને ગાળ દે છે?' . .'

'ગાળ દેનારને પાછી ગાળ ન દેવી, રોરતો! એ રમણલાલ કોણ છે જેને તમે અહીં પીંખી નાખ્યો તે!'

'અમારો જ એક જોડીદાર અગાને જ ક્યો ફરી ગયો!'

'માફ કરજો. મ્હારૂં નામ પણ રમણલાલ છે. મને લાગ્યું કે મ્હેં કાંઈ તમારો ગુન્હો કર્યો છે!'

ગાડી સ્ટેશને ઉભી રહી. મ્હારા કરતા વધારે રૂઆબદાર જમાદાર મ્હારી પાસે આવી ઉભા, બીજા એક બે પટાવાળા પણ આવ્યા, અને મ્હારી અમલદારી દીપી ઉઠી।

પેલા લોકો બહુ શાન્ત બની ગયા! તેમને લાગ્યું કે ગાળો દેવામાં ભૂલ કરી છે! મ્હારી ખાતરી થઈ કે આ માણસોના પૈસા તો મ્હેં માગ્યા નથી જ અને દેવાતી ગાળો મ્હારે પણ લેવાની નથી. એક ગૃહસ્થે તો મ્હને કહ્યું પણ ખરૂ:

'સાહેબ, ચહા મગાવું?'

'આટલી ગાળો ખાધા પછી ચ્હા પીવાય!' મ્હેં કહ્યું.

'નહીં રે નહીં. આપને નહીં......'

'દુરસ્ત નહીં. હું જાણું છું. સાહેબજી!' કહી દરેક ગાળ દેનારની સાથે મ્હેં હાથ પણ મીલાવ્યો!

નિવૃત્ત થવા પછીની પણ એક વાત કરવા જેવી છે પડસાળના એક મિત્રે મ્હને તેમની ટૂંકી વાર્તાઓ જોવા અને પ્રસ્તાવના લખવા મોકલી હતી. હું બે વર્ષ પહેલાં કોઈ પુસ્તકની પ્રસ્તાવના લખી શકતો નથી. બહુ બહુ ઉઘરાણીઓ પછી એ વાર્તાઓ જોવા કહાડી—સદ્ભાગ્યે ઘણીવાર બને છે એમ એ પુસ્તક ખોવાયું ન હતું. મ્હારી પ્રસ્તાવના લખવાની ઉદાસતા માટે ઘણી ઘણી ફરિયાદો થાય છે. એ હું જાણું છું. પરંતુ એ ફરિયાદ લેખકોની હોતી નથી! લેખકો બીજા લખનારની ફરિયાદ કરે છે કે હું વખતસર કોઈની પ્રસ્તાવના લખતો જ નથી!

એક સાચી વાત અત્રે કહી દઉં. એક પણ પુસ્તકની પ્રસ્તાવના પુસ્તકને અથ ઇતિ જોયા સિવાય હું લખતો નથી—જોકે તેમ કરવાનું મન ઘણીવાર થઈ આવે છે।

મિત્રનું પુસ્તક વાંચવા માંડ્યું. એક વાર્તા વાંચી; બીજી વાંચી; ત્રીજી, ચોથી અને પાંચમી વાર્તા સુધી આવી પહોંચ્યો. એ પાંચપૈકી ચાર વાર્તાઓમાં રમણલાલ મુખ્ય પાત્ર! અને ચારમાંથી ત્રણ રમણલાલ બદમાશ! મ્હે ઝડપથી પ્રસ્તાવના લખી કહાડી બીજું શું થાય?



# દંભ અને ઢોંગનો નવો પ્રયોગ

સુમન્ત મહેતા

આજ સુધી જે પછાત વર્ગો કહેવાતા હતા તે બધામાં ઠીક ઠીક સારી જાગૃતિ આવી છે. માત્ર જાગૃતિ આવી છે તેથી તે વર્ગોનું કલ્યાણ થઈ ગયું છે એવું બન્યું નથી. જ્ઞાનનો ઉપયોગ સારો પણ થઈ શકે છે અને ખરાબ પણ કરી શકાય છે. એટમની શક્તિ પ્રજાને ઉપકારક હોય અથવા પ્રજાનો સંહાર પણ કરી શકે.

ગુજરાતના ભીલ, કોળી, વસાવા, રાનીપરજ વગેરે કોમોમાં સારી જાગૃતિ જોવામાં આવે છે. જે ખરીખર વર્ગો છે તેમનામાં નવું ચેતન આવ્યું છે, અને જે ભણેલો વર્ગ છે તે સૌથી વધારે જાગૃત છે. તેથી હાલમાં જે લોકો સાધુસંન્યાસી કહેવાય છે તે પણ જાગ્યા છે

એક દીવસ મારા મકાનના ઓટલા પર હું વાંચતો હતો એટલામાં એક સાધુએ પાસે આવીને અંગ્રેજી ભાષામાં મને પૂછ્યું કે, "હું આવું?" મેં તે જ ભાષામાં ઉત્તર આપ્યો કે "અલબત આવો," પણ ત્યાર પછી એ માણસે બંગાળી હિંદીમાં વાતો ચલાવી અને મેં ગુજરાતી હિંદીમાં ઉત્તરો આપ્યા, પણ થોડી જ મિનિટમાં મેં જોઈ લીધું કે એ ભાઈને અંગ્રેજી ભાષા આવડતી ન હતી. પોતે અંગ્રેજી ભાષા જાણનારો સાધુ છે એવી છાપ પાડવા માટે જ પહેલો પ્રશ્ન અંગ્રેજીમાં પૂછેલો. આજે તમને ઘણા સાધુઓ મળશે કે જેમની વાતમાં ખરી ખોટી જગ્યાએ, ખરા ખોટા અર્થમાં, અંગ્રેજી શબ્દો ઘુસાડેલા હોય છે. તમને એવા સાધુઓ પણ મળશે કે જેમને અંગ્રેજી ભાષાનું અને બીજા વિષયોનું ઉત્તમ પ્રકારનું જ્ઞાન છે. શા માટે ન હોય? પણ હું ગુજરાતી પ્રજાનું લક્ષ દોરવા ઇચ્છું છું કે ઢોંગી, દંભી, અજ્ઞાન સાધુઓ સામાન્ય કોટિના માણસોને થોડા અંગ્રેજી શબ્દો વાપરીને આંજી નાખવા મથે છે. આપણા દેશમાં ભગવાં કપડાંને હજી પુષ્કળ માન અપાય છે અને અમદાવાદ જેવા મોટા શહેરમાં મને ઘણા ય સાધુઓ મળ્યા છે કે જે અજ્ઞાન માણસોને ભોળવીને ભરી ખાય છે.

હવે આવા સંન્યાસીઓએ પોતાની જાહેરાત પણ કરવા માંડી છે. આજ સુધી સાધારણ સંન્યાસીઓને આપણે તેમના નામથી ઓળખતા, પણ જેવી રીતે વકીલો અને દાક્તરો પોતાના નામની આગળ પાછળ ઉપાધિઓ અને ઇલકાબો મૂકે છે તેવી રીતે હવે કોઈ મામુલીશૌચાનંદ પોતાને "શ્રીમદ્ પરમહંસ, પરિવ્રાજકાચાર્ય, શ્રીમાન, ૧૦૮, શ્રી, સ્વામીજી, મહામંડલેશ્વર, શૌચાનંદજી" તરીકે પોતાને ઓળખાવે છે. કોઈ સ્વામીને ૧૦૮ ની સંખ્યા ઓછી પડી હશે તે ૧૦૦૮ વાપરે છે. એક મીંડું ઉમેરવામાં કોના બાપની દોલત લુંટાઈ જવાની હતી? આ કંઈ કોઈ એક પરનો એક તો હતો જ નહીં!

મારા એક મિત્ર જે ગુજરાતમાં બહુ જાણીતા પ્રતિષ્ઠિત લેખક અને વિચારક છે તેમને એક દીવસ મેં કહ્યું કે, "અમુક મઠમાં એક સંન્યાસી આવ્યા છે. તેમનાં ઘણાં વખાણ થાય છે. આપણે કંઈ એવા પૂર્વગ્રહવાળા છીએ કે આપણાથી તેમને સાંભળવા ન જવાય?" મારા મિત્રે કહ્યું કે "હું આવવા તૈયાર છું પણ આપણે જરૂર પસ્તાઈશું." મેં કહ્યું કે "વારુ, જીવનમાં આપણે સેંકડો ઠોકર ખાધી છે. તેમાં વળી આ એક વધારે થશે તો શું થઈ જશે? સ્વામી વિવેકાનંદ પણ એક દિવસ તો અજાણ્યો સાધુ જ હતો ને!" અમે બન્નેએ "જગત મિથ્યા" વિશે લાંબું પ્રવચન સાંભળ્યું. અમે બન્ને કંટાળીને થાકી ગયા. મેં આંખના ખૂણામાંથી જોયું તો મારા મિત્ર પણ પુષ્કળ કંટાળી ગયા હતા. પ્રવચનમાં વાસ્તવિકતાનો છાંટો ન હતો.

અમે છાનામાના ઉઠીને નાસી છુટયા, પણ કમનશીબે એવે માર્ગે ગયા કે રસોડે પહોંચી ગયા. મે રસોઇઆને પૂછ્યું કે "કેમ મહારાજ, આજે શું બનાવ્યું છે?" ત્યારે અમને ઉત્તર મળ્યો કે દૂધપાક બનાવ્યો છે. અમને વિચાર આવ્યો કે આ જમત મિથ્યા અને નિરસ હોય તો દૂધપાક જેવી ભારે ચીજ ખાધી હોય તો જ છુટી શકાય ને!

એક વિદ્વાન ગણાતા જૈન સાધુને મે પૂછ્યું કે "લોકોને જે જે પ્રશ્નો મુંઝવી રહ્યા છે તે વિશે માર્ગદર્શન આપવાને બદલે તમારા સાધુઓ ચોપડીઓ છપાવવા ઉપદેશો આપ્યા કરે છે. તેને બદલે લોકોને કાંઇ પ્રેરણા મળે, માર્ગદર્શન મળે, કાંઇ સેવાવૃત્તિ વધે એવા ઉપદેશ આપવાનો તમે કેમ શીખવતા નથી?" ત્યારે તેમણે ઠંડે કલેજે મને કહ્યું "ડાક્તર સાહેબ, આ સાધુઓ કયા સમાજમાંથી પેદા થાય છે તે તમે જાણો છો? નથી તેમનામાં જ્ઞાન કે નથી ત્યાગ સંસ્કાર. કુવામાં જે હોય તે હવાડામાં આવે." હું આ વાત સાંભળીને ઠંડોગાર થઈ ગયો, પણ મને વિચાર આવ્યો કે જો મુનિજીની વાત સાચી હોય તો આટલા બધા સાધુઓનું કર્તવ્ય શું?

આ લેખ શરૂ કર્યો ત્યાર પછી આ લેખમાં ઉપાધિઓ અને લાયકાતોના મોહ વિશે ઉલ્લેખ કર્યો છે તેનું એક દૃષ્ટાંત એક છાપામાં મારા જોવામાં આવ્યું. જે વ્યક્તિ વિશે આ જાહેરાત થઇ છે તે ગર્ભશ્રીમાન રાજેશ્રી અનેક શુભોપમા લાયક ખરી જ, પણ ગુજરાતી પ્રજાની જાણ માટે હું તેનો થોડો ભાગ ઉતારૂં છું:—

"જૈન રત્ન, વ્યાખ્યાન વાચસ્પતિ, કવિકુલ કિરિટ, ષડ્દર્શનવેત્તા,. . નરેશ પ્રતિબોધક, અનેક ગ્રંથોના રચયિતા, પૂજ્યપાદ, પરમ ગુરૂદેવ, આચાર્ય, મહારાજ, શ્રીમદ્.. . ..ના પટ્ટ પ્રભાવક, શિષ્યરત્ન, પરમપૂજ્ય, મહા ઉપકારી, આચાર્યદેવ, શ્રીમદ્. . . મહારાજ" વગેરે વગેરેના ઉપદેશ સાંભળવાનું આમંત્રણ હતું.

યૂરોપ અમેરિકા તેમ જ હિંદ જેવા બીજા દેશોના ડાક્તરોના મંડળોમાં એવો નિયમ છે કે કોઇ પણ વ્યક્તિ પોતાની જાહેરાત કરશે નહી, અને કરવા દેશે નહી, અને છતાં જો જાહેરાત કરશે તો તેનું નામ રજીસ્ટરમાંથી કમી કરવામાં આવશે. યૂરોપમાં રજીસ્ટર નહીં થયેલા માણસોથી ધંધો કરી શકાતો નથી. બીચારા સાધુને પણ આટલી બધી જાહેરાત કરવી પડે, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, એ આ નવા યુગની બલિહારી છે.



એક દૈનિકે મોટી ટાઇટલ કરી એક દિવસે છાપ્યું "ધારાસભાના અર્ધા સભ્યો બદમાશ છે" ધારાસભાના સભ્યોએ સખત વિરોધ કરી શબ્દો પાછા ખેંચવા માટે લખ્યું, ત્યારે બીજા દિવસે લખવામાં આવ્યું કે "ધારાસભાના અર્ધા સભ્યો બદમાશ નથી!"

* * * *

કલાકાર હોવાનો દાવો કરનારે એક વીણા વગાડનારને કહ્યું, "તમે છેલ્લું ગીત બજાવ્યું તે ઘણું જ મધુર હતું એ તમારો સ્વરચિત રાગ હતો?" વીણા વગાડનારે કહ્યું, "હા, એક રીતે તેમ કહી શકાય ખરૂ. તુટેલો તાર સુધારી હું તે પાછો બેસાડતો હતો."

* * * *

નાની બેને મોટીને કહ્યું, "હું પચ્ચીસ વરસની થાઉં નહિ, ત્યાં પહેલાં હું લગ્ન નહિ કરીશ." મોટીએ કહ્યું, "અને હું પરણું નહિ, ત્યાં સુધી પચ્ચીસની થઇશ નહિ."

# મોતની મહેફિલનો મુસાફર

ગણિભાઈ દ્વિવેદી

સજીવ-નિર્જીવના વ્યાખ્યાતા શાસ્ત્રકારો કહે છે કે પાષાણમાં પ્રાણ નથી અને તેમ છતાંય એ પાષાણ સમૂહના બનેલા પહાડોએ કેટકેટલા કવિઓની કલ્પનામાં પ્રાણ પૂર્યા છે! એ જ નિષ્પ્રાણ શિલાઓની ગોદમાં માનવ કલ્યાણની કેટલી કેટલી સાધનાઓનાં અનુષ્ઠાનો મંડાયાં છે. શિલાખંડોની બનેલી ગિરિ ગુફાઓ અને પ્રકૃતિના ખોળે રચાયેલા ઘાટોની વાટે માનવજાતના ભાવિનિર્માણના કેટકેટલાય ઇતિહાસ રચાયા છે, શૌર્ય કથાઓ સંકળાઇ છે અને શિલાઓએ સંઘરેલી વનઘટાઓના આકાશે કેટકેટલાય પ્રણયીઓનાં મિલન વિસામા મળ્યા છે કે વિચ્છેદના અરણ્ય-રૂદન કરતાં બરબાદીના રાહમાં ગુમ થયાં છે. અને છતાંય એ પાષાણ, એ ગિરિમાળાઓ સાધના, શૌર્ય, પ્રેમ અને જાનનિસ્સારીનાં સર્જક-પોષક સ્થાનો નિષ્પ્રાણ છે એમ કહીએ છીએ. તે ભલે તેમ હોય કાળ અને કુદરત શાસ્ત્રકારોના નિર્ણયની મણના કર્યા સિવાય પોત પોતાનું કામ કર્યે જાય છે

ગુજરાતને ઉત્તર સીમાડે આવેલા ગિરિરાજ આબુની શિલાઓએ ચંદ્રાવતીના પરમારો અને અણહિલવાડ પાટણના સોલંકીઓની પરાક્રમ કથાઓ કે ગુર્જર મંત્રીઓની ધનેશમંતાએ સર્જેલા કલાધામો પોષ્યા છે અને એ જ શિલાઓએ પ્રેમ માર્ગના મસ્ત મુસાફરની ફનાગીરીને નિહાળી છે.

શૌર્ય અને દાનની તપસીલો તો તવારીખે ટાંચી રાખી છે, પણ પ્રણયની મસ્તીમાં એક સનમની ખાતર ઝેરના જામ પી મોતની મહેફિલમાં રવાના થનાર કોઈ ઇશ્કના બંદાની યાદ તો લોકકંઠે જાળવી રાખી છે તવારીખે ન નોંધ્યું તે દંતકથાએ જાળવ્યું.

ફારસી કવિઓની કલ્પના પોષ્યાં લયલા-મજનુ, કે શિરિન ફરહાદની પ્રણય કથાઓને પોતાની ભાવનાઓએ ખૂબ ખૂબ રંગી દીલ ડોલાવનારી બનાવી છે. એવા જ પ્રણયરસિયાની એક કથા આબુની નિષ્પ્રાણ કહેવામાં આવતી શિલાઓએ સંઘરી રાખી છે. બલિહારી એટલી જ છે કે કાવ્ય માધુર્ય રેલાવતી ગુજરાતના કોઈ કલાકાર-કવિની નજર હજી ત્યાં ફરી નથી.

આબુની ગોદમાં આવેલા દેલવાડામાં મહામંત્રી વિમળશાહના જગવિખ્યાત કલા-મંદિરને દરવાજેથી નીકળી સામના સાધારણ ઝૂંપડાં સરખા બે ચાર મકાનો વટાવી વિમળવસહીના પાછલા ભાગે જતાં એક નાના ખેતર અને આ મંદિરોની પછીત વચ્ચેના ચોગાનમાં બે નાની દેરીઓ આવેલી છે તેમાંની એક તો સાવ જીર્ણ થઈ ગયેલી છે આ દેરીમાં સીધી ઉભેલી એક પુરુષની મૂર્તિ છે તેના ડાબા હાથમાં એક કટોરો છે મૂછો ભરાવદાર અને સીધી છે આંખો ધ્યાનસ્થ યોગીની જેમ બીડાયલી છે. જમણી બાજુએ કાનની ઉપલી ટીશી સુધી જતું ત્રિશૂળ છે જમણા હાથના આંગળાં કટોરાને ઉપાડવા માટે વળેલાં જણાય છે લોકો આને રસિયા વાલમની મૂર્તિ કહે છે

આ દેરીની બરાબર સામે જ બીજી દેરી છે અને તેમાં ખીલતા યૌવનનો ભાવ બતાવતી એક નારી મૂર્તિ છે એનાં અંગો તો પૂજારી વસ્ત્રોથી ઢાંકી રાખે છે. એટલે મુખમુદ્રા સિવાય બીજું કંઈ જણાતું નથી પણ તે રસિયા વાલમની સામે બરાબર મીટ માંડીને ખડી હોય એમ જણાય છે. એને કુંવારી કન્યા કહે છે[1] આ દેરી પાસે જ વિ. સં. ૧૮૮૭ નો એક જીર્ણ શિલાલેખ છે પણ તવારીખે રસિયા વાલમના પ્રણય પ્રસંગને જેમ પોતાને

૧. કોઈ કોઈ એને મીમાતા પણ કહે છે.

"પીટર, મારા વિશે ખોટું ધાર નહિ માટે તને કહેવું ન હતું પણ હવે હું ધારું છું કે મારે કહેવું જ પડશે."

આમ કહી તેણે તેની પર્સમાંથી એક પત્ર કાઢી પીટરને આપ્યો પત્ર અતિ કરુણ હતો તેમાં એક હતાશ થએલા માણસને ખાણમાં પડતાં અટકાવવા માટે આભાર હતો રવિમી જુલાઈએ બાગમાં મળવા માટે તેમાં વિનંતિ હતી

પીટરે પત્ર વાંચ્યો.

"વિચિત્ર" તેણે કહ્યું, "કોણે કાગળ લખ્યો હશે?" "મને ખબર નથી પણ મને લખનાર પર દયા ઉપજી તેથી હું અહીં આવી." ફ્લોરિનાએ કહ્યું. "હા" પીટર બોલ્યો," તેથી તું આવી. તું આવીજ છે તો અહીં શાન્ત બેસી રહે અને તેની રાહ જો. અને હું ફુવારા પાછળ છુપાઉં છું. તે કોણ છે તે મારે જાણવું છે. જો તે તારી છેડતી કરે તો હું તેનું માથું ફોડી નાખીશ"

પીટર છુપાયો અને તેની પત્ની શ્વાસ રૂંધી ત્યાં ગભરાયેલી બેઠી. એક કલાક પસાર થયો. કોઈ આવ્યું નહિ બીજો કલાક પણ પૂરો થયો. તો પણ કોઈ જણાયું નહિ. આખરે કંટાળી પીટર બહાર આવ્યો

"તું અફસોસ ન કર, ફ્લોરિના" પીટરે કહ્યું, "કોઈએ તારી મશ્કરી કરી છે કદાચ તારા જન્મદિવસ આજે આપણું લગ્ન થયું હતું. ચાલ ઘેર આવજે. હવે અહીં જરૂર નથી."

ફ્લોરિનાએ મોઢું ફુલાવ્યું,

"નહિ" તેણે જવાબ આપ્યો. "આ માણસ ખરેખર ગભીર છે અજાણ્યા માણસે તને જોયો હશે માટે તે અહીં આવતો નથી"

પીટર ધ્રુસક્યો તેની પત્નીનો હાથ તેણે હાથમાં લીધો અને ઘરે જવા નીકળ્યો."

ઘેર ગયાં અને તેમણે અરબ્બડ જોયું તેમના કબાટ અને કપડાંની પેટીઓ ઉઘાડાં પડ્યાં હતાં. તેમની કીમતી વસ્તુઓ આખા માળામાં અહીં તહીં અને ત્યાં પડેલી હતી અને કેટલીક વસ્તુઓ અને કપડાં ગેરહાજર થયાં હતાં અને દિવાલ પર એક પત્ર ચોંટાડેલો હતો.

"કોઈ માણસ તને ઘરમાંથી બહાર કાઢી શકતો ન હતો ઘુવડ માફક તું હંમેશ ઘરમાં બેસી રહેતો. તારાં, કપડાં, નિશાન, અને ઘણાં નાનાં પડે છે કારણ કે તું ઠંડ અને ઠીંગુજી છે. એ તારા માટે નથી ઉપજ કહેવાય. તારી પત્નીને મારી શુભેચ્છા કહેજે"

પતિ પત્નીએ ચીઠ્ઠી વાંચી, કોચ પર બેસી ગયાં અને બાળકો માફક રુદન કરવા લાગ્યાં.



---

દર્દીને ખૂબ કાળજીથી તપાસી ડાક્તરે કહ્યું, "તમારે દારૂ છોડવો પડશે." દર્દીએ કહ્યું, "પણ ડાક્તર, હું દારૂ પીતો જ નથી." ફરીથી ડાક્તરે કહ્યું, "ત્યારે બીડી છોડો" દર્દીએ ઉત્તર આપ્યો, "ડાક્તર, મેં મારા જન્મારામાં બીડી પીધી નથી" ડાક્તરે કહ્યું, "તો તમારે ચા કોફી છોડવી પડશે." વળી દર્દીએ કહ્યું, "હું ચા કોફીને અડતો નથી." ડાક્તરે ગુંચવણમાં પ્રશ્ન કર્યો, "ભલા માણસ તમારે કશું છોડવાનું નથી, તો હું શું કરી શકું?"

* * * *

એક ધનાઢ્ય પુરુષે તેના બગીચામાં ફરતાં માળીને કહ્યું, "આ ઝાડ ક્યારે વધી મોટાં થાય છે?" માળીએ જવાબ આપ્યો, "પણ સાહેબ તમારે યાદ રાખવું જોઈએ કે તેમને બીજું કશું કરવાનું હોતું નથી."

એકઠા કર્યા પછી તેમાં સમાવેલી ઉત્તમ કવિતાઓની તથા તેમાં આપેલાં ઉત્તમ ઉદાહરણરૂપ અવતરણોની તારવણી કરતાં તેમાં બધી જ કવિતાઓ સમાઈ જાય છે. એ બતાવે છે કે વિવેચકોની રુચિ અને કાવ્યગુણના કેટલી ભિન્ન છે"

આનું કારણ દર્શાવતાં પ્રા. ત્રિવેદી જણાવે છે, જુદાં જુદાં સાહિત્યમંડળો વિવેચન દ્વારા સાહિત્યનાં ઊંચાં ધોરણો ટકાવી રાખવામાં મદદ કરે પણ, "એ સૌને શિરે અહમહમિકા, દંસાતૂસી અને આપમાપસીનો ભય રહે છે. તથાપિ આ સૌમાં જનહૃદયના સ્વાભાવિક પ્રતિભાવોમાં સર્જકની સમાનભાવી ભાવકની તીવ્ર આકાંક્ષામાં તેમજ મંડળોના વિવાદોમા એક અભીપ્ય અને સાચું વિવેચન માટે આશાનું બીજ રહ્યું છે." આમ વિવેચનની પ્રતિષ્ઠા કઈ રીતે બાંધી શકાય એનું માર્ગદર્શન કરતાં વર્તમાન સમયની મુશાયરાવૃત્તિએ સાહિત્યનાં ધોરણ સ્થિર કરવામાં કેવા અંતરાય ઊભા કર્યાં છે તે સમજાવતા નિડર રીતે એમણે

એમની વિવેચનપદ્ધતિ આપણા સંસ્કૃત તેમજ અંગ્રેજી વિવેચકોના ઊંડા અભ્યાસથી ઘડાયેલી છે. સંસ્કૃત સાહિત્ય તેમજ અંગ્રેજી સાહિત્યમાં વિવેચન માટે જે ધોરણ નક્કી થયાં છે તે ધોરણના અભ્યાસ પરથી એમણે પોતે પોતાનાં ધોરણો તારવ્યાં હોય છે અને એ આધારે એમની ચર્ચા ચાલતી હોય છે. આમ એમની વિવેચનપદ્ધતિમાં બંને પ્રકારની પદ્ધતિઓનો સુભગ મેળ સધાયો હોય છે. આમ હોવા છતાં જ્યાં સુધી પોતાને સાચું ન લાગે ત્યાં સુધી કોઈ પણ વિવેચકે રજૂ કરેલી માન્યતા એ સ્વીકારી લેતા નથી

પ્રા. ત્રિવેદી સાહિત્યમાં નીતિના ખૂબ આગ્રહી છે. કલા ખાતર કલાના વાદને એ એક રોગ ગણે છે. જ્યાં સુધી કલાકૃતિ જીવનની ઉન્નત ભાવનાને ન પોષતી હોય ત્યાં સુધી એ સાચી કલાકૃતિ બનતી નથી. વાસ્તવિકતાના ઓઠા નીચે લખાયેલી કૃતિ જો નીતિવિરોધી હોય તો તે ગમે એટલી કલાત્મક હોવા છતાં એમને માન્ય નથી આ જ દૃષ્ટિએ એમણે સુન્દરમની "ખોલકી અને નાગરિકાની" કટકમાં કડક ટીકા કરી છે. એમની આ નીતિની ભાવના માત્ર સાહિત્ય પૂરતી જ મર્યાદિત નથી તે ઠેઠ જીવન સુધી જતી હોય છે. જીવનમાં કે સાહિત્યમાં જરા જેટલી અશુદ્ધિ એમને સહ્ય નથી બંનેમાં વિશુદ્ધિના એ પરમ આગ્રહી છે

આપણી અર્વાચીન કવિતાએ ઉત્તરા કાલક્રમમાં સાધેલી પ્રગતિનું પૃથક્કરણ કરવું હોય અને એ કવિતાએ જુદા જુદા કવિઓમાં કેવા વૈયક્તિક લક્ષણ ધારણ કર્યાં છે એ જો જાણવું હોય તો એ દર્શાવી શકે એવા આપણી પાસે બે વિવેચકો છે. એક રામનારાયણ પાઠક ને બીજા વિષ્ણુપ્રસાદ ત્રિવેદી આવી સિદ્ધાન્તિક ચર્ચાઓમાં આપણા આ બે વિવેચકોની તોલે આવે એવા બીજા કોઈ નથી. અને એથી આપણા આ બંને વિવેચકોની સરખામણી કરવાનું સહેજે મન થાય. બંનેનું જ્ઞાન અને અભ્યાસ ખૂબ ઊંડા છે. બંનેની દૃષ્ટિ વેધક અને વસ્તુનો સંપૂર્ણ પરામર્શ સાધનારી છે. આવી બંનેને આવશ્યક એવી નક્કર અને પ્રવાહી શૈલી પણ બંને પાસે છે છતાં વિષ્ણુપ્રસાદમાં જે છે તે શ્રી પાઠકમાં નથી પાઠકમાં પૂર્વગ્રહ અને પક્ષપાતોનું પ્રમાણ બળવત્તર છે. એમનું પોતાનું એક વર્તુલ એમણે જમાવ્યું છે, અને એ વર્તુલની બહારનાને પાઠક સાહેબની કૃપા મેળવવી કપરી છે વિવેચકની આ મોટામાં મોટી મર્યાદા છે. આથી તો પાઠક જેવા સૂક્ષ્મદર્શી વિવેચક કાવ નાનાલાલને યોગ્ય ન્યાય આપી શક્યા નહીં જ્યારે પ્રા. ત્રિવેદીની વિવેચનામાં આવું કંઈ જ નથી. નથી એમનું કોઈ વર્તુલ કે નથી કોઈ વર્તુલના એ સભ્ય. નાનાલાલ અને ઠાકોર નરસિંહરાવ અને ખબરદાર, ઉમાશંકર સુન્દરમ્ અને પતીલ, અનામી અને રાજેન્દ્ર શાહ એ સૌનું મૂલ્યાંકન એ પોતાને અભિમત ધોરણે કરે છે અને "પક્ષે ચોરી પક્ષે ન્યાય, પક્ષ વિનાનો માર્યો જાય" એવા આ જમાનામાં પ્રા. ત્રિવેદીની આજ વિશિષ્ટતા છે.

# સરકારી આર્થિક નીતિ અને મજૂરો

શાંતારામ સબનીસ

હિન્દી સરકારના આર્થિક ધોરણથી સર અરદેશર દલાલ જેવા લોકોને આનંદ ને વિશ્વાસની લાગણી થઇ, પરંતુ કોંગ્રેસે નિયુક્ત કરેલા નૅશનલ પ્લાનિંગ કમિટીના સેક્રેટરી અને પ્રખ્યાત અર્થશાસ્ત્રી પ્રો કે ટી શાહ એ વિષે શું કહે છે, તે હું અહીં ટૂંકમાં રજૂ કરું છું પ્રો. કે ટી શાહ સામ્યવાદી કે સમાજવાદી નથી, તેમનો કોઇ પણ કામદાર હિલચાલ સાથે સંબંધ નથી અને એક પ્રૌઢ વિદ્વાન અને અર્થશાસ્ત્રી તરીકે એ આજે દેશમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. નૅશનલ પ્લાનિંગ કમિટીએ જે જે ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવું જોઇએ તેની તૈયાર કરેલી યાદીમાંથી ઘણાખરા ઉદ્યોગો આજની સરકારે બાદ કરી નાખ્યા છે. વાહનવ્યવહાર, વિમાનવ્યવહાર અને દરિયાઇવ્યવહાર વગેરે ઉદ્યોગો કે જેનું રાષ્ટ્રીયકરણ કરવાની સૂચના કમિટી તરફથી કરવામાં આવેલી તે તેમ કરવાને બદલે જેમની સામે નફો, નફો અને વધારે નફો એ જ માત્ર દૃષ્ટિબિંદુ છે એવા ઉદ્યોગપતિઓના હાથમાં જ એ ઉદ્યોગો રાખવામાં આવ્યા છે. સરકાર એ ઉદ્યોગો પોતાના હાથમાં લેશે એવી જોગવાઇ રાખવામાં આવી છે એમ કહેવામાં આવે છે. આ વાત ફરી ફરી કહેવાની કંઇ જરૂર ખરી? દસ વર્ષ માટે મૂડીવાદીઓના હાથમાં નિરંકુશ સત્તા આપવા માટે શી દલીલ કરવામાં આવે છે તે જોવા જેવું છે. આ યોજનાથી દરેકને, મૂડીવાદીને અને શ્રમજીવીઓને, સમાન તક આપવાનું ધોરણ છે એમ કહેવામાં આવે છે આજ જેમને પાંચ લાખથી વધારે નફો થાય છે, તેમની વચ્ચે અને જેમને સાંજે શું ખાવું તેની ચિંતા છે એવા લોકો અથવા જેમને અન્ન, વસ્ત્ર, આશ્રય અને કેળવણી પણ મળતા નથી એવા લોકો વચ્ચે ક્યા પ્રકારની સરખામણી છે તે સમજાતું નથી. કેટલાક લોકો એમ કહે છે કે આજે દેશની પાસે ગરીબાઇ સિવાય વેંચવા માટે બીજું કંઇ જ નથી એટલે જો આજે ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવે તો જનતાના ફાળે માત્ર ગરીબાઇ જ આવે. આ દલીલનો પણ પ્રો. કે. ટી. શાહે રદીઓ આપ્યો છે તે કહે છે, "મૂઠીભર ઉદ્યોગપતિઓના હાથમાં અથાગ સંપત્તિ કેન્દ્રિત કરવા કરતાં ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવે તે ઇચ્છવાજોગ છે અને એમ કરતાં જનતાને ફાળે ગરીબાઇ આવે તો પણ તે બહેતર છે."

આ પ્રશ્ન ઉપર એ જ સમિતિના બીજા એક માનવતા સભ્ય અને પ્રખ્યાત અર્થશાસ્ત્રી પ્રો ડી આર ગાડગીળ શું કહે છે તે પણ જોઇએ. મહારાષ્ટ્રના ઉદ્યોગપતિઓ સમક્ષ બોલતાં તેમણે જણાવ્યું છે કે કોઇપણ આર્થિક યોજના યશસ્વી થાય તે માટે એ તર્કશુદ્ધ હોવું જોઇએ. અને તેનો અમલ મક્કમ રીતે થવો જોઇએ. નિયંત્રણ વગર કોઇ પણ યોજના યશસ્વી થવાની નથી કારણ આજે દરેક ચીજની હિન્દુસ્તાનમાં અછત છે લોખંડ, કાપડ અને કોલસાની બાબતમાં મળેલા અનુભવ ઉપરથી એમ કહે છે કે, એ વસ્તુઓના ભાવોમાં વધારો કરવાની આવશ્યકતા ન હતી એમ આંકડા સાથે બતાવી આપ્યા પછી પણ સરકારે એ બાબતમાં કંઇ પણ પગલાં લીધાં નથી. આવા પ્રકારની પરિસ્થિતિમાં નવીન કારખાનાંઓ અને મકાનો માટે પોલાદ, સીમેન્ટ વગેરે ચીજો પૂરતા પ્રમાણમાં પૂરી પાડવા માટે બાંહેધરી પણ સરકાર આપી શકતી નથી. આખું વાતાવરણ એટલું બધું અનિશ્ચિત અને ડામાડોળ થઇ ગયું છે કે નફા તરફ જ ન જોતાં સટ્ટાઓ કરવાની પ્રવૃત્તિ પણ વધી છે કાપડ અને અનાજની બાબતમાં શું થયું અને શું થાય છે તેના દુઃખદ પરિણામ સમસ્ત જનતા વેઠે છે, આ બધાની અસર

કામદારો ઉપર શું થાય છે તેનો આપણે વિચાર કરીએ. ૧૯૩૯ થી આજ સુધી, કામદારોના પગારમાં અમુક ટકાનો વધારો થયો એમ કહેવામાં આવે છે પણ ભાવોનો વધારો જોતાં આ પગારનો વધારો પૂરતો નહિ જણાય. અને બીજી બાજુ માલીક જ્યારે ધમધોકાર નફો કરે છે ત્યારે કામદારોને બીજી સવલતો આપ્યા છતાં તેની અસર કામદારોના મન ઉપર થવાની જ, અને એમની માંગણી પણ વધવાની જ. ઉત્પાદન વધારાના માનસશાસ્ત્ર વિષે આજે ઘણુંઘણું કહેવામાં આવે છે. કામદારોને પૂરતું વેતન આપ્યા છતાં પણ જો એમને કામ કરવા માટે યોગ્ય સગવડો ન મળે, તો ઉત્પાદનમાં વધારો થતો નથી એમ પૂરવાર થયું છે એ સવાલો આપણે બાજુ પર મૂકી દઈએ, તો પણ જ્યારે એક તરફ શ્રીમંતો વધારે ને વધારે શ્રીમંત થઈ રહ્યા છે, ત્યારે પોતાની ગરીબાઈ વધવાની નથી એ વાત પર કામદારો કેવી રીતે વિશ્વાસ રાખી શકે? આ વિષમતાનો સવાલ દરેક રાષ્ટ્ર સામે છે. ધનવાન ઈંગ્લેન્ડે કડક નિયોજનથી એ સવાલનો ઉકેલ લાવવાનો પ્રયાસ કર્યો છે. પરંતુ હિન્દુસ્તાનમાં એ બાબત અંગે કંઈ પણ પગલાં લેવામાં આવ્યાં નથી એ શરમની વાત છે. આજે લંડનમાં જેટલી મોટરગાડીઓ છે એના કરતાં મુંબઈમાં વધારે ફરે છે એમ પ્રો. ગાડગીળ કહે છે. આવી પરિસ્થિતિમાં શ્રીમંતાઈના ઐશ્વર્યનું પ્રદર્શન જોઈને, કામદાર અને સમગ્ર જનતામાં અસંતોષ વધતો જાય, તો તેની જવાબદારી કોના શિર પર છે તેનો વિચાર કરવો જોઈએ. મધ્યસ્થ સરકારનું આર્થિક ધોરણ જો આટલું અસંતોષકારક હોય તો તેને હિન્દી પાર્લામેન્ટમાં સંમતિ કેવી રીતે મળી હશે તે વિષે પ્રો. કે. ટી. શાહ કહે છે, "If the terror of the whip was not there and everyone was asked to vote according to his concience in the House and in the country, this policy will not stand approved but will be condemned." શ્રી. શાહના આ શબ્દો આટલા અર્થવાહક નીવડશે તેનો શ્રી. શાહને પણ ખ્યાલ નહિ હોય. આજે સંરક્ષણ ધારા હેઠળ જે દમનરાજ ચાલે છે, તેની પાછળનો ઉદ્દેશ પણ આર્થિક હાલાકી વડે લોકોમાં અસંતોષ આવ્યો છે ને દબાઈ દેવાનો છે એ વાત સ્પષ્ટ જ છે.

સભા સરઘસો ઉપરના પ્રતિબંધો, વગર તપાસે ગિરફતારી વગેરે વાતો શું બતાવી આપે છે? સામ્યવાદી કે બીજા કોઈ રાજકીય પક્ષ વિષે બોલવાનો મારો અધિકાર નથી. કારણ આજે વરસોથી એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે જ હું જાહેર જીવનમાં કામ કરું છું અને કોઈપણ પક્ષ કે વ્યક્તિ મારા ઉપરની જવાબદારી લેવા તૈયાર થાય છે ત્યારે તેમનો આભાર માની હું વિદાય લઉં છું. માટે કોઈ પણ પક્ષની તરફદારી વગર પૂછ્યે કરવાની મને જરૂર નથી. પરંતુ આજે કામદારો અને મધ્યમવર્ગીય લોકોમાં જે સમજનની તમન્ના અને અસંતોષ જાગે છે અને બળવાનું સ્વરૂપ પકડી ગમે તે ભોગ આપવાની તૈયારી તે લોકો બતાવે છે તેનું કારણ કે કારણો ગંભીર તપાસ માગી લે છે. કામદાર વર્ગની અને મધ્યમવર્ગની જાગૃતિ એ દેશના ઉજ્જ્વલ ભાવિની આગાહીરૂપ છે. ઐતિહાસિક દૃષ્ટિએ એ પ્રગતિનાં ચિહ્નો છે. અને હિન્દુસ્તાન સાચી લોકશાહી અને આઝાદીના રસ્તા ઉપર જાય છે તેનું એ નિદર્શક છે, અને મૂડીવાદ અને મધ્યયુગીન સમાજરચનાના પતનનું સૂચક પણ છે. જગતના પ્રગતિશીલ દેશો સાથે હિન્દુસ્તાન પણ સમાજવાદના રસ્તે જઈ પોતાના આર્થિક અને સાંસ્કૃતિક વિકાસ માટે તૈયાર થાય છે એ વાત એ જાગૃતિનો પૂરવાર કરી આપે છે. એ જાગૃતિ એ એક ઐતિહા-

સિક આવશ્યકતા છે. કોઈપણ વ્યક્તિ કે પક્ષનાં પ્રચારને લીધે એ ઉપજતી નથી, પણ લોકોની આર્થિક હાલાકી, વિકાસની આવશ્યકતા, અને આખા સમાજની પ્રગતિની ઇચ્છામાંથી એ અનિવાર્ય જન્મેલાં છે. વડોદરામાં થયા વરસ દરમિયાન સરકારી નોકરોની પહેલી વાહ્લાર હડતાલ તેમ જ ઇલેક્ટ્રીક, એન્જીનિયરીંગ, પ્રેસ, બીડી કામદારોમાં આવેલી જાગૃતિ તરફ હું આપનું ધ્યાન ખેંચું છું. એમાં ખાસ કરીને સરકારી નોકરોની હડતાળમાં રાજકારણ કે જાહેર જીવનમાં ભાગ્યે જ ભાગ લેનાર આપણા બાઈબ્હેનોએ ભાગ લીધો તે ઉપરથી પણ એ વાત સાબીત થાય છે કે આજની જાગૃતિ એ એક ઐતિહાસિક આવશ્યકતા છે. હું એ બધા સરકારી નોકરોને રેલ્વે કામદારો વતી અભિનંદન આપું છું અને આપણી બ્હેનોએ જે બહાદુરીભર્યો ભાગ ભજવ્યો તે બદલ કામદારો વતી એમનું અભિવાદન કરું છું જેમ જાગૃતીનું ખાસી સરકારના વટહુકમોથી વધતુ અટકતુ નથી તે જ પ્રમાણે દેશવ્યાપી જાગૃતિ સરઘસબાજી કે બીજા કોઈ ધાગથી અટકવાની નથી એ વાત નિર્વિવાદ છે ખાસ કરીને જ્યારે હિન્દુસ્તાનમાં આજે રાષ્ટ્રીય સરકારની સ્થાપના થઈ છે ત્યારે લોકો એ સરકાર પાસેથી સૌથી પહેલાં પોતાના આર્થિક હિતોના રક્ષણની અપેક્ષા રાખે એ વાત સ્વાભાવિક છે. આજની રાષ્ટ્રીય સરકાર ઉપર જનતાનો વિશ્વાસ છે એ વાત સ્પષ્ટ છે, પણ લોકો સામેના આ અગત્યના સવાલો ઉપર જો ઝડપી પગલાં લેવામાં નહિ આવે તો દેશની પરિસ્થિતિ વધુ બગડવાની છે એ વાત પણ સ્પષ્ટ છે.

જનતાની જાગૃતિ અને સભાન જ્યારે વધી છે એજ વખતે કામદારોમાં કાર્યકર્તા પક્ષોમાં વધારેને વધારે અંતર પડતું જાય છે એ ખેદની વાત છે. સામ્યવાદી કે સમાજવાદી ક્યારેક કોમવાદી મઢીવાદી સાથે વ્યવહાર રાખે છે, પણ અગત્યના પ્રશ્ન ઉપર એક થઈ કામ કરવાની બન્ને પક્ષોની તૈયારી નથી! અને રાષ્ટ્રીય મજદૂર સંઘના લોકો તો એ બન્ને પક્ષોને અછુત સમજે છે આજની કટોકટીને વખતે કામદારોમાં પડેલા એ ભાગલાઓ દુઃખની વાત છે. આવી પરિસ્થિતિમાં કોઈપણ પક્ષના પીઠબળ વગર સ્વતંત્રપણે કામ કરવું કોઈ પણ પ્રામાણિક વ્યક્તિ માટે મુશ્કેલ કામ છે. તો પણ બીરાદર ના. મ. જોશી, બીરાદર મૃણાલકાંતિ બોઝ જેવી વ્યક્તિઓ આજે ઑલ ઈન્ડિઆ ટ્રેડયુનીયન કોંગ્રેસમાં સ્વતંત્ર રીતે કામ કરે છે તેથી જ અનેક જાત અને અજાત કાર્યકર્તાઓને ભલે તે મુશ્કેલી પડતી હોય અને ભલે તે બેસમજુત થાય તો પણ કામદારો સાથે કામ કરવાનું ઉત્સાહ મળી રહે છે હિંદુસ્તાનની બધામાં જુની અને માનીતી કામદાર સંસ્થા ઑલ ઈન્ડિઆ ટ્રેડ યુનીયન કોંગ્રેસ આવા ભાગલાઓમાંથી પસાર થઈ આજે ત્રીસ વરસોથી પોતાનું કામ કરે છે જુદા જુદા વિચારસરણીવાળા લોકોને કામદારવર્ગની પોતાના દૃષ્ટિકોણ મુજબ સેવા કરવાની તક આજે વરસોથી અનેક લોકોને આ સંસ્થા તરફથી મળી છે પણ આજે ભાગલાઓથી અને સરકારના દમનથી એ સંસ્થા અસ્તિત્વ ઉપર જ ઘા મુકવાનો પ્રયત્ન ચાલે છે ઑલ ઈન્ડિઆ ટ્રેડ યુનીયન કોંગ્રેસના અધ્યક્ષ બીરાદર ડાંગે, ઉપાધ્યક્ષ બીરાદર મિરજકર અને અન્ય આગેવાન કાર્યકર્તાઓની ગિરફતારી તેમજ દમનના બીજાં પગલાંઓથી સરકારે એ સંસ્થા સામે મોરચો માંડ્યો છે પરંતુ આવા દમનમાંથી પણ એ સંસ્થા અનેક વખત પસાર થઈ છે અને બીરાદર ના. મ. જોશી જેવા સ્વતંત્ર કાર્યકર્તાઓના અથાગ પ્રયાસોથી એ સંસ્થામાં ફરી એકતાની સ્થાપના થઈ છે આજે પણ કામદારો તેમજ અનેક જાત અને અજાત કાર્યકર્તાઓ ખરા

રીતથી એવા ઐક્યની આવશ્યક્તા જાણે છે, અને આપણા ખરા દીલના પ્રયાસોથી કામદાર એક્તા પ્રસ્થાપિત થાય તે માટે સતત પ્રયાસો કરવા એ આપણી ફરજ છે. હિંદુસ્તાનના રેલ્વે કામદારોની મધ્યસ્થ સંસ્થા એ. આઇ. આર. એફ. માં આજદીન સુધી જૂદા જૂદા પક્ષો કાર્ય કરતા આવ્યા છે તેમાં પણ ભાગલા પાડવાની કોશિષ ચાલે છે. શ્રીયુત જયપ્રકાશ નારાયણના પ્રમુખપણા નીચે જ્યારે બધા પક્ષો એક થઇ એ સંસ્થામાં કામ કરે છે, ત્યારે બીજી સંસ્થાનું આત્મમુહૂર્ત કરી કામદાર એક્તા જમીનમાં દાટવાના જે ઇરાદાપૂર્વક પ્રયત્નો કરવાનાં ચક્રો ગતિમાન થયા છે તેથી સમગ્ર કામદારવર્ગના હિત ઉપર અને એમના ભાવિ ઉપર કુઠારાઘાત કરવા જેવું છે. મારો કામદારો ઉપર વિશ્વાસ છે, તેથી મને ખાતરી છે કે એ પ્રયત્નો ફળીભૂત થવાના નથી.



# સામા

કાશીની સુંદર વેશ્યા સામા આજે ઘણી ઉદાસ ફરતી હતી. તેણે પોતાના જીવનમાં ખરો પ્રેમ મેળવવાની અનેક અસફળ ચેષ્ટા કરી જોઈ હતી. શહેરનો મુખ્ય વેપારી ચન્દનદત્ત એનો રોજનો ગ્રાહક હતો, પરંતુ સામાને એનો ચહેરો મૂર્ખ જેવો લાગતો એની વાતો ભ્રષ્ટ લાગતી અને એના હાવભાવ ઘૃણિત લાગતા. દ્વિતિય વ્યક્તિ નગરનો કોટવાલ હતો, પરંતુ સામા તેના તરફ વિરક્ત હતી. એણે સેંકડો નવયુવકોને અપનાવવાની ચેષ્ટા કરી જોઈ, પરંતુ સફળતા સાંપડી નહિ એના છેલ્લા પ્રયોગમાં પણ એ અસફળ થઈ, એને લીધે એને ઘણું જ દુઃખ થતું હતું. એણે લોકોને એમ કહેતાં સાંભળ્યા કે "વેશ્યા કદી શુદ્ધ પ્રેમ કરી શકે જ નહિં." એ સાંભળીને એનું દિલ વધારે ઘવાયું. એ આજે વિક્ષિપ્ત જેવી ફરતી હતી. ફરતાં ફરતાં તે પોતાની અગાસીમાં આવી

નીચે દ્રષ્ટિ કરતાં તેણે જનસમાજમાં અસાધારણ ઉત્તેજના જોઈ. સર્વના મુખ પર આનંદની છાપ હતી. લોકો દૂરથી આવતા એક ઝુંડ તરફ આંગળીઓ બતાવી વાતો કરતા હતા. થોડીવારમાં પ્રહરીઓથી ઘેરાયેલી એક સુંદર અને બલિષ્ઠ વ્યક્તિ આવતી દેખાઈ સામાએ તેના તરફ જોયું તેણે પણ ઉપર જોયું બન્નેની દ્રષ્ટિ મળી. સામા વિચલિત થઈ ગઈ તેણે તરત પોતાની દાસીને બોલાવી

'સુનંદા, તું જા તો! અને પ્રહરીઓને પૂછ કે એઓ એને કેમ પકડીને લઈ જાય છે, અને એને શી શિક્ષા થશે?'

દાસી ગઈ અને પાછી આવી: 'બા એનું નામ અમ્વાંક છે. એ જબરો ચોર છે. ન્યાયાલયમાં એને કદાચ મૃત્યુદંડ આપવામાં આવશે, જો કોઈ જામીનગીરી ભરી ન આવે તો' દાસી બોલી.

સામા થંભીને બોલી 'જા, જરા પાછી જઈને પૂછી આવ કે એને માટે જામીનગીરી કેટલી આપવી પડશે?'

દાસી પાછી જઈ આવી બોલી 'બા, એ કહે છે કે સામાન્યતઃ જામીનગીરી સ્વીકારવામાં આવશે નહી. પણ જો સ્વીકારવામાં આવે તો એક હજાર સુવર્ણમુદ્રાથી ઓછી તો ન જ હોય.'

સામા એકદમ બોલી ઉઠી 'જા ખજાનચીને કહે કે એક હજાર અને એકસો સુવર્ણમુદ્રા નોકર સાથે ત્યાં મોકલાવે, અને કહેજે કે એક હજાર જામીનગીરીની મુદ્રા છે, અને એકસો મુદ્રા પ્રહરીઓના ઇનામ માટે છે પ્રહરીઓના નાયકને કહેજે કે એની જામીન સામા થાય છે.'

દાસી ગઈ પ્રહરીઓ સામા અને કોટવાલનો સબંધ જાણતા હતા મુદ્રા લઈ તે ચાલ્યા ગયા.

*

અંવદંક દિગ્મૂઢ થઈને ઊભો હતો જગતમાં એણે કોઈનું ભલું કર્યું ન હતું. સુંદર શરીરની સાથે હંમેશ તે હસાહસ થઈને ફરતો હતો. તે જાણતો હતો કે એના જામીન થવા માટે કોઈ પણ તૈયાર થાય એવું ન હતું, પરંતુ જ્યારે દાસીએ એને કહ્યું કે 'આવો તમને બા બોલાવે છે' ત્યારે તે આશ્ચર્યચકિત થઈ એક બાળકની માફક પાછળ દોરાયો.

*

સુંદર રીતે શણગારેલા પોતાના ઓરડામાં સામા આવીને બેઠી, દાસીએ આવીને કહ્યું 'બા, હું તેને લઈ આવી છું.'

'જા સ્નાન કરાવીને સુંદર વસ્ત્રો પરિધાન કરાવીને તેને અહીં લઈ આવ!' સામા બોલી

દાસી ગઈ સામા વિચારમાં પડી આ વ્યક્તિની આંખોમાં એણે પ્યારના જોઈ હતી.

ચહેરા પર દરિદ્રતાની છાપ જોઈ હતી કદાચ એ પોતાના રક્ષકને શુદ્ધ હૃદયથી પ્યાર કરે! શા માટે ન કરે! જ્યારે સામાએ પોતે પ્રેમ દર્શાવ્યો ત્યારે તસ્કરને શું વાંધો હતો?

દાસી અશ્વદંડને લઈને આવી. અશ્વદંડે પ્રણામ કીધા. સામાએ કહ્યું, 'દાસી તું જા'

બન્ને એકલાં પડ્યાં: અશ્વદંડ બોલ્યો 'દેવી, હું તમારો ઋણી છું. જગતમાં મારી દયા ખાનાર કોઈ પણ ન હતું. હું તમારા ચરણોમાં પડી મારી કૃતજ્ઞતા પ્રકાશિત કરવા માંગુ છું' એ સામાના ચરણોમાં ઝુક્યો.

સામા ખડખડાટ હસી અને બોલી: 'અશ્વદંડ! મેં તને ચરણોમાં પડવા નથી બોલાવ્યો'

અશ્વદંડ ચૂપ ઊભો રહ્યો. સામા ફરી બોલી: 'અશ્વદંડ! તું કૃતજ્ઞતા બીજી રીતે પણ દર્શાવી શકે છે અને હું પણ તેની જ આશા રાખું છું'

'દેવી! તમે જે કહો તે કરવા હું તૈયાર છું.' અશ્વદંડ બોલ્યો.

'પ્રથમ સોગંદ ખા કે તું તે કાર્યમાં આનાકાની કરશે નહિ.' સામા બોલી.

'હું ઈશ્વરના સોગંદ ખાઈને કહું છું કે તમે કહેશો તેમ હું કરીશ' અશ્વદંડ બોલ્યો.

'ત્યારે તું મારો સ્વીકાર કર!' સામા બોલી

અશ્વદંડ ચમક્યો અને બોલ્યો 'અરે દેવી! ક્યાં તમે અખૂટ ધનના સ્વામિની, અને ક્યાં હું દરિદ્ર તસ્કર!'

'મને તે ખબર છે.' સામાએ કહ્યું.

'મારે માથે રાજદંડ મૃત્યુની માફક ભમે છે.' અશ્વદંડ બોલ્યો.

રાજદંડ સામાની વિરુદ્ધ કંઈ પણ કરી શકતો નથી' સામાએ કહ્યું. તેના અવાજમાં મક્કમતા હતી.

'દેવી! હું દુઃખી છું'

'હું તને સુખી બનાવીશ.'

'હું દરિદ્ર છું. ભાગ્યવિહીન છું.'

'હું અમીર બનાવીશ, સ્વજનોની ખોટ પૂરી પાડીશ.'

અશ્વદંડ ચૂપ રહ્યો. સામા ઊઠી. અશ્વદંડના ગળામાં બાહુપુષ્પો ભેરવી દીધા, અશ્વદંડે પણ સામાને આલિંગન દીધું. સામા તથા અશ્વદંડની આંખમાં આંસુ હતાં. ૨૬ પગવારમાં રાગ્ન થયો.

*

સામાના એક સુંદર આવાસમાં સામા અને નગરના કોટવાલ મેઘવર્ણ વચ્ચે વાતચીત ચાલતી હતી.

'સામા!' મેઘવર્ણ બોલ્યો 'તેં આજે એક ભયાનક તસ્કરને જામીન આપી છોડાવ્યો છે એવી મને ખબર મળી છે.'

'હા' સામા બોલી: 'અને એનો રાજદંડ પણ ક્ષમા કરવાનો છે'

'શું બોલે છે સામા! એનો રાજદંડ માફ કરવો છે?' મેઘવર્ણે અજાયબીથી પૂછ્યું.

'સમજો છો શું કામ! જો એ કાર્ય તમારાથી ન બની શકતું હોય તો ના કહી દો' સામા ગુસ્સે થઈ.

મેઘવર્ણ ચૂપ રહ્યો. સામા ફરી બોલી. 'એ મારા કામનો માણસ છે અને એની રક્ષા કરવી એ મારો ધર્મ છે.'

મેઘવર્ણની આંખો ચમકી: એના મુખ પર ક્રોધની છાપ ઊઠી પડી ગઈ, પણ બોલ્યો. 'હું યત્ન કરી જોઈશ.'

સામા બોલી. 'હાય! જગતમાં મારું કોઈ જ નથી. હું તો તમને ખરા પ્રેમી ધારતી હતી. તમારી પ્રતિજ્ઞાઓ ધૂળ કરી મૂકો! આજે સત્ય વસ્તુસ્થિતિની મને ખબર પડી.' સામાની આંખોમાં આંસુ હતાં.

મેઘવર્ણ ગભરાયો અને બોલ્યો. 'સામા! તું ચિંતા ન કર! હું અશ્વદંડને રાજદંડથી મુક્ત કરાવીશ.'

સામાના મુખમંડળ પર આનંદની છાયા દેખાઈ તે બોલી: 'વચન આપો કે તમે એ કાર્ય કરશો.'

'હા, વચન આપું છું કે અશ્વદંડને મુક્ત કરાવીશ' મેઘવર્ણ બોલ્યો. સામાએ મેઘવર્ણ તરફ એક કટાક્ષ કર્યો મેઘવર્ણ પોતાને ધન્ય લેખવા લાગ્યો. આજે સામા તેને અદ્ભુત લાગી.

મેઘવર્ણ બહાર આવ્યો સામાના આજના કટાક્ષે તેને મ્હાત કર્યો હતો. યેન કેન પ્રકારેણ કાશીરાજ પાસે અશ્વદંડને તેણે ક્ષમા અપાવી. પાછો આવ્યો ત્યારે સામાને તેણે પ્રસન્નવદન જોઈ: તેણે સામાને રાજઆજ્ઞાની ખબર આપી. સામા મધુર સ્મિત કરીને બોલી 'હું બરાબર જાણતી હતી કે તમારા સિવાય એ કાર્ય બનવું અશક્ય હતું.'

'પ્રિયે!' ગર્વિત મેઘવર્ણ બોલ્યો 'તારે માટે હું ગમે તે કરવા તૈયાર છું, ચાલ હવે આસવ તો લાવ અને મધુર સંગીત સંભળાવ!'

સામાએ દાસીઓને સંજ્ઞા કરી દાસીઓ મદ્યપાત્રમાં મદ્ય ભરી લાવી સામાએ આગ્રહપૂર્વક મેઘવર્ણને પાયો: સંગીત સંભળાવ્યું મેઘવર્ણ ઉન્મત્ત થઈ ગયો અને સામાને આલિંગન કરવા આગળ વધ્યો: સામાનું મુખ ગંભીર થઈ ગયું અને બોલી 'આજે સામાના વેશ્યા જીવનની છેલ્લી જ રાત્રી છે!'

'તો શું તું સંસાર ત્યાગ કરવાની છે?' મેઘવર્ણે નિર્લજ્જ હાસ્ય કરતાં પૂછ્યું.

'ના, પરંતુ વેશ્યા સામાના પાપમય જીવનનો આજે પટાક્ષેપ થવાનો છે.'

'સામા' તું દેવી છે કે માનવી? 'મેઘવર્ણે લથડતે અવાજે પૂછ્યું.

'હું રાક્ષસી હતી, માનવી બની છું,' દેવી બનવા પ્રયત્ન કરીશ' સામા આટલું કહી ચાલી ગઈ, મેઘવર્ણ ગાઢ નિદ્રામાં પડ્યો.

બીજે દિવસે મેઘવર્ણ આવ્યો ત્યારે તેને દ્વાર પર અટકાવવામાં આવ્યો. અંદરથી સંદેશો મળ્યો કે અશ્વદંડની પત્ની સામા, કોઈ પરપુરુષનું દર્શન કરશે નહિ. મેઘવર્ણ સમજ્યો; સામાએ દાવ બરાબર ખેલ્યો હતો, ગઈ રાત્રિના સામાના શબ્દો તેને યાદ આવ્યા, તે વિચાર કરવા લાગ્યો શું સામાના એ શુદ્ધ હૃદયના ઉદ્ગારો હતા? શું સામા ખરેખર હવે વેશ્યા મટી ગઈ? શું ખરેખર હવે તે તેને જોવા પામશે નહિ? એણે દાસીઓને સમજાવવાની ચેષ્ટા કરી જોઈ પરંતુ તે નિષ્ફળ નિવડ્યો, ઈર્ષાગ્નિથી બળતો તે ઘેર આવ્યો.

અશ્વદંડ મકાનની અગાસી ઉપર ચાંદનીમાં ફરતો હતો, પોતાના પ્રારબ્ધમાં આ ફેરફાર તેને વિચિત્ર લાગતો હતો. ક્યાં મૃત્યુદંડની જોતો અશ્વદંડ! અને ક્યાં એક મુક્ત ગૃહસ્થ અશ્વદંડ! સામા તેને અદ્ભુત સ્ત્રી લાગતી હતી, વેશ્યા જીવનમાં ગૃહિણીના જેવો થયેલો ફેરફાર તેને ઘણો જ અદ્ભુત લાગતો હતો, તે પોતાને ધન્ય માનતો હતો. પોતાની તસ્કર બુદ્ધિને તેણે તિલાંજલિ આપવાની તૈયારી કરવા માંડી. સામા આવી અને પાછળથી તેની આંખો બંધ કરી દીધી, પ્રેમળતાથી તેણે બે હાથ ખસેડી સામાને આલિંગન દીધું.

'પ્રિયતમ! જગતમાં સામાની શોધ આજે સફળ થઈ છે. હું સર્વત્ર શુદ્ધ પ્રેમ શોધતી હતી, તારામાં તે મળ્યો, વચન આપ કે તું મારો ત્યાગ કરશે નહિ.' સામા બોલી.

'દેવી! હું તમારો ચીર ઋણી છું. હું કદી આપનો ત્યાગ કરીશ નહિ.' અશ્વદંડે કહ્યું.

અશ્વદંડ! એમ ન સમજતો કે સામા વેશ્યા છે માટે શુદ્ધ પ્રેમની અધિકારીણી તે ન બની શકે. સામા વેશ્યા હતી, પરંતુ સામાનું હૃદય ન હતું. સામાએ જિંદગીમાં ખરો પ્રેમી મેળવવા અનેક પ્રયત્ન કર્યા છે.

આજે હું સમજું છું કે હું કૃતાર્થ થઈ છું.' સામા બોલી.

અશ્વદંડ ચૂપ રહ્યો. સામા તેને હાથ પકડીને અંદર લઈ ગઈ.

મેઘવર્ણે અનેક ઉપાયો યોજ્યા, પરંતુ સામા તેને મળી નહીં. ક્ષત વિક્ષત મૃગરાજની માફક તે ક્રોધપૂર્વક ફૂંફાડા મારવા લાગ્યો તેને સામા પર અત્યંત ક્રોધ ચડયો હતો. તે અનુકૂળ સમય જોતો હતો. એક દિવસ કાશીમાં એક ચોરી થઈ; મેઘવર્ણને બહાનું મળ્યું. તેણે અશ્વદંડને બોલાવવા માણસ મોકલ્યો. આજે લાગ મળેલો જાણી તે ઉન્મત્તની માફક હસી બોલ્યો. "સામા, તારા પ્રેમી પાસે જ તારો ત્યાગ કરાવું છું "

સામા અશ્વદંડ બેઠાં હતાં ત્યાં દાસીએ આવીને ખબર આપી કે પ્રહરીઓ બહાર ઊભા હતા અને અશ્વદંડને મેઘવર્ણે બોલાવ્યો હતો. સામા કંપી ઊઠી. અશ્વદંડ સમજ્યો: સામાને આશ્વાસન આપીને બહાર આવ્યો. પ્રહરીઓએ તેને મેઘવર્ણ પાસે ચાલવા કહ્યું. તે ચાલ્યો. અજ્ઞાત ભયની આશંકા કરતી સામા ઊઠી

'અશ્વદંડ!' મેઘવર્ણ બોલ્યો. 'તને ખબર છે કે તારે માટે રાજાજ્ઞા હતી કે તને મૃત્યુદંડ આપવો!'

'હા' અશ્વદંડ બોલ્યો.

'તે દંડને ક્ષમામાં ફેરવનાર હું હતો' મેઘવર્ણે કહ્યું.

'હા, તે પણ મને ખબર છે.' અશ્વદંડે નીચું જોયું

'હું ધારું તો હમણાં કાશીમાં થયેલા ઉત્પાતને અંગે તને મૃત્યુદંડ અપાવું' મેઘવર્ણે કહ્યું.'

'પુરાવો ક્યાં છે? હું તો ઘરની બહાર પણ નીકળ્યો ન હતો ' અશ્વદંડે કહ્યું

મેઘવર્ણ ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો; 'મૂર્ખ! જે મેઘવર્ણ તને ક્ષમા અપાવી શકે છે તે તને સ્વેચ્છાથી મૃત્યુદંડ પણ અપાવી શકે છે.'

અશ્વદંડના અંગેઅંગ કંપી ઉઠ્યાં, તે ચૂપ રહ્યો.

'સાંભળ!' મેઘવર્ણ બોલ્યો: 'હું તને એક રસ્તો બતાવું છું. તું કાશી છોડી ચાલ્યો જા.'

'પરંતુ કાશીમાં મારી પત્ની અને ઘર છે' અશ્વદંડે મુશ્કેલી દર્શાવી.

મેઘવર્ણે વિકટ હાસ્ય કર્યું અને બોલ્યો અરે વિક્ષિપ્ત તસ્કર! વેશ્યા ક્યારની થઈ છે કે તારી થવાની છે? એ જ સામાએ કેટલા યે યુવકો સાથે એ દાવ ખેલ્યા છે અને તેનું પરિણામ મૃત્યુમાં આવ્યું છે'

અશ્વદંડ વિચારમાં પડી ગયો મેઘવર્ણ અચાનક અવાજે ફરી બોલ્યો: 'અશ્વદંડ! જો પાછો તું ફરી કાશીમાં દેખાયો તો યાદ રાખજે કે ભગવાન પણ તને મારા પંજામાંથી ઉગારી ન શકશે.'

અશ્વદંડ ત્યાંથી બહાર આવ્યો.

અશ્વદંડ રસ્તે વિચાર કરતો હતો: સામાએ અનેક યુવકો સાથે પાસા ખેલ્યા છે એમ મેઘવર્ણે કહ્યું હતું પરંતુ એ તો સામાએ પોતે પણ મુક્ત દિલે સ્વીકાર કીધું હતું! સામાના વર્તનથી એને સામા વિશ્વાસઘાતીની ન લાગી તે સમજી ગયો કે મેઘવર્ણની ઇર્ષ્યા જ એનું કારણ છે. તે ઘેર આવ્યો, સામાએ પૂછ્યું, 'કેમ! શું થયું?'

'કંઈ નહીં.' અશ્વદંડે કહ્યું.

થોડી વાર ચૂપ રહીને અશ્વદંડ ફરી બોલ્યો 'સામા! ચાલ આપણે કાશી છોડી ચાલ્યાં જઈએ!' સામાની આંખો ચમકી તે બોલી. 'કેમ!'

'એમ જ, મને અહીં નથી ગમતું.'

'સામા થોડી વાર વિચાર કરીને બોલી 'ઠીક હું આવવા તૈયાર છું, પરંતુ પૂર્ણિમા પહેલાં તો હું કોઈપણ રીતે ન જઈ શકું.'

અકરવદંડ વિચારમાં પડ્યો. સામાના વતની એને ખબર હતી. તે બોલ્યો, 'ઠીક.'

રાત્રે દુર્ગંધયુક્ત સદરહુ ઓરડામાં બન્ને સૂતાં, સામા ઘોર નિદ્રામાં પડી. અકરવદંડને ઊંઘ ન આવી, તે મેઘવર્ણના શબ્દોના ભણકાર વારંવાર સાંભળતો હતો. બીજે દિવસે જો તે કાશીમાં દેખાશે તો તેનું મૃત્યુ થશે એમ તેને ખબર હતી. તે ઊઠીને ફરવા લાગ્યો. તેણે સામાના મુખ તરફ જોયું. સામાનું મુખ ખરે તે સમયે નિર્દોષ લાગતું હતું. સામા એકાએક જાગી ઊઠી અને બોલી 'અકરવદંડ! કેમ ફર્યા કરે છે?'

'અમસ્તો જ' અકરવદંડ બોલ્યો અને ફરી સૂઈ ગયો.

રાત્રીના ત્રીજા પ્રહરે અકરવદંડ ફરી ઊઠ્યો. સામાને જોઈ. તે ગાઢ નિદ્રામાં હતી. તે ધીરે રહીને બારી વાટે નીચે ઊતરી દોટ મૂકીને નાસી ગયો. બુદ્ધના નાસવામાં અને આ નાસવામાં ફેર એટલો જ હતો કે એક આજ્ઞાતની શોધમાં નીકળ્યો હતો, અને એક અજ્ઞાત ભયથી નાસતો હતો. નીચે શેરીનાં કૂતરાં ભસી ઊઠ્યાં.

સામા જાગી: પાસે જોયું તો અકરવદંડ ન હતો, તેણે બૂમ પાડી: 'અકરવદંડ! અકરવદંડ!' ઘુમટોએ પડઘો પાડ્યો 'અકરવદંડ! અકરવદંડ!'

તે બારી પાસે આવી બહાર જોયું: સઘન અંધકાર હતો. ફરી બૂમ પાડી. 'અકરવદંડ! અકરવદંડ!' ધ્વનિ અંધકારમાં વિલીન થઈ ગયો. એક ચામાચીડિયું જાણે ચાળા પાડતી હોય તેમ ચેં ચેં કરી ઊઠી.

તે પાછી આવી 'હાય ભગવાન! રહી હું આખરે અટૂલી ને અટૂલી!' એમ કહી તેણે પડખું મૂક્યું.

બીજે દિવસે સામાના મૃત્યુ સમાચાર કાશીમાં પ્રસરી ગયા. મેઘવર્ણે અને અકરવદંડે કપાળ કૂટી કહ્યું 'હાય ભગવાન!' બન્નેની આંખોમાંથી આંસુની ધાર ચાલી. આંસુ પશ્ચાતાપનાં હતાં, પરંતુ કેટલો વિલક્ષણ ફેર હતો!

# પૂર્વ જર્મની

ર. પ. મ

[ Gordon Schaffer's "Russian Zone of Germany" પર એક દૃષ્ટિપાત ]

"આ રશિયન સૈનિકોના ઢંગ જુઓ. એક નાનકડા રૂમમાં બે ત્રણ જણ રહે છે અમેરિકનો કે અંગ્રેજો હોત તો મોટું મકાન ખાલી કરાવી તેમાં આરામથી રહેત. પણ એ ભૂખડીબારસોને કદી ઉચ્ચ રહેણીનો અનુભવ હોય તો સારી રીતે રહેવાનો ખ્યાલ આવે ને!" પૂર્વ જર્મનીમાં રશિયન વહીવટ પ્રત્યક્ષ નિહાળવાના આશયથી ત્યાં ફરતા 'રેનોલ્ડ ન્યુઝ' ના મ. તંત્રી ગૉર્ડન શૅફરને સારું લગાડવાના હેતુથી એક જર્મને ઉપર્યુક્ત ટીકા કરી, ત્યારે 'ભલાની દુનિયા નથી' એ સત્ય ગૉર્ડનને યાદ આવ્યું.

ગૉર્ડન ટ્રામમાં બેસી જતો હતો, ત્યારે બે રશિયન યુવતીઓ ટ્રામમાં ચઢી. એક જર્મને તેને અસભ્યતાથી હડસેલી જર્મન ભાષામાં અપમાનયુક્ત શબ્દો કહ્યા. એક જર્મન યુવતીને આથી ચીડ ચઢી અને તેણે જર્મનને ખખડાવતાં કહ્યું, "ઈશ્વરનો આભાર માનો કે નાઝી સૈનિકો માફક રશિયનો ત્રાસ વર્તાવતા નથી." આમ ઠપકો પામેલો જર્મન બીજા સ્ટેશને ઉતરી ગયો.

રશિયા તેના જર્મન વિભાગ પર લોખંડી પકડ રાખે છે એવો રશિયા ઉપર આરોપ મૂકનારાઓએ તો આ પુસ્તક ખાસ વાંચવું. એનો લેખક બીન સામ્યવાદી અંગ્રેજી પત્રનો તંત્રી છે. તે સંપૂર્ણ સ્વતંત્રતાથી આ વિભાગમાં એકલો ફર્યો અને જર્મનો જોડે નિરંકુશપણે વાતો કરી માહિતી એકઠી આ પુસ્તકમાં રજુ કરી છે. આ વિભાગમાંની રશિયન પ્રગતિ આપણને પ્રથમવાર આ પુસ્તકમાંથી જાણવા મળે છે.

લેખકે પૂર્વગ્રહથી આ પુસ્તક લખ્યું નથી અને હજી એ વિભાગમાં નાઝી અસર નાબૂદ થઈ નથી તે મુક્તપણે તેણે સ્વીકાર્યું છે. પણ એ પુસ્તકના વાચનથી આપણને રશિયાએ રચેલી જર્મન લોકશાહીનું ખરું સ્વરૂપ જાણવાને મળે છે અને જર્મન લોકોને જે સ્વાધીનતા અર્પવામાં આવી છે તે જાણી આપણને આશ્ચર્ય થાય છે. એક મિટિંગમાં સ્થાનિક રશિયન કમાન્ડર પાસે બેઠેલી એક જર્મન યુવતીએ રશિયનોની કડવી ટીકા કરતાં કહ્યું, "રશિયા ગરીબ છે. અમેરિકા સાધન સંપન્ન છે એટલે અમેરિકા જર્મનોને જે મદદ આપી શકે, તે સિવાય રશિયા ક્યાંથી આપે!" આવા બનાવો રશિયાએ વાણી સ્વાતંત્ર્ય પર અનિચ્છનીય અંકુશ રાખ્યા નથી એમ પુરવાર કરે છે.

રશિયનોએ એ ભાગનો કબજો લેતાં જર્મનો પર ત્રાસ વર્તાવ્યો નથી, કોઈ રશિયન સૈનિક જર્મનને સાધારણ પણ અપમાન કરે તો તેને ભારે શિક્ષા કરવામાં આવે છે. જર્મન સરકાર અને જર્મન પોલીસો જ દેશનો વહીવટ કરી વ્યવસ્થા જાળવે છે. રશિયન સૈનિકો કશામાં ભાગ લેતા નથી, માત્ર તેમને ત્યાં રહેતા જોવામાં આવે, ત્યારેજ આ ભાગમાં રશિયાનો કબજો છે એમ ખ્યાલ જાય છે.

સૌથી આશ્ચર્યકારક ઘટના તો એ બની કે નાઝી સરકારના વિનાશ પછી અતિ ઝડપથી રશિયનો શાંતિ અને વ્યવસ્થા સ્થાપી શક્યા. નાઝી વિરોધીઓને શોધી શોધી હોદ્દા આપવામાં આવ્યા, નાઝીઓથી કેદ પામેલાને રહેવાને સારાં ઘરો આપવામાં આવ્યાં, નાઝી કે નાઝી વલણવાળાઓને કારખાનામાં પણ જવાબદારીવાળી જગ્યાએથી ખસેડી મૂકવામાં આવ્યા, ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું, સહકારી પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવી, નવી કેળવણીનો આરંભ

થયો, આરોગ્ય ખાતાઓ ખોલવામાં આવ્યાં, જમીનદારોની જમીન લઈ લેવામાં આવી અને ખેડે તેને જ જમીન આપવામાં આવી, મજૂરોનાં મંડળો સ્થપાયાં, સંસ્કૃતિવિષયક પ્રવૃત્તિઓ હાથ લેવામાં આવી, આમ આ વિભાગમાં નવા સમાજનો જન્મ થયો. આ સઘળા સુધારા જર્મન સમિતિઓ અનુમતિથી જ કરે છે રશિયનો તેમાં વચ્ચે પડતા નથી, પણ તાજી પ્રવૃત્તિને અનુમોદન મળે તેવું કશું ન બને તે ઉપર માત્ર સખત દેખરેખ રાખે છે પણ એ તો મિત્રોરાજ્યનો સર્વાનુમતે લેવામાં આવેલો નિર્ણય જ છે કે "નાઝીઝમનો અંતર નાશ કરવો "

આ વિભાગની ચુંટણી વેળા અંગ્રેજ અમેરિકન તટસ્થ નિરીક્ષકો હાજર હતા અને ચુંટણીમાં તદન પ્રમાણિકપણું જળવાયું હતું અને રશિયનોએ તેમાં કશી દખલગીરી કરી નહતી એવા તેમનાં પ્રમાણપત્ર લેખક આ પુસ્તકમાં રજુ કરે છે. વળી કોઈ એકાદ ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણનો ઠરાવ રદ કરવા માટે પાર્લામેન્ટના બીન સામ્યવાદીઓ નિર્ણય કરવા ચાહે છે, ત્યારે સારા ભાગના મજૂરો એનો પ્રબળ વિરોધ કરે છે અને તે વાત પડતી મૂકવામાં આવે છે. એક જર્મન શાસકે લેખકને કહ્યું, "જો અમે અમારો નિર્ણય ફેરવત નહિ તો ચોવીસ કલાકમાં સર્વત્ર હડતાળ શરૂ થાત." આમ નવા સુધારાઓ માટે જર્મન પ્રજાની સમ્મતિ છે એવા અનેક પુરાવા ગોર્ડન આ ગ્રંથમાં રજુ કરે છે.

આ વિભાગની પુનર્રચના જર્મન સમિતિઓ કરે છે ખેતી, કેળવણી, ઉદ્યોગ, હુન્નર એમ પ્રત્યેક માટે સમિતિઓ નીમી ઝડપથી કામ આરંભી પૂરૂં કરવામાં આવે છે. દરેક કારખાના પણ સમિતિ હસ્તક ચાલે છે સમિતિમાં રશિયન સભ્યો હોતા નથી, તેની મિટીંગમાં રશિયન અમલદારો હાજર રહેતા [illegible] આપણા દેશમાં પણ પુષ્કળ નીમાય છે પણ તેઓ મોટા રિપોર્ટો બહાર પાડે છે. આ કાર્યવાહક સમિતિઓ કાર્ય સાધી પુનર્ઘટનાનું કામ આગળ ધપાવે છે.

ગોર્ડનને અસહ્ય જર્મનો પણ મળ્યા. પશ્ચિમ જર્મનીમાં ખાવાનું સારૂં મળે છે અને અહીં તંગી પડે છે. છતાં પશ્ચિમમાંથી મોટા પાયા પર લાખોની સંખ્યામાં જર્મનો પૂર્વમાં આવી ગયા છે. અને જમીનદાર, મૂડીદારો પૂર્વમાંથી નીકળી પશ્ચિમમાં જઈ વસ્યા છે. રશિયનોએ જર્મનીમાં પ્રવેશ કર્યો ત્યારે ઘણા અત્યાચાર કર્યા એ હકીકત સત્ય નથી એમ ગોર્ડન જણાવે છે. ક્યાંક અણુઘટતું બન્યું પણ હશે, છતાં ઘણીવાર તો જર્મન ગુંડાઓ રશિયન સૈનિકનો પોશાક પહેરી ત્રાસ વર્તાવે છે. એવી મોટી ટોળી પણ પકડાયાની હકીકત લેખકે પુસ્તકમાં વર્ણવી છે

રશિયનોએ જર્મનીમાં કબજો કર્યો, ત્યારે જ શરૂઆતમાં સ્ટેલિનનો પ્રખ્યાત હુકમ "હિટલર આવે અને હિટલર જાય, પરંતુ જર્મની અને તેની પ્રજા સદા જિવંત અને એક રહેશે" બહાર પડ્યો અને તેના મોટાં પોસ્ટરો ઠેર ઠેર ચોંટાડવામાં આવ્યાં. શસ્ત્રાસ્ત્ર બનાવવાનાં મોટાં કારખાનાઓમાંના કેટલાંક રશિયા લઈ જવામાં આવ્યાં રશિયન નિષ્ણાતોની કુશળતા જોઈ જર્મનો અંજાઈ જતા. ઘણાં એવાં કારખાનાં દૈનિક જરૂરિયાતનો માલ પેદા કરે તેવું તેમનું રૂપાંતર કરવામાં આવ્યું. મોટા કારખાનાનો થોડો ભાગ રશિયા લઈ જવામાં આવ્યો અને થોડો ભાગ જર્મનીમાં ઉપયોગી ચીજોના ઉત્પાદન માટે રાખવામાં આવ્યો. રશિયાએ સહન કરેલાં નુકસાન પેટે આ વસ્તુઓ રશિયા લેશે એમ અગાઉથી મિત્ર રાજ્યોએ નક્કી કર્યું હતું. છતાં કેટલાંક કારખાનાં રશિયાએ લઈ ન જવાં એમ જર્મનીમાં આવેલા રશિયન અમલદારો રશિયાને કહેવા લાગ્યા અને રશિયાએ એવી માગણી સ્વીકારવી પડી. કાયદાની

આ ભાગને ઘણી તંગી રહે છે, કારણ કે કોલસાનો વિપુલ જથ્થો પશ્ચિમમાં છે. રૂ, ઉન, શણ, ચામડું એવો કાચો દ્રવ્યો રશિયામાંથી લાવી આ કારખાનાંઓ ચાલુ રાખવામાં આવ્યાં છે. આ મદદ વિના આ કારખાના બંધ પડત. બેંક અને વીમા કંપનિઓની મૂડી પર અંકુશ રાખી આર્થિક નિયમન કરવામાં આવ્યું છે. હિટલરના શાસનકાળ પર્યંત બેંકોમાં મૂકવામાં આવેલા પૈસામાંથી પાઈ પણ ઉપાડી ન શકાય એવો કાનૂન રશિયનોએ શરૂઆતમાં જ જાહેર કર્યો. પાછળથી ૩૦૦ માર્ક્સ જેવી નાની રકમ ઉપાડવા માટેની પરવાનગી આપવામાં આવી. આ કાયદો ઘણો આપખુદ કહેવાય, પણ રશિયનોનો બચાવ કરતાં જૉર્ડન લખે છે કે બેંક અને વિમા કંપનિની મૂડીનો ૯૦ ટકા ભાગ હિટલરે ફરજિયાતપણે વૅાર લોનમાં લીધો હતો. એટલે આ સંસ્થાઓ દેવાળિયા થઈ ચૂકી હતી. રશિયનોએ એ વસ્તુ કાયદેસરની બનાવી એટલું જ એમ તેનું કથન છે. ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણની વિગતો આપી લેખક જણાવે છે કે આ કાર્ય જર્મન સમિતિઓએ જ કર્યું છે અને હજી કેટલાંક કારખાના નાઝીવાદીઓના હાથમાં છે તે સામે સામાન્ય પ્રજામાં વિરોધ છે. પણ રશિયનો કહે છે કે જેણે ખોટાં કાર્ય કર્યાં હોય તેને જ શિક્ષા થાય. લીપઝીગમાં મોટું પ્રદર્શન ભરવામાં આવ્યું, ત્યારે આ વિભાગની પેદાશ જોઈ અંગ્રેજ અમેરિકનો અને બીજા પરદેશીઓ આશ્ચર્યચકિત થયા હતા એમ જૉર્ડન જણાવે છે.

નાઝીવાદને નિર્મૂળ કરવા માટે મિત્રરાજ્યોએ નિર્ણય કર્યો હતો અને તે પ્રમાણે આ કાર્ય નાઝી વિરોધી જર્મનો જ કરે છે. જર્મન પોલિસ, જર્મન કોર્ટ ૭૩ લાખ આરોપીઓ ઉપર કામ ચલાવે છે. કશું છુપેછુપું ચાલતું નથી અને આરોપીઓ વકીલ પણ રોકી શકે છે. કોઈનાર ખોટી રીતે ગુન્હેગાર ઠરી જાય તો પણ રશિયનો વચ્ચે પડતા નથી અને વચ્ચે પડવા કોઈ સ્થાનિક અમલદારો કોશિશ કરે તો ઉપરી રશિયન અમલદારો તેમને તેમ કરતાં રોકે છે. પ્રત્યેક લાખ નાઝીઓને સરકારી નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યા છે. ૮૩ હજાર નાઝીઓને જવાબદાર પદે ન નીમવા એવું ઠરાવવામાં આવ્યું છે. શિક્ષા કરવાથી નાઝીઓ નિર્મૂળ ન થાય પરંતુ યોગ્ય પ્રચાર કરવો જોઈએ એમ રશિયનો માને છે. નવા ન્યાયાધીશો, પોલિસો, શિક્ષકો તાલીમ આપી તૈયાર કરવા પડ્યા છે અને રસ્તાપર વાહન વ્યવહારનું નિયમન સ્ત્રી પોલીસો જ કરે છે. પોલીસોને હડતાલ પર જવાનો હક છે, પરંતુ તેઓ તેમ કરતા નથી છતાં તેમના યુનિયનની અને તે ઉપરાંત એ વિભાગની મધ્યસ્થ મજૂર સંઘ અને બીજી સમિતિઓની મંજૂરી વિના તેઓ હડતાળ પર જઈ ન શકે. આ વ્યવસ્થાથી તેમને હડતાળ પર જવું પડતું નથી કારણ કે એકાદ મંડળ સફળતાપૂર્વક તેમની ફરિયાદ ટાળી શકે છે.

આ વિભાગમાં ચાર મોટી પાર્ટિઓ છે પણ રશિયનો કોઈનો પક્ષ લેતા નથી અને તદ્દન તટસ્થ રહે છે એમ ઝીણવટભરી તપાસ કરી જૉર્ડન અભિપ્રાય વ્યક્ત કરે છે. રશિયનોના આંતરિક સહાનુભૂતિ કુદરતી રીતે કમ્યુનિસ્ટો તરફ હોય છતાં બીજી પાર્ટિના સભ્યો અગત્યના હોદ્દા પર નીમાયા છે અને પક્ષોના આગેવાનો અને સામાન્ય સભ્યોને મળી પૂરી તપાસ કરી લેખક આ કથન કરે છે. અંદર અંદર મોટા વિવાદો જાગે છે પણ કાર્યો સર્વાનુમતિથી કરવામાં આવે છે. બેંક, વીમા કંપનિ, વ્યવહાર, ગેસ, વીજળીનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું છે અને દરેક જર્મનને ધર્મ માટે સંપૂર્ણ સ્વતંત્રતા હોય છે. એક સોશિયાલિસ્ટ જૉર્ડનને કહે છે, ‘અમારા વિભાગમાં બધા નિષ્ણાતો અને

કુશળ કારીગરો છે, તેઓ બીજા વિભાગમાં જવા નથી માગતા, એ ઉપરથી કોઈ પણ સમજી શકે અહીં લોકોના પગ ક્યાંય ત્રાસ નથી.'

રાજકીય પ્રવૃત્તિ પછી બીજી અગત્યની પ્રવૃત્તિ મજૂરોની છે ચાલીસ લાખ મજૂરો સંઘોના સભ્યો છે આ ચળવળ ઉપાડનાર જર્મન સમાજવાદી અને સામ્યવાદીઓ જ છે તેમાં રશિયનોની દખલગીરી નથી આ સંઘોમાં કોઈ પણ ધર્મ, જાત, જાતિ કે રાજકીય પક્ષોના સ્ત્રી પુરુષો દાખલ થઈ શકે છે માંદગી, અકસ્માત ઘડપણ એ માટે સામાજિક વીમા પદ્ધતિ અખત્યાર કરવામાં આવી છે આ સંઘોના કાર્યકરોની ચૂંટણી વેળા ઑર્ડન હાજર હતો અને સર્વ પ્રમાણિક પણે અને ન્યાયસર બન્યું હતું એમ તે ખાતરી આપે છે " હું નાઝી અને હિટલરનો વિરોધ કરતો આવ્યો છું, તો કોઈ રશિયનથી ન્યાય મારો પક્ષ બદલ્યું એમ બની શકે નહિ." એમ એક સમાજવાદી નેતાએ જણાવી ઉમેર્યું કે "પરંતુ વસ્તુતઃ અમારા પર રશિયનોનું કશું દબાણ જ નથી" ઉપરાંત સહકારી યોજના આખા વિભાગમાં મોટા પ્રમાણમાં પ્રસરી છે

"લોકો સત્તાનું મૂળ છે, લોકો શાસક છે અને સત્તા લોકોના હિત અર્થે છે" એ સૂત્ર અખત્યાર કરવામાં આવ્યું છે આ વિભાગની ધારાસભા છૂટથી મળે છે, અને ધારાસભાને વિશ્વાસ ન હોય તેવા પ્રધાનને ગજનામું આપવું પડે છે ધારાસભાની બેઠક ખુલ્લી રીતે મળે છે અને તેણે ખાનગીમાં મળવું હોય તો કુલ સભ્યોની બહુમતિથી તે તેમ કરી શકે છે ન્યાયયુક્ત નવું બંધારણ રચવામાં આવ્યું છે અને તેમાં સમાનતા માટે ભાર મૂકવામાં આવ્યો છે, સ્ત્રીઓને સમાન હક્ક મળ્યા છે ધારાસભાના કાયદાઓ યોગ્ય છે કે નહિ, તેમજ ચૂંટણીમાં ઊભો રહેનાર નાઝી તો નથી એટલી દેખરેખ અલબત્ત રશિયનો રાખે છે નાઝી જૂથોને વશ વર્તી રહેલા જર્મનોમાં લોકશાહીનો પ્રચાર કરવો એ દુષ્કર કાર્ય છે એમ રશિયનો જ નહિ પણ જર્મનો પણ માને છે ત્રીસ નીચેના જર્મનોને લોકશાહી સંસ્થાનો આગાઉ કદી અનુભવ ન હતો એમ જર્મનો કહે છે

વળી આ વિભાગોમાં એ ઉપરાંત બીજી અનેક પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવી છે. ખેડૂત, સ્ત્રી, યુવક માટે મોટાં મંડળો સ્થપાયાં છે અને સંસ્કૃતિપોષક સંસ્થાઓ પણ રચવામાં આવી છે ઑર્ડન કહે છે કે રશિયા જર્મનીને અવિભાજ્ય એક રાખવા ચાહે છે, પરંતુ પશ્ચિમ વિભાગોનું વલણ હવે બદલાયું છે અને રેડિયો પરથી એન્ટીફિસ્ટિસ્ટ શબ્દ ન બોલવો એવી તે વિભાગોમાં સૂચના કરવામાં આવી છે. આ દેશમાં પુનર્ઘટનાના રચનારાઓએ તો આ પુસ્તક જરૂર વાંચવું જોઈએ. તેમના રાજકીય વિચારો ગમે તેવા હોય છતાં પ્રગતિના હિત અર્થે કાર્યક્રમ ઘડવા માટે તેમને એમાંથી ઉપયોગી માહિતી મળશે. લાખોની સંખ્યામાં સ્કૂલના વિદ્યાર્થીઓએ ગામમાં ખેડૂતોને ત્યાં આનંદ પર્યટન પર મોકલવામાં આવે છે

૧૯૪૫ ની વસ્તી ગણતરી પ્રમાણે વીસ અને પચ્ચીસ વરસના જર્મનોમાં સાત યુવતી દીઠ માત્ર બે જ યુવકોનું પ્રમાણ છે અને ત્રીસ અને ચાળીસ વરસમાં એ પ્રમાણ ત્રણ અને એકનું છે. નાઝીવાદની સ્ત્રીઓ માટેનો ઘર, દેવળ અને બાળકોમાં જ પ્રવૃત્ત રહેવાનો નિયમ અદૃશ્ય થયો છે સ્ત્રીઓને સમાન હક્ક મળ્યા છે પણ યુવાનોના નાશને લઈને ગેરકાયદે સંતતિના જન્મનું પ્રમાણ વધ્યું છે અને છૂટા છેડા પણ વધતા જાય છે એનું સમર્થન કરતાં એક ધર્માધિકારી કહે છે કે "એ ઠીક જ છે. એથી એક પુરુષ એક કરતાં વધારે કુટુંબનો ઉત્પાદક બનશે. યુવકની ખોટ પૂરી થઈ શકે એમ નથી અને ઘણી સ્ત્રીઓ કુટુંબ સુખથી વંચિત રહેશે."

ગશિયનોએ ઉપાડેલી સંસ્કૃતિ વિષયક પ્રવૃત્તિ માટે તો સર્વ જર્મનો તેમનાં વખાણ કરે છે. નવા લેખકોને ઉત્તેજન મળે, પુસ્તક પ્રગટ કરનારી મણી સંસ્થાઓ જન્મી છે અને ૨૦૦ ઉપર સામયિકો પ્રગટ થાય છે. અનેકોની સંખ્યામાં તાલીમ આપી શિક્ષકો તૈયાર કરવામાં આવ્યા છે, દરેકને શીખવા માટે તક મળે એવી વ્યવસ્થા કરવામાં આવી છે ધંધા, હુન્નર અને વેપાર માટે શાળાઓ શરૂ કરવામાં આવી છે અને અંગ્રેજી ભાષાને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે અને રશિયન ભાષા દ્વિતીય સ્થાને છે. નાઝી રાજ દરમ્યાન વિદ્યાર્થીઓને શારીરિક શિક્ષા કરવામાં આવતી હતી તે પ્રથાનો ત્યાગ કરવામાં આવ્યો છે અને લોકશાહીના સિદ્ધાંતો શરૂઆતથી શીખવવામાં આવે છે. હજી માબાપો સ્કૂલમાં જઈ ફરિયાદ કરે છે "બાળકોને સોટી ફટકારો તો જ સુધરશે" તેઓ નવી કેળવણી તરફ શંકાની નજરે જુએ છે.

ખોરાક અને ગેસબાની તંગી છે પણ તેનું કડક નિયમન કરવામાં આવ્યું છે અને હજી વસ્તુઓ ૧૯૪૪ના ભાવથી વેચાતી મળે છે. વીજળીના વપરાશ માટે જુદા જુદા ભાગો માટે જુદા જુદા કલાક નિયત કરવામાં આવ્યા છે. જરૂરી ચીજોનું રેશન છે અને કાળાં બજારો અંતર નાબૂદ થઈ શક્યાં નથી પણ એવા ગુન્હેગારો માટે ભારે શિક્ષા રાખવામાં આવી છે એ વિગેના દાખલા ટાંકી યુવાનોને સુધારવાની આવશ્યકતા દર્શાવી બધા વિભાગોનું એકીકરણ કરવાની વિનંતિ કરી ગ્રાઉંન ગ્રંથ પૂરો કરે છે આર્થિક એકીકરણ સાધ્યા વિના રાજકીય એકીકરણ થઈ ન શકે એ રશિયન દલિલ મ થડાગ સ્વીકારે છે. રશિયન અમલ જર્મન વિભાગની તાજી સ્થિતિનો આપણું આ પ્રથમ પુસ્તક છે અને લેખકે નિષ્પક્ષપાતપણે માહિતી પુસ્તકમાં સાદર કરી છે

# મરતાં બોલ્યા—

" હવે હું સ્વર્ગમાં સાંભળીશ "—બીથોવન

" હું ધારું છું કે જલ્લાદ, મોટો નિષ્ણાત છે અને મારી ડોક અતિ નાજુક છે."—એન બોલિયન

" કદી પણ ટૂંકઠીને મારી કબર ઉપરથી દારૂગોળા ફોડવા ન દેશો " રોબર્ટ બર્ન્સ

" હવે મારે ઊંઘવું જોઈએ "—લોર્ડ બાયરન

" મારું મસ્તક બિનચૂકે ટોળાને બતાવજો, એવું બીજું તેમને વરસો સુધી જોવાનું મળશે નહિ." ડેન્ટોને ફાંસીએ લટકતાં જલ્લાદને કહ્યું

" બીજી કંટાળાભરી રાત્રિ માટે મારે ઓશિકાં બરાબર ગોઠવવાં પડશે."—વૉશિંગ્ટન ઇરવિંગ

" મારી પથારીના ભાગીદારો સમીવા અને કફ—અમે ત્રણ એકજ પથારીમાં શયન કરીએ છીએ."—ચાર્લ્સ લૅમ્બ

" મધુર સંગીત સાંભળતાં મને ઊંઘી જવા દો "—મીરાબ્યુ

" મારા મરણથી જગત કેવો મહાન કલાવિદ ગુમાવશે."—નીરો

" હમેશ હું સૂતાં સૂતાં સારી વાત કરી શકું છું "—જેમ્સ મૅડિસન

" બધી વસ્તુ સ્પષ્ટ થાય છે અને તેમને હું સારી રીતે સમજી શકું છું,"—શીલર

" મને શાંતિથી મરવા દો,'—વૉલ્ટેર

[illegible] "—રાણી એલિઝાબેથ

# ઘરમાલીક અને પરોણા વચ્ચે સમજુતી

'કચરસ'

મૂડીવાળાઓ અને મજૂરો વચ્ચે સમજુતી નહિ હોવાથી વસ્તુસ્થિતિ કેવી બગડી છે! બે પક્ષો વચ્ચે સમજુતી ન હોય તો સ્થિતિ ઘણી કફોડી થઇ જાય છે. ઘરમાલીક અને પરોણા વચ્ચે કોઇ સમજુતી હોતી નથી અને બંને પક્ષોને તેથી વિટંબનાઓ સહન કરવી પડે છે તે વિષે જ હું અહીં ઉલ્લેખ કરવા માગુ છુ. આ વિષે સત્વર ઉપાયો યોજાય તો બંને પક્ષોની મુશીબતો દૂર કરી શકાશે. પરંતુ આપણું કમનશીબ છે કે હજી એ પ્રત્યે કોઇએ લક્ષ્ય આપ્યું નથી.

"સવારે આ નાસ્તો કેટલા વાગ્યે લેશો!" શનિવારની રાત્રે એક ઘરમાલીક તેને ત્યાં આવેલા પરોણાને પૂછ્યું, "તમારા રોજના વખતે" પરોણાએ કહ્યુ, "તમને અનુકૂળ હોય તે વખતે લેશો" રવિવારે રજા હોવાથી ઘરના મોડાં ઉઠતાં હશે એમ વિચારી અતિથિ ૭ વાગે જાગ્યો હતો, છતાં તેના રૂમમાં ભરાય રહ્યો. સાત વાગ્યા, આઠ વાગ્યા પણ ઘરમાં હજી નિરવ શાંતિ જણાતી હતી. ટેબલપર પડેલાં પુસ્તક અતિથિ જોવા લાગ્યો. છેવટ તેનાથી કંટાળી બાથ રૂમમાં જઇ અતિથિએ ઠંડા પાણીથી સ્નાન લેવા વિચાર કર્યો. પરંતુ આમ ઠાકઠોક કરતાં ઘરનાં જાગી પડે, તે તેને ઠીક લાગ્યુ નહિ અને તે રૂમમા ભરાઇ રહ્યો દરમ્યાન ઘરનાં માણસો જાગ્યાં હતાં, તેઓ ચુપચુપ નીચે ગયાં હતાં, અને અતિથિ જાગી ઉઠે એવી બીતિથી ચુપકીદીથી તેમનું કામ આટોપતાં હતાં. ઘરનાં માણસો અતિથિના ઓરડા આગળ જઇ બારણે કાન દઇ અંદર કઇ અવાજ થાય છે કે નહિ તે તપાસતાં હતાં અને ઘરમાં કઇ ખખડાટ થાય છે કે નહિ તે સાંભળવા અતિથિ અંદરથી બારણે કાન માંડી રહ્યો હતો ઘરના બાળકે એકાએક ડિસ્ચારી પાડી અને અતિથિએ દ્વાર ખોલ્યુ. બાળક તરફથી સહાય ન મળી હોત તો આ સ્થિતિ કેટલો વખત ચાલુ રહેત તે કોણ કહી શકે!

કોઇ એક બીજા પરોણાને વળી જુદો જ કંટાળાભર્યો અનુભવ થયો હતો સવારે પરોણાને કઇ કસરત મળે એ ઉદ્દેશથી ઘરધણીએ તેને કહ્યુ, "ચાલો, ફરવા જઇશું!" પરોણાને ફરવા જવાનુ પસંદ ન હતુ, છતાં ઘરમાલીક રોજ ફરવા જતા હશે, એમ માની તેણે સમ્મતિ આપી અને બંને ફરવા માટે બ્હાર નીકળ્યા તેઓ ચાલ્યા અને ચાલ્યા ઘણે દૂર સુધી ચાલ્યા. બેમાંથી એકે પાછા ફરવાની વાત ન કરે. આમ તો તેઓ કદાચ દુનિયાના બીજે છેડે પહોંચી જાત. પણ સારા નશીબે વરસાદનું ઝાપટું પડ્યુ અને તેઓ પાછા ફર્યાં. ઘર- માલીકને ફરવા જવાની ટેવ ન હતી અને તે થાકી ગયો હતો. અને પરોણાને પણ ચાલતા નીકળવુ એ મરણતુલ્ય દુ:ખ લાગતુ હતું પણ બંને સામાનો વિચાર કરી કશુ બોલ્યા નહતાં.

એક યુવાન અતિથિને ઘરધણીએ પૂછ્યું, "સવારે તમને જલ્દી નહાવાનું ગમશે!" યુવાને સવારે બાથરૂમમાં ગરમ પાણીએ નહાવાનુ છે એમ સમજી હા પાડી. બીજે સવારે મળસ્કે પાંચ વાગે માલીક તેને જગાડ્યો અને સ્વીમીંગબાથમાં ખેંચી ગયો. શિયાળાની કડકડતી ટાઢમાં તેઓ ઠંડા પાણીમાં પડ્યા. પરોણાને લાગ્યુ કે આ અધિક વયના ગૃહસ્થની સરખામણીમાં શું હું હલકો પડુ?" અને ગૃહસ્થએ વિચાર્યું, "શું એ યુવાનની હરીફાઇ કરતાં હુ કઇ કમ છુ?" અને સ્પર્ધા કરતાં તેણે ટાઢમાં ઠંડા પાણીમાં નહાવાનુ ચાલુ રાખ્યું પાછળથી તેના સાંધા રહી ગયા અને તે થોડા દિવસ સંધિવામાં સપડાયો,

અતિથિ અને યજમાન વચ્ચે સમજણની હોત તો આ પીડાઓ નિવારી શકાત.

"જન્મભૂમિ" જેવું એક સારું ગુજરાતી વર્તમાન પત્ર નથી." એક અતિથિએ ઘરમાલીકને આમ કહ્યું, એટલે તે રોષમાં ભભૂકી ઊઠયા, "જન્મભૂમિ!" "જન્મભૂમિ"ને તમે સારું વર્તમાનપત્ર કહો છો ? તમે કદી 'વંદેમાતરમ્' વાંચ્યું છે ! એના અગ્રલેખો જોયા છે ? વિવિધ માહિતી આપતા ખાસ લેખો તેમાં પ્રગટ થાય છે, તે વાંચીને પછી અભિપ્રાય આપો." અતિથિને 'જન્મભૂમિ' પ્રિય હતું અને ઘરમાલિકનું માનીતું પત્ર 'વંદેમાતરમ્' હતું. તેમની વચ્ચેનો આ વિવાદ કલહમાં ન પરિણમ્યો તેનું કારણ ગૃહપત્ની હતી તેણે બંનેને શાંત પાડી જમવા માટે ઉઠાડ્યા.

પરોણા અને ઘરમાલીક વચ્ચે આવા ઝઘડાઓ ન જાગે તે માટે કંઇ ઉપાયો યોજવા જોઇએ. ઘરમાલીકે અતિથિના ઓરડામાં પાટિયાં મૂકી ઉપર સૂચનાઓ લખવી જોઇએ. તેમાં નાસ્તો, જમણ, વાળુનો ટાઇમ જણાવવો જોઇએ. માલીકના ગંભીર વિચારો મહાસભાવાદી કે સમાજવાદી છે તેનો પણ ઉપર ઉલ્લેખ કરવો જોઇએ. ઘરનાંને ગમતી રમત ગમત, શોખ, પ્રિય લેખકો વિ. હકીકત તેમાં જણાવવી જોઇએ. અને અતિથિ આવે કે તેને એક કોરું ફોર્મ આપવું જોઇએ. એ ફોર્મમાં તે પોતાની ટેવો શોખો વિ. સંબંધી માહિતી ભરે અને તે ફોર્મ ઘરનાંને તેમની જાણ માટે પાછું આપે. જો આ પ્રથા અખત્યાર કરવામાં આવે તો બંને પક્ષોની ઘણી અગવડો દૂર કરી શકાય. હાલ તરત તો આના કરતાં બીજો સારો ઉપાય સૂઝતો નથી.

આતો ખાસ વર્ગની વાત થઇ; પરંતુ આમ વર્ગ વિષે મારે બીજું કહેવાનું છે. વળી "સાંકડી શેરી અને સાંકડા" મનવાળા બહુ નિંદિત થયેલા શહેરીઓ માટે મારે બે શબ્દો કહેવા રહે છે આ મધ્યમવર્ગના શહેરીઓ પર પરોણાનો જે ચાલુ દરોડો રહે છે તેનો ખ્યાલ રાખવામાં આવે તો 'સાંકડાં' મન નહિ જણાય. કોર્ટકચેરી, શાળાકોલેજ, દવાખાના કે વ્યાપાર અર્થે લોકોને શહેરમાં વારંવાર આવવું પડે છે અને તેઓ કોઇ સામાન્ય ઓળખિયાતને ત્યાં ધામા નાખે છે. આવા લોકો ઘણાં નીકળે છે, પણ એક આવનારને બીજા આવનારાઓનો ખ્યાલ રહેતો નથી વીસ રૂપિયે મણ ઘઉં, બાવીસ રૂપિયે મણ ખાંડ, એકસોવીસ રૂપિયે મણ ઘી, અને ત્રીસ રૂપીએ મણ ચોખા. એવી મોંઘવારીમાં એંશી રૂપિયાનો પગારદાર અતિથિઓની શું આગતા સ્વાગતા કરે ! વળી રોજનો ચાલુ ખોરાક મૂકતાં ઘરમાલીકને શરમ લાગે તો પરોણા માટે શીખંડ, રસ પીરસવો રહે. ઘરનાં છોકરાંને ઘી કે દવા માટે બિચારો પૈસા ન ખરચી શકે તેને અતિથિને મિષ્ટાન્ન જમાડવાં રહે એ વસ્તુસ્થિતિનો ખ્યાલ રાખવામાં આવે તો મન એટલાં બધાં સાંકડાં ન લાગે અને ત્યાં જિંદગીમાં શહેરી પરોણા તરીકે ગયો નહિ હોય, જવા સંભવ ન હોય તેવા પરોણાની કતાર આવ્યા કરે તો તે બિચારો શું કરે ? અને એ 'સાંકડી' શેરીમાં રહેતા 'સાંકડા' મન હોવાની નિંદા વહોરી લીધેલાને સાંકડા ઘરમાં અતિથિઓ સમાવતાં શું આપદા પડતી હશે, તેની કૌટુમ્બિક જીવનમાં શું અંતરાયો નડતા હશે, તેનો ખ્યાલ કોઇને હશે.

હમણાં જ મારા એક શહેરી મિત્રને ત્યાં વગર કહ્યે જમવાની વેળાએ ચાર મિત્રો આવી પડયા. તેની પત્નીએ રસ પૂરી આવનારાઓને પીરસી, એટલે બીજા ત્રણ પરોણા ઉમેરાયા. કેરી મળી શકે એમ ન હતું, તેથી તે મિત્ર દોડતો બજારે જઇ શીખંડ લઇ આવ્યો. ત્યારે જઇ શીખંડ લઇ આવ્યો એટલે તમે સમજ્યા હશો કે મારો મિત્ર ખાસ વર્ગનો નહિ, પણ આમ વર્ગનો છે.

પરોણાની કતાર આવતી હોય તો મારી આગ્રહપૂર્વકની સૂચના છે કે ઘરમાલીક રોજનો સાદો જ ખોરાક પરોણાને પીરસે અને આવનારાઓ ખરી જરૂર વિના વારંવાર ધામા ન નાખે અને સાધનસંપન્નવાળાઓએ બહેતર છે કે આ મધ્યમ વર્ગનાંને પીડા ન આપતાં સારી હોટેલમાં ઉતરે. પરોણાને સીનેમામાં લઇ જવા, ઐતિહાસિક સ્થળો હોય તો ત્યાં ફેરવવા તેમનું કામ કરી આપવું અને જતી વેળાએ શહેરમાં ખરીદી, સુતરફેણી કે ચેવડો સારો મળતો હતો તો તેની પડીકું બાંધી આપવું! ખરેખર સાંકડા મનના શહેરીઓ પણ હશે તેની હું ના પાડી શકતો નથી પણ ઘણા સજ્જનો પણ છે તેમની પીડા મેં અહીં વર્ણવી છે

કોઇએ મશ્કરીમાં ટૂચકો જોડયો છે કે ખરેખર એવો પ્રસંગ બન્યો હતો તેની મને ખબર નથી, પરંતુ એક શહેરીને ત્યાં આવેલા અતિથિ વિષે એક રમુજી પણ દુઃખદ વાત છે. તેણે તેના શહેરી મિત્રને ત્યાં આવી રેશનીંગના જમાનામાં મહિના સુધી પડાવ નાખ્યો. ઘરમાલીક શરમનો માર્યો કશું કહી ન શક્યો. પણ છેવટે તેણે અતિથિને આડકતરી રીતે સૂચના કરી, "તમે અહીં ઘણો વખત રહ્યા, તમને પત્ની પુત્રો યાદ નથી આવતાં?" અતિથિને આ પ્રશ્નથી ઘણી નિરાંત થયેલી જણાઇ અને તેણે પરમ સંતોષથી ઉત્તર આપ્યો, "હા, એ વિષે હું તમને કહેવા માગતો જ હતો. સારૂં થયું કે તમે જ વાત ઉપાડી. આજ જ તાર કરી તેમને અહીં બોલાવું. તેમણે આ શહેર જોયું જ નથી. હું અહીં છું એટલે ભલે આવી જાય." ઘર માલીક બિચારો 'ભલે' સિવાય કશું બોલી ન શક્યો.

મારી તો સૂચના છે કે પરોણાઓનું પણ નિયંત્રણ કરવું. દરેક કુટુંબ દીઠ મહિને બાર કે યોગ્ય લાગે તે પ્રમાણે નક્કી કરવું. અને ઘરમાં પહેલા ઓરડામાં જ પાટીયામાં નક્કી કરેલા પરોણાની સંખ્યા અને આવી ગયેલા પરોણાની સંખ્યા બતાવતું પાટિયું રાખવું કે તેથી આવનાર જાણી શકે કે તેને માટે સ્થાન છે કે નથી આ ઉપાયથી ઘણાઓને સારી રાહત મળશે. મોંઘાં દૂધ અને મોંઘી ખાંડના વખતે ચા પીનારાઓની સંખ્યા પણ પાટિયાપર નોંધવી જરૂરી છે ચા પરત્વે તો એવો નિયમ અખત્યાર કરવો જોઇએ કે ચા પીવાના વખતે આવે તેને જ ચા મળવી જોઇએ. વખત કવખતે, બપોરે અધરાત મધરાતે ચા આપવાથી ઘરમાલીકને આર્થિક અને આવનારને આરોગ્ય સંબંધી નુકસાન થાય છે. ચાના બદલે લેમન સ્કવૉશ કે છાશ આપવાની પ્રથા શરૂ કરવી એમ ઘણા કહે છે, તેમાં પણ હું સમ્મત નથી. બે ભોજનના વચગાળે બને તેટલો ઓછો ખોરાક અને પાણી સિવાયના પીણાં લેવાય તો ઠીક એમ હું માનું છું. અતિથિ બનનારાઓ જો એક અગત્યની વાત યાદ રાખે કે બને ત્યાં સુધી અગાઉથી ખબર કરી તેઓ બીજાઓને ત્યાં પરોણા તરીકે જાય તો ઘરની પત્નીને વધારે શ્રમમાંથી મુક્ત રાખી શકાય અને રેશનીંગને કેરોસીનના અભાવ અને કોલસાની અતિ મોંઘવારીમાં ઠીક ઠીક આર્થિક રાહત રહે. છેલ્લે પરોણા બનનારાઓએ ખાસ યાદ રાખવું કે ઘરમાલીકનું ખાઈ તેના ઘરનાં કાંડા ગણી જોવાની કામનામાં હલકટ ટેવ હોય તો તેમણે ત્યાગ કરવી. એ કુટેવ કોઇ પણ સાંખી ન શકે એવી ગંદી કુટેવ છે



# આંતરરાષ્ટ્રીય રાજકારણ

'બૃહસ્પતિ'

આખી દુનિયામાં 'મૂડીવાદી' અને 'સામ્યવાદી' નામના બે ચોખ્ખા પક્ષ પડી ગયેલા જોવામાં આવે છે, અને તેની વચ્ચે દરેક દેશમાં ને ખંડમાં અથડામણ થતી આપણા જોવામાં દરરોજ આવે છે. ખરું જોતાં ગણતંત્રવાદીનો સદંતર નાશ થયા પછી યુરોપમાં તો મનસ્વી મૂડીવાદનો પૂરેપૂરો નાશ થઈ ખરી લોકશાહીનો પાયો દરેક દેશમાં નંખાશે એવું કેટલાક સમજુ લોકોને લાગતું હતું, પરંતુ મૂડીવાદના ફાલવાને ચટાકો જેમને લાગ્યો છે એવા મૂડીવાદીઓની આસુરી લાલસા તેમને નિરાંતે બેસવા દે તેમ ન હોવાથી નાશ પામેલી રાજાશાહીને ફરી રીતે ઝપાટાબંધ પાછી સ્થાપવી, એ વિશે જ ઇંગ્લાંડના અને અમેરિકાના ખાંધરા અસમાસુરો પોતાની દુષ્ટ બુદ્ધિનો ઉપયોગ કરવા લાગ્યા. ગ્રીસ, ઇટાલી, ફ્રાન્સ, જર્મની. એ બધા દેશોમાં જેમણે જર્મની ગણતંત્રવાદીને પોતાનો દેશ ને પોતાની સ્વતંત્રતા વેચ્યા એવા લોકોની સાથે તેમણે જોરશોર સહકાર સાધવાનું શરૂ કર્યું. મહાયુદ્ધમાં જનરલ દ ગોલ જેવાને તેમણે પોતાના હાથમાં લીધા અને જુની સમાજપદ્ધતિને ટકાવી રાખવાનો પ્રયત્ન તેમણે શરૂ કર્યો. સામ્યવાદીઓએ મહાયુદ્ધમાં બીજા પક્ષોની સાથે સહકાર સાધીને સ્વતંત્રતા મેળવી. યુદ્ધના સમયનો સહકાર ચાલુ રાખવાથી સમાજપદ્ધતિમાં ફેરફાર કરી શકાશે, એવું તેમને લાગ્યું, અને એવી આશાથી મહાયુદ્ધમાં હાથ કરેલાં શસ્ત્રાસ્ત્રો પણ તેમણે સરકારને પાછાં આપી દીધાં. અમેરિકાના સામ્યવાદી આગેવાન અર્લ બ્રાઉડરે તો 'હવેથી આપણે કેટલાંક વર્ષ સુધી મૂડીવાદીઓ સાથે સહકાર સાધવો પડશે.' એવા અશાસ્ત્રીય સિદ્ધાંત પણ આગળ ધર્યો. ફ્રાન્સમાં મોરિસ થોરેઝ જેવા આગેવાને સહકારની ભૂમિકા તૈયાર કરીને તે ધોરણે પોતાના પક્ષને અશાસ્ત્રીય માર્ગે દોર્યો. દુનિયામાં બે તડ પડી રહ્યા છે, અને મૂડીવાદીઓ પોતાની જૂની પદ્ધતિને ફરીથી શરૂ કરી લોકશાહીનો નાશ કરવાને પ્રવૃત્ત થઈ છે, એ હકીકત સામ્યવાદીઓ થોડા દહાડા પૂરતા ભૂલી ગયા. માત્ર મૂડીવાદી-લોકશાહી-ચૂંટણીની પદ્ધતિથી પોતાનો વિજય થશે, એવી ભ્રમણામાં તેમનો મહત્વનો સમય વેડફાઈ ગયો. પરંતુ તેથી મૂડીવાદીઓને સમય મળી ગયો, અને તેમણે પોતાના આસનને પાકું કરવામાં થોડા વખત સુધી સફળતા મેળવી. ફ્રાન્સમાં જમણા પક્ષની સાથે એકતા સાધીને સામ્યવાદીઓને તેમનો પક્ષ પાર્લામેંટમાં સૌથી મોટો હોવા છતાં સરકારમાંથી તિલાંજલિ આપવામાં આવી. ઇટાલીમાં અમેરિકાની લશ્કરી મદદથી ચૂંટણી કરવામાં આવી, અને રાજસત્તાને જમણા પક્ષના હાથમાં સોંપી બળવાન બનાવાઈ. પશ્ચિમ યુરોપમાંના બીજા દેશોમાં પણ એવી જ રમત રમાઈ. સામ્યવાદીઓને પોતાની ભૂલ ધ્યાનમાં લેતાં વાર લાગી, અને તેનું પરિણામ આજે તેમને ભોગવવું પડે છે. ફ્રાન્સ, ઇટાલી અને ગ્રીસ એ ત્રણે દેશોમાં સમાજક્રાંતિ થવા માટે જે સુયોગ પ્રાપ્ત થયો હતો તે હવે જરા દૂર ઠેલાયો છે, એમ ખેદ સાથે કહેવું પડે છે. સામ્યવાદી પક્ષની પીઠે હજી પણ એ દેશોના કામદાર લોકો મક્કમપણે ઊભા છે, એ વાત ખરી છે. અને તેનો વિજય થયા વગર રહેવાનો નથી. એનું મુખ્ય કારણ એ છે કે આજે પ્રતિગામીઓના હાથમાં રાજસત્તા છે તો પણ એ ત્રણે દેશોમાં જે મોટા મોટા પ્રશ્નો અંતર્ગત થયેલા છે તેમનો નિકાલ પ્રતિગામીઓથી કરી શકાય તેમ નથી આથી કરીને ત્યાં સામાજિક અસંતોષ સતત વધતો રહ્યો છે. થોડા વખત પૂર્વે

જ ફરફારના કારણે ફ્રેંચ સરકારે દોઢ લાખ માણસોને કામ ઉપરથી ફારેગ કર્યા. જૂના અર્થકારણના સબબે આવો કમનસીબ બનાવ બન્યો તે પ્રતિગામીઓને સંડોવ્યા વગર રહે તેમ નથી. ફ્રાન્સમાં ઉપરાઉપરી હડતાળ પડતી રહે છે. ઇટાલીમાં એ જ સ્થિતિ છે. ગ્રીસમાં તો જનરલ માર્કોસની આગેવાની હેઠળ પુરોગામી પક્ષે ગનીમી લડાઇ ચાલુ રાખી ગ્રીસના એંસી ટકા જેટલો મુલક કબજે કર્યો છે તેમની સામે પ્રચંડ સરકારી હલ્લો કરવામાં આવ્યો છે, અને તેને સફળતા મળ્યા બાબતનાં બણગાં જોરશોરથી ફૂંકવામાં આવે છે. પરંતુ તેને એકદમ સફળતા મળે તેમ નથી, એવું ગ્રીસના વડા પ્રધાને પોતે જ કહી દીધું છે

જર્મનીમાં મૂડીવાદ અને સમાજવાદ વચ્ચે ચાલી રહેલી લડાઇએ હવે ગંભીર સ્વરૂપ પકડ્યું છે અમેરિકા જર્મનીના બે ટુકડા પાડવા માગે છે પૂર્વ યુરોપમાંના સામ્યવાદી રાષ્ટ્રોને અને જર્મન પ્રજાને પોતાને પણ અખંડ જર્મન દેશ જોઇએ છે. જર્મનીનું ભવિષ્ય પોટ્સડૅમના કરાર મુજબ ઠરાવવાનું હોવા છતાં અમેરિકાની સરકાર પોતાના તાબેદાર જેવા યુરોપીય દેશોના હાથે જર્મનીના ભાગલા પાડવા મથી રહી છે. થોડા વખત પૂર્વે જ તેણે પશ્ચિમ જર્મનીમાં ચલણ સુધારવાનો ઠરાવ કર્યો. પરંતુ એ સુધારાથી પશ્ચિમ જર્મનીમાં મોટા પ્રમાણમાં બેકારી ઊભી થાય તેમ છે. બર્લિન શહેર રશિયાના તાબાના જર્મનીમાં આવેલું છે. માત્ર એ ચાર વિજયી દેશોનો કારભાર ચાલુ છે. પરંતુ તેથી કરીને અમેરિકાના અને બ્રિટનના તેમ જ ફ્રાન્સના તાબાના બર્લિનના ભાગોમાં એવી ચલણનો સુધારો દાખલ કરી શકાય તેમ નથી; અને તેટલા જ કારણે રશિયાના તાબાના ભાગને તેનાથી અલિપ્ત રાખવા માટે ત્યાંના અધિકારીઓએ અનિવાર્ય પગલે પૂરેપૂરી નાકાબંધી કરી છે. તે પ્રમાણે ન કરવામાં આવે તો પશ્ચિમ જર્મનીનું ચલણ પૂર્વ દિશામાં વહેતું થઇ ત્યાં અનર્થ ઊભો થવાનો સંભવ રહે. પરંતુ એ નાકાબંધીનો ભળતો જ અર્થ કરીને ઇંગ્લાંડની ને અમેરિકાની સરકાર કૂતરાની માફક ભસવા લાગી છે. આના ઉપરથી ત્રીજું મહાયુદ્ધ ફાટી નીકળવાનો સંભવ રહેતો નથી. પરંતુ એ બને પક્ષો વચ્ચેની અથડામણ સતત વધતી રહેશે, એ તો દેખીતું છે. ઍટમ બૉંબની બીકે પૂર્વ-દિશાનાં લોકગણ નરમઘેંસ થઇ જશે, એવું કોઇ માનતું હોય તો તેમાં તેની ખરેખર ભૂલ થાય છે.

પશ્ચિમ યુરોપની આર્થિક પુનર્ઘટના કરવા સારૂ અમેરિકાએ 'માર્શલ યોજના'નો આશરો લીધો તેનો મુખ્ય હેતુ પશ્ચિમ યુરોપ ઉપર અમેરિકાનું પોતાનું આર્થિક અને લશ્કરી વર્ચસ્વ સ્થાપવાનો છે, અને એ દિશામાં હજી પ્રગતિ ચાલુ છે એ સત્ય તો હવે સૌના જાણવામાં પણ આવી ગયું છે. યુરોપના જમે તે દેશને જે માલ ન જોઇતો હોય તે એ યોજનાના નામે તેના માથે મારવામાં આવે છે આથી કરીને એ દેશોની આર્થિક હાલાકીમાં વધારો થાય તેમ છે ચીનને કરોડો રૂપિયાની મદદ આપીને અમેરિકાએ ચીનની અવદશા કરી મૂકી છે, એ આપણે દરરોજ જોઇએ છીએ ગ્રીસની સ્થિતિ પણ એવી જ છે. ઇંગ્લાંડની પોતાની સ્થિતિ પણ આનાથી કંઇ ખાસ જુદી પડતી નથી આવી પરિસ્થિતિમાં માર્શલ યોજનાનો ફાંસો જેમજેમ વધારે કડક બનતો જશે તેમતેમ યુરોપની આર્થિક અને સામાજિક પરિસ્થિતિ બગડતી જશે, એ દેખીતું છે.

પૅલેસ્ટાઇનમાં અંગ્રેજોની અને અમેરિકનોની દખલગીરી વધી પડતાં આખરે લડાઇ શરૂ થઇ ગઇ છે હાલમાં સંયુક્ત રાષ્ટ્રોની સલામતી સમિતિની દરમિયાનગીરીથી થોડી

મુક્તિને માટે લડાઈ તરફેણ રહી છે તો પણ પેલેસ્ટાઇનના બે સ્વતંત્ર વિભાગ પડશે નહિ ત્યાંસુધી ત્યાંના પ્રશ્નનો ઉકેલ થાય તેમ નથી. તેમ છતાં પણ પોતાનો હિતસંબંધ વધારવાનો પ્રયત્ન ઇંગ્લાંડ અને અમેરિકા કરતા રહેશે ત્યાં સુધી પેલેસ્ટાઇનના ભાગલા પડવાનું પણ મુશ્કેલ થઇ પડે તેમ છે. એ ભાગલાને અને ત્યાંની સ્વતંત્રતાને પોષવા માટે રશિયા પોતાના વર્ચસ્વનો ઉપયોગ કરે તેમ છે. તેમ છતાં પણ તેટલાથી આ પ્રશ્નનો નિકાલ થાય તેમ નથી.

સમાજવાદીઓની નજરે યુરોપ ખંડના બનાવો કરતાં એશિયા ખંડમાં બની રહેલા બનાવો વધારે મહત્ત્વના નીવડે તેમ છે. ચીનની લોકસેનાએ હવે યાંગસેની ખીણમાં પ્રવેશ કર્યો છે, અને ત્યાં ભીષણ લડાઇ ચાલી રહી છે નૅનકિંગ શહેર પોતે જ ભયમાં આવી પડ્યું છે, અને ત્યાંની રાજધાની દક્ષિણે કૅંટન શહેરમાં ખસેડવાની વાત પણ વહેતી મુકાઇ છે દક્ષિણ ચીનમાં પણ પુરોગામી પક્ષના માણસો સરકાર સામે ગનીમી યુદ્ધ ચલાવી રહ્યા છે યાંગસેને ઓળંગીને લોકસેના દક્ષિણમાંના લડાયક સૈનિકોની સાથે હાથ મેળવશે તેની સાથે જ જનતાના વિજયના અંકુર મંડાશે. પરંતુ તેમ થતાં હજી ઘણો વખત લાગશે. અમેરિકાએ ચાંગની સેનાને પૂરાં પાડેલાં શસ્ત્રાસ્ત્રો લોકસેનાના હાથમાં એકસરખાં જઇ રહ્યાં છે. લોકસેનાના કેટલાક લોકોને હવે ઉત્તમોત્તમ પ્રકારનું અમેરિકન રણસાહિત્ય મળી રહ્યું હોય તેઓ હવે આધુનિક શસ્ત્રાસ્ત્રોથી સારી રીતે સજ્જ થઇ ગયા છે આવી પરિસ્થિતિમાં અમેરિકા ખરેખર લડાઇમાં ઊતરવા સિવાય બીજાં ગમે તે પગલાં ભરે તો પણ ચાંગ ટકી શકે એ બનવાજોગ નથી.

ચીન પ્રમાણે બ્રહ્મદેશમાં પણ જનતાના બંડની જ્વાળા ચારે તરફ ભભૂકી રહી છે. એવા ખબર મળ્યા છે કે બ્રહ્મદેશનો ત્રીસ ટકા જેટલો પ્રદેશ હવે લોકોએ સ્વતંત્ર કરી દીધો છે, અને તેમાં દરરોજ વધારો થતો રહે છે. ત્યાં વધી રહેલા અસંતોષને ખોટી દિશામાં વાળવા સારુ ત્યાંના વડા પ્રધાન થાકિન નુએ માર્ક્સવાદની ચોપડી પકડવાનું નાટક થોડા સમય પૂર્વે ભજવી જોયું, પણ તેની કાંઈ જ અસર થઇ નહિ 'ઍન્ટિ-ફૅસિસ્ટ ફ્રીડમ લીગ' માં જ સરકાર વિરુદ્ધનો સળવળાટ વધી રહ્યો છે આ પરિસ્થિતિ ધ્યાનમાં આવતાંની સાથે બ્રહ્મદેશમાં મરી શકાને હજી પણ માતબર બની રહેલા ગોરા મૂડીદારો ધસારો કરી રહ્યા છે

બ્રહ્મદેશની માફક મલાયામાં પણ જનતાની જાગૃતિને પુષ્કળ જોર મળ્યું છે. મલાયામાં ટિનના અને રબરના ધંધામાં જે ગોરા મૂડીદારોએ પોતાની પૂંજી રોકી છે તેમનું વળતર ત્યાં લેખમાઇ રહ્યું છે. આજસુધી તાબેદારી ભર્યું જીવન ગુજારી રહેલા ત્યાંના મજૂરોએ પોતાના હક મેળવવા અને તેનું રક્ષણ કરવા મરણિયા સામનો કરવાની જોરદાર તૈયારી કરી દીધી છે. એ દેશમાં સ્થાપી થયેલા હિંદી કામદારો પણ મજૂરી માટે અને સ્વરાજના હક માટે ત્યાંની જનતાને સાથ આપીને લડત ચલાવી રહ્યા છે. કમનસીબે એ લડાઇમાં મલાયાનો ગોરો સર્વાધિકારી માલ્કમ મૅકડોનલ્ડ (ઇંગ્લાંડના જૂના અને મૃત સમાજવાદી રૅમસે મૅકડોનલ્ડ નામક વડા પ્રધાનનો પુત્ર) પોતાના ગુરખા સૈન્યનો ઉપયોગ કરી રહ્યો છે એ સૈન્યને હવે ગોરાઓના સૈન્યમાં સામેલ કરી દેવામાં આવ્યું હશે. પરંતુ પર-દેશની સ્વાતંત્ર્યપ્રેમી પ્રજાને દબાવી દેવા માટે તેનો ઉપયોગ થતો હોય તો હિંદી સરકારે તેના વિરુદ્ધમાં પોતાનો વિરોધ જાહેર કરવો જોઇએ.

# હિંદી રાજકારણ

'પ્રજાપતિ'

આપણા દેશની આર્થિક અને રાજકીય પરિસ્થિતિ દિવસેદિવસે વણસતી જાય છે, એ વાત તો હવે સૂરજના પ્રકાશ જેટલી સ્પષ્ટ થતી રહી છે. આપણને સ્વતંત્રતા મળી તેનો ઉપભોગ કોઈ પણ પ્રકારના ક્ષેત્રમાં આપણાથી કરી શકતો નથી. સ્વતંત્રતા મળી તેની સાથે જ સ્વતંત્રતાદેવીના પગ લડાઈની સાંકળોથી જકડાઈ ગયા. જે મંદિરમાં એ દેવીએ પ્રવેશ કર્યો તે મંદિર કેવળ ખાલીખમ હતું એટલું જ નહિ પણ તેની ચારે દિશાએ મોટાં મોટાં ભગદાળાં પડેલાં હતાં. પાકિસ્તાન અને દેશી રાજ્યો વગેરે જેવા એ મંદિરના મોટા ભાગ તેનાથી અલગ પડી ગયેલા હતા. એના પરિણામમાં આપણી સ્વતંત્રતા સત્ત્વ વગરની અને જીવ વિનાની તેમ જ કેવળ નામની નીવડી છે. એનો ખરો સ્વાદ મેળવવાની હવે આપણને જરૂર રહે છે. સ્વતંત્રતાનો દુશ્મન દેશમાંથી જ ઊભો થયેલો હોઈ તેનું રક્ષણ કરવા માટે આપણે હરઘડીએ પારકી સત્તાના સામું મીટ માંડવી પડે છે.

થોડા દહાડા પૂર્વે ઉટાકામંડમાં અગ્નિ-એશિયા ખંડની આર્થિક પુનર્ઘટના માટે એક પરિષદ ભરવામાં આવી હતી. એ પરિષદમાં અમેરિકાના હિંદુસ્તાનમાંના વકીલ હેન્રી ગ્રેડી હાજર રહ્યા હતા. એ લોકોને એ પરિષદમાં શું કામ હતું એ સમજાય તેમ નથી. અગ્નિએશિયાની સાથે એ લોકોને ખાસ જોતાં કશો જ સંબંધ ન હતો. આમ હોવા છતાં પણ એમની હાજરી વિષે કોઈએ કશો વાંધો ઉઠાવ્યો ન હતો. એટલું અગ્નિએશિયામાં જ આવી રહેલા ઈંડોનેશિયન પ્રજાસત્તાક રાજ્યના પ્રતિનિધિને એ પરિષદમાં ભાગ લેવા દેવા કે નહિ એ વિષે મતમતાંતર ઊભાં થયાં. ન્યાય કેવો છે, એ તો જુઓ! ઇંડોનેશિયા ઉપર હજુ ડચ સત્તાનું સાર્વભૌમત્વ ચાલુ હોવાથી તેના પ્રતિનિધિને તેમાં સ્થાન ન મળી શકે, એવો અજબ યુક્તિવાદ રજૂ થયો, અને 'પરિષદમાં ભાગ લેવાની પરવાનગી તેને આપવામાં આવે તો હૈદરાબાદને પણ તેવી પરવાનગી કેમ ન અપાય?' એવો સવાલ પણ ત્યાં ઊભો કરવામાં આવ્યો હતો. ઉપમર્દ કરનારી ભાષાની અંતિમ હદ એને ગણી શકાય. પરિષદમાં હેન્રી ગ્રેડીએ એમ જણાવ્યું હતું કે અમેરિકાની આર્થિક મદદ જોઈતી હોય તો પોતાના રાષ્ટ્રીયકરણની વાતો છોડી દેવી જોઈએ, અને ખાનગી મૂડીને ઉત્તેજન આપવાની જરૂર રહે છે. મૂડી પૂરી પાડવાનું કામ સરકાર મારફત ન થતાં ખાનગી રીતે મૂડીદારોની સલાહ લઈને થવું જોઈએ, અને અમેરિકન મૂડીને ઉત્તેજન આપવા માટે દેશમાંની કરની યોજનામાં જરૂર પ્રમાણેના ફેરફાર કરવાનું ઇષ્ટ છે, એવું પણ તેમણે જણાવ્યું હતું. પરિષદમાં પ્રતિનિધિની તમામ ધમકીઓનો ગોળગોળ જવાબ વાળવામાં આવ્યો, અને કોઈ ખાસ ઠરાવ થયા વગર પરિષદ ખલાસ થઈ ગઈ. ઇંગ્લાંડનું અને અમેરિકાનું વર્ચસ્વ જ્યાં સુધી ચાલુ રહેશે ત્યાં સુધી આપણને જાહોજલાલીના દહાડાનાં દર્શન થવાનાં નથી, એ નક્કી જ છે હરી.

હૈદરાબાદનો સવાલ ઘણા સુધી લંબાઈ ગયો હોવા છતાં આપણી સરકાર હજી ખામોશીનું ધોરણ પકડી રાખી રહી છે. ન કરે નારાયણ, ને હૈદરાબાદ સામે લડાઈ જાહેર કરવામાં આવે, તો હૈદરાબાદ પાકિસ્તાન સંઘમાં જોડાઈ જાય, અને આપણી ચારે બાજુએ લડાઈ સળગી ઊઠવાનો પ્રસંગ ઊભો થાય, એવી આધારભરી બીક આપણી સરકારને લાગતી હોવી જોઈએ. એ બીક આજની છે. એમ કહેવામાં વાંધો નથી. પરંતુ આ બધાં દુઃખનો સારામાં સારો ઇલાજ છે તેનો

આશરો આપણી સરકાર લેતી નથી, એમ સખેદ જણાવવું પડે છે દેરાબાદની જનતા આજે નિઝામની વધતાની શક્તિ સામે છવની પરવા કર્યા વગર લડી રહી છે. એ જનતાને શસ્ત્રાસ્ત્રોની જરૂર છે. એ જરૂરિયાત પૂરી પાડવામાં આવે તો ત્યાંની જનતા દૈદરાબાદના સરકારી સરંજામના ભૂક્કા ઉડાવી દઇ શકે તેમ છે. પોતાની પાસે શસ્ત્રાસ્ત્રો નથી છતાં પણ આજે ત્યાંની જનતા નેતૃત્વમાં પોતાની નવીન સ્વતંત્રતાનું રક્ષણ બહાદુરીથી કરી રહી છે. પરંતુ એ બહાદુરી ખરેખર વિજયી નીવડે એમ પણ જોવું હોય તો ત્યાંની જનતાને શસ્ત્રાસ્ત્રોની મદદ કરવી જોઇએ. પરંતુ આપણી સરકાર આ લોકશાહી માર્ગે જ અનુસરવા તૈયાર નથી

અાવનિયંત્રણ નીકળ્યું ત્યારથી જરૂરિયાતની ચીજોના ભાવ રોજરોજ વધતા જ જાય છે. બિમારી ગરીબ પ્રજાના મોં ઉપરનું નૂર દૂર થઇ ગયું છે મોંઘવારીનો ભસ્માસુર હજી કેટલા સમય સુધી જનતાને ભરખતો રહેવાનો છે, એ સમજાતું નથી. દેશમાં પાકનો વધારો થયો છે એવું સરકારી અહેવાલ ઉપરથી માલુમ પડે છે. બહારથી અનાજની આયાત પણ સંતોષકારક રીતે થઇ રહી છે એટલે લોકોએ ચિંતા કરવા જેવું નથી, એવું સરકાર તરફથી કહેવામાં આવે છે. આવું હોવા છતાં પણ આંખને પીળાધબ કરી નાખે એટલી હદે અનાજના ભાવ જઇ રહ્યા છે. અને હજી પણ તેમાં વધારો થઇ રહ્યો છે આવું શાથી થઇ રહ્યું છે, એ બાબતમાં તો કોઇ જ કોઈ અહેવાલ બહાર પાડતું નથી.





---

ઉપલા વિશ્વયુદ્ધમાં લડતા બે સૈનિકો સંબંધીની આ વાત છે. એકે બીજાને પૂછ્યું, "તું શા માટે સૈનિક તરીકે લશ્કરમાં જોડાયો ?" બીજાએ જવાબ આપ્યો, "હું પરણેલો નથી અને મને લડવાનું ગમે છે" બીજાએ પછી પેલાને પૂછ્યું, "તું શા માટે લડાઇમાં આવ્યો ?" પહેલાએ કહ્યું, "હું પરણેલો છું અને મારે શાંતિ જોઇતી હતી તેથી લશ્કરમાં દાખલ થયો"

* * *

મેળાવડો નીરસ થઇ જતો હતો, ત્યારે યજમાનીએ કહ્યું, "હવે આપણે યુવતીઓ માટેની હરિફાઇ શરૂ કરીશું "જે યુવતી સૌથી બિહૂદ સ્વરે કરશે તેને આ સોનાનું ઘડિયાળ આપવામાં આવશે" પછી પરીક્ષા કરી તેણે એક બાઇને ઇનામ આપતાં કહ્યું, "રમાબાઇ, આ ઇનામ તમે જીતી જાઓ છો ?" રમાબાઇએ કહ્યું, "ઇનામ મળવા માટે હું ખુશ છું પણ મને કહેવા દો કે આ તમારી મૂરખ રમતમાં હું ભાગ લેતી ન હતી."

# સ મા લો ચ ના

ધુમ્રસેર : લે. ગુલાબદાસ બ્રોકર અને ધનસુખલાલ મહેતા પ્ર. ગતિ પ્રકાશન લિ. ઘેલાભાઈની વાડી, ઘી કાંટા, અમદાવાદ કિં. રૂ. ૧–૦–૦

ગતિ ગ્રંથમાળા અને ગતિ અનુવાદ માળાનું સફળ પ્રકાશન કરતી આ સંસ્થાએ હવે ગતિ નાટકમાળા શરૂ કરી છે ગુલાબદાસ બ્રોકરની 'ધુમ્રસેર' નવલિકા ઉપરથી આ નાટક યોજવામાં આવ્યું છે અને તે ગતિ નાટકમાળાના પ્રથમ પુસ્તક તરીકે પ્રસિદ્ધ થાય છે. સ્વદેશાભિમાની છતાં જોઈતી હિમ્મતના અભાવે ક્રાંતિમાં ભાગ ન લઈ શકેલો, વિદ્વાન અને વિચારશીલ પિતા પુત્રને એવાં જ કાર્યમાં જાન જોખમમાં મૂકવા તરત જ સલાહ અને આશીર્વાદ આપે અને એ કાર્યનો સંપૂર્ણ અર્થ લોકનિંદા પરથી જ સમજે એ બંધ વાસ્તવિક ન લાગે કવચિત સંવાદો નાટકની વસ્તુને મંદગતિ કરે છે, પરંતુ એ ઉણપ માત્ર અપવાદરૂપે જ છે સમગ્રપણે દૃષ્ટિ કરતાં સુરેખ પાત્રો, સચોટ સંવાદ અને રસિક વસ્તુને લઈને સાત દશ્યોની બનેલી આ નાટિકા રંગભૂમિ પર ભજવવા માટે એક સફળ કૃતિ છે 'ગતિ' ની બીજી પ્રવૃત્તિઓ આપણે ધ્યાનમાં રાખીએ તો ગુજરાતને હવે સારાં નાટકો સાંપડશે એમ નિ:શંક કહી શકાય.

મોતી અનુ: જયંતીલાલ દલાલ કિં. ૦–૧૨–૦ પ્ર. ગતિ પ્રકાશન લિ. ઘી કાંટા, અમદાવાદ.

"ગ્રેપ્સ ઓફ રેથ" ના પ્રખ્યાત લેખક જોન સ્ટાઈનબેકના 'પર્લ' નો આ સંક્ષિપ્ત ગુજરાતી અનુવાદ છે કોઈ ગરીબને પોતાને મળેલું અમૂલ્ય મોતી સાચવતાં, શું યાતનાઓ સહન કરવી પડે છે તેનો ચિતાર આપતી લોકકથા પરથી લેખકે એક રૂપકકથા આલેખી છે ગુજરાતી અનુવાદ સરળ, સુવાચ્ય અને સફળ છે. ભાષા અને શૈલી આપણી પ્રશંસા માગી લે છે.

આરાધના—લે. પૂજાલાલ પ્ર. શ્રી. અરવિંદ સર્કલ, ૩૨, રેમ્પાર્ટરો, મુંબાઈ, ૧ કિં રૂ. ૧–૦–૦

'માતાજી' ના માનવ જીવનની સિનેરી પ્રસંગે કવિ હૃદયે ઝરેલી રસ નિર્ઝરીના કિન્નર સુક્તોમાં આર્ષ ભાવિકો અને સંસ્કારીઓને ગમી જાય એવું છે. ઊંડી ઊર્મિઓ, ઉચ્ચ કલ્પનાઓ, સુભગ પદરચના અને હૃદયંગમ શૈલીમાં વહેતું આ કાવ્ય શિવમહિમ્ન સ્તોત્ર જેવું કાવ્ય બન્યું છે અને જગજ્જનનીના ભક્તો એ નિત્ય પાઠ કરવા યોગ્ય છે

સ્વીકાર:—ભગવદ્ગીતા (અધ્યાય ૧૫) લે અને પ્ર. ડૉ પ્રતાપરાય મોદી. ભાવનગર ૦–૬–૦ બાપુ લે. મીનુ દેસાઈ પ્ર એન એમ. ઠક્કર, મુંબઈ ૬ કિં ૧–૮–૦ નવનીતા. લે. ચંદ્રવદન મહેતા પ્ર નવચેતન સાહિત્યમંદિર, ભદ્ર, અમદાવાદ. કિં ૨–૧૨–૦ સન્નિમ: લે. અંબાલાલ શાહ પ્ર. નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ. કિં ૩–૧૨–૦

# માનસ

કૈલાસ માનસ શોભતું રે લોલ !
સ્વર્ગીય આરસી સ્વરૂપ વિમલ વિસ્તર્યું વિલોલ,
ઝિલે આનંદ તણાં ઝીલતું

ઉષાઓ રંગભર રેલતી રે લોલ !
કમળ ઉઘાડી ગુલાલ સ્વર્ગલોકના અમોલ,
સોનેરી સ્વપ્ન દે ઢીમતું.

સંધ્યાઓ શાંત ગમે રાજતી રે લોલ !
આશા-કમળકો સમાવી સમાધિગમ્ય સમતોલ,
ગગનનું રાજ્ય બધું કહતું.

રજની નિગૂઢ અગમ આવતી રે લોલ !
તારાની તમતમતી હાસ પરે ક્રમળા કલ્લોલ,
જ્યોતિઓનું જગત ઝગતું.

પ્રેમની પ્રફુલ્લમુખી પદ્મિની રે લોલ !
વિમળા વિસ્તારતી વિલાસ ઘણાં ઝૂમતી કપોલ,
રોમ રોમ રામચ્ચિ જાગતું.

માનસ આ મારું બની જાજો રે લોલ !
મધુતાના પામતું પ્રસાદ, સ્મિતે શિવના તરબોળ,
આનંદ સ્વૈર અમિત માણતું

પૂજાલાલ

# નેશનલ સેવીંગ્સ સર્ટીફીકેટસ સંબંધી મહત્વના ફેરફાર

# ધ્યાનમાં રાખો

**અધિકૃત આડતીયાઓએ નીચે દર્શાવ્યા પ્રમાણે તુર્ત તજવીજ કરવી**

(૧) મે ૧૯૪૮ આખર સુધીના બાકી રહેલા કામકાજ ઉપર મળવા પાત્ર કમીશન તથા બોનસની માગણી,

(૨) સને ૧૯૪૭–૪૮ સાલના ઈનામોની યોજના જાહેર થયા પ્રમાણેની તા. ૧–૮–૧૯૪૭ થી તારીખ ૩૧–૫–૪૮ આખર થયેલ રોકડ તથા સેવીંગ્સ સ્ટેમ્પસથી ખરીદ થયેલાં નેશનલ સેવીંગ્સ સર્ટીફીકેટસની વિગતવાર હકીકત માગણી તથા,

(૩) બાકી રહેલું કમીશન સત્વરે મેળવી લઈ તરતજ પોતાની પાસેની સહરહુ યોજના અ મેની પાવતીબુકો તથા અધિકારનો દાખલો તા ૩૦–૬–૧૯૪૮ પહેલાં, સંબંધકર્તા અધિકારનો, દાખલો કાઢી આપનાર અધિકારી ( વહિવટદાર મહાલકરી ) તરફ તુર્ત મોકલવી.

**નેશનલ સેવીંગ્સ સર્ટીફીકેટસ સંબંધી મહત્વના ફેરફાર**

(૧) તા. ૧–૬–૧૯૪૮ થી પાચ વર્ષનાં, તથા બાર વર્ષનાં નેશનલ સેવીંગ્સ સર્ટીફીકેટસ ફકત પોસ્ટ ઓફીસોમાંથી પરબારેજ મળી શકે છે

(૨) તા. ૩૧–૫–૧૯૪૮ પછી અધિકૃત આડતીયાઓ મારફત નેશનલ સેવીંગ્સ સર્ટીફીકેટસ ખરીદવાનું બંધ થયુ છે તા. ૧–૬–૧૯૪૮ થી ખરીદ થાય તે સર્ટીફીકેટસ તે બદલ કમીશન કે બોનસ કોઈ પણ અધિકૃત આડતીયાને મળવાનું નથી

મે. રા. રા. પેપર કન્ટ્રોલરની ઓફીસના તા. ૨૨-૬-૪૧ અને ૩૦-૭-૪૭ ના નં. સી ૬૧ અને સી. ૩૨૬૭ ના મંજુરી પત્રોથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક ર. પ. મહેતાએ ઇન્દીરા પ્રેસ [illegible] છાપી આનંદપુરા, વડોદરાથી પ્રગટ કર્યું છે. તા. ૧૫-૭-૪૮.